

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश-ग्रंथ १ लो

## भाग १-२-३

અનુવાદકો. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર, કાંદાવાડી-મુંબઈ;
ભીમજી હરજીવન પરીખ, મુકામ મહુવા-કાઠિયાવાડ
તથા વસનજી દયાળજી ગણાત્રા—અમદાવાદ.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશક ભિક્ષુ-અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ ન. ૨

આવૃત્તિ બીજી, પ્રત ૪૧૦૦, સં ૧૯૭૯, કુલ પ્રત ૫૧૦૦
મૂલ્ય મુંબઈ તથા અમદાવાદમાં રૂ. સવાબે
અન્ય સર્વ સ્થળે અઢી રૂપીયા



વચમાં સ્વામી વિવેકાનંદજી અને આસપાસ તેમના શિષ્ય અને ગુરૂબંધુઓ

A3547 Lakshmi Art, Bombay 8

# आ संस्थामां मळता अन्य भागो

**સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ગ્રંથ પહેલો**–ભાગ ૧–૨–૩, આજ પુસ્તક

**સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ગ્રંથ બીજો**–ભાગ ૪–૫, આ પુસ્તકનું કદ અને મૂલ્ય પહેલા ગ્રંથના જેવુજ હોઇ એમાં આવેલા વિષયો–વેદાન્તનું મહાન કાર્ય મારા યુદ્ધની વ્યૂહરચના ભરતખંડના મહાન પુરુષો ભરતખંડનું ભવિષ્ય. હિંદુધર્મનાં સામાન્ય મૂળતત્ત્વો સંન્યાસનો આદર્શ અને તેનું વ્યાવહારિક સ્વરૂપ. હું શું શીખ્યો છું ? વર્તમાન હિંદના મહાન્ પ્રશ્નનું નિરાકરણ પવહારી બાબાનું વૃત્તાન્ત. કર્મ અને માનવ સ્વભાવનો સંબંધ. પરોપકાર કર્મબંધનને તોડી શકે છે. પરોપકાર પોતાના કલ્યાણ માટેજ કરવાનો છે. કર્મયોગનો આદર્શ મનની શક્તિઓ.

**સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ભાગ ૬ તથા ૭.** રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૪૨૦, મૂલ્ય રૂ ૧) આમાં સ્વામીજીના અનેક ઓજસ્વી પત્રો ઉપરાન્ત તેઓના અનેક મનુષ્યો સાથેનાં સંભાષણો. મુલાકાતો તથા સંવાદોના રૂપમાં અનેક મહત્ત્વપૂર્ણ વિષયો સમાયલા છે જેમકે–બાળકમાં જન્મથી ખોડ કોના પાપથી આવે છે ? મૃત્યુ પછીની દશા બાળલગ્ન નિષેધ દુષ્કાળોનો ગહન સવાલ. સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ દરેક જણ વિવેકાનંદ થઈ શકે. અખંડ બ્રહ્મચર્ય એજ બળની ચાવી પૂર્વ જન્મોનું જ્ઞાન. ગુરૂકુલની પ્રાચીન પ્રથા રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય. સત્યકામની વાર્તા ત્યાગીઓના હાથ તળેનું શિક્ષણ પાઠ્ય પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં ? જાપાનની મહત્તાનું રહસ્ય અધિકારીવાદના અનર્થો

**સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ભાગ ૮ મો** રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય રૂ ૨) આમાંના થોડા વિષયોના નામ–પૂર્વ અને પશ્ચિમ ભક્તિયોગ. ભક્તિ અને મૂર્તિપૂજા વૈદિક ધર્મના આદર્શો થિયોસોફી વિષે વિચારો જડભરતની વાર્તા પ્રહ્લાદની વાર્તા જગતના મહાન આચાર્યો

**સ્વામીશ્રી વિવેકાનંદજીનું સંપૂર્ણ જીવનચરિત્ર**–રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૭૪૦, મૂલ્ય ૨, પાકુ પૂઠું રૂ ૨॥ અનેક ગ્રંથોને આધારે રચાયલા આ પુસ્તકમાં સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાઇ જાય છે કેટલીક બાબતોનાં નામ.–કુલવૃત્તાન્ત બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા આવી પડેલી વિપત્તિઓ. જાગ્રત થએલી સત્યની જીજ્ઞાસા. શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ. સાધક દશા. નિર્વિકલ્પ સમાધિ હિમાલયમાં અને દેશના જુદા જુદા ભાગોમાં પ્રવાસી સાધુ તરીકેનું જીવન. અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ સર્વ ધર્મ પરિષદના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્ભુત ઉપદેશક પોલ ડયુસન અને પ્રો મેક્સમુલરની મુલાકાતો. બેલૂર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ. મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમાં તેમની સેવાઓ. અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના. ફરીથી અમેરિકા જવું. બેલૂર મઠમાં જીવન. મહા સમાધિ. ઉપસંહાર.

# જ્ઞાનયજ્ઞની યોજના અને ફંડ

ગુજરાતી ભાષામા અત્યારે સારા સારાં પુસ્તકો અનેક નીકળે છે અને લખી વાંચી જાણે એવા માણસો પણ લાખો છે, પરંતુ તેઓમાં પૈસા ખર્ચીને તેનો લાભ લેવાની રુચી તથા શક્તિવાળા તો બહુજ થોડા હોઇને બાકીનો મોટો ભાગ તો તેનાથી બેનશીબજ રહે છે.

અક્ષરબોધરૂપી છતી આંખોએ અજ્ઞાનના અંધકારમા અથડાઇ રહેલા એ અસંખ્યાત માનવબંધુઓના જીવનપથને પ્રકાશવામાટે સદ્‌ગ્રંથરૂપી જ્ઞાનદીપકો કેટલા બધા ઉપકારક અને આવશ્યક છે, એ સમજાવવુ પડે તેમ નથી

એ અંધકારના કારણોમા સદ્‌ગ્રંથોના અસ્તિત્વનુ અથવા તેના સદુપયોગના ફાયદાઓનું તે વર્ગનુ અજ્ઞાન, પૈસા ખર્ચવાની તેમની અરુચિ કે અશક્તિ, માત્ર સમાચારપત્રો કે વિલાસી વાર્તાઓમાજ તેમનુ પડયા રહેવુ, વગેરે અનેક કારણો હશે, પરંતુ જેમ ઘરમાના મોટા માણસો બાળકોને બોલતા, ચાલતા, ખાતા, પીતા, લખતાં, વાચતાં વગેરે શિખવવાની અને સર્વ આવશ્યક વસ્તુઓ પૂરી પાડવાની પોતાની ફરજ સમજે છે, તેમ દેશરૂપી કુટુંબમાના બાળવર્ગ સમાન એ અતિ વિશાળ માનવસમાજ પ્રત્યે પણ તેમના વડીલ બંધુઓ તરીકે સમજુ સજ્જનોને માથે આ બાબતમા જે અતિ અગત્યની ફરજ રહેલી છે, અને તે ફરજ તેઓ રૂડે પ્રકારે નથી બજાવતા, એ કારણ સર્વથી મોટુ છે માટે સામાન્ય જનસમૂહમા ચડતા વર્ગવાળાઓએ વખતો વખત નાનામોટા જ્ઞાનચારિત્ર્યવર્ધક ચોપડીચોપાનીઆં મોટી સંખ્યામા ફેલાવતા રહી પોતાની પેઠે તેમને પણ ઉત્તમ જ્ઞાનનુ આસ્વાદન મળે અને તેમનો જીવનમાર્ગ સરલ તથા સુખાવહ બને તેમ કરવુ એ તેમની ખાસ ફરજ છે

તેમના વડીલ બંધુઓ તરીકેજ નહિ, પણ તેમની મહેનતનો અનેક પ્રકારે લાભ ઉઠાવનારાઓ તરીકેની પણ ફરજ બજાવવામાટે, પરમ કૃપાળુ પરમાત્માપ્રત્યે કાંઇ પણ સક્રિય કૃતજ્ઞતા દર્શાવવા માટે, તથા તેની અધિક કૃપા મેળવી અધિકાધિક સુખસંપત્તિ અથવા મોક્ષપદ પ્રાપ્ત કરવામાટે પણ સમજુઓએ તે બહુસંખ્યક માનવબંધુઓમા જ્ઞાનચારિત્ર્યનો પ્રચાર ખૂબ છૂટથી થાય તેમ કરવુ જોઇએ.

આ પ્રકારનુ કાર્ય એક સ્વતંત્ર યોજનાના રૂપમા ઉપાડી લઇ તેની પાછળ સર્વભાવે મંડી પડનાર કોઇ એક નિઃસ્વાર્થી ચારિત્ર્યવાન્ અને વ્યવહારકુશળ વ્યક્તિ ગુજરાતને માટે નીકળી આવે તો તે બહુજ અગત્યની લોકસેવા બજાવી શકે ધર્મ, નીતિ, આરોગ્ય, ઘરગથ્થુ ઉપાયો, સ્વચ્છતા, ગૃહવ્યવસ્થા, બાળઉછેર, માંદાની માવજત, પરોપકાર સારા રીતરિવાજ, ખરાબ રૂઢિબંધન, જનસેવાના દરેકથી બની શકે તેવા સાદા સીધા પ્રકારો, વગેરે અનેક બાબતોને લગતા નાના નાના અને અસરકારક નિબંધો તથા વાર્તાઓ આવા કામને માટે વખતો વખત યોજી શકાય; અને ગુજરાતી ઉપરાંત હિન્દી તથા મરાઠી ભાષામાં પણ વખતોવખત આવાં ચોપડીચોપાનીઆ મેળાઓ-

દ્વારા, ગામડાંઓમાં લોકસેવાનાં કામો બજાવનારાઓદ્વારા, તેમજ ગ્રંથમાળાઓ અને માસિકપત્રો વગેરેના સસ્કારી વાચકવર્ગદ્વારા ઘણા મોટા પ્રમાણમા ફેલાવી શકાય.

ખ્રિસ્તી લોકો ભારતવાસીઓને પોતાની જાળમા વિશેષ સપડાવવા સારૂ અનેક પ્રકારનાં પુસ્તકપુસ્તિકાઓ ફેલાવવા પાછળ તનમનથી અથાક્ શ્રમ લેવાની સાથે ધનથી પણ લાખો કરોડોનો ખર્ચ કર્યા કરે છે, તો પછી આપણા પોતાનાજ દેશના અને પોતાનાજ ધર્મના લોકોની આવા પ્રકારની સેવાઓ તરફ આપણાજ દેશના અને આપણાજ ધર્મના સમજુ સજ્જનોએ લક્ષ આપવાની કેટલી બધી જરૂર છે?

જ્યાસુધી આવા કામો એવા સ્થાયી અને મોટા પાયા ઉપર ઉપાડીને પાર પાડનારા નીકળી આવે નહિ, ત્યાસુધી એ દિશામા પણ થોડુ ઘણુ થાય તે કરવાના હેતુથી આ સસ્થા તરફથી આ "જ્ઞાનયજ્ઞ"ની યોજના અને ફંડ ચાલુ કરવામાં આવ્યા છે.

આ જ્ઞાનયજ્ઞની પ્રથમ આહુતિ તરીકે શ્રીમદ્ ભગવદ્ગીતાના સારારૂપ ૧૮ મા અધ્યાયની એટલે કે "એકાધ્યાયી ગીતા" ની સવાલક્ષ પ્રત છપાવીને ૧૯૭૯ના ચાતુર્માસમાં તેનો ઉપયોગ કરી શકે એવાઓમા કાળજીપૂર્વક ફેલાવવામા આવી છે

દરેક વર્ષના ચાતુર્માસમા તેમજ અનુકૂળતા આવે ત્યારે ત્યારે આ 'એકાધ્યાયી ગીતા" બીજા વધારે માણસોમા તથા બીજી ભાષાઓમા ફેલાવી શકાય, તથા બીજા પણ જુદી જુદી ઉપયોગી બાબતોને લગતા નાના નાનાં ચોપડીચોપાનીઆ વખતો વખત મોટી સખ્યામા ફેલાવી શકાય, તેટલા માટે આ જ્ઞાનયજ્ઞ ફડ સદાને માટે ખુલ્લુ રાખ્યુ છે

આ ફડમાં કમમા કમ ચાર આના સુધીની રકમ લેવાશે અને વખતો વખત જે રકમ ભેગી થશે, તેમાથી જ્ઞાનચારિત્ર્યને વધારનારા લોકોપયોગી ચોપડી-ચોપાનીઆં તે તે વર્ષના ચાતુર્માસમાં અથવા અન્ય અનુકૂળ સમયે ફેલાવાતા રહેશે.

આ ખાતે મોકલાતી દરેક રકમ સાથે "જ્ઞાનયજ્ઞફડમાટે" એટલું અવશ્ય જણાવવુ. મ. ઓ દ્વારા મોકલનારને તો ટપાલ રસ્તે તેની પાવતી મળે છેજ. કાર્યાલયમા વ્યવસ્થાપકને રૂબરૂ આપનારને રૂબરૂમાજ પાવતી મળશે

એ ઉપરાન્ત આ કોષના વહિવટનો હિસાબ વિવિધ ગ્રથમાળાદ્વારા નીકળશે, તેમા પણ મદદની દરેક રકમ તે આપનારના નામ સાથે છપાશે

આ કોષમા આર્થિક સહાય આપનારા જે સજ્જનો, આ યોજનાદ્વારા નીકળતાં ચોપડીચોપાનીઆ ફેલાવવાનુ કાર્ય પણ બજાવવાની રુચિ જણાવશે, તેઓની તેવી સહાય પણ ધન્યવાદની સાથે લેવાશે, અને કમમા કમ તેમણે આપેલી રકમમાથી તૈયાર થઇ શકે એટલી પુસ્તિકાઓ તો તેમને અવશ્યજ મોકલી અપાશે.

આશા છે કે જ્ઞાનપ્રચારનો મહિમા સમજનારા સજ્જનો આ શુભ કાર્યમા વખતો-વખત ઉપયોગી થવાની અને શુભાશુભ પ્રસગે આ ફડને યાદ કરવાની ફરજ સમજશે.

સસ્તું સાહિત્યવર્દ્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.

# બીજી આવૃત્તિવિષે પ્રકાશકના બે બોલ

સ્વામી વિવેકાનંદના સદુપદેશના નવ ભાગ અત્યારસુધીમાં વિવિધ ગ્રંથમાળા-દ્વારા બહાર પડી ચૂક્યા છે એમાંના ૧ થી ૫ સુધીના ભાગો કેટલીક મુદતથી મળતા નહતા આ ભાગોની ચાલુ માગણીને લઈને તેની બીજી આવૃત્તિ બે મોટા પુસ્તકોના આકારમાં બહાર પાડવાની ગોઠવણ કરવામાં આવી છે, તેમાંનું આ પહેલું પુસ્તક છે બીજો ગ્રંથ પણ બને તેમ તરતમાંજ બહાર પડશે

આ આવૃત્તિમાં કાગળો ગ્લેઝ કરતા પણ મજબૂત, મોંઘા અને છપાવવા તથા બંધાવવામાં પણ મુશ્કેલ પડે એવા (એન્ટીક જાતના) વપરાયા છે આ કાગળો ઘુંટયા વગરનાજ આવતા હોવાથી કેટલાકો તેને રફ કાગળ (કે જે આના કરતા અરધો અરધ સસ્તા હોય છે) ધારી લે છે, એ તેમની ભૂલજ છે ભાદ્રપદ સુદ ૧૫–૧૯૭૯

# આ આવૃત્તિના મૂલ્યાદિની ગણના

૧૭૬૦ ફરમા ૩૬। અને પ્રત ૪૧૦૦ માટે કાગળ ( ૪૮૦ ના બાંધાના ) રીમ ૧૬૦
૧૭૭૬। છપાઈ, કંપોઝ, વળાઈ, સંશોધન, પ્રુફ, વીમો તથા બીજી વ્યવસ્થા મળીને દર ફરમે રૂ ૪૯ પ્રમાણે
૧૭૫૦ પૂઠાં, કવર, છબી તથા સામાન્ય પેકીંગ ખર્ચ મળીને

૫૨૮૬।, કુલ

આ પુસ્તકનું મૂલ્ય રૂા સવાએ ગણીને તેમ થી સંસ્થાના ચાલુ ધોરણ મુજબ પુસ્તક વેચાઈ રહેતા સુધીના તમામ ખર્ચ ( પગાર, ભાડાં, જાહેરાત, કમીશન, વીમો, વગેરે ) બદલ દર રૂપીએ છ આના કપાત કરતા જે રકમ રહે, તેને ( બીગાડ ભેટ તથા સ્થાયી ફંડખાતાની મળીને પ્રત ૩૦૦ બાદ થતા ) ચોકખી પ્રત ૩૮૦૦ સાથે ગુણવાથી ઉપલા કુલ આંકડાને મળતી રકમ થવા જશે.

તત્કાળમાં લેનારમાટે ખર્ચ ઓછો ગણવાના ધોરણને લઈને અમુક સમય સુધી દર પ્રતે ચાર આના ઓછા લેવાશે

# આ સંસ્થાનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { કાળબાદેવી, હાથીબિલ્ડીંગ મુંબઈ / સેશનકોર્ટ પાસે–અમદાવાદ

સુરત–પ્રભુશંકર નરભેરામ વ્યાસ
,, નવયુગ કાર્યાલય.
ભરૂચ–મુ દેશાઈ બ્રધર્સ કતોપોર
વડોદરા–મુ. મોહનલાલ મનસુખરામ
ડાકોર–મુ. જેઠાલાલ મનસુખરામ.

નડીઆદ–ચુનીલાલ બોઘાભાઈ
ભાવનગર–મુ અબ્દુલહુસેન આદમજી
રાજકોટ–મુ. બહેચર મેવજી. પરાબજાર
અમરેલી–કાઠીઆવાડ ખાદી કાર્યાલય
કરાંચી–કરાચી બુકસ્ટોલ.

# શુદ્ધિપત્ર.

પુસ્તકમાં જ્યાં ભૌતિકનુ ભાતિક, સર્વનુ સવ, અર્થનુ અથ, યથાર્થનુ યથાથ, તેનુ ત, ગૌણનુ ગાણ, લૌકિકનુ લાકિક, વગેરે કાનો માત્ર છાપતા ઉડીજવાની ભુલો જણાય તે તો વાચનારે પોતેજ સ્વબુદ્ધિથી સુધારી લેવાની છે અન્ય ભુલો નીચે આપી છે.

| પૃષ્ઠ | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૩ | ૨૯ | એજ | એમ |
| ૫૬ | ૧૦ | જેમ | જેમ |
| ૬૪ | ૨૮ | ધર્મનો | ધર્મનો નાશ |
| ૭૧ | ૨૪ | ભ તિકશાસ્ત્રે | એમ ભૌતિકશાસ્ત્રે |
| ૭૨ | ૮ | આત્મામ | આત્મામા |
| ૭૬ | ૧૫ | આપ્રય | અપ્રિય |
| ૮૧ | ૧૭ | મત્ત્વ માં | મહત્વમા |
| ૮૪ | ૨૨ | શરાર | શરીર |
| ૮૪ | ૨૯ | વિસજમાન | વિરાજમાન |
| ૧૧૨ | ૯ | ઇંદ્રેય | ઇદ્રિય |
| ૧૨૭ | ૧૦ | ઉપાધિ | ઉપાધિ |
| ૧૨૮ | ૧૮ | મતભેદ | મતભેદને |
| ૧૨૮ | ૨૧ | જ એને | એને |
| ૧૩૨ | ૨૬ | અમૂત | અમૂર્ત |
| ૧૩૪ | ૨૪ | ઉપયુક્ત | ઉપર્યુક્ત |
| ૧૪૫ | ૩૦ | સંપ્રદાયે | સપ્રદાયો |
| ૧૪૫ | ૩૦ | ।અને | અને |
| ૧૫૮ | ૨૪ | બહુના થવુ | બહુધા |
| ૧૫૯ | ૨૬ | અલકૃત | અલકૃત |
| ૧૬૬ | ૧૯ | પ્રશ્નાકર | પ્રશ્નકાર |
| ૧૭૧ | ૫ | રીતે | રીતે ચારે |
| ૧૮૩ | ૨૧ | અમૂક | અમૂક |
| ૧૮૭ | ૨૭ | તેમયજ | તે મયજ |
| ૧૮૯ | ૧૯ | જ૨ | જરા |

!

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૨ | ૨ | એમ | એ |
| ૧૯૬ | ૧૯ | એલાઇસ | "એલાઇસ |
| ૧૯૯ | ૨૪ | રૂદન | રૂઠન |
| ૨૨૨ | ૩૩ | યા | જગ્યા |
| ૨૩૬ | ૨૨ | છે છે | છે |
| ૨૩૬ | ૨૭ | ભીષ્યકાર | ભાષ્યકાર |
| ૨૪૯ | ૩૦ | શરરચ્ચંદ્ર | શરચ્ચંદ્ર |
| ૨૬૧ | ૨૬ | " જય કે | કે " જય |
| ૨૭૭ | ૧૮ | બોલ્ય | બોલ્યા |
| ૨૭૯ | ૧૭ | ભત | ભૂત |
| ૨૯૩ | ૨૧ | નિશ્ચત | નિશ્ચય |
| ૩૦૧ | ૩૨ | તે | તે |
| ૩૨૫ | ૨૭ | ત્રિગુણાતીને | ત્રિગુણાતીતે |
| ૩૩૬ | ૫ | વિષેજ | તે વિષેજ |
| ૩૩૮ | ૨૦ | સ્થાપાશે | સ્થપાશે |
| ૩૪૧ | ૨ | તેને | તને |
| ૩૪૧ | ૧૧ | યાય | થાય |
| ૩૫૩ | ૧૯ | વકાર | વિકાર |
| ૩૬૧ | ૯ | કેત, | કેમ, |
| ૩૭૨ | ૨૪ | છુટકા | છૂટકો |
| ૩૭૨ | ૨૬ | શક | શકે |
| ૪૦૪ | ૨૪ | જીવનનો | જીવનને |
| ૪૬૪ | ૧૬ | અસપાસ | આસપાસ |
| ૪૭૮ | ૧૧ | આકાશમા | આકાશમાંથી |
| ૪૭૮ | ૧૩ | ચિતન | ચિંતન |
| ૪૯૮ | ૨૪ | નિમાયક | નિયામક |
| ૫૧૧ | ૧૧ | ગારવ | ગૌરવ |
| ૫૪૨ | ૩૨ | अमेध्यादपि | अमेध्यात् |
| ૫૫૧ | ૯ | આધકારનો | અધિકારનો |

# अनुक्रमणिका.



## शिष्यो इत्यादि साथे प्रश्नोत्तरनी अनुक्रमणिका.

શ્રેણી અવતારી પુરુષોનો અનુભવ સ્વામીજીની સહૃદયતા—કરુણાની અશ્રુધાર. જ્ઞાન અને પ્રેમનો અવિચ્છેદ્ય સબંધ ગુરુભક્તિથી સત્યસિદ્ધાંતની પ્રાપ્તિ સહજ છે બુદ્ધિપૂર્વકની શ્રદ્ધાજ શ્રેયસ્કર છે. સેવાશ્રમ સ્થાપવાની ભલામણ સેવાધર્મની ઉત્તમતા—સેવા અર્થે એક હજારવાર જન્મવા તૈયાર છું

પ્રસંગ ૧૧ મો—( પૃષ્ઠ ૨૬૫ થી ૨૭૪ ) શિષ્યોને દીક્ષા અને સન્યાસધર્મનો ઉપદેશ દીક્ષાવિધિ સન્યાસવ્રતની કઠોરતા જોઇ શિષ્યનુ ગભરાવુ—સ્વામીજીનો બોધ ભોગ અને યોગ સાથે બનેજ નહિ બ્રહ્મજ્ઞાન પાસે ઋદ્ધિ—સિદ્ધિ નિર્જીવ છે ચાર પ્રકારના સન્યાસ બુદ્ધદેવની હિંદુધર્મ ઉપર જ્વલંત અસર. બુદ્ધદેવ પહેલા હિંદની ધાર્મિક સ્થિતિ સન્યાસીઓ દેશને ભારરૂપ છે—તે સામે સ્વામીજીનો વિરોધ દેશની શક્તિ તથા જાગ્રતિ સન્યાસીઓનેજ આભારી છે. સન્યાસાશ્રમની ઉપયોગિતા. સન્યાસાશ્રમનો મહિમા સન્યાસીઓનાં કર્તવ્ય

પ્રસંગ ૧૨ મો—( પૃષ્ઠ ૨૭૪ થી ૨૮૦ ) ગુરુગોવિંદવિષે ચર્ચા ગુરુગોવિંદના વખતમા સજોગો કેવા હતા ? હિંદુ—મુસલમાનમા તે કાળે ઐક્ય થવાનુ કારણ ઋદ્ધિ—સિદ્ધિવિષે વાર્તાલાપ સ્વામીજીનો અમત અનુભવ સિદ્ધિઓ ધર્મના માર્ગમાં અંતરાયરૂપ છે પિશાચસિદ્ધ બાવાનો અનુભવ મનુષ્ય ભૂતના વિચારથી ભૂત અને બ્રહ્મની ભાવનાથી બ્રહ્મરૂપ બને છે.

પ્રસંગ ૧૩ મો—( પૃષ્ઠ ૨૮૦ થી ૨૮૭ ) શ્રી રામકૃષ્ણદેવની જન્મતિથિ-ઉત્સવ. જનોઇ પહેરવાનો કોને અધિકાર છે ? બંધુભાવ સ્થાપવાની જરૂર. સ્વામીજી મહાદેવના રૂપમા. સ્વામીજી ભજનની ધૂનમાં. ભૈરવના અવતારરૂપ ગિરીશબાબુ. તપસ્યાનો વ્યાપકભાવ પરહિત તે પોતાનુજ હિત છે સર્વ ભૂતમાં આત્મબુદ્ધિ એજ આત્મદર્શન. કર્મયોગથી જીવન્મુક્તિ થવાનો સભવ.

પ્રસંગ ૧૪ મો—( પૃષ્ઠ ૨૮૮ થી ૨૯૫ ) ગુરુદેવની પ્રતિષ્ઠા. શ્રી રામકૃષ્ણ પરમહંસનો સ્વામીજી પ્રત્યે પ્રેમ—" તુ ત્યા હું " મત—મતાંતરો અને પક્ષો બંધાવાનું કારણ મઠની સ્થાપનાનો મુખ્ય ઉદ્દેશ. સાપ્રદાયિક સીમાઓ દૂર કરવી. મઠસબધી સ્વામીજીની ઉદાર ભાવના સિદ્ધાંતો નહિ જોઇએ. વ્યવહારના ક્ષેત્રમાં કામ કરો શકરાચાર્યપ્રસગ—શ્રી શકરાચાર્યની અનુદારતા બુદ્ધદેવમાં ધર્મઘેલછા હતી ? બુદ્ધધર્મની દુર્દશાનુ કારણ—હદ કરતા વધારે દર્શનચર્ચા. તીર્થમાહાત્મ્ય રૂપકના આધ્યાત્મિક અર્થો. મૂર્ખના અને બુદ્ધિમાનના પૃથક્ પૃથક્ ધર્મો. ઈશ્વરોપાસના

પ્રસગ ૧૫ મો—( પૃષ્ઠ ૨૯૫ થી ૩૦૨) સ્વામીજીનો બાલ્યાવસ્થાનો તથા યુવાવસ્થાનો થોડો અહેવાલ યુવાવસ્થામાં એક દિવ્યદર્શન શુદ્ધ હૃદય અનેક દિવ્યદર્શનો કરી શકે છે. અમેરિકાની વિજય કથા સૂક્ષ્મ મનનુ સામર્થ્ય ભાષણો માટે વિષય પસંદ કરવાની મુઝવણ. અમેરિકાની પ્રજાના ગુણાવગુણ ક્રીશ્ચીયન પાદરીઓનો ઉપદ્રવ. દેહવાદ મૃત્યુનીજ નિશાની છે નાગમહાશય સબંધે વાર્તાલાપ

પ્રસંગ ૧૬ મો—( પૃષ્ઠ ૩૦૨ થી ૩૦૬ ) કાશ્મીરમાંના અમરનાથનાં દર્શનની અસર. ભવાનીના મંદિરમાં દેવવાણી સ્વામીજીનો સંકલ્પ ત્યાગ કરવાનો ઠરાવ પ્રેતયોનિનું અસ્તિત્વ પ્રેતદર્શનની વાસના દૂર કરો એક પ્રેતાત્માનો ઉદ્ધાર.

પ્રસંગ ૧૭ મો—( પૃષ્ઠ ૩૦૬ થી ૩૧૨ ) સ્વામીજીની સંસ્કૃત રચના વર્તમાન ભાષાનો એક દોષ—બહુ ક્રિયાપદોથી જણાતી નિર્બળતા ભાવનાઓને કેળવો. શાસ્ત્રીય જ્ઞાનપ્રત્યે સ્વામીજીની લાગણી—એક અનુભવ અદ્ભુત જેવી કોઇ વસ્તુ નથી—લોકોનું અજ્ઞાન દૂરો.

પ્રસંગ ૧૮ મો—( પૃષ્ઠ ૩૧૩ થી ૩૧૮ ) ધ્યાનકાળનો અનુભવ નિર્વિકલ્પ સમાધિમાંથી અવતારી મહાપુરુષોનું પુન. સંસારમાં આવવું સૃષ્ટિની ઉત્પત્તિ તથા પ્રલય. અવતારી પુરુષોની સમાધિ તથા વ્યુત્થાન. " મન " વિષે સ્પષ્ટીકરણ

પ્રસંગ ૧૯ મો—( પૃષ્ઠ ૩૧૮ થી ૩૨૫ ) સ્વતંત્ર વ્યાપાર કરવાનો ઉપદેશ આત્મશ્રદ્ધાજ ક્યાં છે ? નોકરીથી હાનિ. અમેરિકામાં જઇ ધંધો શું કરવો ? ઇંગ્લાંડમાં નોકરી કરનારાઓને છેલ્લું સ્થાન મળે છે નીચ ગણાતો વર્ગજ દેશના આધારરૂપ છે એક સમયે હકની લડાઇ જાગશે આપણા દેશબંધુઓ પ્રત્યેની ફરજ તમારી સભ્યતા નીચ ગણાતી કોમને આભારી છે

પ્રસંગ ૨૦ મો—( પૃષ્ઠ ૩૨૫ થી ૩૩૦ ) વર્તમાનપત્ર કહાડવાની હીલચાલ ઉદ્બોધન પત્રનો ઉદ્દેશ. ઉદ્બોધનની લેખનશૈલી ધર્મ પ્રચાર અર્થે સહનશીલ બનવું જોઇએ નિષેધાત્મક ઉપદેશોનું પરિણામ શરીરબળ પ્રાપ્ત કરો

પ્રસંગ ૨૧ મો—( પૃષ્ઠ ૩૩૧ થી ૩૩૭ ) ડારવીનના સિદ્ધાંતવિષે ચર્ચા ડારવીનનો સિદ્ધાંત નિર્ણયાત્મક નથી. " ઇવોલ્યુશન " સંબંધે સ્વામીજીના વિચારો. મનની સાથે સંગ્રામ કરી શકે તેજ મનુષ્ય શરીર મજબૂત ન હોય તો મનની સાથે સંગ્રામ કોણ કરે ? " બળહીન "નો અર્થ

પ્રસંગ ૨૨ મો—( પૃષ્ઠ ૩૩૭ થી ૩૪૬ ) બેલુડમઠને અદ્વિતીય ધર્મક્ષેત્ર બનાવવાની ભાવના બ્રહ્મચારીઓને કેવું શિક્ષણ આપવું ? બ્રહ્મચારીઓ દીન અને દુ ખીઓની સેવા કરશે અન્નદાનની ઉપયોગિતા. પરાર્થે કર્મો કરવાં એજ કર્મબંધન ટાળવાનો ઉપાય છે સેવાશ્રમોની વ્યવસ્થા કેવી રીતે થવી જોઇએ ? મઠને મતભેદોનું નિર્ણાયક ક્ષેત્ર બનાવવાની ભાવના આત્માના અનુભવમાં નિરંતર તલ્લીન રહેવું તે પણ એક સ્વાર્થજ છે વસ્તુત અજ્ઞાન છેજ ક્યાં ?

પ્રસંગ ૨૩ મો—( પૃષ્ઠ ૩૪૬ થી ૩૫૧ ) ભારતવર્ષમાં ભાષણો નહિ આપવાનું કારણ કૂર્માવતારની પૂજા—કૂર્મ એટલે પેટ જોઇએ છીએ—થોડા આત્મભોગી યુવકો દેશજનોને જાગ્રત કરો—કર્તવ્યપરાયણ બનાવો શક્તિ ખીલવવાનો રાજમાર્ગ. દરિદ્રવેશધારી નારાયણની સેવા કરો. પરાર્થે પ્રયત્ન કરતે કરતેજ

બહાદુરીથી મરતા શીખો મારા જેવા સેંકડો વિવેકાનંદો ક્યારે જન્મશે ?

પ્રસંગ ૨૪ મો—(પૃષ્ઠ ૩૫૧ થી ૩૫૬) સૃષ્ટિના વૈચિત્ર્યોનું કારણ વૈચિત્ર્યના લોપનો અનુભવ સર્વ કોઇ એક વખત બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકશે. તીવ્ર વ્યાકુળતા પ્રકટશે એટલે સાંસારિક ઉપાધિઓ ટળીજ સમજો. વૈરાગ્યરહિત શાસ્ત્રોને એક બાજુએ રહેવા દે લોકખ્યાતિથી ડરતા રહેવું

પ્રસંગ ૨૫ મો—(પૃષ્ઠ ૩૫૭ થી ૩૬૨) શુદ્ધજ્ઞાન અને શુદ્ધભક્તિમાં કાંઇજ ભેદ નથી. પ્રેમ અને પરમજ્ઞાન એકજ છે અજ્ઞાનીઓજ ક્લેશ–કંકાસ કરે છે સત્યોનો પુનરુદ્ધાર કરો. શ્રીકૃષ્ણ અને શ્રીરામચંદ્ર વગેરે મહાવીરોની પૂજાનો પ્રચાર કરો. આ કાળે વૃંદાવનલીલાનું રહસ્ય ઉપયોગી નથી. અવતારી પુરુષોનો પ્રવાહ સતત વહ્યાજ કરે છે

પ્રસંગ ૨૬ મો—(પૃષ્ઠ ૩૬૨ થી ૩૬૫) કામ–કાંચનાસક્ત ગૃહસ્થોને ધર્મ સંન્યાસી અને ગૃહસ્થ વચ્ચે ભેદ ભોગોપભોગોથી મનની મલિનતામાં વૃદ્ધિ થાય છે. શિથિલાચારી સંન્યાસી પણ ત્યાગમાર્ગ ઉપર છેજ. ઈશ્વરના કૃપાપાત્ર કેમ બનાય ? પૂર્વકાળે મહાપાપીઓ પણ પ્રભુદર્શન પામતા, એ કેમ સંભવે ? ઈશ્વરકૃપામાટે કોઇ નિયમ હશે કે નહિ ?

પ્રસંગ ૨૭ મો—(પૃષ્ઠ ૩૬૬ થી ૩૭૦) વર્તમાન દુર્દશાસંબંધી ચર્ચા બ્રાહ્મણોના તિરસ્કારનું ફળ. શાસ્ત્રીય સંસ્કારોજ ક્યાં છે ? અત્યારે પણ મનુ અને યાજ્ઞવલ્ક્ય ઉપજાવી શકાય. પ્રાચીન તત્ત્વોને સમયોપયોગી બનાવો બહાદૂરની માફક કામ કરતા કરતાજ મરો "જગતના કલ્યાણની કામના એજ મારૂં જીવનવ્રત."

પ્રસંગ ૨૮ મો—(પૃષ્ઠ ૩૭૧ થી ૩૭૬) બિલ્વવૃક્ષનો મહિમા. સ્થાના-સ્થાન તથા કાળાકાળ ક્યાં સુધી જોવા પડે છે ? સાધનાઓનું સામર્થ્ય કર્મો આત્મદર્શનમાં કારણભૂત ગણાય ? ફળની આશા વિના કર્મો થાયજ કેવી રીતે ? જ્ઞાનાતીત ભૂમિકામાં રહેલા પુરુષોથી જગતનું હિતજ થાય છે યથાર્થ કર્મયોગી બનો–કર્મ કરો–રજોગુણ ઉદ્દીપ્ત કરો

પ્રસંગ ૨૯ મો—(પૃષ્ઠ ૩૭૬ થી ૩૭૯) સંન્યાસીઓમાટે નિયમો સંયમરહિત ગૃહસ્થોમાટે તિરસ્કાર "અમારો સંન્યાસધર્મ નવી પદ્ધતિનો છે" ધ્યાનસ્થ થઇને બેસી રહેવાથી શું દિ વળે ?

પ્રસંગ ૩૦ મો—(પૃષ્ઠ ૩૭૯ થી ૩૮૩) નાગમહાશયનો અપૂર્વ ભક્તિભાવ. સ્વામીજીની આશીર્વાદ–યાચના. નાગમહાશયની ઈશ્વરદર્શન સંબંધી વ્યાકુળતા

પ્રસંગ ૩૧ મો—(પૃષ્ઠ ૩૮૪ થી ૩૯૩) બ્રહ્મ, ઈશ્વર, માયા અને જીવનું સ્વરૂપ. સર્વેશ્વર વ્યક્તિવિશેષ હોઇ શકે નહિ. વ્યક્તિવિશેષને ઈશ્વર માનવાનું કારણ. ત્યાગવૃત્તિ આવ્યાવિના આત્મજ્ઞાન અસંભવિત છે સાચો તૃષાતુર પાણીની

આશામાં શુ બેસી રહે ? મનને વશીભૂત કરવાનો માર્ગ વીરપુરુષો માટે અસાધ્ય જેવુ છેજ શુ ? ધ્યાનનુ સર્વોત્તમ અવલંબન. હુંજ સર્વજ્ઞ છુ—સર્વ મિથ્યા છે માનવજીવનનો પરમ પુરુષાર્થ શુ ? ભક્તિયોગ અને રાજયોગની ઉપયોગિતા સત્પુરુષનો પરિચય. અહુંનો અર્થ આત્મનિષ્ઠ. આત્મજ્ઞાન પછી કર્મો રહી શકે ?

પ્રસંગ ૩૨ મો—(પૃષ્ઠ ૩૯૩ થી ૩૯૯) શિલ્પસબંધી ચર્ચા બૌદ્ધ યુગમાં શિલ્પોન્નતિ મનોભાવ પ્રકટ કરવા એજ શિલ્પશાસ્ત્રનો ઉદ્દેશ છે યથાર્થ કળાની ગમે ત્યારે પણ કદર થયા વિના રહેતી નથી. પૂર્વ અને પશ્ચિમની શિલ્પકળામાં ભિન્નતા કાળીમાતાની ભયંકર મૂર્તિ આંકવાની ભલામણ. શ્રી રામકૃષ્ણ મિશનની મ્હોરનો અર્થ ભાવી મઠના સબંધમા અદ્ભુત યોજના

પ્રસંગ ૩૩ મો—(પૃષ્ઠ ૩૯૯ થી ૪૦૩) ગુરુભાઈઓ પ્રત્યે સ્વામીજીની લાગણી સ્વામીજીની સ્મરણશક્તિનો વિશેષ પૂરાવો બ્રહ્મચર્યનો પ્રભાવ. શિષ્યો મારા પુત્ર છે—તેમની ખાતર મરવામા પણ મને આનંદ થશે બંગાળી સાહિત્યની ચર્ચા મેઘનાદવધ કાવ્યની પ્રશંસા કાવ્યની સર્વોત્તમ કલ્પનાનુ સ્પષ્ટીકરણ.

પ્રસંગ ૩૪ મો—(પૃષ્ઠ ૪૦૪ થી ૪૦૭) આત્મદર્શન સહજ સાધ્ય કેમ નથી ? સૃષ્ટિ એ શુ છે ? દેહબુદ્ધિ છે ત્યાંસુધીજ જગત છે સ્વામીજીનુ ભયાનક સ્વરૂપ આપણા રુધિરથી કાલીમાતાની પૂજા કરીશુ

પ્રસંગ ૩૫ મો—(પૃષ્ઠ ૪૦૭ થી ૪૧૫) બંગાળી યુવકોનુ એક સૈન્ય જોઈએ છીએ યશની આકાંક્ષા પણ માનસિક દુર્બળતા છે મહાવીરના આદર્શનું સ્પષ્ટીકરણ દૃઢ સાહસિક બનવાનો ઉપાય બ્રહ્મદર્શનની ઝાંખી લોકોપકારક કર્મ કરો. જગતની મુક્તિ થાય તોજ જીવની મુક્તિ થાય કોઈ ક્રિયા નિષ્ફળ નથી

પ્રસંગ ૩૬ મો—(પૃષ્ઠ ૪૧૫ થી ૪૨૧) સ્વામીજીની સહનશીલતા—લોકનિંદા પણ ઉદ્દેશની સિદ્ધિમા હેતુરૂપ છે ક્રિયાકાંડો સર્વદા એકરૂપે રહી શકતા નથી મઠમાં દુર્ગોત્સવ દુર્ગાપૂજાનો મુખ્ય ઉદ્દેશ કાલીપૂજામાટે સ્વામીજીની માતુશ્રીનો આગ્રહ કાશીઘાટઉપર હજી પણ ઉદારભાવ સચવાઈ રહ્યો છે

પ્રસંગ ૩૭ મો—(પૃષ્ઠ ૪૨૧ થી ૪૨૯) સ્વામીજીની અનારોગ્ય અવસ્થા. પાણી વિના કેમ ચાલશે ? દેશોદ્ધારનો આધાર સ્ત્રીઓઉપરજ છે તંત્રની નિંદા કરવાનુ કારણ નારીમઠની શરૂઆત કેવી રીતે કરવી ? ભોગ તો આપવોજ પડશે. સ્ત્રી—ઉપયોગી મઠની રૂપરેખા કન્યાઓના વિવાહમાટે નિયમ. વિઘ્નરહિત કર્મ મૃત્યુના માર્ગમા લઈ જાય છે. બ્રહ્મજ્ઞાનના અધિકારમાં ભેદભાવ નથી. ધર્મહીન શિક્ષણનુ પરિણામ આપણું કર્તવ્ય નિર્દોષ કાર્ય કયુ ? કર્મ જ્ઞાનનુ વિરોધી નથી.

પ્રસંગ ૩૮ મો—(પૃષ્ઠ ૪૩૦ થી ૪૩૬) કામ કરતા કરતાંજ મરવુ મને પસંદ છે સ્વામીજીના શરીરમા કાલી—શક્તિનો પ્રવેશ. પૂર્વબંગાળનુ વર્ણન.

જેવે તેવે સ્થળે અવતારી પુરુષો જન્મતા નથી. નાગમહાશયને ત્યા આનંદવાસ. ચીફ કમિશનરની સ્વામીજી પ્રત્યે લાગણી "હકર" નામના દેવની માનતા. પ્રત્યેક આચારવિચારનુ લક્ષ એકજ છે. જનકવિદેહી બનવાનો દભ છોડી દો મનને સાધ્ય વસ્તુ પ્રતિ દઢ કરવુ તેનુજ નામ પુરુષાર્થ

પ્રસંગ ૩૯ મો—( પૃષ્ઠ ૪૩૭ થી ૪૪૩ ) સ્વામીજીની માદગી 'ત્યાગ" એજ એક મૂળમત્ર ગુરુદેવના જન્મોત્સવમાં ફેરફાર કરવાની જરૂર. ગુરુદેવની લીલામા અભિનેતા પાત્રો આત્મજ્ઞાનમાં અન્યની સહાય નિષ્ફળ છે ગુરુ કૃપાનો અર્થ ગુરુદેવના દિવ્ય દર્શન સીસ્ટર નિવેદિતા સ્વામીજીનાં દર્શને

પ્રસગ ૪૦ મો—( પૃષ્ઠ ૪૪૩ થી ૪૪૮ ) સ્વામીજીની સાદાઇ. સ્વામીજીનો પશુપ્રેમ સદ્‌ગૃહસ્થોની ઉપેક્ષા કરી ગરીબો સાથે સભાષણ એક મજુરનો સ્વામીજીપ્રતિ નિર્દોષ ઠપકો મજુરોને ભોજન કિવા દરિદ્રનારાયણની સેવા ગરીબ વર્ગ તરફ સ્વામીજીની સહાનુભૂતિ મુક્તિ અને વિદ્વત્તાને એક બાજુએ મૂકી દો—સેવા કરો સાત્વના કે સહાનુભૂતિ જેવુ છેજ ક્યા ? તમે તમારૂં કર્તવ્ય કરો

પ્રસંગ ૪૧ મો—( પૃષ્ઠ ૪૪૮ થી ૪૫૧ ) મઠમા જપ–તપની ધામધૂમ. સસારનુ સ્વાર્થી સ્વરૂપ મઠની પૂર્વાવસ્થા અન્નના સામા નિદા તરફ બેદરકાર રહો.

પ્રસંગ ૪૨ મો—( પૃષ્ઠ ૪૫૨ થી ૪૫૬ ) ધ્યાનનો અભ્યાસ સ્વામીજીનુ ધ્યાન–ચિત્ર ઇડા–પિગલા નાડીનું દર્શન. ધ્યાનનો વિધિ ગુરુપરપરાનુ મહત્ત્વ. કર્મવીર બનો.

પ્રસંગ ૪૩ મો—( પૃષ્ઠ ૪૫૬ થી ૪૬૦ ) ધ્યાનસાથે જ્ઞાનચર્ચાનો આરભ. સ્વામીજી સબધે ગુરુદેવના ઉદ્‌ગાર શાસ્ત્રજ્ઞાનના પ્રચારમાટે સ્વામીજીની ઉત્કટ઼ા. વિવાહ પછીનુ કર્તવ્ય ચિત્તશુદ્ધિનો સરલ માર્ગ સ્વામીજીના સાથીઓનો સક્ષિપ્ત પરિચય.

પ્રસગ ૪૪ મો—( ૪૬૧ થી ૪૬૬ ) સ્વામીજીની નિરભિમાનવૃત્તિ ગરીબો સાથે ભાવ ઠરાવવાની જરૂર નથી શ્રીરામકૃષ્ણ પરમહસના ગૃહસ્થ ભક્તોવિષે સ્પષ્ટીકરણ ગૃહસ્થ અને સન્યાસી ભક્તોનો મુકાબલો ગુરુકૃપા સફળ ક્યારે લેખાય ? સ્વામીજીની ભાવી આશાઓ. ગુરુદર્શન કરવાં હોય તો તેમના સંતાનની સેવા કરો

પ્રસંગ ૪૫ મો—( પૃષ્ઠ ૪૬૬ થી ૪૭૦ ) અતિમદર્શન—અગ્રેજી તથા દેશી પોશાકવિષે ચર્ચા

# पहेली आवृत्तिनां निवेदनादिनो सारांश.

## પહેલા ભાગના નિવેદનમાંથી.

સ્વામી વિવેકાનંદ કોણ અને કેવા હતા, એ વાત વિવિધ ગ્રંથમાળાના વાચકો માટે નવીન નથી પૂર્વમાં ઉદય થઇ પશ્ચિમ તરફ પ્રવર્તતા સૂર્યપ્રકાશની પેઠે, વર્તમાન ભારતમાં અનેકવિધ નવજાગ્રતિના આંદોલનો જે પૂર્વ પ્રદેશ(બંગભૂમિ)માં ઉદ્‌ભવી અન્ય પ્રદેશોમાં પ્રસરતા રહ્યા છે, જે પ્રદેશે પ્રસૂત કરેલા રામકૃષ્ણ પરમહંસ, ઇશ્વરચંદ્ર, રામમોહનરાય, કેશવચંદ્ર, દેવેન્દ્રનાથ, ૯૦ અસામાન્ય માનવ-તનુઓએ ભારતમાતાના અંકને શોભાવ્યો છે, જે પ્રદેશે રાજપ્રકરણમાં, ધર્મ-શોધનમાં, સામાજિક વિષયમાં, દેશહિતચિંતામાં, સાહિત્યોન્નતિમાં અને જનસેવાના અનેક પ્રકારોમાં પહેલ કરી તેના પુણ્યપાઠ અન્ય પ્રાન્તોને પૂરા પાડ્યા છે, બહાર બકબકાટથી બડેખાં બની બેસનારા (અને અંદરથી લોકોનું લોહી અને ધન ચૂસી ગબ્બર બન્યે જનારા) નહિ, પણ પોતાનું સર્વસ્વ માનવસેવાના મહાયજ્ઞમાં હોમી દઇને સ્વાર્થપ્રિય ધનિકો, ધર્માચાર્યો અને વિદ્વાનો પ્રત્યે 'સંતુષ્ટ અને ઉદાર જીવન'નો આદર્શ તાજો કરી બતાવનારા ડૉ પલીત+ અને ઘોષ જેવાં આદર્શરત્નો જે ભૂમિએ પ્રસવ્યાં છે, આશાપૂર્ણ જીવનનો મોહ ત્યજી, પોતાના યૌવનપૂર્ણ સુંદર તનુને અગ્નિદેવના ચરણોમાં અર્પણ કરીને, તથા જળોની પેઠે કન્યાપક્ષનું લોહી પીવા ઇચ્છનાર ગજવાના ભૂખ્યા અસંખ્યાત નરાધમોનાં હૃદયોને કંપાવી મૂકીને એ અધમતા ત્યજવાની અપીલ કરનાર દેવી 'સ્નેહલતા' જેવી વીર કુમારિકાઓ અત્યારે પણ જે પ્રદેશમાં જન્મે છે, એવા પ્રભાવપૂર્ણ બંગપ્રદેશમાં સ્વામી વિવેકાનંદ એક ખાનદાન કુટુંબમાં અને એક અસામાન્ય પ્રતિભાવાન આર્ય માતાને પેટે અવતર્યા હતા

જે સમયે દેશમાંનો પાશ્ચાત્ય સંસ્કાર પામેલો વર્ગ પોતાના પ્રાચીન આર્ય-ધર્મતત્ત્વને જાણ્યાવિના—માત્ર ધર્મઢંગોનાં ધતીંગો જોઇનેજ—"બધું ધતીંગ" માની બેસી ક્રિશ્ચીયાનિટિ અને નાસ્તિકતા તરફ વલણ લઇ રહ્યો હતો, જે સમયે જૂના ધોરણવાળાઓ પણ ગૂઢ ધર્મરહસ્યોથી અજ્ઞાત રહીને માત્ર વગર સમજણના બાહ્યાચારો અને કનિષ્ઠ રૂઢિઓ સાથેજ બડાબાક પાડી બેઠા હતા, કંઇક અભ્યાસી સુધારક વર્ગ પણ જે સમયે અસંખ્ય બાળજીવોના અતિ આવશ્યક તીર્થ, પ્રતિમાદિ બાહ્ય ધાર્મિક અંગોમાં પ્રવેશેલા સડાને દૂર કરવાને બદલે તે આખાં અંગોનેજ કાપી કઢાડવાને મથી રહ્યો હતો, જે સમયે પાદરી બાપલીયાઓ એવા ધાર્મિક અને રૂઢિના સડાઓનેજ હિંદુધર્મના સર્વસ્વરૂપે દેખાડવાનું રમખાણ

---

+ હાલના ગાંધીયુગમાં બીજા અનેક નામ આમાં ઉમેરી શકાય, પણ આ તો તેની પહેલાનું લખાણ છે.

મચાવી,સમગ્ર ભારત સંતાનોને ક્રિશ્ચીઅન બનાવી દેવાની ધૂનમાં આવી ગયા હતા, અને અંત્યજાદિ અને દીન વર્ગોનાં ટોળાઓને આકર્ષવાની સાથે કંઈએક ભણેલા ભૂતોને પણ વિલાયતી ફેશનોના ભપકામાં આંજી, તેમનાં હૃદયચક્રોને ક્રિશ્ચીઆનિટિ તરફ ફેરવી રહ્યા હતા. જે સમયે વિલાયતી ધર્મવિચાર અને પ્રાર્થનામંદિરોની ફાંકડી ફેશનો દેશાભિમાનીઓના અંતરોને પણ ડગમગાવી દઈ તેવી ફેશનવાળી નવીન સંસ્થાઓને સ્થપાવી રહી હતી, જે સમયે યૂરોપ અને અમેરિકામાં ભારતવાસીઓ અને તેમના ધર્મના નામપર ‘ અધમ ’ અને ‘ જંગલી ’ પણાના ધક્કાઓરૂપી ઉપાન વર્ષી રહ્યાં હતાં, જે સમયે ‘ બહારનું નવીન બધું સારૂં અને અહીંનું પુરાતન બધું ખોટું ’ એમ જોઈ રહેલાઓને સત્ય વિવેકનો પ્રકાશ દેખાડી ઉભ-યમાં રહેલા ગ્રાહ્યત્યાજ્ય અંશોનું અને ધર્મના અંતિમ રહસ્યોનું ભાન, તેમને તાન આપનારી મહાન અંગ્રેજી જબાનમાંજ આપવાની અત્યંત આવશ્યકતા હતી, એવા સમયમાં તે સમયની અદ્ભુત વ્યક્તિઓમાં એકનો ઉમેરો થવાને માટે વિવેકાનંદરૂપ વિવેકસૂર્યનો ઉદય થયો હતો

પોતાની પ્રભાવપૂર્ણ વાણી અને લેખિનીદ્વારા ઉક્ત સર્વ ભારતીય વર્ગો પ્રત્યેજ નહિ, પણ યૂરોપ અમેરિકા જેવા દૂર દેશવર્તી સત્ય જિજ્ઞાસુઓ પ્રત્યે પણ પોતાના વિવેકપ્રકાશનાં દિવ્યકિરણોને પ્રસરાવી તેમનાં હૃદયચક્ષુઓને સારાસાર જોઈ શકવાને તેમણે શક્તિમાન કર્યાં હતાં

જુસ્સાદાર અંગ્રેજી ભાષાદ્વારાજ આર્યધર્મના ઉંડા તત્ત્વોનું પ્રદર્શન તેમના હૃદયચક્ષુઓને કરાવવામાટે જે મહાન પ્રયાસ આ ધર્મવીરે કર્યો અને તેમા જે વિજય પ્રાપ્ત કર્યો, તે વિષયનો કેટલોક ખ્યાલ આ પછી આપેલા ‘ ભગિની નિ-વેદિતા ’ ના ઉપોદ્ઘાત ઉપરથી આવી શકે તેમ છે.

આ વિવેકસૂર્યનો પ્રકાશ માત્ર ધર્મની દિશામાજ નહિ, પણ દેશાભિમાન, જનસેવા, આર્થિક દુર્દશા, અયોગ્ય રૂઢિબંધનો, રાજપ્રકરણ, કેળવણી, ઇ૦ સર્વ દિશાઓમા પડી ચૂક્યો હતો. નવયુગના ભારતીય અગ્રગણ્યોમાંના અનેકોનાં હૃદય એ વિવેકસૂર્યના અસામાન્ય પ્રકાશવડેજ ઝબકી ઉઠી ખરી વસ્તુસ્થિતિને અને તેની સુધારણાના અનેકવિધ ઉન્નતિપંથોને નિહાળી શક્યાં છે.

ત્રિગુણાત્મક મૂળ પ્રકૃતિમાથી સ્વભાવથીજ ત્રિગુણમિશ્ર રચાયલા આ સંસા-રમાંના પ્રત્યેક પદાર્થની પેઠે, પ્રત્યેક મહાપુરુષના વર્તનમા પણ વિશેષ સત્ત્વાંશની સાથે થોડાઘણા રજસ્ તમસ્‌ના અંશો રહેલા હોય એ સ્વાભાવિકજ છે પછી ભલે તે ન્યૂનતા માનવપ્રકૃતિના કોઈ એક પડદામા છૂપીને રહેલી હોય કે સરળતાનાં ખુલ્લાં બારણાંઓદ્વારા પ્રકટ થઈ ચૂકી હોય, શુભ સંસર્ગથી દબાઈ રહેલી હોય કે અવસરની અપ્રાપ્તિને લઈને અપ્રકટ રહી હોય, પણ હોય તો ખરીજ !

કોઇપણ ઉપકારક વ્યક્તિમાંના એવા રાજસતામસ અંશોથી ચમકી ઉઠી તે વ્યક્તિના વર્તન અને ઉપદેશમા પુષ્કળ પ્રમાણમાં રહેલાં ઉપકારક, અબાધિત, સત્યોથી વિમુખ રહેવુ એ તો ઉપલા અબાધ્ય પ્રકૃતિનિયમ તરફ જોતાં ભૂલભરેલુ જ છે.

માત્ર અમુક કનિષ્ઠ અંશને લીધે આખી વસ્તુનેજ ત્યાજ્ય માનનાર પ્રાણીઓને માટે તો, ગટરોને લીધે સુંદર સુગંધપૂર્ણ દિવાનખાનાંવાળાં મહાલયો અને ભૂમિતળપર આવેલા મળસ્થાનોને લીધે સમસ્ત પૃથ્વી પણ ત્યાજ્યજ ગણાવાં જોઇએ ! વળી શરીરમાં સદાય રહેતા મળમૂત્રના અંશોને લીધે આખુ શરીર પણ ત્યાજ્યજ મનાવુ જોઇએ ! આમ આ ભૂલભરી માન્યતાવાળાને માટે તો ભૂમિતળપર જીવવાનુ જ અશક્ય થઇ પડે તેમ છે. "જેના વિચાર અને વર્તનમાં આદ્ય સત્ત્વો વિશેષ હોઇ રજસ્ તમસ્ ગૌણ—ન્યૂન હોય તે મહાત્મા, અને સત્ત્વ ગૌણ હોઇ રજસ્ તમસ્ અધિક હોય તે મધ્યમ અથવા કનિષ્ઠ, એ વ્યાખ્યા એટલા માટેજ સત્ય અને ઉપકારક મનાતી આવી છે " ઉન્નતિના સાધકો એટલામાટે હંસવૃત્તિથી જ્યાં ત્યાંથી સત્ત્વનેજ શોધી ગ્રહણ કરે છે, ત્યારે અધોગતિના અધિકારીઓ પોતાની દોઢડાહી કાકદષ્ટિનેજ પ્રાધાન્ય આપી જ્યા ત્યાં 'દોષ'નાજ દર્શન કરતા રહી સ્વહૃદયમાં તેનોજ ભંડાર ભર્યા કરે છે !

આટલા અપ્રાસંગિક જેવા ઉલ્લેખનો ઉદ્દેશ એજ કે—બંગાળાના હિંદુઓમાં વંશપરંપરાથી ચાલ્યા આવતા માંસાહારના સ્વભાવને અનુસરીને વિવેકાનંદનુ ધોરણ પણ જન્મથીજ તેવુ હોય, અને તે વિષયનાં નુકશાનોથી અજ્ઞાત હોવાને લીધે, દુરાગ્રહને લીધે કે ગમે તે કારણને લીધે તે વાતનો પક્ષ પણ તેમણે ખેંચ્યો હોય, તો તેટલામાટે તેમના અતિ ઉપકારક ઉપદેશોની અને અનુકરણીય લોકસેવાની પણ ઉપેક્ષા કરવી, એ તો ઉપરના જેવુ જ ભૂલભરેલુ અને સ્વહિતમા નુકશાન કરનારૂ છે. મહાત્મા તુલસીદાસજી કથી ગયા છે કે—

જડ ચેતન ગુણ દોષમય, વિશ્વ કીન કિર્તાર;
સંત હંસ ગુણ ગહહિ પય, પરિહરિ વારિ વિકાર.

વિવેકાનંદજીના વિચારોમાં રહેલુ હિત અને બળ તેમના પત્રોવાળા+ પુસ્તકપરથી વાચકો જોઇ ચૂકેલા હોવાથી અહીં તેવિષે એટલુજ જણાવીશુ કે આ ભાગ તેમજ હવે પછી ગ્રંથમાળાદ્વારા નીકળનાર તેમના ઉપદેશોના અન્ય ભાગો પણ એટલી અથવા એથી પણ અધિક અસરથી અને હિતથી ભરેલા છે, એમ તે વાંચ્યાથી વિવેકી વાચકોને જણાયા વિના રહેશે નહિ

આવા મહાત્માઓના ઉપદેશો અંગ્રેજી જાણનાર સ્વર્ગમાટે તો ઉપકારક છેજ,

+ એ પત્રોવાળો ભાગ જુદો હોઇને તે પણ ફરીવાર છપાશેજ

પરંતુ તે ભાષાથી અપરિચિત એવા કોટ્યવધિ ભારતસંતાનોમાટે તો તે એથીએ અધિક ઉપકારક થઇ પડે તેમ છે આથી ખુદ અંગ્રેજી આવૃત્તિઓ કરતાં પણ દેશની ભિન્ન ભિન્ન ભાષાઓમાં તે પ્રકટ થવાની આવશ્યકતા અધિક છે

ગુજરાતીમાં કેટલાંક વર્ષપર આ વિષયની પ્રથમ શરૂઆત કરવાનું માન રા ભગુભાઇ ફતેહચંદ કારભારીએ મેળવેલું હોઇ, અત્યાર સુધીમાં કેટલાક નાના વિભાગો તેઓ પ્રકટ કરી ચૂક્યા છે તેમના પછી ગુજરાતી પ્રેસ તરફથી એ દિશામાં યત્ન ચાલુ થઇ ઉપલા કરતાં અધિક યોગ્ય ભાષાંતરવાળાં 'વિવેકાનંદ વિચારમાળા' ના ત્રણ પુષ્પ અત્યાર અગાઉ નીકળી ચૂક્યાં છે, જે બદલ એ ઉભય પ્રકાશકો ગુર્જર પ્રજાના ધન્યવાદને પાત્ર છે

ઉપલી હકીકત જોતાં એ દિશામાં હવે આ ત્રીજો પ્રયત્ન છે એ પૈકી ભાષાંતર કોનું સારૂં ને કોનું ઉતરતું, એ બાબતે અમે કાંઇપણ લખવા ઇચ્છતા નથી રોટલાના બળ્યા બારોટની પેઠે કોઇ વ્યાપારી, લેખક કે પ્રકાશક પ્રકટ રીતે કે પડદે રહીને એ બાબતે કાંઇ બડબડાટ કે હાયવોય કરાવવા મંડી પડે, તો તે જુદી વાત છે અમે તો વખતો વખત કહેતા આવ્યા છીયે તેજ અહીં પણ કહીશું, કે પ્રાપ્ત સંયોગોનો બનતો સદુપયોગ કરીને આ પહેલા ભાગનું ભાષાંતર સરળ અને સ્પષ્ટ થાય તેને માટે યથાશક્ય યત્ન કરવામાં આવ્યો છે. વળી હવે પછીના ભાગોમાટે જે સંયોગ પ્રાપ્ત થયેલા છે, તે જોતાં આ ભાગ કરતાં પણ તેમાં વિશેષતા આવવા સંભવ છે

આ ભાગનું ભાષાંતર શબ્દશ નહિ પણ મૂળના ભાવાર્થને બને તેટલા સરળ રૂપમાં રજુ કરવાના ઉદ્દેશથી તૈયાર કરાયલું છે આ કાર્યમાં કર્નાટક પ્રેસમાંથી છપાયલા મરાઠી ભાષાંતરનો ઠીક આધાર મળેલો હોવાથી તેના લેખક અને પ્રકાશક મહાશયોનો આભાર માનીએ છીએ

આ ભાગના અનુવાદનું કાર્ય શ્રીયુત ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુરે જે પરિશ્રમથી કર્યું છે તે બદલ તેઓ ધન્યવાદને પાત્ર છે

અન્ય કોઇપણ સ્થળેથી નીકળેલા આ વિષયના ગ્રંથોનું કદ, કાગળ, પૃષ્ઠ, પૂઠાં, પોસ્ટેજ, ઇ૦ પ્રત્યેક અંગ, આ ખાતાના પાકા પૂઠાંવાળા (૨૦૦૦ પૃષ્ઠના પો સાથે રૂ ૩ ના ) વર્ગની સાથે સરખાવી જોવાથી સ્પષ્ટ થશે કે, વિવિધ ગ્રંથમાળાના નિયમિત ગ્રાહકોને મળનારા આ ભાગોના મૂલ્યનું પ્રમાણ અર્ધું કરતાં પણ ઓછું છે. વળી વધુ પૈસા ન ખર્ચી શકનાર વર્ગમાટે નીકળતાં સાદા પૂઠાંના પુસ્તકોનું મૂલ્ય તો માત્ર તેથી ત્રીજા કે ચોથા ભાગ જેટલુંજ પડી રહે છે

લોકહિતનું જો એ તત્ત્વ ન રહેલું હોત તો વિવેકાનંદ સ્વામીના ઉપદેશોની યોજના વિવિધ ગ્રંથમાળામાં ભાગ્યેજ થાત.

સં ૧૯૭૦ વિજયાદશમી. સપ્ટેંબર ૧૯૧૪ ભિક્ષુ—અખંડાનંદ.

# બીજા ભાગમાંથી.

**નિવેદનનો સાર**—સ્વામી વિવેકાનંદજીના એક પરમભક્તિમાન શિષ્ય આ ગ્રંથના મૂળ (બંગાળીમાં) લેખક છે. સ્વામીજીને તેમની સાથે તેમજ અન્ય સજ્જનો સાથે થએલી વાતચિત ઇ૦ ની તેમણે જે નોંધ રાખેલી, તે ઉપરથી 'સ્વામી–શિષ્ય સંવાદ' એ નામ આપીને એ ગ્રંથની યોજના તેમણે કરી હતી એ મૂળ ગ્રંથમાં પ્રસ્તાવના ઇ૦ રૂપે આવેલા તેના લેખક અને પ્રકાશક મહાશયોના ટુંક ઉલ્લેખોનો ભાવાર્થ આ નિવેદન પછી અપાયો છે, તેમાં આ ગ્રન્થની યોજના ઇ૦ વિષે કેટલીક વધુ હકીકત આવેલી જણાશે

મૂળ ગ્રંથમાં લેખકે પોતાનું નામ આપેલું નહિ હોવાથી અત્ર તે જણાવી શકાતું નથી, પરંતુ આ સાથે આપેલા ચિત્રમાં સ્વામીજીની આસપાસ જે મંડળ બેઠેલું જણાય છે, તેમાં તેમનાથી ડાબે હાથે સર્વથી છેટે બેઠેલી મૂર્તિ લેખક પોતે હોવા અનુમાન છે.

આ ગ્રંથનો ગુજરાતીમાં અનુવાદ કરનાર શ્રીયુત ભીમજી હરજીવન પરીખ છે 'સુશીલ' નામથી પણ તેઓ ઓળખાય છે વિવિધ ગ્રંથમાળાના પાઠકો આગળ તેમનું નામ આજે પહેલીવારજ રજુ થાય છે પરંતુ સારા લેખો પ્રત્યેનો તેમનો ઉત્સાહ જોતા હવે પણ ગુજર પાઠકો આગળ વારવાર તે રજુ થવા સંભવ છે.

મૂળમાંનું એક પ્રકરણ કે જેમાં શરીરબળમાટે માંસાહારની ભલામણ ભાર દઇને કરવામાં આવી હતી, તેને અહિતાવહ માનીને આમાં લીધું નથી અન્યત્ર સ્વામીજી પોતે પણ આ બાબતની વિરુદ્ધ બોલી–લખી ચૂક્યા છે.

બાહ્ય ત્યાગમાટે સ્વામીજીનું કથન આમાં વારવાર આગ્રહપૂર્વક થએલું જણાશે. એક સ્થળે તો એવા ભાવનું કથન છે કે આંતર ત્યાગ સાથે બાહ્ય ત્યાગ વિના મોક્ષજ નથી, પરંતુ અન્ય પ્રકરણમાં નાગમહાશય જેવા ગૃહસ્થ મહાત્માના ઉન્નત જીવનની તેમણે મુક્તકંઠે કરેલી પ્રશંસા જોતા, એ વાતનું નિરસન આપોઆપજ થઇ જાય છે

વિચારશીલ વાચકને આ સિવાય પણ આમાં કોઇ કોઇ સ્થળે વિલક્ષણતા અને શંકાનું ભાન થવાનું ખરૂ, પરંતુ ભરતીના મોજાઓની પેઠે આખા ગ્રંથમાં સર્વત્ર પ્રબળતાથી ઉછળી રહેલા સ્વામીજીના હિતાવહ ઉદ્ગારો તરફ જોતા એવા જૂજ પ્રસંગ ક્યાના ક્યાંય દબાઇ જતા જણાશે

ગ્રંથની ઉપકારકતામાટે એટલુંજ લખવાનું કે 'હાથ કંકણને આરસીની શી જરૂર?' જ્યાં ત્યાં જોમદાર ભાષામાં ઉભરાઇ જતા સ્વામી વિવેકાનંદજીના દેશસેવાના, તત્વજ્ઞાનના, ભક્તિના, દેશની દુર્દશાના અને એવા અનેક પ્રકારના હૃદયગ્રાહી બોધપ્રદ વિચારોથી આખો ગ્રંથ ભરપૂર જણાશે. પ્રત્યેક યોગ્ય વ્યક્તિને આ ગ્રંથમાંથી વિચારવા અને આચરવા જેવું, તથા પ્રોત્સાહન અને દૃઢતા મેળવવા

જેવું સત્ત્વ, સારી પેઠે મળી આવે તેમ છે આ સાથે જોડાયલી લબાણુ અનુક્-મણિકા વાંચવાથી પણ ગ્રંથમાં આવેલા આકર્ષક વિચારો વાંચવા તરફ હરકોઈ સહૃદય માનવને આકર્ષાવુ પડે તેમ છે પ્રત્યેક વાચક બધુનુ હૃદય આવા હિતા-વહ સાધનોવડે સત્યહિતને સમજીને દિન દિન સ્વ–પરની અધિકાધિક ઉન્નતિ સાધવાને શક્તિમાન્ બનો એ ભાવનાપૂર્વક ૐ तत् सत् ।

વિ. સ ૧૯૭૧ અષાઢ ૪ સ. ૧૯૧૫ જુલાઇ. ભિક્ષુ–અખડાનદ

**બંગાળી લેખકના બે બોલ** —આ "સ્વામી–શિષ્યસવાદ" સાત વર્ષ સુધી "ઉદ્બોધન" નામક માસિક પત્રમાં પ્રકટ થયો હતો તે આજે પુસ્તકના રૂપમા પાઠકવર્ગને અર્પણ કરવા અમે શક્તિમાન્ થયા છીએ

સ્વામી શ્રીવિવેકાનદજી યૂરોપની પહેલી યાત્રા કરી હિંદમા પાછા ફર્યા ત્યારે તેઓ મોટે ભાગે કલકત્તા ખાતે બાગબજારમાં સ્વ બલરામ બસુને ત્યાજ રહેતા તે વખતે શિષ્યને સ્વામીજી સાથે અનેક પ્રકારની ચર્ચાઓ તથા શાસ્ત્ર-વાર્તાઓ થતી પૂજનીય મહેદ્રનાથ ગુપ્ત મહાશય એક વખતે ત્યા હાજર હતા તેમણે તે દિવસે શિષ્યને કહ્યુ કે સ્વામીજીની સાથે જે ચર્ચા થાય તે સમસ્ત પ્રસગ કાગળ ઉપર લિપિબદ્ધ કરતો રહે, તો બહુ ઉપયોગી થાય માસ્તર મહાશયની સૂચના પ્રમાણે શિષ્યે તે સર્વ પ્રસગો લખી રાખવાનો સ્વીકાર કર્યો અને તે પ્રમાણે પ્રસગોપાત લખતો રહ્યો તેજ લખાણના આધારે આજે આ પુસ્તક પ્રકટ થાય છે અહી એટલુ જણાવવુ જોઇએ કે બેલુડમઠવાળા શ્રીયુત નિર્મલાનદ સ્વામી મહારાજ પણ ઉક્ત સર્વ પ્રસગો લખવામાટે શિષ્યને અનેક સમયે ઉત્સાહ આપતા રહ્યા હતા, એથી કરીને એ બન્ને મહાપુરુષોનો આ લેખક–શિષ્ય ઉપકાર માને છે

આ પુસ્તકમાંના સર્વ પ્રસગોનો ઘણોખરો ભાગ ડાયરીમાંથીજ લેવામા આવ્યો છે જે ભાગો યાદ કરીને લખવા પડ્યા છે તે સર્વ ભાગો, સ્વામીજીના ગુરુભાઇઓ અને તેમના શિષ્યો–કે જેમની હાજરીમા સ્વામીજીએ ઉક્ત વાર્તાલાપ કર્યો હતો–તેમને પ્રથમ એકવાર બતાવીને અને તે વિષયની સત્યતાવિષે ખાત્રી કરીને આ પુસ્તકમા પ્રકાશિત કર્યા છે મતલબ કે આ ગ્રથમા આવેલા પ્રસગોમા ક્યાઇ ભ્રમ કે પ્રમાદ થયો હોય એમ શિષ્યના માનવામા નથી આ પ્રસગોના પઠન–પાઠનથી જો કોઇનુ પણ કલ્યાણ થશે તો શિષ્ય પોતાને કૃતાર્થ થયો સમજશે

**બંગાળી ગ્રંથના પ્રકાશકનું વિજ્ઞાપન** —"સ્વામી–શિષ્યસવાદ" આજે વાચકવર્ગના કરકમળમાં મૂકાય છે દેશ, સમાજ, આચાર, નીતિ અને ધર્મ વિગેરે વિષયો એવા તો ગભીર છે કે તત્સબધી કર્તવ્ય–અકર્તવ્યનો નિર્ણય કરવા જતા માનવ–મન અનેકવાર સશયના વમળમાં ગુચવાઇ જાય છે, અને તેથી યોગ્ય દિશાનો નિર્ણય કરતા ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડે છે ઉક્ત સર્વ વિષયો સબધે પૂજ્યપાદ આચાર્ય શ્રીવિવેકાનદ સ્વામીએ પોતાની અલૌકિક દીર્ઘદૃષ્ટિથી

તેમજ અસાધારણ જ્ઞાનબળથી જે જે નિર્ણયો કર્યા હતા તેનો સહેજસાજ પરિચય કરાવવાનો ગ્રન્થકારે આ પુસ્તકમા પ્રયત્ન કર્યો છે તે ઉપરાંત પ્રાચ્ય અને પાશ્ચાત્ય એ ઉભય જગતના વિદ્વાન્ પુરુષોએ જે શક્તિમાન્ પુરુષની અદ્ભુત પ્રતિભા અને દિવ્ય ચારિત્ર્યબળથી આશ્ચર્યચકિત થઇને તેમને ઉચ્ચાસન પ્રદાન કર્યું હતુ તેઓ, અર્થાત્ મહા મહિમાવાન્ સ્વામી શ્રી વિવેકાનદ, લોકદૃષ્ટિથી બહાર મઠમા રહીને કેવી ઉચ્ચ ભાવનાઓમાં સમય ગાળતા, કેવા સ્નેહથી પોતાના શિષ્યોને શિક્ષણ વગેરે આપતા, તેમજ કેવી રીતે પોતાના ગુરુભાઇઓનુ બહુમાન કરતા, એટલુજ નહિ પણ પોતાના ગુરુદેવ શ્રી રામકૃષ્ણ પરમહસ પ્રત્યે તેઓ કેવી અપૂર્વ-ભક્તિ ધરાવતા હતા, ઇત્યાદિ વિષયોનો પણ પ્રસગોપાત આ પુસ્તકમાં કેટલોક ઉલ્લેખ કરવામા આવ્યો છે સ્વામીજીના વિચારો પ્રકટ કરવામા જે ગભીર જવાબદારી રહેલી છે, તેને લક્ષમા લઇ ગ્રથકારે સમસ્ત ગ્રથ બેલુડમઠમાં રહેતા સ્વામીજીના ગુરુભાઇઓને બતાવી સશોધિત કર્યો છે આ ગ્રથમાં પ્રકટ થયેલા પ્રસગોના સ્થાન તથા કાળ સબધી યથાશક્તિ નિર્ણય કરી પુસ્તકને બે ભાગમાં વ્હેચી નાખ્યુ છે. તે સિવાય પુસ્તકના વિસ્તૃત સૂચીપત્ર સાથે પ્રસગને મથાળે પણ વિષયોનુ ટુકામા સૂચન કર્યુ છે, જેથી પાઠકવર્ગને ઘણી સરળતા થશે એ નિર્વિવાદ છે મતલબ કે જેમ બને તેમ ગ્રથને સર્વાંગસપૂર્ણ બનાવવાની ખાસ કાળજી રાખવામા આવી છે

વિનીત નિવેદક શ્રી શારદાનંદ.

## ભાગ ૩ જા ના નિવેદનમાંથી.

અમેરિકાની સર્વધર્મપરિષદ્‌ને તથા ત્યાના જુદાં જુદા શહેરોને ભારતની સર્વોત્કૃષ્ટ બ્રહ્મવિદ્યાનો મહિમા સિહગર્જનાથી સમજાવીને સ્વામીજી જન્મભૂમિ તરફ પાછા ફર્યા હતા પ્રથમ તેઓ સિહલદ્વીપ લકામા ઉતરી ત્યાથી રામેશ્વર થઇને ભારતના અનેક સ્થળોમાં વિચરતા વિચરતા હિમાલયના આલ્મોરા સ્થાને પહોંચ્યા હતા એ પ્રવાસ દરમ્યાન જુદા જુદા સ્થળોમા તેમને અપાએલાં માનપત્રો તથા તેના તેમણે આપેલા પ્રભાવપૂર્ણ પ્રત્યુત્તરોમાનો, સ્વામીજીએ મદ્રાસ પહોંચીને ત્યાં બે વ્યાખ્યાન આપ્યાં ત્યા સુધીનો ભાગ આ પુસ્તકમા છે +

સ્વામીજીને અપાયલાં માનપત્રોમા ધર્મપ્રિય હિદુસતાનોની તેમનાપ્રત્યે વખાણ તથા આભારની લાગણીઓ ઉભરાઇ જતી જણાઇ આવે છે સ્વામીજી તેના પ્રત્યુત્તરો પણ તેટલીજ નમ્રતા અને નિરભિમાનથી આપે છે. એ ઉત્તરોમાં તેઓ ભારતવર્ષના પ્રાચીન ગૌરવનુ, ધર્મપ્રધાન ઉચ્ચ આદર્શનુ તથા સર્વશ્રેષ્ઠ બ્રહ્મવિદ્યાના માહાત્મ્યનુ શ્રોતાઓને ભાન કરાવવા સાથે, ભારતની વર્તમાન દુર્દશા, તેનાં ઉડા કારણો અને તેને દૂર કરવામાટે આર્યસતાનોએ જે જે ભાવનાઓ તથા સદ્‌ગુણોને ખીલવી આચારમા મૂકવાની જરૂર છે, તે બાબતો પણ તેઓ સારી

---

+ બીજી આવૃત્તિરૂપ આ ગ્રથમા આ ત્રીજા ભાગ પૈકીનો અર્ધ ભાગજ આપેલો હોઇ બાકીનો અર્ધભાગ બીજા ગ્રથમા આવશે

રીતે દર્શાવતા ચાલે છે તેઓ ઉપદેશ છે કે, ધાર્મિક બાબતોમા તો પાશ્ચાત્યો ભારતવાસીઓના ગુરુ બની શકે તેમ નથી, ઊલટુ તેમણેજ અહીની બ્રહ્મવિદ્યાના શિષ્ય થવુ જોઇશે, છતા ભારતવાસીઓએ પોતાની ગુમાઇ ગએલી ઉચ્ચ વ્યાવહારિકતા પ્રાપ્ત કરવામાટે તેઓ પાસેથી કઇએક સદ્‌ગુણો અવશ્ય શિખવા જોઇએ, અને પોતા ઉપર અમલ ચલાવી રહેલા નિકૃષ્ટ વ્યવહાર, ખરાબ રૂઢિઓ, તથા નુકસાનકારક અવગુણોને અને દુ ખ દારિદ્રને તેમણે દૂર કરવા જોઇએ

જુદે જુદે સ્થળેથી સ્વામીજીને અપાએલા માનપત્રોમાં કેટલીક બાબતો એકની એક મતલબની આવે એ સ્વાભાવિક હોવાથી તેવી બાબતો કેટલેક સ્થળે ટુકમાં આપી છે સ્વામીજીએ તેના પ્રત્યુત્તરોમા જુદે જુદે સ્થળે આપેલા વ્યાખ્યાનો એક પછી એક વચાતાં ચાલે છે તેમ તેમ વિષયોમા વિવિધતા આવવા સાથે તેમના આદેશોનો પ્રભાવ પણ ખીલતો ચાલે છે વળતો આભાર માનવો, ભારતની ધર્મપ્રિયતા, ઇત્યાદિ શરૂઆતની થોડી ઘણી હકીકત તેઓશ્રીના ભિન્ન ભિન્ન સ્થળના વ્યાખ્યાનોમા એક મતલબની આવે એ સ્વાભાવિકજ છે વાચકોને કોઇ કોઇ પ્રસગે કોઇ કોઇ બાબતમા શકા કે મતભેદ જેવુ લાગે એ પણ સ્વાભાવિક છે, પરતુ વિષયને આગળ વાચતા તરતમા અથવા છેવટસુધીમા ઘણેભાગે એવી બાબતોનુ સ્પષ્ટીકરણ કે સમાધાન પણ મળી જતુ જણાશે એકદરે સ્વામીજીના કથનમા દેશની દુર્દશાવિષે સ્થળે સ્થળે જે લાગણી ઉભરાઇ જાય છે, અને ખરો વિવેક, ખરી ધાર્મિકતા તથા શુદ્ધ વ્યાવહારિકતા તરફ ભારતવાસીઓનુ જે હૃદયગ્રાહી ભાષામાં તેઓ ધ્યાન ખેચે છે, તેની શુભ અસરો ગ્રહણ કરીને ઉન્નતિના વિચારો તથા આચારોમા આગળ વધવુ એજ આવાં પુસ્તકોનો ખરો ઉપયોગ છે

હિમાલયના આલ્મોરા સ્થાનમાં સ્વામીજીએ સ્થાપેલા આશ્રમ તરફથી તેમના તમામ વ્યાખ્યાનો તથા પત્રો ઇત્યાદિનો સગ્રહ જુદા જુદા ભાગોરૂપે અગ્રેજીમા પ્રસિદ્ધ થતો ચાલે છે, તેમાનો એક ભાગ કે જે "કોલબો ટુ આલ્મોરા" એ નામથી ઓળખાય છે તે ઉપરથી, તેમજ તેજ વિષયના બગાળીમાં પ્રસિદ્ધ થએલાં "ભારતેર વિવેકાનદ" એ પુસ્તકો ઉપરથી અનુવાદરૂપે આ પુસ્તક તૈયાર થએલુ છે, જેથી એ ગ્રથોના યોજક તેમજ પ્રકાશક સજ્જનો પ્રત્યે હૃદયપૂર્વક કૃતજ્ઞતા દર્શાવવામાં આવે છે

આ ગ્રથનુ ભાષાન્તર ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક અને વકતા શ્રીયુત વસનજી દયાળજી ગણાત્રા પાસે તૈયાર કરાવવામા આવ્યુ છે આ કાર્ય કરવા સમયે તેમની શરીરપ્રકૃતિ જોઇએ તેવી નહિ છતા શ્રમ લઇને તેમણે આ ભાગ તૈયાર કરી આપ્યો, તેને માટે તેઓને સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે.

મદ્રાસથી આલ્મોરા સુધીના સર્વ વ્યાખ્યાનો હવે પછીના ભાગમા પ્રસિદ્ધ થશે સ્વામીજીના વ્યાખ્યાનોનો ઉત્તરોત્તર વધતો જતો પ્રભાવ હજી એ ભાગમાં પાઠકો વિશેષ અનુભવશે. માગશર વદી ૧૧ સ ૧૯૭૩ ડીસેમ્બર ૧૯૧૬ ભિક્ષુ—અખંડાનંદ

# स्वामी विवेकानंदनो संदेशो

( ભગિની નિવેદિતાના "મારા ગુરૂનો સદેશો" એ અગ્રેજી લેખ ઉપરથી )

સ્વામી વિવેકાનદનાં ધાર્મિક વ્યાખ્યાનોએ જો કે સમસ્ત જગતને સત્યધર્મનું એક શાસ્ત્ર આપ્યુ છે, છતાં સ્વામીજીના સ્વદેશનાં બાળકોને તો એ વ્યાખ્યાનોએ ધર્મનુ આદર્શ સ્વરૂપ સમજાવ્યુ છે. હિન્દુસ્તાન અને હિન્દીપ્રજાની આધુનિક અધોગત અવસ્થામા જ્યારે તેના ઉપર ચારે તરફથી વિદેશીય સસ્કારોના આક્રમણ થતાં હતાં, ત્યારે તેને ખરેખર એવા સમર્થ આલબનની જરૂર હતી કે જેનો તે આશ્રય લઇ શકે કોઇ એવા દઢ અને પ્રમાણભૂત કથનની જરૂર હતી કે જેના ઉપર તે પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક વિશ્વાસ રાખી શકે સ્વામી વિવેકાનદના તેજ પ્રકારના સત્ય અને આગ્રહયુક્ત ઉપદેશોમા હિન્દુપ્રજાને પોતાના ધર્મનુ યથાર્થ દર્શન કરવાનુ સાધન પ્રાપ્ત થયુ છે

હિન્દુસ્તાનમા—હિન્દુજાતિમાં જન્મી સસ્કૃતિના ઉચ્ચતમ શિખરેથી એક હિન્દુ મહાત્મા હિન્દુધર્મનો પ્રચાર કરતો સમસ્ત જગતમા વિચરે, એ બનાવ ઇતિહાસમા પ્રથમજ બન્યો છે પોતાના ધર્મનુ શું કથન છે ? એવી જિજ્ઞાસા રાખનાર હિન્દુને અને પોતાના બાળકોને પોતાના ધર્મનું ખરૂ રહસ્ય સમજાવવા ઇચ્છનાર માતાપિતાઓને સ્વામી વિવેકાનદના ગ્રન્થો તરફ નિ સશય વળવુ પડશે. કદાચ હિન્દુસ્તાનમાથી ઈગ્રેજી ભાષાનો લોપ પણ થઇ જાય, તથાપિ એ ભાષામાં અપાએલા સ્વામીજીના ઉપદેશો તો પૂર્વને તેમજ પશ્ચિમને જ્ઞાનશિક્ષણના ઉત્તમોત્તમ સાધનરૂપેજ સદા રહેશે એ નિર્વિવાદ છે સાંપ્રતકાળમા હિન્દુધર્મનાં આમતેમ વેરાએલાં રત્નોનો યથાસ્થિત સગ્રહ કરી એક માળા ગુથવાની આવશ્યકતા હતી, તેમજ ભૌતિકશાસ્ત્રોરૂપી મિશ્ર સોનુ ભઠ્ઠીમા ખૂબ તપાવતા તેમાથી પણ સાચુ સોનુ નીકળે છે એવુ દર્શન કરાવનાર એક ધર્મની જગતને જરૂર હતી. આ ઉભય લક્ષ્ય સ્વામીજીના પ્રખર અભ્યાસ અને વિવેકસપન્ન યોજનાથી સિદ્ધ થયુ છે. સ્વામીજીના ઉપદેશોમાં અને એમના દઢ જીવનમાં જે સનાતનધર્મને તેઓ માનતા હતા તેની દઢતા પ્રત્યક્ષ જણાય છે જે ધર્મશ્રદ્ધાને પ્રભાવે સત્યના વિકટ પ્રસગોમાં પણ વીરતાપૂર્વક કર્તવ્યભાન જાગ્રત રહેવા દઇ સમસ્ત જગતમાં સનાતન ધર્મની ધ્વજા ફરકાવી છે, તે ધર્મમાં—તે ધર્મ ઉપરની શ્રદ્ધામાં ચિરકાળ ટકી રહેવાનુ સામર્થ્ય છે, એમ કહેવામાં જરા પણ વાંધો નથી

"માનવજીવનનુ સાચુ રહસ્ય અન્યને કહેવામાં પોતાનુ પણ હિત સમાયલું છે" આ પ્રેમસૂત્ર ભારતભૂમિમા અનાદિ કાળથી વ્યવહારમાં મૂકાયલુ છે આપણે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે અન્ય દેશોના લોકોને કહી તેમના જીવન પ્રેમમય અને સુખરૂપ કરવા, એ પણ આર્યભૂમિનુ પરાપૂર્વનુ બિરદ છે

પ્રથમ શ્રીબુદ્ધભગવાને પોતાના શિષ્યોને અજ્ઞાનનિદ્રાને આધિન થયેલી

પ્રજાઓને જ્ઞાનના પ્રકાશથી જાગ્રત કરવા વિવિધ દેશોમાં મોકલ્યા હતા, અને એમની નિર્વાણપ્રાપ્તિ પછી પણ આ કાર્ય શતકો પર્યન્ત ચાલુ રહ્યુ હતુ પોતાનું *જ્ઞાન અન્યને આપવાથી તે ઉલટુ વધે છે, એ વાત આર્યદેશના લક્ષમા આવી,* તેને શતકોનાં શતકો થઇ ગયા છે. પોતાના જ્ઞાનનો અનેક દેશ દેશાન્તરોમા પ્રચાર કરવાથીજ હિંદુધર્મ એક 'અમોઘ' સ્વરૂપ ધારણ કરી શક્યો છે વિદેશમાં પોતાના એક વ્યાખ્યાનમા સ્વામીજીએ કહ્યુ હતુ કે, " જો એક ધર્મ ખરો છે તો બીજા ધર્મો પણ ખરાજ હોવા જોઇએ સર્વ ધર્મોનું લક્ષ્ય એકજ હોઈ **વાસ્તવિક રીતે સમસ્ત જગત એકજ ધર્મપરાયણ** છે, અને એ રીતે હિન્દુધર્મ જેટલો મારો છે તેટલોજ તે તમારો સર્વનો પણ છે " પોતાના શિષ્યોને દેશાન્તરમા મોકલવામા ભગવાન બુદ્ધને જે પ્રેમ ઉત્પન્ન થતો હતો તેજ પ્રેમ સ્વામીજીનાં ઉપરોક્ત વાક્યોમા આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ બીજા એક વ્યાખ્યાનમાં સ્વામીજીએ કહ્યુ હતુ કે " અમે હિન્દુલોકો કોઇપણ ધર્મનો વિરોધ કરતા નથી, એટલુજ નહિ પણ પ્રેમપૂર્વક અમે માનીએ છીએ કે સર્વ ધર્મોનો હેતુ પ્રભુને પામવાનો હોઇ અમે પણ ધર્મના એ મૂળતત્ત્વથી ભિન્ન નથી ધર્મને નામે પ્રચલિત તત્ત્વ ભલે મહમદ પયગબર તરફથી પ્રાપ્ત થયુ હોય, ઝોરાસ્ટરે ઉપદેશ્યું હોય કે ઇસુખ્રિસ્ત પાસેથી મળ્યુ હોય, પણ તેનો સાર ગ્રહણ કરવા અમે તૈયારજ છીએ. એક સાધારણ–જગલી પ્રજાના મન્તવ્યથી તે અત્યુચ્ચ ધર્મ-ભાવના પર્યન્તના સર્વ ધર્મ પ્રભુપ્રાપ્તિના—અનતની સાથે ઐક્ય પામવાના ભિન્ન ભિન્ન માર્ગજ છે, એ ભાવનાનો અમે કોઇવાર પણ ત્યાગ કર્યો નથી. સર્વ ધર્મરૂપી પુષ્પો પ્રેમસૂત્રમા ગુથી એક અનતના ચરણમાં અર્પણ કરવાં એજ અમારો પૂજાવિધિ છે." અમુક મનુષ્ય પરદેશીય અથવા પારકો છે એવો વિચાર સ્વામીજીના મનમાં એકવાર પણ આવ્યો નથી સમગ્ર મનુષ્યજાતિમાટે એમના ઉદાર ચિત્તમાં આત્મભાવનાનુ સ્થાન હતુ સત્યધર્મનો એમણે સર્વને સમાન રીતે સદુપદેશ કર્યો છે

અમેરિકાની " સર્વધર્મપરિષદ્ " મા એમણે " હિન્દુધર્મની કલ્પના " એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યુ હતુ. આ વ્યાખ્યાનમાં એમનો ઉદ્દેશ માત્ર હિન્દુ-ધર્મની સામાન્ય રૂપરેખા દોરવાનો હતો, પરતુ વ્યાખ્યાન શરૂ થતાજ પ્રેમ અને પવિત્રતાની એમની વાક્ધારા ચાલી અને એજ વ્યાખ્યાનમાં હિન્દુધર્મનુ ઉત્તમો-ત્તમ સ્વરૂપ પૂર્ણ પ્રકાશથી પ્રકાશ્યુ એમ જણાઇ આવે છે એ કેવો પ્રસગ ! મિશીગન સરોવરને કાંઠે આવેલુ ચિકાગો શહેર આ મહાન કાર્યને માટે પસદ કરવામાં આવ્યુ હતુ ચિકાગોની વસ્તી મુખ્યત્વે યૂરોપિયન છે, પણ સસ્કૃતિ અને પ્રગતિમા યૂરોપના કરતાં તેમનામાં અનેક વિશેષ તત્ત્વો છે યૂરોપની દરેક પ્રજાએ અમેરિકાની પ્રજાને પોતાનો હિસ્સો આપ્યો છે, તેનુ યથાર્થ દર્શન ચિકા-

ગોમા થાય છે. ત્યા અનેક પ્રજાઓના—અનેક જાતિઓના—અનેક ધર્મોના લોકો વસે છે. ચિકાગોમાં જેવી રીતે યૂરોપિયન સસ્કૃતિના કેટલાક શુભ અશો જણાય છે, તેવીજ રીતે એ સસ્કૃતિની કાળી બાજુનુ પણ ત્યા યથાર્થ દર્શન થાય છે. આ ભવ્ય નગર જગતનુ એક બજાર કિંવા મનુષ્યોનુ પ્રદર્શન હોય તેવુ જણાય છે. યૂરોપના સઘળા વર્ગના અને ધર્મોના મનુષ્યો આ શહેરમાં નિવાસ કરે છે. આવા વિવિધ પ્રવૃત્તિઓ અને વિવિધ વૃત્તિઓવાળા, બાહ્ય દૃષ્ટિથી કોલાહલ ભર્યા બજાર જેવા જણાતા પણુ અતરમા એ ઘોઘાટના ગર્ભમા શાતિયુક્ત એવા— ચિકાગો નગરમા આ મહારાજ્યો અને મહાપ્રજાઓને એકત્ર કરવાની પ્રવૃત્તિનો પ્રારભ થયો એ બહુ શુભ ચિન્હ છે મનુષ્યસમાજ એક થાય અને વિવિધ પ્રજાઓ પ્રેમ અને સમતાના બધનોથી બધાય, એવો સમય લાવવાનાં કારણુ ઉત્પન્ન કરવાનુ માન ચિકાગો શહેરને ઘટે છે.

સ્વામી વિવેકાનદનો "સર્વધર્મપરિષદ્નો" શ્રોતાવર્ગ કેવા પ્રકારનો હશે તેનુ અનુમાન ઉપરના વિવેચન ઉપરથી થઇ શકે છે પોતાના ધર્મથી અન્ય કોઇ ઉચ્ચ ધર્મ હોઇ શકેજ નહિ, પોતાની સસ્કૃતિથી અન્ય કોઇ ઉચ્ચ સસ્કૃતિ છેજ નહિ, એવો એ શ્રોતાવર્ગનો દૃઢ નિશ્ચય થઇ ગયો જણાતો હતો, અને તેથીજ આ હિન્દુ—મૂર્તિપૂજક ધર્મના સાધુ તેમને શુ નવુ કહેવાના હતા તે એમને આશ્ચર્યજનક લાગતુ હતુ જેમ સ્વામીજીની આગળ આવો વિદેશી શ્રોતાસમૂહ હતો તેવીજ રીતે એમની પાછળ પ્રાચીન વૈદિક ઋષિઓનો સમર્થ અને શ્રદ્ધાપાત્ર જ્ઞાનભડાર પણુ હતો એમની પાછળ યુગોના યુગોથી ઉછળતો તત્ત્વસાગર વિજય-ધ્વનિથી ઉછાળા મારી રહ્યો હતો વેદોના પ્રાચીનમાં પ્રાચીનકાળથી, ઉપનિષદોના પ્રકાશથી પ્રકાશમાન દેખાતા જે ધર્મના ગર્ભમાં અનેક મત, અનેક પથ અને અનેક સપ્રદાયો તથા પેટા સપ્રદાયોનો સમાવેશ થતો હતો, જે ધર્મના પવિત્ર જ્ઞાનપ્રકાશથી ઉજ્જવલ બનીને અનેક સાધુ—સતો અને ઋષિ—મુનિઓએ જગતને પ્રકાશમાન્ કર્યું હતું, જે ધર્મની અપેક્ષાએ બૌદ્ધધર્મ પણ કેવળ પ્રાકૃત જેવો હતો, એવા મહાન ધર્મ અને તત્ત્વજ્ઞાનનો ઉદધિ એમની પૂઠે ઉભરાઇ રહ્યો હતો સ્વામીજીની સામે પશ્ચિમ હતુ અને પાછળ પૂર્વ—હિન્દુસ્તાન હતુ જે દેશે હજારો વર્ષોથી—હજારો પ્રકારની ભિન્ન જાતિઓ અને ધર્મોનો સમાગમ સેવ્યો હતો, જેણે સાંસારિક અને વ્યાવહારિક પ્રસગોમાથી પ્રાપ્ત થએલા અનુભવોમાથી પોતાને માટે અનેક પ્રકારનો છતાં એક સમભાવનો ધર્મ સાચવી રાખ્યો હતો, સ્થળ કાળ કે ઉપાધિથી અતીત રહી સાર્વત્રિક અને વિશ્વવ્યાપી થવાની જે ભૂમિમાં યોગ્યતા હતી, એ ભૂમિની—હિંદની પ્રજાને વારસામા મળેલો ધર્મ, એ સ્વામીજીનુ સમર્થ પ્રોત્સાહન હતુ

ચિકાગોની સર્વધર્મપરિષદ્મા જાણે બે પ્રકારના ચૈતન્યસાગર પરસ્પર

ભેટવાની તૈયારીમા આવી ગયા હોય એમ લાગતુ હતુ પ્રાચીન અને અર્વાચીન સસ્કૃતિનો સંયોગ થવાનો આ અપૂર્વ પ્રસગ હતો, અને એ મગળકાર્ય સ્વામી-જીના પ્રયત્નથી થવા પામ્યુ છે ચિકાગોની ધર્મપરિષદ્‌મા એક નવાજ પ્રકારનો સનાતનધર્મ ઉત્પન્ન થયો છે, એમ કહેવામા ખોટુ નથી. સ્વામીજીએ પોતાના સંબધી કે પોતાના અનુભવ સબધી કશુ પણ ત્યા કહ્યુ નથી, તેમજ પોતાના ગુરુ સબધી પણ એમણે ત્યા કશો ઉલ્લેખ કર્યો નથી, પરન્તુ પોતાના રાષ્ટ્રીય સનાતનધર્મ—આર્યાવર્તના અનેક અનુભવજન્ય અદ્વૈત–પ્રેમધર્મની જયઘોષણાથી એમણે પશ્ચિમની પ્રજાને નિદ્રામાથી જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો હતો સ્વામીજી પશ્ચિમના સુધારા અને સસ્કૃતિના મધ્યસ્થાનમા પોતાનો જયઘોષ કરતા હતા અને ચિકાગોમાથી ઉભરાતો એ પ્રેમસાગર આખા પાશ્ચાત્ય જગતમાં પ્રસરી પાશ્ચાત્ય બન્ધુઓને નિદ્રામાથી જગાડીને કહેતો હોય કે તમારૂ તેજ પૂર્વનુ અને પૂર્વનુ તે તમારૂજ છે, અને જેમ તમારા ધર્મમા મહત્તા અને સામર્થ્ય હતુ તેમ સર્વ ધર્મો મહાન અને સમર્થ છે, એમ જણાતું હતુ

અનેક ધર્મો તથા સંપ્રદાયોના વિદ્વાનો અને પ્રતિનિધિઓ "સર્વધર્મ-પરિષદ્" ના ઉચ્ચાસન ઉપર સ્વામીજીની સાથેજ વિરાજમાન હતા, પરતુ સાર્વ જનિક ધર્મનુ રહસ્ય સમજાવવાની યોગ્યતા તો સ્વામીજીનેજ પ્રાપ્ત થયેલી હતી સ્વામીજીનો ધર્મ એક વિસ્તૃત મહાસાગર સમાન હોઇ અન્ય સર્વ ધર્મો અને સંપ્રદાયો તેમા નાના નાના નદ અને નદીઓ જેવા જણાતા હતા. સ્વામી-જીએ ત્યાં કહ્યુ હતુ કે જુદા જુદા નદીનાળા માર્ગે જવા છતા પણ છેવટે સાગરમાજ પહોચે છે, તેમ સર્વ ભિન્ન ભિન્ન ધર્મો પણ માત્ર એકજ પર-માત્માને પહોંચવાના ભિન્ન ભિન્ન સાધનોરૂપ છે **मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव** । તેમજ **यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा । तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥**

અર્થાત્—જ્યા જ્યા ધર્મ છે, જ્યા જ્યા પ્રેમ છે, જ્યા જ્યાં વિભૂતિ છે ત્યાં ત્યા પરમાત્માનો વાસ છે, એ વાક્યનુ કથન કરી સ્વામીજીએ તત્ત્વદષ્ટિથી સર્વ ધર્મોની એકવાક્યતા કરી છે. મનુષ્ય પાપમાથી પુણ્યમા જાય છે તેમ નથી, દુખમાથી સુખમા જાય છે તેમ નથી, તેમજ તે અસત્યમાંથી સત્યમા પ્રવેશ કરે છે તેમ પણ નથી દુખ, અસત્ય કે પાપ વાસ્તવમાં છેજ નહિ, પરન્તુ મનુષ્ય ન્યૂન પુણ્યમાંથી અધિક પુણ્યમાં, ન્યૂન સુખમાથી અધિક સુખમા, ન્યૂન સત્યમાંથી અધિક સત્યમા પ્રવેશ કરે છે જ્યાં અસત્યજ ન હોય ત્યા કોઇ ધર્મને અસત્ય કેમ કહેવાય? આ હિન્દુધર્મનુ રહસ્ય એમણે ત્યા દર્શાવ્યુ હતુ સનાતનધર્મનો આ મુક્તિમત્ર એમણે ત્યાં ઉપદેશ્યો હતો. ન્યૂનમાથી અધિક પ્રાપ્ત કરતા મનુષ્યે ચૈતન્યનો અનુભવ કરી, પૂર્ણ ચૈતન્યસ્વરૂપ પ્રાપ્ત કરવુ જોઇએ મનુષ્યપ્રય-

ત્નનો એ અવધિ છે. મનુષ્યે છેવટે સચ્ચિદાનંદસ્વરૂપ થવું જોઇએ. આ વિશ્વ કે જ્યાં વસ્તુમાત્ર નાશવંત જણાય છે, અને સર્વ કાંઇ મૃત્યુવશ પ્રતીત થાય છે, તેમાં અવિનાશીની ઓળખ કરવી, એજ મનુષ્યનો ખરેખરો ધર્મ છે જે જગતનું સ્વરૂપ પ્રતિક્ષણે વિકારવશ છે તેમાં અવિકારી તત્ત્વનો સાક્ષાત્કાર કરવો અને અસ્થિરતામાં સ્થિરતાનું દર્શન કરવું, એજ મનુષ્યના પુરુષાર્થનો હેતુ છે

સર્વ જગતને ધર્મ શિખવવાનો અધિકાર તો આર્યભૂમિનેજ છે, એ કથનને સ્વામીજીએ સીલ–સિક્કાથી મજબૂત કર્યું છે સ્વામીજી સમસ્ત હિન્દુપ્રજાના ધર્મની ઇમારત વેદો ઉપર ચણાએલી માને છે, પણ વેદ શબ્દની વ્યાખ્યા એમણે પોતાના વિશ્વવ્યાપી ધર્મને અનુલક્ષીને કરી છે જ્યાં સત્ય છે ત્યાં વેદ છે સર્વ સત્યનો સમાવેશ વેદમાં થાય છે એમ નથી, પણ જે જે ધર્મમાં કે વાણીમાં સત્ય છે તે સર્વ વેદના નામને પાત્ર થાય છે વેદો એક પુસ્તક નથી ભિન્ન ભિન્ન કાળના ઋષિ–મુનિઓએ જે સત્યનું કથન કર્યું છે તેનો સમુચ્ચય વેદ છે સનાતનધર્મના સબંધમાં પણ, વેદાંતના ઉચ્ચતમ તત્ત્વજ્ઞાનથી તે પૌરાણિક વિવિધ મૂર્તિપૂજાઓ પર્યન્તના સર્વ સંપ્રદાયોનો, બુદ્ધના શૂન્યવાદ અને જૈનોના નિરીશ્વરવાદનો પણ સનાતનધર્મમાં સમાવેશ થાય છે. હિન્દુપ્રજામાં આજે અનેક મતમતાંતર, સંપ્રદાયો કે પંથો દેખાય છે, પણ એથી કદાચ વધારે સંપ્રદાયો હોય તોપણ તે સર્વ ભિન્ન ભિન્ન દેશ–કાલ અને સંયોગોને લીધે ઉત્પન્ન થએલા એકજ ધર્મનાં અનેક સ્વરૂપો છે પ્રત્યેકનો ઇષ્ટદેવતા ભિન્ન હોય તેથી ધર્મ કાંઇ ભિન્ન થઇ શકતો નથી, એમ સ્વામીજીનો અભિપ્રાય હતો. પ્રત્યેકને પોતાનો ઇષ્ટદેવતા અને ઇષ્ટમાર્ગ શોધવાનો સંપૂર્ણ હક્ક છે સનાતનધર્મની આ વ્યાખ્યા માન્ય કરતાં હિન્દુધર્મનો વિસ્તાર જગતના કોઇ પણ ધર્મથી વધી જાય છે તત્ત્વની દૃષ્ટિથી જોતાં એજ ધર્મ વિશ્વવ્યાપી ધર્મ છે, એમ સ્પષ્ટ સમજાય છે પરમાત્મા સાથે યોગ કરવો, તેનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરવો, એ સનાતનધર્મનું અંતિમ લક્ષ્ય છે, અને તે હરકોઇ પ્રકારે સધાય–પરમાત્માની સાથે ગમે તે રીતે યોગ થાય તેમાં ધર્મ જવાબદાર નથી ધર્મમાં આવું સ્વાતંત્ર્ય એજ ધર્મનું અંતિમ સ્થાન કહી શકાય

સનાતનધર્મની ખૂબી આ વ્યાવહારિક ધર્મસ્વાતન્ત્ર્યમાંજ સમાયલી છે એમ નથી હિન્દુ સનાતનધર્મની મહત્તા કંઇક ઓરજ છે. સનાતનધર્મ દરેક મનુષ્યને ત્રિકાલાબાધ્ય મુક્ત માને છે. સનાતનધર્મ કહે છે કે "તમે સચ્ચિદાનંદ છો! તમારા વ્યવહારથી પર જે પરમપુરુષ તે અંધકાર અને મોહથી પર હોઇને સ્વયંપ્રકાશરૂપ છે, તેને જાણવાથીજ મનુષ્ય અમૃતત્વનો ભોક્તા થાય છે તેને માટેજ–તેને લીધેજ સર્વ જગત છે આ એકજ સચ્ચિદાનંદ શબ્દમાં અનેક ધર્મો અને અનેક પંથો અંતર્ભાવ પામે છે. આ એકજ શબ્દાન્તર્ગત અનુભવ-

માટે બધા ધર્મો, પથો કે સપ્રદાયો અનેક પ્રકારના પ્રયત્ન કરી રહ્યા છે " સ્વામીજીએ એક વ્યાખ્યાનમા કહ્યુ હતુ કે "ધર્મનું એક નવુ મંદિર બાધવાનુ મહત્ કાર્ય આપણે સર્વેએ સાથે મળીને કરવાનો સમય હવે સમીપ આવ્યો છે એ મંદિરમાં પ્રવેશવાનો સર્વને અધિકાર છે તેના મુખમાં અને હૃદયમા ૐનો કર્ણપ્રિય–પ્રાણપ્રિય ધ્વનિ ભરપૂર હોવો જોઇએ આ કાર્યમા તમારી સર્વની સહાયતાની હુ યાચના કરૂં છુ." અને જેઓ એમના એ વ્યાખ્યાનમા હાજર હતા તેમને એ મદિર બાધવામાટે હિન્દુસ્તાન એ એક સુરમ્ય સ્થાન જણાયુ હતુ, અને એ મદિરમાં માત્ર હિન્દના વિવિધ ધર્મો અને પથોના પૂજકોજ પ્રવેશ કરે એમ નહિ, પણ સમસ્ત જગતના ધર્મો અને સપ્રદાયોના અનુયાયીઓ એ મદિરના પ્રેમદ્વારમા પ્રવેશ કરશે, એમ એમને તે વખતે અનુમાન થયુ હતુ. હિન્દુસ્તાન જગતના સર્વ ધર્મોની માતૃભૂમિ છે અને ભવિષ્યમા પણ સર્વ ધર્મોને પ્રેમપૂર્વક પોતાની ગોદમાં લેવાને એજ ભૂમિ સમર્થ થશે આપણે અનેક માર્ગોપર ચાલનારા હોઇએ, અનેક ગલીકુચીઓમાં ફરતા હોઇએ, તથાપિ સર્વને ભેટવાનુ–મળવાનુ એકત્ર થવાનુ સ્થાન, નામ અને રૂપથી પર એવો જે પરમાત્મા તે તો હિદુસ્તાનના સનાતન ધર્મમદિરમાજ છે દૃશ્યમાથી અદૃશ્યમાં પ્રવેશ કરવો, આકારમાંથી બહાર આવી નિરાકારમાં લય પામવુ, અને અનેકરૂપે દેખાતા આ વ્યવહારમાં એકતાનો અનુભવ કરવો, એજ સર્વ ધર્મોનો ઉદ્દેશ છે આ તત્ત્વથી વિરુદ્ધ હોય એવો એકે ધર્મમાર્ગ નથી, એમ સનાતનધર્મ મુક્ત કંઠે કહે છે અને આમ કહેનાર ધર્મ સાથે કયો ઉચ્ચાશયી ધર્મ વિરોધ રાખી શકે તેમ છે? સર્વનો ઉદ્દેશ એકજ છે અને તે સર્વને માન્ય હોવો જોઇએ, એમ સનાતનધર્મનુ કથન છે અન્ય મહાન ધર્મો અને સનાતનધર્મમા એકબીજો પણ ભેદ છે. અન્ય ધર્મો ઉપર્યુક્ત લક્ષ્યને પામવા જ્યારે અમુક એક અથવા અન્ય અનેક માર્ગોનો ઉપદેશ કરે છે અને તે તેના અનુયાયીઓને કર્તા માને છે, ત્યારે સનાતનધર્મ એ લક્ષ્યને પામવામાટે ગમે તે માર્ગ ગ્રહણ કરવાની પ્રત્યેક વ્યક્તિને સપૂર્ણ સ્વતત્રતા આપે છે આ ઉન્નતિના વિકાસક્રમનું ચડતુ પગથીયુ છે.

સ્વામીજીનાં સનાતનધર્મવિષયક વ્યાખ્યાનોમા એમણે અમુક સિદ્ધાન્તો પોતાના તરફથી કહ્યા હોત તો તે એટલા માન અને સત્કારને પાત્ર કદાચ ન પણ થાત શ્રીમદ્ભગવદ્ગીતાના ગાનાર શ્રીકૃષ્ણ ભગવાન અને ભગવાન શકરાચાર્યની પેઠે એમણે પ્રત્યેક વાક્ય, એકે એક શબ્દ શ્રુતિ–ઉપનિષદના આધાર ઉપર ઉચ્ચાર્યો છે એમણે હિન્દુસ્તાનને નવુ કશુજ કહ્યું નથી તેનુ પોતાનુજ તત્ત્વજ્ઞાન ભૌતિકશાસ્ત્ર અને સસ્કૃતિને અનુકૂળ છે, એમ સિદ્ધ કરી બતાવ્યુ છે સત્ય તે સત્યજ છે. ન્યૂટને શોધ કર્યા પહેલાં પણ ગુરુત્વાકર્ષણનો નિયમ પ્રવૃત્તિમાં હતો. આત્મા અને પરમાત્માનો સબધ તથા આત્મા અને જગતનો સબધ પ્રથ-

મથી જે છે તેજ છે, પણ સ્વામીજીના પ્રભાવ, જ્ઞાન અને અનુભવથી આપણે એ સબધને પાશ્ચાત્ય સસ્કૃતિની દ્રષ્ટિથી શ્રદ્ધાપૂર્વક જોઇ શક્યા છીએ સ્પષ્ટ અને વ્યાવહારિક ભાષામાં એમણે વેદાન્તના ઉચ્ચ રહસ્યને પ્રતિપાદન કર્યું છે, તે સાધારણુ માણુસ પણુ સમજી શકે છે. એમના વિના એ વેદાન્ત પડિતો વગેરેના વાદવિવાદના વિષયરૂપેજ રહે તેમ હતુ સ્વામીજીએ તત્ત્વનો ઉપદેશ એક વાક્‌પટુ વિદ્વાનની પેઠે નહિ પણુ અનુભવી બ્રહ્મનિષ્ઠ પ્રમાણે કર્યો છે સ્વામીજી શ્રોત્રીય હોઇ બ્રહ્મનિષ્ઠ હતા આત્માનદસાગરના ગુહ્યતમ ભાગમા એમણે ડૂબકી મારી હતી. ત્યાનો પ્રેમભડાર હાથ કરી, કૃપા કરી એમણે આપણા જેવા પામર જીવોના ઉદ્ધારમાટે એ માર્ગ અમુક આપ્ત, અમુક પરકીય, અમુક બ્રાહ્મણુ અને અમુક ચાડાલ એવો લેશમાત્ર પણુ ભેદભાવ રાખ્યા વિના સર્વ અધિકારીઓને સમાન રીતે દર્શાવ્યો છે.

આપણે ઉપર કહી ગયા છીએ કે સ્વામીજીએ નવુ લાગે એવુ કશુ કહ્યુ નથી, તથાપિ પ્રાચીનની અર્વાચીન સાથે એકવાક્યતા કરતા એમણે કઇજ નવીન નથી કહ્યુ, એમ પણુ કહેવા જેવુ નથી અદ્વૈત સિદ્ધાન્તની તત્ત્વદ્રષ્ટિથી મનુષ્યનુ જે અતિમ લક્ષ્ય છે, ત્યાં પૂજક અને પૂજ્ય, જ્ઞાતા અને જ્ઞેયનો અભાવ થઇ જાય છે, એ સ્થિતિ અતિમ છતા દ્વૈત અને વિશિષ્ટાદ્વૈત પણુ એજ મદિરના પગથીયાં છે. પ્રથમ દ્વૈતનો, પછી વિશિષ્ટાદ્વૈતનો અને અતે અદ્વૈતનો અનુભવ થતાં મનુષ્ય મુક્ત થાય છે. આ ત્રણુ ભાવનાઓમા ઐક્ય પ્રવર્તાવવાનુ સત્ય કથન સ્વામીશ્રીએ નવીનજ કર્યું છે એજ ઐક્યને વધારે વિસ્તૃત ભાવવાળુ સ્વામીજીએ જણાવ્યુ છે સ્વામીજી કહે છે કે એ ઐક્યમા ભેદનો વિચાર માત્ર પણુ સંભવિત નથી ભિન્ન ભિન્ન અધિકારની ભૂમિકાને લીધે એ ઐક્ય ન્યૂનાધિક જણાય છે એજ સત્યને શ્રીરામકૃષ્ણુ વધારે વ્યાવહારિક ભાષામા ફેરવીને કહે છે કે "એકજ સત્ય સાકાર અને નિરાકાર ઉભય પ્રકારે દૃશ્ય થાય છે એકજ પરમાત્મા દૃશ્ય તેમજ અદૃશ્યરૂપે રહેલો છે."

એમનુ એ કથન ખરેખર મહાનજ છે, કારણુકે આ કથનથી પૂર્વ પશ્ચિમ અને ભૂત ભવિષ્યનો ભેદભાવ ભસ્મીભૂત થઇ જાય છે પ્રેમના ધર્મમદિરના શિખર ઉપર સ્વામીજીએ આ એક સત્યનો નવીન–કળશ ચડાવ્યો છે, એમ કહેવામા જરા પણુ અતિશયોક્તિ નથી. જો **एकमेवाद्वितीयम्** વાસ્તવિક હોય–સર્વત્ર અદ્વૈતજ હોય તો સર્વ પ્રકારના પૂજાવિધિ સાચા છે. એટલુજ નહિ પણુ આપણો જીવન-ક્રમ, આપણાં પ્રત્યેક ઇચ્છા, આશા અને કર્મ એ પણુ પૂજાવિધિજ છે. અમુક કર્મ ઐહિક અને અમુક પારલૌકિક એવો ભેદ પણુ પછી વાસ્તવિક દૃષ્ટિથી રહેતો નથી કર્મ કરવા એ પૂજાવિધિ છે, અને ઇષ્ટનો જપ કરવો એ યજ્ઞ છે. સર્વ

મનુષ્યોનુ જીવન એ ધર્મની ઉપાસનાજ છે સદૈવ કાર્યનિમગ્ન રહેવુ એ જેટલુ દુર્ઘટ છે, તેટલુજ સર્વનો ત્યાગ કરવો એ પણ દુર્ઘટ છે

આ રીતે સ્વામી વિવેકાનંદને કર્મના એક મહાન ઉપદેશક કહેવામા લેશમાત્ર અતિશયોક્તિ નથી, પણ એમનો કર્મમાર્ગ જેમ જ્ઞાન અને ભક્તિથી ભિન્ન માનવામા આવે છે તેમ ભિન્ન નહોતો પરમાત્માનો સાક્ષાત્કાર પામવા એક ત્યાગીની પર્ણકુટિ કે પવિત્ર દેવાલય સાધનરૂપ છે, તેજ પ્રમાણે એક દુકાન, શાળા, ખેતર કે કારખાનુ પણ સાધનરૂપ છે, એમ સ્વામીજીનુ મન્તવ્ય હતુ તેમની દૃષ્ટિમા માનવજાતની સેવા અને પરમાત્માની પૂજામાં, અસત્ય સામે યુદ્ધ કરતાં દેખાડેલી વીરતામા અને પરાજય પામેલાની અખડ શ્રદ્ધામા, સત્ય વ્યવહારપરાયણતામા અને આત્મજ્ઞાનના ઉન્માદમા જરા પણ ભેદ નહોતો આ લક્ષ્ય—કર્મમાર્ગનુ આ દૃષ્ટિબિન્દુ એઓશ્રી પોતાના કોઇ પણ ઉપદેશક લેખમાં ચૂક્યા નથી એકવાર એમણે કહ્યુ હતુ કે સર્વ ભૌતિક શાસ્ત્ર, વિદ્યા અને ધર્મશાસ્ત્ર એકજ સત્યની શોધમા પ્રવૃત્ત છે, પણ એ ઐક્ય બરાબર સમજવામાટે આપણે અદ્વૈત સિદ્ધાન્ત પ્રથમ સમજવો જોઇએ એકજ તત્ત્વનિર્દેશ એમનાં સર્વ વ્યાખ્યાનોનો સારાંશ છે, એમ કહીએ તો ખોટુ નથી.

સ્વામી વિવેકાનંદે પાશ્ચાત્ય ઇંગ્રેજી અને પૌર્વાત્ય પ્રાચીન ભાષા સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો ઉભય દિશાગામી સંસ્કૃતિનુ પરિણામ સ્વામીજીના મન ઉપર કંઇક ઓરજ થયુ એમને એ ઉભય સંસ્કૃતિઓમાં પરસ્પર વિરોધ જણાયો પશ્ચિમનો નવીન સુધારો અને પૂર્વનો પ્રાચીન સુધારો એમને પરસ્પર ભિન્ન જણાયા. સ્વદેશમાં પણ પશ્ચિમના નવીન સુધારાનો પવન વાતો જોઇને એમનુ મન વધારે વ્યગ્ર થયુ આમા સત્ય શુ ? ખરૂ સુખ કયા ? મનુષ્યનુ જીવન શુ ? એવા પ્રશ્નોની પરંપરા જાગ્રત થતા એમની સંસ્કારી ધાર્મિક બુદ્ધિ જાગ્રત થઇ. એમની વિચારમાળાની ત્યારથી શરૂઆત થઇ વિવેક અને યુક્તિથી સમાધાન થાય ત્યાસુધી જરા પણ વિશ્રાંતિ લીધા વિના શાસ્ત્રીય પદ્ધતિથી એમણે એ ઉભય સંસ્કૃતિનો અભ્યાસ કર્યો, અને અદ્વૈતમતનું ખરૂ રહસ્ય સમજાયુ એટલે એમનો અભ્યાસ શાન્ત થયો પૂર્વ કાળના મૂળ અદ્વૈતતત્ત્વનુ કથન કરનાર અનેક ઋષિમુનિઓને જેમ દૈવગતિથી ચમત્કારિક રીતે એ જ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી, તેમ સ્વામીજીને થઇ નહોતી એમને તો બુદ્ધિસાગરને ખૂબ વલોવતાં આ જ્ઞાનરત્ન પ્રાપ્ત થયુ હતુ.

અદ્વૈતસિદ્ધિનો મૂળ મંત્ર નરેન્દ્ર ( સ્વામીજીનુ પૂર્વાશ્રમનુ નામ )ને દક્ષિણેશ્વર મંદિરના નાના બગીચામા પ્રથમ પ્રાપ્ત થયો હતો અહીંથીજ એમને જ્ઞાનની લગની લાગી હતી. અહીંથીજ એમનો હૃદયજન્ય માર્ગ જણાયો હતો. સ્વામીશ્રી એક ધનવાન વૈભવી સદ્‌ગૃહસ્થ થવાને માટે નહિ, પણ પ્રાચીન ઋષિઓના સનાતન સત્યનો જગતમાં પુન વિસ્તાર કરવા—એક સન્યાસી—

ત્યાગી થવાને માટે સંસારમાં જન્મ્યા હતા, એમ ત્યારથીજ જણાઈ આવ્યું હતું.

નરેન્દ્રને ખાત્રી થઇ કે ઋષિ મુનિઓએ જે કલ્યાણકારી વિભૂતિની સ્તુતિ કરી છે, તે વિભૂતિ શ્રી રામકૃષ્ણમાં સંપૂર્ણ પ્રકાશમાન છે પુસ્તકો જે સત્યનું દૂરથી છિન્નભિન્ન વર્ણન માત્ર કરે છે તે પરમસત્ય શ્રી રામકૃષ્ણમાં પૂર્ણ વ્યક્ત થયું હતું એમનું મન અનેકમાંથી એકમાં ઉછળવા લાગ્યું બુદ્ધિ ઉંચે ને ઉંચે ઉડવા લાગી જેની પ્રત્યેક સ્થિતિ સમાધિરૂપ જણાતી હતી, જેનું પ્રત્યેક વાક્ય જ્ઞાનનું વ્યક્ત સ્વરૂપ લાગતું, એવા શ્રી રામકૃષ્ણના દર્શન થતાં એમને ઈશ્વરી-જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રબળ આંતરપ્રેરણા થઇ. જેમના મનવચનકાયામાં ઈશ્વરજ રમી રહ્યા હતા, એવા સદ્દગુરુ પાસે તેમણે શ્રદ્ધાપૂર્વક શિર મૂક્યું અને ત્યાંથીજ તેઓ નરેન્દ્ર મટીને વિવેકાનંદ થયા, ત્યાંથીજ એમને જ્ઞાનમંત્રની પ્રાપ્તિ થઇ.

પરંતુ એટલાથીજ એમના મહાન કાર્યની તૈયારી થઇ રહી એમ નથી. એમણે ઉત્તરમાં હિમાલયથી તે દક્ષિણે કન્યાકુમારી સુધી અનેક સંત મહંત અને શ્રોત્રિય જનોનો સત્સંગ કર્યો હતો, એ પ્રવાસમાં સામાન્ય મનુષ્યોને પણ તેઓ આત્મભાવથી ભેટતા, સર્વ પાસેથી શિક્ષણ મેળવતા ને સર્વને શિક્ષણ આપતા સર્વની સાથે હળતામળતા, હિન્દુસ્તાનના આંતર અને બાહ્ય જીવનનો, ભૂતકાળના સંસ્કારો અને અર્વાચીનકાળની સંસ્કૃતિની અસરનો અભ્યાસ કરતા, અને આર્ય-દેશના સમસ્ત જીવનને પોતાના હૃદયમાં બરાબર બેસાડતા હતા રામકૃષ્ણ પરમ-હંસમાં જે તત્ત્વ એમને સાક્ષાત્ જણાયું હતું, તેજ તત્ત્વ અને તેજ જ્ઞાનનું લક્ષ્ય તેમના જોવામાં જ્યાં ત્યાં આવ્યું હતું

આ પ્રમાણે સ્વામી વિવેકાનંદજીના જ્ઞાનસંગીતનો ઝરો ધર્મશાસ્ત્રો, સદ્દગુરુ અને ભારત દેશના અનુભવમાંથી નીકળ્યો છે જ્ઞાનની આ ત્રિવિધ છાયા એમના પ્રત્યેક ભાષણમાં જણાઈ રહે છે આ ત્રિવિધ જ્ઞાનમાંથી જગતના ત્રિવિધ તાપને શમાવનારી દૈવી ઔષધિ એમણે નિર્માણ કરી છે. આ પ્રમાણે ત્રણ પ્રકારના પુનીત પ્રકાશથી તેજોમય થએલો દીપક હિન્દુસ્તાનને સ્વહસ્તેજ પ્રજ્વલિત થઇ, કેવળ હિન્દનાં બાળકોનેજ નહિ, પણ સમસ્ત જગતના બાળકોને પ્રકાશમાન માર્ગ દર્શાવવાને શક્તિમાન થયો ઈ ૪ સ ૧૮૯૩ ના સપ્ટેમ્બરની ૧૯ મીથી લઇ ઈ૦ સ. ૧૯૦૨ ના જુલાઇ માસની ૪થી તારીખસુધી સ્વામીજીએ પોતાનું ધર્મકાર્ય કર્યું હતું આપણે એમના આ મહત્કાર્યને પૂજીએ છીએ, એમના આ પ્રકાશ-માન જ્ઞાનદીપકને નમસ્કાર કરીએ છીએ, જે પુનીત ભૂમિએ એમના જેવા નર-રત્નને ઉત્પન્ન કર્યા, તેનો વિજય ઇચ્છીએ છીએ, અને જે ઉદાર હૃદયોના આશ્ર-યથી એઓ વિદેશોમાં પધાર્યા તે હૃદયોને ધન્ય માનીએ છીએ. વિવેકાનંદનાં શિષ્યા—

૪ થી જુલાઇ ૧૯૦૭ — બહેન નિવેદિતા.



# स्वामी विवेकानंद

## एमना सदुपदेश.

## ग्रंथ १ लो.

### १–धर्म एटले शुं ?



આગગાડીના પાટા ઉપરથી એક પ્રચંડ ઍન્જીન ઝડપથી દોડી આવતુ જણાય છે એમાના એક પાટા ઉપર એક છેક નાનો જંતુ બેઠેલો છે. ઍન્જીનને સમીપ આવેલુ જોઇને તે જંતુ પાટાની બાજુપર ખસી જઇ પોતાના જીવનુ રક્ષણ કરે છે. આવા પ્રકારના અનેક બનાવો આપણે જોઇએ છીએ. તે જંતુ ઘણોજ નાનો અને ઍન્જીન તેની સાથે સરખાવતા ઘણુજ મોટુ જણાય છે. એકાદ નાનો આઘાત પણ તે જંતુને મરણ શરણ કરવાને પુરતો છે—ઍન્જીનનો સ્પર્શ માત્ર પણ તેને જીવરહિત કરવાને બસ છે. અનન્ત હીલચાલ ઇત્યાદિ ચેષ્ટાઓ તે જંતુ પણ કરે છે અને ઍન્જીન પણ કરે છે, પરંતુ ઍન્જીન ગમે તેટલુ મોટું અને સમર્થ છતા જડ છે અને જંતુ ગમે તેટલો નાનો છતા જીવન્ત પ્રાણી છે. ઍન્જીન ગમે તેટલી હીલચાલ કરે તથાપિ તે સર્વ મર્યાદિત છે. ઍન્જીન બનાવનારે તેમા જે મર્યાદા મૂકી હોય તેનુ ઉલ્લંઘન કોઇ કાળે તે કરી શકતુ નથી, ત્યારે જીવન્ત પ્રાણી ગમે ત્યારે અને ગમે તે પ્રમાણે હીલચાલ કરવા સ્વતંત્ર છે. તેણે અમુક મર્યાદામા રહેવુ જોઇએ, એવો નિયમ કે પ્રતિબંધ કોઇથી કરી શકાતો નથી. જીવન્ત પ્રાણીમા બુદ્ધિ તથા શક્તિ છે અને તેનો ઉપયોગ કરવાનો તેને સંપૂર્ણ અધિકાર

છે. ઍન્જીન ગમે તેટલુ મોટુ છતા બુદ્ધિના અભાવે તે કેવળ પરતત્ર છે અને જીવન્ત પ્રાણી ગમે તેટલુ નાનુ છતા તે સ્વતંત્ર છે. આ સ્વતત્રતા કેવા મુક્તિને માટેજ આપણો સર્વ પ્રયત્ન છે આપણી જે ચાલુ સ્થિતિ હોય તેથી અધિક સ્વતત્રતાની સ્થિતિ કેમ પ્રાપ્ત થાય એજ આપણા દરેકના વિચારનો વિષય છે અને આપણા સર્વ પ્રયત્નો પણ સ્વતત્રતાની પ્રાપ્તિને અર્થેજ છે કારણ કે સંપૂર્ણ સ્વતંત્રતાજ ખરી સંપૂર્ણતા છે. સમસ્ત વિશ્વમા પૂજનના જે જે વિધિ અને આચાર દ્રષ્ટિગોચર થાય છે તે સર્વના મૂળમા એજ ઇચ્છા રહેલી જણાય છે આપણી સર્વ સાધનાઓ એ મુક્તિ માટેજ છે એવુ કેટલાકો જાણતા હોય એ સંભવિત છે, પણ સર્વનો પ્રયત્ન-સર્વનુ લક્ષ્ય તો એજ દિશા મા છે.

જગતમાં ચાલતા સર્વ પ્રકારના પૂજન વિધિનુ સૂક્ષ્મનિરીક્ષણ કરતા જણાઇ આવે છે કે જગલીમા જગલી માણસો પણ ભૂત, પ્રેત, રાક્ષસ કે પિતૃઓના આત્માની પૂજા કરે છે સિવાય સર્પોની પૂજા, જાતિય કે કુળ દેવતાની પૂજા અને મૃત્યુ પામેલા પિતૃઓની પૂજા, એ સર્વ શા માટે? માણસ જાતમાનો તે તે ભાગ એમ માને છે કે એ સર્વ-ભૂતપિશાચો વગેરે તેમનાથી વધારે શક્તિવાન હોઇ તેમની સ્વતત્રતામા પ્રતિબધકર્તા છે, તેથી જો તેમને સતુષ્ટ કર્યા હોય તોપછી તેમના તરફથી કોઇ પ્રકારની અડચણ નડતી નથી તેમજ જો ભૂત પ્રેતાદિની મદદ હોય તો શ્રમ કર્યા વિના જરૂરી વસ્તુ મળે છે આપણા શ્રમ વિના કોઈ વસ્તુ આપણને મળે અને આપણી ઇચ્છામા આવે તે વસ્તુ થવામા કોઈ પ્રતિબંધ કર્તા રહે નહિ, એ ભાવનાના તત્ત્વનુ પૃથક્કરણ કરતા જણાય છે કે આ સર્વ પ્રયત્ન વધારે સ્વતત્રતા પ્રાપ્ત કરવા માટેજ છે.

કોઈ સમર્થ દેવતા વગેરેની પૂજા કરવામા મનુષ્યની એવી ધારણા હોય છે કે, તેનો ઉપાસ્ય તે પોતે ન કરી શકે એવુ કઇક કરશે. સ્વરૂપમા કહીએ તો તે કઇ ચમત્કારની આશા રાખે છે. સમસ્ત મનુષ્ય જાત કઇક આવીજ ધારણા રાખતી જણાય છે. આપણે દુઃખ કે વિપત્તિના પ્રસગમા કિવા એવા કોઈ બાબતમા બહારની મદદની આશા રાખીએ છીએ જગતમા ગમે તેટલો સુધારો થાય તથાપિ આ ભાવના તો કોઇ ને કોઇ સ્વરૂપમાં રહેશેજ. કદાચ કોઇ એમ કહેશે કે આવી ભાવના માત્ર જગલી લોકોમાજ અધિક પ્રતીત થાય છે પણ અમારો તેને પ્રતિપ્રશ્ન છે કે એ જગલી લોકોમા પણ એ ભાવના ક્યાથી આવી? હિંદુ લોકો ઇચ્છતા હતા કે તેમના પ્રભુ તેમની પાસે આવે અને સ્વર્ગ કે જેને એક રમ્ય દુનિયા કલ્પેલી છે, તેના સુખોનો તેઓને ઉપભોગ કરવા આપે અર્થાત્ પ્રભુ તેમને વધારે સ્વતંત્ર કરે. આજે એ વાતને સેકડો-હજારો વર્ષ વતી ગયાં છે, તોપણુ લોકોની એજ ઇચ્છા છે. બીજી રીતે વિચાર કરીએ તોપણ એમજ માલુમ

પડે છે. જગતના પ્રારંભથી તે આજ પર્યન્ત તે અસંતુષ્ટ જણાયું છે. અમુક ફળસિદ્ધિ થતાં આપણે સંતોષ પામીશું એમ વિચારી આપણે અમુક ઉદ્યોગની શરૂઆત કરીએ છીએ, પરંતુ તે કાર્યમાં હજી તો આપણે અર્ધેજ રસ્તે પહોંચીએ એટલામાં તો એક બીજીજ ઇચ્છા આપણામાં ઉત્પન્ન થાય છે અને પાછી અતૃપ્તિ-જિજ્ઞાસા—અસંતોષની લાગણીઓ પહેલાં જેટલીજ તાજી અને તીવ્ર બને છે આપણો આગલો કરેલો ઉદ્યોગ વ્યર્થ થાય છે અને પુનઃ નવીન ઉદ્યોગનો પ્રારંભ કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. આપણે કોઇક લક્ષ્ય બિંદુને પહોંચવા સખ્ત પ્રયત્ન કરીએ છીએ પણ તે લક્ષ્ય બિંદુને માર્ગે થોડાક આગળ વધ્યા કે તેનો મોહ ઉતરી જાય છે, આપણને તે નિરસ ભાસે છે અને આપણું મન પાછું કોઈ જૂદીજ ઇચ્છાને શોધવા લાગે છે. આમ આપણા આખા જીવનનો વિચાર કરવામાં આવે તો અસંતોષ અને અતૃપ્તિ સિવાય આપણે તેમાં બીજું કશું જોઈ શકીશું નહિ. આપણને કશાની પણ જરૂર નથી, એવી ભાવના થઇ હોય એવી એક પણ ક્ષણ આપણા આખા જીવનમાં જણાશે નહિ કોઇ વખતે આ અતૃપ્તિની ભાવના વિશેષપણે પ્રકટ થાય છે, તો કોઇવાર તે અંતરના ઉંડાણમાં સંચાર કરતી જણાય છે જગત સમસ્તમાં આવી વસ્તુસ્થિતિ હોવાનું કારણ શું ? આ સંસાર કે જેમાં માનવ જાતિને તૃપ્તિ શોધવાનો સ્વભાવ પડી ગયો છે, તે સંસારથી પર જવાની જિજ્ઞાસાજ આ અતૃપ્તિનું કારણ છે આ સંસાર તેને તૃપ્ત કરવા અસમર્થ છે એજ આ અસંતોષનું રહસ્ય છે. મનુષ્ય સંતોષને ઇચ્છે છે, પરંતુ સંસાર તેને સંતોષ આપવા અસમર્થ છે અને તે માટેજ મનુષ્ય અસંતોષથી ભરપૂર તથા સ્વતંત્રતાને માટે ફાંફાં મારતો જણાય છે.

બાળક જન્મતાજ રૂદન કરી જણાવે છે કે, સંસારનું બંધન તેને પ્રિય નથી. એક તરફ તેને દેહનું ભાન થાય છે અને બીજી તરફ તે રૂદન કરે છે. આ પ્રમાણે જો સંસાર બંધનરૂપજ જણાતો હોય તોપછી, તેનાથી અધિકતાવાળી કોઇ સંપૂર્ણ સ્વતંત્ર વસ્તુ અસ્તિત્વમાં હોવી જોઇએ એમ સ્વાભાવિક રીતેજ અનુમાન કરવાને કારણ મળે છે. એ અંધકાર પ્રિય ન લાગતો હોય તો પ્રકાશ જેવી કોઇ વસ્તુ અવશ્ય પ્રિય હોવી ઘટે છે જો દુઃખ પ્રિય નજ હોય તો સુખનું અસ્તિત્વ અવશ્ય નક્કી થાય છે, તેજ પ્રમાણે જો અસંતોષનો અનુભવ થાય છે એ વાત નક્કીજ છે, અને જો બંધનનો અનુભવ પણ સત્યજ છે તોપછી એ પણ સત્યજ હોવું જોઇએ કે કોઈ એક એવી પણ વસ્તુ અથવા સ્થિતિ અસ્તિત્વમાં હોવીજ જોઇએ કે જે સર્વથા મુક્ત અને સંતુષ્ટ હોય આ કલ્પનામાંથીજ પરમાત્માના અસ્તિત્વની કલ્પના ઉદ્ભવ પામી છે અને તે મનુષ્યના અંતઃકરણમાં ઓતપ્રોત થઇ રહેલી જણાય છે. આ પ્રમાણે પ્રતિબંધ અને અસંતોષની ભાવનાઓ એ કારણ

**છે અને પરમાત્માના અસ્તિત્વની ભાવના** એ તેનું કાર્ય અથવા પરિણામ છે.

વેદાન્તના મત પ્રમાણે પરમાત્માની ભાવના **સચ્ચિદાનંદ**-સત્ ચિદ્ અને આનંદમા સમાવી દેવામા આવી છે પરમાત્મભાવનાની આ ઉચ્ચતમ દશા છે પરમાત્મા સબંધી આપણે જે કંઇ કલ્પના કરી શકીએ-તેમા આપણે જે કંઇ ગુણારોપણ કરી શકીએ તે સર્વનો સમાવેશ આ **સચ્ચિદાનંદ**મા થઇ જાય છે વેદાન્ત કહે છે કે ઇશ્વર સબધી ખૂબ વિચાર કરો-ગમે તેટલી હદ સુધી તેની કલ્પનાને લઈ જાઓ, તથાપિ તે **સચ્ચિદાનદ**ની કલ્પનાથી આગળ જઇ શકશો નહિ. **સચ્ચિદાનંદ** એજ સર્વ જ્ઞાનનું અતિમ લક્ષ્યબિદુ છે અને તેને પામવાથી જ મનુષ્ય નિરામય પદને-જેમા અસતોષ કે બધન નહિ હોય એવા આનદને પ્રાપ્ત કરે છે. આ સૃષ્ટિ કારણ કાર્યપરપરાથીજ ચાલે છે. દરેક વસ્તુમા કારણ અને કાર્યની સકલના દશ્ય થાય છે અને મનુષ્યે પણ એમ માની લીધુ છે કે, એ કાર્ય કારણને જાણીને તેને અનુસરતા નિયમમાં વર્તવામાજ મનુષ્યનુ હિત જળવાય છે. આમ માની લઈ મનુષ્યે પોતાના સુરક્ષિતપણાને અર્થે કેટલાક નિયમો યોજી લીધા છે, જે અનતકાળથી રૂઢ થતા જઇ તેમાથી મનુષ્યનો સ્વભાવ પણ તે નિયમોને આધીન થઈ ગયો છે, અને આમ હોવાથીજ મુક્તિની જિજ્ઞાસા દઢતર થાય છે, કારણ કે એ નિયમોથી સતોષ ન પામતા આપણો આત્મા વાર-વાર સ્વતત્રતા માટે પોકાર કરી ઉઠે છે આપણો આત્મા વારવાર તીવ્ર જિજ્ઞાસા મુક્ત આગ્રહથી સસાર અને તેના બધનોથી પર એવા નિરામય, સચ્ચિદાનદ સ્વરૂપ પ્રભુને પામવા પ્રયત્ન કરે છે ગમે તેટલા પ્રયત્નો કરવામા આવે અને ભલે સમસ્ત જગતના રાજ્યની પ્રાપ્તિ થાઓ, તથાપિ આ જિજ્ઞાસા તૃપ્ત થતી નથી. **જ્યાં સુધી સચ્ચિદાનંદરૂપી લક્ષ્યબિદુને આપણે પામતા નથી, ત્યાં સુધી બંધન તરફ લઈ જતી સ્વાભાવિકી મનુષ્યબુદ્ધિ, અને પ્રભુ તરફ આકર્ષણ કરતી દૈવી પ્રેરણાની વચ્ચે તુમુલ વિગ્રહ ચાલુજ રહે છે;** અને જ્યા સુધી આ વિગ્રહની શાન્તિ થઇ નથી ત્યા સુધીજ મનુષ્યનુ અસ્તિત્વ પૃથક્ રહે છે આવી સ્થિતિમા આપણે જ્યા સુધી હોઇએ ત્યાં સુધી એમજ માનીએ છીએ કે, આપણે પ્રત્યેક મનુષ્ય એક બીજાથી ભિન્ન છીએ અને આપણા સ્વાર્થ એકમેકથી જુદા છે અનેક ટેવોથી ટેવાએલી બુદ્ધિ આપણને જગત તરફ ખેચે છે અને દૈવી બુદ્ધિ તેનાથી પર સચ્ચિદાનદ રૂપ તરફ લઇ જવા મથન કરે છે, અને આ ઉભયનો વિગ્રહ એજ આપણાં બધન અને અસતોષનુ કારણ છે આ વિગ્રહ જ્યાં સુધી માણસ ઉપર કોઇપણ નિયમ કે ઇચ્છાનુ બધન છે ત્યા સુધી શાન્ત પામતો નથી અને તેથીજ અસંતોષ અને દુખ પણ રહે છે.

આ જગતમા પ્રવેશ કરતાજ બાળક રૂદન કરે છે, તેનો એજ અર્થ થાય

-છે કે હુ નિયમથી બધાવાની ઇચ્છા રાખતો નથી. મારો સ્વભાવ આ નિયમો—જગત કૃત નિયમો—થી પર છે **જ્યાં સુધી આપણે આ જગતના નિયમોથી બંધાએલા છીએ ત્યાં સુધી એક જડ ઍન્જીન અને આપણામાં કશો ભેદ નથી** જેમ નિર્જીવ યત્રથી સર્વ હીલચાલ તેના કર્તાને આધીન છે, તેજ પ્રમાણે આપણી સર્વ હીલચાલ જગતને આધીન છે અને આ આધીનતાનો સ્વભાવ પડી જતા—આધીનતા સાથે લાંબા સમયનો પરિચય થઈ જતા એ આધીનતા ઇષ્ટ છે એમજ આપણે માની લઇએ છીએ; તથા તેમ કરીને તેની પેલી પાર જોવાનુ સામર્થ્ય આવૃત્ત કરી દઇએ છીએ, પરતુ બુદ્ધિને અતર્મુખ કરતા, આત્મા સાથે પરિચય પાડતા આપણને જણાય છે કે અતરમા એક ભિન્ન બુદ્ધિ છે તેનો સ્વભાવ કઇક જૂદોજ છે. આ બુદ્ધિનો પરિચય વધતા મનુષ્યની સસારમા રમતી વ્યાવહારિક બુદ્ધિ ક્ષુદ્ર જણાય છે. અતર બુદ્ધિથી આપણો સબધ દઢતર થતા તે જાગૃત થવા માડે છે સૃષ્ટિના બધનો તરફની તેની વૃત્તિ વધારે સબળ થઇ મુક્તિની જિજ્ઞાસાને વધારે સતેજ કરે છે મુક્તિની ભાવનાજ એ અતર બુદ્ધિનો નિરતરનો જાપ હોય છે. આ બુદ્ધિમા આરૂઢ થએલા જીવાત્માને એજ રટન હોય છે, મુક્તિ એજ તેની ઇચ્છા હોય છે સાસારિક ડહાપણ તેને પોતાના પ્રતિ ખેચે છે અને વારવાર તેને જગતના બધનમા બાધવા પ્રયત્ન કરે છે હવે પ્રશ્ન એ થાય છે કે, જગતના નિયમોથી નિરંતર બંધાએલા રહેવુ એજ શું જીવાત્માનુ નિર્માણ છે ?

નાગપૂજા, ભૂતપૂજા, પિતૃપૂજા ઇત્યાદિ પૂજાના વિવિધ પ્રકારો હસ્તીમા શી રીતે આવ્યા ? આપણે બહારથી દૈવી મદદની આશા રાખીએ છીએ તેનુ કારણ શુ ? આપણા જીવિતનો—આપણા હુપણાનો આપણે વારવાર ઉચ્ચાર કરીએ છીએ તેનો શો અર્થ હોઇ શકે ? આ સર્વ આપણા પ્રયત્નો, આપણા બધન અને અસતોષમાથી મુક્ત થવાના પ્રયત્નોનુ પરિણામ શુ ? એ ખરેખર વિચાર કરવા જેવા પ્રશ્નો છે આ સર્વ પ્રયત્નો અર્થશૂન્ય તો નજ હોય ! આ સર્વ દોડાદોડ અને પ્રશ્નપરપરાનો એજ અર્થ હોઇ શકે કે, પ્રત્યેક જીવાત્મા પ્રત્યેક ક્ષણે મુક્તિ કિવા સ્વતત્રતાને માટે પ્રયત્ન કરે છે ભૌતિકશાસ્ત્રો અનેક શોધો કરી આજે આ સ્થિતિએ પહોચ્યા છે એ પણ જીવાત્માના હજારો વર્ષના સ્વતત્રતા પ્રાપ્ત કરવાના પ્રયત્નનુજ ફળ છે. પૂર્ણતા પ્રાપ્ત કરવી એજ આ સર્વ શાસ્ત્રોનો હેતુ છે અને જીવાત્માના દરેકે દરેક પ્રયત્નનુ, સર્વ દોડાદોડનું લક્ષ્યબિંદુ પણ એજ છે. માત્ર જડ જગતનોજ વિચાર કરવામાં આવે તો તો મુક્તિ છેજ નહિ. વિશ્વ ચારે તરફથી નિયમોમા બધાએલુ છે. આ નિયમો રૂપી બધનમા જકડાઇ રહેનારને મુક્તિનો માર્ગ ક્યાથી દેખાય ? જ્યા પણ દષ્ટિ જાય, જેનો પણ વિચાર

થાય તે સર્વ બંધનમાં છે અને સર્વ દૃશ્ય જગત બંધનથી જકડાએલું જણાય છે, માટેજ જીવાત્માનો પ્રયત્ન પણ આ બંધનથી પર જવાને સતત્ ચાલુ છે. સૂર્ય ચંદ્રથી લઇને તે નાનામાં નાના અણુ સુધીના સૃષ્ટ પદાર્થ માત્ર કોઈ ને કોઈ પ્રકારના નિયમને આધીન છે, અને આમ હોય તો બિચારૂ મનુષ્ય પણ નિયમને આધીન થાય તેમાં નવાઇ જેવું શું છે? પણ હા! મનુષ્યને એ બંધન રૂચિકારક નથી. મનુષ્ય એ બંધનથી જકડાએલો છે, છતાં તે બંધનને ઇચ્છતો નથી એટલો મનુષ્ય અને અન્ય પદાર્થોમાં ભેદ છે મનુષ્યના આત્માએ સૃષ્ટિજન્ય કાયદાઓનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે, તથાપિ એ કાયદાથી બંધાએલા રહેવું એ તેણે પસંદ કર્યું નથી અને કોઈ કાળે પસંદ કરનાર પણ નથી. જગતના પ્રારંભથીજ તે મુક્તિની યાચના કરતો રહ્યો છે "મુક્તિ" એજ મનુષ્ય આત્માનો અવિરત ધ્વનિ છે. આ મુક્તિના ચિંતવનમાંથીજ તેને એમ જણાય છે કે, આપણે બંધનમાં છીએ, માટે એવું કંઈક અસ્તિત્વ હોવું જોઇએ કે જે મુક્ત હોય! ઇશ્વરવિષયક કલ્પનાનો અહીંથીજ પ્રારંભ થાય છે. આપણે જો બંધનથી પર જઇએ-મુક્તિને પ્રાપ્ત કરીએ તો આપણા માટે બીજી કોઇ પણ ઇચ્છા કે આશા અવશેષ રહેતી નથી. અર્થાત્ મુક્તિજ માનવ પુરૂષાર્થનો અવધિ છે મુક્ત થવા માટે મનુષ્ય જે પરિશ્રમ કરે છે અને જે કષ્ટ સહન કરે છે, તેનો વિચાર કરવાથી માલૂમ પડે છે કે મુક્તિની જિજ્ઞાસા તેના અંતઃકરણમાં કેટલી તીવ્ર છે! બીજા કોઇ કાર્ય માટે તે આટલો પ્રયત્ન કદિ પણ ન કરે એ વાત ચોક્કસ છે મનુષ્યનું અંતઃકરણ વારંવાર જાણે તેને કહેતું હોય કે તું સંયોગેનોજ ગુલામ છે બંધનની બેડીઓ તારા પગમાં ખડખડાટ કરે છે. અંતઃકરણની આ પ્રેરણા તેને એવી કલ્પના તરફ દોરી જાય છે કે, આ બંધન અને નિયમથી મુક્ત હોય એવું કોઇ અસ્તિત્વ જરૂર હશે. જગતના બંધનોનું દુઃખ જેમ જેમ પ્રત્યક્ષ થતું જાય છે, અંતઃકરણની નિરાશા વધતી જાય છે, તેમ તેમ મુક્ત સ્વરૂપ પરમાત્માની કલ્પના સુદૃઢ થતી જાય છે. એથી સૃષ્ટિના નિયમોનું જ્ઞાન સૃષ્ટિના નિયમથી બાધિત છે, એવું જ્ઞાન જીવાત્માને જેમ એક બાજુથી થાય છે તેમજ બીજી બાજુથી આ સૃષ્ટિબંધનોથી પર અને મુક્ત એક પરમાત્મા છે એ કલ્પના ઉદ્ભૂત થાય છે. પ્રથમ કલ્પના અવાસ્તવિક નથી, એમ જે માને છે તેને બીજી કલ્પનાની સત્યતા પણ સ્વીકારવીજ પડશે. મુક્તિને માટે જીવાત્માની દોડાદોડમાંથીજ ઉપર્યુક્ત ઉભય ભાવનાઓનો જન્મ થયો છે. સૃષ્ટિની દરેક સજીવ વસ્તુમાં વત્તાઓછા પ્રમાણમાં આ કલ્પનાઓનો ઉદય થએલો જણાય છે. એવી કોઈ વનસ્પતિ પણ નહિ દેખાય કે જેમાં એ કલ્પના પ્રાદુર્ભાવ ન પામી હોય! વૃક્ષ, પાન પત્થર અને નાના સરખા જંતુમાં પણ આ કલ્પનાનો ઉદય થએલો સ્પષ્ટ જણાય છે. આપણે ઉપર જોઈ ગયા છીએ

કે મનુષ્યમા મનુષ્ય બુદ્ધિ તેમજ દૈવી બુદ્ધિ એ ઉભયનુ સામ્રાજ્ય છે, અને તેમનો સતત્ વિગ્રહ ચાલતો હોવાથીજ મનુષ્યની એ કલ્પના વિશિષ્ટ જણાઇ આવે છે. બુદ્ધિની આ દ્વિવિધ દશા અલ્પ પ્રમાણમા વૃક્ષ, પાન, કીટ, પતગ, પાષાણ ઇત્યાદિ સર્વમા હોય છે અને તેના પ્રમાણમા મુક્તિને મટે પ્રયત્ન, અને આમ દોડાદોડમા પોતાનુ વ્યક્તિગત જીવન સુરક્ષિત રાખવાની પ્રવૃત્તિ આપણે વસ્તુ માત્રમા જોઇએ છીએ. એક નાનો જતુ પણ બધનની પાર જવાને ઉત્સુક હોય છે એ આપણે જોઈ ગયા છીએ. આપણી દ્રષ્ટિમા એક જતુનુ શરીર તદ્દન ક્ષુદ્ર અને નિરૂપયોગી જણાય છે તથાપિ તેની દ્રષ્ટિમા તેમ નથી. તે તેને પ્રિય ગણે છે અને સુરક્ષિત રાખવા પ્રયત્ન કરે છે. સ્વતત્રતાને માટે તેના જીવાત્માની ઇચ્છા હોવાથીજ તે શરીરરક્ષણને માટે ઉત્સુક જણાય છે. તેનામા પણ શરીરરક્ષણની ઇચ્છા ઉત્પન્ન કરનારી દેહબુદ્ધિ અને બધનથી પર એવા ઉન્નતિના માર્ગ માટે જિજ્ઞાસા ઉત્પન્ન કરનારી દૈવી બુદ્ધિનો થોડા પ્રમાણમા ઉદય થએલો હોય છે. આ ઉભય શક્તિઓના વિગ્રહમાં જે શક્તિ વધારે વિજયવાન થાય છે, તેટલા પ્રમાણમા તે જીવાત્માને પોતા પ્રતિ ખેચે છે, અને આ પ્રમાણુપરથીજ મનુષ્યની ઉન્નતિ કિવા અવનતિનું માપ થાય છે જડ વિશ્વ જીવાત્માની સાંસારિક બુદ્ધિને પોષણ આપે છે અને ઇશ્વરની કલ્પના તેને પોતા તરફ ખેચે છે. આવો વિગ્રહ મનુષ્યના આ મામા જગતના પ્રારંભકાળથીજ શરૂ થયો છે અને તે કોઇ કાળે અટકે તેમ નથી. માનવ જાતિમા નાના પ્રકારના ધર્મ અને પથ ઉપસ્થિત થએલા આપણે જોઇએ છીએ. એ મત મતાંતરોને જોઇ કોઈકવાર આપણે ઘૃણાપૂર્વક કહીએ છીએ કે, આ ધર્મનો ઝઘડો શા માટે? આપણને સ્વાભાવિક રીતેજ એમ થાય છે, પણ વસ્તુત એમા શોક કરવા જેવુ કઇજ નથી. મનુષ્ય જાતિની ઉન્નતિને માટે આ મત મતાતરોની પણ આવશ્યકતા છે. અનેક મતમતાતર ઉપસ્થિત થાય એ કેવળ સ્વાભાવિક છે, તથાપિ વિચાર કરતા તે સર્વનો હેતુ એકજ જણાય છે અને આ વાતનો જો નિશ્ચય થયો તો ધર્મોમા વિગ્રહ થવાનો જરા પણ સભવ નથી. જેને લીધે આ સમસ્ત વિશ્વ ભાસમાન થાય છે અને જે સર્વદા મુક્ત છે, તેને આપણે ઇશ્વરના નામથી ઓળખીએ છીએ. મુક્તિની કલ્પના ઇશ્વરની કલ્પનાની સાથેજ જોડાએલી છે. જો મુક્તિ છે તો ઇશ્વર છે, જો મુક્તિની કલ્પનાનો, એટલે કે સસારબધનથી મુક્ત થવાની જીવાત્માની જિજ્ઞાસાનો નાશ થાય, તો મનુષ્યનુ જીવનજ ટકવુ કઠિન છે, કારણ કે આ કલ્પનાને અનુભવસિદ્ધ કરવાને માટેજ આ સઘળી દોડાદોડ છે. જો એ કલ્પના નાશ પામે તો દોડાદોડને માટે અવકાશ નથી અને મુક્તિ માટેના પ્રયત્નરૂપી આ દોડાદોડને જો અવકાશ ન હોય તો પછી જીવન ક્યાંથી ટકી શકે? આ પ્રયત્નોના વ્યક્ત સ્વરૂપનુ નામજ જીવન છે. જો

એ પ્રયત્નો નથી તો જીવન પણ નથીજ, અર્થાત્ મુક્તિની કલ્પનાનો તમારાથી કોઇ પણ રીતે ત્યાગ થઇ શકે તેમ નથી, અને જો મુક્તિની કલ્પનાને તમે માન્ય કરી તો તેની સાથેજ ઇશ્વરની કલ્પનાને પણ તમારે અવશ્ય માન્ય કરવી પડશે સ્વતંત્રતા અથવા બંધનથી મુક્ત થવાની કલ્પના જેટલા પ્રમાણમા અમુક વ્યક્તિમા જાગૃત હોય છે, તેટલાજ પ્રમાણમા એનુ ક્રિયાત્મક જીવન રચાય છે. તમે જ્યારે એમ કલ્પના કરો છો કે 'અમુક સ્થળે જવુ છે,' 'અમુક કામ કરવુ છે,' ત્યારે તેની સાથેજ તમને એવો વિચાર પણ નથી આવતો કે તમે એ કામ કરવાને સ્વતંત્ર છો ? અથવા તમને એમ કરવાનો કે જવાનો અધિકાર છે ? ક્રિયાના વિચારની સાથેજ અધિકારનો વિચાર પણ ઉદ્ભવે છેજ. આ ઉપરથી તમારા ધ્યાનમા આવી શકશે કે દરેક ક્રિયાના વિચારની સાથેજ સ્વતંત્રતાનો વિચાર પણ જોડાએલો છે. ભલે કોઇ માનસશાસ્ત્રી આપણી સર્વ દૃશ્ય પ્રવૃત્તિની મીમાંસા કરી તેનો ભળતોજ અર્થ ગોઠવવા પ્રયત્ન કરે, પરંતુ તેની સર્વ વાત કબૂલ કર્યા છતા પણ આપણામા મુક્તિની જે એક અતૃપ્ત ઇચ્છા સદા જાગૃત છે, એ વાતનો એનાથી અસ્વીકાર થઇ શકશે નહિ જગતના બંધનોથી આપણે જકડાએલા છીએ એ વાત જેટલે અંશે પ્રત્યક્ષ છે, તેટલેજ અંશે મુક્તિની કલ્પના હોવી એ સિદ્ધાંત પણ પ્રત્યક્ષજ છે

બંધ અને મુક્તિ, જ્ઞાન અને અજ્ઞાન, પુણ્ય અને પાપ એ સર્વ વસ્તુઓની કલ્પના સાથે સાથેજ રહેનારી છે એક વિના બીજી ટકી શકતી નથી આ પૈકી એક વસ્તુની જો કલ્પના થાય તો તેની સહચારી વસ્તુની કલ્પના પણ તેની સાથે થવાનીજ જે સૃષ્ટિનિયમો આપણને બંધનકર્તા જણાય છે, તે સર્વ નિયમોમા એ મુક્તિની ભાવનાનો ગુપ્ત નિવાસ છે આ ઉભય કલ્પનાઓપૈકી જેટલા પ્રમાણમા એક વાસ્તવિક છે તેટલાજ પ્રમાણમા બીજી પણ વાસ્તવિક છે સાધારણ સ્થિતિના મનુષ્યોમાં મુક્તિની ઇચ્છા વિશેષ જાગૃત થએલી જણાતી નથી તેનું કારણ એજ છે કે, "આપણે સાંસારિક બંધનોથી જકડાએલા છીએ, આપણે પરતંત્ર છીએ" એ ભાવના તેમનામાં વિશેષ જાગૃત થએલી હોતી નથી. જે પ્રમાણમા મુક્તિને માટે આપણે ન્યૂનાધિક પ્રયત્ન કરીએ છીએ, તેટલાજ પ્રમાણમા જગતના બંધનોની ન્યૂનાધિકતા આપણને પ્રત્યક્ષ થએલી હોય છે "આપણે પાપી છીએ, આપણે અપવિત્ર છીએ" એ કલ્પના સંસ્કારી માનવ સમાજમાં જે પ્રમાણમા જણાય છે, તે પ્રમાણમા અજ્ઞાન વર્ગમા જણાતી નથી, એટલુજ નહિ પણ પાપ એટલે શુ તેની કલ્પના જ સામાન્ય મનુષ્યોના અંતરમા ઉપજી શકતી નથી. તેમના જ્ઞાનની ભૂમિકા પશુની જ્ઞાનભૂમિકા કરતા વિશેષ ઉચ્ચ હોતી નથી. પશુના અંતરમા નો આ કલ્પનાને જાગ-

વાનો અવકાશજ નથી, કારણકે બુદ્ધિનુ જે તત્ત્વ માનવ અંતઃકરણમા જાગૃત થએલુ હોય છે તે પશુમા અત્યન્ત અલ્પ પ્રમાણમા હોય છે પશુવર્ગની સર્વ ઇચ્છાઓનુ નિરીક્ષણ કરવામાં આવે તો તે માત્ર જડ દેહ અને તેને પોષવાની લાલસાઓ સુધીજ હોય છે જડ દેહ અને તેનો સબધ જો સુખમય હોય તો પશુને તેથી વિશેષની આવશ્યકતા રહેતી નથી. તેજ પ્રમાણે માણસ જાતનો છેક સાધારણ વર્ગ પણ દેહ અને તે સબધી ઇચ્છાઓમાજ રચ્યો પચ્યો રહે છે. જેમ જેમ તેનુ માનસિક અને બુદ્ધિવિષયક ક્ષેત્ર વિશાળ થાય છે, તેમ તેમ તે દેહ અને તજ્જન્ય ઇચ્છાઓના બંધનમાથી આગળ વધે છે. દેહ અને તજ્જન્ય સજોગો ગમે તેવા હોય તથાપિ 'હુ પૂર્ણ સુખી છુ' એવો અનુભવ સાધારણ મનુષ્યને થઈ શકે તેમ નથી. કોઇવાર તેનુ આરોગ્ય બગડે છે ત્યારે તે પાછુ મેળવવુ તેની શકિત બહારનુ થઇ જાય છે આપણે અસ્વસ્થ હોઇએ અને સ્વાસ્થ્યનો કોઈ પણ ઉપાય જ્યારે ન જણાય, ત્યારે સ્વાભાવિક રીતેજ એવી કલ્પના થાય છે કે આપણે દુઃખી અને પરતંત્ર છીએ, અને આપણને જણાય છે કે શારીરિક સુખ એ નિત્યનુ, સર્વોત્તમ અને નિરામય સુખ નથી. આ પ્રમાણે શારીરિક સુખોમા વિરામ ન મળવાથી માણસ માનસિક સુખની કલ્પનામા રમવા માડે છે. માનસિક કલ્પના સાથેજ સાચુ શુ અને મારૂ શુ, સુખ શુ અને કલ્યાણ શુ ? ઇત્યાદિ વિચાર થાય છે અને છેવટે એ બંધનની પરપરા પર દ્રષ્ટિ જઇ આ સર્વ બંધન તૂટી જઇ સ્વતંત્ર થવાનો એટલે કે સર્વથા મુક્ત થવાનો કોઇ માર્ગ છે કે નહિ એ પ્રશ્નનો ઉદ્ભવ થાય છે આ અવસ્થાને જિજ્ઞાસાની સ્થિતિ કહે છે અને તે પ્રાપ્ત થતાજ આપણા આત્મા ઉપરનો અજ્ઞાનનો પડદો કે જે અત્યન્ત ઘટ છે તે ધીમે ધીમે પાતળો થવા માડે છે, અને જ્ઞાનરૂપી બાળસૂર્યનો ઉદય થવા લાગે છે છતા પણ હજુ એ પડદો એટલો બધો ઘટ હોય છે કે જ્ઞાનના આ બાળ સૂર્યના મનોહર દર્શન કરવાનો ભાગ્યેજ અવકાશ મળે છે જ્ઞાનનો ઉદય પ્રત્યક્ષ ન પણ જણાતો હોય તથાપિ તે ઉદય થઇ ચૂકયો છે એ વાત તો ચોક્કસજ હોય છે આ બાળસૂર્યનાજ સપૂર્ણ કળાયુક્ત સ્વરૂપને આપણે એક, અદ્વિતીય, પર-માત્મા, વગેરે નામોથી સબોધીએ છીએ આ સ્થિતિમા જિજ્ઞાસુને જગત અને પરમાત્મા ભિન્ન જણાય છે. વિશ્વ તેની દ્રષ્ટિમા પ્રત્યક્ષ દેખી શકાય છે તેથી તેની સત્યતા માટે તો શકાજ હોતી નથી તેમજ જ્ઞાનસૂર્યની જે કલ્પના થાય છે તે પણ અદ્રસ્ય છતા તેના અસ્તિત્વમા પણ એને શ્રદ્ધા થવા માડે છે આ પ્રમાણે આ જિજ્ઞાસાની ભૂમિકામા મનુષ્યને બે ભિન્ન ભિન્ન અસ્તિત્વનો અનુભવ થાય છે. વસ્તુતાએ એ ઉભય તત્ત્વો એકજ છે, પરતુ તેની તેને હજુ પ્રતીતિ થતી નથી. એકજ વસ્તુના બે ભિન્ન સ્વરૂપ જણાવા, એ તેની પોતાની દ્રષ્ટિનોજ દોષ છે

એમ તેને જણાતુ નથી. છેવટે આ દ્રષ્ટિદોષ નાશ પામતા તેને ખાત્રીપૂર્વક જણાય છે કે, આ સમસ્ત વિશ્વ એક રૂપજ છે. ઉપાધિની વિવિધતા અને ભેદોને લઇનેજ તે ભિન્ન ભિન્ન ભાસે છે મનુષ્યમાં તેમજ પશુમા તે જ્ઞાનસ્વરૂપ, એક સરખુજ વ્યાપક હોવા છતાં શરીર અને ઉપાધિને લઇનેજ તેની ન્યૂનાધિકતા પ્રતીત થાય છે. મનુષ્ય અને પશુમા એજ ભેદ છે, નહિ તો વસ્તુતાએ તેઓ એક અભિન્ન સ્વરૂપનાજ ભિન્ન ભિન્ન અંશો છે

અનત નામરૂપમા વિહાર કરતા આ વિશ્વ તરફ દ્રષ્ટિ કરતા આપણને જણાય છે કે, પ્રત્યેક મનુષ્ય એક વા બીજા પ્રકારે ઈશ્વરપૂજનમા નિમગ્ન છે અને તેના સર્વ પ્રયત્નોનો હેતુ પ્રભુપ્રતિ આગળ વધવાનો છે. જ્યા જ્યા સજીવપણુ છે ત્યા મુક્તિની ઇચ્છા પણ છે. આપણે જો મુક્ત થઇએ, આપણે જો સ્વતત્ર હોઇએ તો આપણે પણ આ સર્વ વિશ્વના સ્વામીજ છીએ. વિશ્વના બધનો મુક્ત પુરૂષને બાધવા અસમર્થ છે, પરતુ જ્ઞાન વિના મુક્તિ દુર્લભ છે. જેટલા પ્રમાણમા અજ્ઞાનનો ઘટ પડદો પાતળો થતો જાય છે તેટલા પ્રમાણમા જ્ઞાનસૂર્યનો પ્રકાશ વધતો જાય છે આ વિશ્વપતિની પ્રતીતિ જેમ જેમ થવા માડે છે તેમ તેમ આપણુ બળ વૃદ્ધિ પામતુ જણાય છે જો કોઇ પણ પ્રાણી સર્વથા મુક્ત હોય તો તે સર્વશક્તિમાન, સર્વજ્ઞ અને સર્વાન્તર્યામી હોવોજ જોઇએ એ સ્પષ્ટ છે. સર્વ શક્તિ, સર્વ સામર્થ્ય મુક્તિમાજ છે. અર્થાત્ મુક્તા માને સમસ્ત વિશ્વ પોતાનુજ જણાય છે અને જેણે જગતપર સ્વામિત્વ મેળવ્યું, જેણે સર્વ જગતમા પોતાને જોયો, તે પુન વિશ્વના બધનોનો ગુલામ થાય એ કદિ પણ બની શકે તેમ નથી.

મુક્તિ એજ ચિર શાન્તિનુ સ્વરૂપ છે અને તેને પામવાનોજ સર્વ ધર્મોનો ઉદ્દેશ છે. કોઈ પણ સ્થિતિમા અને કોઇ પણ કાળમાં જેનાથી ભિન્ન ન થવાય, આવુ સ્વાતન્ત્ર્ય કે જેમા સુખ દુખનો આઘાત પરિવર્તન કરી શકે નહિ એવી પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરવી એજ દરેક ધર્મનો ઉપદેશ છે. આ પૂર્ણાવસ્થા આપણને એકમાથી લઇને અનેકમા સ્થિત કરે છે, અર્થાત્ આપણે એક નહિ પણ સર્વ છીએ એજ મુક્તિની ભાવના છે.

પરમાત્મા સદા મુક્ત છે અને તેની સમાપ જવા માટે, તેનામા એકરૂપ થઈ જવા માટેજ સર્વ પ્રયત્નો છે પ્રભુની સાથે એકતાનો અનુભવ કરવો એજ આપણા જીવનનો ઉદ્દેશ છે; પરતુ આપણો સ્વભાવ, આપણી દેહબુદ્ધિ પોતાની ભ્રમણાથી અનેક અવનવા રસ્તા જોઇને તેમા દોડાદોડ કરે છે અને મૂળ લક્ષ્ય ચૂકી જાય છે કીર્તિ, ધન, સ્ત્રી એ સૌ આપણને આપણા લક્ષ્યથી ચૂકાવનારાં વિઘ્નો છે, કારણ કે તેમાંજ આપણે તલ્લીન થઇને વાસ્તવિક લક્ષ્યને

ભૂલી જઇએ છીએ. જેવી રીતે રાજમાર્ગમા ચાલનાર કોઈ મુસાફર તે માર્ગને મૂકીને એકાદ સાકડી ગલીમા પેસી જઇ ગલીઓમા ભટકતો ભટકતો તે રાજમાર્ગને ચૂકી જાય છે એવીજ આપણી સ્થિતિ છે. આપણે એ રાજમાર્ગને શોધવાના પ્રયત્નમા છીએ, પણ ખરે રસ્તે ન જઇ શકતા ઉલટા આપણે બીજા નવનવા માર્ગોમા ફસાઇ પડી વધારે ને વધારે ભ્રમણામા પડતા જઇએ છીએ, છતા આ સસારની ભ્રમણામા પણ જે કાઇ તેજ કે મનોહરતા જણાય છે, તે મુક્ત સ્વરૂપ પરમાત્માના તેજનુજ પ્રતિબિમ્બ છે. સૂર્ય, ચદ્ર અને તારાગણનુ તેજ પણ તેવુજ છે. **યચ્ચંદ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્ ।** ભગવાન શ્રીકૃષ્ણનુ એ વચન છે. સૂર્ય અને ચદ્રના પ્રકાશની તેમજ આપણા અતરાત્મામા પ્રકાશતા જ્ઞાન સૂર્યના પ્રકાશની ઉત્પત્તિ તે પરમાત્મામાથીજ થઇ છે. **સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટો મત્તઃ સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ ॥** તે પરમાત્માના પ્રકાશથીજ આ સમસ્ત વિશ્વ પ્રકાશિત જણાય છે.

અહી સુધીના વિવેચન ઉપરથી પરમાત્માના સબધમા આપણે એક સુદર કલ્પનાની સમીપ આવી શકયા છીએ. તે સ્વયભૂ, નિરાકાર, સર્વાન્તર્યામી, સર્વજ્ઞ અને સર્વ વિશ્વના અધિષ્ઠાનરૂપ છે, એ વાત હવે આપણા લક્ષમા આવી શકે તેમ છે અને સમસ્ત વિશ્વ એક પ્રકારે કહીએ તો તેના પૂજનમાજ નિમગ્ન છે. આપણી સર્વ ક્રિયા તેને લક્ષીનેજ છે. જગતમા જે જે શુભ અને સુદર દેખાય છે તે સર્વ તેના વ્યક્ત સ્વરૂપનુજ તત્વ છે, તેમજ જે અશુભ અને અરમ્ય જણાય છે તે પણ તેનાજ સ્વરૂપની છાયા છે. કોઈ માણસ પાપ અથવા દુરાચાર કરે છે તો આપણે તેનો તિરસ્કાર કરીએ છીએ, પણ તમ કરવાનો તેનો હેતુ શુ છે તે આપણે વિચારવાની પ્રથમ જરૂર છે. પાપાચરણ પણ પ્રભુનો એક પૂજાવિધિ છે. આ વાત તમને આશ્ચર્ય ઉત્પન્ન કરશે પણ તે જરાએ અવાસ્તવિક નથી. **અત્યંત પાપી મનુષ્યનો પ્રયત્ન પણ મુક્તિને માટેજ છે.** તેના અતરની ઇચ્છા તો એજ છે જેને આપણે પાપાચરણ કહીએ છીએ તે પણ મુક્તિની પ્રેરણાથીજ કરવામા આવે છે. અલબત્ત એ માર્ગ ખરો તો નથીજ અને એ પાપી મનુષ્ય ખરા રાજમાર્ગથી બહુજ દૂર છે એ વાત પણ ખરી, પરતુ તેનો પ્રયત્ન એ માર્ગ ઉપર જવાનો, ભ્રમણાને ત્યજવાનો, બધનને દૂર કરવાનોજ હોય છે એ વાત તો આપણે અવશ્યજ માન્ય કરવી પડશે. જો એજ છે તોપછી તેનાં કૃત્યો પણ માત્ર ઈશ્વરપૂજન એટલે ઈશ્વરની સમીપ જવાના પ્રયત્નો નહિ તો બીજુ શુ છે ? મુક્તિની ઇચ્છા વિના મનુષ્યની કોઇ પણ ક્રિયા થઈ શકતીજ નથી અને ક્રિયા વિના જીવન પણ અશક્ય છે, એ આપણે જોઇ ગયા છીએ. **જ્યાં જ્યાં રંચ પણ ક્રિયા થતી જોવામાં આવે છે ત્યાં ત્યાં સર્વત્ર મુક્તિની ઇચ્છાજ**

કારણભૂત છે. અને મુક્તિની ઇચ્છાને લઇને થતા પ્રયત્નો એ પ્રભુપૂજાજ છે. મુક્તિને માટેજ સર્વનો પ્રયત્ન છે અને તેમાં માર્ગભેદ જણાય છે તેનુ કારણ માત્ર બહારના ઉપાધિભેદજ છે આ ઇચ્છા ફળીભૂત કરવા માટેના શરીરાદિ સાધનોમાં જે દશ્ય ભેદ જણાય છે, તે ભેદજ સત્ય વસ્તુમા ભેદ જણાવાના કારણરૂપ છે. જો વસ્તુ માત્રના આતર સ્વરૂપનો વિચાર કરવામા આવે તો વિવિધ રૂપે, વિવિધ રગે દેખાતુ આ સમસ્ત વિશ્વ મૂળમા એકજ વસ્તુરૂપ છે એ વાન લક્ષમા આવી શકે તેમ છે આ ભાવના ઉપનિષદોમા ઓતપ્રોત જણાય છે આપણે અને ઇશ્વર મૂળમા એકજ છીએ આ ભાવના કદાચ કેટલાકને આશ્ચર્ય કે ભય ઉત્પન્ન કરશે અને તેઓ કહેશે કે, પરમેશ્વર તો મહા પવિત્ર અને આપણે તો અત્યન્ત પાપી છીએ તો પછી આપણે એકજ છીએ એમ કહેવુ એ પાપ છે આમ કહેનારા લોકો ઘણા હશે પણ જો તત્વની દ્રષ્ટિથી જોવામા આવે તો એવી દલીલમા જરા પણ વાસ્તવિકતા નથી એમ જણાઇ આવે છે ગુલાબના પુષ્પમા રમી રહેલો સુદર ગધ અને પુષ્પના શરીરમા દેખાતા ચિત્રવિચિત્ર રગ એ સર્વ તેનાજ સ્વરૂપ છે આપણામા પ્રકાશ પામતો જ્ઞાનપ્રકાશ એ પણ તેનાજ સ્વરૂપનુ વ્યક્તરૂપ છે. આ જગતનુ અસ્તિત્વ માત્ર તેને લીધેજ છે અને **कालोस्मि लोकक्षयकृत् प्रवृद्ध** । આમ કહેનાર આ જગતનો સહારકર્તા પણ તેજ છે. તે જેમ સહારકર્તા કાળ છે તેમ ચરાચરમા વાસ કરનાર ચૈતન્ય પણ તેજ છે જેમ પારધીને જોઈ સસલા ઝાડીમા સતાઇ જાય છે તેવીજ રીતે તેને મહાન અને કાળરૂપ માનીને આપણે દૂર નાસીએ છીએ, અને કઇક સુખનો આશ્રય મળતા આપણા જીવને ટાઢક વળે છે તથા આપણે એ સાહજિક સુખને બાઝી પડીએ છીએ કોઇ સમયે કોઈ સ્થળે તેનુ ઉગ્ર સ્વરૂપ દેખાતા જગત ત્રાહે ત્રાહે પોકારતુ નાસવા માડે છે, પણ જો જગતના અત પર્યન્ત પણ આપણા ભાગ્યમા આ નાસભાગજ લખી હોય તો પછી જવુજ ક્યા ? એક વાર હુ કાશીના એક રસ્તામાથી પસાર થતો હતો આ રસ્તામા એક બાજુએ એક તળાવ અને બીજી બાજુ ઉચી દિવાલ હતી, ત્યા કેટલાક વાદરા બેઠા હતા. કાશીના વાદરા બડા મસ્ત અને તોફાની હોવાથી કેટલીકવાર લોકોને સતાવવાનુ તેમને મન થઈ જાય છે અને આ રસ્તા ઉપર જતો જોઇને કેટલાક વાદરા મારી પાછળ પડયા. કેટલાક મારા પગને કરડવા દોડયા અને કેટલાક દાત પીસવા લાગ્યા તેમને જેમ તેમ દૂર કરી હુ જોરથી નાઠો પણ તેઓ વધારે ચચળ હોવાથી મને એક સપાટામાજ પકડી પાડયો. હુ વધારે દોડવાની તૈયારીમા હતો તેવામા સામેથી આવનાર એક અજાણ્યા માણસે મને કહ્યુ કે "તેની સામે થા ! પાછો ના હઠ !" હુ પાછો વળ્યો અને વાદરા તરફ માત્ર નજરજ ફેરવીને જોતા તેઓ સઘળા નાસી ગયા. આપણા જીવનમા

અડચણુના અનેક પ્રસગો આવે છે અને તેનાથી ભડકી આપણે દોડવાજ મ ડીએ છીએ, પણ પાછા હઠવાથી કાંઇ દુ ખ દૂર થઇ જાય એમ નથી અડચણુના **પ્રસગોની સામે થવામાંજ ખરૂં મનુષ્યપણું છે. અનેક આપત્તિઓ અને સંકટો સહન કર્યાં સિવાય મુક્તિનો રાજમાર્ગ મળનાર નથી.** જો આપણે નાસીશુ તો ઉલટા વધારે ને વધારે ભ્રમણામા પડી વધારેજ બધાઇશું

**આ પ્રમાણે આપણા કાયરપણાથી તો આપણાં સંકટો ઉલટાં વધારે સમર્થ થાય છે.** ભીરૂને કોઇ વાર પણ યશપ્રાપ્તિ થતી નથી.

**"નહિ જો ખાર[1] સેં ડરતે, વોહી ઉસ ગુલ[2] કો પાતે હય."**

આ એક હિન્દી સાધુનુ કથન અત્યન્ત અર્થપૂર્ણ છે **ભય, દુ ખ અને અજ્ઞાનની સાથે યુદ્ધ કર્યા સિવાય તે આપણાથી દૂર જાય એ અશક્ય છે.**

આપણે જે મૃત્યુનુ નામ સાભળીનેજ કપી ઉઠીએ છીએ તે ભય શુ છે? પાપ અને ભયથી દૂર નાસતા ઉલટા તે અવશ્ય આપણી પાછળ આવે છે, પરતુ હિમતથી તેની સામે થતા તે પ્રભુની સમીપ લઇ જવામા માર્ગદર્શક થાય છે આ જગતમા સુખ અને સમૃદ્ધિની આરાધના કરનારા ઘણા જણાશે, પણ દુ ખને પ્રેમપૂર્વક ભેટી લેનારા થોડાજ મનુષ્યો હોય છે. આ સુખ અને દુ:ખ ઉભયને એક દૃષ્ટિથી જોવાં અને તેમાના કોઇની પણ આરાધના ન કરવી એજ મુક્તિ છે.

**दु:खेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।** દુ ખમા જેને ઉદ્વેગ નથી તેમ સુખની પણ જેને સ્પૃહા નથી તેજ મુક્ત છે. આવી રીતે મનને આ સમાનતાની, દ્વન્દ્વ-વિમુક્ત ભાવનાની ભૂમિકામા સ્થિત કર્યા સિવાય મુક્તિનો ઉપભોગ કરી શકતો નથી મુક્તિ એ વીરપુરૂષનીજ સહચારિણી છે. સુખ, દુ ખ, રાગ, દ્વેષ, માયા, મમતા, માન, અપમાન ઇત્યાદિ અનેક દ્વારોમા થઇનેજ મોક્ષનો માર્ગ નીકળે છે આ દ્વારોને ઉઘાડવા વીર હૃદય અને વીર બાહુનીજ જરૂર છે. પરમાત્માના દર્શનની ઇચ્છા રાખનાર જિજ્ઞાસુને તે માર્ગમા પ્રવેશ કરતા પ્રથમ તેનુ શરીરજ ઉપાધિરૂપે આવીને ખડુ થાય છે. પ્રથમ તો સૃષ્ટિના શરીર સબધી નિયમોજ એ માર્ગમા અતરાયરૂપ નીવડે છે ઇંદ્રિયો પોતપોતાના વિષયો તરફ જીવને ખેચી જઇને પ્રભુ તરફ જતા અટકાવે છે અને જો આપણે તેને આધીન થયા તો પ્રભુનો માર્ગ ખોઇ બેસીએ છીએ ભ્રમણામા આપણે દોરીને સર્પ માની ભય પામીએ છીએ અને જ્યા સુધી એ ભયનુ સામ્રાજ્ય આપણા અત કરણમા છે, ત્યા સુધી પ્રભુના પ્રકાશને આપણે જોઇ શકતા નથી. આ ભ્રમણાનો પડદો તૂટી જાય તોજ જીવ અને શિવ એકરૂપ જણાય છે. પાપ અને પુણ્યના બંધન રહેતા નથી ભય નાશ પામતા અને ભ્રમણા દૂર થતાજ આપણે વીર બનીએ છીએ અને ઇંદ્રિયોના

૧ ખાર=કાંટો. ૨ ગુલ=ફૂલ

મોહ રૂપી દ્વારને ઉઘાડી નાખવા આપણા હાથ સમર્થ થાય છે

સદ્દગુણમાંજ પરમાત્માનો વાસ છે એમ માનનારા લોકો આ જગતમા અનેક છે, પરતુ હું તમને કહુ છુ કે, જે પરમેશ્વરનો વાસ સદ્દગુણમા છે તેજ પરમેશ્વર પાપ, દુરાચાર અને દુર્ગુણમા પણ નિવાસ કરે છે. પાપને જે પ્રેમથી ભેટી શકતો નથી તે કાયર છે અને કાયર પુરૂષ મુક્તિનો લાભ પ્રાપ્ત કરી શકતો નથી આવું ધૈર્ય જ્યારે નિરતર અતરમા વસી રહે, અપાર દુ:ખ, વેદના અને સત્યની સુખપ્રદ ઘટનામાં પણ જ્યારે એકજ પરમાત્માની ઇચ્છાના દર્શન થવા લાગે, ત્યારેજ મનુષ્ય મુક્ત કહેવાય છે. આ સ્થિતિમા સર્વત્ર સમભાવ હોય છે જેટલા પ્રમાણુમાં મોક્ષના માર્ગમા આપણે આગળ વધીશુ તેટલા પ્રમાણુમા દુ ખ આપણી દૃષ્ટિમાથી ઓછુ થઈ જશે દુ ખ દુ ખરૂપજ નહિ ભાસે. જ્યા સ્વર્ગ અને નરક બન્ને સમાન છે ત્યા ભેદદૃષ્ટિ નાશ પામતા નાના મોટાનો કશો ભેદજ નહિ રહે જો સર્વત્ર પ્રભુનોજ વાસ હોય તો પછી નાનુ કોણ અને મોટુ કોણ? એ દૃષ્ટિથી તો સર્વ સમાનજ ભાસે છે.

**"રામ સભામેં હરિજન બૈઠે કોન બડા કો છોટા હૈ?"** આપણી સમતાની ભાવના આટલે દરજ્જે વિસ્તૃત થતાં જગતમા જે જે સ્થળેથી જે જે ધર્મમા સત્ય આપણને જણાશે, તે કોઇ પણ ભેદ વગર ગ્રહણ કરવા આપણે શક્તિવાન થઈશુ. સમતા ન હોવાથીજ અને પ્રભુથી દૂર હોવાથીજ આ જગતમા આપણને મોટા છોટા જણાય છે સમતાના અભાવેજ આપણી દ્રષ્ટિ અધ થઈ ગઇ છે અને સ્થળે સ્થળે તથા પળે પળે અનેક નામરૂપમા વિહાર કરતા પ્રભુને આપણે જોઇ શકતા નથી.

એક વૃક્ષની જૂદી જૂદી ડાળોપર સુંદર પાંખોવાળા બે પક્ષીઓ બેઠાં હતા. એક છેક ઉપરની ડાળ ઉપર અને બીજુ નીચેની ડાળ ઉપર હતુ. નીચેની ડાળ ઉપર બેઠેલુ પક્ષી તે વૃક્ષના ફળ ખાતુ હતુ. આ વૃક્ષ ઉપર કેટલાક મીઠા અને અને કેટલાક કડવા ફળ પણ હતા. પેલુ પક્ષી તે બને પ્રકારના ફળ ખાતુ. એક ક્ષણે તે મીઠુ ફળ ખાતુ તો બીજીજ ક્ષણે તેને કડવુ ફળ ચાખવાનો સમય આવતો એવા એક કડવા ફળનો સ્વાદ મળતા તેણે મુખ ફેરવી લીધું અને ક્ષણ પછી બીજામા ચાંચ મ રી તો તે પ્રથમના ફળથી પણ વધારે કડવુ જણાયુ હવે તે શોક કરવા લાગ્યુ. એવામા તેની દ્રષ્ટિ પોતાના જોડીદાર ( ઉપલી ડાળે બેઠેલા બીજા પક્ષી ) તરફ ગઇ તો તેને જણાયુ કે તે તો શાન્ત બેઠુ હતુ, તે ફળ ખાતુ નહોતુ. એક ક્ષણભર આ પ્રશાન્ત પક્ષી તરફ દ્રષ્ટિ કરી ખરી, પણ બીજીજ પળે તેણે પુન માઠા કડવા ફળ ખાવાના પોતાના ઉદ્યોગનો આરભ કર્યો. એક ફળમા ચાંચ મારીને તેનો જરા સ્વાદ લીધો; પરતુ તે ફળ તો વળી એટલું બધું

કડવું નીકળ્યું કે જેથી તેને અત્યન્ત દુઃખ થયું હવે ફરીથી એક વાર તેણે પોતાની દૃષ્ટિને તે સુંદર પક્ષી તરફ ફેરવી એ પક્ષી તો પ્રથમની પેઠેજ પોતાની નિઃસીમ શાન્તિમાં સ્થિત હતું. આ સ્થિતિ જોઇ નીચેના પક્ષીને કૌતુક લાગ્યું અને ધીમે ધીમે તેની ઇચ્છા ઉપરના પક્ષીની સમીપ જવાની થઇ તે ઉપરના પક્ષીની થોડુંક સમીપ આવ્યું કે પ્રકાશના સુંદર કિરણો તેના શરીરપર પડવા લાગ્યા તેને જણાયું કે તે પક્ષીની આસપાસ સર્વત્ર પ્રકાશના કિરણો પ્રસરેલા છે આ પ્રકાશમાં સ્નાન કરી પ્રકાશમય થઇ તેણે પોતાના નેત્રો ઉઘાડ્યા એટલે તેને જણાયું કે, ઉપરનું પક્ષી તેનાથી ભિન્ન નહિ પણ તેનું મૂળ સ્વરૂપજ હતું તેને સમજાઇ ગયું કે તે પોતેજ પોતાના મૂળરૂપથી પોતાને ભિન્ન માનતું હતું વાસ્તવિકમાં ઉપરનું પક્ષી તેના મૂળ બિંબરૂપજ હતું અને આ વાતનું જ્ઞાન થતાં તેની ભ્રમણાનો સર્વથા નાશ થઇ ગયો તથા તે પણ શાન્ત અને સુખી થયું.[1] એ પક્ષીઓ પ્રમાણે આપણે પણ સંસારનાં કડવા મીઠા ફળો રૂપી સુખ દુઃખના બંધનોથી મુક્ત, શાન્ત અને નિર્વિકાર પરમાત્માથી ભિન્ન નથી પ્રતિબિંબરૂપેજ આપણે ભિન્ન અને અનેક જણાઇએ છીએ જેવી રીતે એકજ સૂર્યનો પ્રકાશ ઝાકળના હજારો બિંદુઓ ઉપર પડતાં હજારો નાના નાના સૂર્યો હોવાનો આભાસ થાય છે, તેજ રીતે એકજ

[1] ઉપર્યુક્ત શ્રુતિકથાનક સ્વ. શ્રીયુત ગોવર્ધનરામભાઈએ કાવ્યમાં એમના સુપ્રસિદ્ધ સરસ્વતીચંદ્રના ૩ જા ભાગમાં લીધું છે, જે અર્થવાહક અને રસિક હોઇ કેટલાક ફેરફાર સાથે અમે ઉતારી લઇએ છીએ

છે ઉડવા ઉત્તમ પાંખ, જૂવે દૂર આંખ પંખી બે એવા,
બહુ બેશ ઘડ્યો એ સંગ મિત્ર પ્રેંતિ રંગ રહડાવી રહેલા
તે સમાન તરૂની ડાળે
વળગી લટકેલા લાગે,
પણ પિપ્પલ ખાતું એક, બીજું ન કંઈ ખાતું ચળકતું પ્રભાએ.
છે ઉડવા૦

એક સમાન તરૂમાં પડ્યું ભોગમાં, એક અનીશ મૂંઢ રોતું;
એ સમાન તરૂપર વસ્યું પ્રકાશતું ખાતું ઈશ થઈ જોતું.
એ બ્રહ્મયોનિ કર્તાર!
એ જનકતેજ ધરનાર!
એ પરમ નિરંજન નાથ!
એ ઉપર અનિશની આંખ પડેને બજે મહિમા એ જ્યાં,
તરછોડી પુણ્યને પાપ, છોડી જડગાઠ, તરે એ શોક.
અનીશ ઈશ સમ ત્યાં! છે ઉડવા૦

પરમાત્મા હજારો ભિન્ન ભિન્ન વસ્તુઓમાં આભાસરૂપે ભિન્ન ભિન્ન હોય તેમ જણાય છે. જો આપણને આપણા મૂળરૂપ પરમાત્મા તરફ વળવાની ઇચ્છા હોય તો પ્રતિબિંબની એ ભ્રમણા અવશ્ય સજી દેવી જોઇએ. બંધનોદ્વારાજ બંધનોને તરી જવાય, સાંસારિક વાસનાઓજ આપણને વાસનાઓથી પર લઇ જાય એ શક્ય નથી. કદાચ જગતની બધી સમૃદ્ધિયોનો ઉપભોગ કરવાનો આપણને યોગ મળે તોપણ આપણે સંતોષ પામીએ એ સંભવિત નથી.

આપણે જોઇ ગયા છીએ કે દરેકે દરેક વ્યક્તિ કે વસ્તુ ગમે તે માર્ગે પણ મુક્તિના રાજમાર્ગ તરફજ પ્રવૃત્તિમાન છે લોભી મનુષ્ય કોડી કોડી કરીને ધન સંગ્રહ કરે છે, પાપી પાપાચરણ કરે છે, ચોર ચોરી કરે છે અને આપણે તત્ત્વચિંતન કરીએ છીએ તે સર્વ એજ હેતુને લક્ષીને છે. આ સર્વના મૂળમાં બંધનથી પર જવાની ઇચ્છા સિવાય બીજી કોઇ પણ ઇચ્છા રહેલી નથી જાણે અજાણે પણ સર્વનો પ્રયત્ન એ એકજ દિશામાં છે. પૂર્ણત્વને પામવા, પરમાત્માને ભેટવાને માટેજ આ સઘળી દોડાદોડ અને મારામારી છે, માટે કોઇને કોઈ દિવસ એવો વખત અવશ્ય આવવોજ જોઇએ

એક અત્યન્ત પાતકી મનુષ્ય કે જેનાં ઇચ્છાઓ, વિચાર અને કર્મ સર્વ પાપમયજ હોય તે પણ એકવાર અવશ્ય એ મોંઘા મૂલ્યની મુક્તિને મેળવવા શક્તિવાન થશેજ અલબત્ત એ પરમ પદને પહોચવા માટે તેને બહુ સમયની જરૂર છે આવી કોઇ વ્યક્તિને તેના પાપના માર્ગમાંથી પાછો વાળવા આપણે પ્રયત્ન કરીએ તો તેનો કંઇ પણ ઉપયોગ થાય તેમ નથી એ તો અનેક ધક્કા ખાબા ખાઇને, સંસારના સંકટો અને લાલચોથી ઘડાતો ઘડાતોજ પ્રભુ પ્રત્યે વળશે પ્રત્યેક મનુષ્ય પવિત્ર, સદ્દગુણી, પરોપકારી અને એવા અનેક દૈવી ગુણોથી જ અલંકૃત હોય એ સંભવિત નથી આપણે શા માટે જીવીએ છીએ અને શા માટે દોડાદોડ કરીએ છીએ એ ઘણા લોકો સમજી શકતા નથી, પણ તે સમજીને પાળવાથીજ જીવન સફળ થાય છે સંત પૉલે એકવાર કહ્યું હતું કે **જે દેવને તમે જાણ્યા વિનાજ પૂજો છો, તે દેવ તમારા પોતામાંજ છે, એમ હું તમને કહું છું.** સંત પૉલનું આ વાક્ય બધાએ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. જે

---

હરિ સાથ સાગ્ય એ થાય !
રહે જોઈ ઐક્ય એ આંખ !
ખંખેરી પૂણ્યને પાપ !
તરી શોક રહે ઉડી પાંખ !

એ આંખ પાંખ ધરનાર પંખી વિદ્વાન અમૃત બની આવું,
ફરી આવર્તતું નહિં, ફરી ન આવર્તતું, ઈશનું મન માન્યું !

લક્ષ્ય પ્રતિ આપણે સર્વ આગળ વધીએ છીએ તે લક્ષ્ય પ્રતિ સત્વર જવાય એ દર્શાવવાનોજ પ્રત્યેક ધર્મશાસ્ત્રનો જો હેતુ ન હોય તો એ ધર્મશાસ્ત્રજ શા કામનું ? સર્વ ચરાચરમા વ્યાપક, નિત્ય, મુક્ત જે મૂળ તત્વ તે આપણાથી પર નથી. એ તત્વનો અનુભવ કરવો એજ આપણા જીવનનો સાધ્ય હેતુ છે. ધર્મની સંકુચિત ભાવનામા પ્રભુ નથી. મતમતાંતરોના ગ્રંથોમા પ્રભુ નથી, તે તો તેથી પર અને પરમ પ્રેમમય છે. શ્રી ભગવાન કહે છે કેઃ—

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।**

જો 'પરમેશ્વર' છે, એવી માન્યતા તમારા અંતઃકરણને માન્ય હશે તો તમને એ પણ માન્ય થશે કે, તે સમસ્ત જગતમાં વ્યાપક છે તથા જગત તેના તરફજ, પોતાના આદિસ્થાન તરફજ આકર્ષાય છે અને એ મૂળ પુરૂષ પરમાત્માનીજ પૂજા કરે છે.

આપણે આપણું સંકુચિતપણું ટાળી, પ્રત્યેક મનુષ્ય પરમાત્માનો પ્રકટ અંશ છે એવું જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે. પ્રત્યેકના અંતરમાં તેનો વાસ છે. પ્રત્યેકના મનમાં વિચારની પ્રેરણા કરનાર તેજ છે. તે બાહ્ય સાધનોને લઇને નથી, પણ બાહ્ય સાધનો તેને લીધે છે. આવા અનુભવ થવો તેનુ નામજ ધર્મભાવના છે. એજ ખરી શ્રદ્ધા છે અને એવી શ્રદ્ધા આપણા સઘળાના અંતઃકરણમા ઉદય પામો એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. જ્યારે આપણે શ્રદ્ધાપૂર્વક માનીશુ કે તે સર્વવ્યાપી છે અને તેનાં સર્વત્ર દર્શન કરીશુ, ત્યારેજ આપણે પોતાને અમર માની શકીશું; તથા ત્યારેજ આપણે અનુભવી શકીશુ કે આપણા અંતરમા "હુ" નો શબ્દ કરનાર આત્મા આપણા શરીરથી પર છે. "હુ" કાંઇ આ શરીરમા દેખાતો એક ક્ષુદ્ર પ્રાણી નથી પણ સર્વત્ર છુ. સર્વત્ર છુ, એટલુજ નહિ પણ સર્વદા છું. હું ભૂતકાળમા હતો, વર્તમાનમાં છુ અને ભવિષ્યમાં પણ મારૂં અસ્તિત્વ અમર છે. મારોજ આત્મા બુદ્ધમા હતો, ઇસુ અને મહમદમા પણ મારા એજ આત્માનો દિવ્ય પ્રકાશ હતો. હુજ બુદ્ધ છુ, ઇસુ છુ અને મહમદ પણ હુજ છુ. જેટલા જેટલા ધર્મપ્રવર્તકો આ ભૂતલપર થયા છે તે સર્વમા હુ જ હતો તે સર્વ મારાજ સ્વરૂપ હતા. વળી ચોરી કરનારા અને ફાંસીને લાકડે ચઢનારા પણ મારા સ્વરૂપજ હતા, તેઓમાં પણ હુંજ હતો. જ્યા હુ ન હોઉં એવુ એક પણ સ્થળ આ વિશાળ વિશ્વમાં મને નજરે પડતું નથી. પ્રિય બંધુઓ! જાગૃત થાઓ! ઉત્થાન પામો! પોતાના બાંધી લીધેલા નાના નાના વાડામાંથી બહાર આવો અને આ વિશાળ મેદાનમાં ઉભા રહો તથા આ સર્વોત્તમ ઉપાસનામાં પ્રવૃત્ત થાઓ! તમે તો અનંત છો, અમર છો. તમારી પોતાની ઇચ્છાથીજ આ દેહનાં બંધન સ્વીકારી તેમાં બંધાઇ ગયા છો. બહાથી તે તૃણપર્યન્ત વસ્તુ માત્રમા પોતાની આત્મસત્તા

જોવું એજ ખરેખરી દીનતા છે. આંખો મીચીને કહેવુ કે "ઓ પ્રભુ ! અમે પાપી છીએ, અમે દીન છીએ" એ ખરી દીનતા નથી. એ તો દીનતાનું હાસ્ય છે, નાટક છે, દેખાવ માત્ર છે. આપણા નેત્રોનો પડદો, આપણી ભ્રમણાનો પડદો દૂર ખસેડી સર્વત્ર પરમાત્માનું દર્શન કરવું એજ આપણી ઉચ્ચત્તમ સસ્કૃતિ અને એજ મનુષ્ય જીવનમા ઉત્ક્રાન્તિની અતિમ ભૂમિકા છે. સર્વત્ર એકરૂપતાનું દર્શન કરવું એજ ખરો ધર્મ છે. "હુ" નો અર્થ અમુક દેહધારી કરવામા "હું" ની ખરી મર્યાદા નથી. "હુ" સર્વવ્યાપી, સર્વ ભૂતનો અતરાત્મા છુ એવી ભાવનાને અનુભવમાં મૂકવી તેજ ખરી ઈશ્વરપૂજા છે બાહ્ય પૂજાવિધિ મનુષ્યની નીચેની ભૂમિકા દર્શાવનાર છે. આ જડ વિધિનો ત્યાગ કરી સર્વત્ર એકજ ચૈતન્યનાં દર્શન કરવાં એજ ઉચ્ચત્તમ પૂજાવિધિ છે. અતકરણ જેમ જેમ શુદ્ધ થતુ જાય છે, તેમ તેમ બાહ્ય પૂજાનો વિધિ ન્યૂન થતો જઈ અતરનો પૂજાવિધિ વધવા માડે છે; અને અતકરણની સ્થિતિ એવા વિધિદ્વારા શુદ્ધ થતા છેવટે એકજ પરમાત્માનુ સર્વત્ર દર્શન કરવુ એજ ખરી પૂજા છે એમ તેને અપરોક્ષાનુભવ થાય છે. આ વિશ્વમા જે જડ પદ ર્થો છે, તે સર્વ મર્યાદિત છે અને મર્યાદાના પ્રમાણમાં તે સર્વ બધનોથી જકડાએલા છે ફક્ત ચૈતન્યજ અમર્યાદ અને નિસીમ છે પરમાત્મા ચૈતન્ય હોઇ તે અમર્યાદિત, નિસીમ છે મનુષ્યનુ જીવન પણ ચૈતન્ય છે અને તેથી તે અમર્યાદ પણ છે. મર્યાદિત વસ્તુ અમર્યાદિત વસ્તુને જાણી શકવા કે તેનુ પૂજન કરવા અસમર્થ છે અમર્યાદ વસ્તુજ અમર્યાદ વસ્તુને જાણી કે તેનુ પૂજન કરી શકે છે. આપણે અમર્યાદ છીએ અને પોતાને અમર્યાદ સમજી અમર્યાદ પરમાત્માને ઓળખવાનો પ્રયત્ન કરવો એજ આપણા કર્તવ્યની ઉચ્ચત્તમ ભાવના છે. ઈશ્વરપૂજાનો આજ એક ખરો માર્ગ છે. પૂજ્ય-ઉપાસ્યને પોતામા જોનાર મુક્ત પુરૂષની સ્થિતિનુ વર્ણન થવુ અશક્ય છે તેનુ વર્ણન કરવાનું સામર્થ્ય ભાષામા નથી **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।** જ્યાં વાણી શાન્ત થઇ જાય છે અને તે મનથી પ્રાપ્ય નથી, તેની પ્રાપ્તિ થવી તેટલીજ દુર્લભ છે. વાચા બિચારી વિલાસ કરે છે પણ અનુભવનો માર્ગ તો અત્યત કઠિન છે. મુખથી હું પણ મોટી મોટી વાતો કરૂ છુ, મારા મુખમાંથી તત્વજ્ઞાનનો ઝરો વહ્યા કરે છે, પણ જરા કઇંક ક્રોધનુ કારણ ઉપસ્થિત થતાજ હું ક્રોધાયમાન થઇ જાઉં છુ અને અહંકાર ઉભરાઇ જાય છે. આ પ્રમાણે જ્યારે અમર્યાદિત ચૈતન્યનો અશ અહકારરૂપે આ શરીરમાં આવે છે, શરીરને પોતાનું માની તે સિવાય બીજુ કંઈ નથી એમ માને છે, ત્યારે "હુ કેવળ ચૈતન્ય છુ," "હુ નિઃસીમ છું," "હું વિશ્વવ્યાપી છું," ઇત્યાદિ આત્માની પવિત્ર ભાવનાઓ સ્વપ્નવત્ થઇ જાય છે.

આવી પરા પૂજાનો માર્ગ તરવારની ધાર જેવો તીક્ષ્ણ અને અત્યન્ત અગમ્ય છે. આજ દિવસ પર્યન્ત થઇ ગએલા સાધુ મહાત્માઓએ વારવાર અનેક રીતે આપણને આ વાત કહી છે. ભૂતકાળના સાધુ પુરૂષોએ પોકારી પોકારીને કહ્યું છે કે આ માર્ગ ભયંકર છે. આ સૂચનારૂપી અર્થાત્ સાધુ પુરૂષોના જીવનરૂપી સીમચિહ્ન આપણી સામે છે અને તેનો ઉપયોગ કરવો એ આપણું કર્તવ્ય છે. **उत्तिष्ठत जागृत प्राप्यवरान्निबोधत ।** ઉપનિષદો કહે છે કે ઉત્થાન પામ! જાગૃત થા! અને જ્યા સુધી લક્ષ્યસ્થાનપર પહોચે નહિ ત્યા સુધી શાન્ત ના થા! કામ, ક્રોધાદિ રૂપી પહાડ જે આપણી અને આપણા ઇષ્ટ પરમાત્માની વચ્ચે છે તે અભેદ્ય અને અગમ્ય છે, તથાપિ તેની પેલી બાજુજ આપણા પ્રિય પ્રભુનો વાસ છે એવી આશાથી પ્રેરાઇએ તો એ પહાડ પણ તોડી શકીએ. શું આ ભયંકરતાથી ડરી જઈ આપણે આપણા પ્રિયતમ પ્રભુના સમાગમરૂપી વૈભવના લાભનો અનાદર કરીશુ? નહિ, નહિ. જરાયે નહિ! આપણે વિશ્વવિજયી વીર છીએ. જો આ પહાડ અભેદ્ય અને ભયંકર હોય તો આપણું પરાક્રમ કરવાનું સામર્થ્ય પણ તેવુજ છે, આપણું કાર્ય કરવાનુ ધૈર્ય પણ તેવુજ અડગ છે આપણે દેવો અને દૈત્યોના સ્વામી થવાને માટે યોગ્ય છીએ આવી પાત્રતાવાળુ મનુષ્ય પોતાને પાપી અને દરિદ્રી માની દ્વારે દ્વારે ભીખ માગતુ ફરે એ શુ યોગ્ય છે? અમૃતના ભોક્તા, અમરપણુ જેનો સ્વભાવ છે એવા મનુષ્યને સતત દુ:ખરૂપી વિષમા સબડવાનુજ નિર્માણ છે એમ શુ તમે માની શકશો? ખરા અંત:કરણથી તેની શોધ કરો, પરમ જીજ્ઞાસાથી તે પ્રભુના અમર દ્વાર ખખડાવો એટલે તમને જણાશે કે, અમૃતનો અખૂટ ઝરો તો તમારી સમીપથી પણ સમીપ છે **सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥** આ શ્રીમુખના વાક્ય છે. સર્વ ધર્મગ્રન્થોદ્વારા પરમાત્માએ આ અભય વચન આપ્યુ છે, "હે પ્રભુ! અમે અમારૂ સર્વસ્વ તને અર્પણ કર્યુ છે. અમારા સારાં કે માઠા કૃત્યો સર્વ અમે તનેજ અર્પણ કરીએ છીએ અમારા પુણ્યકર્મ તેમજ પાપકર્મ સર્વ તનેજ અર્પણ છે. અમારૂ દુ:ખ, શોક કે આનંદ અમે તારા ચરણોમા ધરીએ છીએ." આવી પ્રાર્થના આપણે સતત આપણા અંતરમા કરવી જોઇએ પણ આપણા મનુષ્યોનાં મન અત્યન્ત ચપળ છે એક ક્ષણે આપણે આપણો સર્વભાર તેના શિરપર મૂકીએ છીએ, પરંતુ બીજીજ ક્ષણે "હું" ની ભાવના જોસબંધ આપણા મગજમાં ધસી આવે છે.

"સર્વ ધર્મોનુ લક્ષ્ય એકજ છે. તમારા ક્ષુદ્ર અહંકારનો નાશ કરી, અહંકારના ઘટ્ટ પડદાને ચીરી તમે સર્વત્ર, સર્વમા સર્વમય છો એવી ભાવનાનુ શિક્ષણ આપવુ એજ સર્વ ધર્મોનો હેતુ છે. આ એકજ લક્ષ્યને માટે સર્વ ધર્મની કલ્પ-

નાઓ ઉદ્દભવ પામી છે. હિન્દુ લોકોના ધર્મગ્રંથો કહે છે કે " હું પરમેશ્વર મારા જેવા બીજાને મારા સ્થાનમાં જોતા ઇર્ષ્યા કરનારો છુ. તુ મારી સાથે બીજાને જોઇશ નહિ. " આનો અર્થ એજ થાય છે કે જ્યા સુધી અહંકાર તારો ઉપાસ્ય દેવ છે, જ્યાં સુધી તારૂં જીવન અહંકારજન્ય છે, ત્યા સુધી મારો વાસ તારા અંતરમાં થવો અશક્ય છે જો અંતઃકરણમા પ્રભુનો વાસ કરવાની જિજ્ઞાસા હોય તો તેના આસનપર બેસનાર અહંતા, મમતા, લોભ, મોહ ઇત્યાદિને દૂર કરવાની અત્યન્ત આવશ્યકતા છે. પોતાના સ્થાનપર બીજાને બેઠેલો જોઇ પરમાત્મા ત્યાં આવતા નથી. હું નહિ પણ તુંજ એવી ભાવનાથી આપણાં અંતઃકરણો ભરપૂર થવાં જોઇએ. પ્રભુનો માર્ગ કઠિન અને તરવારની ધાર જેવો છે. ઘણા પ્રયત્નો કર્યા છતા પણ પગ લપસી જાય છે. અનેકવાર આપણી ભૂલ થવાનો સંભવ છે. છેવટના લક્ષ્ય સ્થાને પહોચતાં માર્ગમાં અનેક સ્થળે આપણને અટકી જવાની જરૂર પડે છે અનેક દુખો અને લાલચોના પ્રસંગ આવી નડે છે, ત્યારે તારી મરજી, હરિ ઇચ્છારૂપી ધર્મશાળાનો આશ્રય લેવો જોઇએ. સર્વ તેની ઇચ્છાને સોપી દેવુ એ સ્થિતિજ, એ મુક્તિની સીડીનું એક પગથીયુ છે. પણ એ પગથીઆપર ચડતા ચડતા તો મર્કટ જેવુ મન કંઇક ધમપછાડા મારી રહે છે.

**જ્યોં મર્કટ તરૂપર ચહકર ડાર ડાર પર લટકત હય, ચંચળ મન નિશદિન ભટકત હૈ; બ્રહ્માનંદ સમીપ છોડકર, તુચ્છ વિષય રસ ગટકત હૈ.**

મનની સ્થિતિ આવી ચંચળ છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી ક્ષણે ક્ષણે અને શ્વાસે શ્વાસે આ ભાવનાનું સ્મરણ કરવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ, એ ભાવનાને આપણી પોતાની કરી લેવી જોઇએ અને તેમ ન થાય ત્યાં સુધી મન આપણા તાબામા રહે એ અશક્ય છે. મન અત્યન્ત વિશ્વાસઘાતી છે. તેનાપર સહજ વિશ્વાસ કરતાંજ તે છટકી જાય છે અને પોતાના પ્રિય વિષયોમાં ભટકવા મંડી મનુષ્યને કોઇવાર એવો ખાડામાં ધકેલી દે છે કે જ્યાથી નીકળવું પણ મુશ્કેલ થઇ પડે છે. જેથી મનને તાબે થવું, તરંગી અને ભટકતા મનને આપણો દોરનાર બનાવવુ એ પોતાને હાથેજ પોતાનું ગળું કાપી આપવા જેવુ અશક્ય છે.

**ખાલસ એક ભગવાન ભરોંસે, તન મન ક્યોં નહિ છોડ દીયા ?**

અરે મૂર્ખ ! આ નિ:સાર સંસારને ભરોસે ભટકી તારૂં આયુષ્ય પુરૂં કરે છે તે કરતાં એકચિત્ત થઇ તે સમર્થ પ્રભુનો ભરોસો કરી આ તનમન તેનેજ કેમ અર્પણ કરતો નથી ? આ પ્રશ્ન મહાપુરૂષોએ વારવાર આપણને પૂછયો છે. તેનો ઉત્તર આપણી પાસે શુ છે ? બંધુઓ ! આ તુચ્છ શરીર અને વિશ્વાસઘાતી

મનના નાદમાં ન રમતા ચાલો આપણે આપણી વિશ્વજનની મૈયાની ગોદમા સ તાઈએ ! તેનેજ સર્વસ્વ માની આપણુ સર્વસ્વ તેના ચરણોમાં અર્પણ કરી દઈએ. એક હિન્દુ તત્ત્વવેત્તાએ કહ્યુ છે કે “ પ્રભુ ! તારી મરજી ” એ વાક્યનો બીજી વાર ઉચ્ચાર કરવામાં પણ પાપ છે. તારી ઇચ્છા અનુસાર થવા દે ! એ પ્રમાણે એક વાર માન્યા પછી શા માટે બીજી વાર તેવો ઉચ્ચારજ કરવો જોઇએ ? જે શુભ છે તે શુભજ છે. એક વાર જે માન્યતાને આપણી કરી લીધી તેને બીજી વાર કહી બતાવી આપણે તેની સત્યતામા શા માટે શ કા કરવી જોઇએ ? આપણે એકજ વાર ઉચ્ચાર કરીએ કે, ઓ પ્રભુ ! તારી ઇચ્છા જેમ સ્વર્ગમા પ્રવર્તે છે તેમજ આ અમારા જગતપર પણ પ્રવર્તો. તે પછી બીજી વાર એવો ઉચ્ચાર કરવો તે પાપ જ છે.





# ૨–वेदान्तमतनुं सामान्य निरीक्षण.



સાંપ્રતકાળમા યદ્યપિ વેદાન્ત એટલે અદ્વૈત સિદ્ધાન્ત આવી સમજણુ વ્યાપેલી છે, તથાપિ વેદાન્ત શબ્દમા માત્ર અદ્વૈત મતનોજ સમાવેશ થતો હોય તેમ નથી. તેમાં આર્યાવર્તમા પ્રવર્તી રહેલા સર્વ મત અને સપ્રદાયોનો સમાવેશ થાય છે. હિદુસ્તાનમા અનેક મત અને સંપ્રદાયો પ્રવૃત્ત છે, તેમા પ્રથમ દ્વૈત સિદ્ધાન્ત છે અને પરિણામે અદ્વૈત સિદ્ધાન્ત છે. આર્યોએ બાધેલી તત્વજ્ઞાનની ઇમારતમાં "દ્વૈત" એ પાયો અને "અદ્વૈત" એ શિખરપરનો કળશ છે, એમ કહીએ તો તે અયોગ્ય નથી.

વેદાન્ત એ શબ્દોનો અક્ષરશ અર્થ વેદનો અન્ત એવો થાય છે. વેદ આર્યોના ધર્મ ગ્રથ છે અને તેમા કર્મકાડ તથા જ્ઞાનકાંડ એવા બે ભાગ છે. આ પૈકી કર્મકાડમા યજ્ઞયાગ વગેરેની ક્રિયાઓનુ નિરૂપણુ કરવામાં આવ્યુ છે. જ્યારે જ્ઞાન કાંડમા તત્ત્વજ્ઞાનનો સમાવેશ કરવામા આવ્યો છે જ્ઞાનકાડમા ઉપનિષદોનો સમાવેશ થાય છે તથાપિ સર્વ ઉપનિષદો કર્મકાડથી ભિન્ન વિભાગમાજ લખાયાં છે એમ નથી. કર્મકાડ વિભાગમા પણુ કેટલાક ઉપનિષદો ઉપલબ્ધ થાય છે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા યદ્યપિ એક સ્વતત્ર ગ્રથ છે તથાપિ તેની ગણુના પણુ ઉપનિષદોમાં કરવાની પ્રથા પડી ગઇ છે. સર્વ ઉપનિષદો અને ગીતાને વેદાન્ત ગ્રંથોની સજ્ઞા આપવામાં આવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોમાં વેદોનો અર્થ માત્ર કર્મકાડ અને તજ્જન્ય કેટલાક મત્રો પરત્વેજ થાય છે, પણુ સાપ્રત સમયમા યજ્ઞયાગાદિ ક્રિયાઓનો બહુધા લોપ થઈ ગયો હોવાથી વેદોનો અર્થ વેદાન્તજ થાય છે. વળી હમણુા દર્શનના કે તત્ત્વજ્ઞાનના ગ્રંથોપર ટીકા લખનારાઓ પોતાના અભિપ્રાયના સમર્થન માટે જ્ઞાનકાડમાંથી જ્યારે અમુક અવતરણુ આપે છે ત્યારે વેદોને માટે "શ્રુતિ" એવો શબ્દ યોજે છે. "શ્રુતિ" નો અર્થ સાભળવામા આવેલું એવો થાય છે અને તે આખા વૈદિક સાહિત્યને લાગુ પડે છે; પણુ ટીકાકારો એ શબ્દ માત્ર ઉપનિષદને અર્થેજ

વાપરે છે. વેદાન્ત શબ્દવડે જે ઉપનિષદોનો બોધ થાય છે તે સર્વ સંહિતા ગ્રંથોની પછીજ લખવામાં આવ્યા છે એમ નથી. દાખલા તરીકે ઇશોપનિષદ્ યજુર્વેદના ચાળીસમા ખંડમાં છે, જે ભાગ વેદોનો એક પ્રાચીન ભાગ મનાયો છે. વળી કેટલાક ઉપનિષદો વેદોના બ્રાહ્મણ વિભાગના ગ્રંથોમા ઉપલબ્ધ થાય છે. તે સિવાય કેટલાંક સ્વતંત્ર પણ લખવામાં આવ્યા છે. તથાપિ તે સર્વથા સ્વતંત્ર હોય એમ માનવાને સબળ કારણો નથી. કારણ કે વેદોના બ્રાહ્મણ વિભાગના કેટલાક ગ્રંથો કાળના ઉદરમાં સમાઈ ગયા છે, અને એમ હોઈ શકે કે બ્રાહ્મણ ગ્રંથોનો ઉપયોગ ન થવાથી તેનો નાશ થઇને તે પૈકી ઉપનિષદો રહી જવા પામ્યાં હોય. વળી કેટલાક સ્વતંત્ર ઉપનિષદો પણ નાશ પામી ગયા હોય એ પણ સંભવિત છે. ઉપનિષદોનુ બીજું નામ આરણ્યક પણ છે.

વેદાન્ત એ આર્યોના ધર્મગ્રંથોના સમૂહના એક સમૂહનો પોતાનામાં સમાવેશ કરે છે; અને આર્ય તત્વજ્ઞાનની દરેક શાખાનો પાયો વેદાન્ત ઉપરજ રચાય છે. બુદ્ધિ અને જૈનલોકો પણ જો પોતાના અભિપ્રાયને સબળ કરનારાં જણાય તો વેદાન્તનાં વચનોને પ્રમાણ તરીકે ટાંકે છે. આર્યતત્વજ્ઞાનની દરેક શાખા જોકે પોતાના મતનો આધાર વેદો ઉપર હોવાનું જણાવે છે તથાપિ તે પૃથક્ પૃથક્ નામો ધારણ કરે છે. આ સર્વ પૈકી શ્રી વ્યાસ પ્રણીત છેલ્લી શાખાએ તેના પૂર્વે પ્રચાર પામેલી તત્વજ્ઞાનની સર્વ શાખાઓ કરતા પોતાનો આધાર વેદોમાથી વધારે પ્રમાણમાં લીધો છે, અને સાંખ્ય અને ન્યાય વગેરે પૂર્વેની શાખાઓનો વેદાન્ત સાથે એકવાક્યતા કરવાનો પ્રયત્ન કર્યો છે, તેથીજ એ શાખાને વેદાન્તનું ખાસ નામ આપવામાં આવે છે, અર્થાત્ સાંપ્રતકાળમાં વ્યાસનાં સૂત્રોનેજ વેદાન્તમતનુ મૂળ માનવામાં આવે છે. વળી વ્યાસના આ સૂત્રો જૂદા જૂદા ટીકાકારોએ જૂદી જૂદી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે સામાન્ય રીતે સાંપ્રત આર્યાવર્તમા વેદાન્ત સંબંધી ત્રણ મત વિશેષ પ્રચલિત જણાય છે. એ ત્રણે મતના પ્રવર્તક આચાર્યોએ પોતાના મતને અનુકૂળ થાય તેવી તેવી શ્રી વ્યાસ સૂત્રોપર ટીકા લખી છે. આ ત્રણ મતોના, દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત એવાં ત્રણ નામ છે. દ્વૈત અને વિશિષ્ટાદ્વૈત એ ઉભય સંપ્રદાયોને માનનારા લોક અદ્વૈત મતના અનુયાયીઓના કરતા પ્રમાણમા વિશેષ છે. હવે એ ત્રણે મતનો વિચાર આપણે કરવાનો છે. યદ્યપિ એ ત્રણે મત ભિન્ન છે, તથાપિ તે સર્વના પાયારૂપ સાંખ્યદર્શનજ છે, એ વાત લક્ષમાં રાખવા જેવી છે. ન્યાય અને વૈશેષિક દર્શનો સાંખ્યદર્શન સાથે કોઇક સ્થળે સ્વલ્પ મતભેદ સિવાય અનેક અંશોમાં સમાન છે.

એ ત્રણે સંપ્રદાયોમા ત્રણ બાબતોમાં મતભેદ નથી. પરમેશ્વરનુ અસ્તિત્વ, વેદગ્રંથો અપૌરૂષેય હોવાની માન્યતા અને કલ્પ તથા યુગોની કાળકલ્પના, એ

ત્રણ ભાવનાઓ એ ત્રણે સપ્રદાયોને માન્ય છે. કલ્પ અને યુગની માન્યતાનુ સ્પષ્ટીકરણ અત્રે આવશ્યકીય જણાય છે સૃષ્ટિમાં દ્રશ્ય થતી સર્વ વસ્તુઓ એક મૂળ વસ્તુ 'આકાશ'માથીજ ઉદ્ભવ પામી છે, અને ગુરૂત્વાકર્ષણ, આકર્ષણ, લાગણી અને ચૈતન્યના રૂપમાં જે કંઇ શક્તિ દ્રષ્ટિગોચર થાય છે તે સર્વ પ્રકારની શક્તિનુ મૂળ અધિષ્ઠાન પ્રાણ છે પ્રાણ અને આકાશના સયોગ તથા આઘાત પ્રત્યાઘાતથી આ દ્રશ્ય વિશ્વ પ્રતીત થાય છે. તમારી ભાષામા જેને સૃષ્ટિની ઉત્પત્તિ કહે છે તેને આર્ય ગ્રંથોમા અવ્યક્તમાથી વ્યક્તમા આવવાની ક્રિયા માને છે. આર્યોનો એવો કોઈ પણ મત કે સપ્રદાય નથી કે જે વિશ્વની ઉત્પત્તિ પશ્ચિમ જેમ 'શૂન્ય' માથી થએલી માને છે તેમ માનતો હોય! વિશ્વ રચાય છે એમ અમે નથી માનતા, પણ તે નિર્માણ થાય છે એમ માનીએ છીએ. અર્થાત્ પૂર્વે જે અવ્યક્ત રૂપમા હતુ તે વિશ્વરૂપે વ્યક્ત થાય છે. કલ્પના પ્રારભ પૂર્વે આકાશ અદ્રશ્ય અને અક્રિય હોય છે. એ સ્થિતિમા પ્રાણનો તેની સાથે સંયોગ થઇ ક્રિયા થવા માડે છે, અને એક પછી એક રચનાઓ વૃક્ષો, પ્રાણીઓ, મનુષ્યો, ચદ્ર, તારા વગેરેની ઉત્પત્તિ થાય છે આ વ્યક્ત સ્થિતિમા ઘણો કાળ વ્યતીત થયા પછી પુન સૃષ્ટિ પોતાની અવ્યક્ત સ્થિતિ તરફ પ્રયાણ કરે છે. જે ક્રમથી પ્રથમ વિશ્વની ઉત્ક્રાન્તિ થઇ હતી તેજ ક્રમથી હવે અપક્રાન્તિ થાય છે. દરેક વસ્તુ સૂક્ષ્મ અને સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરતી જઈ પોતાના મૂળ તત્વરૂપ આકાશ અને પ્રાણમા લય પામે છે આ રીતે પુન. આકાશ અને પ્રાણનો સયોગ થઇ સૂક્ષ્મ અને ઘટ પ્રાણીઓનો પૂર્વે જણાવેલા નિયમ પ્રમાણે ઉદ્ભવ થઇ નવીન કલ્પનો પ્રારભ થાય છે. હવે વિશ્વના મૂળભૂત જે બે દ્રવ્યો આકાશ અને પ્રાણ દર્શાવ્યા, તેનુ પણ અધિષ્ઠાન એક ત્રીજુ દ્રવ્ય 'મહતત્વ' છે એ મહતત્વજ આકાશ અને પ્રાણનુ અધિષ્ઠાન હોઇ પ્રાણ અને આકાશરૂપે આવિર્ભાવ પામે છે

હવે મન, આત્મા અને પરમાત્માના સબધમા જે ભાવનાઓ અમારામા માન્ય છે તે સબધી વિચાર કરીશુ. આ ત્રણ ભાવનાઓના સબધમાં જગતમા જેટલા મતમતાતર છે તે સર્વેએ થોડા કે વધારે પ્રમાણમા સાખ્યદર્શનનો આધાર લીધેલો જણાય છે. આ પ્રમાણે સાખ્યદર્શનની મહત્તા તત્વચિતનની બહુધા સર્વ દિશાઓમા સ્વીકારાએલી હોવાથી આપણે એ સબધી યત્કિંચિત્ જાણવાનો પ્રયત્ન કરીશુ.

આપણી ઇંદ્રિયોદ્વારા આપણને બાહ્ય જગતનુ જ્ઞાન થાય છે, પણ એ પ્રત્યેક ઇંદ્રિયની ક્રિયામા ભિન્ન ભિન્ન ત્રણ પ્રકારની ક્રિયાઓનો સમાવેશ થાય છે, એમ સાંખ્યનો અભિપ્રાય છે. જેવી રીતે નેત્રોદ્વારા આપણે જોવાની ક્રિયા

કરીએ છીએ ત્યારે બાહ્ય વસ્તુનુ ચિત્ર પ્રથમ આપણાં નેત્રો ઉપર ચિત્રિત થાય છે. આ બાહ્ય નેત્રોને કરણુ (સાધન) કહેવામા આવે છે, એ બાહ્ય આંખોથી પર ચક્ષુ ઇંદ્રિયનુ ગોલક હોય છે, જે બાહ્ય નેત્રની સમીપસ્થ હોય છે. આ ગોલક અને જ્ઞાનતંતુને સાંખ્યમત પ્રમાણે ઇંદ્રિય કહે છે. બાહ્ય વસ્તુનુ જ્ઞાન થવા માટે કરણુ અને ઇંદ્રિયનો સંયોગ થવાની જરૂર છે. તે પૈકી એકાદ સાધન ન હોય તોપણુ બાહ્ય વસ્તુનું જ્ઞાન થતું નથી, પરંતુ તે સિવાય પણુ એક તૃતીય ક્રિયાની આવશ્યકતા છે મનનો આ ઇંદ્રિય સાથે સંયોગ થવો જોઇએ. તે ઉપરાંત ઇન્દ્રિય-દ્વારા થએલા બાહ્ય દર્શનની લાગણીને એ મનજ બુદ્ધિની સમીપ પહોચાડે છે. બુદ્ધિ એ મનનુજ નિશ્ચયાત્મક સ્વરૂપ છે બાહ્ય વસ્તુના દર્શનથી તેની તુલના કરીને તે અમુક વસ્તુ છે, એમ તેનુ સ્વરૂપ સમજવુ, એ બુદ્ધિનું કાર્ય છે. જ્યારે બુદ્ધિ તરફથી અમુક વસ્તુનુ સ્વરૂપ અમુક છે, એવો પ્રતિધ્વનિ પાછો મનપર પડે છે ત્યારેજ પુરૂષ કે આત્મા અહંકાર સ્વરૂપે મનમા પ્રકાશે છે, અહંકારરૂપે દેખાય છે. આટલી ક્રિયા થાય ત્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક વસ્તુનુ મને જ્ઞાન થયુ. જેવી રીતે ભિન્ન ભિન્ન રંગ અને રૂપરેખાથી એક ચિત્રની રચના થાય છે, પણુ અમુક વસ્તુ (તે ચિત્ર જે કાગળ, વસ્ત્ર કે બીજી વસ્તુપર કહાડવામા આવે છે તે) એવી હોવી જોઇએ કે જેનાપર તે સર્વ રંગો ને આકારો એકત્ર થાય અને એક સમગ્ર ચિત્ર તરીકે દેખાય તેવીજ રીતે ઇંદ્રિયોદ્વારા થતા જ્ઞાનના રંગ અને છાયા વગેરે જે વસ્તુ ઉપર એકત્ર થાય છે તે જીવાત્મા કિંવા પુરૂષ છે. આ રીતે મનુષ્યનુ જીવનરૂપી ચિત્ર રચાય છે.

વિશ્વમા દરેક વસ્તુ પ્રત્યેક ક્ષણે બદલાતી જાય છે કંઇક વધઘટ નિરંતર થયા કરે છે. આખુ વિશ્વ અસ્થિર છે, આવો સિદ્ધાન્ત સાંપ્રત ભૌતિકશાસ્ત્રે સિદ્ધ કર્યો છે. આ બાબતમાં પ્રાચીન આર્યતત્વશાસ્ત્ર અને સાંપ્રત ભૌતિકશાસ્ત્રની એકવાક્યતા છે. જે પ્રમાણે બાહ્ય જગતની દરેક વસ્તુ અસ્થિર અને વિકારી સ્વભાવવાળી છે, તેજ પ્રમાણે આપણુ શરીર, મન અને બુદ્ધિ પણુ અસ્થિર હોઈ એમા પણુ પ્રત્યેક ક્ષણે વિકાર અર્થાત્ પરિવર્તન ચાલુ હોય છે. જે બાહ્ય પદાર્થનુ જ્ઞાન આપણી ઇંદ્રિયોદ્વારા થાય છે તે બાહ્ય વસ્તુ જો અસ્થિર હોય તો તે વસ્તુ અમુક છે, એમ આપણે નિશ્ચયજ કરી શકતા નથી, કારણ કે એમાં જેનો નિશ્ચય કરવાનો છે તે અસ્થિર હોવા સાથે નિશ્ચય કરનારૂં મન પણુ અસ્થિર હોય છે. આથી એમ સાબીત એ થાય છે કે આપણા અંતરમાં કોઇ એવી શક્તિ હોવી જોઇએ કે જે સ્થિર હોય. જો તેમ ન હોય તો આ અસ્થિર છે, એવુ જ્ઞાન પણુ આપણને નજ થાય. આ સ્થિર અધિષ્ઠાનને જ સાંખ્યમતમાં પુરૂષ, આત્મા ઇત્યાદિ નામો આપવામાં આવ્યાં છે.

સાખ્યદર્શન પ્રમાણે મનનુ પતિધ્વન્ગા-ચકતત્ત્વ જેને બુદ્ધિ કહે છે તે મહતત્વનુ રૂપાતર છે. મહતત્વ જ્યારે અસ્થિર સ્વરૂપ ધારણ કરે અર્થાત્ આન્દોલન ઉત્પન્ન કરે ત્યારે એમાથી ઇંદ્રિયોના સૂક્ષ્મ સ્વરૂપ રચાય છે, અને કેટલાક આન્દોલનમાંથી જડતત્વોના સૂક્ષ્મ પરમાણુઓનો આવિર્ભાવ થાય છે. આ મહતત્વની સર્વ ક્રિયામાથીજ સમસ્ત વિશ્વનો આવિર્ભાવ થાય છે. સાખ્યમત પ્રમાણે આ મહતત્વથી પણ પર એક એવી સ્થિતિ છે કે જેને તે અવ્યક્ત કહે છે. અહી મનનુ અસ્તિત્વ નથી. માત્ર કારણતત્વ ત્યાં હોય છે. આ કારણતત્વમાથી મહતત્વ અને મહત્વમાથી વિશ્વ ઉદ્ભવે છે. તે કારણતત્વને સાખ્યવાળા પ્રકૃતિનુ નામ આપે છે આ પ્રકૃતિથી પર અને તેનાથી વિભિન્ન પુરૂષ કિંવા આત્મા છે, જે નિર્ગુણ અને સર્વવ્યાપક છે, એમ સાંખ્યમતનો અભિપ્રાય છે. આ પુરૂષ કર્તા નહિ પણ નિરતર સાક્ષીરૂપે રહે છે. પુરૂષતત્વને સ્પષ્ટ કરવા સ્ફટિકમણીનું ઉદાહરણ આપવામા આવે છે. સ્ફટિકમણીની આસપાસ વિવિધ રગની વસ્તુઓ ગોઠવી હોય તો, જાણે સ્ફટિકમાં જ જૂદા જૂદા રગો હોય એવો ભાસ થાય છે, પણ વાસ્તવિક રીતે તે તેનાથી રહિત છે, તેવીજ રીતે પુરૂષમાં પણ પ્રકૃતિની ક્રિયાઓનું માત્ર આરોપણ કરવામાં આવે છે, વાસ્તવિકમાં તો તે નિષ્ક્રિય સાક્ષી રૂપજ છે. પ્રકૃતિ અને પુરૂષના સબધમા સાખ્યની આવી માન્યતા વેદાન્તને માન્ય નથી. સાખ્યમત પ્રકૃતિ પર્યંત વસ્તુસ્થિતિનો વિચાર કરી પછી એકદમ પુરૂષનો વિચાર કરે છે અને પુરૂષને પ્રકૃતિથી સર્વથા ભિન્ન જણાવે છે. હવે વેદાન્તનો એ પ્રશ્ન છે કે –

સ્ફટિકના ઉદાહરણમા જો સ્ફટિક પોતે રગ વિનાનો હોય તો તે ભિન્ન ભિન્ન રગોને શી રીતે ગ્રહણ કરી શકે ? જો પુરૂષ અને પ્રકૃતિનો સ્વભાવ ભિન્ન હોય તો જગતરૂપે તેનુ એકીકરણ શી રીતે થાય ? અને આમ આભાસ પણ શી રીતે ઉત્પન્ન થાય ? આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મળતો નથી, તેથી પ્રકૃતિ અને પુરૂષ, કિંવા વિશ્વ અને પરમાત્મા, વસ્તુત: એકજ રૂપ છે, આમ વેદાન્તની માન્યતા છે. વેદાન્તમતનોજ એક વિભાગ દ્વૈતમત જો કે પુરૂષ અને પ્રકૃતિને ભિન્ન માને છે, તથાપિ તે એમ તો માને છે કે પુરૂષ કે પરમાત્મા, આ વિશ્વનું ફક્ત નિમિત્ત કારણજ નહિ પણ ઉપાદાન કારણ પણ છે. અર્થાત્ પરમાત્મા સમસ્ત વિશ્વથી ભિન્ન નહિ પણ તેના અણુઅણુમા ઓતપ્રોત થએલો છે. આ પ્રમાણે દ્વૈતવાદીઓ પણ પુરૂષ અને પ્રકૃતિની અભિન્નતા સ્વીકારે છે. પણ પુનઃ દ્વૈતભાવ સિદ્ધ કરવા માટે તેઓ એમ માને છે કે આ વિશ્વમા ત્રણ તત્વો છે. પુરૂષ, જીવાત્મા અને પ્રકૃતિ. આત્મા અને પ્રકૃતિ પુરૂષના શરીરરૂપ છે, પણ પ્રકૃતિ અને આ ભિન્ન ભિન્ન જીવાત્માઓ અન્યોન્યથી અનાદિ કાળથીજ વિભક્ત છે. કલ્પના પ્રારંભમાં

તેઓ ભિન્ન સ્થિતિમા દશ્ય થાય છે અને જ્યારે કલ્પનો અત આવે છે ત્યારે પાછા તે દરેક સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરી તેજ સ્થિતિમા રહે છે

વેદાન્તનો અદ્વૈતમત ઉપનિષદોનો આધાર લે છે. બહુધા બધા ઉપનિષદો અદ્વૈત-ભાવનાનુજ સમર્થન કરે છે અને અદ્વૈતવેદાન્તની ઇમારત તેના ઉપરજ ચણાઇ છે. ઉપનિષદોને નામે વ્યવહારાતા સર્વ ગ્રથોનો એકજ વિષય છે, એકજ વાત તેમને સિદ્ધ કરવાની છે. જેમ માટીના એક ઢેફાનુ જ્ઞાન થવાથી સમસ્ત પૃથ્વીનું જ્ઞાન થઇ શકે છે, તેમ એવી કોઇ વસ્તુ છે કે જેને જાણવાથી સમસ્ત વિશ્વનુ જ્ઞાન થઇ શકે ? ઉપનિષદોનો પ્રયત્ન એ વિષયમા છે, અને અદ્વૈતમતવાળા વેદાન્તીઓ પણ આ વિશ્વને એકજ સ્વરૂપમા જોવાનો પ્રયત્ન કરે છે તેઓ માને છે કે આ સમગ્ર વિશ્વ એકજ વસ્તુ છે, એકજ મૂળતત્વ આ ભિન્ન ભિન્ન નામરૂપમા દેખાય છે. સાખ્યવાળા પ્રકૃતિનુ જે સ્વરૂપ કલ્પે છે તે વેદાન્તને માન્ય છે, પણ વેદાન્ત કહે છે કે એ પ્રકૃતિ પણ પુરૂષ કે પરમાત્મા પોતેજ છે. જેથી આ એકજ તત્વ સત્ છે કે જે આ સર્વ વિશ્વ, મનુષ્ય, આત્મા અને પ્રાણીરૂપે દશ્ય થાય છે. મહત્ અને મન એ આ સત્તત્વનાજ દશ્ય સ્વરૂપો છે. પણ પુરૂષને જો નિર્વિકારી માનીએ અને તેમાથીજ આ વિકારી એટલે વધઘટ પામતા જગતની ઉત્પત્તિ માનીએ તો વદતોવ્યાઘાતનો દોષ ઉત્પન્ન થશે. જે તત્વમા કોઇ પણ પ્રકારના ગુણ કે રૂપ ન હોય તેમાથી નાના પ્રકારનાં ગુણરૂપયુક્ત પ્રાણીઓ ઉત્પન્ન થાય એ શી રીતે સ્વાભાવિક હોઇ શકે ? આ પ્રશ્નનો ઉત્તર અદ્વૈતવાદી વેદાન્તીઓએ વિવર્તવાદ રૂપે આપ્યો છે વિવર્ત એટલે દશ્યાભાસ, અર્થાત્ દ્રષ્ટિના ભ્રમથી, હોય તે કરતા જૂદાજ રૂપનો ભાસ થવો આને વેદાન્તની પરિભાષામા વિવર્ત કહે છે. આમ દ્વૈતવાદીઓ અને સાખ્યમતવાળાના અભિપ્રાય પ્રમાણે આ દશ્ય વિશ્વ મૂળ પ્રકૃતિમાથી ઉદ્દ્ભવ પામ્યુ છે. કેટલાક અદ્વૈતવાદીઓ અને કોઇ કોઈ દ્વૈતવાદીઓના મત પ્રમાણે આ ચરાચર સૃષ્ટિ પરમાત્મામાથીજ ઉત્ક્રાન્તિના નિયમ પ્રમાણે ઉત્પન્ન થઇ છે. શકરાચાર્યના મતવાળા ખરા અદ્વૈતવાદીઓના મત પ્રમાણે આ ચરાચર વિશ્વ પરમાત્મામાથીજ ઉદ્દ્ભવ્યુ છે અને પરમાત્મસ્વરૂપેજ દેખાય છે પરમાત્માજ આ વિશ્વનુ ઉપાદાન કારણ છે, પણ તે માત્ર વિવર્ત-રૂપેજ એટલે કે આભાસ માત્રજ, વાસ્તવિક રીતે નહિ. હવે આ સિદ્ધાન્તમાં શકા એ થાય છે કે જો આ સકળ વિશ્વ કેવળ ભાસમાત્રજ હોય તો તેનો પ્રત્યક્ષ અનુભવ કેમ થાય છે ? આને માટે સર્પ અને રજ્જુ ( દોરડી )નુ સુપ્રસિદ્ધ ઉદા-હરણ લેવામા આવે છે જેમ અર્ધ અંધકારવાળી જગ્યામાં પડેલા રજ્જુના એકાદ કકડાને જોતા તે સર્પ હોવાનો ભાસ થાય છે અને તેથી ભય લાગે છે. આ ઉલટું અર્થાત્ વિપરીત જ્ઞાન થવામાં જો કે અંધારૂજ કારણભૂત છે, તથાપિ એ અંધ-

કારને લીધે મૂળ વસ્તુ દોરડી કાંઇ ખરેખરો સર્પ બની ગઇ હોય એમ નથી, પણ માત્ર ભ્રમણાથીજ રજ્જુમા સર્પનો ભાસ થાય છે. એજ પ્રમાણે કૈવલ્યરૂપ બ્રહ્મમાં આ વિશ્વના આવિર્ભાવનો મિથ્યા ભાસ થાય છે. દેશ, કાળ અને નિમિત્ત અથવા નામ અને રૂપની ઉપાધિને લઈનેજ આ વિકારો દેખાય છે. નામ અને રૂપની ઉપાધિને લીધેજ આવી ભેદદ્રષ્ટિ ઉત્પન્ન થઈ છે, માટે નામ અને રૂપ એજ ભેદનાં કારણ છે. નામ અને રૂપની ઉપાધિ નષ્ટ થતાજ ભેદદ્રષ્ટિનો નાશ થાય છે અને સર્વત્ર એકજ પરબ્રહ્મ પરમાત્માનુ સ્વરૂપ પ્રતીત થાય છે. જે ભ્રમણાથી રજ્જુમા સર્પની પ્રતીતિ થાય છે, તે ભ્રમણાનો નાશ થતા રજ્જુ તે રજ્જુરૂપેજ જણાય છે. આ સ્થળે સર્પની ઉત્પત્તિનુ કારણ કેવળ ભ્રમણા છે વાસ્તવિક રીતે એ ભ્રમણા થઇ તે વખતે કાંઇ રજ્જુએ સર્પનુ સ્વરૂપ ધારણ કર્યું નહોતુ કે જેથી ભ્રમણાનો નાશ થતા તે સર્પ મરી જાય. અર્થાત્ સર્પ દેખાવાની અને નષ્ટ થવાની બંને ભાવનાઓ માત્ર આભાસરૂપજ છે, ભ્રમણા માત્રજ છે. તે પ્રમાણે અજ્ઞાની મનુષ્યનેજ આ જગતરૂપ આભાસની પ્રતીતિ થાય છે અને સત્યરૂપ પ્રભુને તે જોઇ શકતો નથી. જ્ઞાનદ્રષ્ટિથી પ્રભુ પ્રત્યક્ષ થતાજ આ જગત રૂપી આ સર્વ મિથ્યાભાસ તેની દ્રષ્ટિથી દૂર થઇ જાય છે. આ અજ્ઞાન અથવા માયાજ આ જગતરૂપી આભાસ કે જે વાસ્તવિક રીતે કૈવલ્યરૂપજ છે તેની પ્રતીતિ થવામા કારણ રૂપ છે.

અહી હવે એ માયાનુ અર્થાત્ અજ્ઞાનનુ સ્વરૂપ શુ એ પ્રશ્ન ઉભો થાય છે માયાનું સત્ય કિંવા અસત્ એવું કોઇ નિર્ણીત સ્વરૂપજ નથી જો નિશ્ચયાત્મક સ્વરૂપ હોય તો તે નષ્ટ થઈ શકેજ નહિ, સત્‌માથી અસત્ થાયજ નહિ. સત્‌નુ રૂપાંતર થાય ખરૂ પણ નાશ તો થાયજ નહિ, તેમજ જો ભ્રમણા મનુષ્યને શિંગડાની પેઠે હોયજ નહિ તો તેની પ્રતીતિ થાય નહિ અને એટલાજ કારણથી માયાને વેદાન્તની ભાષામાં અનિર્વચનીય કહે છે આ માયાજ આ વિશ્વરૂપ આભાસનું કારણ છે આ પ્રમાણે એકજ ઉપાદાન કારણ સત્ પરમાત્મા કે બ્રહ્મજ માયાના સંયોગથી અનેક નામ અને રૂપથી ભાસે છે અદ્વૈતમત પ્રમાણે જીવોના અનેકપણાની અને ભેદભાવની ભાવના પણ માત્ર આભાસજ છે એ હવે આપણે સમજી શકીશુ. ભેદભાવનુ કારણ માયાજ છે. એ માયાનુ આવરણ દૂર થઈ જાય અને જો સર્વત્ર એકજ પરમાત્મા દેખાય, તોપછી હુ અમુક છુ, તે અમુક છે, આ તૃતીય છે, વગેરે માન્યતાઓ ટકીજ શી રીતે શકે ? આપણે સર્વ એકજ છીએ; દ્વૈતભાવના, ભેદભાવના એજ પાપ અને દુખનુ કારણ છે. હું આ વિશ્વથી ભિન્ન છું, એ ભાવનાજ ભય અને દુઃખને ઉત્પન્ન કરનારી છે. હું, આ, તે વગેરે ભાવનાઓ ક્ષુદ્ર અને સંકુચિત છે. જે ભાવનાથી આ દ્વંદ્વ, દ્વૈતભાવનો નાશ

થાય છે તે ભાવનાજ વિસ્તૃત, વ્યાપક અને પરમાત્મા પ્રતિ લઇ જનારી છે. ઉદારતામાંજ સુખ છે. સંકુચિતતાજ દુઃખનું કારણ છે.

વેદાન્ત પ્રમાણે આ વિશાળ વિશ્વમા જે વિવિધ વસ્તુઓ અને પ્રાણીઓ દશ્ય થાય છે તે સર્વ ક્ષણભંગુર હોઇ અવિનાશી સ્વરૂપ તેની આડે ઢંકાએલુ છે. પણ એ અવિનાશી સ્વરૂપ ગમે તેવા રંગ અને આકારમા દેખાય પણ તે અવિકારી અને એકજ છે. તેમાં વિકાર થતો નથી. એક નાના સરખા કીડામાં તેમજ મનુષ્ય પ્રાણીઓ પૈકી પ્રતિભાસંપન્ન મનુષ્યમા પણ એ દૈવી તત્ત્વજ પ્રકાશે છે. માત્ર એ કીડાનું રૂપ કનિષ્ઠ ભૂમિકામા હોઈ તેનામા રહેલા એ અવિનાશી સ્વરૂપ ઉપરનું માયાનુ આચ્છાદન વધારે ઘટ્ટ હોય છે અને જેના ઉપર એ માયિક આવરણ વધારે સૂક્ષ્મ હોય તે ઉચ્ચત્તમ જીવાત્મા હોય છે, સર્વ જડ અને ચેતનથી પર એ અવિનાશી દિવ્યતા સ્થિત છે અને આ ભાવનામાથીજ નીતિના મૂળનો ઉદ્ભવ થાય છે. અન્યને દુ:ખ કરો નહિ. દરેકપર પોતાના જેટલો પ્રેમ કરો; કારણ કે આ વિશ્વ એકજ અભિન્ન પરમાત્માનુ સ્વરૂપ છે. અન્યને ઇજા કરતાં હું મને પોતાનેજ ઇજા કરૂં છું, અન્ય પ્રત્યે પ્યાર કરતાં હું મારા પોતાના પરજ પ્યાર કરૂં છું.

અદ્વૈત સિદ્ધાન્તનો સારાંશ ફક્ત એકજ શબ્દમા સમાવી શકાય કે અહંકારની વિસ્મૃતિ. અદ્વૈતવાદી એમજ કહે છે કે આ હુંપણાની સંકુચિત ભાવનાજ મારા દુઃખનું કારણ છે. સ્વાર્થી અહંકારની ભાવનાજ મને મારા મહાન સ્વરૂપનું વિસ્મરણ કરાવી મને આ વિશ્વમા એક ભિન્ન પ્રાણી દર્શાવે છે. ભિન્નતાની એ ભાવના દૃઢ થતાં, ઇર્ષ્યા, વૈર, વિરોધ અને અન્ય પાપમય ભાવનાઓ ઉદ્ભવે છે. આ અહંકારની ભાવનાનો નાશ થતાં, વ્યવહારના કલહ અને કંકાસ પણ નાશ પામે છે અને તજ્જન્ય દુ:ખનો અનુભવ કરવો પડતો નથી. તે માટે અહંકારની ભાવનાનો ત્યાગ કરવો જોઇએ. નાનામા નાના પ્રાણીના કલ્યાણને માટે પણ આપણો દેહ વિસર્જન કરવાને આપણે તૈયાર રહેવુ જોઇએ. મનુષ્ય જ્યારે એક કીડીને માટે પણ દુ:ખી થઇ આત્મવિસર્જન પર્યન્ત સ્વાર્થત્યાગ કરવાને તૈયાર હોય છે ત્યારે તે સંપૂર્ણતાને પહોચ છે, અર્થાત્ ઐક્ય કિંવા સમાધિનો અનુભવ કરે છે. આજ વેદાન્તીનું લક્ષ્યબિંદુ છે. આ લક્ષ્યબિંદુને પહોચતા અજ્ઞાનનો પડદો કટકે કટકા થઇ પડી જાય છે અને નિરતિશય સુખ કે જે મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે તેને પ્રાપ્ત કરે છે. સદેહ એટલે આ જીવનમાજ તેને સમસ્ત વિશ્વની સાથે અભેદાનુભવ થાય છે. જગતનો આભાસ તેની દ્રષ્ટિથી દૂર થાય છે. ને સર્વત્ર હરિદર્શન કરે છે. આજ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે. અહી એક વાત સ્મરણમાં રાખવી જોઇએ કે પ્રારબ્ધ અનુસાર જ્યાં સુધી તેના શારીરિક કર્મો હોય

ત્યાં સુધી તે જીવે છે. અજ્ઞાનનુ આવરણ દૂર થયા પછીના એ જીવનને વેદાન્તીઓ જીવનમુક્તિ કહે છે. આ જીવનમુક્ત પુરૂષ સંસારીઓની પેઠે આહાર વિહારમા પ્રવૃત્ત હોય છે, પણ તે સર્વને તે આભાસરૂપ માને છે અને આભાસના પારદર્શક પડદામાથી સદાસર્વદા પરમાત્માનુંજ દર્શન કરે છે જેવી રીતે મૃગજળ જોઇને કોઇ મનુષ્ય પ્રથમ તેને વાસ્તવિક જળ માની ઠગાય છે, પણ તે મૃગજળ છે, એમ જણાતા પુન: તરતમા કે ભવિષ્યમા મૃગજળ જણાતા તે તેને વાસ્તવિક જળ માનતો નથી. પ્રથમ જ્યારે તેને મૃગજળના દર્શન થયા ત્યારે તેનામાં વિવેકશક્તિનો અભાવ હતો, તે વાસ્તવિક જળ અને મૃગજળનો ભેદ સમજી શકતો નહોતો, પરતુ એક વાર જો તેને જ્ઞાન થયુ તો તે જીવન પર્યન્ત મૃગજળરૂપી જળના આભાસથી ઠગાતો નથી. તે વાસ્તવિક જળને ઓળખી શકયો છે. હવે મૃગજળ પોતાના આભાસથી તેનામા ભ્રમણા ઉત્પન્ન કરવાને અસમર્થ છે. તેવીજ રીતે જ્યારે એક વેદાન્તી પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણી તેમા સ્થિત થાય છે ત્યારે સમસ્ત વિશ્વ તેની દ્રષ્ટિથી દૂર થઇ જાય છે, આભાસ રૂપ ભાસે છે આ જગત હવે તેનો વિલાસ છે. તેને માટે હવે પૂર્વનુ દુ:ખમય અને પાપમય જગત નથી, એ દુ:ખરૂપ બંધીખાનુ આ અદ્વૈતવાદીની દ્રષ્ટિથી હવે સત્, ચિદ્ અને આનંદનું નિવાસસ્થાન છે. આ સમાધિ, આ અતિમ લક્ષ્યબિન્દુને પહોચવુ એજ અદ્વૈત તત્વજ્ઞાનનો સર્વોત્તમ ઉદ્દેશ છે.

( આ વ્યાખ્યાન મ સ ૧૮૯૬ ના માર્ચ માસની ૨૫ મી તારીખે હાવર્ડ વિશ્વ વિદ્યાલયની ગ્રેજ્યુએટ ફીલોસૉફીકલ સોસાયટી પાસે આપવામા આવ્યુ હતુ )





# ૩–विवेकबुद्धि अने धर्म.

( સ્વામીજીએ આ વ્યાખ્યાન ઇંગ્લૅંડમા આપ્યુ હતુ. )



એક વખતે શ્રી નારદભગવાન સનત્કુમાર પાસે ગયા અને પોતાને સત્યનુ શિક્ષણ આપવાની પ્રાર્થના કરી. શ્રી સનત્કુમારે એમને પૂછ્યુ કે "તમે કયી કયી વિદ્યાઓ ભણ્યા છો ?" નારદ ભગવાને ઉત્તર આપ્યો કે "વેદોનો મે અભ્યાસ કર્યો છે, ખગોળવિદ્યા તથા બીજી અનેક વિદ્યાઓ હુ શિખ્યો છું, પણ તેથી મારા ચિત્તને શાન્તિ થતી નથી." " એ સબધી આ બંને સાધુ પુરૂષો વચ્ચે કઇક ચર્ચા થયા પછી ભગવાન સનત્કુમાર બોલ્યા કે, વેદાભ્યાસ, તત્ત્વજ્ઞાન અને ખગોળવિદ્યા ઇત્યાદિ વિદ્યાઓ ખરા મહત્વની નથી. જે વિદ્યા પાસ કરવાથી બ્રહ્માનુભવ થાય છે તેજ ખરી રીતે 'વિદ્યા' નામને પાત્ર છે.

આ ભાવના સર્વ ધર્મોમા પ્રવર્તે છે અને તેથીજ ધર્મનુ જ્ઞાન ઉચ્ચતમ જ્ઞાન મનાતું આવ્યુ છે. પદાર્થવિજ્ઞાન ઇત્યાદિ લૌકિક વિદ્યાઓ આપણા વ્યવહાર કે શરીર પરત્વેની હોઇ ધર્મવિદ્યાના પ્રમાણમા ઓછા મહત્વની હોવાથી તે વિદ્યા બીજી વિદ્યાઓથી અલગ રહેવા પામી છે. એટલુજ નહિ પણ બીજી વિદ્યાઓ ધર્મની દૃષ્ટિથી નિર્માલ્યવત્ હોઇ ધર્મવિદ્યાની સાથે તેની તુલના કરવી પણ અયોગ્ય છે, એવી માન્યતા ઠસી ગઇ છે. દુર્ભાગ્યવશાત્ ધર્મવિદ્યાએ અન્ય વિદ્યાઓને હલકી માની તે વિદ્યાઓદ્વારા પોતાનો ન્યાય કે તૂલના થવામાં હીણપદ માની લીધુ છે, અને તેથી પરિણામ એ આવ્યું છે કે સર્વત્ર લૌકિક અને ધાર્મિકવિદ્યા વચ્ચે વિગ્રહ થયાના દાખલા બન્યા છે એક વિદ્યા જ્યારે પોતાની સર્વોપરી સત્તા ઠરાવે છે અને પોતાની વિરૂદ્ધ બીજાને બોલવાનો અધિકારજ નથી એમ કહે છે, ત્યારે લૌકિકવિદ્યા પોતાના બુદ્ધિરૂપ શસ્ત્રથી ધર્મની માન્યતાનુંજ છેદન કરવા યત્ન કરે છે, આવા દૃષ્ટાન્તો પણ ઇતિહાસદ્વારા દેખાય છે. આવા વિગ્રહો ભૂતકાળમાં અનેક થયા છે અને સાંપ્રતકાળમાં પણ દરેક દેશોમાં કંઇ

ને કંઈ થયાજ કરે છે. આમાં વારવાર ધર્મપક્ષનો પરાજય થાય છે અને ધર્મ-ભાવના શુષ્ક અર્થહીન થઈ ગઇ છે. ફ્રાન્સના વિપ્લવ સમયમાં આપણે વિવેકબુદ્ધિની પૂજા અને શ્રદ્ધાના પરિત્યાગની વાતો વાંચીએ છીએ, પણ માનવ જાતના ઇતિહાસમાં આ પ્રકારની ભાવનાનો આ સમયેજ પ્રારંભ થયો છે એમ નથી; પૂર્વકાળમાં પણ શ્રદ્ધાની વિરૂદ્ધ લોકલાગણી અને વિવેક બુદ્ધિનો વિગ્રહ થયાના દાખલા બન્યા છે. ફ્રાન્સના વિપ્લવકાળમા એ ભાવના વધારે સબળ થઈ હતી. સાંપ્રતકાળમાં ભૌતિકશાસ્ત્ર સબંધમા વધારે ને વધારે શોધખોળ થતી હોવાથી તે બળવાન થાય છે, અને તેના પ્રહાર ધર્મ ઉપર પડવાથી ધર્મવિદ્યા વિશેષ નિર્બળ થાય છે. ધર્મવિદ્યાના પાયા ભૂતકાળની ભૂમિમા દટાઇ ગયા છે. ધર્મભાવનાનો ડોળ કરનારા ઘણા મનુષ્યો જણાય છે, પણ તેમના અતઃકરણની પરીક્ષા કરી હોય તો તેઓ નાસ્તિક હોય છે અમુક ધર્મોપદેશકે કહ્યુ માટે શ્રદ્ધા રાખવી, અમુક ગ્રંથમાં લખેલુ છે માટે શ્રદ્ધા રાખવી ! લોકો એવી શ્રદ્ધા રાખવાનું ઇચ્છે છે માટે શ્રદ્ધા રાખવી ! પણ ખરૂ જોતા એમાની એક પણ બાબત શ્રદ્ધાને યોગ્ય નથી અને એવી રીતે અન્યપર શ્રદ્ધા ટકી શકતી નથી. કેટલાક લોકો એવા પણ હશે કે જેઓ લૌકિકધર્મ પ્રમાણે ચાલતા હશે, તેને માન્ય રાખતા હશે; પરંતુ તેમના પરિચયમાં આવતાં જણાય છે કે તેઓ વિચાર કરતા નથી. તેમની શ્રદ્ધાની ભાવના બીજુ કાંઇજ નહિ, પણ માત્ર વિવેક શૂન્ય પ્રમાદ જ હોય છે. આવો વિગ્રહ જો વધારે વખત લબાય તો પરિણામે ધર્મની ઇમારતના ચૂરેચૂરા થાય છે. હવે પ્રશ્ન એ થાય છે કે આ વિગ્રહનો અંત આવે એવો કોઇ ઉપાય છે ? જેવી રીતે અન્ય ભૌતિક વિદ્યાઓ વિવેકબુદ્ધિને આશ્રયે ઉભી રહી શકે છે તેવી રીતે ધાર્મિક વિદ્યા પણ બુદ્ધિથી ટકી શકે એવો કોઇ માર્ગ છે ? જે જે યુક્તિઓ અને પ્રમાણોથી ભૌતિકશાસ્ત્રની શોધો થઇ છે અને જેને આધારે તે શાસ્ત્ર સબળ બનતું જાય છે, તેવીજ રીતે ધાર્મિક બળને ટકાવવા માટે કોઇ યુક્તિઓ કે પ્રમાણોનો ઉપયોગ થઈ શકે તેમ છે ? મારા અભિપ્રાય પ્રમાણે એવો માર્ગ છે અને હુ એમ પણ કહું છુ કે તેવો માર્ગ જેમ સત્વર લેવાય તેમ સારૂ છે. જો યુક્તિ અને બુદ્ધિથી નાશ થઇ શકે તેવો કોઇ ધર્મ હોય તો તેનો સત્વર નાશ થવો જોઇએ. એવા વિવેક હીન ધર્મનો થવામાંજ મનુષ્યોનું કલ્યાણ છે, કારણ કે તે ધર્મ આટલો વખત ટકી શક્યો એજ સંશય અને અજ્ઞાનતાનુ ફળ છે. હું ફરીથી પણ કહું છુ કે એવા ધર્મનો નાશ થાય એજ ઉત્તમ છે. ધર્મશાસ્ત્રમા જે ખરૂં સત્ય છે તેનો તો કોઇ કાળે, કોઇનાથી નાશ થવાનોજ નથી જો તેનામા કાળ અને સંયોગોએ કંઇ મલ અથવા અંધ શ્રદ્ધા ભેળવી હશે તો વિવેકબુદ્ધિમા તપાવતાં તે તરત બળી જશે અને શુદ્ધધર્મનું

સ્વરૂપ ઉલટું વધારે ઉજ્જવળ થશે. જેમ પદાર્થવિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રની સિદ્ધિ પ્રત્યક્ષ પ્રમાણથી થાય છે તેમ ધર્મ પણ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થશે; એટલુંજ નહિ પણ ધર્મશાસ્ત્રની યોગ્યતા ભૌતિકશાસ્ત્રોથી વિશેષ ઠરશે. કર્મેંદ્રિયો કરતાં જેમ જ્ઞાનેંદ્રિયોની યોગ્યતા વિશેષ છે, તેજ પ્રમાણે ભૌતિકવિદ્યા સ્થૂળ છે, જ્યારે ધર્મવિદ્યા જ્ઞાનપ્રધાન હોવાથી તેનાથી પણ શ્રેષ્ઠ છે ભૌતિકશાસ્ત્રોની સિદ્ધિ ઇંદ્રિયોનેજ સ્પર્શ કરે છે, જ્યારે ધર્મશાસ્ત્રની સિદ્ધિ આપણા આત્માને ભેદે છે, અને તેથી તેટલાજ પ્રમાણમા તેની યોગ્યતા અધિક છે

'વિવેકબુદ્ધિના ત્રાજવામાં ધર્મની તુલના કરવી એ મૂર્ખાઈ છે એમ કહી બુદ્ધિવાદને ધર્મથી અલાહેદા રાખવા ઇચ્છનારા લોકો પોતે જે જે કાઇ કહે છે, તેનો ભાવાર્થ સમજતા હોય એમ જણાતુ નથી. ધારો કે એક ખ્રિસ્તી અને એક મુસલમાન ધર્મની શ્રેષ્ઠતા માટે વાદવિવાદ કરે છે. ખ્રિસ્તી કહે છે કે, "મારો ધર્મ ખુદ પરમેશ્વરે ઇસુખ્રિસ્તને આપ્યો છે." મુસલમાન કહે છેઃ "મારો ધર્મ પણ ઇશ્વરપ્રણીત છે." ખ્રિસ્તી કહે છે કે, "તારા ધર્મપુસ્તકમાં કેટલીક ખોટી વાતા લખી છે. દાખલા તરીકે તેમા જણાવ્યુ છે કે મુસલમાન ન હોય તેવાને જોર જુલમથી મુસલમાન કરવો અને તે મુસલમાન ન થાય તો તેને ઠાર મારી નાખવો. આમ ધર્મને નામે વિધર્મીને મારી નાખનાર મુસલમાને ગમે તેટલાં પાપ કર્યાં હોય તોપણ તે સ્વર્ગમાં જાય છે" મુસલમાન કહે છે કે, "મારા ધમગ્રથમા લખ્યુ છે તે ખરૂ છે અને મારે તે પ્રમાણે કરવુજ જોઇએ." ખ્રિસ્તી કહે છેઃ "પણ મારા ધમગ્રથમા એમ કહ્યુ નથી." મુસલમાન જવાબ આપે છે "હું તે નથી જાણતો. મારે તારા ધર્મગ્રથનાં પ્રમાણ માનવાની શુ જરૂર છે? મારા ધર્મપુસ્તકમા કહ્યુ છે કે, "કાફરો મારી નાખવા યોગ્ય છે અને તેજ મને માન્ય છે!" ખ્રિસ્તી પૂછે છે કે, "આ બેમા સત્ય શુ છે?" મુસલમાન ઉત્તર આપશે જે "મારા ધર્મ પુસ્તકમા લખ્યુ છે તેજ ખરૂં છે અને તારા ધર્મગ્રથમાં કોઇની હિંસા કરીશ નહિ એ અયોગ્ય છે! શું તુ પણ એમ નથી કહેતો મારા મિત્ર, કે બાઇબલમા યહોવાએ મૂસાને કરેલી આજ્ઞાઓજ યોગ્ય છે અને તેણે જે વાતોની મનાઇ કરી છે તે વાતો અયોગ્ય છે? તેવીજ રીતે મારા ધર્મગ્રથમા પણ મારા ખુદાએ અમુક આજ્ઞાઓ કરી છે અને અમુક મનાઇઓ કરી છે. તેની આજ્ઞા પ્રમાણે વર્તવુ તે યોગ્ય છે અને તેનો અનાદર કરવો તે અયોગ્ય છે." ખ્રિસ્તી આ ખુલાસાથી સતોષ ન પામતા ખ્રિસ્તે પહાડ ઉપર કરેલા ધર્મોપદેશની નીતિ સાથે કુરાનમાં દર્શાવેલી નીતિની સરખામણી કરે છે, પણ આના ન્યાય શી રીતે થાય? જે ધર્મગ્રથો પોતેજ એકમત થઇ શકતા નથી તે અન્યોન્યને ન્યાય આપવા અસમર્થ છે અને આ વાદવિવાદનો નિર્ણય

ત્યારેજ થઈ શકે કે, જ્યારે કોઇ ત્રીજી શક્તિ આ ઉભયનુ સમાધાન કરવાને સમર્થ હોય; અને જો એ શક્તિ એ ધર્મગ્રંથોની સરખામણીમા વિશેષ સમર્થ હોય તોજ તેનો ન્યાય માન્ય થઈ શકે તેમ છે. આ તૃતીય શક્તિ તે વિવેકબુદ્ધિ છે. ભલે આપણે ધર્મપુસ્તક તરફ માન અને શ્રદ્ધાથી પણ જોતા હોઇએ તથાપિ વિવેકબુદ્ધિની આવશ્યકતા જણાય છે. એવુ બને છે કે અમુક ગ્રંથ વિધર્મી પણ હોય, તે સર્વથા આપણને માન્ય પણ ન હોય, તથાપિ તેમા કોઇ બાબત જો આપણી વિવેકબુદ્ધિને માન્ય હોય તો તે આપણે માની લઇએ છીએ. અર્થાત્ જે કંઇ વસ્તુ આપણને શ્રદ્ધાપાત્ર જણાય છે તે વિવેકબુદ્ધિની સમંતિથીજ જણાય છે. હવે આ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે બે મહાત્માઓનાં વચનોમા વિરોધ જણાતો હોય તો તે વિરોધ ટાળવા જેટલી—તેના સત્યાસત્યનો નિર્ણય કરવા જેટલી શક્તિ આપણી વિવેકબુદ્ધિમા છે કે નહિ ? જો આ શક્તિ આપણી વિવેકબુદ્ધિમા ન હોય તો એવી બુદ્ધિથી આ ધર્મની ભાંજગડમા છેવટનો નિર્ણય કરવનુ કામ અશક્ય થઇ પડે છે. આવી અશક્ત વિવેકબુદ્ધિ આ પૃથક્ પૃથક્ ધર્મમાર્ગોની એકવાક્યતા કરે એ આશાજ આકાશકુસુમવત્ છે જો ધર્મગ્રંથો આપણી વિવેકબુદ્ધિની કસોટીપર ન આવી શકે, અર્થાત્ આપણી વિવેકબુદ્ધિ તેમને પોતાની કસોટીપર ચડાવવા અશક્ત હોય, તો પછી ધર્મશાસ્ત્રોને બીજુ કશુજ નહિ પણ માત્ર ચપાટા અને સમય પસાર કરવાના સાધનો સિવાય બીજી કંઇ ઉપમા આપી શકાય ?

ધર્મ એ મનુષ્યના અંતકરણના વિકાસનુ ફળ છે જે પ્રમાણમા અંતકરણ વિકાસ પામે છે તે પ્રમાણમા ધર્મનો માર્ગ નિર્ણીત થાય છે અર્થાત્ મનુષ્યના અંતકરણનો સત્યની માન્યતા પરત્વે જેવો વિકાસ હોય છે તેવીજ તેના અંતકરણમાં ધર્મભાવના રચાય છે, અને એ ન્યાયથી ધર્મગ્રંથોને સપ્રમાણ ઠરાવનારા મનુષ્યના અંતકરણોજ છે મનુષ્યના અંતકરણનો વિકાસ પુસ્તકોને અનુસરીને થાય છે એમ નથી, પરંતુ મનુષ્યના અંતઃકરણના વિકાસને અનુસરીનેજ પુસ્તકો નિર્માણ થયા છે. મનુષ્યના અંતકરણની ઇચ્છા એ કારણ અને ગ્રંથો એ કાર્ય છે. જે પ્રમાણે ગ્રંથો મનુષ્યના અંતકરણના વિકાસના કાર્ય છે તેજ રીતે વિવેકબુદ્ધિ પણ મનુષ્ય—અંતકરણના વિકાસનુજ કાર્ય છે. આપણે સમજી શકીએ કે નહિ પણ આપણા અંતઃકરણની ઇચ્છા હમેશા આપણી વિવેકબુદ્ધિનેજ અનુસરવાની હોય છે, તેથી ધર્મબુદ્ધિ પણ આપણી વિવેકબુદ્ધિને અનુસરતી હોય એજ ઇષ્ટ અને યોગ્ય છે.

વિવેકબુદ્ધિ એટલે શુ એ આપણે પ્રથમ જોવાનુ છે. સાંપ્રતકાળના સુશિક્ષિત જનસમાજમા વિવેકબુદ્ધિનો અર્થ એવો સમજાતો જાય છે કે, ભૌતિકશાસ્ત્રના પ્રયોગોથી વ્યવહારમા જે પ્રત્યક્ષ અનુભવ થાય તેના પ્રમાણથીજ ધર્મના સિદ્ધા-

નોને પ્રમાણ ગણવા. એજ અર્થને માન્ય રાખી આપણે આગળ વિચાર કરીએ. કોઇ પણ અમુક બાબતને આપણે લઇએ અમુક બનાવ આપણે જોઇએ છીએ કે તરતજ તે 'શાથી અને કેવી રીતે બન્યો' એવો આપણને પ્રશ્ન થાય છે, પણ જો આપણે એમ જાણીએ કે તે અમુક નિયમ પ્રમાણેજ થાય છે તો આપણી બુદ્ધિ સંતોષ પામે છે. આ ઉપરથી એમ સમજાય છે કે જે બનાવ આપણે જોયો તે તેવા બનાવોના સમૂહ પૈકીનો એક છે. આ રીતે અમુક બનાવ ઉપર ઠરેલ બુદ્ધિ જ્યારે તેવાજ બીજા અનેક બનાવોને જુએ છે ત્યારે સંતોષ પામે છે. આ ન્યાયથી વિવેકબુદ્ધિની રૂપરેખા એ હોઇ શકે કે અમુક કારણનો એના જેવાજ કારણસમૂહમા લય થવો કારણસમૂહ પુન પોતાના કેન્દ્રમા સમાય અને આ રીતે અમુક કારણ જ્યારે વિશ્વમય જણાય ત્યારેજ તે સત્ય છે એવી પ્રતીતિ થાય છે. આવા અનેક પ્રકારની કાર્યપરંપરાનુ પુન પુન નિરીક્ષણ કર્યા પછી આપણા મનમા અમુક પ્રકારના નિયમ બંધાઇ જાય છે આ નિયમ પ્રમાણે જ્યારે અમુક બનાવ જોઇએ છીએ ત્યારે આપણને અસંતોષ થતો નથી, પણ કોઇવાર એક બનાવ એવો જોવામા આવે કે જે આપણા અંત કરણમા નક્કી થએલા નિયમોથી વિરૂદ્ધ છે એમ આપણને જણાય તો તેથી આપણને અસંતોષ થાય છે, અને વળી એજ બનાવને માટે કોઈ એમ બતાવી આપે કે તે આપણા અંત કરણના સંસ્કારોથી વિરૂદ્ધ નથી તો આપણો અસંતોષ દૂર થય છે વૃક્ષ ઉપરથી એક ફળ નીચે પડતુ જોઇ ન્યુટનના મનમા ક્ષોભ થયો હતો, પરંતુ જ્યારે તેને એમ જણાયુ કે આમ થવામાં ગુરૂત્વાકર્ષણનો નિયમ પ્રવર્તે છે, અને તે નિયમ તે સર્વત્ર જોઈ શક્યો ત્યારે તેના મનનુ સમાધાન થયુ મનુષ્યના જ્ઞાનપરત્વે આ એક સિદ્ધાન્તજ છે હુ રસ્તામા કોઇ મનુષ્યને જોઉ છુ, હુ તેને મનુષ્યની જાતિ સાથે સમાન જોઉ છુ, અને આમ જાતિની સાથે સમતા જોઇ હુ નિશ્ચય કરૂં છુ કે તે પણ મનુષ્ય છે આ ક્રિયાઓ આપણા દૈનિક જીવનની છે, અને આપણી વિચારશક્તિ સાથે તે એટલે દરજ્જે ભળી ગઇ છે કે, તેમા થતુ બુદ્ધિનુ ઉપર્યુક્ત કાર્ય આપણે સમજી શકતા નથી, પરંતુ આપણે કોઇ અત્યન્ત ઠીગણા કે બહુજ ઉંચા માણસને જોઇએ ત્યારે આશ્ચર્ય થાય છે, અને તે આશ્ચર્ય ત્યારેજ શમે છે કે જ્યારે આપણે એવાં અનેક દ્રષ્ટાન્તો જોઈ કે વિચારી લઇએ. આ પ્રમાણે એક વાતની તુલના અને વિચારથી આપણે અનેક વાતોની તુલના કે વિચાર કરી શકીએ છીએ. અનેક બાબતોની તુલના કે વિચારથી આપણે તેથી અધિક અનેક અંશોમા અધિક વાતોનો વિચાર કરી શકીએ, અને એ રીતે છેવટે આપણે વિશ્વ-વ્યાપી નિયમો રચી કે વિચારી શકીએ છીએ. આ ક્રિયા આપણા મનમા સદા સર્વદા ચાલુજ હોય છે, અને આ રીતેજ અનેક વસ્તુઓના અસ્તિત્વની કલ્પના

આપણા મનમા ઉદ્ભવ પામી છે આપણે એક મનુષ્યનો વિચાર કર્યો કે તેની સાથેજ આપણને એવો વિચાર થાય છે કે તે મનુષ્ય સમસ્ત મનુષ્યસૃષ્ટિ પૈકી-નીજ એક વ્યક્તિ છે તેમજ શ્વાન કે માજરનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણી પહેલાની કલ્પના વિસ્તૃત થઇ તેમાં શ્વાન, માજર વગેરેનો સમાવેશ થાય છે અને આપણી કલ્પના મનુષ્યસૃષ્ટિથી પર પ્રાણીસૃષ્ટિને પહોચે છે. હવે મનુષ્ય, શ્વાન, માજર, વૃક્ષ એ વિષયનો વિચાર આવતા આપણી પ્રાણી-સૃષ્ટિની કલ્પના પણ વિસ્તાર પામે છે અને આપણે જડ ચેતન સર્વ પ્રાણીઓની સૃષ્ટિની કલ્પના કરી શકીએ છીએ આ સર્વ પ્રાણીઓ અને એવા ઇતર જડ ચેતન પદાર્થોની કલ્પનાથી આપણી સમષ્ટિની કલ્પના ઘણીજ વિસ્તાર પામતી જાય છે અને આપણી કલ્પના વિશ્વરૂપ ધારણ કરે છે આ બધાનો સાર એજ કે જ્યારે આપણે અમુક વસ્તુનો વિચાર કરીએ છીએ ત્યારે તેની જાતિની સમાન બીજી અનેક વસ્તુઓનો આપણે વિચાર કરીએ છીએ. જેવી રીતે એક મોટા કબાટમા અનેક નાના નાના ખડ હોય અને તેમા જૂદી જૂદી જાતની વસ્તુઓ ગોઠવી રાખી હોય, તેમ આપણુ મન પણ એક વિશ્વવ્યાપી કબાટ જેવુ છે. તેમા અનેક નાના મોટા ખડ છે અને અનેક પ્રકારની વસ્તુઓ તેમાં આપણે ગોઠવી રાખી છે બાહ્ય જગતમાં એકાદ વાત પર દૃષ્ટિ પડતાજ આપણને તેનો વિચાર આવે છે તે વાતને અનુકુળ હોય એવા ખડના દ્વાર ઉઘડી જાય છે અને પ્રાપ્ત વાતની તુલનાનુ કામ શરૂ થાય છે; અને તેજ પ્રકારની વસ્તુ સાથે તેની તુલના સતોષકારક રીતે થતા આપણા મનનું સમાધાન થાય છે અને આપણે કહીએ છીએ કે પ્રાપ્ત વસ્તુ અમુક છે, પરતુ તેની તુલના થઇ શકે એવી વસ્તુ જો આપણા મનમાથી ન મળે તો આપણે વિચારમા કે આશ્ચર્યમા પડીએ છીએ, અને જ્યા સુધી એવી તુલનાત્મક વસ્તુ આપણી વિવેક-બુદ્ધિ શોધી કાઢે નહિ ત્યા સુધી આપણા મનને સંતોષ થતો નથી. આવા અસ-માધાનના સમયમા આપણી વૃત્તિ ઉશ્કેરાય છે, અને ગમે ત્યાથી પણ તુલનાત્મક વસ્તુ શોધવાની ઇચ્છા થાય છે જ્યારે એ વસ્તુ મળે ત્યારેજ સતોષ થાય છે બાહ્ય વસ્તુનુ સ્વરૂપ જોઇ આપણા અતકરણથી તુલના કરી તેની સમાન વસ્તુ આપણા અતરમા જોવી એનું નામજ જ્ઞાન છે. ચોમાસાની ઋતુમાં આકાશ વાદ-ળાંથી ઘેરાઇને ગર્જવા માડે છે, ત્યારે બાળકો કહે છે કે ડોશી દળે છે, કિવા રાક્ષસો યુદ્ધમા પરસ્પર ગદાપ્રહાર કરે છે, પણ આવા પ્રકારનુ સમાધાન બાળકો-નેજ સતોષ આપી શકે છે. કોઈ પણ ક્રિયાને માટે શકા થતા તેનું સમાધાન બાહ્ય પદાર્થોથી કરવામા ન આવે તો બાળકની બુદ્ધિ સંતોષ પામતી નથી. કારણ કે બાળકની બુદ્ધિરૂપી કબાટમા વિશેષ ખડ હોતા નથી. તેનો અધિકાર આટલાથીજ

અટકે છે, પણ જેમ જેમ બુદ્ધિ ગભીર અને વિચારશીલ થતી જાય છે તેમ તેમ તેને કાર્ય કારણનો આવો સબધ સતોષ આપી શકતો નથી દરેક વસ્તુનું કારણ બાહ્ય જગતમા નથી પરતુ તે વસ્તુના અતરમાજ છે, અને તે કારણ ન જણાય ત્યાસુધી ગભીર બુદ્ધિ સતુષ્ટ થતી નથી. વૃક્ષ ઉપરથી છૂટું થએલુ ફળ શા માટે નીચે પડયુ એવો પ્રશ્ન જ્યારે ન્યુટનને થયો ત્યારે કોઇએ એમ કહ્યુ હોત કે, અદૃશ્ય રાક્ષસોએ તે નીચે ફેંક્યુ, તો ન્યુટનની ઉત્તમ બુદ્ધિને તેથી કોઇ પણ રીતે સતોષ થાત નહિ પણ તેનુ કારણ તે ફળમાજ હોવુ જોઇએ અને જ્યારે તે ફળમાજ એ કારણ તેને જણાયુ ત્યારે તેની વૃત્તિ આપોઆપજ શાન્ત થઈ. જ્ઞાન એટલે વસ્તુનુ આતરિક કારણ શોધી કાઢવુ. સાપ્રત વિજ્ઞાનવિદ્યા પણ એજ માન્યતા સ્વીકારીને એમ કહે છે કે, વસ્તુની તુલના તેના પોતાના આતરિક કારણ કે સ્વભાવ ઉપરથીજ થવા જોઇએ આ વિશ્વમા જે જે વ્યવહાર થાય છે તેને માટે વિશ્વ અને તેમાની દૃશ્ય વસ્તુઓજ જવાબદાર છે. રાક્ષસો કે બાહ્ય શક્તિઓને વચ્ચે લાવવાની કશી જરૂર નથી કોઇ પણ વિજ્ઞાનવેત્તા, પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી કે ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રીને તેનુ તત્ત્વ સમજવા કે સમજાવવા માટે બાહ્ય શક્તિઓ કે રાક્ષસોની અપેક્ષા હોતી નથી. એ વસ્તુ અને તેના કારણો શોધવામાજ તેના કાર્યની પૂર્ણાહુતિ અને વિજ્ઞાનની પરાકાષ્ટા છે તેને બહાર જવાની કે બહારનાં કારણો શોધવાની કશી જરૂર નથી. આવીજ કસોટી ઉપર ધર્મને ચડાવી જો તે તેમા સલામત જણાય તોજ તે પ્રમાણભૂત ગણાય, અને એજ ધર્મ માન્ય થઈ શકે એમ આજનું જગત ઇચ્છે છે. ધર્મશાસ્ત્રોએ આ કસોટીનો સ્વીકાર કરવો જોઇએ, પણ આજના ધર્મોએ અત્યાર સુધી આ કસોટીનો અનાદર કર્યો છે તેથી ધર્મની આવી દુર્દશા થવા પામી છે ભૌતિકશાસ્ત્રના તોપખાનાના ગોળાએ પોતાના પ્રહારોથી ધર્મરૂપી કિલ્લામા અનેક સ્થળે મોટા મોટા ગાબડા પાડયા છે, અને તેથીજ ધર્મનો કિલ્લો આજે જર્જરીભૂત જણાય છે. ક્રિયાગત કે પદાર્થગત કારણોને શોધી તે કારણોથીજ તે પદાર્થ કે ક્રિયાની ફળસિદ્ધિ કરવી એ પદાર્થવિજ્ઞાનના મહા નિયમનો ધર્મશાસ્ત્રોએ અનાદર કર્યો છે. ધર્મોની પડતીનું કારણ એજ છે. ઘણાજ પ્રાચીનકાળથી, બહુધા ધર્મશાસ્ત્રની શરૂઆતથીજ, તેની એવી માન્યતા થઈ ગઈ છે કે વિશ્વનો કર્તા કોઇ અમુક પ્રાણી છે કે જે વિશ્વથી સર્વથા નિરાળો છે; અને વિશ્વથી નિરાળો રહી તે પોતાની ઇચ્છા પ્રમાણે આ જગતનુ રાજ્ય ચલાવે છે. આ સિદ્ધાન્તને ધર્મશાસ્ત્રોએ અનેક રીતે અને પુન પુન પ્રદર્શિત કર્યો છે, પણ જગતનુ શાસન કરનાર જગતની બહાર હોય એ માન્યતાથી અનેક શકાઓ થવાનો સભવ રહે છે. ઇશ્વર એક બાહ્ય પ્રાણી હોવા છતાં ધર્મશાસ્ત્રો તેને સર્વશક્તિમાન અને દયાળુ પણ કહે છે. હવે પ્રશ્ન એ થાય છે કે જો પરમાત્મા

દયાળુ હોય અને વસ્તુમાત્ર તેની કૃતિ હોય તો આ દુ:ખ અને દર્દ શા માટે? એક બીજા મનુષ્યની સ્થિતિમા આમ ભેદભાવ શા માટે? તત્ત્વજ્ઞાન આ ભેદભાવનો ખુલાસો યથાર્થ કરી શકે છે પણ તત્ત્વજ્ઞાનીમા પણ ઇશ્વર એક બાહ્ય પ્રાણી છે એ ધર્મનો સસ્કાર દૃઢ થઇ ગયો હોવાથી તે એમ કહે છે કે, કર્તા તો નિરાળો છે, પણ તેને વસ્તુની કૃતિ સાથે સબધ છે, સ્થિતિ સાથે નહિ, અને તેથી આ અસમાનતા તથા દુ:ખ વગેરેનુ કારણ વસ્તુ પોતેજ છે. પણ દરેક વસ્તુ જો પરમાત્માએ નિર્માણ કરી હોય, અને તે પરમ દયાળુ હોય તો અસમાનતા અને તજ્જન્ય દુ:ખ કેમ સભવે? આ પ્રશ્નનુ નિરાકરણ થતુ નથી સ્વાભાવિક રીતેજ તેને એવો ઉત્તર આપવો પડશે કે ઇશ્વરેચ્છા. પણ ઇશ્વરની મરજી માનતાંયે સર્વત્ર અવ્યવસ્થાજ થાય છે અને પરિણામે પરમેશ્વરને માટે પણ શકા ઉત્પન્ન થવાનુ કારણ ઉપસ્થિત થાય છે જગતથી પર, નિરાળો રહેનાર પરમાત્મા આ જગતના અતરમાં વ્યવસ્થા રાખી શકે એ અશક્ય છે. જેમ વૃક્ષ ઉપરથી ફળ નીચે પડવાનુ કારણ અદૃશ્ય રાક્ષસો છે એ વાત માન્ય ન કરતા તેનુ આતરિક કારણ શોધવાથીજ વિજ્ઞાનશાસ્ત્રની ઉન્નતિ થઇ, તેજ ન્યાયથી ધર્મશાસ્ત્રોએ પ્રભુની કૃતિમાં અસમાનતા અને દુ:ખનુ કારણ, વિશ્વથી બહાર છે એમ માનવાથીજ ધર્મની અવનતિ થઇ છે

બીજો એક સિદ્ધાન્ત જે ઉપર્યુક્ત માન્યતા સાથે સબધ ધરાવે છે, અને જેનાથી ઉપર્યુક્ત માન્યતા વધારે સ્પષ્ટ થાય છે તે ઉત્ક્રાન્તિવાદ છે. ઉત્ક્રાન્તિવાદની ભાવના "દરેક વસ્તુની ઉન્નતિ અને પ્રગતિનુ કારણ તે દરેક વસ્તુના ગર્ભમાં છે" એ માન્યતા ઉપર અવલબે છે. ઉત્ક્રાન્તિવાદના સમગ્ર તત્ત્વનો અર્થ એજ છે કે વસ્તુનો આતરિક ભાગ, વસ્તુ પોતેજ પ્રગતિમાન છે, અર્થાત કાર્ય એ કારણનુંજ એક ભિન્ન સ્વરૂપ છે, વૃક્ષ એ બીજનુજ એક દૃશ્ય સ્વરૂપ છે અને વૃક્ષની સઘળી શક્તિઓ બીજમા હોય છે આ સમસ્ત વિશ્વ એક રચના કે કાર્ય કરતાં અમુક વસ્તુની ઉત્ક્રાન્તિ કહેવાવાને વધારે યોગ્ય છે. ટુકામા કહીએ તો દરેક કાર્ય સંયોગો અનુસાર ઉદ્ભવેલા કારણનુ પુન: ઉદ્ભવેલુ સ્વરૂપ છે, અને આજ ન્યાયે આ સમસ્ત વિશ્વમા વિહાર કરતી દરેક વસ્તુ, દરેક પ્રાણી, દરેક મનુષ્ય, કાર્ય કારણની પરપરાથી ઉત્ક્રાન્તિના માર્ગમા ગતિમાન છે. તેના કર્તા કે કારણને માટે તેમજ તેમા થતા ફેરફારો માટે આપણે કારણ કોઇ ઠેકાણે બહાર શોધવાની જરૂર નથી. કોઇ પણ વસ્તુનુ કારણ બહાર કે નિરાળુ નથી, પણ તે વસ્તુના અંતરમાંજ છે. આ ઉત્ક્રાન્તિવાદની ભાવના પણ ધર્મની દિવાલોમાં ગાબડાં પડવાનુ કારણ છે. જે ધર્મોએ ઇશ્વરને એક મહાન પ્રાણીમાંજ સમાવી દીધો છે, જે ધર્મો એથી વધારે આગળ નથી વધી શક્યા તે ઉત્ક્રાન્તિના બુદ્ધિવાદની સામે

ટકવાને અસમર્થ છે, અને તેમના કિલ્લાની દીવાલો ભાગી જાય એ પણ અસ્વાભાવિક નથી.

કોઇ એવો ધર્મ પણ હોઇ શકે કે જે ભૌતિકશાસ્ત્રજન્ય ઉપર્યુક્ત ઉભય તત્ત્વોની દ્રષ્ટિથી આપણી જિજ્ઞાસાને તૃપ્ત કરી શકે ? હુ માનું છું કે એવો ધર્મ હોઇ શકે. આપણે ઉપર તુલનાવાદ અર્થાત્ એકજ વસ્તુ કે ક્રિયાને જોઈ તેવાજ પ્રકારની ક્રિયા કે વસ્તુ જે આપણા મનરૂપી કબાટમાં હોય તેની સાથે તુલના કરી આપણી વિવેકબુદ્ધિને સતુષ્ટ કરવાની પ્રવૃત્તિનો વિચાર કરી ગયા છીએ. ધર્મ એવો હોવો જોઇએ કે જે આ પ્રવૃત્તિને સતુષ્ટ કરે. આની સાથેજ ઉત્ક્રાન્તિવાદની દ્રષ્ટિથી પણ આપણા મનનુ સમાધાન થવુ જોઇએ. ધર્મની ભાવના એવી હોવી જોઇએ કે જે સમતાના અમુક ક્ષેત્રમાં સમાઇ ન જાય અને વિશ્વવ્યાપક સમતાથી પણ વિશાળ થઇને એક એવા તત્ત્વને એ ભાવના સ્પર્શ કરવી જોઈ એ કે, જે આ સમસ્ત વિશ્વનુ મૂળ આદિ કારણ હોય. એ કારણ એવુ હોવુ જોઇએ કે જેનો સ્વભાવ સાધારણમા સાધારણ કાર્ય સાથે પણ બધબેસ્તો થાય. આ ઉચ્ચતમ, અદ્વિતીય અને મૂળ કારણ એવુ હોવુ જોઇએ કે, દૂરથી દૂર આવેલી વસ્તુમાં કે પ્રાણીમા પણ વ્યાપક હોઇ શકે. જે પ્રાણી કે વસ્તુમા તે ન્યૂન અંશમાં પ્રકાશમાન હોય તે વસ્તુ પણ જેમ જેમ સૂક્ષ્મ થતી જાય, તેમ તેમ તે કારણ વધારે પ્રકાશમાન થતું જાય એનુ નામ ઉત્ક્રાન્તિવાદ છે. વેદાન્તની બ્રહ્મભાવના આપણી આ વ્યાખ્યાને વાસ્તવિક રીતે અનુકૂળ છે. એ બ્રહ્મભાવનાને ઓળગી જવા મનુષ્યની બુદ્ધિ અસમર્થ છે. તે બ્રહ્મ નિર્ગુણ છતા પણ સત, ચિદ્ અને આનદ રૂપ છે, તે સચ્ચિદાનદ છે. ' સત્ ' એટલે સર્વકાળ એક સરખી સ્થિતિમાં અસ્તિત્વમાં રહે તે, ચિદ્ એટલે જ્ઞાન-ચૈતન્ય, અને આનદ એટલે નિરતિશય સુખ. જગતમાં દ્રશ્ય થતી વસ્તુઓમાં જે નામ અને રૂપ રહેલાં છે તે નામ અને રૂપ નાશ પામે તોપણ એ સચ્ચિદાનદનુ અસ્તિત્વ રહે છે, ભૌતિકશાસ્ત્રે સિદ્ધ કર્યું છે. કોઇ વસ્તુનો કોઇ પણ કાળે સર્વથા નાશ થતો નથી, ફક્ત રૂપાંતરજ થાય છે; અને દ્રશ્ય નામ રૂપનો નાશ થાય તોપણ કોઈને કોઈ પ્રકારનું અસ્તિત્વ તો રહે છેજ. પરતુ આ અસ્તિત્વને અમુક પ્રકારનું અસ્તિત્વ છે એમ ન કહેવાય, તેમજ તેની તુલના સમતાપરત્વે પણ આગળ જઇ શકે તેમ નથી અર્થાત્ તે સર્વમાં સમાન છે. અસ્તિત્વની કલ્પનામાં આ છેવટની પાયરી છે. બ્રહ્મનું બીજુ સ્વરૂપ જ્ઞાન છે. અત્રે જ્ઞાનનો અર્થ આપણે વ્યવહાર પરત્વે કરીએ છીએ તેવો સમજવાનો નથી. જ્ઞાન એટલે અસ્તિત્વની ઓળખાણ. જેવી રીતે અંતિમ સ્વરૂપનું અસ્તિત્વ નામ કે રૂપથી અતીત છે, તેજ પ્રમાણે તેનું જ્ઞાન પણ કલ્પનાતીત છે. વસ્તુનું નામ કે રૂપ નાશ થતાં પણ અસ્તિત્વ વિદ્યમાન છે આવું જે જ્ઞાન,

તેજ બ્રહ્મનું સ્વરૂપ છે. જેટલા પ્રમાણમા આપણે સમજી શકીએ કે નામરૂપ નાશ થતા પણ અસ્તિત્વ રહે છે, તેટલાજ પ્રમાણમા આપણુ જ્ઞાન ખીલેલુ છે. જેમ જેમ આ જ્ઞાનના માર્ગમા આપણે આગળ વધીએ છીએ તેમ તેમ આપણને આ વિશ્વના ઐક્યની પ્રતીતિ વધારે ને વધારે થતી જાય છે. સાપ્રત ભૌતિકશાસ્ત્રનો સર્વ પ્રયત્ન છેવટે એજ નિર્ણય કરે છે કે, આપણે ભૌતિક રીતે, માનસિક રીતે અને આધ્યાત્મિક રીતે એકજ છીએ નામ અને રૂપથી પર એવા મન અને આત્મામા આપણે કદાચ એક હોઇએ તોપણ આપણા શરીરો તો પ્રત્યક્ષ ભિન્ન ભિન્ન દેખાય છે એમ શકા થવાનો સભવ રહે છે. છતા આપણે શરીરથી પણ એકજ છીએ એ વાત નિર્વિવાદ છે ચર્ચાને ખાતર આપણે માની લઇએ કે આપણે સર્વ જડવાદી છીએ, તો આપણે એવા અભિપ્રાય ઉપર આવવુ પડશે કે આ સમગ્ર વિશ્વ અણુઓ અને પરમાણુઓનો એક સાગર છે, અને આપણે તેના તરગ ( મોજા ) જેવા છીએ. જ્યારે વાયુ વહેતો બધ પડે છે ત્યારે આ વમળનુ રૂપ નાશ પામે છે અને તે સાગરરૂપમા ફેરવાઇ જાય છે આજે જે પરમાણુઓ મારા શરીરમાં છે તે થોડા વરસ પહેલા તમારા શરીરમા, સર્પમા, પત્થરમા કે કોઇ વૃક્ષમા પણ હોય ! પરમાણુઓની આ અદલાબદલી એક નિયમરૂપજ છે અને તમારા અને મારા શરીરમા એકતાનો નિયમ પ્રવર્તતો હોઇ તે એક છે એમ સાબીત કરે છે. તેજ રીતે વિચારો પરત્વે પણ સમજવાનુ છે. વિશ્વમાં વિચારોના મૂળ તત્ત્વરૂપ એક મહાસાગર છે જેમા તમારા અને મારા મન જળના વમળરૂપ છે શુ તમે હમણાજ તેનો પ્રત્યક્ષ અનુભવ લઇ શકતા નથી ? તમારા વિચારો મારા વિચારોમા પ્રવેશે છે અને મારા વિચારો તમારા મનમા પ્રવેશ પામે છે. આ રીતે વિચારમા પણ આપણે એકજ છીએ એમ નિસદેહ ઠરે છે. એજ રીતે આત્માનો વિચાર કરતા પણ આપણે એકજ છીએ. આત્માજ શરીર અને મનનુ, જડ અને ચેતનનુ કારણ છે, અને શરીર તથા મન જો એકજ હોય તો આત્મા પણ એકજ છે. જેને 'આત્મા છે' એવો વિશ્વાસ નથી તેને માટે તત્ત્વચિન્તનનો આ પ્રસગ નથી, પણ જેઓ આત્માનુ અસ્તિત્વ માનતા હશે તેમને તો હવે નિ.સશયપણે જણાશે કે આપણે શરીરમા, મનમા અને આત્મામાં એક અને એકજ છીએ આ ઐક્યતા, વિશ્વસ્વરૂપની એકતા, સાધવાનેજ વિવિધ પ્રયોગોદ્વારા આજે ભૌતિકશાસ્ત્ર મથન કરે છે. અભિમાનથી જેનુ મસ્તક ઉચુ છે એવો એક મનુષ્ય અને રેતીમા એક પેટે ચાલતુ જતુ ઉભય સમાનજ છે. એ બન્નેમા મહાન ભેદ છે એવી સમજણ તે ભ્રમણાજ છે. એ અભિમાની મનુષ્ય પણ એકવાર એ જતુની સ્થિતિમાં હશે, અને તેમાંથી અનેક જન્મો ધારણ કરી, જ્ઞાન અને અનુભવ મેળવી તે આ સ્થિતિને પ્રાપ્ત થયુ છે

આ પ્રમાણે જગતમાં સમસ્ત દૃશ્ય પ્રપચમા એકજ સ્વરૂપનુ દર્શન કરવુ અને એ રીતે આપણે પોતે પણ એ અનત સ્વરૂપના અશ છીએ એવો અનુભવ કરવો એ મનુષ્યના આત્મજ્ઞાનનો પરમાવધિ છે. આપણે જે કઇ શીખવાનુ છે તે એજ છે. આપણેજ ઉચ્ચતર તત્ત્વ સાથે એક છીએ એમ નથી, કીટ, પતગ અને જતુઓના જીવનમા પણ એજ તત્ત્વનો પ્રવાહ વહે છે અને વાસ્તવિકમા તેમની સાથે પણ આપણુ ઐક્ય છે. સાપ્રત કાળમા ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રોના મથનથી જે સત્ય સમજાવા લાગ્યુ છે, તેથી ધર્મને એક મહદ્ લાભ થયો છે. વેદાન્ત શાસ્ત્રનુ શિક્ષણ ભૌતિકશાસ્ત્રના શિક્ષણ કે પ્રયોગોથી વિરુદ્ધ નથી. વેદાન્ત કહે છે કે આત્માજ આ અનત વિશ્વનુ આદિ કારણ છે, આત્માજ આત્માનુ કારણ છે. તમારા જીવનનુ આદિ કારણ પણ તેજ છે, વેદાન્ત કહે છે કે **तत्त्वमसि** તે તુ છે, અર્થાત્ તે પરમાત્મા અને તમે ( જીવાત્મા ) ભિન્ન નથી, આ વિશ્વરૂપથી આપણે ભિન્ન નથી જે આ સિદ્ધાન્ત જાણે છે અને આ અભેદભાવનો અનુભવ કરી શકે છે, તે મનુષ્યજ વાસ્તવિક આનદનો ભોક્તા થઈ શકે છે

વેદાન્તતત્ત્વ વિવેકબુદ્ધિને સમતાવાદની ઉચ્ચત્તમ દ્રષ્ટિથી તેમજ ઉત્ક્રાન્તિ-વાદના નિયમથી, ભૌતિકશાસ્ત્રવાદીઓની ભાવનાઓને સતુષ્ટ કરી શકે છે વેદાન્તનુ તત્ત્વજ્ઞાન સ્પષ્ટ રીતે સમજાવી શકે છે કે દરેક વસ્તુનુ કારણ તેના પોતાનામાજ છે, અને પોતાની તુલના પણ તે વસ્તુ પોતેજ કરી શકે છે. વેદાન્તના પરમાત્મા સર્વને પોતામા સમાવી શકે છે. તેનાથી પર ( બાહ્ય ) હોય એવુ કશુજ નથી. તે સર્વત્ર છે, સર્વવ્યાપક છે એટલુજ નહિ પણ તે સર્વમય છે. પુરુષમા, સ્ત્રીમા અને જુવાનીના જોરમા ઉચુ મસ્તક રાખી ચાલતા યુવાન પુરુષમા પણ તેનોજ નિવાસ છે આપણે તેનોજ અનુભવ કરીએ છીએ. તેનામાજ આપણે જીવીએ છીએ–હરીએ ફરીએ છીએ અને તેજ આપણુ અસ્તિત્વ છે બાઈબલના જુના ગ્રથમા એજ ભાવનાનુ નિરૂપણ છે. બાઇબલનો એ ભાગ પરમાત્માને વિશ્વનુ અને પ્રાણી પદાર્થ માત્રનુ આદિ કારણ દર્શાવે છે. પરમાત્મા પોતેજ આ વિશ્વ-રૂપ થઇ વિહાર કરે છે. તમે, હુ અને સર્વ પ્રાણીઓ સત્, ચિત્ અને આનદના મહાસાગરરૂપ પરમાત્મામા નાનાં બિદુઓરૂપે, પાણીનાં અણુઓરૂપે કે પાણીના તરંગોરૂપે છીએ. આમ છે તો પછી ભેદ ક્યાં રહ્યો ? મનુષ્ય અને મનુષ્યનો, દેવ અને દાનવનો, મનુષ્ય અને ઇતર પ્રાણીઓનો, પ્રાણીઓ અને વૃક્ષાદિ વનસ્પતિ સૃષ્ટિનો, વનસ્પતિ સૃષ્ટિ અને પાષાણ આદિ જડ સૃષ્ટિનો ભેદ તેમના મૂળતત્ત્વમાં નથી તેમના આદિ સ્વભાવનો વિચાર કરવામાં આવે તો તે એકજ છે. દેવથી તે જડ પદાર્થના એક પરમાણુ પર્યન્ત સર્વ પ્રાણી પદાર્થ પ્રભુરૂપી અનન્ત-સાગરના ઉર્મીસરૂપજ છે. ઉત્ક્રાન્તિમા સ્થિતિ પરત્વે માત્ર બાહ્ય આભાસનોજ ભેદ

છે. અમુક મનુષ્ય ઉચ્ચ જણાય, અમુક નીચ મનાય; પણ તેનુ મૂળ તપાસવા જઇએ તો તેઓ એકજ છે. જે એકમાં છે તેજ અન્યમા છે એકમાં તે વધારે પ્રકાશે છે, બીજામા અજ્ઞાનથી આવૃત છે. જેને પાશ્ચાત્ય દેશમા જન્મનો હક કહે છે તે ઉભયને સમાન છે.

જે સ્થિતિમા તે વધારે પ્રકાશે છે તે સ્થિતિ સચ્ચિદાનન્દની સમીપ છે. જે સ્થિતિમાં તે તદ્દન આવૃત્ત દશામા છે તે સ્થિતિ સચ્ચિદાનંદથી બહુજ દૂર છે પણ સમીપ જવાનો તેનો હક કોઇથી લૂટી શકાતો નથી. તે ચાહે તો હમણાંજ સચ્ચિદાનન્દની સમીપ છે, એમા બહારના પ્રમાણની આવશ્યકતા નથી. બહાર જવાની જરૂર નથી. આ વિશ્વમા જે જે વસ્તુ આપણી દ્રષ્ટિએ પડે તે સર્વ તેનું પોતાનુજ સ્વરૂપ છે. અત્રે ફરી કોઈ શકા કરશે કે ત્યારે શું જડ પરમાણુઓનો સમૂહ એજ તમારો પરમાત્મા છે ? નહિ તેમ નથી. જડ વિશ્વમા પણ પરમાત્મા છે ખરો, પણ તે જડરૂપ છે એમ સમજવામાં ભૂલ છે. આપણે જે ઇંદ્રિયોથી જડ જગતને જોઇએ છીએ તે ઇંદ્રિયોના સ્વભાવથીજ પરમાત્મામાં જડ જગતનુ આરોપણ થાય છે. પરમાત્મા સર્વત્ર ઓતપ્રોત ભરપૂર છે એ સર્વત્ર પ્રકટ છે. ઇંદ્રિયોમાં તેને જોવાની શક્તિ નથી તેથીજ તે તેનુ વાસ્તવિક રૂપ જોઈ શક્તી નથી. ઇંદ્રિયોની બાહ્ય ક્રિયાને શાન્ત કરી મનદ્વારા તેના દર્શન કરતાં તે મનોમય ભાસે છે. મનથી પણ પર જઇ ચૈતન્યમા તેના દર્શન માટે પ્રયત્ન કરવામાં આવે તો તે કેવળ ચૈતન્ય રૂપ ભાસે છે. કહેવાનું તાત્પર્ય એજ છે કે પરમાત્મા જડ-પદાર્થ રૂપ નથી પણ જડમા જે સત્યનો અશ છે તે તેજ છે. દાખલા તરીકે હું અધકારમા ઉભો હઉં અને મને એવો ભાસ થાય કે મારી સમીપમાં કંઇક છે; પણ દિવો પ્રકટાવી જોતા મને નિશ્ચય થયો કે તે તો એક ખુરસી છે. આ ઉદાહરણમાં ખુરસી છે તેનો અનુભવ કરવા માટે બે સાધનોની અપેક્ષા છે, અહી કઇક છે એ એક સાધન છે, અને પ્રકાશથી આ અમુક પદાર્થ છે આમ નિશ્ચય કરવો તે બીજુ સાધન પ્રથમ સાધનદ્વારા પદાર્થના અસ્તિત્વનો બોધ થાય છે, બીજા સાધનદ્વારા તેના સ્વરૂપ, ગુણ વગેરેનો નિશ્ચય થાય છે. આ નિશ્ચય ઇંદ્રિયો-દ્વારા થાય છે, અને ઇંદ્રિયોનો એક એવો સ્વભાવ છે કે કોઇ પણ વસ્તુમા નામ અને રૂપનુ આરોપણ ક્યાં વિના તેને તેની ઓળખાણ પડી શક્તી નથી. એજ પ્રમાણે પરમાત્માના સ્વરૂપમાં પણ અનેક પ્રકારના આરોપણ કરી આપણે ખુરસી, ઘર, ચદ્ર, સૂર્ય અને તારા વગેરે પદાર્થો ઉત્પન્ન કરીએ છીએ.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि पश्य मे योगमैश्वरम् ॥
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ।

આવી પરમાત્માના સ્વરૂપની વ્યાપ્તિ છે. અહીં એક પ્રશ્ન થવાનો સંભવ છે કે, આપણને પદાર્થોનો બોધ એકજ રીતે થાય છે, જેમકે અમુક ખુરસી, અમુક ઘર, અમુક ચંદ્ર તેનુ કારણ શું ? આનો પ્રત્યુત્તર આ પ્રમાણે છે. આપણને ચંદ્ર, ઘર, ખુરસી વગેરે એકજ પ્રકારે દેખાય છે તેનુ કારણ આપણો અધિકાર છે. જેમ મનુષ્યને આપણે મનુષ્યરૂપે જોઈએ છીએ તેવીજ રીતે આપણા અધિકારને લઈ ખુરસી ઇત્યાદિ વસ્તુઓને પણ આપણે તેમના દ્રશ્ય સ્વરૂપમાં જોઈએ છીએ, પણ એજ વસ્તુઓમાં આપણે જોઈ શકીએ તે કરતા કંઇક વિશેષ જોનારા મનુષ્યો છે, અને તેમને જે દેખાય છે તે આપણે જોઇ શકતા નથી. જે સાગર આપણને એક અણુ, પરમાણુ કે તરંગના સમૂહરૂપ જણાય છે તેજ સાગર બાણભટ્ટ જેવા કવિને રસિકતાના કેન્દ્રરૂપ જણાય છે. એક સ્ત્રીનુ મુખ આપણને પંચભૂતાત્મક જણાય છે પણ તેના પ્રિયતમને તેમા કંઇક ઓરજ અલૌકિકતાનો ભાસ થાય છે, અને એજ રીતે આપણો અધિકાર ઉચ્ચ થતા એકજ વસ્તુ જે આપણે સામાન્ય જોતા હતા તેમા પછી કંઇક ઓરજ તેજ જણાય છે. જેને આપણે હમણા જડ પત્થર તરીકે જોઇએ છીએ તેનેજ જ્ઞાન થતા આપણે પરમ ચૈતન્યની મૂર્તિરૂપ જોઇએ છીએ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રે પણ એમ સિદ્ધ કરી આપ્યુ છે કે વસ્તુનુ સ્વરૂપ જડ નહિ પણ ચૈતન્ય છે. આ સર્વ વિવેચનનો ભાવાર્થ એજ છે કે ભૌતિકશાસ્ત્રની ભઠ્ઠીમા તપાવતા સો ટચનુ સોનુ સાબીત થઇ શકે એવો જો કોઇ પણ ધર્મ હોય તો તે વેદાન્ત ધર્મ છે. તમે ગમે તે રીતે વિવેચક બુદ્ધિથી તેની પરીક્ષા કરો, તોપણ તે તમને શુદ્ધ સુવર્ણરૂપજ જણાશે. સર્વવ્યાપી પરમ તત્ત્વનો શોધ અમારા અદ્વૈતમતેજ કર્યો છે. પદાર્થમા નિવાસ કરતા અને જગતમાં વિહાર કરતા સર્વવ્યાપી તત્ત્વનો નિર્ણય સર્વાંશમા સ્પષ્ટ બીજા કોઈ પણ ધર્મે કર્યો નથી. વિશ્વનો કર્તા વિશ્વથી બહાર કે વિશ્વથી ભિન્ન હોય એ માન્યતા પ્રખરબુદ્ધિ કોઇ પણ કાળે માન્ય કરી શકશે નહિ. જો પરમાત્માને વિશ્વથી ભિન્ન માનશો તો તેમા અનેક ગુણારોપણ કરવાની આવશ્યકતા ઉભી થશે; કારણ કે ગુણો સિવાય ઉત્પત્તિ કરવાથી તેની શક્તિની સંભાવના ઘટી શકતી નથી. પરમાત્માને પવિત્ર અને દયાળુ માનીને પણ આપણે આ જગતમા પુણ્ય અને પાપ, સુખ અને દુઃખ, માન અને અપમાન આવા દ્વન્દ્વ જોઇએ છીએ, આ સર્વ આશ્ચર્યકારક છે. વિશ્વથી ભિન્ન પરમાત્માનો અર્થ આપણે એવોજ કરી શકીએ કે આ વિશ્વમાં સદ્ગુણ, સદાચાર, સુખ ઇત્યાદિનો જે સમૂહ છે તેજ આપણો પરમાત્મા છે. તે દુર્ગુણી નથી, ચોર નથી, વિશ્વાસઘાતી નથી, એમ આપણે કહેવુ પડશે. જેમ સદ્ગુણ પરમાત્મામાંથીજ ઉદ્ભવે છે અને સદ્ગુણી પરમાત્માને પ્રિય છે એ વાત માની લેવામાં હરકત નથી, તેમજ દુર્ગુણ કે જે જગતમાં વિશેષ કરીને જણાય છે તેનો ઉદ્ભવ

ક્યાથી થયો, એ પણ એક આવશ્યકીય પ્રશ્ન છે, અને આ પ્રશ્નનો ઉત્તર પણ પરમેશ્વરને વિશ્વથી ભિન્ન માનનારા લોકો આપે છે તેઓ સેતાન નામની એક બીજી શક્તિને ઉપસ્થિત કરી તેને દુર્ગુણોત્પાદક શક્તિરૂપે બતાવે છે સદ્‌ગુણ અને દુર્ગુણ બન્નેનુ અસ્તિત્વ છે અને પરમાત્મા તો પવિત્ર છે. તેમા દુર્ગુણ ન હોઇ શકે એવી માન્યતાથી પરમેશ્વરની સાથેજ આ પ્રમાણે સેતાનની કલ્પના ઉભી કરવામાં આવી છે, પણ તે વાસ્તવિક નથી આમ માનતા દયાળુ અને પવિત્ર પરમાત્માનુ સામર્થ્ય મર્યાદિત, બંધનયુક્ત અને પરતંત્ર થઈ જાય છે. પરમાત્માને તેના ખરા સ્વરૂપમાં જોવા માટે આ ઉભય પ્રકારના ગુણોની દ્રષ્ટિરૂપી ભ્રમણાનો ત્યાગ કરવાની જરૂર છે, અને આવી ભાવનાથી વિચાર કરતા આપણે જાણી શકીશુ કે સત્ અને અસત્ એ પૃથક્ શક્તિઓ નથી પણ વસ્તુતાએ એકજ શક્તિના બે ભિન્ન ભિન્ન દ્રશ્ય સ્વરૂપો છે

ખરી રીતે સત્ અને અસતનુ દર્શન થવુ એજ ભ્રમણા છે. આ ભેદ વાસ્તવિક રીતે નથીજ આપણી દ્રષ્ટિના દોષથીજ તે ઉત્પન્ન થવા પામ્યો છે અમુક સારૂં અને અમુક નરસુ, અમુક પ્રિય અને અમુક અપ્રિય, આ ભાવના રૂઢ થવાથી માનવસમાજને ભયંકર નુકશાન ખમવુ પડ્યુ છે. શુભ અને અશુભ તથા સત્ અને અસત્ એ ભિન્ન છે અને નિરંતર ભિન્નજ રહેવાના, અગર રહેવા જોઇએ એ કલ્પનાજ આપણામા અનેક પ્રકારના ભેદની કારણભૂત થઈ છે. અમુક વસ્તુ અનંતકાળ પર્યન્ત સારી અને અમુક વસ્તુ હમ્મેશા ખરાબજ રહેશે એમ જો કોઈ મને સાબીત કરી આપે, તો હુ તેને હજારોવાર પ્રણામ કરૂં શુ અમુક વસ્તુ કિંવા પરિસ્થિતિ હમેશા તેવં ને તેવીજ રહેશે, એમ છાતી ઠોકીને કોઈ કહી શકે તેમ છે ? આજે જે વસ્તુ આપણને પ્રિય અને સારી લાગે છે તેજ કાલે પરિસ્થિતિમા પરિવર્તન થતા આપણને અપ્રિય અને અશુભ જણાય એ શું સ્વાભાવિક નથી ? તેમજ આજે જે અપ્રિય અને અશુભ દેખાય છે તેજ કાલે શુભ અને પ્રિય દેખાવાનો પૂરેપૂરો સંભવ નથી ? તમે જેને ખરાબ કે અનીતિમાન કહો છો તેમની પરિસ્થિતિ મારી અપેક્ષામા કંઈક ભિન્ન પ્રકારની હોવાથીજ હુ તેમને સારા જોઈ શકુ છુ અને સારા કહું છું. આ સર્વ વિવેચનનો ભાવાર્થ એજ છે કે જેવી રીતે જગતની આપણે ઉત્ક્રાન્તિ જોઈ શકીએ છીએ તેવીજ રીતે શુભ અને અશુભ વ્યક્તિ કે પરિસ્થિતિની પણ ઉત્ક્રાન્તિ થાય છે. ઉત્ક્રાંતિના નિયમને અનુસરીને પ્રત્યેક વસ્તુનુ પ્રત્યેક ક્ષણે રૂપાન્તર થવાનુ કાર્ય શરૂ છે, અને એ રીતે એકજ વસ્તુને તેના અમુક વિશિષ્ટ ગુણને લઇને આપણે સારી માનીએ છીએ, તેજ વસ્તુને તેના બીજા કોઇ ગુણને લીધે આપણે ખરાબ પણ કહીએ છીએ. પવનના ઝપાટાથી કોઇ વૃક્ષ ધસડાઈ આવી મારા અમુક મિત્રને લાગે અને

તે મરી જાય તો તે પવન મને અશુભ લાગે છે, પણ એજ પવનના ઝપાટાથી હવામા રહેતા અનેક ઝેરી જતુઓનો નાશ થાય છે અને અનેક જણને તે ગુણકારી હોવાથી એ પવન તેમને શુભ જણાય છે આ પ્રમાણે એકની દ્રષ્ટિમાં જે શુભ જણાય છે તેજ અન્યની દ્રષ્ટિમા અશુભ માલૂમ પડે છે. એક વસ્તુ જે અમુકને ખોરાકરૂપ છે તેજ વસ્તુ બીજાની પ્રાણહારક થાય છે આથી એમ નિસશય જણાય છે કે સારૂં અને નરસુ, સુખ અને દુખ, પુણ્ય અને પાપ, એ વસ્તુમા રહેલાં નથી પણ આપણી દ્રષ્ટિથીજ ઉત્પન્ન થએલા છે. જગતમાં જે કઇ શુભ છે તેની સાથે પરમાત્માનો સબધ હોય અને અશુભ સાથે દ્વેષ હોય, આવુ પરમાત્માનુ દ્વિધા સ્વરૂપ કલ્પતા તે સાકાર ઠરે છે. વેદાન્તના નિર્ગુણ અને નિરાકાર પરમાત્માને આકારની અપેક્ષાજ રહેતી નથી. તે શુભ પણ નથી તેમ અશુભ પણ નથી તે ગુણ અને સ્વભાવથી પર છે. માત્ર સમજવાને ખાતર આપણે એટલુ કહી શકીએ કે જે શુભ છે તે પરમાત્માની સમીપ છે અને અશુભ છે તે તેનાથી દૂર છે.

પરતુ નિર્ગુણ અને નિરાકાર પરમાત્માને વસ્તુ માત્રમાં વ્યાપ્ત માનવાથી આપણને શુ વિશેષ લાભ થવાનો સભવ છે? આપણે વિવિધ તાપથી તપનારા, માયાના પ્રપચમા ભટકનારાને આ માન્યતાથી શો લાભ થાય તેમ છે? શુ અમારા દુઃખની નિવૃત્તિનો કોઇ ઉપાય એ ભાવનામાથી મળે તેમ છે? અમે નિર્બળ અત'કરણના છીએ અને તેથી જ્યારે જ્યારે દુખ કે વિપત્તિનો પ્રસગ ઉત્પન્ન થાય છે, ત્યારે મદદ માટે રડીએ છીએ એ વાત ખરી, પણ આવે પ્રસગે તમારા નિર્ગુણ અને નિરાકાર પરમાત્મા અમને શક્તિ આપવા કે અમારાં દુઃખ કાપવાને સમર્થ છે? સકટ વખતે મદદ માગવાની જે અમારી ટેવ છે તે તમારા બ્રહ્મને જાણવાથી શાન્ત થઈ શકશે? આવા આવા અનેક પ્રશ્નો ઉદ્ભવવાનો સભવ છે. આ પ્રશ્નોનો ઉત્તર એ છે કે જ્યા સુધી મનુષ્યનુ મન દુર્બળ અને અજ્ઞાનાવૃત્ત હોય ત્યા સુધી તેનામા સગુણ અને સાકાર પરમાત્માની ભાવના અવશ્ય રહેશે, પરતુ તે ભાવનાપરત્વે આપણા હાલના જનસમાજમાં જે ભોળપણ જણાય છે તે ટળી જશે; અને તે વધારે સશાસ્ત્ર અને યુક્તિપૂર્વક થશે. પરમાત્માને નિઃસીમ અને સચ્ચિદાનદરૂપ માનવાથી સાકાર અને સગુણ માનનારો જનસમાજ નાસ્તિક થઈ જશે એવો ભય રાખવાની જરૂર નથી. તે સચ્ચિદાનદની ભાવનામા સ્થિત થઇ સાકાર અને સગુણ પરમાત્માની ભાવનાને વધારે શુદ્ધ અને તેથી વધારે દઢ સ્વરૂપમા જોઇ શકશે. આપણે જોઇ ગયા છીએ કે પરમાત્માનુ સ્વરૂપ વિશ્વથી ભિન્ન કેવળ સગુણ અને સાકાર માનવાથી વિવેકની કસોટીપર ચડવાને અસમર્થ નીવડે છે. પરમાત્માને નિર્ગુણ અને નિરાકાર માન્યા સિવાય

સગુણ અને સાકાર પરમાત્માની સભાવના પણ અયુક્ત થઇ જાય છે. આપણે ઉપર જોઇ ગયા છીએ કે વિશ્વની બહાર, વિશ્વથી ભિન્ન રહી સાકાર ઈશ્વર આ દૃશ્ય જગતની ઉત્પત્તિ કરે એ ભાવના વાસ્તવિક નથી, પરતુ આ વિશ્વનો ઉત્પાદક તેનાથી ભિન્ન નહિ પણ તેના અણુ અણુમાં વ્યાપક છે એ માન્યતા કબૂલ કરતાં તેના પેટામાં સગુણ અને સાકાર ઇશ્વરની માન્યતાનો સમાવેશ કરી શકાય તેમ છે. વિશ્વ સત્તાથી જે કઈ વસ્તુ કે વસ્તુઓનો આપણને બોધ થાય છે તે સર્વ એકજ નિરાકાર વસ્તુનાજ અનેક રૂપો છે. આપણી પાચ જ્ઞાનેદ્રિયોથી તેના જે રૂપો દેખાય છે તેને આપણે જડ જગતની ઉપાધિ કહીએ છીએ મારી પાચ ઇંદ્રિયોથી મને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાંચ વિષયોનો બોધ થાય છે. અમુક જડ વસ્તુ જોતા તેમા ઉપર્યુક્ત પાચ વિષયોનો મારી પાચ ઇંદ્રિયોદ્વારા હુ અનુભવ કરૂ છુ અને તે અમુક વસ્તુ છે એમ માનુ છુ, અગર કોઇને એ પાચ ઇંદ્રિયો ઉપરાંત કોઇ વિશેષ ઇંદ્રિય હોય તો તેજ વસ્તુમા તેને કઈક વિશેષતા જણાય એ વાત પણ સ્પષ્ટ છે. આપણા પૈકી એકાદને વિદ્યુત્ નામની ઇંદ્રિયની પ્રાપ્તિ થાય તો આ વિશાળ વિશ્વ તેને કોઇ બીજાજ રૂપમા પ્રતીત થાય એ વાત પણ સ્પષ્ટ છે. વસ્તુ એકજ છે પણ જ્ઞાનભેદને લીધે તે અનેક પ્રકારે ભાસે છે અમુક વસ્તુનુ ઉચ્ચતમ સ્વરૂપ જોવુ એજ સગુણ અને સાકાર પરમાત્માની ભાવના છે સાકાર ઇશ્વરની ભાવના મનુષ્યબુદ્ધિમા વસ્તુનુ જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિની ઉચ્ચતમ ભૂમિકાનુ પરિણામ છે, અને મન તથા બુદ્ધિનુ સામ્રાજ્ય જ્યા સુધી મનુષ્યમા છે ત્યાસુધી જેમ આપણને આ ખુરસી અથવા આ દૃશ્ય જગતના વાસ્તવિકપણાની પ્રતીતિ થાય છે તેમજ સાકાર અને સગુણ ઈશ્વરની પ્રતીતિ પણ થવાનીજ, પરતુ મન શાન્તિના સાગરમા ડૂબી જતા, બુદ્ધિ તેમા લીન થતાં અને અહકારની ભાવના નીકળી જતા આ ખુરસીનુ ખુરસીપણુ અને જગતનુ જગતપણુ રહેવાનુ નથી. તેજ પ્રમાણે સાકાર પ્રભુની સાકારતા કે સગુણતા પણ તેમા લીન થઇ જઇ કેવળ સચ્ચિદાનદરૂપ અવશેષ રહેશે જે ઇંદ્રિયોને લઇને આ જગતની પ્રતીતિ થાય છે તે ઇંદ્રિયો પોતાની સ્થિતિમાથી મુક્ત થઇ જ્ઞાનરૂપ આત્મામાં લય પામતા “ આ વિશ્વ છે ” એમ પ્રતીતિ થવાનો પણ સંભવ નથી ત્યાં સાકાર અને સગુણ પરમાત્માની પ્રતીતિ ક્યાથી થઇ શકે? જ્યાં મૂળમાથીજ આ સસારવૃક્ષની પ્રતીતિ પત્ર, પુષ્પ, ફળસહ આપોઆપ જ્ઞાનમય આત્મામાં અદૃશ્ય થાય ત્યા તેના કારણનો કે કર્તાનો વિચારજ ક્યાં ટકી શકે? એ ન્યાયે સાકાર અને સગુણ પરમાત્માની ભાવના જો કે સત્યની ઉચ્ચ પ્રકારની ભાવના છે તથાપિ તે એક ભાવનામાત્રજ છે, તે કંઇ શુદ્ધ સત્ય નથી. આ ભાવના નિર્ગુણ નિરાકાર પરમાત્માની ભાવનાને અંગેજ ટકી શકે છે;

અને નિરાકાર ભાવનાને લઇનેજ સાકાર પરમાત્માની ભાવનામા સત્યની પ્રતીતિ થાય છે. સાકાર ભાવનાનુ સત્ય પોતાનાજ આધારપર ટકી શકતું નથી પણ નિરાકાર ભાવનાથીજ ટકી શકે છે. ' હુ માનવ પ્રાણી છું ' એ ભાવના જેટલા પ્રમાણમાં સત્ય છે તેટલાજ પ્રમાણમાં સાકાર પરમાત્માનું અસ્તિત્વ પણ સત્ય છે, પરતુ મનુષ્યનુ અસ્તિત્વ સત્ય છે તેમ અસત્ય પણ છે એ પણ સ્મરણમા રાખવુ જોઈએ. મારા આ કથનમા આશ્ચર્ય પામવા જેવુ કશું નથી. આપણને તેની અનુભવથી ખાત્રી થઇ શકે તેમ છે હમણાં જે મારાં રૂપરંગ દેખાય છે તે મારા હાલના સજોગો અને વાતાવરણને લઇને છે. એજ મારૂં શરીર જૂદા પ્રકારના વાતાવરણમાં રાખી, પ્રકાશ અંધકારનો ભેદ રાખી તેની છબી પાડવામાં આવે તો હમણાં હુ જેવો જણાઉં તેવો તે વખતે નહિ જણાઉં, કદાચ ઓળખાઇ પણ નહિ શકુ તેમજ હમણા તમને હુ જેવો જણાઉં છુ તેવો જો તમારી નેત્ર ઈંદ્રિયમાં કઈક ફેરફાર થાય તોપણ હુ નહિ દેખાઉં દાખલા તરીકે કમળાના રોગીને સર્વ પીળુ જ દેખાય છે. ટુકામા એટલુ વાતાવરણ અને જોનારની ઈંદ્રિયજન્ય પ્રતીતિના જ્ઞાનપરજ અમુક વસ્તુના રૂપ અને રગની પ્રતીતિનો આધાર છે આ બેમા કઇક ન્યૂનાધિકતા થતા મારા ચહેરામા તમને ભેદ જણાયા વિના નહિ રહે. ત્યારે એટલુ તો સાબીત થાય છે કે હમણા મારો જે ચહેરો તમે જુઓ છો, તે તેવો છે કે નહિ તેની ખાત્રી નથી, પરતુ મારા આ વિકારમય, આ સશયયુક્ત બાહ્ય રૂપરગમા એક અવિકારી તત્ત્વનો નિવાસ છે એ વાત નિશ્ચિત છે. તે નિરાકાર છે અને તેથીજ તે સત્ય છે, કારણ કે જે વિકારમય છે તે આજે એક રૂપે અને કાલે બીજે રૂપે દેખાશે, તેમા સ્થિરતા નથી અને તેથી તે અસત્ય છે આ મારૂં સત્ય સ્વરૂપ અનેક વેળા સજોગો અને પ્રતિભેદને લઇ પૃથક્ પૃથક્ ભાસે છે અર્થાત્ ' હું ' જે સત્ય સ્વરૂપ નિર્વિકાર અને એકરૂપજ છુ, તેમાજ વિકારવશ ભિન્ન ભિન્ન દેખાતા અનેક સગુણ અને સાકાર ' હું ' ના તરગરૂપે ભાસ થાય છે. પારણામા પડી રૂદન કરનારો " હું " , બાળકની ચેષ્ટા કરનારો " હું, " તારૂણ્યના મદમા છકી થઈ જગતને તુચ્છ અને અર્થશૂન્ય સમજનાર ' હુ ", અને વૃદ્ધાવસ્થામાં અન્યની મદદ માગનાર પણ ' હુ, " "હું ' ના આ સર્વ સ્વરૂપો માત્ર એકજ, નિરાકાર અને સત્ય " હું " ના સાકાર, વિકારી અને માત્ર ભ્રમણાથી જણાતા અસત્ય તરગો છે મારૂ શરીર પ્રતિક્ષણે બદલાય છે, તેમજ મારા વિચારોમા પણ અનેક વિકારો ઉત્પન્ન થાય છે. આ પ્રકારે શરીર અને મનના પરમાણુઓ હમ્મેશાં અસ્થિરજ હોય છે. આ સર્વનો વિચાર કરતાં હુ એવા દૃઢ અનુમાન ઉપર આવી શકું કે એ સર્વ બદલનારાં, વિકારી અને અસ્થિર સ્વરૂપોના અતરમાં એકજ સ્થિર, અવિકારી તત્ત્વ હોવુજ જોઇએ. હુ આવું અવિકારી અને અવિનાશી તત્ત્વ

હોવાને લીધેજ અનેક શરીર ધારણ કરૂં છું અને અનેક વિકારોનો અનુભવ કરૂં છું. એજ પ્રમાણે અનેક રીતે અનેક રૂપોમા દેખાતા આ વિશ્વના ગર્ભમાં પણ એકજ અવિનાશી તત્ત્વનો નિવાસ સિદ્ધ થાય છે. આ વિશ્વ તરફ દ્રષ્ટિ કરતાં આપણને પ્રતીત થાય છે કે તેમા દ્રષ્ટિગોચર થતી વસ્તુઓ પ્રત્યેક ક્ષણે રૂપાંતર પામે છે, અને આ રીતે સમસ્ત વિશ્વ રૂપાન્તર પામે છે, પરંતુ આ રૂપાન્તર અમુક વસ્તુની તુલના કરવાથીજ જણાય છે આ વિશ્વને જો એકરૂપજ માનીએ તો તેમા રૂપાંતર જણાવાનો સંભવ નથી, કારણ કે તેની સાથે તુલના થઈ શકે એવી વસ્તુ નથી. દાખલા તરીકે 'ગતિ છે' એમ માની લઇએ તો તેની સાથે એમ પણ માનવુંજ પડશે કે 'સ્થિર' હોય એવું પણ કંઇક તત્ત્વ હોવુંજ જોઇએ કે જે ગતિથી મુક્ત હોય. જેવી રીતે આ ખુરસી સ્થિર છે તેનું કારણ એજ કે તે ગતિમાન છે, તેમજ ખુરસીને સ્થિર જોઇનેજ હું મારી ગતિને જોઈ શકું છું. ભૂમિપર પડેલા કોઇ સ્થિર પદાર્થને જોવાથીજ મારામાં અને તેનામા ભેદ હોવાની પ્રતીતિ થાય છે અને મને તેનાથી પૃથક્ ગતિમાન માનું છું. એ રીતે વિશ્વને એક પદાર્થ માનતાં તે ગતિમાન કે અસ્થિર છે એમ આપણે જોઇ શકીશું નહિ. તેને અસ્થિર સાબીત કરવા કોઇ સ્થિર પદાર્થની અપેક્ષા છે, તે સિવાય તે ચળ છે એમ આપણાથી કહેવાશે નહિ, અને જો વિશ્વમા પદાર્થ માત્ર ચલિત છે એ આપણે જોઇ શકીએ છીએ તો એ પદાર્થસમૂહ જેને વિશ્વની ઉપાધિ આપવામાં આવે છે, તે અચળ હોય એ ન બનવાજોગ છે, અને જો વિશ્વ ચલિત હોય તો જેમ અંધકાર હોવાથીજ પ્રકાશના અસ્તિત્વનું અનુમાન થાય છે તેમ વિશ્વના અંતરમાં પણ કોઇ અચળ-નિરાકાર શક્તિ છેજ એમ સિદ્ધ થાય છે; અને તેથી પરિણામે આપણે એવાજ અભિપ્રાય ઉપર આવીએ છીએ કે સમષ્ટિરૂપે વિશ્વ અચળ હોઇ, તેજ વિશ્વ વ્યષ્ટિરૂપે પૃથક્ પૃથક્ આકારમા ચલાયમાન ભાસે છે, અર્થાત્ તે અચળ વસ્તુમાંજ તૃણાદિ ક્ષુદ્ર પદાર્થોથી તે સગુણ પરમાત્મા પર્યન્તના સર્વ પદાર્થોના ભાવનાઓનો સમાવેશ થાય છે. આ દશ્ય વિશ્વમાં સગુણ પરમાત્મા સર્વશ્રેષ્ઠ શક્તિ હોવાથી તેનેજ આપણે રક્ષક, શાસનકર્તા અને ઉત્પન્નકર્તા માનીએ છીએ, તેનીજ પ્રાર્થના કરીએ છીએ અને તેની પાસે મસ્તક નમાવીએ છીએ, પરંતુ એ સગુણ પરમાત્માનું રૂપ બુદ્ધિના અસ્તિત્વ સુધીજ છે. દ્રષ્ટ પદાર્થોનું જ્ઞાન થાય ત્યાં સુધીજ મનુષ્ય સગુણ પરમાત્માને જોઇ શકે છે; તેથી તે પણ નિરાકાર તત્ત્વનાજ એક દ્રશ્ય તરંગરૂપ છે. આ તરંગની ભૂમિકા ઉચ્ચ છે એ વાત આપણે માની શકીશું છતાં પણ તરંગ તે તરંગજ છે એ વાત ભૂલી જવા જેવી નથી. બુદ્ધિના અસ્તિત્વ પર્યન્ત તેનું અસ્તિત્વ પણ અવશ્ય રહેવાનુંજ, પણ બુદ્ધિનું શમન થતાં તે પણ શમી જશે એ નિશ્ચય છે. તમારા

મારા જેવા મનુષ્યો નિરાકાર પરમાત્મારૂપી સાગરના અતિ ક્ષુદ્ર તરંગો છીએ અને તેની સાથે સરખાવતા સાકાર ઈશ્વર એ એક પરમાત્માનો અધિક મહત્ત્વવાળો તરંગ છે વેદાન્તમત પ્રમાણે સર્વ મનુષ્યો પરમાત્માનાજ રૂપ છે, પણ તે પરમાત્માને સાકાર અને સગુણ સમજવો નહિ. દાખલા તરીકે એક માટીના ઢગલામાથી એક મોટો હાથી બનાવવામા આવે છે અને બાકીની થોડી માટીમાથી એક નાનુ સરખું ઉંદરડું બનાવવામા આવે છે તે ઉંદર કોઇ કાળે પણ હાથીના રૂપને પ્રાપ્ત થઇ શકે એ સંભવિત નથી, પણ એ બંને આકારને પાણીમાં નાખતાં ઉભય પોતાના મૂળ રૂપને પ્રાપ્ત થતાં એકજ માટીરૂપે જણાય છે. કેવળ મૂળનો વિચાર કરતા અર્થાત્ ઉપાદાન કારણનો વિચાર કરતાં તે ઉભય માટીનાજ હોવાથી એકજ છે, પરંતુ તેના આકારમા આવતા તે પૈકી એક હાથી અને એક ઉંદર દેખાય છે અને તે ભેદ કાયમજ રહેવાનો. તેજ રીતે અચળ પરમાત્મા અથવા ' બ્રહ્મ ' ઉદાહરણમા જણાવેલ માટીની જગ્યાએ છે. સગુણ પરમાત્મા અને આપણે સર્વ તેમાથી ઉત્પન્ન થયા છીએ. સગુણ પરમાત્માની શક્તિ આપણી શક્તિના પ્રમાણ કરતા અનન્તગણી વિશેષ છે. તેથી તે શાસનકર્તા અને રક્ષક થાય છે અને આપણે તેના દાસ થઇએ છીએ જેવી રીતે માટીના હાથી અને ઉંદર ફરી માટીરૂપ ન થાય ત્યા સુધી તેમના સંબંધમા ભેદ રહે છે, તેમજ જ્યાંસુધી આપણે દેહધારી મનુષ્ય છીએ ત્યાં સુધી સગુણ પરમાત્માનો આપણા સ્વામી તરીકે અને આપણો મનુષ્યોનો તેના દાસ તરીકેનો સંબંધ કાયમ રહેશે. આ સર્વ વિવેચન ઉપરથી તમારા લક્ષમા આવી શક્યુ હશે કે, જ્યાં સુધી આ વિશ્વનુ અસ્તિત્વ છે ત્યા સુધી સગુણ પરમાત્માનું અસ્તિત્વ પણ રહેશેજ. વેદાન્ત મતના પ્રચારથી તેની પૂર્વેના ધર્માને કોઇ પણ પ્રકારે હાની થવાનો સંભવ નથી. એથી તો જગત અને પરમાત્માનો સંબંધ મૂળમા વધારે શુદ્ધ થઈ દૃઢ થશે. આપણી પોતાની બુદ્ધિને સંતુષ્ટ કરવા પણ વેદાન્તમતનો સારી રીતે અભ્યાસ કરવો અવશ્યનો છે. આપણે જોઇ ગયા છીએ કે અનેક વસ્તુઓના કાર્યકારણભાવ તપાસી કોઇ પણ કાર્ય અને તેના કારણની અન્વેષણા કરવી એ વિવેકબુદ્ધિનો સ્વભાવજ છે; અને તેથી આ બુદ્ધિને સંતુષ્ટ કરવા માટે પણ નિર્ગુણ બ્રહ્મના સિદ્ધાન્તનુ અવલોકન ખૂબ બારિકીથી કરવાની જરૂર છે આ પ્રમાણે આપણે નિર્ગુણ બ્રહ્મને સમજવાથી સગુણ બ્રહ્મની ઉપાસનાનો ત્યાગ કરી દઈશુ એમ નહિ, પણ ઉલટુ એ ઉપાસનામાં આપણે વધારે શુદ્ધ અને વધારે દૃઢ થઇશુ. આપણી સાંપ્રત ઉપાસનાપદ્ધતિ કેટલી દોષવાળી છે તેનો વિચાર કરતા આશ્ચર્ય ઉત્પન્ન થાય છે આપણે કેટલીવાર દયાળુ અને પવિત્ર પરમાત્માની ઉપાસના કેવળ આપણી ક્ષુદ્ર વાસનાઓની તૃપ્તિને માટેજ કરીએ છીએ; એ બધો માત્ર શાબ્દિક આડંબર હોય છે. પ્રાર્થના,

ઉપાસના ઇત્યાદિ સુંદર શબ્દો આપણે એ યાચનાને માટે વાપરીએ છીએ, પણ તેના ઉંડાણમાં ઘુમી રહેલી વાસનાઓને પ્રકટ કર્યા સિવાય આપણે બીજું કશું પણ કરતા નથી. પ્રાર્થના કે ઉપાસનાના સુંદર નામો આપવાથી કંઇ આપણી વાસનાજન્ય યાચનામાં રૂપાન્તર થતું નથી. વેદાન્તના પરમાત્માને જાણવાથી આપણે પ્રાર્થનાને નામે યાચના કરવાના મૂર્ખ કાર્યથી વિમુક્તજ રહીશું. વેદાન્ત-મત પ્રમાણે ઉચ્ચની ભાવનામા ઉપાસક અને ઉપાસ્યનો ભેદજ રહેતો નથી. અન્ય ધર્મોનો વિચાર કરતાં તે પૈકી કેટલાકોએ પરમાત્માની વિભૂતિની પૂજા કરવાનો ઉપદેશ કર્યો છે તે પણ અવાસ્તવિક નથી. વળી કેટલાક પંથોમા સંત પુરૂષોની પૂજા કરવાનું જણાવ્યું છે, તે પણ યોગ્યજ છે, પણ પરમાત્માની પ્રાર્થના કરવી એ એક પ્રકારે મૂર્ખાઇજ છે સર્વસામર્થ્યવાન પરમાત્મા પાસે જઇને કહેવું કે, "ઓ પ્રભુ! વરસાદ સારો થાય તેમ કરજે," "શુદ્ધ પવન આપ," કિંવા "મારા બગીચામાં સારાં ફૂળ ફળાદિ થાય તેમ કર," આ કેટલી ક્ષુદ્ર ભાવના છે? આના કરતાં તો સંતજનોની ઉપાસના કરવી એજ બહેતર છે, કારણ કે સંતો આપણા જેવાજ દેહધારી હોવાથી તેમની મદદ માગવી એ વધારે લજ્જાસ્પદ નથી, પરંતુ વિશ્વના શાસનકર્તા મહાન અને ન્યાયી પ્રભુની પાસે જઇને કહેવું કે, "ઓ પ્રભુ! મારૂં અમુ દુઃખનું બંધ કરો" એ પ્રલાપ કેવળ હાસ્યાસ્પદ છે. અનેક સંત પુરૂષોનાં જીવન પણ તમારા જેવાજ હતા, તમારા જેવાજ વાતાવરણમાં તેઓ ઉછરેલા હતા, જેથી તેમની મદદ માગવામા હરકત નથી. પરંતુ સર્વેશ્વરની પાસે જઇને પછી આવી ક્ષુદ્ર સહાય મ મંગી, જે પરમાત્મા આપણો પોતાનોજ છે અને આપણને એવી વસ્તુઓ આપી શકે તેમ છે કે જે ઘણીજ ઉત્તમ હોય છે, તેની પાસે જઇને પાઇ કે પૈસાની યાચના કરવી એ આપણી શોભા નથી શાન્તિદાયક ભાગીરથીને કિનારે બેસી કૂવો ખોદવાની ચેષ્ટા કરવા સરખુંજ આ કાર્ય છે રત્નની ખાણના માલેક અથવા એ માલેકના પુત્ર થઇને "અરે મને કોઇ કાચનો કકડો આપો!" એમ પ્રલાપ કરવો તેને કોણ ડહાપણ કહેશે?

લૌકિક વસ્તુની આશા રાખી પરમાત્માની પ્રાર્થના કરવી એના જેવી મુર્ખાઇ બીજી કોઇજ નથી. સર્વેશ્વર પાસે જઇને તો આપણે જ્ઞાન જેવી મહત્ વસ્તુની યાચના કરવી જોઇએ, નિષ્કામ પ્રેમની યાચના કરવી જોઇએ જ્યારે તે પોતેજ આપણા ઉપર પ્રસન્ન થાય ત્યારે પછી બીજી શી વસ્તુની અપેક્ષા રહે? તેની પાસે તો દૃઢ શ્રદ્ધાની યાચના કરવી જોઇએ અમુક વસ્તુ સિવાય મને નહિ ચાલે અથવા અમુક વસ્તુથી મને લાભ થશે અથવા અમુક વસ્તુ મળવાથી મને સુખ મળશે, એ સર્વ મનુષ્ય હૃદયની નિર્બળતા અને વિષયલાલસાજ દર્શાવે છે આવી નિર્બળતા અને વિષયલાલસા જ્યાં સુધી રહેશે ત્યાં સુધી ક્ષુદ્ર વસ્તુઓ માટે

ઈશ્વરની પ્રાર્થના કરવાની તેની વૃત્તિ પણ રહેશેજ, પરંતુ યથાર્થ વિવેકથી જેનામાં શુદ્ધ શ્રદ્ધા ઉદય પામી છે તેને આવા ક્ષુદ્ર લૌકિક સુખોની ઇચ્છા થતી નથી; અને જેને વાસનાજ નથી રહી તેને તો આવા પ્રકારની પ્રાર્થના કરવાનું જ શું પ્રયોજન ? જે જ્ઞાનીનો મિથ્યા અહંભાવ નાશ પામીને બુદ્ધિમાં જ્ઞાનનો ઉદય થયો હોય છે તેજ જ્ઞાનની દૃઢતાને માટે, નિરાકાર ઉપાસનાને માટે યોગ્ય છે. નિરાકારની ઉપાસના સ્વામી અને સેવકના સબંધ જેવી નથી. " હું પાપી છું " " હું દુર્બળ છું " અને " તું સમર્થ છે, પુણ્યાત્મા છે " એવી પ્રાર્થના નિરાકારની ઉપાસનામાં સ્થાન નથી. નિરાકારના ઉપાસનાનો માર્ગ આવા પ્રાર્થનાવિધિથી કેવળ ભિન્ન છે. " હું તો રહ્યોજ નથી, માત્ર તુંજ છે " તો હવે પાપી કોણ અને પુણ્યવાન કોણ ? ફારસી ભાષામાં એક કવિતા છે જેનું ઇંગ્રેજી ભાષાન્તર તમારા પૈકી કેટલાકે વાંચ્યું હશે એક વાર કોઇ પુરૂષ પોતાની પ્રિયાને મળવા માટે તેને ઘેર ગયો. દ્વાર બંધ હતાં, તેણે બહારથી ખખડાવ્યાં. અંદરથી તેને પ્રશ્ન થયો. " કોણ છે ? " તેણે ઉત્તર આપ્યો " હું અમુક તારો પ્રેમી છું." તે આશા રાખતો હતો કે તેને ઉત્તર મળશે અને દ્વાર ઉઘડશે પણ તેમ થયું નહિ. કેટલાક દિવસ રહી આ આશક ફરી ત્યાં ગયો. ત્યારે પણ માશુકનો દરવાજો બંધ હતો. તેણે પહેલાની પેઠે અવાજ કર્યો અંદરથી તેજ પ્રશ્ન પૂછવામાં આવ્યો. તેણે પુન પણ પૂર્વવતજ ઉત્તર આપ્યો અને દરવાજો બંધજ રહ્યો. વળી ત્રીજી વાર તે ગયો અને અવાજ કર્યો અંદરથી પ્રશ્ન થયો તું કોણ છે ? આ વખતે તેણે ઉત્તર આપ્યો " મારી પ્રિયા ! હું અને તું એકજ છીએ" અને આ ઉત્તરથી તરતજ દ્વાર ઉઘડી ગયું નિરાકારની પૂજા કેવળ સત્ય પ્રેમથીજ કરવાની આવશ્યકતા છે અને સત્ય એટલે શું ? હું અને તું એકજ છીએ. હું તેજ છું—अहं ब्रह्मास्मि । એજ સત્ય છે. હું તેનાથી ભિન્ન છું, હું તે નથી એમ કહેવું એ અસત્ય છે, ભયંકર અસત્ય છે. આ વિશ્વ સમસ્ત તારી મૂર્તિજ છે, તુંજ છે; તેજ પ્રમાણે હું અને તું પણ ભિન્ન નથી. આવું ચિંતવન સતત કરવું એજ નિરાકાર પરમાત્માની ઉપાસના છે મારી ઇંદ્રિયોદ્વારા દૃશ્ય થતું સમસ્ત વિશ્વ હું જ છું મારી આસપાસનું વાતાવરણ હું જ છું. સૂર્ય અને ચંદ્રનો પ્રકાશ, ઉષ્ણતા અને શાન્તિ હું જ છું. જેને અન્ય લોકો ભ્રમણાથી અનેક રૂપે જુએ છે, પણ જે વાસ્તવિક રીતે એક અને એકજ છે તે બ્રહ્મ પણ હું જ છું અને અનંતકાળથી પ્રાણીઓના અંતઃકરણમાં ધ્વનિ કરનાર જે આત્મા તે પણ હું જ છું મને મૃત્યુ નથી તેમજ નિદ્રા પણ નથી હું નિરંતર જાગૃત છું. હું અમર છું. મારૂં સામર્થ્ય કોઇવાર પણ ન્યૂન થતું નથી આ પ્રકારનું ચિંતન નિરંતર કર્યા કરવું. માત્ર ક્ષણભરજ નહિ, એ સિવાય કાંઇ પણ ભાવના

કે વાસના હૃદયમા રહી ન શકે તેજ પરબ્રહ્મની ઉપાસના છે. આવુ ચિંતન નિરંતર કરતા તમારા જીવનનો માર્ગજ બદલાઇ જશે. આપણને કોઇ પણ વસ્તુની જરૂર હોય તો તે આવા પ્રકારની દૃઢ શ્રદ્ધાની છે.

આપણે શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે શ્રદ્ધાહીન અંતઃકરણજ દુર્બળ છે. મનુષ્યના અંતઃકરણમા દેખાતી દુર્બળતા શ્રદ્ધાને અભાવેજ જન્મે છે. સબ જગ રૂઠા રૂઠન દે, મેરા રામ રૂઠા ના ચાહિયે, ભલે સમસ્ત જગત વૈરી હોય પણ જો એક રામમા શ્રદ્ધા હોય તો ડરવાનુ જરા પણ પ્રયોજન નથી. આવાં વાક્યો શ્રદ્ધાહીન હૃદયમાંથી નીકળી શકતા નથી. બ્રહ્મની ઉપાસનાથી આપણા અંતઃકરણની દુર્બળતા સમૂળગી નાશ પામશે. આ ઉપાસના દૃઢ અને સ્વાભાવિક થઇ જતાં તમારા ઉપર આકાશ તૂટી પડે તોપણ તમારા અખૂટ આનંદમાં ઊણપ આણવાનો સંભવ નથી. સર્પ અને વ્યાઘ્ર, જેનાથી મનુષ્યોને ભય થાય છે તે પણ તમારી પાસે વહાલથી આવશે તમે તેને નિર્ભયતાથી જોઇ શકશો, તે તમને આત્મરૂપેજ ભાસશે આવી રીતે જેણે એકરૂપતાની સમાપ્તિનો લાભ પ્રાપ્ત કર્યો છે તેજ ખરો કર્મવીર છે. તેનુ અંતઃકરણજ વાસ્તવિક રીતે નિર્ભય છે. તેના સિવાય નિર્ભયતાની વાતો કરનારા બીજાઓ ખરી રીતે નિર્ભય નથી. ઇસુખ્રિસ્તને વિશ્વાસઘાતથી જેણે ઠાર કરવાનો પ્રયત્ન કર્યો હતો, તેનેજ તેમણે આશીર્વાદ આપ્યો હતો આમ કરવુ એ એક ખરા નિર્ભય અંતઃકરણથીજ બની શકે છે. " હુ અને મારો પિતા એકજ છીએ " એ ભાવના જ્યાં દૃઢ થએલી હતી ત્યાં ભયને અવકાશજ ક્યાથી હોય? એજ ખરી ઉપાસના છે. સર્વ વિશ્વને એકરૂપે જોવુ એજ આપણા કર્તવ્યની અંતિમ ભૂમિકા છે. આ સમજવાને માટે બાહ્ય પ્રમાણની જરા પણ જરૂર નથી. આપણુ શરીર, આપણુ મન અને આપણા વિચાર કરતાં પણ પ્રભુ આપણા વિશેષ સમીપ છે. તેના અસ્તિત્વને લીધેજ વિચારને ગતિ મળે છે અને મનમા સંકલ્પ વિકલ્પની પ્રાપ્તિ થાય છે. કોઇ પણ વસ્તુનુ તેના યથાર્થ સ્વરૂપમાં જ્ઞાન થવુ એ બ્રહ્મજ્ઞાનવિના બની શકે તેમ નથી. આપણા અંતઃકરણની ગુહ્યમા ગુહ્ય ગુફામાં તે પ્રિયતમનો વાસ છે. શરીર આવે છે, જાય છે, સુખ દુઃખ છાયાની પેઠે આવે છે, ઉડી જાય છે, અને યુગોના યુગો પસાર થઇ જાય છે, પણ આપણા અંતરનો પ્રિયતમ તો સદા અમર અને એકરસજ વિરાજમાન છે. " **अहं ब्रह्मास्मि** " એ સત્ય કાળ અને દેશથી અબાધિત છે. તે સત્ય હોવાને લીધેજ ઇતર જગત માત્રનો આભાસ જણાય છે. તેનો આધાર હોવાથીજ આપણે જોઇ શકીએ છીએ, ઇચ્છા કરી શકીએ છીએ; વિચારી શકીએ છીએ. આ તત્ત્વ માત્ર તમારા કે મારાજ અંતઃકરણમાં છે તેમ નથી. તે તો એક નાનામા નાનો જંતુ, વનસ્પતિ તથા ખનીજ સૃષ્ટિ પર્યન્ત ઓત-

પ્રીત ભરપૂર છે. જેમ સત્પુરૂષોના અંતઃકરણમાં તેનો વાસ છે, તેમ ચોર અને ખૂંધરાઓના અંતઃકરણમાં પણ તે નિવાસ કરે છે. જે દિવસે આપણે આ અનુભવ કરીશું તે દિવસે સંશયનો પડદો તૂટી જશે અને પછી કોઇ પણ સંશયને અવકાશ નહિ રહે. જે વિશ્વ આજે આપણને વિચિત્ર અને અગોચર દેખાય છે, તેજ વિશ્વ **सर्वं खल्विदं ब्रह्म ।** રૂપજ જણાશે. આ તત્ત્વ એકવાર સમજ્યા કે બીજું કંઇ પણ સમજવાનું બાકી રહેતું નથી. આજે ભૌતિકશાસ્ત્રીઓએ જે જ્ઞાનનો સંગ્રહ કર્યો છે તે ખરૂં જ્ઞાન નથી પણ ખરૂં જ્ઞાન તો તેથી પર છે, તેની બીજી બાજુમાં છે. ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન તો આ જ્ઞાનમંદિરના એક પગથીયા રૂપજ છે. આ મંદિરમાં પ્રવેશ કરતાંજ જણાય છે કે, **सर्वं खल्विदं ब्रह्म**, અને આ અનુભવજ માણસના જીવનનો એક ખરો અનુભવ છે.





# ૪—વેદાન્ત અને સુધારો.



જેમને ફક્ત ઉપરચોટિયું તત્ત્વ જોઇ અભિપ્રાય બાંધવાની ટેવ પડી ગઇ હોય છે એવા લોકોજ હિન્દુસ્તાનના જન સમાજને એક જીતાએલો અને દુઃખથી પીડાતો સમાજ માને છે. હિન્દી રાષ્ટ્ર એટલે તો માત્ર તરંગી, આદર્શ-સેવી અને તત્ત્વજ્ઞાનમાં વિહાર કરનારા લોકોનો એક સમૂહ. ઐહિક દ્રષ્ટિથી જોતાં હિન્દી પ્રજા એક જીતાએલી અને કષ્ટપીડિત પ્રજા છે, પણ ધર્મજ્ઞાનની દ્રષ્ટિથી જોવામાં આવે તો એ પ્રજા એક સાર્વભૌમ પ્રજા છે, એ વાત એવો અભિપ્રાય બાંધનારા લોકોના લક્ષમાં આવતી નથી. હવે એક બીજી દ્રષ્ટિથી વિચાર કરવામાં આવે તો પાશ્ચાત્યો અને પૌર્વાત્યોનો સહવાસ પરસ્પર લાભપ્રદ થાય તેમ છે. પાશ્ચાત્યોમાં રજોગુણ વિશેષ પ્રમાણમાં હોવાથી તેઓ વિશેષ ઉદ્યમશીલ અને ચપળ છે. આ ગુણમા પૌર્વાત્યોની વિચારશીલતા અને આત્મા પ્રતિ અંતર્મુખ વૃત્તિનો સહવાસ થાય તો તે પાશ્ચાત્યોને હિતકારી થાય તેમ છે તેજ પ્રમાણે પાશ્ચાત્યોની રજોગુણ-મૂલક પ્રવૃત્તિ પૌર્વાત્યોને લાભ કરે તેમ છે. આ વિચારને ક્ષણભર બાજુએ મૂકી આપણે બીજા એક મહત્ત્વના પ્રશ્નની ચર્ચા કરીએ. હિન્દુ અને યાહુદી એ બે પ્રજાઓ એકવાર મહાન હતી. એ ઉભય પ્રજાઓએ આખા જગતને ધર્મનું દાન કર્યું છે. આજે બીજી એમની સમયવર્તી પ્રજાઓનાં નામ નિશાન પણ ભાગ્યેજ જણાય છે. ત્યારે એ પ્રજાઓ ટકી રહી છે તેનું કારણ શું ? હિંદુસ્તાનની વયોવૃદ્ધ પ્રજાની તુલનામા બીજી અનેક પ્રજાઓ ઉત્પન્ન થઈ છે. એકવાર એ બીજી પ્રજાઓ અવશ્ય મહાન કહેવાઇ છે પણ તે હતી નહતી થઈ ગઇ છે, તેમના નામ નિશાન પણ રહ્યા નથી, ત્યારે હિન્દી પ્રજા મરતા મરતા અને અનેક સંકટો સહન કરતાં પણ જીવી છે. યાહુદી પ્રજા ક્રાઇસ્ટના સમયમા એકલા પેલેસ્ટાઇનમાં હતી તેના કરતાં આજે વિશેષ છે, એનું કારણ અવશ્ય વિચાર કરવા જેવું છે. આ ઉભય મહાન પ્રજાઓનું જીવન ટકી રહેવાનું કારણ તેમના જીવનમાં ગુંથાએલું ધર્મતત્ત્વ છે.

હિન્દુઓના તત્ત્વજ્ઞાનનો પ્રસાર સમસ્ત જગતમા થયો છે. દેશકાળ પ્રમાણે

તેના સ્વરૂપમાં રૂપાન્તર થવાના પ્રસંગો આવ્યા હશે. તથાપિ જગત સમસ્તમાં, સર્વ દેશોમાં અને લોકોના અંતરમાં તે ગુંથાઇ ગયું છે, એ વાત નિશ્ચિત છે. પૂર્વકાળમાં હિંદુસ્તાનનો વ્યાપાર આફ્રિકા પર્યન્ત પ્રસાર પામ્યો હતો એ વાત સિદ્ધ થઇ ચૂકી છે. જે સમયે યૂરોપખંડનું નામ પણ કોઇના જાણવામાં નહોતું તે સમયે હિન્દુ લોકોએ પોતાનો સંબંધ આખા જગત સાથે જોડી દીધો હતો. પણ જણાય છે કે હિંદુઓ વિદેશગમન નહોતા કરતા એવો જે કેટલાકોનો અભિપ્રાય છે તે વાસ્તવિક નથી. એક વાત બીજી પણ લક્ષમાં રાખવા જેવી છે કે હિન્દુસ્તાનમાં વિજય મેળવી જે જે પ્રજાઓ દાખલ થઇ છે, તેમને ગન્ય સાથે ધર્મનો પણ અલભ્ય લાભ થયો છે. તેમને જેમ ઐહિક સંપત્તિનો લાભ થયો છે તેમ ધર્મજ્ઞાનમાં પણ અનુપમ તત્ત્વરત્નોની પ્રાપ્તિ થઈ છે.

પાશ્ચાત્ય લોકોની બુદ્ધિવિષયક કળા બહુધા ઐહિક સુખ તરફ ઢળે છે વિલાસનાં સાધનો કેમ વધારે પ્રાપ્ત થાય અને તેનો ઉપભોગ કેમ વિશેષ કરી શકાય, એજ વિચારે આજના પાશ્ચાત્ય સમાજને ઘેરી લીધો છે; પરંતુ એક હિંદુની મનોભૂમિકા એથી ભિન્ન પ્રકારની હોય છે. આપણી ઇચ્છાઓ, આપણી વાસનાઓ, આપણી જરૂરીઆતો ઓછી કેમ થાય એજ તેના વિચારનો ખાસ વિષય હોય છે.

વેદકાળથીજ હિન્દુઓ ઇશ્વરની શોધમાં ગુંથાએલા રહ્યા છે એ વાત આપણે તરત સમજી શકીએ છીએ. વૈદિક અને અન્ય ધર્મગ્રંથો હિન્દુઓની અતૃપ્ત શોધનો પૂરાવો છે. આ શોધ કરતાં તેઓ અનેક વિષયો ઉપર, અનેક ભાવનાઓપર આરૂઢ થતા ગયા એ પણ દેખાઇ આવે છે. પિતૃયજ્ઞ એ આ ઇશ્વરભાવનાનું પ્રથમ પગથીયું છે. તે પછી અગ્નિ, ઇન્દ્ર અને વરૂણની વૈશ્વદેવ પૂજા ઉત્પન્ન થાય છે. હિન્દુઓએ વરૂણને સર્વ દેવોથી શ્રેષ્ઠ માનેલા છે. પ્રથમ અનેક દેવતાઓની કલ્પના જન્મ પામીને પછી તે વિસ્તાર પામતી ચાલી. અંતે એકજ પરમાત્મા જેને એ બધા દેવો પૈકી મુખ્ય કહી શકાય તેમાં પરિણામ પામતી આપણે જગતના સર્વ ધર્મોમાં જોઇએ છીએ. મનુષ્યો સમાજ બાંધીને રહેવા લાગ્યાં ત્યારે પ્રથમ તેઓ નાના નાના ટોળામાં રહેતાં હતા. આ પ્રત્યેક ટોળું ભિન્ન ભિન્ન પરમેશ્વરને માનતું દરેક પોતાના ઇશ્વરને સર્વશક્તિમાન, જગતના ઉત્પન્ન કર્તા, શાસનકર્તા માનતા. પરસ્પર પરિચય વધતો ગયો તેમ તેમ આ કલ્પના વિસ્તાર પામી, અનેકમાંથી એક ઇશ્વરની ભાવના દૃઢ થઇ. પરંતુ આવી એકેશ્વરની ભાવનાથી હિન્દુ વિચારકને તૃપ્તિ થઇ નથી તેમને માટે આ ભાવના પણ સાધારણ હતી; તેમને હજી વધારે ઉચ્ચભાવનાની જીજ્ઞાસા હતી. કોઇ સાધારણ બુદ્ધિને આ ભાવનાથી સંતોષ થાત પણ જેમનું જીવન પ્રભુની જિજ્ઞાસામયજ હતું એવા આર્ય ઋષિ મુનિઓને તે સર્વથા સંતુષ્ટ કરી શકી નહિ.

આર્ય વિચારકોને જણાયું કે બાહ્ય જગતમાં ભટકવાથી પ્રભુની શોધ થઇ શકવાની નથી, તે તો અંતરથી પણ અંતરમાં વિરાજે છે. આ વિચારથી તેઓ આંતર સૃષ્ટિમાં શોધ કરવા લાગ્યા. આંતર સૃષ્ટિમાં પ્રવેશ કરતાંજ તેમને પ્રશ્ન થયો કે આ આંતરસૃષ્ટિનું સ્વરૂપ કેવું હશે? એ આંતર સૃષ્ટિનું અસ્તિત્વ કેમ જાણી શકાય? જેમ બાહ્ય સૃષ્ટિનો પ્રત્યક્ષ અનુભવ થાય છે તેમ આંતર સૃષ્ટિનો થઇ શકે ખરો? આ પ્રશ્નપર પરાનો વિચાર કરતા તેમને જણાયું કે "હું છું" એમ કહેનાર જે જીવાત્મા છે, તેજ મનુષ્યનું સ્વત્વ (હુંપણું) છે. બાહ્ય જગતની પેઠેજ આત્મા પણ અનુભવથી જાણી શકાય તેવો છે અને આત્માને જાણવાથીજ મનુષ્ય જગતને જાણી શકે છે. આત્માનો પ્રકાશ થવાથી જગત પ્રકાશિત થાય છે. આ શોધ આર્ય વિચારકોએ પાછલા કાળમાં કરી એમ નથી, ઠેઠ ઋગ્વેદમાં પણ એ શોધ થએલી જણાય છે આ જગતના પ્રારંભ પહેલાં શું હતું? આ પ્રશ્નની ચર્ચા થતાં છેવટે આત્માની શોધ થઇ છે. આત્મા આ જગતના પ્રારંભ પહેલા હતો, મધ્યમાં છે અને પછી પણ રહેશેજ. આ સ્વયંભૂ આત્મામાંથીજ આ જગતનો ઉદ્ભવ થયો છે, તેમાજ તેની સ્થિતિ છે અને રહેશે. તેમાંથી તે ઉદ્ભવ પામે છે અને જ્યાં સુધી આ વિશ્વ છે ત્યાં સુધી તેનું ઉદ્ભવ-સ્થાન એજ રહેશે.

આત્મા શું છે, અંતર સૃષ્ટિ શું છે ઇત્યાદિ પ્રશ્નોનો વિચાર કરતાં વેદાન્ત-તત્ત્વવાદીઓએ નીતિતત્ત્વનું મૂળ શું છે એ પ્રશ્નનો ઉત્તર પણ આપી દીધો છે. "હિંસા ન કરો! અન્યને પીડા કરવી એ પાપ છે," "ચોરી કરવી નહિ," "જેટલો પોતાના તરફ પ્રેમ હોય તેટલોજ પોતાના પાડોસી પ્રતિ રાખવો," આ નીતિતત્ત્વના સિદ્ધાન્તો સર્વ ધર્મોમાં સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થાય છે, પણ આમ અમારે શા માટે કરવું જોઇએ? પારકાને શા માટે પીડા ન કરવી? આ પ્રશ્નોનો કદાચ વિચાર થયો હશે, તથાપિ કોઇ પણ ધર્મે તેનો સમાધાનકારક ઉત્તર આપ્યો નથી. જડ અને બાહ્ય સૃષ્ટિને ભૂલી જઇ આંતર સૃષ્ટિમાં વિહાર કરનાર આર્ય વિચારકોએજ આ પ્રશ્નોનો ખરો ઉત્તર આપ્યો છે અમુક કરવું અને અમુક ન કરવું, અમુક વિધિ અને અમુક નિષેધ, આવી આવી આજ્ઞાઓથી આર્ય તત્ત્વજ્ઞોને કદિ પણ સંતોષ થયો નથી.

આત્મા કૈવલ્યરૂપ, અનંત, સર્વવ્યાપી અને સર્વાન્તરાત્મા છે, આવો આત્મ-વિષયક હિન્દુઓનો અભિપ્રાય છે. જે વસ્તુ અનન્ત હોય તે એકજ હોઈ શકે; કારણકે જો એકથી વિશેષ હોય તો પરસ્પરની મર્યાદામાં બાધકર્તા થાય; અને મર્યાદાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં તેનું અનન્તપણું રહી શકે નહિ. જો અનન્ત હોય તો તે એકજ હોવો જોઇએ. આ એકજ આત્માનું પૃથક્ પૃથક્ ભાસમાન સ્વરૂપ તેજ મનુષ્યનો આત્મા! મનુષ્યનો આત્મા સ્વભાવમાં અનન્ત આત્માથી ભિન્ન

નથી; તેમજ વાસ્તવમાં પણ અભિન્ન છે. ભ્રમણાત્મક દ્રષ્ટિથી શરીરાદિ ઉપાધિને લઇનેજ તે ભિન્ન દેખાય છે હવે સ્પષ્ટ થઇ જાય છે કે પારકાને દુઃખ દેવુ તે પોતાનેજ દુઃખ દેવા બરાબર છે. નીતિશાસ્ત્રના મૂળમાં આ એકજ સિદ્ધાન્ત ગૂંથેલો છે.

અનેક લોકોની એવી માન્યતા છે કે મનુષ્ય પોતાના જીવનક્રમમાં અનેક પ્રકારની ભૂલો કરે છે અને એ ભૂલમાંથીજ તેને સત્ય સમજાય છે. મનુષ્યજીવનનો માર્ગ આમ અસત્યમાથી સત્ય પ્રતિ જાય છે, કારણ કે એક વસ્તુનો સ્વીકાર કરતાં તેણે બીજીનો અસ્વીકાર કરવોજ જોઇએ આવો નિયમ છે. એક કલ્પનાનો ઉદય થતા બીજીનો ત્યાગ થઈ જાય છે, આમ તેઓ દલીલ કરે છે પણ તેમાં વાસ્તવિકતા નથી. અસત્ય, સત્ય પ્રતિ લઇ જાય એ અસંભવિત છે અસત્ય તો અસત્યજ છે. સત્યજ સત્ય પ્રતિ લઇ જવાને શક્તિવાન છે. જીવાત્મા પોતાના મૂળ રૂપમાંથી એક પ્રવાસીની પેઠે આ સંસારમાર્ગ ઉપરથી પસાર થાય છે. તેને અનેક સ્થળે અટકવાની જરૂર પડે છે. અનેક સ્થળે મુકામ કરવાની જરૂર પડે છે. દરેક સ્થળે થોડો વખત વિશ્રાન્તિ લઇને તે પોતાના પ્રવાસમાં આગળ વધે છે આ પૈકી એક મુકામ વાસ્તવિક અને અન્ય અવાસ્તવિક માનવામાંજ ભૂલ રહેલી છે. પ્રવાસીને માટે આ સર્વ સ્થાનો ઉપયોગી છે અને તેથી તે સર્વ વાસ્તવિક અને સત્ય છે. મનુષ્ય અસત્યમાંથી સત્ય પ્રતિ નહિ પણ સત્યમાંથી સત્ય પ્રતિ આગળ વધે છે. એક પ્રકારના સત્યમાંથી બીજા પ્રકારના સત્ય તરફ જાય છે એજ ખરી સમજણ છે. દાખલા તરીકે આપણે માનીએ કે કોઈ મનુષ્ય સૂર્ય તરફ પ્રયાણ કરે છે અને જૂદા જૂદા સ્થાનોમાંથી તે સૂર્યનાં બિંબનો ફોટો લે છે. છેવટ સુધીમાં અનેક ફોટો તેની પાસે એકઠા થાય છે; હવે આ ચિત્રો બધાં સાથે રાખી જો તેની તુલના કરી હોય તો તે એક એકથી ભિન્ન ભિન્ન જણાશે, એક બીજાથી સારાં નરસાં પણ જણાશે; તથાપિ આપણે એમ તો નહિ કહી શકીએ કે તેમાંથી અમુકજ ચિત્ર સૂર્યનાં છે અને અમુક નથી. ભિન્ન છતાં તે એકજ વસ્તુનાં હોઇ સત્ય અને સમાન છે તેમાં દેખાતી અસમાનતા દેશકાળની ભિન્નતાને લીધે છે. એજ પ્રમાણે સત્ય એકજ છે, પણ તે ભિન્ન ભિન્ન દેશ અને સંજોગોને લઈ ભિન્ન ભિન્ન નામ અને રૂપમાં દૃશ્ય થાય છે. હિન્દુ ધર્મે આ સત્યની સાચી ઓળખાણ કરી લીધી છે અને તેથીજ તે માને છે અને કહે છે કે સર્વ ધર્મોમાં સત્ય રહેલુ છે. એક સાધારણ જંગલી લોકના ધર્મના સિદ્ધાન્તથી લઇને તે વેદાન્તના અદ્વૈતસિદ્ધાન્ત પર્યન્ત સર્વ ધર્મો એક હિન્દુને મન સાચા જણાય છે. આ સિદ્ધાન્તને લઇનેજ ધર્મના કારણથી ભિન્ન ધર્મો સાથે વૈર અને ઇર્ષ્યાની ભાવના હિન્દુઓમાં કોઈ પણ વખત ઉત્પન્ન થઇ નથી. આ પૃથ્વીની સપાટી પર જો કોઇ પણ પ્રજા એવી હોય કે જે અન્ય ધર્મો તરફ પણ

માન અને પૂજ્યભાવ રાખી શકે, તો તે માત્ર હિન્દુ પ્રજાજ છે. એક મુસલમાન પીર કે જેની કબરને આજે મુસલમાનો ભૂલી ગયા હોય, ત્યાગ કરી દીધો હોય તેને પણ હિન્દુઓ પૂજતા જણાશે. આવા પ્રકારના અનેક ઉદાહરણો અદ્યાપિ પર્યંત ભારતવર્ષમાં મળી શકે છે.

જે એકની શોધમાં, જે ઐક્યને શોધવા આખુ જગત ફાંફાં મારે છે, તેને શોધવાની અમારા વિચારકોએ જાણે પ્રતિજ્ઞાજ લીધી હોય, તેમ જ્યાં સુધી તેઓ સર્વ આધારના આધાર રૂપી એક આત્મા છે તેની શોધ કરી શક્યા નહિ ત્યાં સુધી તેઓ જપ્યા નહોતા. ભૌતિકશાસ્ત્રો આ ઐક્યને અણુ કે પરમાણુ સુધીજ લઇ જાય છે. તેઓ માને છે કે અણુ અને પરમાણુ પરત્વે જગતમા ઐક્ય છે અને ત્યાજ તે સંતોષ પામે છે. તેવીજ રીતે “ અનેકધા ભાસમાન થતા જીવાત્માઓ એકજ પરમાત્મામાથી ઉત્પન્ન થયા છે. ” આવો ઐકય અનુભવ કરી ધર્મની સંશોધન વૃત્તિ પણ શાન્ત પામે છે. આ પ્રમાણે ઐક્યનો સિદ્ધાન્ત ફલિત થતાં આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ કે, વિવિધ પ્રકારે અને વિવિધરૂપે ભાસતા આ સર્વ જીવો એકજ પરમાત્માના અંશરૂપ છે આપણે એ પણ સમજી શકીએ છીએ કે જે ઐક્ય શોધવાને ભૌતિકશાસ્ત્ર માત્ર અણુ પરમાણુના જડસમૂહમાં ફાંફાં મારે છે, તે ઐક્ય ખરી રીતે અધ્યાત્મવિદ્યાજ શોધી શકી છે; કારણ કે અધ્યાત્મવિદ્યાની મદદ સિવાય ભૌતિકતત્ત્વ ઉભુ રહી શકવાને અસમર્થ છે. ભૌતિકશાસ્ત્ર માન્ય કરે છે કે અણુ પરમાણુ જડ છે, છતાં બે પરમાણુના સંયોગથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે. અહી પ્રશ્ન એ થાય છે કે જો ઉભય પરમાણુઓ ‘ જડ ’ જ હોય તો ચૈતન્ય શકિત ક્યાથી આવી ? કદાચ સંયોગ એ ચૈતન્યનું કારણ હોય પણ જડ પરમાણુના જડ સંયોગથી ચૈતન્ય ઉત્પન્ન થાય એ અસંભવિત છે. જેથી અવશ્ય ચૈતન્ય જેવી કોઇ ત્રીજી વસ્તુ માનવીજ પડશે. ફરી પ્રશ્ન એ થાય છે કે આ બે પરમાણુઓ ત્રીજી ચૈતન્ય શક્તિ સાથે યોગ કેવી રીતે પામે છે ? ક્યા નિયમથી જડ વસ્તુ ચૈતન્યને આકર્ષી શકે છે આ રીતે જડ પરમાણુઓનો ચૈતન્ય સાથેનો યોગ વદતોવ્યાઘાત જેવો છે. આવીજ અઘટિત ઘટના બહુધા ભૌતિકશાસ્ત્રની દરેક શાખામાં જણાય છે. ભૂમિતિશાસ્ત્ર બિંદુની એવી વ્યાખ્યા કરે છે કે જેને લંબાઇ પહોળાઇ નથી, અર્થાત્ જેની સ્થિતિજ નથી, અને લીટી તે છે કે જેની લબાઇ છે પણ પહોળાઇ નથી. આ શું બતાવે છે ? જે વસ્તુને લબાઇ હોય છતા પહોળાઇ ન હોય કિવા જે વસ્તુ દૃશ્ય હોય છતા તેની સ્થિતિ ન હોય, એ વાત શુ સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ છે ? આ તર્ક ઇંદ્રિયજન્ય તો નથી. ઇંદ્રિયો પોતાના દૈનિક વ્યાપારમાં જે નિયમોથી પરિમિત હોય છે, તેની સાથે આ ભાવના ઐક્ય કરી શકવાને અસમર્થ છે. માત્ર

સમજવાને ખાતર કે એક નિયમ બનાવવાને ખાતરજ આ ભાવના મનોકલ્પિત યોજાએલી છે, એમ સમજાઇ આવશે આ પ્રમાણે જડ ભૌતિકશાસ્ત્રને પણ મનનો આશ્રય લેવાની જરૂર પડે છે. આ ન્યાયથી દરેક વસ્તુનો વિચાર કરવામાં આવે તો જણાઈ આવે કે તે વસ્તુને આપણે પોતેજ પોતાની અનુકુળતાને ખાતર અમુક સ્વરૂપ આપેલુ છે. આપણે આજે એક વસ્તુ એક સ્વરૂપમા જોઇએ છીએ, પણ કાલેજ જો કોઇ બીજી ઇંદ્રિય પ્રાપ્ત થાય તો તેજ વસ્તુ કોઇ જૂદાજ સ્વરૂપમા જણાય એ અસ્વભાવિક નથી. દ્રષ્ટાંત તરીકે હમણા મારી સમક્ષ આ ખુરસી પડેલી છે અને હુ તેને તેના વિશિષ્ટ સ્વરૂપમાં જોઉ છુ, પણ જો થોડા સમય પછી કોઈ કારણવશાત્ મારી ઇંદ્રિયોમા કઇક ન્યૂનાધિકતા થાય તો એજ ખુરસી મને જૂદા રૂપમા જણાવાનો પૂર્ણ સભવ છે. આ પ્રમાણે દ્રશ્ય પદાર્થોનુ સ્વરૂપ બેરીતે સિદ્ધ થાય છે. એક તેનુ અસ્તિત્વ અને બીજુ તેના વિષે આપણી કલ્પના. આ પ્રમાણે કેવળ જડ પદાર્થોના વિચારમા પણ છેવટ આધ્યાત્મિકતાની મદદ લેવાની જરૂર પડે છે એ આપણે સમજી શકીએ છીએ; અને આપણે ખાત્રીપૂર્વક જોઈ શકીએ છીએ કે પદાર્થવિદ્યાનુ અને અધ્યાત્મવિદ્યાનુ અંતિમ લક્ષ મૂળમાં એકજ છે.





# ૫-વેદાન્તમતની પ્રતિભા અને સુપરિણામ.

( અમેરિકા-બૉસ્ટનની ટ્વેન્ટીએથ સેન્ચરી ક્લબ સન્મુખ આપેલું ભાષણ )



આજના વિષયનો પ્રારંભ કર્યા પહેલા મારે આપ સર્વેનો ઉપકાર માનવાની તક જવા દેવી જોઇએ નહિ. હું તમારી વચ્ચે ત્રણ વર્ષ રહ્યો છું. મે લગભગ આખા અમેરિકામાં પ્રવાસ કર્યો છે, અને હવે જ્યારે મને મારા સ્વદેશમાં પાછા જવાનો સમય પ્રાપ્ત થાય છે ત્યારે તમારા સર્વના માટે મારા અંતઃકરણમા જે ભાવ અને આદર ભરેલાં છે તે વ્યક્ત કરૂં, એ આ પ્રસંગે મને યોગ્ય જણાય છે જ્યારે પ્રથમ મે આ દેશમાં પ્રવેશ કર્યો ત્યારે થોડા દિવસ પછી મને તમારા દેશ સંબંધમા એક પુસ્તક લખવાની ઇચ્છા થઇ હતી, પણ ત્રણ વર્ષ અત્રે રહ્યા પછી મને એમ જણાય છે કે એ સંબધમાં હું એક પણ પૃષ્ઠ લખવા શક્તિવાન નથી, ત્યારે પુસ્તકની તો વાતજ શી ? જૂદા જૂદા દેશોમા પ્રવાસ કરવાથી મને અનુભવ થયો છે કે ખાન-પાન અને પોષાકાદિના સહજ ભેદ સિવાય, તેમજ રીતભાતમા રહેલી સાધારણ ભિન્નતાને બાદ કરતાં, સર્વત્ર મનુષ્યની પ્રકૃતિ બહુધા સમાનજ છે. મનુષ્ય તે મનુષ્યજ છે અને એ તેની વિચિત્ર મનુષ્યતા સર્વત્ર જણાઇ આવે છે. છતાં પ્રજાઓમાં કંઇક વિશિષ્ટ સદ્‌ગુણો પણ હોય છે, અને એવા સદ્‌ગુણોનો મને તમારા દેશમાં જે અનુભવ થયો છે તે હું થોડાજ શબ્દોમાં જણાવીશ. તમારા આ પ્રતાપી દેશમાં અમુક વ્યક્તિની જાતિ કે બાહ્ય રૂપરંગાદિ ઠાઠ કે આચારવિચાર તરફ જોવામાં આવતું નથી એમ મને અનુભવથી જણાયું છે. અમુક મનુષ્ય શું ખાય છે, શું પીએ છે, એ પ્રશ્નો તમારી દૃષ્ટિમાં અતિ સાધારણ છે. ગમે તે મનુષ્ય હોય પણ તે સાચો મનુષ્ય હોવો જોઇએ અને તેમ હોય તો તે તમારો પ્રેમપાત્ર થઇ શકે છે, તમારા પ્રેમી હૃદયોમાં સ્થાન લઇ શકે છે. આ બાબતમાં દુનિયાના બીજા કોઇ પણ દેશ સાથે તમારી સરખામણી થાય તેમ નથી.

હું તમારા દેશમાં તમને અમારા વેદાન્તધર્મનું રહસ્ય સમજાવવા આવ્યો

હતો. વેદાન્ત ધર્મ એક અત્યન્ત પ્રાચીન ધર્મ છે. વેદોના નામે પ્રચલિત જગતના આદ્ય સાહિત્યમાંથી આ વેદાન્તધર્મનો ઉદ્‌ભવ થયો છે. ' વેદાન્ત ' એ વેદશ્રુતિના વિસ્તૃત સાહિત્યરૂપ વૃક્ષનું મહા મનોહર પુષ્પ છે. વેદાન્તમતના કેટલાક વિશિષ્ટ ગુણો છે તે પૈકી પ્રથમ એક એ છે કે, એ મત અમુક વ્યક્તિગત મત નથી. પ્રભુના અમુક અવતારે કે પેગમ્બરે આવીને અમુક ધર્મ આપ્યો એમ વેદાન્તના સમ્બન્ધમાં કહી શકાય તેમ નથી. કેટલાક ધર્મોમા જેમ તેમના કેન્દ્રભૂતરૂપે અમુક મહાત્મા ધર્મપ્રવર્તક હોય છે, તેમ વેદાન્તમાં નથી તથાપિ એવા મહાપુરૂષોએ પ્રવર્તાવેલા મતો કે તત્ત્વો વેદાન્તવિરૂદ્ધ છે એમ પણ સમજવાનુ નથી. હિન્દુસ્તાનમા પણ પાછલા સમયમા પ્રવર્તકોએ સ્થાપેલા ધર્મો ઉત્પન્ન થયા છે. બૌદ્ધ ધર્મ અને તે પછી જે જે ધર્મો, સમ્પ્રદાયો અને પેટા સમ્પ્રદાયો ઉત્પન્ન થયા છે તે સર્વ એકાદ પ્રવર્તકને આશ્રયે છે. તેજ પ્રમાણે ખ્રિસ્તી અને મુસલમાની ધર્મ પણ એકેક મહાત્માદ્વારા પ્રવૃત્ત થએલા છે. પ્રત્યેક ધર્મમા એકેક પૂજનીય વ્યક્તિ પ્રવર્તક તરીકે વિદ્યમાન હોય છે, અને તેના તરફનો પૂજ્યભાવ, તેના ઉપદેશ પ્રતિ આદરભાવ એ સમ્પ્રદાય કે ધર્મનો આત્મા હોય છે. વેદાન્તના સમ્પ્રદાયમા તેમ નથી. તેમજ વેદાન્તમત કોઇનો વિરોધી કે દ્વેષી પણ નથી તેને જગતના કોઇ પણ ધર્મ સાથે દ્વેષજન્ય ભેદ નથી, એટલુજ નહિ પણ એ સર્વ ધર્મોને ઓળખવાના પ્રમાણુમાં ઉપયોગી થયો છે.

વેદાન્ત કહે છે કે મનુષ્ય પ્રભુનો અંશ છે. વેદાન્ત માને છે કે આપણી આસપાસ જાગૃત તેમજ સ્વપ્નમા દેખાતી દરેક નાની મોટી વસ્તુ, વનસ્પતિ કે ખનિજવર્ગ બધુ એને લીધેજ દ્રષ્ટિગોચર થાય છે આ તત્ત્વ સર્વ ધર્મોએ એક કે બીજા સ્વરૂપમાં સ્વીકાર્યું છે. મનુષ્યમા દ્રશ્ય થતા સર્વ સદ્‌ગુણો અને સર્વ સામર્થ્ય આપણી આસપાસ ભરેલા વિશ્વરૂપી ચૈતન્યસાગરનાજ ભાગ હોઇ મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ નથી. ચૈતન્યસ્વરૂપનો વિચાર કરતા મનુષ્ય મૂળમાં એકજ છે એમ સમજાય છે. અપાર સમુદ્રમા જેવી રીતે અનેક સ્થળે નાનાં મોટાં મોજા પ્રત્યક્ષ થાય છે તે પ્રમાણે મનુષ્ય પણ ચૈતન્યસાગરમા મોજારૂપ છે. આપણે પ્રત્યેક જણ વસ્તુત એ સાગરના અંશ હોઇને આપણો પુરૂષાર્થ સમુદ્ર સાથેનો પોતાનો સ્વાભાવિક યોગ અનુભવસિદ્ધ કરવાને માટેજ છે. આપણે પ્રત્યેક સચ્ચિદાનન્દના અંશરૂપજ છીએ. બહારનો દેખાતો નામાદિ ભેદ ન્યૂનાધિક ઉપાધિને લીધેજ દ્રશ્યમાન થાય છે. આ સિદ્ધાન્તને લક્ષમા રાખી વેદાન્ત કહે છે કે, કોઇ મૂર્ખ હોય કિવા કોઇના શરીરાદિમા કઇ ન્યૂનતા હોય તેથી તેની કિંમત ઓછી ન સમજતા તેનામા પણ ચૈતન્યસ્વરૂપ આત્મા છે એ વાત લક્ષમા લેવાની જરૂર છે. વેદાન્ત કહે છે કે, અમુક વ્યક્તિને ' તુ પાપી છે ' એમ કહી તિરસ્કાર ન

કરતાં તેનુ ચૈતન્યસ્વરૂપ પૂર્ણપણે પ્રકાશે એવા પ્રયત્નમાં સહાયતા કરવી એજ ધર્મ છે; અને આવો પ્રયત્ન કરવો એજ ધર્મોપદેશકોનુ એક આવશ્યકીય કર્તવ્ય છે.

વેદાન્ત શીખવે છે કે સમાજના સર્વ ક્ષેત્રમા ભિન્ન ભિન્ન જણાઇ આવતી લોકોત્તર બુદ્ધિશક્તિ એ માત્ર મનુષ્યના હૃદયમા નિવાસ કરતી ચૈતન્યશક્તિનુજ દૃષ્ટ ફળ છે. તેનુ આદિસ્વરૂપ મનુષ્યના મનમાજ રચાય છે. મનુષ્યનુ મન વસ્તુતઃ જ્ઞાનસ્વરૂપ છે. પોતપોતાના ધર્મપ્રવર્તકને ધર્મોપદેશ પરમાત્મા પાસેથી મળ્યો એવી માન્યતા ઇતર ધર્માવલબીઓ સ્વીકારે છે; પણ વેદાન્તને આ અભિપ્રાય માન્ય નથી, વેદાન્ત માને છે કે મનુષ્યના મનમા નિવાસ કરતુ નિસીમ ચૈતન્ય-જ્ઞાનતત્ત્વજ આ મહાત્માઓરૂપે પ્રકટ થયુ છે. વેદાન્ત કહે છે કે દરેક મનુષ્ય પોતામાં ભરેલુ નિસ્સીમ ચૈતન્ય સિદ્ધ કરવા અનેકાનેક પ્રયત્ન કરે છે અને મહાત્માઓ એ આ પ્રયત્નનુ દૃષ્ટ ફળ છે. મનુષ્ય પરમાત્માથી ભિન્ન નથી એ તત્ત્વ જેને માન્ય નથી એવા ધર્મો સાથે વાદવિવાદ કરવો એ વેદાન્તને અનુચિત છે; કારણ કે વેદાન્ત શ્રદ્ધાપૂર્વક માને છે કે પ્રત્યેક વ્યક્તિ કે સમાજની પ્રવૃત્તિ જાણ્યે અજાણ્યે પણ એ તત્ત્વને પામવા માટેજ થાય છે આ તત્ત્વ કદાચ આજે કોઇ નહિ સમજતુ હોય તો કાલે અવશ્ય સમજશેજ. વાદવિવાદથી શુ લાભ થઇ શકે તેમ છે?

મનુષ્ય પ્રાણી એ એક નાની સરખી ડબીમા ભરાઇ રહેલી એક સ્થિતિ-સ્થાપક કમાન જેવુ છે. યદ્યપિ આ ડબી છેક નાની દેખાય છે તથાપિ તેમાં રહેલી ચૈતન્યરૂપી કમાન અનત છે અને તે એવી રીતે મૂકાએલી છે કે તેને આ ડબીમાંથી વારવાર છટકી જવાની ઇચ્છા થાય છે આ ઇચ્છા અને તજ્જન્ય પ્રવૃત્તિમાંથીજ જગતનો વ્યવહાર નિર્માણ થયો જણાય છે, પરતુ એ વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે વ્યવહારમા સર્વત્ર દેખાઇ આવતી સ્વાર્થાન્ધતા, દુષ્ટપણું અને અન્ય દુર્ગુણો એ પ્રવૃત્તિને લઇને નથી. તેમજ વ્યવહારમા અનેક સ્થળે અને પ્રસંગોમાં જણાતી દુષ્ટતા કાઇ આ પ્રવૃત્તિનુ કાર્ય કે કારણ નથી. એક આર્ય મહર્ષિએ કહ્યુ છે કેઃ—જાણે કે એક પહાડ ઉપર જળનુ મોટુ કેન્દ્ર છે આ કેન્દ્ર-માંથી નીચેનાં ખેતરોને પાણી આપવા માટે એકજ દ્વાર છે. જળને પસાર થવાનો માર્ગ માટી અને કચરાથી ભરેલો છે હવે એ દ્વાર ઉઘડતાં જળ ધસારાબધ પસાર થાય છે, તેથી માર્ગનો કચરો જળમા ભેળાઇને તે ડોળુ થઇ જાય છે, પરંતુ આ ધૂળ કે કચરો તે કાંઇ જળનુ કારણ કે કાર્ય નથી. જળમાં તો તે દેશકાળને લઇનેજ મિશ્રિત થયો છે, અને દેશકાળને લઇનેજ દેખાય છે. એ પ્રમાણે મનુષ્યના અંતરમાં રહેલુ ઇશ્વરરૂપી જળ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરતા દુર્ગુણોરૂપી કચરો નાશ પામે છે. આ પરસ્પર વિરૂદ્ધ સ્થિતિ અનાદિ છે, એમાં કોઇ કોઇનુ કારણ નથી.

આ ભાવના પરત્વે દુનિયામાં પ્રવર્તતા સર્વ ધર્મો અને સંપ્રદાયો પછી તે હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થયા હોય કે બીજા દેશોમાં, પણ વેદાન્તમત તેમનો ઉપકારક છે. આ ભાવના સર્વ ધર્મોએ, કોઇએ પૌરાણિક કથારૂપે તો કોઇએ કંઇ તત્ત્વજ્ઞાનની દ્રષ્ટિથી પણ અવશ્ય સ્વીકારી છે. કોઇ ખાસ વ્યક્તિના ચિત્તમાં આવિર્ભાવ પામી પરમાત્માએ તેને ધર્મ શીખવ્યો અને તે વ્યક્તિદ્વારા ધર્મ પ્રસિદ્ધિને પામ્યો, આવી માન્યતા વેદાન્તને માન્ય નથી. એકજ તત્ત્વ અસંખ્ય માનવીઓના અંતઃકરણમાં વ્યક્ત થઈ એ સર્વના સમવાય, ચિંતનરૂપ એકજ તત્ત્વ, ધર્મ અને ધર્મપ્રવર્તકને નિર્માણ કરે છે; અર્થાત્ કાળ અને સંયોગોજ વસ્તુનાં કારણ છે, મનુષ્ય નહિ, આવો વેદાન્તનો અભિપ્રાય છે. તેજ પ્રમાણે પરોપકાર, બીજાનું ભલું કરવાની ઇચ્છા તેમજ નીતિના બીજા સિદ્ધાન્તો પણ મનુષ્ય મનુષ્યની પ્રકૃતિમાં નિવાસ કરતી ઐક્યતાને પ્રભાવે જ ઉદય પામે છે. આ શરીરમાં બોલનાર "હું" માત્ર આ ક્ષુદ્ર શરીરની સાથેજ સંબંધ ધરાવે છે તેમ નથી, પણ તેનું મૂળ અનન્ત ચૈતન્ય સાથે સંબંધ ધરાવે છે. આ તત્ત્વનો અનુભવ કેટલીકવાર સામાન્ય કોટિના મનુષ્યને પણ થઇ શકે છે. બીજાનાં દુઃખ અને વેદનાને જોઇને જ્યારે આંખમાં અશ્રુ વહે છે, તે સમયે તે મનુષ્યે પોતાને ભૂલી જઇને પોતાપણું એ દેખાતા દુઃખી પ્રાણીમાં આરોપેલું હોય છે. તે અન્યની સાથે એક થઇ ગયું હોય છે, તે ક્ષણે તે બીજાના દુઃખને પોતાનું દુઃખ સમજે છે. જો સર્વ મનુષ્યોના મનની એકસુરતા ન થતી હોય કિંવા થવી અશક્ય હોય, તો અન્યને માટે સહાનુભૂતિ કિંવા પરોપકારની ભાવનાનો ઉદ્ભવ પણ અશક્ય થઇ જાય. સહાનુભૂતિ, પરોપકાર અને પ્રેમ એજ સર્વ નૈતિક ગ્રંથોના પાયારૂપ છે. સર્વ નૈતિક ગ્રંથોનો સાર વેદાન્તના **તત્ત્વમસિ**—તે તું છે, તારા અને પરમાત્મા વચ્ચે ભેદ નથી એ એકજ ભાવનામાં વેદાન્તનો સમાવેશ થાય છે.

વેદાન્ત દરેક વ્યક્તિને કહે છે કે **તત્ત્વમસિ**—તે તું છે. તું સર્વ વિશ્વના કારણથી અભિન્ન છે અને તેથી ભાસમાન થતા આ પૃથક્ પૃથક્ આત્મા વાસ્તવિક રીતે તારા પોતાના આત્માથી ભિન્ન નથી. આત્માજ શરીરની બાહ્ય ઉપાધિનું કારણ છે તેથી સર્વ મનુષ્યોનાં શરીરાદિ પણ તારાથી ભિન્ન નથી. તું કોઇને પણ દુઃખી કરવા જતાં પ્રથમ પોતાનેજ દુઃખી કરીશ. તેમજ તું જો બીજાપર પ્રેમ રાખીશ તો પ્રથમ એ પ્રેમાનંદનો અનુભવ તનેજ મળશે. કોઇના દ્વેષનો વિચાર તારા મનમાં ઉદ્ભવ પામતાં તે જેટલો તેને હાનિકારક છે, તેટલોજ તને પોતાને પણ હાનિકારક થશે. બીજાપર કરેલો પ્રેમ તને પ્રેમસ્વરૂપે પાછો મળશે. તું પોતેજ વિશ્વ છે, તું પોતેજ અનંત છે. જો કે હમણાં તું તારી અનંતતા વિસરી ગયો હોય, તને તારા પ્રભુથી દૂર સમજતો હોય; તથાપિ એ

વિસ્મરણ કે દૂરત્વ હમ્મેશાજ રહેશે એમ નથી. એવો સમય આવશે કે જ્યારે તુ તારૂં પોતાપણું, તારૂં પૂર્ણ સ્વરૂપ જોઈ શકીશ અને તે વખતે તુ એકમા નથી પણ અનેકમા છે, અનેકમાજ નહિ પણ સમસ્ત બ્રહ્માંડ સાથે તુ એકજ છે એમ તને પ્રત્યક્ષ જણાશે અને અનુભવ થશે.

વેદાન્તની બીજી એક વિશિષ્ટ ભાવના એ છે કે જગતમા અનેક ધર્મમાર્ગો પ્રવર્તતા આપણે જોઈએ છીએ, તે બધા ઇષ્ટ હોઈ મનુષ્યોની ઉન્નતિ માટે આવશ્યકીય છે. સર્વ એકજ ધર્મના અનુયાયી થાય એ ઠીક નથી. પોતાના ધર્મમાં રહીને તેના ઉચ્ચતમ તત્ત્વનો અનુભવ કરવાનો પ્રયત્ન કરવો, એજ દરેક વ્યક્તિને માટે હિતાવહ માર્ગ છે. સર્વ એકજ લક્ષ્યબિંદુ તરફ આગળ વધે છે, સર્વ પૂર્ણત્વ પ્રાપ્ત કરવાને મથન કરે છે. તેમના માર્ગ ભિન્ન હોય તેથી શું હાનિ છે ? વેદાન્ત પોતાની કવિતામય ભાષામા કહે છે કે.—

आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्व देवे नमस्कार केशवं प्रतिगच्छति ॥

"જેમ જૂદી જૂદી નદીઓ જૂદા જૂદા સ્થાનોમાથી નીકળી જૂદે જૂદે માર્ગે વહી છેવટે સાગરને મળે છે, તેવીજ રીતે બધા ધર્મો–સંપ્રદાયો જૂદા જૂદા લક્ષ્ય બિંદુઓમાથી ઉદ્‌ભવ પામી સીધે કે આડે માર્ગે થઇને છેવટે હે પ્રભુ! તનેજ મળે છે."

આ અત્યંત પ્રાચીન ધર્મમાથી બૌદ્ધ ધર્મનો ઉદ્‌ભવ થયો છે. એ ધર્મે પ્રથમવાર પોતાના ઉપદેશકો મોકલી નિદ્રાધીન જગતને જાગૃત થવાનું પુણ્ય કાર્ય કર્યું છે, અને આડકતરી રીતે તેણે ખ્રિસ્તી ધર્મ ઉપર પણ ગ્રીસના વિદ્વાનો અને મધ્યકાળના યૂરોપિય તત્ત્વશોદ્વારા અસર કરી છે. છેવટે જર્મનીના વિચારકોપર વેદાન્તની અદ્વિતીય અસર થઈ, તત્ત્વજ્ઞાનની વિચારશ્રેણીમાં એક અદ્‌ભુત ક્રાન્તિ થવા પામી છે આ રીતે વેદાન્તમતનો સીધી કે આડકતરી રીતે સમસ્ત જગતમાં પ્રસાર થયો છે; છતાં એ પ્રસાર શાંતિપૂર્વક જરા પણ આડંબર કે દ્વેષની ભાવના વિના થયો છે. રાત્રિને સમયે વનસ્પતિમા વિહાર કરતી ઝાકળ, જેટલી શાન્તિથી અને નિઃશબ્દતાથી વનસ્પતિનુ હિત બજાવે છે, તેટલીજ શાન્તિ અને નિઃશબ્દતાપૂર્વક વેદાન્તના સિદ્ધાન્તોનો પ્રસાર મનુષ્યજાતિના ભલાને માટે જગતમાં થયો છે. અશોક રાજાના સમયના કેટલાક સ્તંભો અને શિલાલેખો ઉપરથી, તે વખતે બૌદ્ધ ધર્મના પ્રસારનું કામ કેવી રીતે થતુ હતું તેનું અનુમાન કરી શકાય છે. તે વખતે ઇરાન, ચીન, ગ્રીસ, ઇજીપ્ત ઇત્યાદિ દૂરના દેશોમા ધર્મોપદેશકો મોકલવામાં આવતા હતા. આ ઘટના ખ્રિસ્તના જન્મ પૂર્વે ત્રણુસો વરસની છે, અને તે સમયે પણ બૌદ્ધ ધર્મોપદેશકોને એમ શીખવવામાં આવતું કે "અનાદર બુદ્ધિથી

બીજા ધર્મોનું અવલોકન કરવું નહિ, સર્વ ધર્મોનું મૂળ એકજ છે. તેમને તમારાથી બને તેટલી મદદ કરો. તમારી જાણમાં હોય તે અવશ્ય તેમને શીખવો, પણ તેમને હાનિ થાય એવું જરા પણ વર્તન રાખશો નહિ. ”

વેદાન્તધર્મના પ્રસારને લીધેજ હિન્દુસ્તાનમા ધર્મને નામે કે ધર્મને માટે કોઇ વાર પણ યુદ્ધ કે મારામારી થવાના પ્રસંગો ઉપસ્થિત થયા નથી ઉલટો હિન્દુના મનમાં સર્વ ધર્મોને માટે પૂજ્યભાવ હોય છે પોતાના દેશમાથી બહિષ્કાર પામેલા હિબ્રુ લોકોને હિન્દુઓએ આશ્રય આપ્યો છે; અને આજપર્યન્ત પણ તેમના વંશજ મલબાર કિનારાપર રહે છે ઇરાનની પ્રાચીન પ્રજાને જ્યારે તેમના સ્વદેશનો ધાર્મિક વિપત્તિને લઇ ત્યાગ કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેમણે પણ હિન્દુસ્તાનનો આશ્રય શોધ્યો, જે તેમને પ્રેમપૂર્વક આપવામા આવ્યો છે. અદ્યાપિ પર્યન્ત એમના વંશજ એટલે મુંબઇ ઇલાકાના અમારા પારસી ભાઇઓ પ્રતિ અમે એવોજ પ્રેમ અને મમતા રાખીએ છીએ. સત ટૉમસ સાથે કેટલાક ખ્રિસ્તીઓ પણ હિન્દુસ્તાનમા આવ્યા હતા એમ કહેવાય છે સત ટૉમસ ખ્રિસ્તના પોતાના શિષ્યો પૈકીના એક હતા એમને પણ હિન્દુસ્તાને આશ્રય આપ્યો છે અને તેમના વંશજ અદ્યાપિ પર્યન્ત ભારતવર્ષમાં રહે છે. અન્ય ધર્મોને માટેની આદરબુદ્ધિ અત્યાર સુધી હિન્દુસ્તાનમાથી નાશ પામી નથી, અને તે કોઇ પણ કાળે નાશ થવાનો સંભવ પણ નથી.

વેદાન્તધર્મ આ આદરબુદ્ધિનો આગ્રહપૂર્વક બોધ કરે છે. આપણે જાણ્યે અજાણ્યે પણ આદિ કારણ પરમાત્મા તરફ આગળ વધીએ છીએ અને કદાચ માર્ગ ભિન્ન હોય તોપણ તેને માટે કોઇનો અનાદર કરવાનું શું કારણ છે? કદાચ કોઇ માણસની ગતિ મંદ હોય, તેનો આધ્યાત્મિક અધિકાર નીચેની ભૂમિકાનો હોય, તથાપિ તેને માટે તેનો તિરસ્કાર કરવો, તેને તુચ્છ માનવો એ યોગ્ય નથી. આપણા નેત્ર ઉપરના મોહના પડદાને લીધેજ આ બધુંને આમ ભેદભાવ દેખાય છે. એ પડદો દૂર થતાંજ, આપણું અંતઃકરણરૂપી દર્પણ શુદ્ધ થતાંજ સ્પષ્ટ દેખાય છે કે મનુષ્ય મનુષ્યમા કંઇ પણ ભેદ નથી વાસ્તવિક રીતે બધા એકજ છે

મનુષ્ય જ્યારે વેદાન્તના અનુભવની આ ઉચ્ચતમ દશાને પ્રાપ્ત કરે છે ત્યારે તેને સ્ત્રી અને પુરૂષમા ભેદ દેખાતો નથી જાતજાતમા, રંગમાં કે જન્મના હકમાં તેને જરા પણ મહત્તા જેવું દેખાતું નથી એ સર્વ તેને આભાસરૂપેજ પ્રતીત થાય છે. તે આ સર્વ ભેદભાવથી પર અને સર્વના મૂળમાં વ્યાપી રહેલા પરમાત્માનેજ જુએ છે. મનુષ્ય માત્ર તેને પ્રભુસ્વરૂપ જણાય છે, તેને સમસ્ત જગત પોતાનું જણાય છે. આ સ્થિતિજ ખરા વેદાન્તીની સ્થિતિ છે.



# ६—आर्य तत्त्वज्ञाननां पगथीयां.



ઈ પણ ધર્મના આરંભના સમયનો વિચાર કરવામાં આવે તો "ઈશ્વરી પ્રેરણા" કે "ઈશ્વરે આપેલ ગ્રંથ" એવી કોઈ કલ્પનાનો તેમાં અવશ્ય ઉદ્ભવ થયો હોવો જોઈએ. સાધારણ વર્ગના કિંવા જેને આપણે જંગલી કહીએ છીએ તેવા લોકોમાં ધર્મને નામે પ્રવર્તતી ભાવનાઓ સંબંધી આપણે વિશેષ વિચારવાની જરૂર નથી, કારણ કે એવી ભાવનાને તો ધર્મનું નામ આપવું પણ યોગ્ય નથી; પણ જેને વાસ્તવિક રીતે ધર્મની સંજ્ઞા આપી શકાય, એવા ધર્મો તરફ દૃષ્ટિ કરવામાં આવે તો જણાઈ આવશે કે ઉપર્યુક્ત ભાવનાઓ તેનાં મૂળ રૂપે હોય છે. આપણને દેખાતા આ વિશાળ વિશ્વનો કોઈ પણ કર્તા હોવો જોઈએ. આ કલ્પના ધર્મની કલ્પનાના પાયા જેવી છે; અને સર્વ ભાવનાઓરૂપી દિવાલો એ પાયા ઉપરજ ચણાઈ છે. તે પછી આત્માની કલ્પના ઉદ્ભવ પામી છે. શરીર જડ છે એવું જણાતાં તેમાં "હું છું" એમ બોલનાર આત્મા જેવું કંઈક ચૈતન્યતત્ત્વ હોવું જોઈએ એમ જણાયું; અને સાથે એવી કલ્પના થઈ કે એ આત્મા શરીરથી ભિન્ન હોવો જોઈએ.

આ ભાવના ધર્મભાવના સાથે સંબંધ ધરાવતી પ્રાચીનમાં પ્રાચીન ભાવના છે. ભારતવર્ષમાં પણ એવી ભાવનાઓ જન્મ પામી હતી, પણ આર્યવિચારકોએ તુરતજ તેનો ત્યાગ કર્યો જણાય છે. સાંપ્રત હિન્દુ ધર્મને એ કલ્પનાની સાથે જાણે સંબંધજ ન હોય એટલું બધું પરિવર્તન તેમાં થઈ ગયું છે. સાંપ્રત આર્યધર્મનું સ્વરૂપ કંઈક જૂદાજ પ્રકારનું છે. હિન્દુ ધર્મનું સ્વરૂપ મૂળની ઈશ્વર અને આત્મા વિષયક કલ્પનામાંથી નહિ પણ એ કલ્પનામાંથી ઉપજેલી ઇતર કલ્પનાઓમાંથી યોજાયું છે. સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધમાં પણ પ્રથમ કલ્પના એવીજ છે કે શૂન્યમાંથી પરમેશ્વરે ઉત્પન્ન કરી છે. સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે સર્વ શૂન્ય હતું અને પોતાની ઇચ્છા માત્રથી પરમાત્માએ આ જગત નિર્માણ કર્યું છે. ઉત્પત્તિની આ ભાવના શંકાથી વિમુક્ત રહી શકતી નથી. જો આરંભમાં કંઈ પણ ન હોય તો તેમાંથી જગતની ઉત્પત્તિ થાયજ કેમ, એવી શંકા ઉપસ્થિત થાય છે. આજ વેદાન્તમતનો આરંભ કાળ છે. જો આ 'વિશ્વ છે' એમ માનીએ તો અવશ્યજ

તેનું કોઇ કારણ હોવું જોઇએ કે જેમાંથી તે ઉદ્ભવ પામ્યું હોય. અસત્‌માંથી સત્‌નો, અભાવમાંથી ભાવનો ઉદ્ભવ થવો એ અશક્ય છે; એમ આપણે સહજ સમજી શકીએ છીએ. આપણે કંઈ પણ વસ્તુ નિર્માણ કરવાની હોય ત્યારે તેને માટે વિવિધ પ્રકારનાં સાધનો એકત્ર કરવાની પ્રથમ જરૂર પડે છે. એકાદ ઘર બાંધવા કે કોઇ વહાણ બનાવવા પહેલાં તે માટે જોઇતી પત્થર, લોહ, લાકડકામ, ઇત્યાદિ સામગ્રીની તેમજ બાંધવા માટે જોઇતાં હથિઆરની પણ જરૂર છે. આ પ્રમાણે કાર્યરૂપ વસ્તુની શરૂઆત પહેલાંજ કારણરૂપ વસ્તુનું અસ્તિત્વ હોવું જોઇએ, એ સિદ્ધાન્ત આપણા અનેક અનુભવોમાં આવે છે. આમ હોવાને લીધે 'જગત શૂન્યમાંથી થયું' એ કલ્પના વિવેકબુદ્ધિની કસોટીપર ચડવાને અશક્ત જણાયાથી તેનો ત્યાગ કરવામાં આવ્યો અને જગત જે કાર્યરૂપ વસ્તુ છે તેના કારણરૂપ વસ્તુ શું હોવી જોઇએ, તે શોધવાનો પ્રયત્ન આગળ ચાલ્યો. જો ધર્મોના ઇતિહાસનો સૂક્ષ્મ અભ્યાસ કરવામાં આવે તો જણાઇ આવે કે, વસ્તુત આ મૂળવસ્તુની શોધના પ્રયત્નમાંજ સર્વ ધર્મો ગુંથાએલા છે. આ જગતને પરમાત્માએ નિર્માણ કર્યું, એ વાત આપણે ઘડીભર માની લઇએ, તોપણ તે શામાંથી ઉત્પન્ન કર્યું, એ પ્રશ્ન તો રહે છેજ. અનેક તત્ત્વશાસ્ત્રીઓએ આ એકજ પ્રશ્નની વારવાર અને અનેક પ્રકારે ચર્ચા કરી છે. કોઈ એમ માને છે કે સૃષ્ટિ, પરમેશ્વર અને જીવ એ ત્રણે સત્યસ્વરૂપ હોઈ અનાદિ છે. એ પૈકી કોઇની પણ આદિ નથી, સૃષ્ટિ અને જીવ એ બે પરમાત્માને આધીન છે અને માત્ર પરમાત્માનું અસ્તિત્વજ સ્વતંત્ર છે. જે પ્રમાણે જડ પરમાણુનો આધાર પરમાત્માની ઇચ્છા ઉપર છે, એ પ્રમાણે જીવનું અસ્તિત્વ પણ પરમાત્માની ઇચ્છા ઉપરજ આધાર રાખે છે. આ એક પક્ષની માન્યતા છે. આમાં હમણા આપણે ફક્ત જીવ વિષયનોજ વિચાર કરીએ આર્યાવર્તમા જો કે અનેક ધર્મો અને સંપ્રદાયો પ્રચલિત છે, તથાપિ તે સર્વને સાંખ્યદર્શન સમાન રીતે માન્ય છે સર્વ ધર્મોની ઇમારત સાંખ્યના પાયાપરજ ચણાઇ છે એમ કહીએ તોપણ ખોટું નથી. આપણને કોઇ પણ વસ્તુનો બોધ પ્રથમ બાહ્યેંદ્રિયોદ્વારા થાય છે અને ત્યાર પછી એ વસ્તુબોધ તે તે ઇંદ્રિયોના ગોલક કિંવા અંતરેંદ્રિયો પ્રતિ લઇ જવામાં આવે છે. આ અંતરેંદ્રિય મનને તેની સૂચના કરે છે અને મન તેનો બુદ્ધિ ઉપર સંસ્કાર પાડે છે. આટલો પરંપરા ચાલ્યા પછીજ આપણે કહી શકીએ છીએ કે અમુક વસ્તુનું આપણને જ્ઞાન થયું છે. જે જે ઇંદ્રિયોદ્વારા પદાર્થોનો બોધ થાય છે તે પ્રત્યેક ઇંદ્રિયોના ગોલક હોય છે. એ વાત અર્વાચીન શાસ્ત્રીઓએ પણ માન્ય કરી છે. અર્વાચીન શાસ્ત્રીઓએ એમ જણાવ્યું છે કે આ ગોલકના બે વિભાગ છે, જેનું પણ સાંખ્યની અંતરેંદ્રિય અને મન એ ઇંદ્રિયો સાથે સામ્ય થવા જાય છે. પણ આ

ઉભવના સચાલક એવા કોઇ મધ્યવર્તી પદાર્થનુ જ્ઞાન અર્વાચીન શાસ્ત્રોને અદ્યાપિ પર્યન્ત થયુ નથી વસ્તુસ્થિતિનો વિચાર કરતા પ્રથમ ગોલકનુ જ્ઞાન થાય એ સ્વાભાવિક છે, પરતુ આ સર્વ ગોલકોના સ્થાન ભિન્ન ભિન્ન હોઈ કોઈ પણ એક સ્થળે તેઓ એકત્ર થાય છે, અગર અમુક ગોલક એવુ છે કે જેને અનુલક્ષી ઇતર સર્વ ઇંદ્રિયો પોતાનુ કાર્ય કરે છે, એમ પણ એ શાસ્ત્રોએ જણાવેલુ નથી. આર્ય તત્ત્વજ્ઞાનીઓએ જે તત્ત્વ શોધી કાઢયુ છે ત્યા સુધી પહોચવાનાં સાધનો ભૌતિકશાસ્ત્રકારો અદ્યાપિ પર્યન્ત શોધી શકયા નથી એ આ ઉપરથી આપણે કબૂલ કરવુ પડશે ઇંદ્રિયોની આ ભિન્ન ભિન્ન શક્તિઓનો કોઇ ચાલક અવશ્ય હોવો જોઇએ, એમ માનવુજ પડશે. જો તેમ ન હોય તો આ સર્વ શક્તિઓમાં ફાટફૂટ થઇ જાય અને શરીરનો વ્યવહાર અશકય થઇ પડે. જો આવો ચાલક આપણા શરીરમા ન હોય તો અમુકને "અમુક જોઉં છુ" "તે અમુક છે" એમ કોણ કહે છે? "આ મિત્ર" "પેલો મનુષ્ય" આમ નિશ્ચય કરનાર કોઇ પણ મધ્યવર્તી ચાલક અવશ્ય હોવો જોઇએ. જો આપણી દરેક અતરેદ્રિય સ્વતત્ર હોય તો એકજ વેળા બે ઇંદ્રિયો કામ કરી શકવાનો સભવ પણ ન રહે. નેત્રો જોઇ શકે છે, કાન સાભળી શકે છે, પ્રાણ શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે, ઇત્યાદિ સર્વ ક્રિયા એકજ વેળાયે થાય છે જો દરેક અતરેદ્રિય સ્વતત્ર હોય તો આમ થઇ શકે નહિ. દરેક અતરેદ્રિયમા શક્તિ છે, અને જો એ દરેક ગોલકો કે અતરેદ્રિયોની શક્તિઓ ભિન્ન ભિન્ન હોય તો, પ્રથમ દેખાવુ, વળી થોડો વખત રહી સભળાવુ વળી સ્પર્શ થવો, આમ અસરો પણ ભિન્ન ભિન્ન થાય, પણ તેમ થતુ નથી, તેથી પણ સિદ્ધ થાય છે કે ઇદ્રિયોની શક્તિઓને નિયમન કરનાર કોઇક મધ્યસ્થ તત્ત્વ હોવું જોઇએ

આપણુ શરીર જડ અને અક્રિય પરમાણુઓનુ બનેલુ છે આ સ્થૂલ શરીરની અદર એક સૂક્ષ્મ શરીર છે એમ વેદાન્તીઓ માને છે એ સૂક્ષ્મ શરીર પણ જો કે પારદર્શી તત્ત્વાનુ બનેલુ છે તથાપિ તે પણ જડ છે તે અત્યન્ત સૂક્ષ્મ (તથાપિ જડ) પરમાણુઓનુ બનેલુ છે અને સ્થૂલ શરીર ઘન પરમાણુઓનુ રચાએલુ છે, એટલોજ આમા ભેદ છે. આ સૂક્ષ્મ શરીર એટલુ બધુ સૂક્ષ્મ છે કે તે સૂક્ષ્મદર્શક યંત્રથી દેખાવુ પણ અશકય છે ત્યારે તમે પ્રશ્ન કરશો કે એ શરીરનુ કાર્ય શુ છે? જે પ્રમાણે સ્થૂલ દેહ જડ અને દ્રવ્ય શક્તિઓદ્વારા કાર્ય કરી શકે છે, તેમ સૂક્ષ્મ દેહ પણ સૂક્ષ્મ શક્તિઓદ્વારા કાર્ય કરે છે સ્થૂલ શરીર સ્થૂલ પદાર્થોનુ આશ્રય સ્થાન છે, અને સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ તરગોને આશ્રય આપે છે, જે સૂક્ષ્મ તરગોને આપણે 'વિચાર' કહીએ છીએ. સ્થૂલ શરીર જડ પરમાણુઓનુ રચાએલુ છે અને તેથી તેની શક્તિઓ પણ જડ છે. શક્તિને કાર્ય

કરવાને સ્થૂલ પદાર્થની આવશ્યકતા છે અર્થાત્ શક્તિ પદાર્થાશ્રિત છે. હવે આપણે ઉપર કહી ગયા છીએ કે જેમ સ્થૂલ દેહમાં ઘન જડ પરમાણુઓ હોય છે તેમ સૂક્ષ્મ દેહમાં સૂક્ષ્મ જડ પરમાણુઓ હોય છે, જે શક્તિ સ્થૂલ શરીરમા સ્થૂલરૂપે પ્રતીત થાય છે તેજ શક્તિ સૂક્ષ્મ શરીરમા સૂક્ષ્મરૂપમા જણાય છે, માત્ર સ્થિતિમા ભેદ છે સ્વભાવમા નહિ. એકજ વસ્તુ જ્યારે તે સૂક્ષ્મ સ્વરૂપમા હોય છે ત્યારે આપણે તેને વિચાર કહીએ છીએ અને તેજ વસ્તુને સ્થૂલરૂપમા આપણે 'ક્રિયા' કહીએ છીએ. કોઇને મારવો, આમ પ્રથમ મારા મનમા વિચાર થાય છે, અને તેજ વિચારશક્તિનુ સ્થૂલ રૂપાતર થતા તે આઘાતરૂપે દ્રશ્ય થઇ ક્રિયા બને છે મૂળ શક્તિ સૂક્ષ્મ સ્થિતિમા હોય છે તેને આપણે તરગ કે વિચાર કહીએ છીએ એજ શક્તિ જ્યારે સ્થૂલ ઇંદ્રિયોદ્વારા દેખાય છે ત્યારે તેને ક્રિયા કહેવાય છે શક્તિને સ્થૂલ કિંવા સૂક્ષ્મ કાર્યો કરવા માટે સ્થૂલ અથવા સૂક્ષ્મ પદાર્થોનો આશ્રય શોધવો પડે છે, કારણ કે પદાર્થના આશ્રય વિના શક્તિ કાર્ય કરી શકતી નથી. જેમ સ્થૂલ અને સૂક્ષ્મ શરીર ઉભય જડ પરમાણુઓના બનેલા હોઈ તેની સ્થિતિમાજ ભેદ છે, સ્વભાવમા ભેદ નથી. તેજ રીતે શક્તિ પણ તેના આશ્રયને લીધે સ્થૂલ અથવા સૂક્ષ્મ દેખાય છે છતાં સ્વભાવમાં તે એકજ છે વળી એ બને શક્તિ અને પદાર્થ, જે પદાર્થનાબનેલાં છે તે પદાર્થ પણ તેમનાથી ભિન્ન સ્વભાવનો ન હોઇ શકે. તેમા તફાવત માત્ર એજ છે કે એ પદાર્થનુ એક રૂપ અતિ સૂક્ષ્મ હોવાથી સ્થૂલ ઇંદ્રિયગોચર નથી, જ્યારે બીજુ ઘટ્ટ હોઇ જોઇ શકાય તેવુ ઇંદ્રિયગોચર હોય છે ગુણધર્મનો વિચાર કરતા આ ઉભય શરીરોમા ભેદ નથી; ભેદ માત્ર દ્રષ્ટિમા છે. હવે પ્રશ્ન એ થય છે કે આ ઉભય શરીરોમા વિચારાત્મક અને ક્રિયાત્મક જે શક્તિઓ પ્રતીત થાય છે તે ક્યાંથી ઉત્પન્ન થઇ ' વેદાન્તમત પ્રમાણે સૃષ્ટિમા એકદર બે પદાર્થો છે આકાશ અને પ્રાણ. આ પૈકી આકાશ એક અત્યન્ત સૂક્ષ્મ તત્ત્વ છે (જો કે તેનો સ્વભાવ પણ જડ છે) જે પદાર્થ છે, અને પ્રાણ શક્તિ છે આપણે જે કઇ જોઇએ છીએ, સાભળીએ છીએ અને સ્પર્શ કરીએ છીએ, તે વાયુ, પૃથ્વી આદિ સર્વ પદાર્થો પણ જડ હોઇને આકાશમાંથીજ ઉત્પન્ન થયા છે. ચૈતન્ય જેમ જેમ શક્તિની પ્રેરણા કરે છે તેમ તેમ આકાશ સ્થૂલ કિંવા સૂક્ષ્મ સ્વરૂપો ધારણ કરી સ્થૂલ કિંવા સૂક્ષ્મ સ્વરૂપમાં પ્રતીત થાય છે. આકાશ સર્વવ્યાપી છે. તે ન હોય એવુ કોઇ સ્થાન નથી તેજ પ્રમાણે પ્રાણ પણ સર્વવ્યાપી છે. દાખલા તરીકે આકાશને પાણીની ઉપમા આપીએ તો સર્વ દ્રશ્ય પદાર્થોને બરફના નાના મોટા કકડાની ઉપમા આપી શકાય. આકાશરૂપી પાણીમાં તે તરે છે, નાના મોટા થાય છે અને ઓગળી જાય છે. આકાશરૂપી જળમાથી આ સર્વ નાના મોટા પદાર્થ બનાવનાર

ચૈતન્યશક્તિ છે. તે શક્તિ ન હોય તો જડ આકાશથી બરફ બનાવવાનું કાર્ય થઇ શકે નહિ. સ્થૂલ શરીર આકાશના સ્થૂલ રૂપમાથી ઉત્પન્ન થાય છે, અને ચૈતન્ય તેમા બોલવા, બેસવા, ઉડવા, હીલચાલ કરવારૂપે પ્રતીત થાય છે. તેજ પ્રમાણે સૂક્ષ્મ શરીર પણ આકાશતત્ત્વમાથી યોજાએલુ છે. સૂક્ષ્મ શરીરમાં આકાશતત્ત્વ અત્યન્ત સૂક્ષ્મ સ્વરૂપમા હોય છ, અને તે સ્થૂલ શરીરમા ચૈતન્ય સૂક્ષ્મ વિચાર-શક્તિરૂપે પ્રતીત થાય છે. સ્થૂલ શરીર બાહ્ય છે, સ્થૂલ દ્રષ્ટિથી જોઇ શકાય છે, સૂક્ષ્મદેહ તેની અંદર છે, અને એ સૂક્ષ્મ દેહથી જે પર છે તેને આપણે 'જીવ' અથવા 'આત્મા' કહીએ છીએ તેજ કહે છે કે "હુ હુ" તેજ ખરો બોલ-નાર છે. તેજ મધ્યવર્તી અને ચાલક છે આપણા નખ આપણે વારવાર કાઢી નાખીએ છતા તે વધ્યે જાય છે અને જેમ તે આપણા સ્થૂલ દેહના એક અગરૂપ છે, તેજ પ્રમાણે આ સ્થૂલ દેહ આપણા સૂક્ષ્મ શરીરનુ એક અગ છે જેમ અનેક-વાર આપણે નખ કાપી નાખીએ છતા તે પુન. થાય છે, તેમજ આ સ્થૂલ શરીર પણ અનેક વાર મૃત્યુ પામવા છતા પુન નવીન રૂપ ધારણ કરે છે. સ્થૂલ દેહના મરણ સાથે સૂક્ષ્મ દેહનુ મરણ થતુ નથી, તેમજ મનુષ્યને સ્થૂલ અને સૂક્ષ્મ શરીર છે, એમ કહેવાથી તે બંને ભિન્ન છે, અન્યોન્યથી જૂદા છે, એમ પણ સમજ-વાનુ નથી. સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરના અણુઅણુમા ઓતપ્રોત રહેલુ છે, તેમજ જીવાત્મા પણ આ ઉભય શરીરોથી ભિન્ન નહિ પણ તે ઉભયના અણુઅણુમા ઓતપ્રોત વાસ કરી રહેલો છે. આ પ્રમાણે જીવ, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીરની ત્રિપુટી સાથેજ રહે છે. આ પૈકી સ્થૂલ દેહ ક્ષણભગુર હોઇ વારવાર નાશ પામ-નારો છે, જ્યારે સૂક્ષ્મ દેહ અતિ દીર્ઘ સમય રહે છે અને જીવાત્મા અમર છે. વેદાન્ત માને છે કે જેમ પરમાત્મા અનાદિ અને અનત છે તેમ જીવાત્મા પણ અનાદિ અને અનત છે. આ દ્રશ્યસૃષ્ટિ પણ અનાદિ અને અનત છે, પણ તેના રૂપમાં ફેરફાર થવાનુ કાર્ય ચાલુ રહે છે તે પ્રતિ ક્ષણે બદલાયા કરે છે, તેજ પ્રમાણે જે બે તત્ત્વો આકાશ અને પ્રાણ, કે જેમાથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે તે પણ યદ્યપિ અનાદિ–અનત છે, તથાપિ તેમા પણ ફેરફાર થવાનુ કાર્ય પ્રતિ ક્ષણે ચાલુજ છે પણ જીવાત્મા ઉભય તત્ત્વોથી ભિન્ન છે. તે કેવળ ચૈતન્યસ્વરૂપ છે, તેથી તે અનાદિ અને અનત છે જીવાત્મા આકાશ અને પ્રાણના સયોગનું પરિણામ નથી માટેજ તે અનાદ્યનત છે. આકાશ અને પ્રાણના સયોગજન્ય પદાર્થો બદલાય છે અને છેવટે પોતાના કારણમા લય પામે છે. પદાર્થ માત્ર રૂપાન્તરને પાત્ર છે, આ નિયમ અબાધિત છે. સ્થૂલ શરીર કોઇ પણ કાળે અવશ્ય નાશ પામવાનુ જ; એમા જરા પણ સશય નથી. તે પ્રમાણે સૂક્ષ્મ શરીર પણ કાળે કરીને કાળનો ગ્રાસ થવાનુ જ. માત્ર જીવાત્મા જે ચૈતન્ય છે, જે આકાશ અને

પ્રાણુતત્ત્વોથી પર (સૂક્ષ્મ–શ્રેષ્ઠ) છે, તેનો કોઇ પણ કાળે, કોઇથી પણ નાશ થવાનો નથી. એજ કારણથી જીવ અજન્મા કહેવાય છે. જે કૈવલ્યરૂપ છે તેનો જન્મ સંભવતો નથી અને તેથી તે મરનાર પણ નથી. જન્મ મરણનો સંભવ તો સૃષ્ટ (કરેલા–બનાવેલા) પદાર્થનેજ હોઇ શકે. કારણ તો નિરાળુજ છે.

દ્વૈતવાદીઓ કહે છે કે આ સમસ્ત પ્રકૃતિ કે જેમાં અનેકાનેક કોટયવધિ જીવોનો સમાવેશ થાય છે તે એક પરમાત્માના તાબામા છે. પરમાત્મા સર્વવ્યાપક, સર્વજ્ઞ, નિરાકાર અને સર્વને જાણનાર છે. પ્રકૃતિ તેનુ કાર્ય અને તેના પ્રભવ અને પ્રલયના કાર્યમા પરમાત્મા રાત્રિ દિવસ નિમગ્ન રહે છે. આ પ્રકૃતિપર તેનું સ્વામિત્વ છે. હવે પ્રશ્ન એ થાય છે કે જો પરમાત્માજ આ પ્રકૃતિનો સ્વામી હોય તો જગતમા આ દુષ્ટતા ક્યાથી આવી? આપણે આપણી આસપાસ દુઃખ ફેલાયલુ જોઇએ છીએ તેનુ કારણ શુ? આનો ઉત્તર દ્વૈતવાદી એવો આપે છે કે, આમા ઇશ્વરનો અપરાધ નથી, આપણે પોતેજ આપણા દુઃખના કારણરૂપ છીએ. “જેવુ વાવો તેવું લણો” એ ન્યાય છે. પરમાત્માની એવી ઇચ્છા નથી કે મનુષ્યો-પર સંકટો આવે. પૂર્વજન્મના કર્મોને અનુસાર તેને આ જન્મ મળ્યો છે. જીવ તો અજન્મા છે. તેને કોઇએ ઉત્પન્ન કર્યો નથી. તે જે કર્મ કરે છે તેના સારાં કે માઠાં ફળ તેને ભોગવવા પડે છે. અનંતકાળથી અનંત પ્રકારના કર્મોનો ભાર તે વહન કરતો આવે છે; અને તે પ્રમાણે તેનો સાંપ્રત જીવનવ્યવહાર યોજાય છે. જો સારાં કર્મ કર્યા હોય તો તેને સુખ પ્રાપ્ત થાય છે, અને ખોટાં કર્મો (પાપ) કર્યા હોય તો તેને પરિણામે દુઃખ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે અનંતકાળથી તેનો પ્રવાસ સુખ અને દુઃખના અનુભવરૂપ થઇ ગયો છે.

ત્યારે મૃત્યુ પશ્ચાત્ જીવનુ શું થાય છે? વેદાન્તની સર્વ શાખાઓ કબૂલ કરે છે કે જીવ સ્વભાવથી શુદ્ધ છે, પણ અજ્ઞાનથી તેની સ્વચ્છતા, તેનો સ્વભાવ આવૃત્ત થઇ જાય છે. અજ્ઞાનનુ પરિણામ કુકર્મો છે અર્થાત્ જીવાત્માની શુદ્ધતા કુકર્મોને લઇને આવૃત્ત થાય છે, તેમજ સત્કર્મોથી તે શુદ્ધ થાય છે, અને શુદ્ધ થતા તેને પોતાના ખરા સ્વભાવનુ જ્ઞાન થાય છે. સ્વભાવથી તે અશુદ્ધ નથી. કોઇ પણ મનુષ્ય મૂળમાં અશુદ્ધ કે અજ્ઞાનાવૃત્ત નથી.

સત્કર્મોના પ્રભાવથી જ્યારે તેનાં સર્વ પાપો, અને અનાચારી કૃત્યો ધોવાઇ જાય છે ત્યારે જીવ પુનઃ શુદ્ધ થાય છે અને શુદ્ધ થઇ તે દેવયાનમાં પ્રવેશ કરે છે. તેની વાણી મનમાં લીન થઈ જાય છે. વાણીની સાથે વિચાર પણ લીન થઇ જાય છે; કારણ કે વાણીના વ્યાપાર વિના વિચારનો વ્યાપાર ચાલી શકતો નથી. વિચારમાં પણ વાણીનો ઉપયોગ થાય છે એ આપણી અનુભવસિદ્ધ વાત છે. વાણી અને વિચારને પોતાની સાથે રાખી મન પ્રાણોમાં સમાઇ જાય છે

અને પ્રાણ જીવમાં લીન થાય છે. આવી સ્થિતિને પ્રાપ્ત કરી જીવાત્મા સ્થૂલ શરીરનો શીઘ્રજ ત્યાગ કરી સૂર્યલોકમા જાય છે. આ સૃષ્ટિમા અનેક લોકોનો સમાવેશ થાય છે. આ આપણુ જગત મૃત્યુલોક છે, તેનાથી પર સૂર્યલોક અને તેનાથી પર ચદ્રલોક છે. તેનાથી જે પર તેને વિદ્યુતલોક કહે છે. જીવ જ્યારે આ લોક સુધી પહોચી શકે છે ત્યારે તેને એક પૂર્ણ અને મુક્ત જીવાત્મા ભેટે છે અને તેને અન્ય લોકમા લઇ જાય છે, જે બ્રહ્મલોક કહેવાય છે. બ્રહ્મલોકમા જીવાત્મા જન્મ અને મરણના બધનથી મુક્ત થઇ અનંતકાળ પર્યન્ત રહે છે. તે અનતકાળ પર્યન્ત આ બ્રહ્મલોકમા આનદનો ઉપભોગ કરે છે. સર્વ પ્રકારના માનુષી કે દૈવી સામર્થ્યો તેને સિદ્ધ થાય છે. માત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ સામર્થ્ય તેને પ્રાપ્ત થતું નથી, કારણકે સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ કામ પરમાત્માનુ છે અને પરમાત્મા એકજ છે એ શક્તિને જીવાત્મા તેની કોઈ પણ ભૂમિકામા પ્રાપ્ત કરી શકવા અસમર્થ છે આ દ્વૈતવાદીઓનો મત છે તેઓ કહે છે કે, "કોઈ પણ જીવાત્મા પરમાત્મા થઇ શકતો નથી," જે કોઈ એમ કહે છે કે "હું બ્રહ્મ છુ" તે પાપી છે. જીવાત્માને સર્વ પ્રકારના સામર્થ્ય ભલે પ્રાપ્ત થાય, પણ તે પરમાત્માનુ ઉત્પત્તિકાર્ય કરવાને અસમર્થ છે. તે જૂદાં જૂદા શરીરો ધારણ કરી જૂદા જૂદા લોકમા ચાહે તે કાર્ય કરી શકે છે તે ચાહે તો પોતાની આજ્ઞાથી સર્વ દેવો અને પોતાના પિતૃઓને પોતાની પાસે બોલાવી શકે છે તેને એટલી બધી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે કે કોઇ વાર પણ તેને દુઃખનો અનુભવ થતો નથી અને તેની ઇચ્છા પ્રમાણે તે અનતકાળ સુધી બ્રહ્મલોકમાં સ્વતત્ર રહે છે મનુષ્યના આત્માની ( જીવાત્માની ) આ ઉચ્ચતમ ભૂમિકા છે. જેણે પરમાત્માની પ્રીતિમા તાદાત્મ્ય પ્રાપ્ત કર્યું છે, જેને કોઇ પણ પ્રકારનો સ્વાર્થ નથી, જે સર્વથા શુદ્ધ છે, વાસનાઓનો જેણે ત્યાગ કર્યો છે અને પ્રભુ અને પ્રભુની ભક્તિ સિવાય જેને કાઇ કર્તવ્ય કર્મ નથી એવો મનુષ્ય આ ભૂમિકા સુધી પહોચી શકે છે આ ભૂમિકા સુધી ન પહોચ્યા હોય એવા મનુષ્યો પણ હોય છે; જેઓ સત્કર્મ કરે છે, પણ તેના બદલામાં કઈક ફળની આશા રાખે છે. તેઓ નિર્ધન અને નિરાધારને મદદ કરે છે, પણ બદલામાં સ્વર્ગમાં જવાની ઇચ્છા કરે છે. તેમના મૃત્યુ વખતે વાણી મનમાં પ્રવેશ કરે છે, મન પ્રાણોમા પ્રવેશ કરે છે, પ્રાણો જીવાત્મામા સમાઇ જાય છે અને કર્મફળની આશાયુક્ત વિચારવાળો જીવાત્મા ચદ્રલોકમા પ્રવેશ કરે છે. જ્યાં તે ઘણો વખત સુખોપભોગ કરે છે. જ્યા સુધી તેનાં સત્કર્મોના ફળ અવશેષ રહે છે ત્યા સુધી તે ચદ્રલોકમા રહી તે સુખ ભોગવે છે, પણ **क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति** । તેના પુણ્યોનો ક્ષય થતાં તે પાછો પોતાની ઇચ્છાઓ અને કર્મો અનુસાર આ લોકમાં શરીર ધારણ કરે છે. ચંદ્રલોકમાં

ગએલા જીવાત્માને અમે દેવની સંજ્ઞા આપીએ છીએ. ખ્રિસ્તી અને મુસલમાન લોકો તેને દેવદૂત કહે છે. હિન્દુઓના પરોણોમાં દેવોનુ વર્ણન છે, તેમા જે નામો છે તે દેવોની અમુક પદ્દીઓના છે. ઇન્દ્ર એ નામથી અમુક પદ્દીનો બોધ થાય છે, અને તે પદ્દી પ્રાપ્ત થવામા આવશ્યકીય કર્મો કરવાથી કોઇ પણ મનુષ્ય ઇન્દ્રની પદ્દી પ્રાપ્ત કરી શકે છે વેદોમા દર્શાવેલ અમુક વિશિષ્ટ યજ્ઞયાગાદિ કર્મ કરવાથી મનુષ્ય ઇન્દ્રની પદ્દીને માટે યોગ્ય થાય છે, અને પૂર્વના ઇન્દ્રનાં શુભ કર્મફળોનો ક્ષય થતાં તે મનુષ્યલોકમાં અવતાર ધારણ કરે છે. જેમ આ લોકમાં રાજાની અદલાબદલી થવાનો નિયમ છે તેમ દેવલોકમા પણ રાજા અને અન્ય પદ્દીના લોકોમાં પણ વારવાર ફેરફાર થયા કરે છે. ચદ્રલોકમા પણ મરણ અને નાશ તો હોય છેજ. ચદ્રલોકમાં કિવા સ્વર્ગલોકમા પણ મૃત્યુ તો બધાને માટે નિમાએલુજ છે. જ્યાં મૃત્યુ પ્રવેશી શકાતું નથી અને જ્યા જન્મ પણ નથી, એવો લોક તો માત્ર બ્રહ્મલોકજ છે. દેવલોક અને મૃત્યુલોકના જીવનમાં બહુ મોટો તફાવત નથી, એમ પુરાણોની કથાઓમાંથી જણાય છે. દેવોનો વારવાર દૈત્યોદ્વારા પરાભવ થાય છે, તથાપિ દેવો સ્થિતિભ્રષ્ટ થતા નથી. દેવ અને દાનવોની કથાઓમાં કોઇ વાર તો દેવોએ દૈત્યો કરતા પણ દુષ્ટ કાર્યો કરવાના દાખલાઓ મળી આવે છે. તેઓ સ્ત્રીઓને માટે વારવાર યુદ્ધ કરે છે, રાગદ્વેષમાં સપડાએલા જણાય છે. આમ ત્યાં જઇને પણ માયિક વ્યવહારમાં ફસાએલા એ આત્માઓ પુણ્યનો ક્ષય થતાં "પર્જન્ય" (વૃષ્ટિ) દ્વારા ભૂમિમાં પ્રવેશી અન્નમા જાય છે, અને તેમાંથી આહારદ્વારા વીર્યમા અને ગર્ભમાં પ્રવેશીને મૃત્યુલોકમા અવતરે છે પોતપોતાના કર્મ પ્રમાણે તેઓ હલકી અને પાપ કરનારી જાતિઓમાં પણ અવતાર લે છે અને ત્યા પાપકર્મો કરી ક્ષુદ્ર પ્રાણીઓ, ખનીજ કે વનસ્પતિના શરીરોમાં પણ પ્રવેશ કરે છે.

દેવયોનિ જો કે મનુષ્યયોનિના પ્રમાણમાં ઉચ્ચ છે, તથાપિ તે માત્ર ભોગયોનિ છે; કર્મયોનિ નથી. કર્મ તો ફક્ત મનુષ્યજ કરી શકે છે "કર્મ એટલે એવુ કાર્ય કે જેનું પરિણામ આ જન્મ કે જન્માન્તરમાં ભોગવવાનુ હોય!" સત્કર્મ કરનારો મનુષ્ય શરીર છુટયા પછી દેવયોનિને પ્રાપ્ત થાય છે, ત્યાં તેને અમુક સમયને માટે તેનાં કર્મના ફળ રૂપે સુખોપભોગજ કરવાનો હોય છે. તે સમયમા તે કર્મ કરી શકતો નથી. જ્યારે સત્કર્મોનો ક્ષય થાય છે ત્યારે દુષ્કર્મોજ બાકી રહે છે, જે તેને જગતમા ખેચી લાવે છે. ત્યાં જો તે પુનઃ નિસ્વાર્થી અને પ્રભુપરાયણ રહી સત્કર્મ કરે તો તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે; પરતુ દેવયોનિમાંથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થવી અશક્ય છે.

મનુષ્યયોનિને પ્રાપ્ત થવા અગાઉ જીવાત્માને પશુયોનિમાંથી પસાર થવું

પડે છે. ક્રમે ક્રમે ઉન્નતિ પ્રાપ્ત કરતાં કરતા પશુ મનુષ્યશરીર પ્રાપ્ત કરે છે. આ વાત લક્ષમાં રાખવા સરખી છે કે જેમ જેમ મનુષ્યની વસ્તીની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ પશુઓની વસ્તી ઘટે છે. આનુ કારણ પશુઓનો આત્મા ધીરે ધીરે મનુષ્યયોનિમાં પ્રવેશ કરે છે એજ છે. પશુઓની કેટલીક જાતિઓનાં નામ નિશાન પણ નથી રહ્યા! તે સઘળી જાતિઓ ક્યા ગઇ? તેમનો પ્રવેશ મનુષ્ય શરીરમાં થયો છે.

વેદોમા કોઇ પણ સ્થળે નરકનુ વર્ણન નથી, પણ પુરાણોએ અનેક પ્રકારના નરકોનુ વર્ણન કર્યું છે. પુરાણકારોને એમ જણાયુ છે કે નરકની ભાવના વિના કોઈ પણ ધર્મ સપૂર્ણ હોઇ શકે નહિ. એ ગ્રંથોમા એવુ વર્ણન છે કે કેટલાક નરકોમા મનુષ્યના કટકા કરવામા આવે છે, કેટલેક ઠેકાણે તેના શરીરને પછાડવામાં આવે છે, પરતુ ગમે તેટલી યાતના છતા જીવાત્માનુ મરણ થતુ નથી. આ યાતના ગમે તેવી અસહ્ય હોય તથાપિ કોઇક વખતે તેમાથી પણ મુક્તિ તો થાય છેજ, એમ પુરાણોએ જણાવ્યુ છે. આ પ્રમાણે દુઃખો ભોગવાતા પાપકર્મોનો ક્ષય થઇ જાય છે, અને ફરી એકવાર શુભ કર્મો કરવાનો અવકાશ મેળવવા જીવાત્મા મનુષ્યરૂપે મૃત્યુલોકમા જન્મ ધારણ કરે છે. મૃત્યુલોકમાજ ઉન્નતિકારક અને બ્રહ્મલોકમાં લઈ જઇ શકે એવા કર્મો થાય છે. આ કર્મભૂમિ અને કર્મયોનિમાંજ ઉન્નતિસાધક કર્મો થઇ શકે છે, આ કર્મભૂમિમાજ આપણું પ્રારબ્ધ નિર્ણીત થઇ શકે છે. માયારૂપી વિશાળ ચક્રમા આ આપણો પ્રવાસમાર્ગ છે અને માનવજીવન તેનુ મધ્યબિદુ છે. અહીથીજ નક્કી થઇ શકે છે કે આપણે કયી દિશામા જવુ? અને તેથીજ માનવયોનિ દેવયોનિથી પણ ઉચ્ચ મનાએલી છે.

અહી સુધી આપણે દ્વૈતમતની દ્રષ્ટિથી વસ્તુસ્થિતિનુ અવલોકન કર્યું છે. વેદાન્તમત આ અભિપ્રાય વિવેકબુદ્ધિને નથ અનુસરતો એમ કહે છે. વેદાન્ત ઈશ્વરને વિશ્વવ્યાપક માને છે દ્વૈતવાદીઓ કહે છે કે ઈશ્વર અનન્ત છે, તેમજ જીવ પણ તેનાથી સ્વતત્ર અને અનત છે, તેજ રીતે પ્રકૃતિ પણ ભિન્ન અને અનંત છે. આમ ત્રણ તત્ત્વોને ભિન્ન અને અનત માનતાં બીજા પણ અનેક તત્ત્વોને અનત અને પૃથક્ માનવાની જરૂર પડશે, અને તેથી તે યુક્તિસમત નહિ થાય. આથી વિશ્વ અને વિશ્વકર્તા એકજ છે, વિશ્વના અધિષ્ઠાતા તેનાથી ભિન્ન નથી, એમ માનવુ એજ વધારે યોગ્ય થશે. અત્રે એક શકા થવાનો સંભવ છે. કોઈ પ્રશ્ન કરશે કે ટેબલ, ખુરસી, ચોર, કુક્કર ઇત્યાદિ સર્વ તમારો પરમાત્મા છે કે? પરમાત્મામાં દુર્ગુણનો વાસ પણ હોઇ શકે કે? આપણે તો પરમાત્માને પવિત્ર માનીએ છીએ તો આ સર્વ દુષ્ટતા પણ તેનીજ કે? આનો ઉત્તર અમે વેદાન્તીઓ એવો આપીએ છીએ કે, જેમ હુ આત્મા છુ, અને મને શરીર છે,

અને એ શરીર મારાથી ભિન્ન નથી, તથાપિ હુ શુદ્ધ આત્મા શરીર પણુ નથી, દાખલા તરીકે હુ કહું છુ કે હું બાળક છુ, યુવાન છુ, વૃદ્ધ છુ, પણુ આ બાહ્ય પરિવર્તનની જરા પણુ અસર મારા આત્માને થતી નથી. આત્મા તો બાળપણુમા, યુવાનીમા કે વૃદ્ધાવસ્થામાં એકની એકજ સ્થિતિમા રહે છે. તેવીજ રીતે આ સમસ્ત વિશ્વ સર્વ જડ ચેતન પદાર્થના સમૂહ અને અસખ્ય જીવો સહિત પરમાત્માનું શરીર છે. એ આખા શરીરના અણુ અણુમા તે પ્રભુનો વાસ છે, અને શરીર બદલાતા એટલે કે શરીરનુ મૃત્યુ થત પરમાત્માના સ્વરૂપમા જરા પણુ ફેરફાર થતો નથી જીવ અને સૃષ્ટિનુ રૂપાન્તર કે સ્થિત્યન્તર થતા પરમાત્માના સ્વરૂપમા જરા પણુ ન્યૂનાધિકતા થતી નથી અત્રે એક વાત સ્પષ્ટ થવાની જરૂર છે. આપણામા એમ કહેવાની પ્રથા પડી ગઈ છે કે સૃષ્ટિમા સ્થિત્યન્તર કે રૂપાન્તર થાય છે. આનો અર્થ એજ થાય છે કે તે એક સ્વરૂપનો ત્યાગ કરી બીજુ ધારણુ કરે છે, કોઈ પણુ વસ્તુ નાશ પામે છે તેમ નથી, તેમજ તેમા નિવાસ કરતા આત્માનુ રૂપાન્તર થાય છે તેમ પણુ નથી અજ્ઞાનથી આવૃત્ત સ્વરૂપમા આત્મા સકુચિત જણુાય છે અને જ્ઞાનનો પ્રકાશ પડતા તે વિસ્તાર પામે છે. આત્માના વિષયમા કઇ પણુ સ્થિત્યન્તરની ભાવના હોય તો તે આટલીજ છે દુષ્કર્મોદ્વારા આત્મા અજ્ઞાનથી આવૃત્ત થઇ સકુચિત થાય છે, અને જે જે કર્મોથી આત્મા સકુચિત થાય છે તેવા સર્વ કર્મોનુ નામ 'પાપ' છે. જે કર્મોથી આત્મા પ્રકાશિત થાય છે, પૂર્ણ થાય છે, ઉદાર થાય છે, તે સઘળાં પુણ્યકર્મો છે. પ્રારભમા સર્વ જીવો સ્વભાવતઃ પવિત્ર હોય છે, પણુ પશ્ચાત્ પાપકર્મોના આશ્રયથી તે સંકુચિત અને અનુદાર થવા લાગે છે; પરતુ સત્કર્મોથી ખરા જ્ઞાનના પ્રભાવથી જીવો પુન પરમાત્મકૃપા સપાદન કરી પ્રકાશમાન, પવિત્ર અને ઉદાર થઇ શકે છે. દરેકને આમ કરવા સપૂર્ણ અવકાશ છે અને ઘડાતા ઘડાતાં, સંસારનો અનુભવ લેતા લેતા છેવટે દરેકને સત્કર્મો તરફ વળવું પડે છે. પણુ તેથી એમ સમજવાનુ નથી કે આ સર્વ જીવો પવિત્ર થઇ જતા જગતનું કાર્ય અટકી પડશે કે તેનો અત આવશે. કારણુ કે જગત અનાદિ અને અનત છે, એવી વેદાન્તની ભાવના છે. પ્રથમ આપણે દ્વૈતમતનું નિરીક્ષણુ કર્યું, પશ્ચાત્ વિશિષ્ટાદ્વૈતમતનો વિચાર કર્યો. વિશિષ્ટાદ્વૈતવાળા માને છે કે જીવ, પ્રકૃતિ અને પરમાત્મા અનાદિ છે, પણુ તે અન્યોઅન્યથી ભિન્ન નથી. જીવ અને પ્રકૃતિ પરમાત્માના શરીરરૂપ છે, અને પરમાત્મા શરીરી ( શરીરમાં રહેવાવાળો ) છે, છતાં આ ત્રિપુટી એકજ છે. આ મત દ્વૈતમતથી ઉચ્ચ છે, ધર્મભાવનાની ઉચ્ચતર ભૂમિકાને દર્શાવનારો છે. સારાંશ કે દ્વૈતમત પ્રમાણે આ સૃષ્ટિ એક યત્ર છે અને પરમાત્મા તેના ચાલક છે, વિશિષ્ટાદ્વૈતમત પ્રમાણે પરમાત્મા અને આ સૃષ્ટિ

અન્યોન્યથી ભિન્ન નથી પણ સૃષ્ટિના અણુઅણુમા પરમાત્માભરપૂર છે

અદ્વૈતમત એ ઉભય મતોથી પર છે. પરમાત્મા વિશ્વમા ભરપૂર છે પરમાત્મા અને વિશ્વ ભિન્ન નથી, એ વિશિષ્ટાદ્વૈતનો સિદ્ધાન્ત અદ્વૈતમતને માન્ય છે, પરંતુ સૃષ્ટિ અને જીવાત્મા એ શરીરી પરમાત્માના શરીરરૂપ હોઇને તેમાં રૂપાન્તર થાય છે, જ્યારે પરમાત્મા નિર્વિકાર અર્થાત્ રૂપાન્તરના ધર્મથી મુક્ત છે, એ વિશિષ્ટાદ્વૈતમતની માન્યતા અદ્વૈતવાદીઓ કબૂલ કરતા નથી આમા અદ્વૈતમતવાદીઓ એવી શંકા કરે છે કે જો પરમાત્માજ આ વિશ્વના કારણરૂપ હોય તો કારણ અને કાર્યના સ્વભાવમાં ભેદ ક્યા કારણથી ઉત્પન્ન થયો ? કારણ અને કાર્ય રૂપરંગમાં ભિન્ન હોઇ શકે, પણ તેઓના સ્વભાવમાં ભિન્નતા સંભવતી નથી કારણનુ કાર્યમા રૂપાન્તર થાય એજ વસ્તુસ્વભાવ છે વિશિષ્ટાદ્વૈતમત પ્રમાણે પરમાત્મા અને પ્રકૃતિ વચ્ચે શરીર અને શરીરીનો સંબંધ હોવા છતાં તે અન્યોન્યથી ભિન્ન નથી. જો તેમ હોય તો પરમાત્મા જગતનુ કારણ છે, અને કારણજ જો કાર્ય બનતું હોય તો જીવ અને પરમાત્મામા વિશિષ્ટાદ્વૈતવાદીઓ જે સ્વભાવત. ભેદ માને છે તે ભેદ રહી શકશે નહિ આ ભેદ જો ટળી જાય તો અમારો અદ્વૈતમતજ કહે છે કે ' કાર્ય કારણથી ભિન્ન નથી. ' અદ્વૈતમત કહે છે કે સૃષ્ટિ પરમાત્માનુ શરીર નથી પણ તેનુ દૃશ્ય સ્વરૂપ છે આમ વસ્તુસ્થિતિ હોય તો તમે, હું અને જડ ચેતન જગત સર્વ પરમાત્મસ્વરૂપજ છે. મારા હાથમાંનુ આ પુસ્તક, મારૂં શરીર, મારૂ મન અને મારો આત્મા સર્વ પરમાત્મસ્વરૂપજ છે. ત્યારે આટલા બધા અસંખ્ય જીવો શા માટે અને આ સર્વ જીવો અન્યોન્યથી ભિન્ન શા માટે ? એક અનંત અને અખંડ પરમાત્માના આટલા બધા ટુકડા થઇ આ જીવો ઉત્પન્ન થયા એ શુ યુક્તિસંમત છે ? કે એકજ પરમેશ્વર અનંતરૂપ ધારણ કરે છે ? આવી વસ્તુસ્થિતિનુ કારણ શુ ? એકજ વિશ્વનિયામકશક્તિના આટલા ટુકડા કેમ થયા અને તે ટુકડા થાય એ શુ સંભવિત છે ? વળી પવિત્ર પરમાત્માને આ વિશ્વરૂપ ધારણ કરવાનુ શુ પ્રયોજન હતુ ? જો આજે તે વિશ્વરૂપ છે એમ માન્યુ, તો કાલે તે કઇ ઇતર સ્વરૂપ ધારણ નહિ કરે તેનો શુ ભરોસો ? અને જો આ પ્રમાણે તેમા રૂપાન્તર અને ન્યૂનાધિકતા પણ થાય, તો જેમ ન્યૂનાધિક થયા કરનારા પદાર્થોનો અન્ત આવે છે તેમ તેનો પણ એકવાર અન્ત શા માટે ન આવે ? વળી પરમાત્મા પોતાના સમસ્ત સામર્થ્યથી વિશ્વરૂપ થયા છે કે તેનો અમુક ભાગજ આ વિશ્વસ્વરૂપ છે ? ઇત્યાદિ અનેક પ્રકારની શંકાઓ અદ્વૈતમતવાદી પ્રતિ થાય છે તેનો ઉત્તર એજ છે કે આ દૃશ્ય વિશ્વ વસ્તુતાએ કંઇજ નથી, પણ માત્ર એક ઇન્દ્રજાલ છે જેમ ઇન્દ્રજાલમાં અનેક પ્રકારની આકૃતિઓ અને કૃતિઓ દેખાય છે, જેમ સ્વપ્નમાં અનેક પ્રકારના સાપ-

ત્તિક કે વિપત્તિક આભાસો થાય છે, પણ જાગૃતમા તેમાનુ કશુ પણ જણાતું નથી, તેમજ આ વિશ્વમાં અનેક ચિત્રો દેખાય છે, પણ જાગૃત થતા, જ્ઞાનારૂઢ થતા તે ભ્રમણા માત્ર ભાસે છે અને તે છેજ નહિ એવુ ભાન થાય છે. જીવ જેવો પદાર્થજ કોઇ નથી તો વળી અનત જીવોની તો વાત જ શુ કરવી ? તે એકજ "અનત" સર્વત્ર વિહાર કરે છે. પ્રાત કાળે સૂર્યનો પ્રકાશ થતા વૃક્ષોનાં પત્રોપર પડેલા હજારો ઝાકળના બિદુઓ નાના નાના હજારો સૂર્યો જેવા જણાય છે, પરતુ ખરો સૂર્ય એકજ છે. તેવીજ રીતે હજારો મનમાં હજારોરૂપે દેખાતો પરમાત્મા વાસ્તવિક રીતે એકજ છે. હજારો મન હજારો ઝાકળ બિદુઓ જેવાં છે અને તેમાં પ્રકાશ પાડનાર પરમાત્મા હજારો સૂર્યો જેવો દેખાય છે, પણ તે ભ્રમથીજ દેખાય છે. સૂર્ય તરફ દ્રષ્ટિ જતા એમ જણાય છે કે હજારો સૂર્યોની ભાવના ભ્રમણારૂપ છે, તેજ પ્રમાણે આ સસાર પણ ભ્રમણારૂપ છે, પરતુ જ્ઞાન થયા પછીજ આ સર્વ ભ્રમણારૂપ દેખાય છે, એ વાત ખરી છે; અને એ ન્યાયથી, એ ભ્રમણાથી પર પરમાત્માના અસ્તિત્વની વાત પણ ખરી છે. જેવી રીતે સ્વપ્નમા આપણે હાથી જોઇએ તેમાં સ્વપ્નગત હાથી જો કે સત્ય નથી પણ હાથીરૂપે દેખાતો કોઇક પદાર્થ છે એજ સત્ય છે, તેજ પ્રમાણે આ સસાર સત્ય નથી, પણ સંસાર જેવી દેખાતી મૂળ વસ્તુ સત્ય છે. શરીર, મન કે જીવ રૂપે ભ્રમણા કે સ્વપ્નરૂપ છે, પણ "હુ છુ" એવી ભાવના રૂપે, જ્ઞાન સત્ય હોઈ, સચ્ચિદાનદથી ભિન્ન નથી આ સ્વરૂપમા તુ પરમાત્માજ છે તેજ આ સમસ્ત વિશ્વ નિર્માણ કર્યું છે અને તુજ તેનું અધિષ્ઠાન છે. મરણ, જન્મ, સંસાર અને તજ્જન્ય વ્યવહાર એ સર્વ ઇન્દ્રજાલનો ખેલ છે. તુ અનત છે. તારા ચૈતન્યના, આત્માના તેજ પાસે સૂર્ય, ચદ્ર અને તારાનું તેજ ઉડતા પતગીયા સમાન છે. અનાદિ અનન્ત ચૈતન્યનો વિચાર પણ કેટલો વિશાળ છે! તને જન્મ નથી તેમ મરણ પણ નથી જન્મજ ન હોય ત્યા મૃત્યુ ક્યાથી ? **न मृत्युर्न शंका न मे जातिभेदः पिता नैव मे नैव माता न जन्म । न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्य चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥** આ વાક્યો કેટલાં પ્રતિભાસંપન્ન છે! એજ વેદાન્તનુ કથન છે વેદાન્ત સર્વને કહે છે કે તમે માયારચિત પુતળા નહિ. પણ સર્વને પોતામા સમાવી શકો એવા ચૈતન્યરૂપ છો અદ્વૈતમત પ્રમાણે સ્વર્ગલોક, દેવલોક અને બ્રહ્મલોક એ સર્વ સ્વપ્નજ છે. સ્વપ્ન દૂર થઇ જતા જેમ સ્વપ્નજન્ય સુખ અને દુ ખ બન્ને સરખા લાગે છે તેવીજ રીતે આ સસાર-સ્વપ્નમાથી જાગૃત થતાં, જ્ઞાનીને બ્રહ્મલોક પણ તૃણસમાન નિર્માલ્ય ભાસે છે. જીવાત્મા આ સસારની જાળથી મુક્ત થઇ પોતાના સચ્ચિદાનદ પદમાં આરૂઢ થાય એજ અદ્વૈતમતનું લક્ષ્યસ્થાન છે. આવા આત્મસુખનો જેને અનુભવ થયો

હોય તેને સંસારનાં સુખો શું મોહ ઉપજાવી શકે? આપણે આ ક્ષુદ્ર શરીરમાં સુખ સાધવા મથીએ છીએ, પણ આત્માનંદના સુખનો અનુભવ થતાં જણાય છે કે દેહનાં સુખો એ વાસ્તવિક સુખોજ નથી. આ સમસ્ત વિશ્વ જ્યારે પોતાનું જણાય એવા પોતાપણાનો આનંદ અવર્ણનીય છે. જો એક શરીરવડે પણ સુખ જણાતું હોય તો અનેકાનેક શરીરોવડે તો કેટલું સુખ હોઇ શકે? આ સ્થિતિજ સુખનો અવધિ છે. એજ અદ્વૈતમતના સિદ્ધાન્તનું અંતિમ લક્ષ્ય છે.

વેદાન્તમતનાં ત્રણ પગથીયાં છે અને અદ્વૈત તેમાં છેલ્લું છે. તેનાથી પર જવા મનુષ્યબુદ્ધિ અસમર્થ છે. ઐક્યથી પર જવું અશક્ય છે. સર્વ સૃષ્ટિ કે બ્રહ્માંડના મૂળની ઉપર પછી ક્યાં જવાનું બાકી રહે? એકજ પદાર્થમાંથી આ સર્વ પદાર્થો નિર્માણ થયા છે, થાય છે અને થશે, એમ જાણ્યા પછી વિજ્ઞાન શાસ્ત્રને શોધવાનું શું બાકી રહે? એજ પ્રમાણે વિશ્વમાં ભરપૂર સર્વ ચૈતન્ય આત્માની એકાત્મતા સિદ્ધ થયા પછી તત્ત્વજ્ઞાન આગળ વધીને ક્યાં જઇ શકે તેમ છે?

આ અદ્વૈતતત્ત્વજ્ઞાન સર્વસાધારણ મનુષ્યવર્ગને ગ્રાહ્ય કે ગમ્ય થઈ શકે તેમ નથી. પ્રથમ તો બુદ્ધિજ તેને ગ્રહણ કરી કે સમજી શકે એ કઠિન છે. અત્યન્ત સૂક્ષ્મ અને નિર્ભય વિવેકબુદ્ધિજ તેને ગ્રહણ કરવા સમર્થ થાય છે. વળી સામાન્ય જનસમાજના વ્યવહારપરત્વે પણ તે અગમ્ય છે. વેદાન્તતત્ત્વજ્ઞાન સમજવા અને સફળ કરવા માટે ઉચ્ચ આધ્યાત્મિક અધિકારની જરૂર છે. "સિંહણ કેરૂં દૂધ હોય તે કનકપાત્રમાં ઠરે," એ ન્યાય અહીં પણ લાગુ પડે છે, તેથી પ્રથમ દ્વૈતથીજ શરૂઆત કરવાની જરૂર છે દ્વૈતમતને સમજવા જેટલી ઝીણવટ બુદ્ધિને પ્રાપ્ત થતા આપોઆપજ વિશિષ્ટાદ્વૈતના સિદ્ધાન્તોની સમજણ પડવા લાગે છે જેમ ધીરે ધીરે અનુભવ અને શિક્ષણ લેતાં એક પ્રજા ઉન્નતિના માર્ગમાં આગળ વધે છે, તેજ પ્રમાણે એક વ્યક્તિ પણ વરસો પર્યન્ત વિચાર કરી કરીને અનુભવના પ્રમાણમાં ઉન્નતિ પામે છે. જેમ મનુષ્ય જાતિએ ધીરે પણ મક્કમપણે પ્રગતિમાં અને સંસ્કૃતિમાં આગળ વધવાનું કાર્ય કર્યું છે, તેમજ દરેક વ્યક્તિને પણ કરવું પડે છે. હા, પ્રજાઓ અને મનુષ્ય જાતને જે સ્થાને પહોંચતા યુગોનો સમય જોઇએ, તે કાર્ય એક વ્યક્તિ જો ચાહે તો પોતાના એકજ આયુષ્યના સમયમાં કરી શકે ખરી સંસારના અનુભવો આપણને આગળજ ધકેલે છે, જેનો આપણે પ્રતિકાર કરવા અસમર્થ છીએ.

આજે જે મનુષ્ય અદ્વૈતવાદી છે, તે પોતાના જીવનનો વિચાર કરે તો તેને અવશ્ય જણાઇ આવશે કે એકવાર તે પકકો દ્વૈતવાદી હતો. દ્વૈતની દ્રષ્ટિથી મનુષ્ય જો એમ માને કે હું શરીરરૂપ છું; (અર્થાત્ શરીરથી તેની બુદ્ધિ પર ન ગઇ

હોય ) ત્યાં સુધી તેને જગત પણ સત્ય છે, સ્વપ્નરૂપ નથી, એમ માનવુંજ પડશે. જો જગતના એક વિભાગરૂપ શરીરને સત્ય માનો તો સમસ્ત જગતને પણ સત્ય માનવુંજ પડશે; અને જગત જ્યા સત્ય માન્યુ ત્યાં પરમાત્માના સ્વરૂપને પણ સાકર માનવુ પડશે, કારણકે જગતનું અસ્તિત્વ છે તો તેના કર્તાનું અસ્તિત્વ પણ હોવુજ જોઇએ. આ કર્તાને પરમેશ્વર એવું નામ આપવું પડશે. કાર્યને માનતા કારણની માન્યતા કબૂલ કરવીજ પડશે. જ્યાં સુધી જગત સત્ય છે, ત્યાં સુધી પરમાત્મા સાકાર છે, અને જગત સ્વપ્ન સમાન જણાતાં, જ્ઞાનથી જગતની ભાવનાજ ઉડી જતા, પરમાત્માનું સાકાર સ્વરૂપ પણ ઉડી જશે; જગત, જીવ અને પરમાત્માની ભિન્નતા પણ ઉડી જશે. તમે પોતેજ પ્રભુરૂપ થઇ જશો અને આ જગત તમને ઇન્દ્રજાલવત્ દેખાશે. જ્યાં સુધી સ્વપ્ન છે ત્યાં સુધીજ જન્મ છે, મરણ છે, જગત છે અને વ્યવહાર છે, સ્વપ્ન ઉડી જતાં જન્મ પણ નથી, મરણ પણ નથી, જગત પણ નથી અને વ્યવહાર પણ નથી. જેને હમણાં આપણે વિશ્વરૂપે જોઇએ છીએ તેજ આપણને સચ્ચિદાનંદ રૂપે જણાશે અને જે સચ્ચિદાનંદ આપણે આટલો વખત આપણાથી ભિન્ન અને દૂર જોતા હતા; તેજ આપણને સમીપમાં સમીપ, આપણા અંતર મંદિરમાં વિરાજમાન દેખાશે.





# ૭-अनुभवनो मार्ग.

( અમેરિકામા અપાયલુ એક વ્યાખ્યાન )



જ્ઞાનના જિજ્ઞાસુએ પ્રથમ શમ અને દમ એ બે ગુણો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ શમ અને દમ જો કે ભિન્ન ગુણો કહેવામાં આવ્યા છે, તથાપિ તેમનો અભ્યાસ સાથેજ થાય એ શ્રેયસ્કર છે. શમ–દમનો અર્થ એવો થાય છે કે ઇંદ્રિયો અને તજ્જન્ય વિકારોને પોતાના સ્થાનથી બહાર જવા ન દેવા અર્થાત્ વિકારો ઉત્પન્નજ ન થવા દેવા. અત્રે ઇંદ્રિય શબ્દનો અર્થ સ્પષ્ટ કરવાની જરૂર છે. દાખલા તરીકે આપણે નેત્રો લઇએ નેત્રોથી આપણે વસ્તુ જોઇ શકીએ છીએ અને હુ નેત્રથી જોઉં છુ એમ આપણે કહીએ છીએ; પણ બહાર દેખાતા નેત્રો એ ખરી ઇંદ્રિય નથી એ તો માત્ર સાધનજ છે. અતરસ્થ ગોલક કિવા ઇંદ્રિયનુ તો એ નેત્રો દ્વારજ છે જો ગોલક ન હોય કિવા ઇંદ્રિય પોતાના સ્થાનમા ન હોય, તો આ બહારના નેત્રોવડેજ મારાથી જોઈ શકાશે નહિ; તેમજ આ બાહ્ય સાધન અને અતરસ્થ ઇંદ્રિય પોતાને સ્થાને હોય છતાં મનની મદદ તેમને ન મળે તોપણુ નેત્રોદ્વારા જે વસ્તુનુ જ્ઞાન થાય છે, તે થવુ અશક્ય છે કોઇ વાર આપણુ મન કોઇ ગભીર વિચારમા ગુથાએલું હોય ત્યારે કોઈ હાથી જેવો પદાર્થ આપણી દ્રષ્ટિ પાસેથી પસાર થઈ જાય તોપણુ આપણે તેને જોઇ શકતા નથી આવા પ્રકારનો અનુભવ આપણુ દરેકને થાય છે. મનની મદદ અતરસ્થ ઇંદ્રિયને અને અતરસ્થ ઇંદ્રિયની મદદ બાહ્ય ગોલકને મળે ત્યારેજ આપણે જોવાની અને જોઇને વસ્તુજ્ઞાન પ્રાપ્ત કરવાની ક્રિયા કરી શકીએ છીએ આ પ્રમાણે આપણી દરેક ક્રિયાના સબધમા સમજી લેવાનુ છે. પ્રત્યેક ક્રિયામા આ ત્રણેની મદદ આવશ્યકીય છે, અને તે મદદ એ ત્રણે પોતપોતાના સ્થાનમા હોય તોજ કરી શકે છે તેમા પણ કઇક વિશેષ વિચાર કરીએ તો મન ચલાવનાર છે અને ઇંદ્રિય તથા ગોલક ચાલનાર છે. મન એ સાધનોદ્વારા કાર્ય કરે

છે. આ સાધનો પૈકી એક બાહ્ય છે અને એક અંતરસ્થ છે. મન કોઈ વાર એ બાહ્ય ઇંદ્રિયમાં પ્રવેશી બાહ્ય વસ્તુ જોઇ તેમાં તદાકાર થઇ તે વસ્તુમય થઇ જાય છે; અને પુનઃ પ્રસંગવશાત્ એ વસ્તુ પરથી ખસી જતાં અર્થાત્ બાહ્ય ઇંદ્રિયની ક્રિયા બંધ થતાં, અંતરસ્થ ઇંદ્રિયમાં જઇ જાય તે વસ્તુ સંબંધી વિચારમાં તદાકાર થાય છે. બાહ્ય વસ્તુ તરફ જવાનાં સાધનો ન હોય ત્યારે તે અંતરસ્થ ઇંદ્રિયોદ્વારા વિહાર કરે છે, અને કદાચ બાહ્ય વસ્તુનું સ્મરણ ન હોય તો પછી કલ્પનાવડેજ વસ્તુઓ યોજી કાઢીને તે પોતાની ક્રિયા નિરન્તર ચાલુજ રાખે છે. આ પ્રમાણે આપણે સમજી શકીએ તેમ છે કે મન એક નિરન્તર કાર્ય કરનારી શક્તિ છે. હું અમુક વસ્તુને જોઉં તે સંબંધી વિચાર કરતો હોઉં ત્યારે અંતરસ્થ ઇંદ્રિય અને બાહ્ય ગોલક ઉભય સાધનો કાર્યમાં ગુંથાએલાં હોય છે, પરંતુ જોવાનું બંધ કરી વિચાર કરતાં તો માત્ર અંતરસ્થ ઇંદ્રિયજ કામમાં હોય છે. અંતરસ્થ ઇંદ્રિયનું કાર્ય બાહ્ય ઇંદ્રિય કિંવા ગોલકદ્વારા જોએલી વસ્તુના રૂપ, રંગ, આકાર સંબંધે વિચાર કરવાનું સાધન મનને પૂરૂં પાડવાનું છે. જો અંતરસ્થ ઇંદ્રિય ક્રિયારહિત થાય તો પછી વિચારને અવકાશજ નથી રહેતો. અમુક વસ્તુ સંબંધી વિચાર કરવો હોય તો પ્રથમ તે વસ્તુનું ચિત્ર મન પાસે ખડું કરવું પડે છે, તે સિવાય વિચાર થઇ શકતોજ નથી. ચક્ષુમાં કોઇ ને કોઇ પ્રકારનું ચિત્ર આલેખેલું હોવુંજ જોઇએ, તેમ ન હોય તો મનને તે સાધન આપી શકશે નહિ અને સાધન વિના મન વિચાર કરવાને અસમર્થ રહેશે. આપણે અંધ મનુષ્યોને વિચાર કરતા જોઇએ છીએ તેમાં પણ શ્રવણદ્વારા તેમણે કોઇ ને કોઇ પ્રકારની કલ્પના યોજેલીજ હોય છે. સર્વ ઇંદ્રિયોમાં નેત્રો અને કાન અત્યન્ત ચપળ છે, તેજ પ્રમાણે એ સાધનોના ગોલક પણ બહુજ ચપળ છે. આપણે ઉપર જોઇ ગયા છીએ કે સાધન, ઇંદ્રિય અને મન એ ત્રણેનો અન્યોન્ય સાથે સંબંધ છે, અને એક વિના બીજું કંઇ પણ કાર્ય કરી શકવાને અસમર્થ છે. કાન, નેત્ર કે ત્વચા આદિ ઇંદ્રિય હોવા છતાં પણ જો ગોલકનો નાશ કરવામાં આવે તો એ ઇંદ્રિયો ક્રિયાશૂન્ય થઈ જશે; અને મન જો અનિયમિત કે ઉચ્છૃંખલ હોય તો ઇંદ્રિય અને ગોલક ઉભયને તે ક્રિયાભ્રષ્ટ કરી શકશે. આ પ્રમાણે મનને નિયમમાં રાખવા માટે અને મનની ક્રિયા યોગ્ય માર્ગે વાળવા આપણે પ્રથમ બાહ્ય સાધન અને અંતરસ્થ ઇંદ્રિયને નિયમમાં રાખવાની જરૂર છે. મનને અંતરસ્થ ઇંદ્રિયોના વિષયમાં, ઇંદ્રિય કે બાહ્ય ગોલકોથી દેખાતા પદાર્થોમાં ભટકવા ન દેતાં, અંતરસ્થ ઇંદ્રિયોને પોતાના સ્થાનમાંજ રાખવી આને શમ કહે છે; અને બાહ્ય ગોલકોને નિયમમાં રાખવા તેને દમ કહેવામાં આવે છે. જ્ઞાનમંદિરમાં પ્રવેશવા માટેનાં આ બંને સાધનોને પ્રથમ પગથીયું કહે છે.

બીજું પગથીયું તિતિક્ષા છે. એમ કહેવાય છે કે બ્રહ્મજ્ઞાનનો માર્ગ કઠિન

છે અને તે સત્યજ છે. તિતિક્ષાનો સદ્ગુણ પ્રાપ્ત કરવો એ એક અત્યન્ત કઠિન વાત છે. તિતિક્ષા એટલે ક્ષમા અથવા સહનશીલતા છે. ક્ષમાનુ નિ સીમ સામર્થ્ય પ્રાપ્ત કરવુ એ તિતિક્ષા છે. આ તત્ત્વ કષ્ટસાધ્ય છે એમ અભ્યાસ શરૂ કર્યા પછીજ આપણને સમજાય છે. કોઈ પણ મનુષ્ય આપણુ ગમે તેટલુ બુરૂ કરે તથાપિ તેના પ્રતિ જરા પણ ક્રોધ ન કરવો એ ક્ષમાવૃત્તિનો પ્રકાર છે. અમુક માણુસ મારી નિન્દા કરે અને અપશબ્દો કહે તોપણ બહારથી કદાચ હુ તેનો પ્રતિકાર કે તિરસ્કાર ન કરૂં, એટલુજ નહિ પરન્તુ મનમા પણ તેના પ્રતિ જરા પણ ક્રોધ કે તિરસ્કારનો ભાવ ન થાય, તેને માટે મને જરા અભાવનો વિચાર ન થાય; એ કાર્ય કેટલુ કઠિન છે ? જો મારા મનમા જરા પણ અભાવ કે તિરસ્કારભાવ થાય તો તિતિક્ષાના ધર્મથી હુ દૂર થાઉ છુ. મને એ સબધે જરા વિચાર પણ ન થવો જોઇએ, જાણે કઇ થયુજ ન હોય એવી મારા મનની સ્થિતિ રહેવી જોઇએ. મનની આવી સ્થિતિ તેજ ક્ષમાવૃત્તિની પૂર્ણ સ્થિતિ છે. મને ગમે તેવુ દુ:ખ થાય, ગમે તેવાં સકટો કે મહાન આપત્તિઓનો હુ ભોગ થયો હોઉ છતાં એ દુ:ખ, સકટો કે આપત્તિઓને દૂર કરવાનો કે તેનાથી દૂર નાસવાનો વિચાર પણ ન થવો એજ સપૂર્ણ તિતિક્ષા છે. સમજો કે અમુક બાબતનો પ્રતિકાર ન કરવાથી મારા ઉપર કઇ મહાન આપત્તિ આવી પડે; તથાપિ તે આપત્તિના વખતમાં પણ અમુક બાબતનો પ્રતિકાર ન કરવાથી મારા ઉપર આ આપત્તિ આવી એવો વિચાર માત્ર પણ થવો જોઇએ નહિ. મનની જ્યારે આવી સ્થિતિ થાય ત્યારેજ તે મનુષ્ય તિતિક્ષામાં સ્થિત થયો કહેવાય છે. રાગ અને દ્વેષ ઉભયથી મુક્ત થઇ મન પરમ શાન્તિમાં વિરામ પામે એજ તિતિક્ષા છે. તિતિક્ષાનો અભ્યાસ કરવા હિન્દુસ્તાનના લોકો જે કેટલીક ક્રિયાઓ કરે છે તે સાંભળી તમે આશ્ચર્ય પામશો. મન જરા પણ ચલિત ન થાય, મનમાં જરા પણ અશાન્તિ ન થાય, તેવો મનને નિયમમાં રાખવાનો અભ્યાસ કરવા સૂર્ય અને અગ્નિનો પ્રચડ તાપ સહન કરવાના પ્રયોગ કરે છે. અત્યન્ત ઠડી તેઓ જરા પણ દરકાર કર્યા વિના સહન કરે છે શરીરને માટે તેઓ વધારે ને વધારે બેદરકાર થતા શીખે છે. જાણે શરીર પોતાનાથી કોઇ ભિન્ન પદાર્થ હોય, તેનુ ગમે તેમ થાઓ એવા અભ્યાસમા તેઓ પોતાના આત્માને સ્થિત રાખે છે

તિતિક્ષા પછીનુ ત્રીજુ પગથીયુ ઉપરતિ છે ઉપરતિનો અર્થ એવો થાય છે કે ઇંદ્રિયજન્ય વ્યવહારનો વિચાર ન કરવો આપણા સમયનો ઘણો ભાગ ઇંદ્રિયજન્ય પદાર્થોના વિચારમા વ્યતીત થાય છે આપણે અમુક વસ્તુ જોઇ છે; અમુક જોવાની છે, અમુક વાત સાંભળી છે અમુક સાંભળવાની છે, અમુક પદાર્થનો સ્વાદ લીધો છે, અમુકનો સ્વાદ લેવા યોગ્ય છે, અમુક સ્થળ સુદર રહેવા યોગ્ય

છે; અમુકમા રહીશુ, વગેરે વ્યવહાર સર્વ ઇંદ્રિયજન્ય છે અને તત્સંબંધી વાતો કરવામા અને વિચારવામાજ આપણો ઘણો વખત વ્યતીત થાય છે. આ પણ એક ટેવ છે અને એક ખરા વેદાન્તીએ આ ટેવનો પણ ત્યાગ કરવો જોઇએ.

ઉપરતિ પછીનુ ચોથુ પગથીયુ શ્રદ્ધા કિંવા વિશ્વાસ છે. પરમેશ્વર અને ધર્મ ઉપર અચલ અને અત્યન્ત શ્રદ્ધા હોય તોજ જ્ઞાનના માર્ગમા વિચરવા સમર્થ થઇ શકાય છે. શ્રદ્ધા વિના કોઇ મનુષ્ય કોઈ પણ ઉપાયે જ્ઞાની થઇ શકતો નથી. શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે—**श्रद्धावांल्लभते ज्ञानम्** । વાસ્તવિકરીતે જોઇએ તો કરોડો મનુષ્યો પૈકિ કોઇકિનેજ પરમેશ્વરમાં ખરો વિશ્વાસ હોય છે. આમ કોઇ સાધુ મહાત્માએ મને કહ્યુ ત્યારે મે તેમને પૂછ્યુ કે,—"આમ કેમ મહારાજ? પરમેશ્વરમા અમારો સપૂર્ણ વિશ્વાસ છે એમ કહેનારા તો ઘણા લોકો છે." મહારાજ બોલ્યા "માનો કે એક કોટડીમા કોઇ ચોર બેઠો છે અને તેની બાજુનીજ કોટડીમાં દ્રવ્યનો અખૂટ ભડાર છે. આ ઉભય કોટડીઓ વચ્ચે એક સહજ તૂટી જાય એવી દિવાલ છે એમ તે ચોર જાણે છે હવે વિચાર કે તે ચોરની શુ સ્થિતિ થશે?"

મે જવાબ આપ્યો: "તેના વિચારો એ ભડારમય થઇ જશે. તેને બીજો કોઇ પણ વિચાર નહિ આવે ત્યારે નિદ્રાની તો વાતજ શી કરવી? કેવી રીતે, ક્યા ઉપાયોથી એ ધન મારી પાસે આવે એજ તેના વિચારનો વિષય રહેશે." ત્યારે તે સાધુ બોલ્યા "શુ તું એમ સમજે છે કે પરમેશ્વરને શ્રદ્ધાથી જાણનાર મનુષ્ય તેને પામવાનો પ્રયત્ન કર્યા વિના રહી શકે? જો મનુષ્ય એમ માને કે તેની સમીપજ, તેના અતરમાજ અનન્ત સુખ અને પરમાનદનુ કેન્દ્ર સ્થાન છે, અને તે પ્રાપ્ત કરી શકાય તેમ છે, એ પણ તે જાણે તો તેને મેળવ્યાવિના તે શાન્ત રહી શકે એ શુ સ્વાભાવિક છે? પ્રભુમા દૃઢ વિશ્વાસ અને તેને પ્રાપ્ત કરવા માટે અતૃપ્ત આગ્રહ, એજ શ્રદ્ધાનુ લક્ષ્ય છે.

શ્રદ્ધા પછીની પાયરી સમાધાન છે સમાધાનનો અર્થ એવો થાય છે કે સદા સર્વદા આપણા મનને પરમાત્મામા અને પરમાત્માના પ્રેમમાં લીન રાખવુ તેને ક્ષણભર પણ મલિન ન થવા દેવુ. કદાચ અત્યન્ત સુખનો પ્રસગ ઉપસ્થિત થાય તોપણ મન ત્યાજ રહે અને મહાન દુખ વખતે પણ ત્યાથી દૂર ન થાય એ સમધાનનુ લક્ષણ છે. ધર્મનો માર્ગ કઠિન છે તે એકાદ દિવસમા સાધ્ય થઇ જાય એવો સરળ નથી ધર્મ કઇ ઔષધની ગોળી નથી કે જે ક્ષણભરમાં ગળી જવાય અતૃપ્ત શ્રદ્ધા અને અથાગ શ્રમ કર્યાથીજ તે પ્રાપ્ત કરી શકાય છે. મન અત્યત ચંચળ છે તેની ચચળતાના વેગનુ માપ થવુ પણ મુશ્કેલ છે. તેને સહજમા વશ કરી શકાય તેમ નથી, તથાપિ પ્રયત્નથી તે સાધી શકાય છે. શ્રી

કૃષ્ણ ભગવાન કહે છે કે—' असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् । अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ હે મહાબાહો ! મન ચપળ છે, તેનો નિગ્રહ કરવો કઠિન છે, તથાપિ વારવાર તેને ખેંચી ખેંચીને પરમાત્મામાં સ્થિર કરવારૂપી અભ્યાસ અને સાંસારિક માયામાં વૈરાગ્યવૃત્તિ રાખવાથી તેને જીતી શકાય છે

સમાધાન પછીની પાયરી મુમુક્ષુત્વ છે. મુમુક્ષુત્વ એટલે મુક્ત થવાની ઇચ્છા. તમારા પૈકી જેમણે સર એડવીન આર્નલ્ડ કૃત લાઇટ ઑફ એશિયા ( બુદ્ધ ચરિત્ર) વાંચ્યું હશે, તેમને બુદ્ધના પ્રથમ ઉપદેશમાંનો એક ભાગ લક્ષ્યમાં હશે. બુદ્ધ કહે છે: " તમેજ તમારા શત્રુ થઇને પોતેજ પોતાનું દુ:ખ ઉપજાવી લ્યો છો. તમે જન્મ ધારણ કરો અને મરણને શરણ થાઓ એ તમારી પોતાનીજ કૃતિનું પરિણામ છે. બીજા કોઇની પણ તમારાપર સત્તા નથી. સંસારચક્રમાં ભમ્યા કરવું, પળવાર સુખ જોઇ ફુલાઇ જવું ને પળવાર દુ:ખ જોઇ રડવું કે દુ:ખી થવું એ સર્વ તમારાજ કર્મનું ફળ છે. આટલી ધમાલ અને દોડાદોડમાં પણ પરિણામે તો એ વિના બીજું કંઇજ દેખાતું નથી "

આપણાપર જે જે દુ:ખ અને આપત્તિઓ આવી પડે છે તે આપણી પોતાનીજ ઇચ્છાથી વ્હોરી લીધેલી છે. આવી ઇચ્છાઓનું સેવન કરતાં કરતાં આપણો સ્વભાવજ એવો થઇ ગયો છે કે એ ઇચ્છાઓજ જાણે આપણું જીવન હોય એમ આપણે માનીએ છીએ. એક ચીનના કેદીને સાઠ વર્ષ પર્યન્ત જેલખાનામાં રાખવામાં આવ્યો હતો. નવો રાજા ગાદીપર આવતાં કેટલાક કેદીઓને છુટા કરવામાં આવ્યા તેમાં તેને પણ છુટો કરવામાં આવ્યો. કેદખાનામાંથી છુટો થતાંજ તે બોલી ઉઠયો કે,—' મારાથી આ જગતમાં કેવી રીતે રહી શકાશે ? આ પ્રકાશ મારાથી કેમ સહન થઇ શકશે ? મને ફરી મારી અંધારી કોટડીમાં ઉંદરો અને ઉંદરડીઓ વચ્ચે જવા દો ! અહીં મારાથી રહેવાનું શી રીતે બની શકે ! " અને જ્યારે તેની કોટડીમાં તેને પાછો મોકલવામાં આવ્યો ત્યારેજ તે શાન્ત થયો. આપણી સર્વ મનુષ્યોની સ્થિતિ પણ આવીજ છે દુ:ખ, ઇચ્છા, રાગ, દ્વેષ અને તજ્જન્ય કલહાદિનો આપણને અભ્યાસ પડી ગયો છે, અને એ અભ્યાસ એટલો દૃઢ થઇ ગયો છે કે તેનાથી છુટા થવું આપણને મુશ્કેલ જણાય છે. માયિક બંધનમાં આપણે એવા તો સજ્જડ જકડાઇ ગયા છીએ કે તેમાંથી છુટાતું હશે કે કેમ એ પણ આપણને સંશયાત્મક લાગે છે સુખ, સુખ ને સુખનેજ શોધતાં, તેને માટે આમતેમ ફાંફાં મારતાંજ, ફલાણી વસ્તુ પ્રાપ્ત થતાં આનંદ થશે; આ સ્ત્રીજનને પરણતાં સુખ થશે; આ પદવી કે કીર્તિના ઉપભોગથી આપણે કૃતકૃત્ય થઇશું; આવી આવી ઇચ્છાઓને વશ થઈ આપણે સુખની પાછળ દોડીએ છીએ,

પણ સમય આવતા, આપણી ઇચ્છાઓનુ લક્ષ્ય પાસે આવી પહોચતા, એ સુખ, આનંદ કે કૃતકૃત્યતા આપણા હાથમાથી લપસી જતી જણાય છે અને આપણે જેવા ને તેવાજ રહીએ છીએ, છતાં એ દિવાની આશા આપણને ઝાંઝવાના જળ તરફ દોડવાનીજ પ્રેરણા કરે છે! આપણે નિશામાં ઘેરાએલા મૂર્ખ મનુષ્યોની માફક રખડવામાજ જીવન સાફલ્ય માનીએ છીએ!

હિન્દુસ્તાનમા તેલ પીલવાની ઘાણીઓમા બળદ જોડવામાં આવે છે. એ બળદની ખાંધ ઉપર ઝુસરી રાખવામા આવે છે. બળદ ઝડપથી ચાલે તેટલા માટે એ ઝુસરીની આગલી બાજુએ ઘાસ બાંધી રાખવામાં આવે છે આ ઘાસ બળદની દ્રષ્ટિથી વહેતેક દૂર હોય છે તેથી તે ખાઇ શકતો નથી, પણ તેને જોઇને ખાવાની લાલચમાં ને લાલચમા બળદ ઝડપથી ચાલે છે અને આથી ઘાણીવાળાને લાભ થાય છે આપણી મનુષ્યોની સ્થિતિ પણ એવીજ છે. ઇન્દ્રિયજન્ય સુખોના ગુલામ બની આપણે અનંતકાળથી કનક અને કામિની, ધન અને કીર્તિને માટે દોડી રહ્યા છીએ અનંત જન્મો ધરી આપણે એજ સુખની પાછળ ફરતા ફરી ત્યાં ને ત્યાંજ રખડીએ છીએ. સુખ અને આપણી વચ્ચે એટલુ ને એટલુજ છેટુ છે. પ્રેમ અને સુખને નામે ભ્રમિત થઇ આપણે અવાટવીમા ભટકીએ છીએ. પ્રેમને નામે પુત્રપૌત્રાદિપર આપણે મોહ રાખીએ છીએ, અને તે પ્રેમને નામે પુન તેમના તરફથી પ્રેમની આશા રાખીએ છીએ. આ પ્રમાણે મોહને પ્રેમ કે સુખ માની આપણે ગાંડા કે ઠગાએલા મનુષ્યની પેઠે ભટક્યા કરીએ છીએ, પણ જેમ જેમ આપણી ઝડપ વધતી જાય છે તેમ તેમ સુખની ગતિ પણ ઉતાવળી થતી જાય છે અને છેવટે આપણે તો ત્યાના ત્યાંજ હોઇએ છીએ

આપણે એમ ઇચ્છીએ છીએ કે આપણે હમ્મેશાં સુખીજ રહીએ અને દુ ખ આપણાથી દૂર રહે, આવી ઇચ્છામા આપણે રાત્રિ દિવસ ભટક્યા કરીએ છીએ. અહી સુખ હશે એમ જણાતાં તરત આપણે ત્યા દોડી જઇએ છીએ, પણ ત્યા જતા તો આપણે માત્ર દુ ખના કાંટાનોજ અનુભવ કરીએ છીએ. અનંત-કાળથી આ જગત એજ રીતે ચાલતુ આવ્યું છે. આપણે આપણા જીવનના એકે એક પ્રસંગનો વિચાર કરીએ તો સુખનુ માત્ર સ્વપ્નજ જણાશે અને આ સ્વપ્ન જેવા સુખને માટે આપણે શુ શુ નથી કર્યું? આપણા પ્રયત્નના પ્રમાણમાં પ્રાપ્તિ કેટલી નજીવી છે?

સોલન નામે એક તત્ત્વવેત્તા થઇ ગયો છે. તેને ક્રિસસ રાજાએ એક દિવસ કહ્યું: "સમસ્ત જગતમા એશિયા માઇનોર (મારો દેશ) એજ એક સુખભૂમિ છે." સોલને પૂછ્યુ, "મહારાજ, આ સુખભૂમિમાં સુખી કોણ છે? મે તો કોઇ માણસને અત્યન્ત સુખી જોયો નથી." ક્રિસસે કહ્યુ. "હુંજ જગતમાં સૌથી સુખી

માણસ છુ." સાધુ પુરૂષ સોલને કહ્યુ "મહારાજ! ધીરજ ધરો. તમારા જીવનના અંત સમયેજ આ વાતનો નિર્ણય થઇ શકે તેમ છે." આમ કહી તે ચાલ્યો ગયો. સમય જતા ઇરાની લોકોએ રાજા ક્રિસસના દેશ પર ચઢાઈ કરી ક્રિસસ હારી ગયો અને કેદ પકડાયો. ઇરાનના રાજાએ તેને જીવતો બાળી નાખવાનો હુકમ કર્યો ચિતા સળગાવવામા આવી આ વખતે ક્રિસસને સોલનના શબ્દો યાદ આવ્યા અને તે "સોલન! ઓ સોલન!" એમ પોકારી ઉઠયો આમ પોકાર કરવાનુ કારણ તેને પૂછવામા આવતા તેણે આપવીતી અથથી ઇતિ પર્યન્ત કહી સભળાવી આથી ઇરાનના રાજાને દયા આવી અને તેનો જીવ બચાવ્યો

એજ પ્રમાણે આપણી દરેકની સ્થિતિ છે. આપણે અનેક દુ:ખો, અનેક સંકટોનો અનુભવ કર્યો છે જીવનને જાણવાનો આપણને અનેકવાર અવકાશ મળ્યો છે, પણ પૂર્વનો દેહાધ્યાસ એટલો બધો દઢ થઈ ગયો છે કે જાણવા જોવા છતા પણ વારવાર આપણે તેમાંજ ફસાઇએ છીએ આપણે સુખ સમજી દોડીએ છીએ અને જેટલી આપણી ઝડપ છે તેટલાજ જોરથી કુદરત લાત મારી આપણને પાડી દે છે, આપણી સુખની સર્વ યોજનાને ધૂળધાણી કરી નાખે છે, પણ હાર્યો જુગારી બમણું રમે એ પ્રમાણે આપણે ગાડાની પેઠે આશાના પ્રવાહમા ખેચાતાજ જઇએ છીએ આવી રીતે વારવાર નિરાશાનો અનુભવ કરવા છતાં પણ આપણે આશાના મોટા મોટા કિલ્લાઓ બાંધીએ છીએ. અહા! મનુષ્યની આ દશા કેટલી દયાપાત્ર છે!

પૂર્વ કાળમાં હિન્દુસ્તાનમા એક મોટા રાજાને કોઇએ ચાર પ્રશ્નો પૂછયા, તેમા એક આ પ્રમાણે હતો "રાજા, આ જગતમા સૌથી આશ્ચર્યકારક વસ્તુ કઇ છે?" તેણે જવાબ આપ્યો "આશા" આશાજ સૌથી અજબ વસ્તુ છે. રાત્રિ અને દિવસ સેકડો માણસોને આપણી આસપાસ મરણ પામતા અને દુ:ખમા રીબાતા આપણે જોઇએ છીએ, છતા આપણે તો જાણે કોઈ દિવસ મરવાના કે દુ:ખના પંજામા સપડાવાના નજ હોઇએ એવી રીતે વર્તીએ છીએ! દુ:ખને જોયા છતા દરેક માણસ એમજ માને છે કે તેને તો સુખજ મળશે! કોઇ તેને એમ સિદ્ધ કરી આપે કે તેની આશાજ નિરાશાનુ મૂળ છે, જગતમાં સુખ અને દુ:ખ ઉભય છે ખરા, પણ તેમાં સુખ તો માત્ર ભાવનામાજ હોય છે, બાકી અનુભવમાં તો દુ:ખજ જોવામા આવે છે છતા આશાના પાસમા બધાયલો જીવ સુખ, સુખ અને સુખનીજ ઝખના કરે છે કોઈ પણ માણસ બધી રીતે સુખી હોય તેમ નથી. "કાચા તનુ તણો તાણો સંસાર છે, સાત સાંધુ ત્યારે તેર તૂટે" એવીજ સંસારની સ્થિતિ છે કોઇ માણસ પાસે પુષ્કળ ધન હોઇ, ખાવાને પૂરતુ મળતુ હોય તો તેને અજીર્ણનો રોગ થાય છે, અને આ રીતે ખાવાનુ પુષ્કળ હોવા છતાં પણ તે ખાઇ શકતો નથી, અને જે ગરીબની ખાવાની જિજ્ઞાસા પુષ્કળ હોય

તેને અન્નના સાંસા હોય છે વળી કોઇ ધનવાન હોય તો તેને સતતિ હોતી નથી અને દુકાળીઆ અને ગરીબને ત્યાં છોકરા છૈયાનું એક નાનું સરખું લશ્કર હોય છે, તેથી તેમનાં ખાવાપીવાના સાધનો માટે પણ બિચારાને ચિન્તા કરવી પડે છે. આમ થવાનું કારણ શું ' એમ કોઇ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર એજ છે કે આ સસારમાં સુખ અને દુઃખને છૂટા કરી શકાતા નથી ? ઉભય એકજ સિક્કાની બે બાજુ છે જ્યાં સુધી એ સિક્કાની હસ્તી છે ત્યાં સુધી એ બાજુઓની હસ્તી પણ હોવાનીજ. જે સુખને શોધે છે તેણે દુઃખને ભેટવા તૈયારજ રહેવું જોઇએ. આ સસારમાં જ્યારે સુખ અને દુઃખ બનેનું અસ્તિત્વ છે, ત્યારે માત્ર સુખજ આપણને મળે એમ ઇચ્છવું એ કેટલું ખોટું છે ? આ ઇચ્છાજ આપણા દુઃખનું મૂળ છે સુખની ઇચ્છા અર્થાત્ સુખની આશાથી આપણે એટલા બધા પરાધીન થઇ ગયા છીએ કે આપણી ઇંદ્રિયો પણ આપણા તાબામાં રહેતી નથી.

હું બોસ્ટન શહેરમાં હતો ત્યારે એક તરૂણ પુરૂષ મને મળ્યો. તેણે મારા હાથમાં એક લખેલા કાગળનો કટકો આપ્યો, તેમાં લખ્યું હતું કે,–"જગતમાં સર્વ સપત્તિ અને ધન તમારાજ હોવાથી તે પ્રાપ્ત કરવાની કળા શીખનારે મારી પાસે આવવું. ફી રૂપીઆ પદર " તેણે આ કાગળ મને આપીને કહ્યું " કેમ તમારો શો વિચાર છે ? " મે તેને કહ્યુ: " ભલા માણસ, આ કાગળ છપાવવાના પૈસા તો તું પહેલા મેળવી લે પછી જગતની સપત્તિ મેળવવાનું બીજાને શીખવજે." તે મારા કહેવાનો ભાવાર્થ સમજી શક્યો નહિ. તેના મનમાં એજ વિચાર ઘર કરીને બેઠો હતો કે ' ધન અને સુખ કઈ પણ મહેનત કે માથાકુટ કર્યા સિવાય મેળવી શકાય છે, ' અને ઘણા મનુષ્યોની સ્થિતિ એવીજ હોય છે માણસો બે પ્રકારનાં હોય છે, એક આશાવાદી જે જગતને રમ્ય સુખ અને સપત્તિનું સ્થાન જુએ છે. બીજા નિરાશાવાદી જેમને સર્વત્ર દુઃખ અને નિરાશાનુજ ભાન થાય છે. કરોડો મનુષ્યોમાથી કોઇકનેજ જગતને તેના ખરા સ્વરૂપમા જોવા જેટલી બુદ્ધિ હોય છે. બાકીના તો કોઇ કલ્પનામાં તો કોઇ માત્ર વિષયવાસનાના ક્ષેત્રમાં ભટકનારા હોય છે. ' આપણે જે વસ્તુને માટે પ્રયત્ન કરીએ છીએ તે કોઇ પણ કાળે મળનાર નથી ' એમ કદિ પણ તેમને જણાતું નથી, તેથી રાત્રિ દિવસ સસારના આડા અવળા ધક્કા અને પ્રહારો સહન કરતા તેઓ એટલા બધા વિવેકશૂન્ય થઇ જાય છે કે અત પર્યંત જગતમા દુષ્ટપણા સિવાય તેમને કઇ દેખાતુંજ નથી. વૃદ્ધ છતાં યુવાનોના જેવા પ્રયત્નોમાં તેઓ કઈ કઇ પ્રકારની માથાફોડ કરતા હોય છે. થોડકજ એવા મનુષ્યો હોય છે કે જેઓ વિવેકથી જાણે છે કે, ' ગુલાબ છે ત્યાં કાંટા હોય છે, ' અને કાંટાને સહી શકે તેજ ગુલાબની ગંધનો ભોક્તા થઈ શકે છે. દુઃખની સાથે સુખ અને સુખની સાથે દુઃખ

સુથાએલું છે જેમ દુઃખથી દૂર ખસવા યોગ્ય છે તેમ સુખને પણ નમસ્કાર કરવા યોગ્ય છે; કારણ કે તે બને એકજ માના પુત્રો છે. જેમ દુઃખના પાછળ ભટકવું એ મનુષ્યની મહત્તાને લાંછન રૂપ છે, તેમજ સુખની પાછળ ભટકવુ એ પણ તેની મહત્તાને કલંકરૂપ છે. બુદ્ધિશાળી મનુષ્યે સુખ તેમજ દુખ ઉભયને સમાન માની ઉભય તરફ ઉપેક્ષા વૃત્તિ કરવી જોઇએ. મનુષ્ય મુક્તિને ઇચ્છે છે, મુક્તિજ તેના દરેક કર્મમા હેતુરૂપ હોવા છતાં મનુષ્ય સુખ દુઃખની પાછળ ભટક્યા કરે છે તેનુ કારણ શુ ? આમ પ્રશ્ન થવાનો સભવ છે. આમ થવામા મનુષ્યની વિવેકદૃષ્ટિનો અભાવજ કારણરૂપ છે. સત્ય શુ અને સુખ શુ ? શ્રેય શુ અને પ્રેય શુ ? એની પરીક્ષા કરવામાજ મનુષ્ય ભૂલથાપ ખાય છે. એજ તેની ભ્રમણાનુ કારણ છે અને તેથીજ તેને સખત ફટકા લાગે છે જ્યારે દુખ કે આપત્તિથી તે ઘેરાય છે ત્યારે દુઃખી થઇ રડે છે. કુદરત તેને કઇક લાલચ આપે છે અને તે પોતાનુ દુઃખ વિસ્મરી જાય છે. પુન. તે દુખનો અનુભવ કરે છે. કુદરત પુન. તેને કંઇક સુખની આશા આપે છે અને મૂર્ખ મનુષ્ય હસવા માંડે છે.

સાધુ પુરૂષો સુખ કિંવા દુખ એ ઉભય સ્થિતિમા સતોષ પામતા નથી. તેઓ દૃઢતાથી પોતાના મનમા ઠસાવી રાખે છે કે ગમે તેટલાં સુખો હોવા છતા તેમાંથી સતોષ થવાનો સભવ નથી, અને ગમે એવા અસહ્ય દુઃખો હોય છતા તે નિરંતર રહેવાના નથી. આપણે અનેક સપત્તિવાન મનુષ્યોને રાત અને દિવસ સુખની પાછળ ભટકતા જોઇએ છીએ તેઓ અનેક પ્રકારના વૈભવો ભોગવે છે છતાં પ્રતિ પળે તેઓ કઇંક ને કંઇક નવીન વૈભવની ઇચ્છા રાખે છે. સર્વ વૈભવો જીર્ણ થઈ જાય છે અને કંઇક નવીન કંઇક વધારે રમ્ય મળવાની ઇચ્છા હમેશાં જાગૃતજ રહે છે. આપણે જોઇ શકીએ છીએ કે દરરોજ અનેકાનેક નવીન શોધો મનુષ્યને સુખ આપવાના હેતુથી થાય છે એક ક્ષણભરના સુખ માટે કેટલાયે મગજો અને કેટલાએ હાથો કામ કરે છે, પણ એ ક્ષણભરનો સમય જતાં એ વસ્તુ કે વૈભવ જીર્ણ થઇ જાય છે અને જેટલા પ્રમાણમાં સુખ ભોગવવાની જિજ્ઞાસા તીવ્ર હોય તેટલાજ પ્રમાણમાં તેના ઉપભોગ પછી નવીન સુખોપભોગની લાલસા પણ તીવ્ર થાય છે મનુષ્યોનો મોટો ભાગ ગાડરીઆ પ્રવાહ જેવો છે. જો આગલુ એક ઘેટુ કુવામાં પડે તો બીજાં પણ તેની પાછળ ઝંપલાવે છે. એજ રીતે સમાજમાં પણ કોઇ આગેવાન જે કંઇ કરે છે તે પ્રમાણે બીજાઓ આંખ મીંચીને કર્યા જાય છે. જો એકાગ્ર ચિત્તેથી સસારના સુખો, વૈભવો અને મોજમઝાઓનો વિચાર કરવામાં આવે તો તરતજ એમ જણાય કે એ સુખ વાસ્તવિક નથી, એ તો ગુલામગીરી છે. કોઇના તરફથી બે વખાણના શબ્દો કહેવામાં આવે તો આપણે એકદમ ખુશી થઇ જઇએ અને કોઇ બે કડવાં વચનો કહે તો

આપણે દુ:ખી થઇએ, એ ગુલામગીરી નહિ તો બીજું શું છે? એક રોટલીના કકડા ને પાણીના પ્યાલા માટે, પોષાક કે બાહ્ય ઠાઠને માટે, સ્વદેશવાત્સલ્ય કે કીર્તિને માટે આપણે આપણું સ્વત્વ કે જેની મહત્તા પાસે મમે તેવી લાલચો તૃણવત્ છે તેને વેચી નાખીએ છીએ. આ ગુલામગીરીમાં સપડાએલા મનુષ્યો પોતાનું સ્વત્વ ખોઇ બેસે છે, અને તેમનો પવિત્રાત્મા લાલચમાજન્ય અહંકારના પડદામાં છૂપાઇ જાય છે આમ જેને આપણે માણસ કહીએ છીએ તે વાસ્તવિક રીતે એક ગુલામ છે. જ્યારે વિવેકબુદ્ધિથી તમને પોતાની આ બંધનવાળી સ્થિતિનું ભાન થાય છે, અને એ ભાન દૃઢ થાય છે ત્યારેજ તેમાંથી મુક્ત થવાની જિજ્ઞાસા જાગૃત થય છે અને તીવ્ર થાય છે જેમ એક મનુષ્યના માથા ઉપર બળતા અંગારાનો કટકો મૂકતા તે તેને ફેંકી દેવા આકુળ વ્યાકુળ થઇ જાય છે; તેજ પ્રમાણે જે મનુષ્ય જ્ઞાનની દ્રષ્ટિથી સમજી શકયો છે કે તે પ્રકૃતિનો ગુલામ છે તે એવી ગુલામગીરીની સ્થિતિમાંથી મુક્ત થવા આકુળ વ્યાકુળ થઇ જાય છે.

મુમુક્ષુતા પછીનું પગથીયું નિત્યાનિત્યવિવેક છે. આ જગતમા નિત્ય વસ્તુ કઇ અને અનિત્ય કઈ છે, ચિરકાળ ટકી રહે તેવી અને ક્ષણભંગુર કઇ, આનો નિત્ય વિચાર કરવો જોઇએ. પરમેશ્વર સિવાય વસ્તુ માત્ર અનિત્ય અને ક્ષણભંગુર છે, એ વાત મુમુક્ષુએ પોતાના મનમાં વારંવાર ઠસાવવી જોઇએ વિશ્વમાં દેખાતી દરેક વસ્તુ અને સ્થિતિ અંતવાળી છે. પશુ પક્ષી અને મનુષ્યો બધાં મરણશીલ છે સૂર્ય, ચંદ્ર અને અન્ય વિવિધ ગૃહો તથા ઉપગ્રહોનો પણ અંત આવવાનો છે વળી દરેક વસ્તુની સ્થિતિ પણ એકની એક રહેતી નથી. આજે જ્યાં આપણે એક પર્વત જોઇએ છીએ ત્યાં કેટલાક વખત પછી એક સમુદ્ર થઇ જાય છે! કોઇ પણ વસ્તુ એવી નહિ હોય કે જે એક ક્ષણ ભર પણ પોતાની સ્થિતિને ટકાવી શકવા સમર્થ હોય. જે કોઇ પણ સમયે બદલાય નહિ, જેની સ્થિતિમાં કોઇ વાર પણ રૂપાન્તર થાય નહિ એવો તો માત્ર એક પરમાત્માજ છે. આપણે પ્રત્યેક ક્ષણે રૂપાન્તરને પાત્ર હોઇએ છીએ કંઇક આપણામાં આવે છે ને કંઇક જાય છે, પણ જેમ જેમ આપણે પ્રભુની સમીપ જતા જઇએ છીએ તેમ તેમ એ રૂપાન્તર ઓછા પ્રમાણમાં થાય છે, અને જે સૃષ્ટિનિયમો, માન, અપમાન, રાગ, દ્વેષ ઇત્યાદિથી આપણે બંધાએલા છીએ તેનાં બંધનો શિથિલ થતાં જાય છે, અને આ પ્રમાણે ઉન્નતિ થતી જઇ પરમાત્માની સાથે એકરૂપતાનો અનુભવ થતાં પરિણામે એ સૃષ્ટિના નિયમો, એ ગુલામગીરીની સ્થિતિનો નાશ થાય છે. પરિણામે આપણે એ નિયમોના સ્વામી થઇએ છીએ. સૃષ્ટિના નિયમો આપણે વશ વર્તે છે. ગુલામગીરીમાંથી સ્વામિત્વ પ્રાપ્ત કરવાનો આજ એક રાજમાર્ગ છે.

ઉપર્યુક્ત સાધનોની પરંપરાથી પરમાત્મા અને આત્માના ઐક્યનો સાક્ષા-

ત્કાર થતા, આ જગતમા આપણને બીજી કોઇ પણ વસ્તુની આવશ્યકતા રહેતી નથી આપણો આત્મા કે જે સર્વજ્ઞ અને સપૂર્ણ છે, તેને જાણ્યા પછી બીજુ કશુજ જાણવાનુ રહેતુ નથી. આત્મા પોતે તો એવો પવિત્ર અને પૂર્ણ છે કે તેને પવિત્ર કરવા માટે આપણે કઇ પણ કરવાનુ નથી. અહકારજન્ય માયાના અનેક આવરણોનો એ પવિત્ર આત્માની આડો પડદો થઇ ગયો છે, તેનેજ માત્ર આપણે દૂર કરવાનો છે અહકારના પડદાને ચીરી નાખવો એજ આપણુ કર્તવ્ય છે તે કર્તવ્ય બજાવતાજ આત્મા પોતાની સ્વભાવસિદ્ધ પવિત્રતા, અમર્યાદ ઉદારતા અને સપૂર્ણ સ્વતત્રતા પ્રદર્શિત કરે છે

હવે કોઇ પ્રશ્ન કરશે કે આત્મજ્ઞાનને માટે આવી સાધનની પરપરાની માથાફોડ શા માટે ? તેનો ઉત્તર એજ કે પરમેશ્વરપ્રાપ્તિનો માર્ગ અનુભવગમ્ય છે, ઇંદ્રિયગમ્ય નથી એ માર્ગ આંખોથી દેખાય કે કાનોથી સભળાય કિવા માત્ર મન-વડે અનુમાનગમ્ય થાય તેમ નથી. ભલે જગતમા અસ્તિત્વ ધરાવતા દરેક ધર્મ-ગ્રથો આપણે વાચી જઇએ, પણ તેથી ધર્મના કક્કાનુ પણ જ્ઞાન થવુ અસભ-વિત છે ભલે આપણે ઇશ્વર અને આત્માના સબધમા આખા જીવન સુધી વાતો કર્યા કરીએ, ભલે જગતમાં આપણે અત્યન્ત અને અદ્વિતીય બુદ્ધિસપન્ન ગણાતા હોઇએ, તથાપિ તે બુદ્ધિ પરમેશ્વરનુ જ્ઞાન પ્રાપ્ત કરાવવાને સમર્થ થાય, કિવા તેથી આપણે ઇશ્વરને જાણી શકીએ એ સભવિત નથી. એટલુંજ નહિ પણ ઘણીવાર મહા બુદ્ધિશાળી પુરૂષોને પણ નાસ્તિક અને ધર્મમાં અશ્રદ્ધાળુ થઇ જતા આપણે જોઇએ છીએ મારે અત્રે એમ પણ કહેવુ જોઇએ કે પરમાત્મા અને અત કરણના સબધમા વિચાર કર્યા વિના કેવળ બુદ્ધિવિષયક શિક્ષણની પાછળ પડવામા પાશ્ચાત્ય સુધારાની એક ભ્રમણા છે માત્ર બુદ્ધિને કેળવવાથીજ, માત્ર બુદ્ધિશાળી થવાથી મનુષ્ય દશગણો સ્વાર્થી થાય છે અને એ કેળવણી અવશ્ય તમારા પાશ્ચાત્ય દેશોને હાનિકર્તા થશે. આપણા અત કરણની સાત્વિક વૃત્તિ નિર-ન્તર જાગૃત રહે એ આપણી કેળવણીનો ઉદ્દેશ હોવો જોઇએ, એજ આપણો સુધારો હોવો જોઇએ. જ્યા બુદ્ધિ અને અત કરણમા મતભેદ થવાનો પ્રસગ ઉત્પન્ન થાય ત્યા અત કરણ કહે તે માર્ગે વળવુ એ વિશેષ હિતાવહ છે એકાદ સત્કર્મ કરવાની ઇચ્છા થતા બુદ્ધિ તરતજ તેના સારાસારનો વિવેક કરવા માડે છે, અને સારાસારમા સ્વાર્થનો ભાગ પ્રબળ થતા સત્કર્મની ઇચ્છાને શાન્ત કરી દે છે દાખલા તરીકે કોઇ દુર્બળ મનુષ્યને મદદ કરવાની ઇચ્છા ઉત્પન્ન થતાં મન ઝટ કહે છે કે, આ લુચ્ચો તો નહિ હોય ? શા માટે ઉદ્યોગ નથી કરતો ? આવાને મદદ કરવી એ તો આળસને ઉત્તેજન આપવા બરાબર છે. આ પ્રમાણે બુદ્ધિ નિશ્ચય કરી લે છે કે તે મદદને પાત્ર નથી, અને તેમ થતાં તે દુર્બળ મનુ-

ધ્યને જોઇ અંતઃકરણમાં ઉત્પન્ન થએલી દયાની ભાવનાનો ધ્વંસ થાય છે. આ પ્રમાણે બુદ્ધિના આશ્રયથી આપણે એક પવિત્ર ભાવનાનો નાશ કરી નાખીએ છીએ બુદ્ધિજન્ય વિચારની પરંપરાથી આપણી સ્વાર્થભાવના જાગૃત થાય છે અને નિઃસ્વાર્થ વૃત્તિ, ઉદારતા, પ્રેમ આદિ અંતઃકરણના ગુણોની આપણે ઉપેક્ષા કરીએ છીએ અત્યન્ત બુદ્ધિશાળી મનુષ્યને જેનું સ્વપ્ન પણ નહિ આવી શકે એવી પ્રેમની ગુહ્ય ગુફાઓમાં જવાને તો અંતઃકરણજ શક્તિવાન છે જ્યાં પ્રભુ અને મનુષ્યનો ભેટો થાય છે એવા પવિત્ર સ્થાનમાં તો અંતઃકરણજ જઇ શકે છે. બુદ્ધિ ગમે તેટલા પ્રયત્નો કરે પણ એ પ્રદેશમાં જવાને તે અસમર્થ છે.

અલ્લાકું મિલા ચાહે તો તુ "મય" કું વિસરજા!

ગર હક કીયા ચાહે તો તુ 'શીર' કું વિસરજા!

પ્રેમથીજ પ્રભુને ભેટી શકાય છે ઇશ્કથીજ તેના દર્શનનો લાભ લઇ શકાય છે શુષ્ક અને પ્રેમ વિનાની બુદ્ધિ પ્રેમના માર્ગમાં પ્રવેશી શકતી નથી આપણામાં પ્રેમનો ઉભરો લાવનાર, પ્રેમની મસ્તીમાં આ દુનિયાને પણ ભુલાવી દેનાર માત્ર અંતઃકરણજ છે અંતઃકરણવાળો મનુષ્યજ પ્રેમનો અનુભવ કરી શકે છે. બીજાને પ્રેમવશ કરી શકે એનો જુસ્સો માત્ર તે મનુષ્યજ દર્શાવી શકે છે કે જેનું અંતઃકરણ જાગૃત હોય બુદ્ધિ એ જ્ઞાનનું સાધન છે, અંતઃકરણ એ લાગણીનું સાધન છે અહીં કોઇ પ્રશ્ન કરશે કે બુદ્ધિનું તેજ આપણે પ્રત્યક્ષ કરી શકીએ છીએ, જ્યારે અંતઃકરણનું તેજ દેખાતું નથી. બુદ્ધિનું તેજ અને બુદ્ધિનું સામર્થ્ય તરતજ અને વિશેષ દેખાય છે એ વાત ખરી, પરંતુ અંતઃકરણનો પ્રકાશ થતાં, પ્રેમની જાગૃતિ થતાં બુદ્ધિનું સામર્થ્ય તેની પાસે શૂન્યવત્ ભાસે છે જગતમાં જે જે સાધુ પુરૂષો થયા છે, જેમના નામથી આજે આપણે પોતાને પવિત્ર થએલા માનીએ છીએ, જેમની કૃપાથી મનુષ્યને ખરા મનુષ્યપણાનો માર્ગ મળ્યો છે, તે બધા અંતઃકરણની જાગૃતિથીજ પવિત્ર થઈ પૂજ્ય થયા છે. આપણે સાધારણ કોટીના મનુષ્યોમાં અંતઃકરણની જાગૃતિ ઘણાજ થોડા પ્રમાણમાં જોઇએ છીએ. એક પ્રૉફેસરની સાથે એક સાધારણ માણસની સરખામણી કરવામાં આવે તો તેનું જ્ઞાન દયાને પાત્ર જણાય છે અને તેનું અંતઃકરણ થોડુંજ જાગૃત હોય છે, તથાપિ એજ પ્રૉફેસર જ્યારે સેતાનને પણ લજ્જામાં નાખે એવાં નીચ અને પ્રાપંચિક કાર્યો કરી શકે છે, ત્યારે પેલા અજ્ઞાન માણસને તેમ કરવાનો વિચાર પણ આવી શકતો નથી. લાગણીવાળા કે જાગૃત અંતઃકરણના મનુષ્યે કોઈ વાર પણ સેતાન જેવા કામો કર્યાં હોય એમ બન્યું નથી. આપણે જો પ્રભુપ્રાપ્તિની, આત્મ-સાક્ષાત્કારની જિજ્ઞાસા હોય તો બુદ્ધિથી પર જઈ અંતઃકરણને જાગૃત કરવા આપણે પ્રયત્નવાન થવું જોઇએ. જે સ્થિતિને પામવા માટે આપણો જીવનભરનો

પ્રયત્ન છે તે સ્થિતિ અંતઃકરણથીજ પ્રાપ્ત થઈ શકે તેમ છે. માણસનું જ્ઞાન, વિવેકબુદ્ધિ, તારતમ્યજ્ઞાન અને અંતઃકરણ એ સર્વ આ વિશ્વરૂપી સાગરમાં મંથન કરે છે. આ વિશ્વનું મંથન કરતાં કરતાં છેવટે માખણ મળે છે જેમનું અંતઃકરણ જાગૃત છે, જેમણે લાગણી સરકારી કરી છે એવા સાધુ પુરૂષો આ માખણનોજ ઉપભોગ કરે છે અને છાશ બુદ્ધિશાળી મનુષ્યોના ભાગ્યમાં રહે છે

આજના વિવેચનમાં જે જે સાધનો પ્રાપ્ત કરવાનું કહેવામાં આવ્યું તે સર્વ આ માખણ, આ પ્રેમ, ઉદારતા, વિશ્વવ્યાપી સમભાવ, પ્રાપ્ત કરવા માટે છે. પરમેશ્વરને પામવા માટે, હરિને ભેટવા માટે બુદ્ધિનું બળ સર્વથા નિરર્થક છે. એક સાધુ પુરૂષે એક વેળા મને કહ્યું હતું કે, "બીજાઓને મારવાની ઇચ્છા રાખનારને તલવાર અને ઢાલ તથા એવાં બીજા શસ્ત્રોની જરૂર છે, પણ જેણે આત્મઘાત કરવાનો હોય તેને તો એક સોય પણ બસ છે" તેજ રીતે બીજાઓને શિક્ષણ આપવું, જગતની દ્રષ્ટિમાં પોતાને બુદ્ધિમાન જણાવવો હોય તો વિશાળ જ્ઞાન અને અભ્યાસની જરૂર છે, પણ જ્યાં પોતાનેજ સમજાવવાનું હોય ત્યાં એમાંના કશાની જરૂર નથી એકજ પ્રશ્નથી આપણા અધિકારનો નિર્ણય થઇ જાય છે આપણા અંતઃકરણ નિર્મળ છે? આપણાં કૃત્ય લાગણી યુક્ત છે? જો તેમ હોય તો પ્રભુને ભેટવાના આપણે સંપૂર્ણ અધિકારી છીએ. બાઇબલ પણ કહે છે કે વિશુદ્ધ અંતઃકરણવાળાજ ભાગ્યશાળી છે, કારણ કે તેઓ પ્રભુને મળવાના અધિકારી થઇ ચૂક્યા છે અને જો આપણું અંતઃકરણ જાગૃત ન હોય તો ભલે દુનિયાના સર્વ ધર્મગ્રંથો આપણે મુખે હોય, છતાં તે નિર્માલ્યજ છે એ પણ એક જાતની ઉપાધિ જ છે અને એ ઉપાધિથી ઉપાધિની પાર જઇ શકાય એ સંભવિત નથી. ઉપાધિથી મુક્ત નિર્મળ અંતઃકરણથીજ લક્ષ્ય સ્થાને પહોંચી શકાય છે. નિર્મળ અંતઃકરણજ બુદ્ધિથી પર જોઇ શકે છે અને જઇ શકે છે; તેવો મનુષ્ય પ્રેમના ઉભરામાં મસ્ત બની જાય છે. મસ્તીનો અનુભવ બુદ્ધિ માટે દુર્લભ છે ઘણીવાર નિર્મળ અંતઃકરણની પ્રેરણા થતાં બુદ્ધિ તેની સામે થાય છે, પણ આવા પ્રસંગમાં કદાચ અંતઃકરણની લાગણી અવિવેકયુક્ત જણાતી હોય તોપણ તેને શરણે જવું વધારે સારૂં છે. અંતઃકરણ દયા, મમતા, ઉદારતાથી ઉભરાઇ બીજાઓનું ભલું કરવા પ્રેરાય છે ત્યારે બુદ્ધિ તેમાં કંઇક તર્ક વિતર્કો કરે છે, પણ અંતઃકરણનેજ પૂછો. અંતઃકરણની સલાહ પ્રમાણેજ કરો અને તેમ કરતાં કદાચ ભૂલ પણ થતી હશે; તોપણ બુદ્ધિનેજ આશ્રયે રહી સત્કર્મ ન કરવા કરતાં ભૂલભર્યું પણ ભલું કરવાથી તમને પરિણામે લાભજ છે. સત્યનું પ્રતિબિંબ શુદ્ધ અંતઃકરણમાંજ સ્પષ્ટ પડે છે. અને ઉપર જણાવેલાં શમદમાદિ સાધનો પણ સર્વ અંતઃકરણની શુદ્ધિ માટેજ છે. અંતઃકરણ શુદ્ધ થતાં સર્વ સત્ય તેમાં પ્રત્યક્ષ થાય છે અને મનુષ્ય

નિર્ભય, અસંશય થઇ સત્યની પ્રતીતિ કરી શકે છે

અણુઓ, પરમાણુઓ અને જગતના તત્ત્વોની અવનવી શોધોની વાતો આપણે આજે સાંભળીએ છીએ, પણ તેની શોધ તો હજારો વર્ષ પહેલા એવા મનુષ્યોએ કરી છે કે જેમને સૂક્ષ્મદર્શક યંત્ર કે દુર્બીન જેવા પદાર્થોનું જ્ઞાન પણ નહિ હોય! તેમણે પોતાના અંતઃકરણરૂપી યંત્રથીજ એ બધી શોધ કરી છે, અને તેને અસત્ય ઠરાવવા કે તેમા કંઇ ન્યૂનાધિકતા દર્શાવવાને આપણા જડ યંત્રો સમર્થ નથી. અંતઃકરણ નિર્મળ હોય એટલે સત્યનું પ્રતિબિંબ તેમા અવશ્ય પડેજ. આજે પણ અંતઃકરણને જાગ્રત કરી આપણે સત્યનું દર્શન કરી શકીએ છીએ. અંતઃકરણની જાગૃતિથી, પ્રેમના વિકાસથી, લાગણીના ઉત્તેજનથીજ જગતનું દુઃખ, જગતના કલહ અને કકાસ ઓછા થવાનો સંભવ છે, બુદ્ધિની ઉન્નતિથી તેમ થવાનો સંભવ નથી.

આજે જગતમાં બુદ્ધિનો ખૂબ વિકાસ થયો છે, પણ તેનું પરિણામ શું આવ્યું છે? સેંકડો પ્રકારની વિદ્યાની શાળાઓ ઉત્પન્ન થઇ છે, અનેકાનેક યાંત્રિક શોધો થઇ છે અને પરિણામે કેટલાક પૈસાદાર થયા છે, પણ બીજા અનેક તેમને લીધે ગુલામગીરીની સાંકળમાં બંધાયા છે. દાખલા તરીકે મીલ ચલાવવા જેટલાં સાધનો કોઇનેજ હોય છે, બાકી તેમા કામ કરનાર હજારોના નશીબમાં તો ગુલામગીરીજ લખાએલી છે. એ શોધોને પરિણામે માણસની કૃત્રિમ જરૂરીઆતો વધી ગઇ છે, મોજ શોખના સાધનો વૃદ્ધિ પામ્યા છે, અને માણસ ગમે તેટલો ગરીબ હોય તોપણ એ જરૂરીઆતોને પહોંચી વળવા લલચાય છે. નિર્ધન મનુષ્યનો ધન મેળવવા અવિશ્રાન્ત પ્રયત્ન કરવો પડે છે અને અંતે એમાંજ તેના જીવનની સમાપ્તિ થઈ જાય છે. મને કહેશો કે બુદ્ધિની ઉન્નતિથી આના સિવાય બીજો શું લાભ થયો છે? જગતનું દુઃખ બુદ્ધિજન્ય પ્રવૃત્તિથી, નવા નવા કાયદાઓ કરવાથી કે વિવિધ શોધોથી ઓછું થવાનું નથી. અંતઃકરણથીજ, પ્રેમની જાગૃતિથીજ જગતનું દુઃખ દૂર થઈ શકશે. જે બુદ્ધિ યાંત્રિક બળોની શોધમાં, શુષ્ક અભ્યાસનાં ચુંથણામા અને આંટી ઘુંટીવાળા વાદવિવાદોમાં વપરાય છે, તે બુદ્ધિનો જો જગતને વધારે વિશુદ્ધ, વધારે સરળ, વધારે માયાળુ, વધારે ક્ષમાવાન કરવામાં ઉપયોગ થયો હોત તો આજે જગતમાં જે સુખ છે તેના કરતાં હજારગણું વિશેષ હોત! હૃદયમાંજ હરિ વસે છે, હૃદયને સંસ્કારી બનાવો એટલે તેમાંથી હરિ બોલશે, બુદ્ધિને જાગૃત કરો એટલે તેમાંથી અહંકાર બોલશે.

જૂના બાઇબલના એક પ્રકરણમાંની એક વાત તમારા સ્મરણમાં હશે કે જ્યારે મુસાને કહેવામા આવ્યું હતું, કે તું તારા પગમાંથી ઉપાન કહાડી નાખ્ય કારણ કે જે સ્થળે તું ઉભો છે તે સ્થાન પવિત્ર છે. કહેવાનો ભાવાર્થ એજ કે

ધર્મનો અભ્યાસ આપણે માનપૂર્વક કરવો જોઇએ જે મનુષ્ય પવિત્ર અંતઃકરણથી, માનની લાગણીથી ધર્મનો અભ્યાસ કરવા જિજ્ઞાસુ થાય છે, તેજ પોતાનું અંતઃકરણ જાગૃત કરી શકે છે. તેવા મનુષ્યજ અંતઃકરણના દ્વાર ઉઘાડી પરમપવિત્ર સનાતન સત્યનું દર્શન કરી શકે છે.

કેવળ બુદ્ધિના બળથી કે બુદ્ધિની જિજ્ઞાસાથી જ્ઞાનમંદિરનું દ્વાર ઉઘાડતાં પરિણામ શું આવશે? તમારી બુદ્ધિને કસરત થશે. તમે તમારા છટાદાર અને લાલિત્યવાળાં ભાષણોથી સભારંજન કરી શકશો, લોકોની વાહ વાહ મેળવી શકશો, પણ તેથી આગળ તમે વધી શકશો નહિ; તમે સત્યને મળી શકશો નહિ! સત્યને મળવા માટે તો બુદ્ધિજન્ય ખટપટની જરૂરજ નથી. સત્ય તો સ્વતઃસિદ્ધજ છે. સૂર્યના દર્શન માટે મસાલનો ઉપયોગ શું યોગ્ય છે? સૂર્યના અસ્તિત્વને માટે વળી વાદવિવાદની પણ જરૂર હોઈ શકે કે? સૂર્યને બતાવવા તો ફક્ત અંગુલિનિર્દેશનીજ જરૂર છે. વાદવિવાદ કે બૌદ્ધિક પ્રયત્નોની તેમાં જરા પણ આવશ્યકતા નથી. એજ પ્રમાણે સત્ય પણ સ્વતઃસિદ્ધ છે. તેની પ્રત્યક્ષ ભેટ થાય એજ સત્યની, સત્યતાની પ્રતીતિ છે. સત્યની સત્યતા માટે પણ જો સાક્ષી પૂરાવાની જરૂર પડે, તો પ્રથમ તો એજ શંકા થાય કે એ પૂરાવા સત્ય છે કે નહિ? એ સાક્ષી સત્ય કહે છે તેને માટે શું ખાત્રી? બુદ્ધિજન્ય પદાર્થોનું અસ્તિત્વ સિદ્ધ કરવા માટેજ આવાં સાધનોની જરૂર છે. સત્યને માટે સાક્ષી પૂરાવાની જરૂરજ નથી. શુદ્ધ અને લીન અંતઃકરણથી ઉત્કટ પ્રેમ રાખી તમે સત્યને માર્ગે પડશો કે અવશ્ય સત્ય પોતેજ તમારૂં માર્ગદર્શક થશે અને છેવટે પરમ સત્ય સાથે તમારો ભેટો થશે.

ઈશ્વર, આપણી ઇંદ્રિયોના પ્રભાવથી કે આપણી વિશાળ કલ્પનાશક્તિથી પ્રત્યક્ષ થાય તેમ નથી. ઇંદ્રિયોથી તેની ભેટ થવી અશક્ય છે આપણી મન શક્તિ, આપણી કલ્પનાશક્તિ ગમે તેટલી વિશાળ કરવામાં આવે, તથાપિ તે જગતથી દૂર જઈ શકવાને અસમર્થ છે, અને જ્યાં જગત છે ત્યાં પ્રભુ નથી. કોઇ પણ મનુષ્ય પરમાત્માની કલ્પના કરી શકે એ અશક્ય છે. પ્રભુ ઇંદ્રિયાતીત અને કલ્પનાતીત છે. જેમ ઇંદ્રિયોદ્વારા આપણે બાહ્ય કર્મ કરીએ છીએ તેજ પ્રમાણે અંતરની ઇંદ્રિયોદ્વારા આપણે વિચારાદિ કર્મોમાં પ્રવૃત્ત થઇએ છીએ. પણ પરમેશ્વર તો કર્મોથી પર હોઇ, આ શરીર અને મનોમય કોશદ્વારા પણ તેનો અનુભવ થવો સંભવિત નથી પરમેશ્વરને ભેટવાને માટે તો ઇંદ્રિયો અને મનનાં કર્મોથી ક્રમે ક્રમે પર જવાની જરૂર છે અને જેમ જેમ તમે એ ઉપાધિથી દૂર જતા જશો તેમ તેમ તમારા પોતાના મધ્યબિંદુ આત્માની સમીપ આવશો, અને આત્માની સમીપ આવતા જશો તેમ તેમ પ્રભુનો પુણ્ય સમાગમ લાભ પ્રાપ્ત કરી શકશો.

પરમાત્માના અનુભવને માટે કઇ પ્રમાણુની આવશ્યકતા છે ? તે પ્રત્યક્ષજ છે, તે સમીપજ છે. કોઇ મને પૂછે કે આ દિવાલના અસ્તિત્વ માટે પ્રમાણ શું ? તો હું એમજ કહું કે હું જોઉં છું એજ પ્રમાણ છે એ રીતે શમદમાદિ સાધનોથી અને અંતઃકરણને શુદ્ધ કરવાથી હજારોએ પ્રભુનાં દર્શન કર્યાં છે અને આજે પણ જો ચાહો તો તે તમારી સમીપજ છે, પણ એ સમીપના સબંધીને મળવા તમારા નેત્રાદિ ઇંદ્રિયો કે મનોમય કોષ એમાં ઉપયોગમા આવે તેમ નથી. કર્મ-ભૂમિકાની પાર ગયા વિના પ્રભુને મળી શકાય તેમ નથી. અવિશ્રાન્ત પ્રયત્ન કરો અને નિરન્તર આ એકજ વાતનું સ્મરણ કરો ! એક બે દિવસ અથવા બે ચાર માસના પ્રયત્નથી આ આપણા અનેક જન્મોના કર્મોથી પ્રાપ્ત થએલી ઉપાધિ દૂર થઈ જાય તેમ નથી. દૃઢતાપૂર્વક અને શ્રદ્ધાથી શમદમાદિનું પાલન કરતાં ધીરે ધીરે એ પાશ, એ ઉપાધિની ઘટ્ટતા ન્યૂન થાય છે અને છેવટે એ પડદો સર્વથા ફાટી જતાં આપણે પ્રભુને પ્રત્યક્ષ કરી શકીએ છીએ. પ્રભુનું પ્રેમમંદિર આપણે જાણી શકીએ, આપણે વિચારી શકીએ, આપણે સ્વપ્નમા કલ્પી શકીએ તેથી પણ પર છે. આ સ્થિતિને પ્રાપ્ત થતાં આપણી ભાષા પણ કઇ ઓર થઈ જાય છે. આપણી ભાષામાં કંઇક અજબ ખુમારીનું ભાન થાય છે. જગત તેને ગાંડપણ કહે છે, પણ ખરી રીતે ગાંડપણુંજ 'ડહાપણ' છે કલ્પનાથી જે વસ્તુ પર છે તેને કલ્પનામાં રચનાર જગત શી રીતે જાણી શકે ? તથાપિ જેણે જન્મ ધારણ કર્યો છે તેને વહેલું મોડું કોઇ કાળે પણ આ સ્થિતિને પામવાની જરૂર છે. કોઈ પણ અર્થ—કોઇ પણ જીવન વ્યર્થ જશે કે વ્યર્થ છે એમ માનવું એ ભ્રમણા છે. જગતમાં વ્યર્થ કે નિરાશાજનક જેવું કશું નથી. માણસ સેંકડો વખત પડે છે, હજારો વાર આખડે છે, અનેકવાર સંસારસાગરમાં ડૂબી જઇ તે પોતાના સુજનહાર અને પોતાના આત્માને ભૂલી જાય છે; પણ એક વખત એવો અવશ્ય આવશેજ કે જ્યારે તે જોઈ શકશે કે તેનામાં અને પ્રભુમા ભિન્નતા નથી, તે તેજ છે સીધા ચાલવાથી ઉંચે જવાતું નથી. આપણો માર્ગ મંડલાકાર છે. જે સ્થિતિમા આપણું મૂળ છે તે સ્થિતિને પુનઃ પહોચવું એ આપણો સ્વાભાવિક ધર્મ છે દરેક જીવાત્મા ભલે ગમે તેટલો નીચે જાય, છતાં સમય એવો પણ આવશે કે જ્યારે તેને ઉંચે જવુંજ પડશે. કોઇ પણ વસ્તુ કે પ્રાણીનો નાશ થતો નથી આપણી સર્વની ઉત્પત્તિ એકજ મધ્ય બિંદુમાંથી થઈ છે અને તે પરમાત્મા છે ઉચ્ચતમ કે અધમતમ જીવન પણ તેનુંજ છે અને તેના પ્રેમ પ્રતિ એ ઉભયનું વલણ થવું એજ સ્વાભાવિક છે. જેમાંથી સર્વ જીવો વ્યક્ત થયા છે, જેમા તેમનું અસ્તિત્વ ભાસે છે અને જ્યાં તેઓ પુનઃ જાય છે તે એજ પરમાત્માનું સ્વરૂપ છે



# ८–अमेरिकामां सर्व धर्मोनी परिषद्मां अपाएलां व्याख्यानो.

## અમેરિકામાં થએલા સ્વાગતનો ઉત્તર.

તા. ૧૧ મી સપ્ટેમ્બર ૧૮૯૩.

આય અમેરિકાવાસી બંધુઓ અને ભગિનીઓ,



આ સર્વ ધર્મોના પ્રતિનિધિઓનો તમારા તરફથી અંતઃકરણ-પૂર્વક સત્કાર કરવામાં આવ્યો છે, તેને માટે તમારો સર્વનો આભાર માનતાં મને અત્યાનંદ પ્રાપ્ત થાય છે. ખરી સંન્યસ્ત વૃત્તિને પોતાના ઉદાહરણથી સિદ્ધ કરનાર પ્રાચીનમતના સાધુજનો તરફથી જગતના સર્વ ધર્મોની જનનીરૂપ પ્રાચીન હિન્દુધર્મ અને તેને માનનારા હજારો જાતિના કરોડો લોકો તરફથી હું તમારો સર્વનો આભાર માનું છું.

આ વ્યાખ્યાનપીઠ ઉપરથી જે જે સદ્વક્તાઓએ પૂર્વના ધર્મોના આવેલા પ્રતિનિધિઓ માટે સત્કારના શબ્દો ઉચ્ચાર્યા છે અને તેમના દેશમાં પૂર્વના દેશો માટે સ્નેહભાવ વૃદ્ધિ પામે એવા પ્રયત્નો કરવા કહ્યું છે, તે સર્વ સજ્જનોનો હું ઉપકાર માનું છું. જે ધર્મે જગતને સમભાવનો અને વિશ્વવ્યાપી બંધુતાનો પ્રથમ બોધ આપ્યો છે, તેવા ધર્મમાં જન્મ થવા માટે મને અભિમાન છે. અમે માત્ર સમભાવનેજ માન્ય રાખતા નથી, પણ સર્વ ધર્મોને સત્ય માનીએ છીએ. જેમને પોતાના સ્વદેશમાંથી ધર્મના મતભેદ થઇ કહાડી મૂકવામાં આવ્યા હતા, અને જેમનાં સંપત્તિ તથા જીવન સુરક્ષિત નહોતાં એવા સર્વ જાતિના સર્વ લોકોને જે ભૂમિએ પ્રેમથી પોતાની છાતીપર રાખ્યા છે, તેજ મારી જન્મભૂમિ છે, અને એને માટે મને અભિમાન છે. રોમન લોકોના આક્રમણથી જે યાહુદી પ્રજાનો ધર્મ નામશેષ થવાની તૈયારીમાં હતો, તે ધર્મના શુદ્ધ મતાનુયાયીઓને જે વર્ષમાં રોમનોએ તેમનું મોટું મંદિર તોડી નાખ્યું હતું તેજ વર્ષમાં જે ભૂમિએ પોતાની ગોદમાં લીધા હતા, તેજ મારી જન્મભૂમિ

છે તેને માટે મને અભિમાન છે. તેમજ મહાન જરથોસ્તની સ્થાનભ્રષ્ટ થએલી પ્રજાને જે ધર્મે પ્રેમપૂર્વક પોતાની કરી લીધી હતી અને હજી પણ પોતાની માને છે, તે ધર્મમાં ઉત્પન્ન થવા માટે મને અભિમાન છે. એક શ્લોક હું તમને કહી સમજાવીશ. આ શ્લોક બાળપણથીજ મને કંઠાગ્ર થઇ ગયો છે અને લાખો હિન્દુ લોકો તેનો દરરોજ પાઠ કરે છે:—

आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवे नमस्कारः केशवं प्रति गच्छति ॥
येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विता ।
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥

ભગવાન શ્રીકૃષ્ણના આ વચનનો જાણે સાક્ષાત્કાર થતો હોય, એ પરમ સત્ય જગતને જણવાનો સમય હવે છેક સમીપ આવ્યો હોય એમ આ સર્વ ધર્મોની પરિષદ જોતાં કલ્પના થાય છે. ધર્મના મતભેદ, જાતીય દ્વેષ અને સંકુચિત ભાવનાએ આ પૃથ્વીપર લાંબા કાળથી પોતાનું સામ્રાજ્ય જમાવ્યું છે. આ સંકુચિત ભાવનાના સમયમાં કેવા ભયંકર બનાવો બન્યા છે, કેટલા રક્તપાત થયા છે, કેટલા સાધુ પુરૂષોને અસહ્ય દુઃખ સહન કરવાં પડયાં છે, માનવ પ્રગતિને કેટલો ધકકો લાગ્યો છે અને કેટલી પ્રજાઓ નિરાશાના સાગરમાં ડુબી ગઇ છે, એનું સ્મરણ કરવાની જરૂર નથી. ધર્મની આવી મારામારીઓ ન હોત, અરે કદાચ ધર્મ પણ નહોત તો આજે જગતને આપણે જે સ્થિતિમાં જોઇએ છીએ તેના કરતાં કંઇક વિશેષ સારી સ્થિતિમાં જોઇ શકત, પણ હવે ધર્મના એ કકાસ અને કલહનો અંત આવ્યાનાં શુભ ચિહ્નો દ્રષ્ટિગોચર થાય છે. મને જણાય છે કે આજની આ મહાસભાના પ્રારંભમાં થએલો ઘંટાનાદ જાણે જગતને એમજ કહેતો હોય કે હવે એ કલહ કકાસોનો અંત આવ્યો છે. એ ઘંટાનાદે જગતને સૂચના કરી છે કે જગતમાં ભિન્ન ભિન્ન ધર્મમાર્ગો છે છતાં સર્વ એકજ લક્ષ્ય પ્રતિ ગતિમાન છે. આજના ઘંટનાદે જગતને જણાવ્યું છે કે હવે ધર્મને નામે વૈર અને દ્વેષનો સમય રહ્યો નથી; તલવારથી ધર્મ ફેલાવવાનો સમય વ્યતીત થઇ ગયો છે; હવે ધર્મને નામે યુદ્ધ કરવાનો સમય રહ્યો નથી.

તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૮૯૩.

## મતભેદ શા માટે થાય છે ?

મારી પહેલાંના એક બોલનારે ધર્મને નામે જગતમાં દેખાતા મતભેદને માટે દિલગીરી દર્શાવી છે અને " હવે એનો અંત આવે તો ઠીક " એમ વિનતિ કરી છે. જગતમાં મતભેદ શા માટે થાય છે, એ પ્રશ્નને સ્પષ્ટ કરવા માટ બાલ-

કાળમાં સાંભળેલી એક વાત હું તમને કહીશ. એક કુવામાં એક દેડકું રહેતું હતું. તે એજ કુવામાં જન્મ્યું હતું, ત્યાંજ પોષણ પામ્યું હતું અને તેમાંજ મોટું થયું હતું. ઉત્ક્રાન્તિવાદીઓ એમ માને છે કે અમુક ઇંદ્રિયને ખોરાક ન મળે તો નિરૂપયોગી થઇ જાય છે; તેમ આ દેડકાના નેત્રોને દરરોજ એકને એકજ વસ્તુ જોવાની હોવાથી, તેના નેત્રોને બહારનો બીજો ખોરાક ન મળતો હોવાથી તે જોઇ શકતું હતું કે નહિ તે આપણે શાસ્ત્રીય દ્રષ્ટિથી કહી શકીએ નહિ; પણ એ વાર્તામાં એમ જણાવેલું છે કે તે જોઇ શકતું હતું, અને આપણા જંતુશાસ્ત્રીઓ માને છે તે પ્રમાણે, જે અનેક નાના જીવ જંતુઓ પાણીને ખરાબ કરે છે તેમને આ દેડકું ખાઈ જઇ પાણીને સ્વચ્છ રાખવાનું કામ કરતું હતું, અને કાળે કરીને તે શરીરમાં પણ બળવાન અને પુષ્ટ થયું હતું કર્મવશાત્ એક દિવસે સમુદ્રમાં નિવાસ કરનારૂં એક બીજું દેડકું એ કુવામાં આવ્યું અને આ બંને દેડકાંઓ વચ્ચે આ પ્રમાણે વર્તાલાપ થયો.

"ભાઈ, તું ક્યાંથી આવ્યો ?"

"હું સમુદ્રમાંથી આવ્યો છું"

"વારૂ, પણ તારો સમુદ્ર કેટલોક મોટો છે ? આ કુવા જેટલો હશે ?" આમ કહેતાં કુવામાં રહેનાર દેડકાએ એક છેડાથી તે બીજા છેડા સુધી એક છલંગ મારી.

સમુદ્રના દેડકાએ કહ્યું· "અરે ભાઇ, તારા આ નાના સરખા કુવાની સરખામણી વિશાળ સમુદ્ર સાથે શી રીતે થઇ શકે ?" પેલા દેડકાએ ફરી એકવાર પાણીમાં ડુબકી મારી કુવાના એક છેડાથી બીજા છેડા સુધીનો પટ માપી લઈ કહ્યું. "હું ધારૂં છું કે આનાથી મોટો તારો સમુદ્ર નહિ હોય !"

"અરે અક્કલના ખાં ! તારા આ નાના સરખા કૂપ અને મારા અનંત વિસ્તૃત સાગરની તુલનાજ થઇ શકે તેમ નથી."

કુવામાં નિવાસ કરતું દેડકું મોટેથી પોકારીને બોલ્યું "ચોક્કસ, તું જૂઠું બોલે છે. મારા કુવાથી વિસ્તારમાં વધારે હોય એવું કોઈ સ્થાન જ નથી."

આવોજ વ્યવહાર આપણે મનુષ્યોમાં પણ જોઇએ છીએ. એક હિન્દુ પોતાના નાના સરખા ખાબોચીઆમાં રહી તે ખાબોચીઆમાજ આખું જગત માને છે, તેજ પ્રમાણે ખ્રિસ્તિ કે મુસલમાન પણ પોતાના ખાબોચીઆમાંજ આખા વિશ્વને જુએ છે. મારા અમેરીકાનિવાસી બંધુઓ ! આ ખાબોચીઆની દિવાલો તોડી નાખી વિશાળ મેદાનમાં આવીને તમે જે આ સ્તુતિપાત્ર પ્રયાસનો પ્રારંભ કર્યો છે, તેને માટે હું તમારો કેટલો આભાર માનું ? આ તમારા પવિત્ર પ્રયાસના બદલામાં અવશ્ય પ્રભુ તમને સહાયતા આપશે.

તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૮૯૩

## હિંદુ ધર્મનું સ્વરૂપ.

ઇતિહાસ કાળના પૂર્વથી ચાલતા આવેલા ધર્મો પૈકી હાલ અસ્તિત્વ ધરાવતા ધર્મો ત્રણ છે હિન્દુધર્મ, જરથોસ્તીધર્મ અને યાહુદીધર્મ. આ ત્રણે ધર્મોને સખત આઘાતો થયા છે છતાં તેઓ ટકી રહ્યા છે, તેનું કારણ તેના સિદ્ધાંતની દૃઢતા છે. યાહુદી ધર્મને હિબ્રુધર્મમાંથી ઉત્પન્ન થએલા ખ્રિસ્તીધર્મેજ છિન્નભિન્ન કરી નાખી તેની જન્મભૂમિમાંથી હદપાર કર્યો છે. જરથોસ્તના ધર્મની પણ લગભગ એજ સ્થિતિ થઈ છે પૂર્વે જરથોસ્તી ધર્મ હતો એમ દર્શાવવા જેટલીજ આજે પારસીઓની સંખ્યા અવશેષ જોવામાં આવે છે. હિન્દુ ધર્મપર પણ અનેક હુમલા થયા છે, અને તેના પોતામાંથીજ ઉત્પન્ન થએલા પંથો અને સંપ્રદાયોએ તેનાપર એવા પ્રહારો કર્યા છે કે, "પ્રાચીન વૈદિકધર્મનું અસ્તિત્વ ટકી શકશે કે કેમ" એવી ભીતિ પણ અનેકવાર થઇ હતી; પરંતુ આવા પ્રહારો થોડો સમયજ રહી શકયા છે જેમ પવનને લીધે સાગરમાં થોડો સમય અશાંતિ રહે ને મોજાં જોરથી ઉછાળા મારે, પણ છેવટે એ સર્વ ઉછાળા અને અશાંતિ સાગરની શાંતિમાંજ ભળી જાય છે તેમ એ સંપ્રદાયોના પવનને લઇને હિંદુધર્મમાં અશાંતિ થઇ હતી, પણ થોડા સમયમાંજ એ મોજાં અને ઉછાળાએ સાગરમાં ભળી જઇ સાગરને વધારે શાંત અને સમર્થ કર્યો છે.

આત્મા અને પરમાત્માના તત્ત્વનિર્ણયના અંતિમ સાધનરૂપ વેદાંત કે જેના એક અંશ માત્રનોજ પ્રતિધ્વનિ કરવા સાંપ્રત ભૌતિકશાસ્ત્રો શક્તિવાન થયાં છે; ત્યાંથી લઇને પૌરાણિક કાલની મૂર્તિપૂજા તથા બૌદ્ધોના શૂન્યવાદ અને જૈનોના નિરીશ્વરવાદનો સમાવેશ સાંપ્રત હિન્દુધર્મમાં થાય છે તમે પ્રશ્ન કરશો કે શું હિંદુધર્મ આમ ભિન્ન ભિન્ન સંપ્રદાયો અને મતોનો એક સંગ્રહજ છે કે તેથી કંઈ વિશેષ? હિંદુધર્મમાં કોઇ એવું તત્ત્વ છે કે જેના ઉપર એ સર્વ સાંપ્રદાયિક ભિન્નતાના ઐક્યનો પાયો હોય? કોઇ એવો સર્વમાન્ય સિદ્ધાંત છે કે જે સર્વને માન્ય હોય? આ પ્રશ્નોનો ઉત્તર દેવા હું આજના વ્યાખ્યાનમાં પ્રયત્ન કરીશ.

હિન્દુધર્મની ઉત્પત્તિ વેદોમાંથી થઇ છે. વેદોને હિન્દુઓ અપૌરૂષેય અને આદિ–અંતરહિત માને છે. કોઈ પુસ્તક આદિ અને અંત વિનાનું હોય એ માન્યતા તમને કદાચ હાસ્યાસ્પદ લાગશે, પણ અહીં એ વાત ધ્યાનમાં રાખવા સરખી છે કે વેદમાં કોઇ વિશિષ્ટ ગ્રંથનો સમાવેશ થનો નથી. જૂદા જૂદા મહાત્માઓએ જૂદે જૂદે સમયે વિશ્વવ્યાપી તત્ત્વસિદ્ધાન્તો શોધી કાઢયા છે, એ સિદ્ધાન્તોના સમુચ્ચયને વેદની સંજ્ઞા આપવામાં આવે છે. ગુરૂત્વાકર્ષણનો નિયમ ન્યુટને શોધી કાઢયો ત્યાર પછીજ તે કાર્ય કરે છે અને જગત તેનું વિસ્મરણ કરી

જાય તો ન પોતાનું કાર્ય બંધ કરી દે તેમ નથી. અર્થાત્ જડ જગતને નિયમમાં રાખનાર નિયમો કાલ અને સ્થળને અધીન નથી, તેમજ ચૈતન્ય વિશ્વમાં પ્રવર્તતા નિયમોના સિદ્ધાન્તો પણ અમુક કાલ કે સ્થળને લઇનેજ હોય તેમ નથી. મનુષ્ય અને મનુષ્ય વચ્ચેનો, તેમજ મનુષ્ય અને આત્મા વચ્ચેનો સબંધ, મનુષ્યો જાણવા લાગ્યા તે પહેલા પણ હતો અને આપણે એ સબંધને વિસારી જઇએ તોપણ રહેશેજ.

આ સિદ્ધાન્તોનું જેમને પ્રથમ જ્ઞાન થયું તેમને અમે ઋષિઓ કહીએ છીએ અને તેઓ પરમેશ્વરસ્વરૂપ છે, એમ સમજી અમે તેમને માન આપીએ છીએ. આ ઋષિઓ પૈકી કેટલીક સ્ત્રીઓ પણ છે એમ જણાવતા મને અત્યન્ત આનંદ થાય છે.

અહી કોઇ શંકા કરશે કે એ સિદ્ધાન્તો કદાચ અંતરહિત હોય પણ તેની શરૂઆત તો અવશ્ય થઇ હોવીજ જોઇએ એક સમાજ અસ્તિત્વમા આવતા, તેના નિયમને માટે અમુક કાયદા કાનુનો કરવાની જરૂર પડે છે, અને સમાજનો નાશ થતા તે કાયદાનો ઉપયોગ પણ બંધ થાય છે હવે એ કાયદાના મૂળ તત્ત્વ કદાચ સર્વ કાલને માટે સત્ય હોય તોપણ જ્યારે સમાજ ન હોય ત્યારે તો તે મૂળતત્ત્વો નિરૂપયોગી હોઇ કેવળ ભાવરૂપજ રહે છે. કાયદા કે નિયમો તો પદાર્થને લઇનેજ છે, જેથી સમાજરૂપી પદાર્થ નાશ પામતા તે કાયદો કાયદારૂપ રહે નહિ. અર્થાત્ જગતને કદાચ અન્ત ન પણ હોય, તથાપિ તેનો પ્રારંભ તો હોવોજ જોઇએ. ભૌતિકશાસ્ત્રો એમ જણાવે છે કે વિશ્વના બાહ્ય સ્વરૂપમાં ગમે તેટલો ફેરફાર થવા છતા તેનું ઉત્પાદક મૂળ તત્ત્વ તો ન્યૂનાધિકતા કે રૂપાન્તરથી મુક્તજ રહે છે હવે જો આ વિશ્વની કોઇ વાર પણ શરૂઆત હોય તો તે પહેલાં એ ઉત્પાદક તત્ત્વ ક્યા હતુ, કેવી સ્થિતિમા હતું, એ પ્રશ્નો ઉપસ્થિત થાય છે. કોઇ એવો ખુલાસો કરે છે કે તે પરમાત્માના અસ્તિત્વમા નિષ્ક્રિય રૂપમાં હતુ. આ કલ્પનાને જો ખરી માની લઇએ તો એમ માનવાની જરૂરજ પડશે કે પરમાત્મા કોઈ વાર અમૂર્ત સ્વરૂપમા હોય છે, અને કોઇવાર મૂર્ત સ્વરૂપમા દ્રશ્ય થાય છે. બીજી રીતે જોઇએ તો આમાંથી પરમેશ્વર જડ અને ચૈતન્ય એમ બંને ધર્મવાળો છે એવો અર્થ પણ નીકળે છે ભિન્ન ભિન્ન પદાર્થોના અસ્તિત્વનો સંયોગ કોઇ સંયોગીકરણ પદાર્થથી થાય છે અને જે જે પદાર્થો સંયોગ્ય છે અર્થાત્ સંયોગના ધર્મને પાત્ર છે, તે નાશના ધર્મને પણ પાત્ર હોવા જોઇએ; કારણ કે સંયોગનો વિયોગ થવો એ વિશ્વનો એક સનાતન નિયમ છે ઇશ્વરમાં જડ ચેતનના ધર્મોનું આરોપણ કરતાં તે પણ નાશના ધર્મને પાત્ર ઠરશે; પણ એમ હોવુ અસંભવિત હોવાથી એમજ માનવું પડશે કે જગત ન હોય એવો સમયજ નથી.

અનતકાળ પૂર્વે વિશ્વ હતું, આજે છે અને અનતકાળ પછી પણ હશેજ. તે અનાદિ અનત છે.

દાખલા તરીકે કર્તા અને તેની કૃતિ બે સીધી લીટીઓની પેઠે છે. તેમને શરૂઆત નથી તેમ અન્ત પણ નથી. સમાન અતરે તેઓ બન્ને રહે છે. જ્યાં કર્તા હોય ત્યા કૃતિ પણ હોવી જોઇએ. ચૈતન્યયુક્ત પરમાત્માની ઉત્પાદક શક્તિ નિરતર આ સૃષ્ટિ રચવાનુ, વ્યવસ્થિત રાખવાનુ અને સહારવાનુ કાર્ય કરે છે. આ સૃષ્ટિ અવ્યક્તમાંથી વ્યક્તમાં આવે છે, ને ત્યા કેટલોક સમય રહી પુનઃ અવ્યક્તમાં લીન થઇ જાય છે પુન· નવીન કલ્પનો પ્રારભ થતા એજ અવ્યક્ત-માંથી વ્યક્તની ઉત્પત્તિ થાય છે. જેથી આ વિશ્વમાં નવીન એવુ કશુ નથી.

ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत ॥
ततो राज्यजायत ततः समुद्रो अर्णवः ॥
समुद्रादर्णवादधिसंवत्सरो अजायत ॥
अहोरात्राणि विदधद्विश्वस्य मिषतोवशी ॥
सूर्याचंद्रमसौ धाता यथा पूर्वमकल्पयत् ॥
दिवं च पृथिवीं चांतरिक्षमथोस्व ॥

આ સધ્યાના વાક્યોમા પણ એજ ભાવાર્થ છે.

હુ અહી તમારી સમક્ષ ઉભો છુ; હુ મારા નેત્ર બધ કરી "હું પોતે કોણ?" એ તત્ત્વને શોધવાનો પ્રયત્ન કરૂ છુ. હું નેત્રો બધ કરી દઇ જગતને ભૂલી જાઉ છુ. અતરમા સ્થિત થતા "હુ" "હુ" "હુ" એવો ધ્વનિ હુ સાભળુ છુ. "હું" એટલે કોણ? આ પ્રશ્નના ઉત્તરમાં હુ પ્રથમ મારા જડ શરીરને જોઉ છુ. મને એમ પ્રશ્ન થશે કે આ મારૂ શરીર તેજ "હું છુ?" વેદો કહે છે "નહિ હું શરીર નથી, પણ શરીરમાં રહેનારો આત્મા છું." "હુ" શરીર નથી અને શરીરનો નાશ થાય તોપણ "હું" નો નાશ થવાનો નથી. "હું" શરીરમા રહેનારો છુ. શરીરનો નાશ થવા છતાં "હુ" જીવવાનો છું. મારૂ જીવન અનન્ત છે. જેમ હમણા હુ છુ તેમ આ શરીરની પૂર્વે પણ હતો. આત્માને કોઇએ નિર્માણ કર્યો નથી. આત્મા જો નિર્માણ થએલી વસ્તુ હોય તોજ તેમાં કાઇ કારણ આદિ મિશ્ર સબધ હોવો જોઇએ; અને જ્યાં મિશ્ર સબંધ છે, જ્યાં નિર્માણ છે ત્યાં નાશ પણ અવસ્ય થવોજ જોઇએ. જો આત્માનો અર્થાત્ એ "હુ" નો જન્મ માનવામા આવે તો તેનુ મૃત્યુ પણ અવશ્ય માન-વુજ પડશે. કેટલાકો જન્મથીજ અત્યન્ત સુખી હોય છે, કેટલાકોની શરીરસંપત્તિ જન્મથીજ આરોગ્ય અને સુદૃઢ હોય છે, કેટલાકો જન્મથીજ શ્રીમાન્ હોય છે. તેમને કોઇની જરૂર પડતી નથી. જ્યારે બીજી દિશામાં જોઇએ તો કેટલાક જન્મ-

બીજ દુ ખી અને કષ્ટપીડિત હોય છે, કેટલાક લુલા, લગડા કે આધળાજ જન્મે છે, કેટલાક તદ્દન મૂર્ખ હોય છે અને દુ ખ તથા દારિદ્રમા પોતાનુ જીવન વ્યતીત કરે છે જો એ બધાનુ નિર્માણજ થયુ હોય અને તે નિર્માણ કરનાર પરમાત્મા ન્યાયી અને દયાળુ હોય તો એકને સુખી અને બીજાને દુ ખી, એકને શ્રીમાન્ અને બીજાને દરિદ્રી કરવાનુ કારણ શુ ? આમ હોય તો પરમાત્માના ન્યાય અને દયાળુપણા ઉપર પક્ષપાતનો દોષ નથી આવતો ? કદાચ કોઇ એમ કહેશે કે જે હમણા દુ ખી છે તે ભવિષ્યના જીવનમા સુખી થશે, પણ તેમ માનવાથી શકાનો ખુલાસો થતો નથી. હમણા પણ શા માટે દુ ખી હોય ? કારણ વિના કાર્ય સભવે નહિ. જો આજનુ જીવન પહેલાના જીવનનુ કાર્ય હોય તો તેનુ પણ અમુક કારણ હોવુ જોઇએ.

આ સર્વ ઇશ્વરે નિર્માણ કર્યું છે એમ માનવાથી અનેક શકાઓ થવાનો સભવ છે. એ કલ્પના માત્ર એટલુજ દર્શાવી શકે છે કે આ વિશ્વની ઉત્પાદક અને ચાલક અમુક કોઇ મહા સમર્થ પણ ક્રૂર શક્તિ છે, પણ તેમ નથી. માણસો સુખી અને દુ ખી, શ્રીમાન્ અને દરિદ્ર જન્મે છે તેનુ કારણ તેના પૂર્વ જન્મના કર્મો છે અને તેને માટે તે પોતેજ જવાબદાર છે.

પ્રત્યેક પ્રાણી પૂર્વ સસ્કારને લઇ અમુક અમુક સયોગોમા જન્મ ધારણ કરે છે એ વાત માની લેતા, દરેક માણસના મનની ભિન્ન ભિન્ન સ્થિતિ શા માટે છે એ પ્રશ્નનો એની મેળેજ ખુલાસો થઇ જાય છે પ્રત્યેક પ્રાણીમા બે ભિન્નધર્મી પદાર્થોનુ મિશ્રણ થએલુ જોવામા આવે છે. આ પદાર્થો પૈકી એક જડ શરીર અને બીજુ ચૈતન્યાત્મક મન છે આપણા જીવનના સબધમા જે અનેકાનેક પ્રશ્નો તત્ત્વની દ્રષ્ટિથી આપણને થાય છે, તે સર્વનો ખુલાસો જડ શરીર અને મનના ધર્મોથી થઇ શકતો હોત તો આત્મા જેવા પદાર્થને શોધવાની જરૂર પડત નહિ, પરતુ ઉપયુક્ત ઉભય પદાર્થો જડ છે અને જડદ્વારા વિચારનો ઉદ્ભવ થાય એ અશક્ય છે જેથી વિચાર શુ છે એ પ્રશ્નનો ખુલાસો કરતા આત્મા જેવા પદાર્થની અપેક્ષા રહે છે.

દરેક પ્રાણીના શરીરમા તેના માતા પિતાના રૂપ રગના કેટલાક સસ્કારો દેખાવ છે માતાપિતાના રોગ બાળકમાં ઉતરે છે તેમજ તેમના સૌન્દર્ય અને દ્રઢતાનો લાભ પણ બાળકોને મળે છે, એ વાત ચોક્કસ છે, તેમજ શરીરને લઇને કેટલાક ગુણ સ્વભાવમાં પણ બાળક તેના માતાપિતા જેવુ થાય એ સ્વાભાવિક છે. તથાપિ એ શારીરિક સસ્કારોથી ભિન્ન એવા આધ્યાત્મિક સસ્કારો પણ હોય છે, જે તેનાં કાર્ય અને જીવનની ગતિનો નિર્ણય કરે છે અમુક બાળકમાં તેનાં માતાપિતાના શરીરના ગુણ અને માનસિક સસ્કાર હોવા છતા તેનો ઉપયોગ

જૂદીજ દિશામા થાય છે, તેમજ તેના સન્જોગો પણ જૂદા પ્રકારના હોય છે. આને માટે કોને જવાબદાર માની શકાય? તેનુ શરીર, મન અને બુદ્ધિને, તે જે સ્વરૂપમા હોય છે તેમા લાવનાર તેની પૂર્વ જન્મની ઇચ્છાઓ અને વિચારો છે અમુક માબાપને ત્યાં અને અમુક સન્જોગોમા જન્મ થવો એ તેની પૂર્વની ઇચ્છાઓનુ પરિણામ છે પૂર્વની ઇચ્છાઓને યોગ્ય ફળ મળવા માટેજ તેને અમુક શરીર અમુક સંયોગોમા ધારણ કરવાની જરૂર પડે છે. આ માન્યતા સાથે ભૌતિકશાસ્ત્રને પણ વાંધો આવે તેમ નથી. ભૌતિકશાસ્ત્ર દરેક વસ્તુને સ્વભાવથી સિદ્ધ કરવા મથન કરે છે. અમુક વસ્તુનો અમુક સ્વભાવ છે માટે તે અમુક છે, આમ ભૌતિકશાસ્ત્રનો ન્યાય છે ત્યારે એ સ્વભાવ એટલે શુ? ફરી ફરી કરેલુ એકનુ એક કાર્ય સમય જતા સ્વભાવ થઇ જાય છે આપણે દરેક મનુષ્યમા અમુક પ્રકારનો સ્વભાવ જોઇએ છીએ. દરેક નવા જન્મતા બાળકમા પણ એ ન્યાયે અમુક અમુક સ્વભાવ તો હોય છેજ. આ સ્વભાવ જો આ જન્મમા રચાયલો ન હોય તો આપણે માનવુજ પડશે કે, તે તેના પૂર્વજન્મના કર્મો, ઇચ્છાઓ, વિચારો અને કાર્યોનુજ પરિણામ હોવો જોઇએ

અત્રે એક બીજી ગભીર શકા થવાનો સભવ રહે છે પૂર્વ જન્મની આ ભાવના આપણે માની લીધી, તથાપિ એ પ્રશ્ન તો રહેશેજ કે આપણા પૂર્વ જન્મોનું કંઈ પણ આપણા સ્મરણમા નથી તેનુ શુ કારણ? આ પ્રશ્નનો જવાબ કઠિન નથી. દાખલા તરીકે હુ હમણા ઇંગ્રેજીમા વાત કરૂ છુ તે મારી માતૃભાષા નથી, અને હમણાં મારી કલ્પનામા મારી માતૃભાષાનો એક પણ શબ્દ નથી, પણ જો હુ ચાહુ તો હમણાજ, એક ક્ષણભરમાં મારી માતૃભાષાના શબ્દો મારી કલ્પનામા આવી જશે. આપણુ જીવન કલ્પનામય છે અને કલ્પના એ મનોમય સાગરની સપાટી માત્ર છે. જેમ જેમ એ સમુદ્રમા ઉડા ઉતરતા જઇએ તેમ તેમ ભૂતકાળના સર્વ અનુભવો આપણને પ્રત્યક્ષ થાય છે જો તમે પણ પ્રયત્ન કરીને અતરના સાગરમાં ડૂબકી મારો, કલ્પનાના ક્ષેત્રની સપાટીથી ઉડા ઉતરવાનો પ્રયત્ન કરો, તો તમારા પૂર્વ જન્મને જાણી શકશોજ.

કોઇ પણ સિદ્ધાન્તનો અનુભવ થવો એજ તેની ખરેખરી સિદ્ધિ છે. અમુક તત્ત્વવિચાર ખરો ત્યારેજ કહેવાય કે જ્યારે આપણે તેનો અનુભવ કરી શકીએ. અમારા ઋષિઓએ મુક્તકંઠે કહ્યુ છે કે અમારી વાતો માત્ર સાંભળવા કે વિચારવા જેવીજ નથી, પણ અનુભવ કરવા જેવી છે. ઋષિઓએ જણાવ્યુ છે કે અમારી પાસે એક એવી ચાવી છે કે જેનાથી કલ્પનાનાં દ્વાર ઉઘડી જઇ મનુષ્ય તેના ઉંડામાં ઉડા ભાગમા જઇ તેનુ મંથન કરી શકે છે. તમે પણ તેને અજમાવો, અનુભવમાં ઉતારો, એટલે પૂર્વજન્મનુ સ્મરણ થવુ દુર્ઘટ નથી.

આત્માનુ તલવારથી છેદન થઇ શકતુ નથી, તે અગ્નિથી દહન થઇ શકતો નથી, જળ તેને ભીજવી શકતું નથી, પવન તેને સુકવી શકતો નથી, આ પ્રમાણે આત્માનુ સ્વરૂપ હિંદુઓ માને છે. પ્રત્યેક જીવાત્મા એક એવુ વર્તુલ છે કે જેનો અંત નિશ્ચિત નથી. તે આત્માનું મધ્યબિંદુ અમુક સમય માટે અમુક શરીરમાં હોય છે, અને મૃત્યુનો અર્થ એટલોજ થાય છે કે એ મધ્યબિંદુ એક શરીર બદલી બીજા શરીરમાં પ્રવેશ કરે છે. આમ શરીરમા મધ્યબિંદુ તરીકે રહેવા છતાં આત્મા શરીરથી બંધાએલો છે એમ માનવુ વ્યાજબી નથી. તે અત્યન્ત શુદ્ધ, બુદ્ધ, મુક્ત અને પૂર્ણ છે માત્ર ભ્રમણાથીજ તે એમ માને છે કે "હું શરીર છું-હુ જડ પદાર્થ છું."

આત્મા, નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છતાં તેને જડ પદાર્થ સાથે બંધન હોવાનો અનુભવ થાય છે એનું કારણ શુ, એ પ્રશ્ન અત્રે ઉદ્ભવે છે. પૂર્ણજ્ઞાન-રૂપ આત્માને "હું અપૂર્ણ છુ" એવી ભ્રમણા શા કારણથી થાય છે? કોઈ લોક એમ કહે છે કે આ પ્રશ્નનો ઉત્તર આપવામા હિન્દુ તત્ત્વવેત્તાઓ પાછા હઠી જાય છે, અને આવો પ્રશ્નજ ન હોય તો ઠીક એમ કોઈ કહે છે. કેટલાકોએ અદ્વૈતને સ્થાને દ્વૈતાદિની કલ્પના કરીને આ પ્રશ્નને છોડી દેવાનો પ્રયત્ન કર્યો છે; પરતુ તેનો સમાધાનકારક ઉત્તર કોઇના તરફથી પણ અપાયો નથી. ગમે તેટલાં સૂક્ષ્મ-દર્શક યંત્રોનો ઉપયોગ થાય, પણ પરમાણુઓના આકારમાં તેથી ફેર થતો નથી. તો પછી શુદ્ધ અને સંપૂર્ણ પરમાત્માનું સ્વરૂપ અપૂર્ણ અને અશુદ્ધ કેમ થાય? આ એક ગભીર પ્રશ્ન છે. હિંદુ વિચારકો તેને માટે એમ નથી કહેતા કે 'ઈશ્વરની મરજી' કિંવા તેનુ કંઇ બીજુ કારણ છે. તેઓ કહે છે કે "એ તત્ત્વ અજ્ઞાન છે." તેઓ આમ ઈન્કાર કરવામાં લજ્જા માનતા નથી. આત્મા શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે એ વાત જેમ ખરી છે તેમ તે શરીરમાં પ્રવેશી પોતાને શરીરરૂપ માને છે એ વાત પણ ખરી છે; પણ તેનુ કારણ 'અજ્ઞાન' છે કોઇ કદાચ એવો જવાબ આપે કે "પરમેશ્વરની મરજી," પણ તે ઉત્તર વ્યાજબી નથી. પરમેશ્વરની મરજી એટલે પણ એજ કે "હુ નથી જાણતો—અજ્ઞાન."

જીવાત્મા નિત્ય અને પુર્ણ છે અને મૃત્યુનો અર્થ તેનો નિવાસ, સ્થાનના સ્થિત્યન્તર, સિવાય વિશેષ નથી એમ હિન્દુશાસ્ત્રો માને છે. પૂર્વ જન્મમાં કરેલાં કર્મોના ફળ પણ આપણે આ જન્મમાં ભોગવીએ છીએ, અને વર્તમાન જન્મના કર્મોથી આપણે ભવિષ્યના જીવનની તૈયારી કરીએ છીએ, એવો અમારો સિદ્ધાન્ત છે. આ પ્રમાણે જીવાત્મા પોતાના કર્મો પ્રમાણે વધારે ઉત્કૃષ્ટ કિંવા નિકૃષ્ટ સ્થિતિને પામે છે. અત્રે એક પ્રશ્ન થાય છે કે શુ મનુષ્ય સર્વથા આમ પરાધીન છે? જેમ એક નિર્બળ નૌકાને પવનનો ઝપાટો મહાસાગરમાં કોઇ પ્રચંડ મોજાની સાથે

પછાડે છે; અને તેવા પ્રસંગમાં તે નૌકાને જેમ કોઈ પણ આધાર રહેતો નથી તેવીજ શું મનુષ્યની સ્થિતિ છે? આ કાળના ચક્રથી, આ કર્મોના કાર્ય કારણની પરંપરાથી છૂટવાને મનુષ્ય શું સર્વથા નિરૂપાયજ છે? આ પ્રચંડ કાળચક્ર કે જે એક નિરાધાર વિધવા કે અનાથ બાલકના રૂદન તરફ જોયા વિના પોતાના પ્રચંડ બળથી રાય અને રંક સૌને ખેંચી જાય છે; તે પ્રચંડ કાળને તાબે થઇ ઇંદ્રિયોના ગુલામની પેઠે ઇચ્છા, વિચાર અને કર્મ કરી ઇંદ્રિયોની પાશમાં વધારે સપડાવું એજ શું મનુષ્યનું નિર્ણીત પ્રારબ્ધ છે? કાળની કરાલતાનો વિચાર કરતાં મનુષ્ય ખરેખર રંક અને નિર્બળ જણાય છે, પણ શું આવો વિચાર કરી આપણે નિરાશ થઈ જવું? શું આ કાળ અને કર્મોથી મુક્તિ પામવાનો કોઈ ઉપાયજ નથી? મનુષ્યના દુઃખ અને ઉંડી નિરાશાનું સાન્ત્વન વેદો કરે છે. એક વૈદિક ઋષિ કહે છે કે, “બાપુ તમે ભય ના પામો, નિરાશ ના થાઓ. તમે સચ્ચિદાનંદ રૂપ છો! જે મૂળ સનાતન બ્રહ્મમાંથી તમે ઉત્પન્ન થયા છો તેને જાણો એટલે કાળને તમે જીતી શકશો, અને જન્મ મરણથી તમે નિર્ભય થઈ શકશો તે સચ્ચિદાનંદ કે જે સર્વ અજ્ઞાનથી, સર્વ મોહ લોભાદિથી પર છે; તેને જાણવાથી મનુષ્ય અમર થાય છે.” મારા અમેરિકન બધુઓ અને ભગિનીઓ! “તમે સચ્ચિદાનંદ છો” એ વાક્ય કેટલું મધુર અને પ્રોત્સાહક છે? બંધુઓ! તમે પાપીઓ નથી, હિન્દુધર્મશાસ્ત્રો તમને પાપી કહેવાની ના કહે છે. તમે સચ્ચિદાનંદનાંજ સ્વરૂપો છો, તમે પોતેજ સચ્ચિદાનંદ છો તમે પ્રભુના બાળકો છો, તેના અનન્ત આનંદ અને અમર શાન્તિના ભોક્તા પવિત્ર આત્માઓ છો. તમો સ્વર્ગીય પવિત્ર બાળકોને પાપી કહેવા, એ ખરેખર પાપ છે. મનુષ્યને પાપી કહેવો એ એક ગંભીર ગુન્હા અને અપમાન બરાબર છે. તમે સિંહ છો! સિંહ થઇને બહાર આવો અને માત્ર તમારી ભાવનાથી પોતાને રંક ઘેટાં માની બેઠા છો તે ભાવનાનો ધ્વંસ કરો! તમે અજર, અમર, શુદ્ધ, મુક્ત અને શાન્ત આત્મસ્વરૂપ છો. તમે જડ નથી, તમે શરીર નથી જડ ઇંદ્રિયજન્ય વ્યાપાર તો તમારા દાસરૂપ છે. જડ તમારૂં દાસ છે તમે કાંઇ તેના દાસ નથી.

સંસારના ચક્રથી છૂટવાનો માર્ગજ નથી, તમારે હમ્મેશાં બંધનમાંજ રહેવું, પડશે એવો વેદનો ઉપદેશ નથી. વેદો કહે છે કે આ સર્વ નિયમો જેના અનુરોધને લઇ પ્રવર્તે છે, જે સર્વ જડ અને ચેતન પદાર્થોમાં વ્યાપક છે, જેની આજ્ઞાથી પવન વાય છે, અગ્નિ દહન કરવાનું કામ કરે છે અને મૃત્યુ સંહારનું કાર્ય કરે છે, એવું સર્વવ્યાપી, સર્વથી પર એક મહા તત્ત્વ છે. “તુંજ અમારો પિતા છે, તુંજ અમારી માતા છે, તુંજ અમારો સખા છે, તુંજ સર્વ શક્તિનું અધિષ્ઠાન હોઇ હે પ્રભુ! તું અમને સામર્થ્ય આપ એવી અમે યાચના કરીએ છીએ. આ વિશ્વનો

ભાર ઉઠાવનાર તુંજ છે. અમે અમારા જીવનનો ભાર સહન કરી શકીએ એવું અમને સામર્થ્ય આપ." વેદોના ઋષિઓએ આ પ્રમાણે એ તત્ત્વનું વર્ણન કર્યું છે. આ પરમતત્ત્વની ઉપાસના કરવી એટલે શું ? તેના ઉપર પ્રેમ રાખવો, આ જન્મમા કે જન્માન્તરમા તેનાથી અધિક પ્રિય આપણને બીજુ કંઈ પણ ન હોય, એજ પ્રભુની ઉત્તમોત્તમ ઉપાસના છે વેદોમા પરમાત્મા અને તેની ઉપાસનાનો વિધિ ઉપર પ્રમાણે કહ્યો છે જેનું સંપૂર્ણ વિવેચન ભગવાન શ્રીકૃષ્ણે ગીતામા કર્યું છે. શ્રીકૃષ્ણ ભગવાનને અમે હિંદુઓ પરમાત્માના અવતારરૂપ માનીએ છીએ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યુ છે કે જેમ કમળ જળની વચ્ચે રહેવા છતાં નિર્લેપ રહી શકે છે તેમ તમે સંસારની વચ્ચે રહી સંસારજન્ય વાસનાઓથી નિર્લેપ રહો કમળ જેમ જળમા રહે છે પણ જળ તેને સ્પર્શી શકતુ નથી, તેમજ મનુષ્યે પણ કર્મો કરવા પણ તેમાથી ઉદ્ભવતા સુખ દુ:ખથી નિર્લેપ રહેવુ જોઈએ હાથથી કે શરીરથી કર્મ થતુ રહે પણ હૃદય તો નિરંતર હરિ પાસેજ રહેવુ જોઈએ. એનુ નામ કર્મયોગ છે.

કંઈક બદલો મેળવવાની લાલસાથી પ્રભુનું પૂજન કરનારા ઘણા હશે, પણ કેવળ પ્રભુને માટે, તેના પ્રેમને માટે, તેની પ્રાપ્તિનેજ માટે તેની ઉપાસના કરવી, એજ ખરી ઉપાસના છે. તેની પ્રાપ્તિ થયા પછી શાની અપેક્ષા રહે ? ઓ પ્રભુ ! મને ધનની અપેક્ષા નથી, સંતતિ કે જ્ઞાનની અપેક્ષાથી પણ હુ તારી પાસે આવ્યો નથી, તારી ઇચ્છા હોય તો ભલે હુ આ જન્મ મરણની ઘટમાળમાં ભટકયા કરૂ, પણ ઓ પ્રભુ ! મને તારા પ્રેમથી વિમુખ ના રાખતો ! તારા માટેજ હુ તારાપર પ્રેમ રાખતા શીખુ એજ મારી પ્રાર્થના છે. પ્રેમ કરતાં વિશેષ સુખકારક હોય એવી કોઈ વસ્તુ છે ? પાંડવોના જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિર મહારાજ શ્રીકૃષ્ણના ભક્ત હતા. વનવાસમા રાણી પણ સાથે હતી, તેણે એક સમયે કહ્યું કે " મહારાજ, આપ પરમાત્માના ભક્ત અને સદ્ગુણની મૂર્તિ છતાં આપ જેવાને આમ અસહ્ય દુ ખ સહન કરવુ પડે તેનુ શુ કારણ ?" યુધિષ્ઠિરે શાન્ત મુખમુદ્રા રાખી ઉત્તર આપ્યો. રાણી, જુઓ આ હિમાલય પર્વત કેવો મહાન અને સુન્દરતાની સાક્ષાત્ મૂર્તિરૂપ જણાય છે ? તેનાથી આપણને કંઈ લાભ નથી છતાં પણ તે સુંદર અને શીતળ હોવાથી આપણે તેને પૂજીએ છીએ. તેજ પ્રમાણે હુ પ્રભુને પૂજું છુ તે મહાન છે, તે સુંદર છે, તે અદ્વિતીય છે, તેને હુ શા માટે પૂજુ છુ તે હુ જાણતો નથી, છતાં તેને પ્રેમથી ભજુ છુ તેને ભજવાનો મારો સ્વભાવજ થઈ ગયો છે હું તેની પાસેથી શુ માગુ ? શી વસ્તુ મેળવવા પ્રયત્ન કરૂ ? તેજ જો મારો હોય તો મારે સુખ અને દુઃખ શુ હોય ? ભલે મને તે ગમે તે સ્થિતિમા મૂકે છતાં હુ તો તેને પ્રેમથી ભજુ છુ અને ભજીશજ. રાણી, પ્રેમ

એ કાંઈ વ્યાપારની વસ્તુ નથી."

આત્મા પૂર્ણ ઈશ્વરરૂપ છે જડ શરીરથી તે બદ્ધ હોય એવો આભાસ થાય છે અને તે આભાસ એજ બધન છે, જ્ઞાનપ્રાપ્તિ થતા એ આભાસનો પડદો ફાટી જતા આત્મા મુક્ત થાય છે. મુક્ત થાય છે, એટલે જન્મ મરણાદિ તેની અપૂર્ણતાથી, આભાસના બંધનમાથી મુક્ત થઇને પૂર્ણ થાય છે. પરમાત્માની કૃપા વિના મુક્તિની પ્રાપ્તિ દુર્લભ છે, અને આપણુ મન અત્યત પવિત્ર ન થાય ત્યાસુધી પરમાત્માની કૃપા દુર્લભ છે અત કરણ પવિત્ર થતા આપોઆપજ તેમા પ્રભુનાં પવિત્ર દર્શન થવા માડે છે, અને પ્રભુનો પ્રકાશ પડતા શરીર અને મનમાં દિવ્ય તેજ પ્રકાશવા માડે છે પહેલા જે શરીર આપણને જડ અને મૃતપિડ જેવુ લાગતું હતુ, તે હવે હરિના મદિર સમાન જણાય છે અત કરણમાના સારા કે માઠા સર્વ પ્રકારના વિકારો લય પામે છે બુદ્ધિ નિશ્ચ થાય છે, હૃદય શ્રદ્ધાવાન થાય છે. જેને પ્રભુના દર્શન થાય છે તેને જન્મ મરણની કાર્યકારણની પરપરા રહેતી નથી તેને જન્મ પણ નથી તેમ મરણ પણ નથી. આ એકજ કલ્પનામા સમગ્ર હિદુધર્મના સારનો સમાવેશ થાય છે એમ કહીએ તો ખોટુ નથી. તમે કહેશો કે હિદુઓ માત્ર સુદર કલ્પનાઓજ રચી જડ સૃષ્ટિમાંજ આનદ માનનારા છે, પણ તેમ નથી દશ ઇંદ્રિયો અને અગિયારમા મનથી પર પરમાત્માને ભેટયા સિવાય હિંદુઓ સતોષ પામી બેસી શકે તેમ નથી. કોઇ ખરા હિન્દુ સાધુને પૂછવામાં આવે કે "બાવાજી, પરમાત્માનુ અસ્તિત્વ છે એમ કેમ માની શકાય?" તો તે એજ ઉત્તર આપશે કે, "મારા પુત્ર! મે પ્રભુને પ્રત્યક્ષ કર્યા છે, મારી અને તેની ભેટ થઇ છે." આમ કહેનાર મનુષ્યજ પરમાત્માને વાસ્તવિક રીતે ઓળખે છે. તેજ ખરો સાધુ છે. અમુકજ મત સત્ય છે, કિવા અમુક સિદ્ધાન્તને વળગી રહો, એવો ઉપદેશ હિદુધર્મે કદિ આપ્યો નથી અને આપશે પણ નહિ. હિદુધર્મ કહે છે કે અમુક મતની કાર્યસિદ્ધિ કેવલ તેની માન્યતામા નથી, પણ તેના આચરણમાં છે, વિચારમા નહિ પણ અનુભવમા છે

હિદુ ધર્મની સર્વ પ્રવૃત્તિ, સર્વ તત્ત્વચિન્તન, સર્વ યજ્ઞયાગાદિનું લક્ષ્યબિદુ એકજ છે કે પૂર્ણ થવુ, દિવ્ય થવુ, પ્રભુને પામવુ, પ્રભુનુ દર્શન કરવુ, પ્રભુની સમીપ જવુ એટલે સંપૂર્ણ થવુ. જેમ જેમ તે સપૂર્ણ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત પ્રભુની સમીપ જવાય છે તેમ તેમ માનુષી અપૂર્ણતા દૂર થઇ પરમાત્માના દૈવી ગુણોનો ઉદય થાય છે, એજ હિન્દુધર્મ છે.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે એ પૂર્ણતા પામેલા મનુષ્યની સ્થિતિ કેવી હોય છે? તેઓ અનન્ત આનદનો ઉપભોગ કરે છે; તે નિરતિશય સુખોપભોગ કરે છે, તેને કંઇ મેળવવાનું રહેતું નથી; તેને કઇ પામવાનુ, જોવાનુ કે જાણવાનુ બાકી

રહેતું નથી; અને પરમાત્માને પામીને તે તેના સાહચર્ય સુખનો અનુપમ આનંદ ભોગવે છે.

અહીં સુધી હિન્દુધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયોના આચાર્યોમા મતભેદ નથી. સર્વ પંથો અને સંપ્રદાયોમા સામાન્ય હોય એવી બાબતોનુજ અહી સુધી નિરૂપણ થયું છે, પરંતુ પૂર્ણત્વની વ્યાખ્યામા મતભેદ છે પૂર્ણત્વ બે કે વધારે વસ્તુઓનુ ભિન્ન ભિન્ન હોય એ શક્ય નથી આ પૂર્ણ, તે પૂર્ણ, અમુક પૂર્ણ એમ કહી શકાયજ નહિ પૂર્ણત્વ તો એકજ હોઇ શકે. તેમજ પૂર્ણત્વની સ્થિતિમા જીવાત્મામા કોઈ પણ પ્રકારના ગુણ ધર્મ અવશેષ રહે એ પણ સંભવિત નથી. જેથી જીવાત્મા પૂર્ણત્વને પામે છે એનો અર્થ પરમાત્મા જે પૂર્ણ છે, સચ્ચિદાનંદ છે, તેમાં એક થઇ જઇ તેને સચ્ચિદાનંદનો અનુભવ થાય છે. કેટલાક લોકો એમ કહે છે કે "આપણુ વ્યક્તિત્વ ન રહે તો પછી આપણામા રહેજ શુ? અહંતા મમતા ન હોવી એટલે કાઇ કે પાષાણ જેવી જડ સ્થિતિ પ્રાપ્ત કરવી એજ એનો અર્થ છે;" પણ એ વાત અનુભવશૂન્ય છે જડ પદાર્થો અને વ્યક્તિત્વ રૂપી જડતા સિવાય ત્રીજી કોઇ પરમાનંદરૂપી સ્થિતિ હોવાનુ તેઓ માનતાજ નથી. જેમનાથી રણક્ષેત્ર જોવાતુ પણ ન બન્યુ હોય એવા કાયરો વીરપુરૂષોના જખમો જોઇ તેમનાપર ટીકા કરે એ અસ્વાભાવિક નથી, પણ એવી ટીકા કરવાથી લાભ તો નથીજ, જે રણક્ષેત્રમા જતા પણ ધ્રૂજે છે, તેના કરતા જે ત્યા જઈ જખમો સહન કરે છે તેજ વધારે બળવાન છે, અને તેને જે વીરતાનો આનંદ મળે છે તે તેજ જાણે છે. બ્રહ્મજ્ઞાન પામી ઇંદ્રિયોના આભાસમય વ્યવહારથી મુક્ત થવુ, વ્યક્તિત્વનુ વિસ્મરણ કરવુ, એ જડતા ધારણ કર્યા જેવુ છે એમ કહેનારાની એ સખ્ત ભ્રમણા છે. આપણા એકજ શરીરમા ચૈતન્યનો અનુભવ કરતા, આપણી ઉપાધિ ભૂલી જતા કેટલો આનંદ થાય છે? એજ પ્રમાણે જો બે ત્રણ શરીરોમાં આપણે ચૈતન્ય જોઇ શકીએ તો આપણો આનંદ કેટલો વિશેષ થઈ શકે? ત્યારે "આ સમસ્ત જડ ચેતન વિશ્વમા આત્માજ વ્યાપક અને ભરપૂર છે અને તે આત્મા આપણા આત્માથી ભિન્ન નથી" એવો અનુભવ થતા આપણા આનંદમા કેટલો વધારો થાય એ તમે પોતેજ વિચારી લ્યો.

પૂર્ણત્વ પામ્યા વિના આનંદ નથી અને પૂર્ણત્વ પામવાની જ્યા જિજ્ઞાસા છે, જ્યા સર્વમા ચૈતન્ય જોવાની જિજ્ઞાસા છે, ત્યા આ નાના સરખા શરીરનેજ પોતાનુ માની લેવાની લાલસાનો અવશ્ય ત્યાગ થવોજ જોઇએ. આ શરીર રૂપી બંધનમાથી અહંભાવ ગયો ત્યાં પછી મૃત્યુ ક્યા? સુખ ક્યા અને દુખ ક્યાં? જન્મ કોને? પોતાનુ જ્ઞાન થતા, આત્માને જાણતા સર્વ વિશ્વનુ જ્ઞાન થાય છે, અને વિશ્વને તેના ખરા સ્વરૂપમા જાણતા ભ્રમણાનો નાશ થાય છે. આ

ભાવના ન્યાયસમત છે. તર્ક તેનાથી વિરૂદ્ધ જઈ શકે તેમ નથી. આજે જે શરીર હું ધારણ કરૂ છુ તે કાયમ નથી. તે ક્ષણે ક્ષણે બદલાયા કરે છે. અમુક દ્રવ્ય તે બહારથી મેળવે છે અને અમુક દ્રવ્યનો તેને વ્યય કરવો પડે છે, આમ ભૌતિક શાસ્ત્ર પણ જણાવે છે. આ શરીર હમ્મેશા મારૂં એકલાનુજ રહે તેમ નથી, તેમજ તેમા જે ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે તેમા પણ મારી સત્તા નથી. તેનુ અસ્તિત્વ સ્વતત્ર નથી પણ સયોગો અને કર્મને આધારે છે, તેથી થોડો વખત આપણા આ જીવનના સમયમા જે સ્વતત્રતાનુ આપણને ભાન થાય છે, તે વાસ્તવિક સ્વતત્રતા નથી, પણ એક સ્વપ્ન છે આમ ભૌતિકશાસ્રો કહે છે. હવે જો શરીર સ્વતત્ર ન હોય તો સ્વતત્રતાનુ ભાન કરનાર આત્મા અવશ્ય સ્વતંત્ર હોવોજ જોઇએ, અને એ આત્મા જો સ્વતત્ર અને સપૂર્ણ હોય તો તે પરમાત્માથી ભિન્ન ન હોઇ શકે આ એકજ વાત વેદાન્તે પ્રતિપાદન કરી છે.

પ્રત્યેક શાસ્ત્રની પ્રવૃત્તિ આ વિશ્વ અને તેનું મૂળ શોધી કાઢવાની છે; પણ મૂળનો પત્તો મળતા તો તે શાસ્ત્રની પ્રવૃત્તિને આગળ વધવાનો અવકાશજ રહેતો નથી. પૃથ્વીમાના આ ભિન્ન ભિન્ન પદાર્થો એકજ તત્ત્વમાથી નિર્માણ થયા છે એમ નિશ્ચય થતા રસાયનશાસ્ત્રને બીજુ શુ શોધવાનુ રહે છે? તેમજ આ વિશાળ વિશ્વમા પ્રત્યક્ષ થતી ભિન્ન ભિન્ન શક્તિઓ એકજ મૂળ શક્તિમાથી ઉદ્ભવી છે એનો નિર્ણય થતાં પદાર્થ વિજ્ઞાનને વિશેષ જાણવા કે જણાવવા જેવુ શુ રહે છે? તેજ રીતે મૃત્યુને વસ્તુમાત્રમાં જાણી, વસ્તુમાત્રને નાશવત જાણી તેમાં ચૈતન્યનુ દર્શન થયુ, વિશ્વ સમગ્રમાં ઇશ્વરની પ્રતીતિ થઇ કે પછી ધર્મને શુ જણાવવાનુ બાકી રહે છે? આ ક્ષણે ક્ષણે બદલાઇ જતા વિશ્વમાં ન બદલાય, નિર્વિકારી રહે એવી વસ્તુનુ જ્ઞાન પામવું, અનત રૂપોમા દેખાતા જીવાત્માઓ વાસ્તવિકમાં એકજ પરમાત્માના ભ્રમણાથી દેખાતા ભિન્ન ભિન્ન સ્વરૂપો છે એમ અનુમાન અને અનુભવથી સિદ્ધ કરવુ; અને આ સર્વ ભિન્ન ભિન્ન જણાવા છતાં જ્ઞાનની દ્રષ્ટિથી જોતા તે એકજ તત્ત્વ છે એમ અનુભવમાં ઉતારવું, એ ધર્મનું અતિમ સાધ્યબિદુ છે. એ પ્રાપ્ત થતાં ધર્મશાસ્ત્રને જાણવા જેવુ બાકી શું રહે છે? તેથી આગળ વધી ધર્મશાસ્ત્રને શું જણાવવા જેવુ છે? કેટલાક ધર્મોએ આ તત્ત્વ જાણ્યું છે અને કેટલાક જાણવાના માર્ગમાં છે. સમય એવો આવશે કે જ્યારે દરેક ધર્મને અવશ્ય આ તત્ત્વ જાણવાની જરૂર પડશે.

કોઇ પણ વસ્તુનો નાશ થતો નથી અને કોઇ પણ વસ્તુ નવીન નિર્માણ થતી નથી. જગતમાં દેખાતું પરિવર્તન એ માત્ર વસ્તુઓનું રૂપાંતરજ છે. આ સિદ્ધાન્તને ભૌતિકશાસ્રો જોરદાર ભાષામાં જૂદા જૂદા સ્વરૂપમાં સિદ્ધ કરવાનો પ્રયત્ન કરી રહ્યાં છે, એ પ્રયત્નો જોઇ અમને અત્યન્ત આનદ થાય છે; કારણ કે

અમારા ઋષિમુનિઓએ જે હજારો વર્ષો પહેલાં સિદ્ધ કર્યું છે અને હજારો વર્ષોથી અમે હિન્દુઓ માનતા આવ્યા છીએ, તેજ તત્ત્વો ભૌતિકશાસ્ત્ર સ્પષ્ટ અને સમર્થ ભાષામાં પ્રત્યક્ષ પ્રમાણો આપીને જણાવે છે.

આટલા સુધી આપણે ફક્ત હિન્દુધર્મના અત્યન્ત ઉજ્જવલ સ્વરૂપનો વિચાર કર્યો છે. હવે અજ્ઞાન અને સાધારણ વર્ગના ધાર્મિક વિચારોનું આપણે અવલોકન કરીએ. મારે શરૂઆતમાજ જણાવવુ જોઇએ કે કહેવાય છે તેમ હિન્દુસ્તાનમા અનેકેશ્વરવાદ પ્રચલિત નથી. હિન્દુસ્તાનમા કોઇ મંદિર પાસે ઉભા રહી ત્યા થતા દેવપૂજનના વિધિનું લક્ષપૂર્વક અવલોકન કરીએ તો સ્પષ્ટ જણાય છે કે દરેક દેવતાના ભક્તો પોતાના ઇષ્ટ દેવમા સર્વસાક્ષિત્વ, સર્વવ્યાપકતા ઇત્યાદિ પરમાત્માના ગુણોનુ આરોપણ કરે છે. જો આવી સ્થિતિ છે તો પ્રશ્ન એ થશે કે હિંદુસ્તાનમાં અનેક દેવોની પૂજા થાય છે, તેનુ શુ કારણ? આમ થવામા માત્ર નામભેદજ છે, ભાવનાભેદ નથી. ગુલાબના પુષ્પને કોઇ ગમે તે નામ આપે તેથી તેની સુવાસમાં જરા પણ ફેર પડવાનો સંભવ નથી, તેમજ એકજ ભાવનાથી પૂજ્ય પરમાત્માને જૂદાં જૂદા નામો અપાય છતા ને અનેક નહિ પણ એકજ છે.

હું નાનો હતો ત્યારે એક ખ્રિસ્તી ઉપદેશકને લોકોના એક ટોળા પાસે વ્યાખ્યાન આપતાં સાંભળ્યો હતો તેણે પોતાના વ્યાખ્યાનમાં કહ્યુ કે, "જો તમારી મૂર્તિને હુ લાકડીવતી તોડી નાખું તો મને તે મૂર્તિ શુ કરી શકે તેમ છે?" એક સાભળનારાએ કહ્યુ કે, "આકાશમા નિવાસ કરતા તમારા પ્રભુને હુ ગાળો દઉં અને તેની નિન્દા કરૂ તો તે પણ મને શુ કરી શકે તેમ છે?" પાદરીએ કહ્યું. "એ અધમ કૃત્યને માટે મારો પ્રભુ તારા મૃત્યુ પછી તને સજા કરશે.' તે હિન્દૂએ કહ્યુ· "મારી મૂર્તિમા રહેનાર પ્રભુ પણ તારા મૃત્યુ પછી તને તારા અધમ કાર્ય માટે સજા કરશે."

વૃક્ષની મહત્તા અને મૂલ્ય તેના ફળોને લઇનેજ છે' મૂર્તિપૂજકોમા પણ મે એવા તો પવિત્ર, નીતિવાન, પ્રમાણિક અને ઉદાર મનુષ્યો જોયા છે કે જેવા મે અન્યત્ર જોયાજ નથી. અને તેથી મને પ્રશ્ન થાય છે કે જો એઓ પાપજ કરતા હોય તો પવિત્રતા અને પુણ્ય ક્યાંથી પ્રાપ્ત કરી શકે?

ધર્મનુ ભોળાપણું એ પણ મનુષ્યની ઉન્નતિમાં બાધક છે એ વાત ખરી; પરંતુ પોતાના મતને માટે દુરાગ્રહ એ એથી પણ વિશેષ ખરાબ છે એક ખ્રિસ્તીએ પ્રાર્થના કરવા દેવળમા જવુ, ક્રોસનેજ પવિત્ર માનવો અને પ્રાર્થના સમયે નેત્રો આકાશ તરફ રાખવાં, એનુ કંઇ કારણ? કૅથોલીક ધર્મવાળા અનેક પ્રકારની મૂર્તિઓ રાખે છે તેની શી જરૂર છે? તેમજ શુ તમે એમ કહેવા માગો છો કે પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓ પણ પોતાની પ્રાર્થના વખતે મૂર્તિની કલ્પનાથી વિમુક્ત

રહી શકે છે? જેમ શ્વાસોચ્છ્વાસ વિના જીવવુ અશક્ય છે, તેજ રીતે કોઇને કોઇ રૂપ કે ગુણની મૂર્તિ કલ્પ્યા સિવાય સદ્‌ગુણોનુ ચિત્વન થવુ અશક્ય છે. જ્યાં સુધી ચિત્વનનો વિષય છે ત્યા સુધી કોઇને કોઈ પ્રકારની મૂર્તિ અવશ્ય આપણી આતર દ્રષ્ટિ સમક્ષ ખડી રહેવાનીજ આપણે જડમાજ જીવીએ છીએ, જડનેજ જોઇએ છીએ અને જડમાજ વિચાર કરીએ છીએ. એ સર્વ જડ વિષયને એકાએક ભૂલી જઇ ચૈતન્યમા લીન થઇ જવુ, એ શુ નેત્રો મીચી લેવા જેવી સહેલી વાત છે? એજ કારણથી હિન્દુઓએ ગુણનુ ચિન્ત્વન કરવા જડ મૂર્તિને ગુણસ્વરૂપે યોજી લીધી છે ગુણોનુ સ્મરણ કરવાને મૂર્તિ એક સાધન છે. પરમાત્માને સગુણ કલ્પી, તેના ચિત્વનમા મનને રોકવાથી મન વિષયોમા ભટકવાથી અટકે છે અને મનને સ્થિર કરવા માટેજ મૂર્તિપૂજા આવશ્યક છે. આ વાત લક્ષ્યમાં રાખવાની છે કે મૂર્તિનેજ તેના પૂજકો પરમાત્મા કહેતા નથી જેઓ મૂર્તિપૂજાથી વિરૂદ્ધ હોવાનુ જણાવે છે તેઓ પણ બીજી રીતે તો મૂર્તિપૂજામાંજ નિમગ્ન છે. આપણે પ્રાર્થના કરતા કહીએ છીએ કે "ઓ પ્રભુ ! તુ સર્વવ્યાપક છે," પણ સર્વવ્યાપક કહેતાં તરતજ વિશાળ આકાશ કે અગાધ સમુદ્રની કલ્પના આપણને આવ્યા વિના રહેતી નથી, અને તે કલ્પનામય વસ્તુ પણ એક પ્રકારે મૂર્તિજ છે.

વાસ્તવિક રીતે વિચાર કરીએ તો એટલુ સ્પષ્ટ જણાઇ આવે છે કે, મનુષ્યમા જ્યા સુધી સ્વભાવ (પ્રકૃતિ) છે ત્યા સુધી તેની ધર્મવિષયક ભાવના સાથે કોઇને કોઇ પ્રકારનુ જડ રૂપ રહેવાનુજ આપણા મનની રચનાજ એવી છે કે કોઇ જડ વસ્તુના યોગ સિવાય ગુણોનુ ચિત્વન તે કરી શકતુંજ નથી. પછી તે જડ પદાર્થ ગમે તો સમુદ્ર હોય કે આકાશ હોય, અગ્નિ હોય કે ખ્રિસ્તનું દેવળ હોય, ક્રૉસ હોય કે મસજીદ હોય ! એમાથી હિન્દુઓએ પોતાની ઇશ્વિરવિષયક કલ્પનાને મૂર્તિ સાથે જોડી દીધી છે એટલુજ બાકી કાંઇ ઇશ્વિરની ઉત્તમ કલ્પના, તેનુ સર્વવ્યાપિત્વ, તેની દયા, તેની ઉદારતા આદિ ગુણોનું ચિત્વન હિન્દુઓ નથી કરતા એમ નથી. ઉલટા જેઓ ઉપરથી મૂર્તિપૂજાને અને પૂજકોને નિન્દનારા અને ધિક્કારનારા છે, તેમના વિચારો કરતા હિન્દુઓના ઇશ્વિરવિષયક વિચારો ઉચ્ચ છે. મૂર્તિનિન્દકો ધર્મને બહુ તો નીતિના એક બધનરૂપ અને અમુક વર્ગ સુધીના પોતાના ભાઇઓને સહાયતા કરવાના ઉપદેશરૂપેજ જુએ છે, ત્યારે હિંદુઓનો ધર્મ પોતાને જોવામા, પોતાના આત્માનો અનુભવ કરવામાં છે. પ્રભુને સમજવાથી, પ્રભુનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી મનુષ્ય પ્રભુરૂપ થાય છે અને મૂર્તિ, મંદિર, ધર્મશાસ્ત્રો ઇત્યાદિ તો માત્ર તેમાં ટેકારૂપ છે બાળપણમાં જેમ બાળકને ટેકાની જરૂર પડે છે પણ બળ આવતાં તે સ્વય છૂટી જાય છે, તેમજ ઇશ્વરજ્ઞાન પ્રાપ્ત થતાં મદિર, મૂર્તિ આદિની જરૂર રહેતી નથી. મનુષ્યે પણ સદા બાળકની માફક

મૂર્તિ, મંદિર, ધર્મશાસ્ત્રો આદિ રમકડાંમા ગુંથાઈ રહેવાનુ નથી પણ તેનાથી આગળ વધવાનું છે.

વેદો કહે છે કે મૂર્તિપૂજા એ ધાર્મિક જીવનમાં પ્રથમ પાયરી છે, માનસિક પૂજા એ દ્વિતીય પાયરી છે અને સાયુજ્ય કિંવા પ્રભુમા ઐક્યાનુભવનું પરમ સુખ એ ધર્મભાવનાની અંતિમ ભૂમિકા છે. એક મૂર્તિપૂજક પણ પોતાની મૂર્તિ પાસે પ્રાર્થના કરે છે કે એ પ્રભુ! સૂર્યના કે ચંદ્ર કિંવા અગ્નિનો પ્રકાશ પણ તને પ્રકાશવાને અસમર્થ છે તું તે સર્વથી પર છે, સર્વ પ્રકાશ તારાવડેજ છે. આવી તેની પ્રાર્થના હોય છે તે મૂર્તિદ્વારા પણ પ્રભુનીજ શક્તિને જુએ છે અને તેનું સર્વત્ર દર્શન કરી સંતોષ પામે છે. તે કોઈ પણ મત કે પૂજાને ધિક્કારતો નથી, તે સમજી શકે છે કે ગમે તે રીતે લીધેલુ નારાયણનુ નામ વ્યર્થ જતું નથી. માત્ર તે શ્રદ્ધાપૂર્વક લેવાવુ જોઈએ. ધર્મની સર્વ ભૂમિકાઓ અધિકારાનુસાર છે, અને તે યોગ્યજ છે. વૃદ્ધ, વૃદ્ધ હોઈને યુવાનને ધિક્કારે અને યુવાન, યુવાન હોઈને બાળકને ધિક્કારે એ જેમ અનુચિત છે, તેમ ધર્મમાં પણ અંતિમ ફળ એકજ હોવાથી ઉંચી પાયરીવાળા નીચી પાયરીવાળાને ધિક્કારે એ અયોગ્ય છે.

જો કોઈ એક મનુષ્યને મૂર્તિદ્વારાજ તેના પવિત્ર આત્માને અથવા પ્રભુને ભેટવાનો માર્ગ મળતો હોય તો તે પૂજાને પાપ કહેવુ એ શું યોગ્ય છે? અને એ ભૂમિકા પસાર કરી તે મનુષ્ય માનસિક પૂજાનો અધિકારી થાય ત્યારે તેણે પોતાના પ્રથમના કાર્યને પાપ માનવુ? જેમ કેટલાકો માને છે કે માણસ અસત્યમાંથી સત્યમાં જાય છે, અસત્યનો અનુભવ કરતો કરતો સત્યને જાણે છે, પણ તેવો અમારો હિંદુઓનો સિદ્ધાન્ત નથી. અમે માનીએ છીએ કે મનુષ્ય સત્યમાંથીજ સત્યમાં જાય છે. તેની સર્વ ભૂમિકાઓ સત્યરૂપ છે. એક ભૂમિકામાં સત્ય કંઈક વિશેષ આવૃત્ત સ્થિતિમા છે, ને બીજી ભૂમિકામાં તે વધારે સ્પષ્ટ જણાય છે એટલોજ ભેદ છે. સર્વ ધર્મો અને મૂર્તિપૂજાની ભાવનાથી મોક્ષની ભાવના પર્યન્તની સર્વ ભાવનાઓ એ માત્ર સત્યને શોધવા માટેના જીવાત્માના પ્રયત્નોજ છે. દરેક પ્રયત્ન તેના દેશકાળને લઈ ન્યૂનાધિક આવૃત્તિ કે સ્પષ્ટ જણાય છે અને તે ઉપરથીજ જીવાત્માની ઉન્નતિ ક્યા સુધી થઈ છે તેનુ અનુમાન થઈ શકે છે. જેમ ગરૂડ પક્ષીનો અવિશ્રાન્ત પ્રયત્ન સૂર્યને પહોંચવાનો છે, તેમ દરેક જીવાત્માનો અવિશ્રાન્ત પ્રયત્ન એ અવિનાશી પ્રભુને પામવાનો છે. તે વિશેષ બળ અને સાધનો પ્રાપ્ત કરતાં કરતાં સંપૂર્ણ અધિકારી થઈને પોતાના લક્ષ્યને પામે છે ત્યારેજ જપે છે. આ ભિન્ન ભિન્ન નામરૂપમાં ભાસતા વિશ્વમાં ખરી રીતે ભિન્નતાજ નથી એમ પ્રત્યેક હિન્દુ સમજે છે. જ્યારે બીજા ધર્મોમાં પોતાના અમુક સિદ્ધાન્તો પ્રતિપાદન કરી તે દરેકે માનવા જોઈએ એવો આગ્રહ કર્યો

જણાય છે કોઈ ધારે કે એકજ કોટ જોન, જેન અને હેન્રી ત્રણેને આવી રહેશે, પણ તેમ થતું નથી. એકજ કોટ સર્વને બરાબર થઈ રહે એ અસંભવિત છે. આમ થાય તો કેટલાકોને કોટની જરૂર હોવા છતાં કોટ વિના ચલાવી લેવાની ટેવ પડે છે હિન્દુઓના ધર્મનો અર્થ 'અધનકર્તા સન્ત' નથી તેઓ માને છે કે વિષ્ણુની કે રામની કાળીની કે ભૈરવની મૂર્તિ દ્વારા, વધસ્તંભ કે અર્ધચંદ્ર (બીજનો ચંદ્રમા) દ્વારા પ્રભુના ગુણોનો વિચાર થઈ શકે છે, એ સર્વ તો સાધનો છે, પણ દરેકે એ સાધનોનોજ ઉપયોગ કરવા જોઈએ એવો હિન્દુધર્મનો આગ્રહ નથી આ સાધનોનો ઉપયોગ નથી કરતા તે બધા મૂર્ખ છે, એમ પણ હિન્દુ ધર્મનું કથન નથી. કેટલાકોને એ બાહ્ય સાધનોની અપેક્ષા છે, કેટલાકોનો અધિકાર તેથી ઉચ્ચ છે, પણ તે ઉભયના માર્ગ એકજ વસ્તુને પામવાનો છે, અને તેથી કોઈએ કોઈને અસત્ય માર્ગગામી કહેવું એ યોગ્ય નથી.

બીજી એક વાત તરફ પણ મારે તમારું લક્ષ ખેંચવાની જરૂર છે. જો કોઈએ તમને એમ સમજાવ્યું હોય કે મૂર્તિપૂજનમાં કંઈ ભયંકર વિધિ છે, તો તે વાત સત્ય નથી. બીજા ધર્મની પેઠે હિન્દુઓના ધર્મવિધિમાં પણ દોષ હશે એ હું કબૂલ કરું છું પણ હિન્દુની સદોષ કલ્પના બીજાને ત્રાસ આપવા માટે નથી. કદાચ એથી કોઈને પણ હાનિ હોય તો તેમને પોતાનેજ છે. તેઓ ધર્મને નામે પોતાને દુઃખી કરતા હોય એવી કાશીમાં કરવત મૂકાવવાની અને પતિના શબ સાથે સતી થવાની વાતો આપણે સાંભળીએ છીએ, પણ યૂરોપમાં ધર્મને નામે અનેક સાધુ પુરુષોને કતલ કરવાના, જીવતા બાળી મૂકવાના, સાધ્વીઓને ડાકણો માની તેમને મારી નાખવાના જે દાખલાઓ ખ્રિસ્તી ધર્મમાં બન્યા છે, તેવા કોઈ પણ વખતે હિન્દુ ધર્મમાં બન્યા નથી અલબત ઉપલા દોષો માટે ખ્રિસ્તી ધર્મ જવાબદાર છે એમ મારા કહેવાનો ભાવાર્થ નથી, પણ તેજ પ્રમાણે હિન્દુઓની સદોષ ધર્મકલ્પના માટે હિન્દુધર્મ પણ જવાબદાર નથીજ.

સર્વ ધર્મો કે સંપ્રદાયો એકજ લક્ષ્યને પામવાના ભિન્ન ભિન્ન માર્ગોજ છે; અને મતભેદો હોવા છતાં તેમાં પણ સત્યજ જૂદા જૂદા રૂપમાં દેખાય છે એમ હિન્દુઓ માને છે. દરેક ધર્મ, મનુષ્યને, વિષયોમાં અને તજ્જન્ય વ્યવહારમાં બંધાએલા પામર જીવને, પ્રભુ તરફ આકર્ષીને પવિત્ર, ઉદાર અને સર્વ પ્રત્યે પ્રેમી કરવાનોજ પ્રયત્ન કરે છે, અને દરેક ધર્મનો હેતુ પ્રભુ તરફ જવાનો હોવાથી પ્રભુજ પોતે દરેક ધર્મના પ્રોત્સાહક છે. આટલા સંપ્રદાયે અને મતમતાંતરોમાં વિકટ મતભેદ હોવા છતાં, તે મતભેદ માત્ર બાહ્ય છે અને ઇષ્ટ છે એમજ હિંદુઓને લાગે છે. દરેક મનુષ્યનો અધિકાર તેના સંજોગો અને દેશકાળ પ્રમાણે ભિન્ન હોવાથી મતભેદ સંભવિત છે, પણ દેશકાળાદિ તો માત્ર ઉપાધિભેદ છે; તેનો નાશ થતાં અને

જ્ઞાનની પ્રાપ્તિ થતા મનુષ્યને સર્વ ધર્મોમાં એકજ સત્ય દેખાય છે 'અમુક મનુષ્ય હિન્દુ છે માટેજ તેને મુક્તિ મળવી જોઇએ' એમ કોઇ પણ સંસ્કૃત ધર્મ ગ્રંથમાથી શોધી આપવા હુ આખા જગતને આહ્વાન કરૂ છુ. જેમ સૂર્યને જૂદા જૂદા રંગના કાચમાથી જોવાથી તે જૂદા જૂદા રંગનો દેખાય છે, છતાં તે તેવો ને તેવોજ રહે છે, તેમ સત્ય તે સત્યજ છે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યુ છે કે "**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव।**" 'જેમ મોતીની માળામા સૂત્ર પરોવાએલું છે તેમ સર્વ ધર્મોમાં હે ધનજય! મારૂ અસ્તિત્વ માન!' તેમજ "**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम्॥**" જ્યા તુ કઇ પણ લોકોત્તર પવિત્રતા કે સામર્થ્ય જુએ, કે જે મનુષ્ય જાતની શુભ ઉન્નતિ અને પવિત્રતાની વૃદ્ધિને માટે વપરાતાં હોય, ત્યા તુ મારૂજ અસ્તિત્વ જો! અને તે દેશ કાળમા થએલા પવિત્ર અને સમર્થ મનુષ્યને અમે હિન્દુઓ પૂજ્ય માનીએ છીએ. વ્યાસ મહારાજ કહે છે કે, "અમારી જાતિ અને ધર્મથી બહાર પણ ઘણા પૂર્ણતાને પામેલા મનુષ્યો મે જોયા છે." આમ માનનાર હિન્દુઓએ બુદ્ધ ધર્માનુયાયીઓનો કે જૈનોનો પણ કોઇ વાર તિરસ્કાર કર્યો નથી. જે ધર્મોમા ઇશ્વરની ભાવનાને ગૌણ માનવામા આવી છે, જે ધર્મોમા ઇશ્વરની ભાવનાને ઉડાવી દેવામા આવી છે, તે પણ અન્યથા પ્રભુ તરફજ આગળ વધે છે, તે પણ જીવોને પામરપણામાંથી પ્રભુના તરફજ લઇ જાય છે, તેથી કોઇ પણ ધર્મ સાથે હિન્દુધર્મને દ્વેષ નથી.

પ્રિય બન્ધુઓ અને ભગિનીઓ! આ પ્રમાણે હિન્દુધર્મના સામાન્ય સ્વરૂપની મે તમને રૂપરેખા આપી છે હિન્દુ ધર્મે અનેક દોષો પણ કર્યા હશે, હિન્દુધર્મની અનેક ભાવનાઓ માત્ર ભાવના રૂપેજ રહી હશે, તથાપિ જો કોઇ પણ ધર્મ સમસ્ત ભૂમંડળમા સાર્વત્રિક અને સાર્વજનિક ધર્મ થવાને યોગ્ય હોય તો તે કાળ અને સ્થળની સાથે બંધાએલો નહોવો જોઇએ, તેના સિદ્ધાન્તો એવા ન હોવા જોઇએ કે તે અમુક સ્થળ કે અમુક કાળને માટેજ સત્ય કે માન્ય હોય! જાતિ અથવા વર્ણના ભેદ સિવાય કૃષ્ણ અને ક્રાઇસ્ટ, બુદ્ધ કે મહમ્મદના અનુયાયીઓને એકસરખુ વાસ્તવિક જ્ઞાન બતાવી શકે એવો તે ધર્મ હોવો જોઇએ બ્રાહ્મણધર્મ, બુદ્ધધર્મ, ખ્રિસ્તનો ધર્મ કે મહમ્મદનો ધર્મ એ સર્વ ધર્મોનુ સ્વરૂપ જ્યાં આત્યંતિક ઐક્યથી જોઇ શકાય, આ સર્વ ધર્મો પ્રત્યે પ્રેમથી જોઇ શકાય, એવું તે ધર્મનું સ્વરૂપ હોવુ જોઇએ. એક પાપી અને પશુ પક્ષીથી તે ઠેઠ પ્રભુની સમીપ પહોંચેલા સાધુ પર્યન્તના બધામા જે ધર્મમાં પોતાને માટે સ્થાન જોઇ શકે, એ સર્વને જે ધર્મ પોતાની વિસ્તૃત ભુજાઓમા પ્રીતિ અને દયાથી ભેટી શકે, એવુ તે ધર્મનું વિશ્વવ્યાપી સ્વરૂપ હોવું જોઇએ. જે ધર્મ પાપી કે અપવિ-

ત્રને પોતાની દયાનુ દાન આપી શકતો નથી, જે ધર્મને લીધે સમાજમા પાપી તિરસ્કારને પાત્ર થાય છે, તે ધર્મ વિશ્વવ્યાપી ધર્મ થવાને યોગ્ય નથી. દરેક મનુષ્ય પછી તે ઉચ્ચ હોય કે અધમ, તોપણ તેનામાં પ્રભુનો વાસ છે એમ તેને સમજાવી તેનો અધિકાર તેને બતાવવો, તેનો અનુભવ કરાવવા પ્રયત્ન કરવો એ ધર્મનુ કર્તવ્ય છે. આવો ધર્મ જો આપણે જગતને આપી શકીએ તો અવશ્ય જગત આપણુ અનુયાયી બનશે મહારાજા અશોકે આવો પ્રયત્ન કર્યો હતો, પણ તે માત્ર બુદ્ધધર્મને અગે હોવાથી ફળીભૂત થયો નથી. મોગલ બાદશાહ અકબરે આવો પ્રયત્ન કર્યો હતો પણ એનો પ્રયત્ન સ્વલ્પ હતો. આજે અમેરિકા એ દિશામા પ્રયત્નવાન થયુ છે, અને મને એવો સકેત જણાય છે કે તેમાં તેને ફત્તેહ મળશે

હિન્દુઓનો બ્રહ્મ, જરથુસ્ત લોકોનો અહુરમઝદ, બૌદ્ધોનો બુદ્ધ, યાહુદી લોકોનો યહોવા અને ખ્રિસ્તી લોકોનો આકાશવાસી પિતા તમને તમારા પવિત્ર કાર્યમા સહાય કરો ! ધર્મનો સૂર્ય પૂર્વમાં ઉદય પામી તેનો પ્રવાસ પશ્ચિમ તરફ થયો હતો કોઈવાર તે અધકારમા છુપાયો તો કોઈવાર પૂર્ણ પ્રકાશમા પ્રકાસ્યો. હવે પોતાનો પ્રવાસ પૂર્ણ કરી પુન તે પૂર્વ દિશામા વળતો જણાય છે, અને પહેલાના કરતા હજાર ઘણો વિશેષ, રમ્ય નદીના પ્રદેશમાં તે આજે પ્રકાશે છે.

સ્વતત્રતાની ભૂમિ કોલબીયાનો જયજયકાર થાઓ ! જે કોલબીયાએ કોઈવાર પણ પોતાના પડોસીના રક્તથી પોતાના પવિત્ર હાથ કલકિત કર્યા નથી, જેણે પોતાના પડોસીને લૂટી પૈસાદાર થવાય છે એવી માન્યતાનો માર્ગ કોઈવાર પણ અગીકાર કર્યો નથી, તે કોલબીયાને માનવજાતિની અત્યુચ્ચ સસ્કૃતિ માટેનુ પ્રથમ પગલુ ભરી ઐક્યની નોબતપર પ્રેમનો ધ્વનિ કરવાનુ જે માન મળ્યુ છે, તે યોગ્યજ છે આ પ્રમાણે શાન્તિનાં ચિહ્નદરશક વાવટો લઈને જે કોલબીયા આજે સર્વ પ્રજાઓની આગળ ચાલે છે, તે કોલબીયાનો જયજયકાર થાઓ !

૨૦ મી સપ્ટેમ્બર ૧૮૯૩

## હિન્દુઓને ધર્મજ્ઞાનની જરૂર નથી.

ખ્રિસ્તીઓએ પણ જો પોતાના ઉપર યોગ્ય ટીકા થતી હોય તો તેને સહેવા તૈયાર રહેવુ જોઈએ આજે હુ તમારા ખ્રિસ્તીઓપર ટીકા કરવા માગુ છુ અને મને આશા છે કે તેને માટે તમારે વિષાદનુ કારણુ નહિ રહે. તમો ખ્રિસ્તીઓને કહેવાતા મૂર્તિપૂજકો અને ગરીબ લોકોના આત્મોદ્ધાર માટે ઉપદેશકો મોકલવાનો શોખ છે, પણ તેને બદલે જો એ મૂર્તિપૂજકો અને ગરીબોના શરીરરક્ષણ માટેજ મદદ થતી હોય તો તે વધારે સારૂ છે. હિન્દુસ્તાનમા ગયા ભયકર દુકાળમા હજારો માણસો અન્ન વિના ટળવળી મરણ પામ્યાં છે, પણ તમે ખ્રિસ્તીઓએ તેમના માટે કશું પણ કર્યું નથી. આખા હિન્દુસ્તાનમાં સ્થળે સ્થળે દેવળો બાધવામાં

તમે માન રામજો છો, પણ પૂર્વમા ધર્મજ્ઞાનની જરૂર છે એમ નથી. ધર્મ તેમની પાસે છેજ. હિન્દુસ્તાનમા કરોડો લોકો દુ ખથી રડતા રડતા આજે રોટલીના કકડાની યાચના કરે છે. તેઓ રોટલીનો કકડો માગે છે તેના બદલામા આપણે તેમને પત્થર આપીએ છીએ. ભૂખે મરતા માણસને ધર્મનો બોધ આપવો એ તેનુ અપમાન નહિ તો બીજુ શુ છે ? એક ક્ષુધાર્ત મનુષ્ય જ્યારે ક્ષુધાથી પીડાતો હોય ત્યારે તેને પિંડ અને બ્રહ્માડ, તત્ત્વ અને મહત્તત્ત્વની વાતો કહેવી એ તેનુ હિત કરનાર નહિ પણ હાનિકર્તા છે. હિન્દુસ્તાનમા પૈસાને બદલે જો કોઇ ધર્મોપદેશ કરે તો તેને લાલચુ અને લોભી કહેવામા આવે છે, તે ખરો ઉપદેશક મનાતો નથી. મારા ભૂખથી પીડાતા બધુઓ માટે કઇક મદદની યાચના કરવા માટે હુ અહી આવ્યો હતો; પણ એક ખ્રિસ્તી દેશમા ખ્રિસ્તીઓ પાસેથી મૂર્તિપૂજકો માટે મદદ મેળવવાનુ કામ કેટલુ મુશ્કેલીભર્યુ છે તેનો મને પૂરો અનુભવ થયો છે

૨૦ મી સપ્ટેમ્બર ૧૮૯૩

## બુદ્ધધર્મ એ હિન્દુધર્મની પૂરવણી છે.

આપને સુવિદિત છે કે હુ બૌદ્ધધર્મી નથી, તથાપિ બુદ્ધનો હુ ખરો અનુયાયી છુ. ચીની, જાપાની અને સીલોની લોકો પોતાને બુદ્ધાનુયાયીજ કહેવડાવે છે, પણ હિન્દુઓ તો બુદ્ધને ઇશ્વરના અવતાર માની તેની પૂજા કરે છે આજે મારૂ ભાષણ બુદ્ધધર્મના સબધમા કઇક ટીકાત્મક થશે, પણ તેમા બુદ્ધ ઉપર જરા પણ ટીકા કરવાનો મારો ઉદ્દેશ નથી. જેને પરમેશ્વર સમજી હુ ભજુ છુ અને પૂજુ છુ, તેના ઉપરજ ટીકા કરવી એ કેમ બને અમે બુદ્ધને પૂજીએ છીએ પણ એમના શિષ્યો એમનો ઉપદેશ યથાર્થ સમજી શક્યા નથી એમ કહીએ છીએ. યાહુદી ધર્મ અને ખ્રિસ્તી ધર્મનો જે સબધ છે તેવોજ સબધ વૈદિક હિન્દુધર્મ અને બૌદ્ધધર્મનો છે જેમ ઇસુખ્રિસ્ત યાહુદી હતા તેમ શાક્યમુનિ હિન્દુ હતા. યાહુદી લોકોએ ઇસુખ્રિસ્તને ખૂબ પજવી છેવટે તેને વધસ્તભપર ચડાવી મારી નાખ્યા; પણ હિન્દુઓએ તો શાક્ય મુનિને અવતાર માની તેમનુ પૂજન કર્યુ છે. શાક્ય મુનિના સબધમા અમે કઈ પણ કહેતા હોઇએ તો તે એટલુજ છે કે, તેમણે કઇ પણ નવુ કર્યુ નથી. એમણે હિન્દુધર્મના સિદ્ધાન્તો વધારે સ્પષ્ટ કર્યા છે. જેમ ઇસુખ્રિસ્તના જન્મનો હેતુ યાહુદી ધર્મનો નાશ કરવાનો નહિ પણ પોતે એક ખરા યાહુદી તરીકે રહી, યાહુદી ધર્મમાં જ્યા જ્યા ઉણપ જણાય તે પૂરી કરવાનો હતો, તેવોજ હેતુ શ્રી શાક્ય મુનિના જીવનનો હતો. ઇસુખ્રિસ્તના ધર્મના સિદ્ધાન્તોને જેમ યાહુદી લોકો સમજી શક્યા નથી તેવીજ રીતે બુદ્ધના સિદ્ધાન્તોને તેના પોતાના અનુયાયીઓજ સમજવા અસમર્થ નીવડ્યા છે ઇસુખ્રિસ્ત બાઇબલ–જુના કરારની પુરવણી કરવાને અવતર્યા હતા, એ યાહુદી લોકો સમજી

શક્યા નથી, તેવીજ રીતે બુદ્ધના અનુયાયીઓ સમજી શક્યા નથી કે શાક્ય મુનિ એક નવીન મત સ્થાપવાને નહિ, પણ વૈદિક ધર્મના આચાર અને શાસ્ત્રોનુ રહસ્ય એ બંનેની એકવાક્યતા સિદ્ધ કરવા અવતર્યા હતા.

હિન્દુ ધર્મમાં મુખ્ય બે ભાગ છે, કર્મકાંડ અને જ્ઞાનકાંડ. તેમા કર્મકાંડમા યજ્ઞયાગાદિ ક્રિયાઓનો અને જ્ઞાનકાંડમા તત્ત્વવિચારનો સમાવેશ થાય છે. જ્ઞાનકાંડનો વિચાર સન્યસ્ત વૃત્તિથી રહેનારા લોકોજ કરી શકે એવી પ્રથા છે.

તત્ત્વવિચાર પરત્વે જાતિભેદની ગણના કરવામા આવતી નથી. એક ઉચ્ચ જાતિનો બ્રાહ્મણ અને એક અધમ જાતિનો શૂદ્ર બંને સન્યાસી થઇ શકે છે, તત્ત્વવિચાર કરી શકે છે અને એ સ્થિતિમા ગયા પછી તેમનામા જરા પણ ભેદ સમજવામાં આવતો નથી ધર્મમા જાતિ નથી જાતિ માત્ર વ્યવહાર પરત્વે સમાજનુ રક્ષણ કરવાનેજ છે શાક્ય મુનિ પોતે ત્યાગી હતા. કાળે કરી વેદોનુ સ્ફાટિક જેવુ જ્ઞાન ગુપ્ત રહી ગયું હતું તે પુનઃ એમણે ઉજ્જવળ સ્વરૂપમા જનસમૂહને દર્શાવ્યુ અત્યન્ત કનિષ્ઠ વર્ગમા પણ એ જ્ઞાનનો પ્રચાર થાય એવી ઉત્તમ ઇચ્છા ભગવાન બુદ્ધની હતી ભગવાન બુદ્ધેજ જગતમાં ઉપદેશકો મોકલી ધર્મપ્રસાર કરવાની પદ્ધતિની શરૂઆત કરી હતી

બુદ્ધની મહત્તા તેના પ્રેમ અને અનુપમ દયામા છે. રંકમા રંક માણસને માટે એમના અતિ ઉન્નત થએલા અંતરમા સ્થાન હતુ. એમની પ્રેમી છાયામા હરકોઇ આશ્રય લઈ શકતું હતુ કેટલાક બ્રાહ્મણો પણ એમના શિષ્યો હતા જ્યારે શ્રી બુદ્ધ ભગવાન ઉપદેશ કરતા હતા ત્યારે હિન્દુસ્તાનમાં સસ્કૃત ભાષા બોલાતી નહોતી. માત્ર પુસ્તકોમાં તે લખાતી અને વિદ્વાન વર્ગમાં વાદવિવાદાદિ પ્રસંગોમા તે બોલાતી હતી પોતાના ગુરૂની મહત્તા વધારવા માટે બ્રાહ્મણ શિષ્યોએ બુદ્ધના ઉપદેશો સસ્કૃતમાં લખવાની ઇચ્છા દર્શાવી, પરંતુ બુદ્ધને એ મહત્તાની અપેક્ષા નહોતી તેમણે શાન્તિથી કહ્યુ "હુ રંક અને અજ્ઞાનીને માટે આવ્યો છુ. હુ લોકોને માટે છુ, અને લોકોનો વિચાર કરતા, મારે તેમની બોલાતી ભાષામા ઉપદેશ કરવો એજ યોગ્ય છે" તેથીજ એમના ઉપદેશો વગેરે પાલી ભાષામા છે, જે તે વખતની બોલચાલની ભાષા હતી

તત્ત્વજ્ઞાન ભલે ગમે તે કહેતુ હોય, માનસશાસ્ત્ર પોતાના સત્યાસત્યના નિર્ણયમા ગમે તે અભિપ્રાય ઉપર આવતુ હોય, પણ જ્યાસુધી મૃત્યુનુ સામ્રાજ્ય આ જગતમાં કાયમ છે, જ્યાસુધી મનુષ્યના અંતઃકરણમાથી ભયનો સમૂળો નાશ થયો નથી, જ્યા સુધી મનુષ્યનુ અંતઃકરણ દુર્બળતાથી કંપી ઉઠી મને કંઇક જોઇએ, મને કોઇની મદદની જરૂર છે, આમ વારંવાર પોકારી ઉઠે છે, ત્યાં સુધી પરમાત્માપરનો વિશ્વાસ રહેશે, રહેશે અને રહેશેજ. પરમાત્માપરનો વિશ્વાસ સ્વાભાવિક છે.

જે મનુષ્ય તત્ત્વવિચારથી અને ઈશ્વરવિચારથી વિમુખ રહે છે તે પોતાના સ્વત્વ-નેજ વિમુખ રાખવા જેવુ કરે છે.

બુદ્ધધર્માનુયાયીઓએ પોતાના ધર્મપ્રસારના કાર્યમા બે ગભીર ભૂલો કરી. એક તો તેમણે વેદો ઉપર હુમલો કર્યો. વેદોની ઈમારત એટલી બધી મજબૂત હતી, એ જ્ઞાનનો પાયો એટલો બધો ઊડો હતો કે તેને તોડી પાડવાનુ કામ તેમને માટે અશક્ય હતુ. તેમની બીજી ભૂલ એ થઈ કે જેમનો સબંધ વ્યવહાર સાથે છે તેવા સાધારણ લોકોને ઈશ્વરની ભાવનાથી વિમુખ કરવા માડ્યા. આ બન્ને ભયકર ભૂલોનુ પરિણામ એ આવ્યું કે જે ભૂમિમા મહાન બુદ્ધ ધર્મનો જન્મ થયો હતો, ત્યાથી તેનો હમ્મેશને માટે લોપ થયો આજે હિન્દુસ્તાનની તેત્રીસ કરોડ મનુષ્યોની વસ્તીમાં એક પણ એવી વ્યક્તિ નહિ મળે કે જે પોતાને શુદ્ધ બૌદ્ધ કહી શકે

બુદ્ધધર્મના ઉદયથી બ્રાહ્મણધર્મને સહજ નુકશાન પણ થયુ છે. બુદ્ધના કહેવા પ્રમાણે એમનો ઉપદેશ ગરીબ અને અજ્ઞાન વર્ગ માટે હતો. બુદ્ધના કેટ-લાક અગ્રેસર શિષ્યો હજામ અને એવી જાતિઓમાથી હતા, અને એ વર્ગોમા બુદ્ધધર્મના પ્રભાવથી અનેક પ્રકારની સુધારણા થઈ હતી બ્રાહ્મણથી લઈ ક્ષુદ્ર પર્યન્તની પ્રજા એટલી તો નીતિમાન અને સસ્કારી જણાતી હતી કે, તે વખતના એક ગ્રીક ઇતિહાસકારને એમ લખવુ પડ્યુ છે કે,–' હિન્દુસ્તાનમા એવો કોઈ હિન્દુ નહિ હોય કે જે અસત્ય બોલવા માટે દૂષિત થયો હોય, અને કોઈ સ્ત્રી એવી નહિ હોય કે જેણે પતિ સિવાય પરપુરૂષની ઇચ્છા પણ કરી હોય ! '

આ પ્રમાણે બુદ્ધધર્મે હિન્દુધર્મની પૂરવણીજ કરી છે બુદ્ધ ધર્મ વિના હિન્દુધર્મ નથી, અને હિન્દુધર્મ વિના બુદ્ધધર્મ નથી. બ્રાહ્મણોના પ્રખર અને અનુભવપૂર્ણ તત્ત્વજ્ઞાન સિવાય બુદ્ધધર્મને ટકવુ મુશ્કેલ થાય, અને બુદ્ધના પ્રેમ, દયા, ઉદારતા અને અહિંસા આદિ યમનિયમ વિના હિન્દુધર્મને ન ચાલે, એ કેવળ સ્વાભાવિક છે આ બન્ને ધર્મો બુદ્ધિ અને હૃદયની સસ્કૃતિનુ એકીકરણ હતુ બુદ્ધ અને હિન્દુધર્મ સાથે હતા ત્યા સુધી હિન્દુસ્તાનની ઉન્નતિ થતી જતી હતી, હિન્દુસ્તાન ઉન્નતિના શિખરપર પહોચ્યુ હતુ. જ્યારથી એ તત્ત્વો ભિન્ન થયા, બુદ્ધધર્મ અને બ્રાહ્મણધર્મ જૂદા પડ્યા, ત્યારથીજ હિન્દુસ્તાનની અવનતિનો આરભ થયો છે. હિન્દુસ્તાન આજે એકત્રિસ કરોડ ભિખારીઓનુ નિવાસસ્થાન થઈ રહ્યુ છે, તેનુ એજ કારણ છે. તેમજ હજારો વર્ષથી વિદેશી પ્રજાઓએ આક્રમણ કરી હિન્દુસ્તાનને પોતાનો ગ્રાસ કરી લીધુ છે તે પણ એ ભિન્નતાને પરિણામેજ. હિન્દુધર્મની વિવેકપૂર્ણ તત્ત્વદૃષ્ટિ અને એ મહાન ઉપદેશકની પ્રેમ-ભાવના, ઉદારતા તથા દયાની ભાવનાઓનો દરેક પ્રાણીએ યોગ કરી લેવો એજ આપણા માટે ઇષ્ટ કર્તવ્ય છે.

૨૭ મી સપ્ટેમ્બર ૧૮૯૩.

## સર્વધર્મપરિષદ્‌માં છેવટનું વ્યાખ્યાન.

કલ્પના મા ઉદય પામેલુ સર્વ ધર્મપરિષદનુ કાર્ય હવે આપણે પ્રત્યક્ષ જોઇ શકયા છીએ નિઃસ્વાર્થી ભાવનાથી જે જે સજ્જનોએ તેને માટે પરિશ્રમ કર્યો છે, તેમના પરિશ્રમનુ ફળ દયાળુ પરમાત્માએ દેખાડ્યુ છે જેમના ઉદાર અંતઃકરણમા આ પરિષદની ભાવના પ્રથમ ઉદ્‌ભવ પામી અને જેમણે તેને સફળ કરી છે, તેમનો આભાર માનવો એ મારૂ કર્તવ્ય સમજુ છુ. જેમણે આ પ્લૅટફૉર્મ ઉપરથી ભાષણો કરી પોતાના અંતઃકરણની ઉદારતા બતાવી છે, તેમનો પણ ઉપકાર માનવો મને કર્તવ્ય સમજાય છે. મારા ભાષણો શાન્તિથી સાભળી, એમા રસ લઇ, જેમણે મને પ્રોત્સાહન આપ્યુ છે તે મારા શ્રોતાજનોનો હુ આભાર માનુ છુ તેમજ આ ઐક્ય, પ્રેમ અને ઉદારતાના મહા મેળામાં કેટલાકોએ વિરોધાત્મક ટીકાઓ કે અભિપ્રાય દર્શાવ્યા છે, તેમનો ઉપકાર માનવો એ પણ મારૂ કર્તવ્ય છે, કારણ કે તેમના વિરોધાત્મક ચટકાથી પ્રેમ અને ઐક્યની ભાવના વધારે મધુર થવા પામી છે.

સર્વ ધર્મોનુ એકીકરણ ક્યાં તત્ત્વોને અનુલક્ષીને કરી શકાય, એ સબધમ પુષ્કળ ઉહાપોહ થઇ ચૂક્યો છે. હું કઇ નવીન ઉપાય સુચવી શકુ તેમ નથી પણ જો કોઇની એવી ઇચ્છા હોય કે એકજ ધર્મનો પૂર્ણ વિજય થઇ બીજા સર્વ ધર્મો નાશ પામે, તો તેને હુ એમજ કહીશ કે ભાઈ, તારી ઇચ્છા આકાશપુષ્પવત્ અશક્ય છે ખ્રિસ્તી હિન્દુધર્મમા આવે એવી ઇચ્છામાથી મને પ્રભુ બચાવે તેમજ હિન્દુ કે બૌદ્ધ ખ્રિસ્તી થઇ જાય, એવી ઇચ્છા પણ પ્રભુ મારા અંતઃકરણમા જન્મ ન આપો !

આપણે જમીનમા બીજ વાવીએ છીએ, તેને જમીન, પાણી અને હવાનો સયોગ થાય છે, પરતુ એ બીજ, જમીન, પાણી કે હવા એ પૈકી કોઇનુ પણ રૂપ ધારણ કરી શકે છે કે કરવા પ્રયત્ન કરે છે ? નહિજ. તે તો એક વૃક્ષના રૂપમાજ ઉગી નીકળે છે. એજ તેનો સ્વભાવ છે. પોતાને મોટુ અને ફળવાન થવામા ઉપયોગી હોય તેટલો જમીનનો, પાણીનો અને હવાનો ભાગ લઇને તે સર્વને પોતાના આકારમાં સમાવી દઇ, પોતે પોતાના સ્વભાવમાજ સ્થિર રહે છે. ધર્મનુ પણ એમજ સમજવાનુ છે. ખ્રિસ્તી, હિન્દુ કે બૌદ્ધ એકબીજાના ધર્મમા વટલાય તેથી કોઇને કઇ લાભ નથી, પરતુ એકમેકની સાથે પ્રેમ અને સહાનુભૂતિથી વર્તી, દરેક ધર્મમા જે જે સારૂં દેખાય તે ગ્રહણ કરી તેનુ પોતાના સ્વભાવમા એકીકરણ કરી દેવાથીજ લાભ છે. પોતાનુ સ્વત્વ ભૂલી જવામા કોઇને પણ લાભ થવાનો સંભવ નથી. અંતઃકરણની પવિત્રતા અને મનની ઉદારતા એ અમુક ધર્મે કે સપ્રદાયે સગ્રહી રાખ્યા નથી, એ સિદ્ધાન્ત આ સર્વ

ધર્મોની મહાપરિષદે જગતને જાહેર કર્યો છે દુનિયાના દરેકે દરેક ધર્મમાં નીતિવાન અને સચ્ચરિત્રશાળી સ્ત્રી પુરૂષો ઉત્પન્ન થયાં છે અને આજે પણ છે આ એક સિદ્ધ વાત છતા જો કોઇ એમ આગ્રહ કરે કે તેનો પોતાનો ધર્મજ સાચો અને સાચવી રાખવા જેવો છે અને દુનિયાના બીજા ધર્મો નાશ કરવા જેવા છે, તો તેવા મનુષ્ય માટે મને દયા આવે છે. હુ તેને એમજ કહીશ કે દરેક ધર્મનુ અસ્તિત્વ કાયમ રહો ! દરેક ધર્મના વાવટા ઉપર શાન્તિ, મહાનુભૂતિ અને મિત્રભાવની વૃદ્ધિના સિદ્ધાન્તો લખાઇ જાઓ, અને સર્વ ધર્મોનો વિજય તેમાજ છે. વિજય નાશમા નહિ પણ પુનરુદ્ધારમાજ છે

## આત્મા, ઈશ્વર અને ધર્મ.

શતકોના શતકોથી કાળના ઉદરમા પ્રવાસ કરતો ધર્મનો શબ્દ આપણા સુધી આવી પહોચ્યો છે. હિમાલયના ઋષિમુનિઓના મુખમાથી નીકળતો, જગલોમાં નિવાસ કરતા વિરક્ત જનોના હૃદયમા ધ્વનિ પામતો, સેમીટીક પ્રજામા, બુદ્ધ, શકર અને અનેક એવા અવતારી પુરૂષોના અતરમા ઉછળતો ધર્મનો ધ્વનિ આજે પણ આપણે સાભળીએ છીએ જે ધ્વનિ, જે પ્રકાશમય શબ્દ મનુષ્યની સાથેજ આ જગતમા જન્મ્યો છે, જ્યા જ્યાં આત્માનો પ્રકાશ થયો છે ત્યાં તે પ્રકાશ પામ્યો છે. જ્યા જ્યા મનુષ્ય છે ત્યા તે સાથેજ છે આજે પણ એ પ્રકાશમય શબ્દથી આપણે દૂર નથી. એ શબ્દ ઉચ્ચ પર્વત ઉપરથી વહેતા નાનકડા ઝરા જેવો છે. જે પ્રમાણે એ ઝરો કોઇવાર ગુપ્ત થઇ જાય છે, કોઇવાર પુન પ્રકટ થાય છે, કોઇ સ્થળે વચમા તેનુ પાણી ઓછુ થઇ ગયુ જણાય છે તો કોઇ સ્થળે બીજા ઝરામા મળી અધિક બળવાન જણાય છે, તેજ પ્રમાણે આ ધર્મનો ધ્વનિ પણ કોઇવાર સૂક્ષ્મ તો કોઇવાર પ્રચડ, કોઇવાર સામાન્ય રીતે ગુપ્ત તો કોઇકવાર પૂર્ણપણે પ્રસિદ્ધ થયો છે પર્વતના શિખરપર જન્મ પામેલ ઝરણુ જેમ બીજા નાના નાના ઝરણોને પોતામા સમાવી દેતુ છેવટે મહા નદીનું સ્વરૂપ ધારણ કરે છે, તેજ પ્રમાણે આ ધર્મના ઝરણામા પણ વિવિધ કાળના, વિવિધ દશા અને પ્રજાઓના મહાત્માઓના ઉદ્ગારો અને હૃદયના ભાવો ભળીને આજે એક મહા નદીના સ્વરૂપમા આપણી દૃષ્ટિ પાસે દેખાય છે આજે એ ધ્વનિ આપણુને એમજ જણાવે છે કે " સર્વત્ર મિત્રભાવ પ્રસાર પામો ! સર્વ ધર્મોનો વિજય થાઓ ! સર્વ ધર્મોમાથી શત્રુભાવનાનો નાશ થઇ તે સર્વ એક થાઓ " એજ સૂત્રો આજે આપણુને એ ધ્વનિ કહી રહ્યો છે. આપણે એ ધ્વનિનો અર્થ સમજવા પ્રયત્ન કરીએ.

ઓગણીસમા શતકના પ્રારભમા ભોતિકશાસ્ત્રોએ અનેક પ્રકારની ઉથલ પાથલ કરી નાખી હતી, અને એવી ભીતિ ઉત્પન્ન થવા લાગી હતી કે, સર્વ ધર્મો ગ્સા-

તળમાં જશે કે શુ ? જડવાદના પ્રહારે લુહારના ઘણની પેઠે પડતા હતા અને જુના ધર્મની કલ્પનાઓ કાચનાં વાસણો પેઠે કડકડાટ કરતી ભાગી જવા લાગી હતી. કેટલાક લોકો તો એમજ સમજવા લાગ્યા હતા કે ધર્મ એટલે વ્યર્થ બડબડાટજ છે; અને આ રીતે ધર્મની સૃષ્ટિમા અંધકારમય રાત્રિનુ સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતુ જેમ એક મુઠીમા સપડાએલી કોઇ હીસી વસ્તુને ખૂબ જોરથી દાબતા તે ઉડી જઈ ખૂબ લાબે જઇ પડે છે, તેજ પ્રમાણે જડવાદના દબાણથી ધર્મની કલ્પનાઓ લાબે ઉડવા માંડી હતી. અજ્ઞેયવાદ અને નાસ્તિકતા એટલી હદ સુધી વધવા પામ્યા હતા કે, પ્રાચીન ધર્મની ઇમારત ડોલાયમાન થઈ રહી, તે તરતજ જમીનદોસ્ત થઇ જશે એવી ભીતિ થવા લાગી કેટલાકો પ્રાચીન ધર્મભાવનામા કઇક સત્ય જોઇ શકતા હતા, પણ તે બોલી બતાવવા જેટલી તેમની હિંમત ચાલતી નહોતી. હવે ધર્મને જીવવાને અવકાશજ નથી એમ અનેક વિદ્વાનોએ ખાત્રીથી માની લીધુ હતુ, પણ સમય બદલાયો છે જૂદા જૂદા ધર્મોનો તુલનાત્મક દૃષ્ટિથી અભ્યાસ થવા લાગ્યો છે એ એક આનંદજનક વાર્તા છે ભિન્ન ભિન્ન ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવાથી આપણે જાણી શકીએ છીએ કે મૂળમાં તે ભિન્ન નથી. સર્વ ધર્મોનુ લક્ષ્ય એકજ છે. જ્યારે હુ બાળક હતો ત્યારે મને પણ એવા વિચારો ઉત્પન્ન થતા, અને ધર્મને જાગૃત થવાનો હવે અવકાશજ નથી એમ હુ માનતો. મે ખ્રિસ્તી ધર્મના, મુસલમાન ધર્મના અને બુદ્ધ ધર્મના ધર્મગ્રથોનો અભ્યાસ કર્યો; અને મને પ્રત્યક્ષ જણાયુ કે જે શિક્ષણ મારા ધર્મના ગ્રથોમા આપવામા આવ્યુ છે તેજ શિક્ષણ સર્વ ધર્મના ગ્રથોમાં પ્રધાનપદ ભોગવે છે. મારા અંતઃકરણને એથી બહુ સંતોષ થયો. એ પછી મનમાં મને પ્રશ્ન થયો કે શુ આ જગત સત્ય છે ? હા શા માટે ? કારણ કે હુ તેને જોઈ શકુ છુ આ હમણાજ મારા કર્ણદ્વારા રેડાતુ સગીત સત્ય છે ? હા શા માટે ? કારણ કે હુ તે સાભળુ છુ દરેક મનુષ્યને પોતાના શરીરમાં આંખ અને કાન આદિ બાહ્યેંદ્રિયો છે આ બાહ્ય ઇંદ્રિયોથી તેને બાહ્ય જગતનો અનુભવ થઈ ખરા ખોટાની સમજણ પડે છે જેમ બાહ્યેંદ્રિય છે તેમ મનુષ્યને અંતર ઇંદ્રિયો પણ છે. આત્મા પણ છે આત્માની જિજ્ઞાસા રાખી સદાચાર પ્રેમ અને ઉદારતાની દૃષ્ટિથી જો તે દરેક ધર્મનો અભ્યાસ કરે તો તેને જરૂર જણાઇ આવે કે, અમુક ધર્મતત્ત્વ પછી તે યુરોપમા શીખવવામા આવ્યુ હોય કે હિંદુસ્તાનના મંદિરોમા તેનો ઉપદેશ થયો હોય, ચીન કે ટીબેટના મઠોમાંથી આવતુ હોય કે અરબસ્તાનના ધર્મગુરુઓ તરફથી પ્રાપ્ત થયુ હોય, પણ તેના મૂળ તત્ત્વ ભિન્ન નથી. માનવસમાજે દરેક દેશ અને દરેક કાળમાં પોતાના કલ્યાણ અને સમાજના સુખને માટે એકજ પ્રકારનો વિચાર કર્યો છે, અનેજ જણાય છે કે એ વિચાર સ્વાભાવિક અને આવશ્યકીય

છે. મનુષ્યને કોઇને કોઇ રૂપમા ધર્મની આવશ્યકતા રહે છેજ. અમુક ધર્મસિદ્ધાન્તની સિદ્ધિનો આધાર બીજા ધર્મ ઉપર અવલબી રહે છે. અમુક વાત સત્ય છે, કારણ કે અમુક અમુક ધર્મો તેને સત્ય તરીકે સ્વીકારે છે. દાખલા તરીકે મને બે આગળીઓ હોય તો બીજાને તેટલી ન હોવાથી તે અસ્વાભાવિક મનાય છે. જો એકજ ધર્મ સત્ય અને બીજાને જૂઠા માનીએ તો એ સત્ય ધર્મજ અસત્ય કે અસ્વાભાવિક થઈ જશે, કારણ કે જેને તે પ્રમાણ માને છે તેને બીજા તરફનુ અનુમોદન નથી. જો એક સ્વાભાવિક હોય તો બીજા પણ સ્વાભાવિક હોવા જોઇએ. બીજાને પાચ આગળી છે એમ બતાવીનેજ આપણી પાચ આગળી ઠીક છે, એમ આપણે માની કે મનાવી શકીએ છીએ કેટલીક બાહ્ય ક્રિયાઓ કે આચારવિચારમા ભિન્નતા હોઇ શકે, પણ મૂળમાં સર્વ ધર્મો અભિન્ન છે

મનુષ્ય ગમે તે કાળમા અને ગમે તે સ્થળમા હોય, પણ કોઇને કોઇ પ્રકારની શ્રદ્ધાની અને આસ્તિકતાની તો તેને જરૂરજ પડશે, અને જ્યા શ્રદ્ધા છે ત્યા ધર્મભાવના પણ અવશ્ય યોજાવાનીજ જગતમા પ્રચલિત ભિન્ન ભિન્ન ધર્મોનો અભ્યાસ કરતા બીજી જે વાત મને જણાઇ છે તે એ કે, દરેક ધર્મમાં આત્મા અને પરમાત્માના વિચારપરત્વે ત્રણ ભૂમિકાઓ છે એમાંની પ્રથમ ભૂમિકા કે જે સાધારણ રીતે દરેક ધર્મમા છે તે એ કે, આ શરીર જે વિકારી અને નાશવત છે તેનાથી પર કઇક તત્ત્વ છે, કે જે વિકારી અને નાશવત નથી. કેટલાક પાછળથી ઉત્પન્ન થએલા ધર્મો માને છે કે, શરીરથી પર જે તત્ત્વ છે તે અનંત છે પણ અનાદિ નથી. તે કોઇને કોઈ વાર ઉત્પન્ન તો થયુ હશેજ, પણ આ સિદ્ધાંત વાસ્તવિક નથી. જેને શરૂઆત હોય તેને અત હોવોજ જોઇએ એ કેવળ સ્વાભાવિક છે. પ્રારભની સાથેજ અતનો વિચાર આપણામા જન્મે છે, અને શીત, ઉષ્ણ, પ્રકાશ, અધકાર ઇત્યાદિ દ્વન્દ્વોની પેઠે આદિ ને અતનુ દ્વદ્વ સાથેજ રહે છે એક વિના બીજુ નથીજ આપણો ચૈતન્યાશ, શરીરથી પર તત્ત્વ કે આત્મા, એનો જન્મ નથી તેમ મરણ પણ નથી. આદિ નથી તેમ અત પણ નથી. શરીરથી પર એવા આ ચૈતન્ય સિવાય એક મહત્ ચૈતન્ય છે જેને પરમેશ્વર અથવા પરમાત્મા કહે છે. આ વાત પણ દરેક ધર્મ સ્વીકારે છે. મનુષ્ય જાતિનો કે સૃષ્ટિનો આરભ એવા શબ્દો આપણે સાંભળીએ છીએ, પણ ખરી રીતે એવો આરભ છેજ નહિ. કલ્પની સમાપ્તિ થતા અવ્યક્તમા છૂપાએલુ જગત પુન વ્યક્ત સ્વરૂપ ધારણ કરે છે, તેનેજ પ્રારભ શબ્દથી વ્યવહારની ચેષ્ટા થાય છે. જેને પ્રારભ હોય તેનો અત અવશ્ય હોવો જોઇએ એ વાત ધ્યાનમા રાખવા સરખી છે **न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः । न चैव न भविष्यामः सर्वे वयमतः परम्॥** ' હું, તુ અગર આ રાજાઓ કોઇ વાર નહોતા એમ નથી તેમજ ભવિષ્યમાં તે કોઇ

નહિ હોય તેમ નથી." અર્જુનપ્રતિના એ વાક્યોમાં થી કૃષ્ણે એજ સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે. જ્યાં જ્યાં વિશ્વનો પ્રારંભ કહેવામાં આવ્યો છે ત્યાં કલ્પનોજ પ્રારભ સમજવાનો છે વિશ્વને તો પ્રારભ નથી તેમ અન્ત પણ નથી એજ ન્યાયે સમજી લેવાનું છે કે શરીર મરણ પામે છે, શરીર રૂપાન્તર પામે છે પણ આત્મા નાશ કે રૂપાન્તરના ધર્મને પાત્ર નથી. તે તો અવિનાશી અને અવિકારી છે

જીવાત્માના અમરપણાની આ કલ્પના સાથે પૂર્ણપણાની એક બીજી કલ્પના ઉદ્ભવ પામેલી જણાય છે આત્મા પૂર્ણ છે, એ વાત હિન્દૂઓ કે ખ્રિસ્તીઓના નવા કરારમા પણ માન્ય કરેલી છે મનુષ્ય આરભમાં પૂર્ણ હતુ, તે પોતાના દુષ્કૃત્યોથી પાપી થયુ છે, જેથી પુન જો તે સદાચારથી વર્તે તો તે તેની પૂર્ણત્વની પદ્દી પ્રાપ્ત કરી શકે છે આની આજ વાતને બીજા ધર્મોએ રૂપકમા, વાર્તામા કે તત્ત્વની દ્રષ્ટિથી દર્શાવી છે. વર્ણનમા ક્વચિત્ ભિન્નતા પણ જણાય છે, પરતુ વિવેકપૂર્વક તે સર્વનો વિચાર કરતા એજ સિદ્ધ થાય છે કે, મનુષ્યનો આત્મા મૂળથી પવિત્ર છે અને એ પવિત્રતા પુન પ્રાપ્ત કરવી એ મનુષ્યનો ધર્મ છે, એમ સર્વ ધર્મો માને છે. મનુષ્ય એ પવિત્રતા કેમ પ્રાપ્ત કરી શકે ? માત્ર પ્રભુને જાણવાથી, તેને ઓળખવાથીજ માણસ પવિત્ર થઇ શકે છે. બાઇબલ કહે છે કે કોઈ પણ આત્મા પ્રભુના પુત્રને મળ્યા સિવાય પ્રભુને મળી શકતો નથી આ વાક્યમા પણ પ્રભુને પ્રાપ્ત કરવામા, હરિને પામવામાજ મનુષ્યજીવનની સફળતા છે એવો ધ્વનિતાર્થ છે પુત્રને મળવુ એનો શબ્દાર્થ ખ્રિસ્તને મળવુ એવો થાય છે, પણ લક્ષ્યાર્થ એ છે કે તેના પુત્ર થવાને યોગ્ય થવુ. પુત્રને ત્યારેજ મળાય કે જ્યારે આપણે તેના સમાગમ માટે લાયક હોઇએ, અને લાયક ત્યારેજ થઇએ કે જ્યારે આપણે તે પુત્રને પ્રિય હોઇએ, એ વાસ્તવિકજ છે આ વાત પણ લક્ષમાં રાખવાની છે કે માણસ પોતાના કર્મોથી, પોતાના પાપ કર્મોથીજ પતિત થયો છે. પોતાની સ્થિતિ માટે તે પોતેજ જવાબદાર છે જ્યારે જ્યારે આપણે દુ ખનો પ્રસગ જોઇએ, દુ ખમા સપડાઇએ ત્યારે એમજ સમજવાનું છે કે તે આપણા પોતાનાજ કર્મોનુ ફળ છે, અને તેને માટે ઈશ્વર જવાબદાર નથી. આ કર્મ સાથેના મનુષ્યના સબધનો વિચાર કરતાં પુનર્જન્મનો વિચાર સ્વય ઉત્પન્ન થાય છે, અને એક વાર તે સર્વ ધર્મોમા પ્રચલિત પણ હતો, પરતુ યૂરોપના ધર્મોએ તેને સ્વીકાર્યો નથી અને તેમાં કાઇક ઉથલપાથલ કરી નાખી છે.

તમારા પૈકી અનેકને આત્માનો વિચાર કરતાં એ ભાવનાનો વિચાર જરૂર આવ્યો હશે, કારણ કે આત્માને જો અમર માનવામાં આવે તો પુનર્જન્મની ભાવના તેની સાથે અતિ નિકટ સંબધ ધરાવનારી છે. જે વસ્તુનો એકવાર નાશ થઇ જાય તેનો કોઇને કોઇ વાર પ્રારંભ પણ અવસ્ય થવો જોઇએ, તેમજ કોઇ

વસ્તુનો આરંભ કાળ આપણે સ્વીકાર્યો તો તે વસ્તુ નાશવંત છે એમ પણ સ્વીકારવુંજ પડશે. જો જીવાત્મા નાશવંત નથી તો તેનો આરંભ થાય છે, એ કલ્પના પણ વિવેકયુક્ત નથી. જીવાત્મા પૂર્ણ સ્વતંત્ર છે, એ સિદ્ધાન્ત પુનર્જન્મનો સિદ્ધાન્ત માનવાથીજ ફલિત થઈ શકે છે. જો જીવાત્માની કોઈ વાર પણ ઉત્પત્તિ માનીએ તો તેના પાપ પુણ્ય માટે પરમાત્માજ જવાબદાર રહેશે; કારણ કે પ્રારંભના જન્મ પહેલા જીવાત્માના કર્મો નથી અને તેથી તેને પ્રારબ્ધ પણ નથી એટલે તેના પ્રથમ પ્રારબ્ધનો રચનાર તેનો કર્તાજ હોઈ શકે, અને પરમાત્માને અત્યંત પવિત્ર માનીએ તો તે પાપી માણસને ઉત્પન્ન કરે, અને તેને પાપ કરવાને પ્રેરે એમ માનવું પણ બંધ બેસતું નથી. એકવાર જેને પવિત્ર માનીએ તેનેજ મનુષ્યના પાપના ઉત્પાદક માનીએ એ તો પરમાત્માનું અપમાન કર્યા બરાબર છે. તેમજ જો પરમાત્માજ મનુષ્યના પ્રારબ્ધનો કર્તા હોય અને પરમાત્માને આપણે ન્યાયી માનીએ, તો સર્વ મનુષ્યો એક સરખા દુખી કે સુખી હોવા જોઈએ, પણ તેમ નથી ત્યારે ન્યાયી પરમાત્માના રાજ્યમાં તેનાજ ઉત્પન્ન કરેલા બાળકોમાં એક વધારે સુખી અને એક વધારે દુ:ખી હોય એ પક્ષપાત ન યોગ્ય કહેવાય? આજે હજારો, લાખો, કરોડો લોકોને આપણે પગતળે ચગદાતા ગરીબાઈ અને દુખમાં રીબાતા જોઈએ છીએ. આ જન્મમાં જેમણે કંઈ પણ પાપ ન કર્યું હોય એવા લાખો લોકો રોટલીના ટુકડાને માટે ભૂખે મરે છે. આપણે જોઈ શકીએ છીએ કે તેઓ પોતે તેને માટે જવાબદાર નથી. ત્યારે પ્રશ્ન એ છે કે તેને માટે જવાબદાર કોણ છે? જો તેઓ પોતે જવાબદાર ન હોય તો અવશ્ય તેમનો કર્તા પરમાત્માજ જવાબદાર હોવો જોઈએ. અને જો તેમજ હોય તો પરમાત્માની કલ્પનાજ નાશ પામી જાય છે. જેથી સંતોષકારક ખુલાસો એજ છે કે દરેક પોતાના સુખ અને દુ:ખને માટે પોતેજ જવાબદાર છે. જેમ દુઃખોત્પાદક કર્મો કરવાની મનુષ્યને સત્તા છે તેમજ સુખ ઉત્પન્ન કરે એવા કલ્યાણકારી કાર્યો કરવાને પણ તે પૂર્ણ સ્વતંત્ર છે. કોઈ પણ કર્મ કરવું અગર નહિ એ મારાજ હાથમાં છે. હુંજ બંધાઉં છું અને હુંજ મુક્ત થાઉં છું. મને કર્મ કરવાની ફરજ પાડે એવી કોઈ પણ શક્તિનું અસ્તિત્વ અશક્ય છે. આપણેજ આપણા દુખ કે સુખ ઉત્પન્ન કરવા સ્વતંત્ર છીએ. પ્રારબ્ધ જેવી કોઈ વસ્તુજ નથી. કોઈ પણ સારૂં અગર બુરૂં ફળ મળે છે તો તે આપણી ઇચ્છાએ નિર્માણ કરેલી આપણી કૃતિનુંજ પરિણામ છે, જેથી દુઃખમાં વધારે સપડાવું અગર તેનાથી મુક્ત થવું એ મારીજ ઇચ્છા ઉપર આધાર રાખે છે.

ઉપર્યુક્ત પુનર્જન્મના સિદ્ધાન્તમાં એક ખાસ બાબત તરફ હું તમારૂં લક્ષ ખેંચવા માગું છું, અને એ બાબત સૂક્ષ્મ છે તેથી તે ખૂબ ધ્યાનપૂર્વક

સાંભળવાની હું તમને વિનતિ કરું છું. આપણને કોઇ પણ પદાર્થનું જે જ્ઞાન થાય છે તે અનુભવથીજ થાય છે, અને જેને આપણે અનુભવ કહીએ છીએ તે અનુભવ સ્મરણક્ષેત્રમાં એક દ્રવ્ય છે. અનુભવ એટલે સ્મરણ આ સિદ્ધાન્તને સ્પષ્ટ કરવા આપણે એક ઉદાહરણ લઈએ. એક માણસને આપણે સિતાર વગાડતો જોઈએ ત્યારે ક્યા પડદાપર આંગળી મૂકતાં કયો સ્વર ઉત્પન્ન થશે તેનું તેને સ્મરણ છે એમ આપણે જોઇ શકીએ છીએ, એને આપણે જ્ઞાન કહીએ છીએ પૂર્વે સાંભળેલા સ્વરનું સ્મરણ થવાથી આંગળીને ઉત્સાહન મળી ચાલવાનું જ્ઞાન થવું એજ અનુભવ છે પ્રથમ શરૂઆતમાં શીખનારને દરેકે દરેક પડદા જોવાની, તેના ઉપર આંગળીઓ રાખતાં શીખવાની અને ધીરે ધીરે તે ચલાવવાની જરૂર પડે છે. આમ સ્મરણ વધતાં, પડદા, સ્વર અને આંગળીઓનો વ્યાપાર બરાબર સમજાતાં, તેને એટલો અનુભવ કે જ્ઞાન થઇ જાય છે કે આંગળીઓ ખૂબ ઝડપથી પોતાની મેળે યોગ્ય પડદામાં જાય છે અને સુંદર તથા મધુર સ્વર કહાડી શકે છે. આ ઝડપ વધતાં વધતાં એટલે સુધી વધી જાય છે કે ખુદ વગાડનારને પણ તે વખતે એમ જણાતું નથી કે આ તેનું સ્મરણ કે પૂર્વના કર્મનું પરિણામ છે. અનુભવનું પરિણામ કિંવા લક્ષણ, તેનેજ આપણે સ્વભાવ કહીએ છીએ. આપણા સબંધમાં પણ એમજ છે કેટલાક ગુણો અને લક્ષણો આપણા સ્મરણ અને સંસ્કારો સાથે એવા તો ભળી ગયા હોય છે કે જેને આપણે આપણો કે અમુક વ્યક્તિનો સ્વભાવ કહીએ છીએ. આ આપણા ગુણો, લક્ષણો અથવા સ્વભાવ, પુર્વ જન્મના અનુભવનું કે સ્મરણનુંજ પરિણામ છે. એક બાળક જન્મે છે ત્યારે તેનામાં કેટલાક એવા વિશિષ્ટ સ્વભાવ અને લક્ષણો હોય છે, એ વાત આપણે જોઈ શકીએ છીએ જો તેમ ન હોય તો એકજ માબાપના છોકરા એકજ રીતે શિક્ષણ પામી એકજ રીતે ઉછેરવામાં આવ્યા પછી તેમના સ્વભાવ અને બુદ્ધિમાં ફેર પડવો જોઇએ નહિ. નાનાં બચ્ચામાં પણ જો બારિકીથી જોવામાં આવે તો અમુક વિશિષ્ટ ગુણો અને ટેવો હોય છેજ. અમુક શાન્ત, અમુક કજીયાખોર, અમુક ઇર્ષાખોર, અમુક બધા સાથે હળીને ભળી જનાર એમ આપણે જોઇએ છીએ. આમ હોવાનું કારણ શું ? કોઇ પણ બાળક તદ્દન કોરા પાનાની પેઠે કોઇ પણ પ્રકારના સંસ્કાર કે સ્મરણ વિનાજ જન્મે છે એમ નથી. એ પાના ઉપર આગળ કંઇક લખાએલુંજ હોય છે આ વાત પ્રાચીન ગ્રીક અને ઇજીપ્તના વિચારકોએ પણ સ્વીકારી છે પુર્વજન્મમાં તેણે જે જે સારાં કે નરસાં કૃત્યો કર્યાં હોય તેનો પરિપાક થઈ નવીન જન્મમાં તે પ્રમાણેજ તેની વૃત્તિ રચાય છે. પુનર્જન્મને માન્યા સિવાય માણસના સ્વભાવ અને તેની સ્થિતિમાં જે અંતર દેખાય છે તેના કારણનો સમાધાનકારક

ખુલાસો થઇ શકતો નથી. કોઇ માણસ ભલે અત્યન્ત દુરાગ્રહથી ઇશ્વરના અસ્તિત્વને ન માને, પણ પ્રારબ્ધ અને પુનર્જન્મ તો તેને માનવાં જ પડશે. પૂર્વકાળના મહાપુરૂષોએ આ વાત સ્વીકારી છે ખુદ ઇસુ ખ્રિસ્તે પણ કહ્યું છે કે,- એબ્રાહમથી પણ પૂર્વે હું હતો, અન્યત્ર બાઇબલમા કથન છે કે,-" આ એલીઆનો અવતાર થયો કહેવાય છે."

દુનિયાની જૂદી જૂદી પ્રજાઓમા, જૂદા જૂદા સમય અને સંયોગોમા ઉત્પન્ન થઇ વૃદ્ધિ પામેલા સર્વ ધર્મો એશિયા ખંડમાં ઉત્પન્ન થયા છે, અને ધર્મની ભાવના એશિયાવાસીઓની રગેરગમા રમી રહી છે. જૂદા જૂદા ધર્મોનો ભાવાર્થ એશિયાવાસીઓ જેટલે દરજ્જે સમજી શકે, તેટલે દરજ્જે અન્ય લોકોને સમજાશે નહિ. એશિયામા ઉત્પન્ન થએલા ધર્મો પોતાની માતૃભૂમિમાથી બહાર આવતાં તે દેશોની વસ્તુસ્થિતિ, હવાપાણી અને લોકવિચાર સાથે ભળતાં બદલાઇ ગયા, અને આ પ્રમાણે શુદ્ધ ધર્મનું સ્વરૂપ ભૂલોથી આવૃત્ત થવા લાગ્યું બાઇબલમાં જે અત્યન્ત ઉદાર અને ઉચ્ચતમ તત્ત્વોનો ઉપદેશ કરવામા આવ્યો છે, તેની યુરોપિયન લોકોને વાસ્તવિક સમજણ પડી નથી. કારણ કે બાઇબલના મૂળ લખનારાઓએ જે કલ્પનાની, જે અર્થ સમજાવવા અમુક વાક્યોની, કથાઓની કે ચિહ્નોની જે યોજના કરી છે, તે યુરોપિયન લોકોના ધર્મવિચારને અપરિચિત હતી. ઉદાહરણ તરીકે આપણે ખ્રિસ્તની માતા મેરીનું યુરોપમાં પ્રચલિત ચિત્ર જોઇએ. યુરોપમા દરેક દેશોમા મેરીના ચિત્રો છે, પણ તે બધાં તે તે દેશની સ્ત્રી જાતિની છાયાને અનુલક્ષી છે; અને તેમાં ભિન્નતા સ્પષ્ટ જણાય છે તેવીજ રીતે ઇસુ ખ્રિસ્તના છેવટના ભોજન પ્રસંગના પણ અનેક ચિત્રો કાઢવામા આવ્યાં છે. મે કેટલાક જોયા છે તેમા ક્રાઇસ્ટની પાસે જમવા માટે ટેબલ પણ મૂકી દીધાં છે ક્રાઇસ્ટના સમયમા ટેબલ ક્યાથી આવ્યા એ એક વિચારવાની વાત છે. કોઇ પણ પ્રજાને બીજી પ્રજાઓની નીતિ રીતિનું યથાર્થ જ્ઞાન થવું બહુધા થવું અશક્ય છે. પ્રાચીન યાહુદી લોકોની નીતિ રીતિ સેકડો વર્ષ પછી રોમન ગ્રીક આદિ પ્રજાઓના વિચારક્ષેત્રમા પ્રવાસ કરતી યુરોપિયનોને પ્રાપ્ત થઇ હતી; એટલે તે તેઓ ન સમજી શકે એમાં કશું આશ્ચર્ય જેવું નથી. આ રીતે ઇસુખ્રિસ્તની અનેક હકીકતો, અનેક દૃષ્ટાન્તો, અનેક વાક્યો કે જે સુંદર તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે, તેને યુરોપિયન પ્રજાઓ સમજી શકી નથી, અને પરિણામે પોતાના ધર્મને એક દુકાનદારીના ધર્મનું સ્વરૂપ આપી દીધું છે. અસ્તુ. હવે આપણે આપણા મૂળ વિષય તરફ વળીએ.

આપણે જોઇ શકીએ છીએ કે દરેક ધર્મે બે વાત કોઇને કોઇ સ્વરૂપમાં સ્વીકારી છે. એક આત્મા અમર છે અને બીજી આત્મામાં જે મલિનતા દેખાય

છે તે તેના પોતાનાં કર્મોનુંજ ફલ છે હવે ઈશ્વર અથવા પરમાત્માના સબંધમ. ભિન્ન ભિન્ન ધર્મોએ શી કલ્પના કરી છે તે આપણે જોઈએ. અત્યન્ત પ્રાચીન કાળના સાહિત્ય તરફ દ્રષ્ટિ કરીએ તો પરમાત્મા સબંધી કલ્પના ઘણી અસ્પષ્ટ જણાય છે પ્રાચીન કાળમાં બહુધા દરેક પ્રજાઓ સૂર્ય, પૃથ્વી, જળ, અગ્નિ આદિ તત્ત્વોને દેવ માનતી હતી. પ્રાચીન યાહુદી લોકોની દંતકથાઓમાં પણ એ દેવોના નામ ઉપલબ્ધ થાય છે અને તેઓ વારવાર અન્યોન્ય સાથે યુદ્ધમા પણ ઉતરે છે. ઇલોહીમ નામના દેવતાને યાહુદી અને બાબીલોનીઅન લોકો પૂજતા હતા સમય જતાં આ ભિન્ન ભિન્ન દેવતાઓ કે શક્તિઓની પૂજા ઓછી થતી ગઈ અને તેમાથી પરિણામે એક સર્વોપરી દેવતાની કલ્પના પ્રબળ થવા લાગી, પરંતુ એ કલ્પના જૂદી જૂદી પ્રજાઓમા જૂદા જૂદા સ્વરૂપે ઉન્નતિ પામતી હતી. દરેક પ્રજા એમ માનતી કે તેમનો સર્વોપરી દેવ સહુથી શ્રેષ્ઠ છે અને આ શ્રેષ્ઠતા સિદ્ધ કરવા કોઇક વાર યુદ્ધ થવાના પ્રસગો પણ ઉત્પન્ન થતા. યુદ્ધમા જે પ્રજાને જય થાય તેનો દેવ શ્રેષ્ઠ એમ મનાવાના દાખલા પણ ઇતિહાસમા મળે છે. આ પ્રજાઓ થોડે કે ઘણે અંશે અસસ્કારી હતી. આ અસસ્કૃતિ જેમ જેમ ઓછી થતી ગઇ, તેમ તેમ ઈશ્વરવિષયક કલ્પના વધારે ઉચ્ચ થતી ગઇ એ બાલિશ ભાવનાઓ ધીમે ધીમે અદ્રશ્ય થઈ ગઇ છે અને થતી જાય છે સાપ્રત કાળમા ભિન્ન ભિન્ન ધર્મો એ પ્રમાણે વિકાસ પામતા પામતા આ સ્વરૂપને પામ્યા છે કોઇ પણ ધર્મ શુદ્ધ અને પૂર્ણ સ્વરૂપમા આકાશમાથી સીધો ઉતરી આવ્યો હોય તેમ નથી

ત્યાર પછી સર્વશક્તિમાન અને સર્વજ્ઞ એવા પરમાત્માની કલ્પના ઉદ્ભવ પામી આ સર્વ વિશ્વનો સચાલક એકજ પરમાત્મા છે, એમ જણાવા લાગ્યુ, અને એ પરમાત્મા વિશ્વથી બહાર અતરિક્ષમા રહી આ જગતનુ નિયમન કરતો હશે એવી કલ્પના પ્રસાર પામી. આ કલ્પનાને ઉત્પન્ન કરનારાઓએ પોતાના અતરિક્ષમા રહેનાર પરમાત્માને અનેક આભૂષણો, અલકારો, શક્તિઓ અને ગુણોથી અલકૃત કર્યો છે. ને ચતુર્ભુજ છે, ગરૂડપર બિરાજે છે, તેને ડાબાં જમણાં અંગ છે, હાથમાં એક પક્ષી છે ઇત્યાદિ અનેક કલ્પનાઓ વિશ્વબાહ્ય પરમાત્મા માટે કરવામા આવી છે. આ કલ્પનાઓમાથી એક વાત સમજાય છે કે, પ્રથમ જૂદી જૂદી પ્રજાઓએ જે અનેક દેવોની કલ્પના કરી હતી તે નાશ પામી અને એ બધામાથી એકજ દેવ આ સમસ્ત સૃષ્ટિનો દેવ મનાવા લાગ્યો. એ દેવ વિશ્વથી પર અને બાહ્ય હોવાનુ મનાતું. ધીરે ધીરે આ કલ્પના પણ વિશાળ થઈ પરમાત્માનુ અતર્યામિત્વ અને સર્વવ્યાપિપણુ પણ મનાવા લાગ્યુ.

ખ્રિસ્તી લોકોના નવા કરારમા "આપણા પિતા કે જે આકાશમાં રહે છે"

એવું જે વાક્ય છે તેનો અર્થ એવો થાય છે કે ઈશ્વર માણસથી પર અને દૂર છે. આપણે પૃથ્વી ઉપર છીએ અને તે અંતરિક્ષમા છે આમા ભિન્નતા અને સ્થિતઅન્તરનુ સ્વરૂપ પ્રત્યક્ષ છે. આગળ એજ કલ્પનામા પરમાત્મામા સર્વવ્યાપકતાનો ગુણ આરોપાઇ તે આ પૃથ્વીમા આપણી સમીપ પણ છે એવી કલ્પના ઉત્પન્ન થઇ છે. હિન્દુ તત્વજ્ઞાનના ગ્રથોમા પણ આ કલ્પના જણાય છે. પરમાત્મા સર્વાન્તર્યામી, સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સર્વજ્ઞ છે એમ જણાવેલું છે પણ હિન્દુ વિચાર ત્યાંજ અટકી ગયો નથી. વેદાતના અદ્વૈતમત સુધી આ વિચાર આગળ વધ્યો છે અને મનુષ્યને જણાયુ છે કે તે અને તેના પૂજ્ય વચ્ચે આકાશ કે પૃથ્વીમા રહેનાર પિતા જેવો સબધ નથી, પણ ખ્રિસ્તે કહ્યુ છે તેમ "હુ અને મારો પિતા એકજ છીએ" એવો અદ્વૈત સબધ છે. વેદાન્તના ખરા ઉપાસકને જણાય છે કે તેનામા અને તેના પૂજ્યમાં ભિન્નતા નથી. માત્ર ઉપાધિનોજ ભેદ છે. તે અત્યન્ત પવિત્ર છે અને મનુષ્ય પવિત્ર છતા પાપના ભારથી ભરેલો હોવાથી મલિન દેખાય છે, અને તે પણ માત્ર દેખાય છે એટલુજ. જો ભારનો પડદો, અહકાર અને સ્વાર્થનુ આવરણ ન હોય તો પૂજ્ય અને પૂજક અભિન્નજ છે. પૂજકને જણાય છે કે મારામા જે સત્ય છે, જે અસ્તિત્વ છે તે તેજ છે અને તેનામા જે સત્ય છે તે હુજ છુ. આ પ્રમાણે માણસ અને પ્રભુ વચ્ચેનો સબધ દૃઢ અને નિકટવર્તી થાય છે. આ પ્રમાણેજ બાઇબલનુ વાક્ય, 'અતઃકરણ જેમનું પવિત્ર છે તેઓ ધન્ય છે, કારણ કે તેઓજ પરમાત્માનું દર્શન કરવા ભાગ્યશાળી થશે' એ સત્ય ઠરે છે પ્રભુને જાણવાથીજ સ્વર્ગનું રાજ્ય આપણે આપણા આત્મામાં જોઇ શકીએ છીએ અર્થાત્ પરમાત્માને જાણવાથી આપણામાં અતર્યામીરૂપે તેજ રમી રહ્યો છે, એવો આપણે અનુભવ કરી શકીએ છીએ.

માણસને જ્યા સુધી આ મધુર ઐક્યનો અનુભવ નથી, જ્યાં સુધી તે દ્વૈત ભાવનામા સ્થિત છે, પોતાને અને પોતાના પૂજ્યને ભિન્ન માને છે, ત્યા સુધી તે પોતાને રામદાસ કે માધવદાસ નામની કોઇ પણ વ્યક્તિ માની લે છે અને હમ્મેશા તે રામદાસ કે માધવદાસજ રહેશે એમ ધારે છે. દેહમાં અને દૈહિક પદાર્થોમાં તેની મમતા એટલી બધી દૃઢ હોય છે કે આત્મા તરફ તેનું લક્ષજ જતુ નથી, અને આ "હું હુ" કહેનારનુ સ્વરૂપ દેહથી કંઇ ભિન્ન છે કે કેમ એવી શકા પણ તેને થતી નથી. જાણે ખુની હમ્મેશાં ખુનીજ રહેશે, રક હમ્મેશાં રંકજ રહેશે અને ધનવાન ધનવાનજ રહેશે, એમ તે માને છે. દેહાધ્યાસમાં તેની વૃત્તિ તદાકાર થઇ હોય છે, પરતુ કાળે કરીને તેને દેહાધ્યાસનુ પરિણામ જણાય છે; દૈહિક સર્વ પદાર્થો નાશરૂપ હોવાથી દુખરૂપ છે, એમ ખાત્રી થાય છે; અને જેમ ધીરે ધીરે અનુભવ દૃઢ થતાં રામદાસ કે માધવદાસ મટી જઈ પોતાનું મૂળ

જે રામ ( રોમે રોમે રમનાર રામ ) તેમા એકતા પામે છે.

" હૃદય જેમના પવિત્ર છે તેજ કૃતાર્થ છે, કારણ કે તેઓ હરિનાં દર્શન કરશે " એ ખ્રિસ્તીશાસ્ત્રનુ વાક્ય કેટલુ મધુર છે ? શુ આપણે હરિને જોઇ શકીએ ? કદિ નહિ શુ આપણે હરિને જાણી શકીએ ? નહિજ જોવુ અને જાણવુ એજ જો આપણુ લક્ષ્ય હોય તો તે પરિચિત છે. જો ઇશ્વરને જાણી સકાય તો તેમા ઇશ્વરપણુજ રહેતુ નથી. હુ અને મારો પિતા હરિ એકજ છીએ, હુ મારા આત્મામા સર્વસ્વ જોઉ છું; હુ તેમાંજ છુ, એજ પરમ સત્ય છે; આ ભાવના દરેક ધર્મમાં છે કોઇમા તે સ્પષ્ટ રીતે દર્શાવવામા આવી છે તો કોઇ ધર્મમાં માત્ર ધ્વનના રૂપે જણાય છે, અને કોઇમાં એ ભાવના એકવાર સ્પષ્ટ હોવા છતાં હમણા કેવળ લુપ્તપ્રાય થઇ ગઇ છે ખ્રિસ્તનો ઉપદેશ યુરોપાદિ દેશોને સમજાયો નથી એમ કહેવાની લેશ પણ અતિશયોક્તિ નથી. મને ક્ષમા કરશો ! જો સ્પષ્ટ કહું તો ખ્રિસ્તનો ઉપદેશ તમારા લોકોને કોઇ વાર પણ બરાબર સમજાયો નથી.

પરમાત્માનો પોતાના આત્મામા અનુભવ કરવો, એ મનુષ્યના અધિકારની અતિમ ભૂમિકા છે. એ ભૂમિકાને પામવા માટે અનેક ભૂમિકાઓ પસાર કરવી પડે છે. ધર્મગ્રંથોમા જે વિવિધ ધર્મમાર્ગ દર્શાવવામા આવ્યા છે, તે સર્વનુ કારણ મનુષ્યોના ભિન્ન ભિન્ન અધિકાર છે. સર્વ અધિકારનાં મનુષ્યો એકજ માર્ગપર ચાલી શકે એ સભવિત નથી. જગતમા પ્રચલિત ભિન્ન ભિન્ન સપ્રદાયો, પંથો અથવા ધર્મો સર્વ આવશ્યક છે. ઇસુખ્રિસ્તેજ એક સ્થળે કહ્યુ છે કે, 'આકાશમાં નિવાસ કરતો આપણો પિતા,' જ્યારે બીજે કહ્યુ છે કે, ' સ્વર્ગનુ રાજ્ય તમારા આત્મામા છે ' આ બને વાક્યો ખ્રિસ્તેજ કહ્યાં છે. જો બાહ્યદ્રષ્ટિથી જોવામાં આવે તો સ્પષ્ટ રીતે એમા વિરોધ છે, પણ ખરી રીતે એ બન્ને વાક્યોની એકતા ઘટાવી શકાય છે જ્યારે સાધારણ વર્ગના અજ્ઞાન લોકોને ઉપદેશ કરતા ત્યારે પ્રથમ પ્રમાણે કહેવુ પડતુ, કારણ કે ધર્મના તત્ત્વમાં તેઓ તેમની પોતાની ભાષામા તેઓ પોતાજ રીતે ઇશ્વરને માનતા હોય તેજ રીતે સમજી શકે છે જો બીજી રીતે તેમને કહેવામા આવ્યુ હોય, તો તેઓ તેનો અર્થ સમજી શકે નહિ કેટલીક વાર સસારના વહેવારમા અત્યત કુશળ હોવા છતાંયે કેટલાક મનુષ્યો ધર્મની બાબતમા છેક બાળક જેવા અજ્ઞાન હોય છે. તેઓ ધર્મની સૂક્ષ્મ બાબતો સમજી શકતા નથી. આવાને માટે પૂજા, કર્મકાડ વગેરેનો સાદો સમજાય એવો પ્રકાર આવશ્યક છે જ્યારે તેઓ કેટલીક ભૂમિકાઓ ક્રમે પસાર કરી ઉચ્ચતમ આધ્યાત્મિક અધિકાર પ્રાપ્ત કરે છે, ત્યારેજ તેઓ સમજી શકે છે કે ઇશ્વરનું રાજ્ય તેમના આત્મામાજ છે, અર્થાત્ તેમનો આત્મા અને પરમાત્મા ભિન્ન

નથી હવે આપણે જોઇ શકીએ છીએ કે ભિન્ન ભિન્ન ધર્મોમા આપણે આટલી બધી આટીઘુટીઓ, નિરનિરાળા પૂજાવિધિ જોઇએ છીએ તે મનુષ્યના ભિન્ન ભિન્ન અધિકારને લઇનેજ હોઇ આવશ્યક છે, તે મનુષ્યની ઉન્નતિનેજ માટે છે અને તેથી કોઇ પણ ધર્મને ઉચ્ચ કે અધમ કહેવો એ યોગ્ય નથી મૂર્તિપૂજા, નાગ-પૂજા કે પિતૃપૂજા એ સર્વ આવશ્યક છે એ એક એવા પ્રકારની ભાષા છે કે જે તેના અધિકારી જીવાત્માઓ સમજી શકે છે

એક બીજી વાત પણ આપણા ચિત્તમા ઠસાવી રાખવાની જરૂર છે અમુક વિશિષ્ટ સપ્રદાય આપણે સ્વીકારી લીધો, અગર અમુક ધર્મની પુસ્તકમા લખ્યા પ્રમાણે બરાબર લશ્કરી કવાયદ કરી લીધી, તેથી કાંઇ આપણે ધાર્મિક થઇ ગયા એમ માની લેવાનુ નથી. તમે અમુક પુસ્તક વાચો છો કિવા અમુક મત ઉપર વિશ્વાસ રાખો છો એ કાઇ બહુ મહત્ત્વનુ નથી; પણ તમે વાચો અને વિશ્વાસ રાખો છો તે પૈકી શાનો અનુભવ કરો છો એજ મહત્ત્વની વાત છે. " હૃદય જેમના શુદ્ધ છે તે કૃતાર્થ છે કારણ કે તેઓ હરિને જોઇ શકશે " એ બાઇબલના વાક્યનુ હુ પુન સ્મરણ કરૂ છુ, એ અનુભવનો ઉદ્ગાર છે. અનુભવ એજ મુક્તિ છે, અનુભવ એજ લાભ છે, અનુભવ એજ સુખ છે. કેટલાક એવા ઉપ-દેશકો પણ છે કે જેઓ મુક્તિને એક શાબ્દિક વ્યાપારજ માને છે, પોપટની પેઠે રામ રામ બોલી ગયા તેજ રામનો અનુભવ છે એમ કહે છે, પણ જગતમાંના ભિન્ન ભિન્ન ધર્મોના કોઇ પણ મહાત્માએ એમ કદિ કહ્યુ નથી કે માત્ર બાહ્ય-ક્રિયા, પૂજા કિવા શાબ્દિક આડબરથી હરિનો ભેટો થઇ શકે છે તેને પામવાની શક્તિ આપણા અતરમા છે અતરમા અને બહાર, જાગૃતમા અને સ્વપ્નમાં એજ ભરપૂર છે એમાજ આપણે રહીએ છીએ. તેમાજ આપણે હરીએ ફરીએ છીએ. તેનો પ્રત્યેક ક્ષણે અનુભવ કરવો એજ આપણા જીવની કૃતકૃત્યતા છે. મારો કહેવાનો ભાવાર્થ એવો નથી કે બાહ્યાચાર કિવા બાહ્યક્રિયાઓ નિરૂપયોગી છે ધર્મભાવનાનો આરભ કરનારને માટે તે બાળકોને રમકડાં જેવી છે જેમ જેમ મનુષ્ય જ્ઞાનવૃદ્ધ થતું જાય છે, તેમ તેમ એ રમકડાં સાથે વિહાર કરવાની તેની વૃત્તિ આપોઆપ ઓછી થતી જાય છે ધર્મ કાંઇ પુસ્તકોમાથી ઉત્પન્ન થયો નથી પણ ધર્મની ભાવનામાંથી પુસ્તકો ઉત્પન્ન થયાં છે એ વાત લક્ષમાં રાખ-વાની છે કોઇ પણ ધર્મગ્રથોએ પરમેશ્વરને ઉત્પન્ન કર્યો નથી.

પરમેશ્વરની પ્રેરણાથીજ ધર્મગ્રથો ઉત્પન્ન થયા છે તેમજ આપણા જીવા-ત્માનુ અસ્તિત્વ પણ પુસ્તકોને આધારે નથી એ વાત લક્ષમાં રાખવાની છે. આત્મામાં પરમાત્માનો અનુભવ કરવો એજ જગતના સર્વ ધર્મોનુ ધ્યેય—એજ એક વિશ્વવ્યાપી ધર્મ છે કલ્પના અને માર્ગ ભલે ભિન્ન ભિન્ન હોય તથાપિ તે

સર્વ એકજ મધ્યબિંદુને પામવા માટે છે જેમ એક વર્તુળમા મધ્યબિંદુમાથી પરિધસુધી હજારો રેષાઓ દોરવામા આવે પણ તે સર્વ મધ્યબિંદુમા એકત્ર થાય છે, તેમજ સર્વ ધર્મોએ યદ્યપિ ભિન્ન ભિન્ન માર્ગો દર્શાવ્યા છે, તથાપિ તે સર્વ પરમાત્મારૂપી મધ્યબિંદુ પાસે એકરૂપતા પામે છે આ જડ ઇંદ્રિયોના વ્યવહારથી પર, ખાનપાન અને મોજમજાઓના આ અનંત સગ્રહસ્થાનથી દૂર, કૃત્રિમ છાયા અને હળહળતા સ્વાર્થના બજારરૂપી સસારથી પરોક્ષ એવા મધ્યબિંદુ પરમાત્મનુ જ્ઞાન થયુ એટલે બસ છે આ જ્ઞાન શાથી થયુ એ મહત્ત્વનો પ્રશ્ન નથી તમે ગમે તે વિશિષ્ટ સપ્રદાય માન્ય કરો કે ન કરો, અમુક ધર્માવલબી થાઓ કે તે ધર્મથી મુક્ત રહો, પરતુ પરમાત્માનો અનુભવ કરો એટલે તમે એક સાધુ છો અમુક મનુષ્ય ભલે એમ કહેતો હોય કે હું સર્વ ધર્મો અને સપ્રદાયોને માનુ છુ, ભલે તેને સર્વ ધર્મગ્રથો મોટે હોય, જગતનાં સર્વ તીર્થોમાં તેણે યાત્રા કરી હોય અને સર્વ પવિત્ર નદીઓમા સ્નાન કર્યું હોય, છતા પણ પરમેશ્વરવિષયક ભાવનામા તો તે એક નાસ્તિક અથવા એક બાળક જેવોજ હોઇ શકે તેવીજ રીતે કોઇએ ભલે જન્મભર કોઇ મદિર, મસ્જીદ કે દેવળના દર્શન પણ ન કર્યા હોય, ધર્મગ્રથોમા દર્શાવેલ પૂજાવિધિ પૈકી એકનો પણ અમલ ન કર્યો હોય, તથાપિ જો આત્મામા, પરમાત્માનો વિચાર અને આચારથી તે અનુભવ કરી શકયો હોય તો તે, વિદ્વાન કે વાક્ચાતુર્યમા પ્રવીણ હોવા છતાં પૂજ્ય અને વન્દનીયજ છે "હુ જે માનુ છુ તેજ સત્ય અને બાકીનુ સર્વ ખોટુ" એવુ જ્યાં સુધી કોઇ બોલે છે ત્યા સુધી તે ધર્મના રહસ્યને ન જાણનારો મિથ્યાવાદી છે એમ સમજવુ. આમ બોલનાર સમજી શકતો નથી કે તેનો ધર્મ બીજા ધર્મો સત્ય હોવાથીજ સત્ય ઠરી શકે છે જેની સાથે તેની તુલના થઇ શકે તે સત્ય હોય તોજ તે સત્ય ઠરી શકે છે સર્વ ધર્મોને માટે, સર્વ ધર્મોના અનુયાયીઓને માટે, જગત સમસ્તને માટે સમભાવની લાગણી અને ઉદારતા એજ ખરી ધાર્મિકતાના લક્ષણો છે. 'પરમેશ્વર આપણા પિતા અને આપણે સૌ ભાઇઓ છીએ' એ વિવેકનુ વાકય બોલી સતોષ પામવાનુ હુ કહેતો નથી. હુ કહુ છુ કે અતકરણથી અનુભવ કરો. આપણે એકજ છીએ. કોઇ પણ જાતિ કે ધર્મના મનુષ્યને જોતાં આપણા અંતઃકરણમાં સાત્વિક પ્રેમ ઉત્પન્ન થાય એજ સાધુતાનુ લક્ષણ છે. સર્વ ધર્મો, સર્વ સપ્રદાયો, સર્વ મતમતાંતરોનુ તત્ત્વ, જ્યાં સુધી અન્ય ધર્મો કે પથો પ્રતિ દ્વેષ કરતુ નથી, ત્યા સુધી તે સર્વ ધર્મો મારા પોતાનાજ છે એમ હુ સમજુ છુ; અને તે સર્વ મહાન છે તે બધા માણસને પોતાનો ખરો ધર્મ સમજવામા, પોતાના લક્ષ્ય પ્રતિ પહોચવામાં સહાયકર્તા છે અમુક સપ્રદાયમા જન્મવુ એ યોગ્ય છે ખરૂં, પણ મરણ પર્યન્ત તેજ સપ્રદાયના વાડામા બધાઇ રહેવું એ કંઈ

યોગ્ય નથી, અર્થાત્ છેવટ સુધી પણ પોતાના ધર્મનેજ પોતાનો કહી બીજા ધર્મો તરફ ઉપેક્ષાવૃત્તિ કે દ્વેષવૃત્તિ રાખવી એ બાલિશતા છે બાળકની પેઠે અજ્ઞાનમાં જન્મવુ એ ઠીક છે પણ જન્મ્યા પછી જીવન પર્યન્ત અજ્ઞાન રહેવુ એ તો મૂર્ખાઈજ છે સામ્પ્રદાયિક ક્રિયાઓ, ઉપાસનાની નીમેલી જગ્યાઓ, અમુક પ્રકારનાં ચિહ્નો ઇત્યાદિ ચેષ્ટાઓ ધર્મના વિષયમાં જેઓ બાલ્યાવસ્થામા હોય તેમનેજ માટે છે, અને કોઇ પણ જીવ આખા જીવન પર્યન્ત બાળકજ રહે એ તો દયા ખાવા જેવું છે આપણે મોટા થવુ જ જોઇએ અને મોટા થઇ આ પ્રકારની બાળચેષ્ટાઓનો ત્યાગ કરી દેવો જોઇએ હિતાહિતનો વિવેક ન કરતા જે ધર્મમા જન્મ્યા તેજ ધર્મ આપણો, એ સિદ્ધાન્તને અંધશ્રદ્ધાથી વળગી રહેવું એ તો બાળકનો ડગલો વૃદ્ધાવસ્થા પર્યન્ત પહેરી રાખવા જેવુ જ હાસ્યાસ્પદ છે આ ઉપરથી હું એમ કહેવા નથી માગતો કે મનુષ્યે પોતાના ધર્મનો ત્યાગ કરવો અગર દુનિયામા જે ભિન્ન ભિન્ન સંપ્રદાયો છે તે સર્વં નિરૂપયોગી અને નાશ કરવા જેવા છે. હજી પણ સો બસો સંપ્રદાયો અને પંથો નવીન ઉત્પન્ન થાય તો હુ તે સર્વને અભિનંદન કરવા તૈયાર છુ. તેમ થતાં મનુષ્યોને પોતાની બુદ્ધિ અનુસાર યોગ્ય ધર્મનો સ્વીકાર કરવાનુ સરળતાથી બની આવશે મારો કહેવાનો ભાવાર્થ એજ છે કે એકજ ધર્મ પરાણે સર્વના ગળામા ઉતારવો, અને સર્વ એકજ ધર્મમા વટલી અન્ય ધર્મોનો નાશ થાય એવી માન્યતા અનિષ્ટ છે જો ધર્મો મુખ્યત એકજ તત્ત્વનો બોધ કરતા હોય અને એકજ તત્ત્વને વધારે સ્પષ્ટ કરવા માટે અથવા ભિન્ન ભિન્ન અધિકારને લઇને ભિન્ન ભિન્ન સંપ્રદાયો અને મતમતાંતરો ઉત્પન્ન થયા હોય તો તેમા કશુ ખોટુ નથી બાહ્ય અંગો અને ક્રિયાઓનો વિચાર કરતાં જણાય છે કે માણસનો અધિકાર એવો છે કે માણસ દીઠ એકએક ધર્મ હોય તો તેમા પણ હુ કંઇ અયોગ્ય જોતો નથી

ઘણા વર્ષ પહેલા હું મારા દેશના એક સાધુ પુરૂષના દર્શન કરવા ગયો હતો તે એક પવિત્ર મહાત્મા હતા અમારા વેદ, તમારૂ બાઇબલ અને મુસલમાનોના કુરાન વગેરે પવિત્ર ગ્રંથોના સંબંધમા અમારી વચ્ચે ઘણી વાતચિત થઇ વાતચિત સમાપ્ત થયા પછી એ મહાત્માએ પાસે પડેલુ એક પુસ્તક મને લઇ આવવા કહ્યુ હું તે લઇ આવ્યો તેમા ઘણી વાતો હતી એ વર્ષમા કેટલો વરસાદ પડશે એ પણ એમા લખ્યુ હતુ. સાધુ મહારાજે મને એ ભાગ વાંચી જવા કહ્યુ અને હું કેટલો વરસાદ પડવાનો હતો એ ભવિષ્યકથન વાંચી ગયો પછી મને કહ્યુ "બેટા, આ પુસ્તકને તુ ખૂબ જોરથી દાબ !" મે તે પ્રમાણે કર્યું મહારાજ આશ્ચર્યપૂર્વક બોલ્યા "આમાથી તો એક ટીપુ પણ વરસાદ પડતો નથી ! શા માટે વરસાદ પડતો નથી ? બેટા, આ પુસ્તક એક જડ વસ્તુ છે, તેમા વૃષ્ટિ કરવાની

જરા પણ શક્તિ નથી વૃષ્ટિ તો જળધર મેઘમાંથીજ થાય છે. તેજ રીતે ધર્મ તેજ છે કે જે વડે ઈશ્વરનો અનુભવ થાય છે. પુસ્તકોમાં એ સામર્થ્ય નથી."

પઢ પઢકે પત્થર ભયે, લીખ લીખ ભયે ચોર,
જીસ વિદ્યાસે હરિ મીલે, સો વિદ્યા કછુ ઔર

હજારો ધર્મગ્રંથો જેમના મગજમાં ભરપૂર છે તેવા મનુષ્યો પણ ઈશ્વરના સબંધમાં કકકોએ નથી જાણતા એમ પ્રત્યક્ષ દેખાય છે

"અમે તારી દયાને પાત્ર અધમ પાપી છીએ" એવી પ્રાર્થના કરવી એ મનુષ્યના દરજ્જાને માટે શુ યોગ્ય છે? નહિ તેઓ પ્રભુનાજ છે, તેમનો હેતુ પ્રભુ તરફ જવાનો છે, પ્રભુ તેમનાથી ભિન્ન નથી એમ જાણવાથીજ મનુષ્ય ધર્મનો લાભ પ્રાપ્ત કરી શકે છે. આ લક્ષ્યાર્થ સ્પષ્ટ કરવા મે સાભળેલી એક વાત હુ તમને કહુ છુ. એક સિહણ મેઢાના એક ટોળામા શીકાર કરવાને કૂદી, પણ તેટલામાં તેણે એક બચ્ચાને જન્મ આપ્યો અને તત્કાલ પોતે મરણ પામી. સિહનું આ બચ્ચું પેલાં ઘેટાઓની સાથે રહેવા લાગ્યુ તેમની પેઠેજ ઘાસ ખાવાની અને બે બે કરવાની ચેષ્ટાઓ કરવા લાગ્યુ. તેને એમ ખબર નહોતી કે તે સિહ હતુ. ઘણા વખત પછી એક સિહ આ ઘેટાના ટોળા ઉપર ધસી આવ્યો. ઘેટાંની સાથે બે બે કરતુ પેલુ સિહનુ બચ્ચુ પણ નાસવા લાગ્યુ, તે જોઇ સિંહ આશ્ચર્ય પામ્યો. તે ત્યાથી ચાલ્યો ગયો, પણ તે ઘેટાસિહને એકાન્તમાં મળવાનો લાગ શોધવા માંડયો. એક વખતે તે સુતુ હતુ એટલામા પેલો શિકારી સિહ ત્યા આવ્યો અને તેને જગાડી કહ્યુ 'ભાઇ, તુ તો સિહ છે' પેલા ઘેટાસિહે કહ્યુ: "નહિ, હું તો ઘેટુ છુ" એમ કહેતુ તે ધ્રૂજવા તથા બેં બે કરવા લાગ્યું. શીકારી સિહ તેને પાણીના એક તળાવ પાસે લઇ ગયો અને ત્યા પાણીમા તેણે એનો અને પોતાનો પડછાયો દેખાડયો. બનેનો ચ્હેરો બરાબર સમાન છે એમ બતાવ્યુ. પછી તે શિકારીસિહે એક ગર્જના કરી અને તે ઘેટાસિંહને પણ તેમ કરવા કહ્યુ. થોડા પ્રયત્ન પછી તે પણ ગર્જનાની પેઠે ગાજવા લાગ્યો. હવેજ તેને ખબર પડી કે તે ઘેટુ નહિ પણ સિહ હતું.

મારા પ્રિય બધુઓ! તમે સિહનાં બચ્ચાં છતા માત્ર ભ્રમથી બે બે કરતાં શીખ્યા છો. અંધકારવાળી કોઇ કોટડીમાં જતા રે અધકાર, રે અંધકાર, એમ આપણે ભયથી પોકારી ઉઠીએ, તેથી શુ લાભ? દિવાસળી સળગાવો એટલે અધકાર એક ક્ષણભરમાં ઉડી જશે! અતઃકરણને જાગૃત કરો, અતઃકરણમાં જ્ઞાનરૂપી દિવાસળી સળગાવો એટલે સર્વત્ર સર્વમા અતર બહાર તમને પ્રેમનો પ્રકાશ દેખાશે. જ્ઞાનમાં જે નિમગ્ન છે, પ્રેમમાં જે મસ્ત છે તેને પાપ અને અજ્ઞાન જેવું કશુંજ નથી. પાપ અને અપવિત્રતા તેની સમીપ આવી શકતાં નથી. તમે પ્રભુમય

છો-પ્રભુને પ્રિય છો એ તમારા સ્વરૂપનો વિચાર કરો ! "અમે પાપી છીએ, અમે અધમ છીએ " એમ કહેવાથી શો લાભ થાય તેમ છે ?

* * *

( વ્યાખ્યાન સમાપ્ત થયા પછી સ્વામીજી અને શ્રોતાઓ વચ્ચે કેટલાક પ્રશ્નોની ચર્ચા થઇ હતી )

શ્રોતાઓમાના એકે કહ્યુ —સ્વામીજી, નરકયાતના વગેરેના દુ:ખોનુ વર્ણન કરી લોકોને ભય ઉત્પન્ન કરવામા ન આવે તો તેઓ સન્માર્ગપર કેવી રીતે ચાલે ? ધર્મનો સમાજ ઉપર પછી દાબ શુ રહે ?

સ્વામીજી —એવો દાબ ન હોય એજ શ્રેયકર છે દાબ પાડી ધર્મને તાબે થવા કરતા મુકત રહેવુ એજ વધારે સારૂ છે મનુષ્ય દૈવી અને માનુષી અશ છે તેને તેના દૈવી અશનુ ભાન થવાથી તે આપોઆપજ દિવ્ય અને પવિત્ર થાય છે ઉપદેશનો એજ માર્ગ ઉત્તમ છે.

પ્રશ્નકાર —ભગવાન ઇસુખ્રિસ્તે કહ્યુ છે કે, સ્વર્ગનુ રાજ્ય આ જગતથી પર નથી, તેનો અર્થ શુ ?

સ્વામીજી —સ્વર્ગનુ રાજ્ય એટલે પરમાત્મા આપણા આત્મામા છે એમ ખ્રિસ્ત ભગવાનના કહેવાનો ભાવાર્થ છે ખ્રિસ્તની પહેલા યાહુદી લોકોની ભાવના એવી હતી કે સ્વર્ગ આ પૃથ્વીથી દૂર છે અને ત્યા ભોગ અને ઐશ્વર્ય છે. આ સિદ્ધાન્ત સત્ય નથી એવી ગર્ભિત સૂચના ખ્રિસ્તે આ વચનથી કરી છે

પ્રશ્નકાર.—ઉત્ક્રાન્તિવાદિઓ માને છે કે ઉત્ક્રાન્તિના નિયમ પ્રમાણે આપણે જાનવરોમાથી મનુષ્યો થયા છીએ, એ વાત આપ માનો છો ?

સ્વામીજી —ઉત્ક્રાન્તિના નિયમ પ્રમાણે અધમ ભૂમિકાના પ્રાણીઓ ઉન્નતિ પામી મનુષ્ય થયા છે એમ હુ માનુ છુ.

પ્રશ્નકાર —જેને પોતાના પૂર્વજન્મનુ સ્મરણ હોય એવા કોઇ સત્પુરૂષો આપે જોયા છે ?

સ્વામીજી —એટલે દરજ્જે માણસની સ્મૃતિ પહોચી શકે છે મે એવા કેટલાક મનુષ્યો જોયા છે કે જેમને પોતાના પૂર્વજન્મોનુ સ્મરણ હતુ

પ્રશ્નકાર —વધસ્થભ ઉપર ચડાવી યાહુદી લોકોએ ખ્રિસ્તનો વધ કર્યો, એ વાતમાં આપને વિશ્વાસ છે ?

સ્વામીજી —ભગવાન ઇસુખ્રિસ્ત ઇશ્વરના પ્રત્યક્ષ અવતારજ હતા એમનો વધ થાય એ અશકય છે 'આપણે ખ્રિસ્તનો વધ કર્યો ' એ યાહુદી લોકોની એક ભ્રમણાજ હતી એમા માત્ર ખ્રિસ્તના શરીરનોજ વધ થયો હતો

પ્રશ્નકાર —આ વખતે જો ખ્રિસ્ત ભગવાને બે ત્રણ પોતાના શરીરો ઉત્પન્ન

કરી ચમત્કારો કર્યાં હોત, તો તેની અસર સારી થાત કે નહિ?

સ્વામીજી:—સત્યના માર્ગમા ચમત્કારોને હુ એક વિઘ્ન સમાન માનુ છુ "બુદ્ધ ભગવાનના શિષ્યોએ એકવાર એમને કહ્યુ કે, "અમુક માણસ ચમત્કાર કરે છે, ખૂબ ઉંચેથી વાસણ જરા પણ સ્પર્શ વિના નીચે ઉતારી શકે છે" ભગવાન બુદ્ધે તેમને કહ્યુ કે, "ચમત્કારોનો મોહ છોડી દઇ સત્યને શોધવાનો પ્રયત્ન કરો! બુદ્ધિને સૂક્ષ્મ કરો, મોહથી મુક્ત કરો કે તે સત્યની સાથે ચાલવા શક્તિમાન થઇ શકો. ચમત્કારનો પણ મોહ છે અને દરેક મોહની પેઠે એ પણ માણસને ખાડામાં નાખી દે છે

પ્રશ્નકાર—ભગવાન ખ્રિસ્તે પર્વત ઉપર પોતાના શિષ્યોનેઉપદેશ કર્યો હતો, એ વાતને આપ માનો છો?

સ્વામીજી—હા, હુ માનુ છુ એ પ્રમાણે લખ્યુ છે અને મારે તેમ ન માનવાને કઇ કારણ નથી જો કે એની ઐતિહાસિક સત્યતાનો આધાર માત્ર ગ્રંથો ઉપરજ છે. ગમે તેમ હો તોપણ એ ઉપદેશમા જે સત્યનો ઉપદેશ થયો છે તે આપણ સર્વને ગ્રહણ કરવા યોગ્ય છે આપણા અતરાત્માને મ તુષ્ટ કરે, આપણા અંતરાત્માને જે યોગ્ય લાગે તે ગ્રહણ કરવુ એ આપણુ કર્તવ્ય છે. બુદ્ધભગવાને ખ્રિસ્ત પહેલા પાંચસો વર્ષ અગાઉ ઉપદેશ આપ્યો હતો અને તે કલ્યાણકારી હતો. એક પણ શબ્દ અસત્યને માર્ગે પ્રેરે એવો નહનો મહાપુરૂષોનો ઉપદેશ સર્વથા આવોજ હોય છે બુદ્ધ, ખ્રિસ્ત, જરથુસ્ત કે કોન્ફ્યુશીયસે કોઈ વાર પણ અધર્મનો ઉપદેશ કર્યો હોય એમ નથી.

## હિન્દુ ધર્મ

### (બ્રુકલીન સ્ટૅન્ડર્ડ પત્રમાંથી)

તા. ૩૦ મી ડીસેમ્બર ૧૮૯૪ને દિવસે સ્વામીશ્રી વિવેકાનંદે, બ્રુકલીન એથીકલ સોસાઇટીની વિનતિને માન આપી એક વ્યાખ્યાન આપ્યુ હતુ. વ્યાખ્યાન સાંભળવા હજારો સ્ત્રી પુરૂષો એકત્ર થયાં હતા જેથી સોસાયટીનો હૉલ, બાજુના ઓરડા અને ગેલેરી સુદ્ધાં ચિકાર ભરાઇ ગયુ હતુ. તેમનુ સુમધુર વ્યાખ્યાન, પ્રેમ અને બધુભાવની તેમાં વહેતી ભાવના હિન્દુસ્તાનના પ્રાચીન વૈદિક ઋષિઓનુ સ્મરણ કરાવતી હતી શ્રોતાઓ એમના વ્યાખ્યાન વખતે ચિત્રની પેઠે તટસ્થ થઇ ગયા હતા.

આ પૂર્વદેશીય સાધુ એક અત્યત પ્રાચીન તત્ત્વજ્ઞાન અને ધર્મભાવનાના પ્રતિનિધિ તરીકે આ શહેરમા પહેલાથી પ્રસિદ્ધજ હોવાથી, જનસમાજના સર્વ અધિકારના અને સર્વ ધધાના લોકો, જેવા કે સુપ્રસિદ્ધ ડૉકટરો, પ્રૉફેસરો, નામાંકિત

વકીલો અને ન્યાયાધીશો વગેરે અનેક સંભાવિત ગૃહસ્થો આ ભાષણનો લાભ લેવા આવ્યા હતા. હિન્દુધર્મ, જેને અત્યાર સુધી લોકો એક અજ્ઞાનમૂલક અને વહેમ ભરેલો ધર્મ માનતા હતા તેનો બચાવ કેવી પ્રતિભાસંપન્ન અને જ્ઞાનપૂર્ણ રીતિથી સ્વામીજીના વ્યાખ્યાનમાં થાય છે એ જિજ્ઞાસાથીજ હજારો સ્ત્રી પુરૂષો એમનુ વ્યાખ્યાન સાંભળવા આકર્ષાયા હતા. કૃષ્ણ, બુદ્ધ અને બ્રહ્માના સાચા ઉપાસક તરીકે, કૃષ્ણ અને વેદધર્મના પ્રતિનિધિ તરીકે સ્વામીજીએ જે જ્ઞાન અને પ્રતિભા સર્વધર્મપરિષદમા દર્શાવ્યા હતાં, તે સબંધી ઘણી વાતો બ્રુકલીનના લોકોના જાણવામા આવી હતી. સ્વામીજીનુ વ્યાખ્યાન ધર્મપરિષદના સર્વ પ્રતિનિધિઓમા શ્રેષ્ઠ પંક્તિએ મૂકાયુ હતુ. કેવળ ધર્મને માટે સ્વામીજીએ પોતાના જીવનને, વ્યવહારમા ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરાવે એવી સર્વ આશાઓનો ત્યાગ કરી વર્ષોનાં વર્ષ ધર્મના અભ્યાસમાં વ્યતીત કર્યાં છે પ્રાચીન તત્ત્વજ્ઞાનનો એમનો અભ્યાસ વિશાળ છે, સાથે પાશ્ચાત્ય શાસ્ત્રોના પણ દઢ અભ્યાસી છે અને આ ઉભય અભ્યાસ ક્રમના પરિણામે પ્રાચીન વેદાન્તના તત્ત્વજ્ઞાનનુ અને પશ્ચિમનાં શાસ્ત્રોનુ આશ્ચાદ સંમિલન કરી બતાવ્યુ છે. એમની સંસ્કૃતિ, વિદ્વત્તા, ભાષણ કરવાની છટા અને પવિત્ર વ્રત એ સંબંધી બ્રુકલીનના લોકોએ ઘણી ઘણી વાતો સાંભળી હોવાથી આજે એમના દર્શનથી અલભ્ય લાભ થશે એમ ધારી શ્રોતાઓ ભાષણ સાંભળવા ઉત્સુક થઇ રહ્યા હતા; અને તેમની ઉત્કટ઼ા જોટએ તે કરતાં પણ વધારે પ્રમાણમાં સફળ થઇ છે.

ભાષણ શ્રવણ કરતાં શ્રોતાઓને જણાયુ કે સ્વામીજીની જે કીર્તિ આપણે સાભળી હતી તે ઓછીજ હતી. એમના વ્યાખ્યાનથી અંતઃકરણ ઉપર કઇ ઓર-જ અસર થાય છે કાષાય વસ્ત્ર ધારણ કરી સ્વામીજી ઉભા હતા. ગુલાબી રંગની એમની પૂર્વીય પાઘડીમાંથી કુમળા બાલ એમના લલાટ ઉપર રમી રહ્યા હતા. મુખ-મંડળ ઉપર જાણે એમના હૃદયમાં વિહાર કરતા તત્ત્વજ્ઞાન અને પ્રેમની પ્રતિછાયા પડી રહી હોય ! કમળ જેવાં પ્રતિભાસંપન્ન નેત્રોમા અપૂર્વ સાધુવૃત્તિનું તેજ અને સામર્થ્ય ઝળકી રહ્યાં હતા. એમના મુખમાથી નીકળતો એકે એક શબ્દ સુમધુર, હૃદયસ્પર્શી, પ્રેમ, બંધુતા અને પવિત્રતાના ભાવને જાગૃત કરનો હતો તેમનો ઇંગ્રેજી ભાષાપરનો કાબુ વખાણવા યોગ્ય હતો હિમાલયના પવિત્ર સાધુ-ઓની વાતો આ દેશમા ઘણીવાર સંભળાય છે, સ્વામીજી તેનું એક પ્રત્યક્ષ ઉદાહરણ જણાતા હતા ખ્રિસ્તીઓની નીતિ, બુદ્ધધર્મનુ જ્ઞાન અને હિન્દુઓની તત્ત્વપ્રણાલિમા તેઓ અપૂર્વ રીતે એકવાક્યતા ઉપજાવી શકતા હતા આ વરસ (ઈ સ ૧૮૯૪) ના સપ્ટેમ્બર માસની ૫ મી તારીખે કલકત્તામાં એક ગંજાવર સભા ભરી સ્વામીજીના દેશબાંધવોએ, 'આ દેશમાં હિન્દુધર્મની પ્રતિષ્ઠા અને

માન વધારવાની એમણે કરેલી સેવાઓ માટે એમના પ્રતિ સહાનુભૂતિ અને માનનો જે ઠરાવ પસાર કર્યો હતો તે સર્વથા સકારણ હતો, એમ બ્રુકલીનના એમના શ્રોતાઓ પ્રત્યક્ષ જોઈ શકયા હતા.

સ્વામીજીના વ્યાખ્યાન માટે ઘણુ ઘણુ લખવામાં આવ્યુ છે. તેને ગમે તે દ્રષ્ટિથી જોવામા આવે તથાપિ એકદરે એમનુ વ્યાખ્યાન અત્યત ચિત્તાકર્ષક હતુ ડૉકટર લુઇ જેમ્સે શ્રોતાઓને સ્વામીજીની ઓળખાણુ કરાવ્યા બાદ એમણે સર્વ શ્રોતાઓનો અત કરણપૂર્વક સત્કાર કરવા માટે આભાર માન્યા બાદ નીચે પ્રમાણે વ્યાખ્યાન કર્યું હતુ.

"જગતમા ઉપલબ્ધ સર્વ ધર્મોનો અભ્યાસ કરવો એજ મારો ધર્મ છે ખ્રિસ્તીધર્મનો મે લક્ષપૂર્વક અભ્યાસ કર્યો અને મારા માતૃધર્મમાં ન સમજાતી કેટલીક આટીઘુટીઓ મને સમજાઇ સત્ય સર્વવ્યાપી છે. જેવી રીતે કોઇ છ આંગળીવાળા મનુષ્યને જોઇએ તો આપણને એમજ જણાય કે તે આપણાથી ભિન્ન છે, તેજ પ્રમાણે ધર્મના સબધમાં સમજી લેવાનુ છે. જો એક ધર્મને આપણે સત્ય માનીએ તો બીજા સર્વને સત્ય માનવાજ પડશે કોઈ એમ કહે કે અમુક ધર્મ સત્ય અને બાકીના અસત્ય તો જાણવુ કે તે ધર્મજ દૂષિત છે. આ પ્રમાણે હિન્દુધર્મ મારો છે તેમ તમારો પણ છે. હિન્દુસ્તાનની ઓગણત્રીસ કરોડ માણસની વસ્તીમાથી માત્ર વીસ લાખ ખ્રિસ્તી, છ કરોડ મુસલમાન અને બાકીના સર્વ હિન્દુ છે.

હિન્દુધર્મ વેદપ્રણીત છે વેદો બહુજ પ્રાચીનકાળમા લખાયા છે અને અમારા મત પ્રમાણે સર્વ ધર્મોનો સાર વેદોમા છે, તથાપિ સર્વ સત્ય માત્ર વેદોમાં જ છે એવોજ અમારા કથનનો ભાવાર્થ નથી. આત્મા અમર છે એમ વેદો અમને શીખવે છે. જગતના સર્વ દેશોમા અને સર્વ કાળમા મનુષ્યવૃત્તિ કઇક એવુ શોધવાને મથન કરી રહી હોય છે કે જ્યાં પહોંચવાથી, જેને પામવાથી તેને અન્ય કઇ પામવાનુ કે પ્રાપ્ત કરવાનુ ન રહે કઇક એવી વસ્તુ શોધવા મનુષ્યવૃત્તિ પ્રેરાય છે કે જે સુખ અને દુ ખના ધક્કાથી મલીન ન થાય, જે એકવાર એક સ્થિતિમા અને બીજીવાર બીજી સ્થિતિમાં વિકાર પામે એવી ન હોય. આ વસ્તુ આપણે આ દ્રશ્ય વ્યવહારમાથી પામી શકીએ તેમ નથી, કારણ કે પ્રકૃતિમા એક પણ વસ્તુ એવી નહિ હોય કે જે વિકાર, વધઘટ, ઉત્પત્તિ અને નાશના ધર્મને પાત્ર ન હોય'

પણ તેની સાથે એમ પણ કહેવુ પડશે કે, આવુ સ્થાન કે આવી શાન્તિ હોઇજ ન શકે એમ જો કોઇ માનતુ હોય તો તે ભ્રમણાજ છે. આવી ભ્રમણામાંથીજ કેટલાક બૌદ્ધોનો શૂન્યવાદ અને ચાર્વાકનો નિરીશ્વરવાદ જન્મ પામ્યા છે. જેમાં ચાર્વાકને છેવટે એમજ માનવુ પડયુ છે અને એવા અધમ અભિપ્રાયનુ અવલંબન

કરવુ પડયુ છે કે, भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुत:માટે ऋणं कृत्वा घृतं पिबेत् અર્થાત્ મન કે આત્મા જેવુ કશુ છેજ નહિ. નીતિ, અનીતિ અને પાપ પુણ્યની ભાવના વહેમજ છે, ચાર્વાકનો આવો મત છે. પાચ જ્ઞાનેદ્રિયોથી આત્મા બદ્ધ નથી એમ વેદાન્તનો અભિપ્રાય છે. એ ઇદ્રિયોદ્વારા આપણને માત્ર વર્તમાન કાળજન્ય વ્યવહારનોજ અનુભવ થાય છે ભૂતકાળ કે ભવિષ્યકાળનુ જ્ઞાન ઇદ્રિયોદ્વારા થતુ નથી એ વાત આપણે અનુભવી શકીએ છીએ. કાળમા ભેદ નથી તેમ કાળ વિભકત પણ નથી માત્ર ઇદ્રિયજન્ય ભેદજ માનવામા આવે છે. વર્તમાનમાં ભૂત અને ભવિષ્ય ઉભય છે, તેમજ ભવિષ્યમા ભૂત અને વર્તમાન ઉભય રહેશે. દાખલા તરીકે જો ભૂતકાળનુ જ્ઞાન આપણને વર્તમાનમા ન હોય કે વર્તમાનકાળનુ જ્ઞાન ભવિષ્યમા ન હોય તો વર્તમાનકાળનુ જ્ઞાન અકારણ થઇ પડે છે, પણ તેમ નથી. વસ્તુજ્ઞાનની સાકળ ત્રણેને જોડે છે ઇદ્રિયોમાં એ સામર્થ્ય નથી. ત્રણ કાળના ભેદને જોનાર ઇદ્રિયોથી અતીત એવી કઇક વસ્તુ અવશ્ય હોવી જોઇએ

આ સ્વતત્ર સાધન અર્થાત્ ઇદ્રિયાતીત સાધન શુ એ પ્રશ્ન અત્રે ઉપસ્થિત થાય છે. આપણા શરીરનો વિચાર કરીએ તો તે સ્વતત્ર નથી, કારણ કે તે દેશ-કાળાદિ સયોગોને આધીન છે. તેના અસ્તિત્વ માટે પ્રકૃતિના અનેક તત્ત્વોના અસ્તિત્વની અપેક્ષા રહે છે. તેમજ મનનો વ્યવહાર પણ ઈંદ્રિયોની પર નથી. તેના સર્વ વ્યાપારનુ કારણ ઇદ્રિયજન્ય વ્યવહાર ઉપરજ આધાર રાખે છે. ત્યારે નિ:શક આપણે એવા અનુમાન ઉપર આવી શકીએ કે એ સ્વતત્ર સાધન શરીર અને મનથી પર હોવુ જોઈએ અને એ આત્માજ છે વેદો કહે છે કે આ દ્રશ્ય વિશ્વ સ્વતત્ર અને પરતત્ર તત્ત્વોનુ મિશ્રણ છે અહકાર ભાવનામા તે સ્વતત્ર ભાસે છે પણ વસ્તુત એ પરતત્ર છે તથાપિ આ દ્રશ્ય વ્યવહારમાં પ્રત્યેક ક્રિયા–પ્રતિક્રિયામા, દરેક જડ–ચેતન વસ્તુમા, આત્મા પ્રકાશે છે, જે સ્વતત્ર, અવિનાશી, શુદ્ધ, સપૂર્ણ અને પવિત્ર છે. જો આત્મા સ્વતત્ર હોય તો તે અમર પણ હોવો જોઇએ, કારણ કે મરણ એક વિકાર છે અને એનો આધાર અમુક પરિસ્થિતિ ઉપર હોય છે જો આત્મા સ્વતત્ર હોય તો તે પૂર્ણ હોવો જોઇએ, કારણ કે અપૂર્ણતાનો આધાર પણ પરિસ્થિતિ ઉપર છે. જે જે વસ્તુ પરિસ્થિતિપર આધાર રાખનારી છે તે પૂર્ણ હોઇ શકે નહિ. આત્મા પૂર્ણ છે, સ્વતત્ર છે માટેજ તે પરિસ્થિતિને વશ નથી. તેમજ જો આત્મા પરિસ્થિતિથી મુક્ત હોય તો તે ઉચ્ચતમ દેવ કે અધમતમ કીટ પતગમા કે દુષ્ટ મનુષ્યમાં પણ સમાન હોવો જોઇએ. દેવતા અને દાનવમા, ઉત્તમ અને અધમમા જો કઇ પણ ભેદ હોય તો તે એજ છે કે એકમા આત્મા ઉપાધિની ઓછી જડતાને લીધે

ઓછા આવરણવાળો હોવાથી વધારે પ્રકાશે છે, ત્યારે બીજામા ઉપાધિ અને અહં-કારના ઘટ અંધકારથી આવૃત થઇ તે ઓછો પ્રકાશે છે

અત્રે એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આત્માને શરીરની અપેક્ષા શા માટે હોય ? જેવી રીતે મારૂ મુખ જોવું હોય તો આરસીની જરૂર છે, તેમજ આત્માને જોવાને માટે, એટલે ન્યૂનાધિક પ્રકાશ જોવાને માટે શરીર આવશ્યક છે આત્મા પરમાત્માથી ભિન્ન નથી. મનુષ્યના શરીરમા આત્મા અને તે આત્મામા પરમાત્મા વિરાજે છે. આ સ્વરૂપને, આ પરમાત્માને પામવાની મનુષ્યને વહેલે કે મોડે પણ અવશ્ય જરૂર પડે છે. હુ કોઇ અધારી કોટડીમા જઇ ત્યા અજ-વાળાને માટે બૂમ બરાડા મારૂ, આમ તેમ ફાંફા મારૂ પણ તેથી પ્રકાશ થવાનો નથી, પ્રકાશ કરવાને તો દિવાસળી સળગાવવાનીજ જરૂર છે. તેજ પ્રમાણે " અમે પાપી છીએ, અમે અધમ છીએ " એવા બૂમ બરાડા મારવાથી આત્મ-સાક્ષાત્કારનો લાભ થવાનો નથી વેદાન્ત કહે છે કે જ્ઞાન પામો ! પ્રયત્ન કરો એટલે તમે તમારા આત્માને પ્રકાશી શકશો, પરમાત્માને પામી શકશો. તમારાં બાળકોને એવી પ્રાર્થના કરતા ન શીખવો કે તેઓ પોતાને પાપી કે અધમ સમજે ! પરમાત્માનો માર્ગ શુષ્ક ક્રિયાવાદથી કે પોપટની પેઠે માત્ર મંત્રોચ્ચાર કરવાથી સરળ થતો નથી. પ્રભુપ્રાપ્તિ કરવા માટે તો નિયમિત અને હૃદયપૂર્વક પુરૂષાર્થની આવશ્યકતા છે. કઇ દુ:ખમા સપડાયા તો, " ઓ પ્રભુ મારૂ રક્ષણ કરજે ! " એમ કહેવુ એ ધર્મ નથી આપણે આત્મામા સ્થાયી રહી શરીરને દુ:ખ થાય એ તેનુ પ્રારબ્ધ છે, એમ સમજી ધીરજથી તે સહન કરી તેનું પરિણામ ન ઉપજવા દેવુ એજ આપણો ધર્મ છે

પ્રત્યેક મનુષ્યનુ વર્તમાન અને ભાવીજીવન તેના પૂર્વના કર્મોપર પણ આધાર રાખે છે. જો માત્ર માબાપના સસ્કારો પર્યંતજ પૂર્વકર્મોની સાંકળ લબાતી હોય તો ઘણીવાર આપણે એવા દાખલા જોઇએ છીએ કે એકજ માબાપનાં છોકરાંને સમાન રીતે ઉછેરવામાં આવે, સમાન અભ્યાસ કરાવવામા આવે, તથાપિ એક-બીજાથી બાળપણમાંજ ભિન્ન પ્રકારનાં જણાય છે. વળી એક જીવ સારા માબા-પને ત્યા જન્મે, સારૂ શિક્ષણ પ્રાપ્ત કરી સારો માણસ થાય, જ્યારે બીજો જીવ દુષ્ટ માબાપને પનારે પડી પાપી અને અધમ થઇ છેવટે ફાંસીના લાકડા ઉપર પોતાનુ જીવન સમાપ્ત કરે છે તેનુ કારણ શુ ? જો ઇશ્વરજ આપણા કર્તા હોય અને આપણે પૂર્વજન્મના સસ્કાર વિનાજ જન્મ પામતા હોઇએ તો પરમેશ્વરને દૂષિત અને પક્ષપાતી ઠરાવ્યા સિવાય ઉપર્યુક્ત પ્રશ્નોનુ સતોષકારક સમાધાન થઇ શકતુ નથી એક દયાળુ પિતા પોતાનાં સતાનોને આવી દયાજનક અને દુ:ખ-દાયક સ્થિતિમા વિના વાંકે મૂકી દે, એ તેની દયા પણ શુ દયા ઉપજાવે એવી

નથી ? ઈશ્વર તેના દુઃખનો સુખમા બદલો આપશે એમ કોઇ ખુલાસો કરે તો તે યોગ્ય નથી. વિના અપરાધે દુઃખ થયું અને પાછળથી તેનો બદલો મળે એ વ્યવસ્થા યોગ્ય નજ કહેવાય. વળી જો આ મારો પહેલોજ જન્મ હોય તો હું સર્વથા પરતંત્ર છુ અનુભવશૂન્ય હુ શું કરી શકું ? બીજાનો માર્ગ એજ મારો માર્ગ થાય અને જો મારા પ્રારબ્ધને રચવા હું સમર્થ ન હોઉ તો મારૂ જીવન સર્વથા પરાધીન છે, પણ તેમ નથી. દયાળુ ઈશ્વરના રાજ્યમાં અવ્યવસ્થા કે અન્યાયને સ્થાન નથી. હુજ મારો કર્તા અને હુજ મારાં સુખ અને દુઃખને માટે જવાબદાર છુ. મેજ એવા કર્મો કર્યાં છે કે જેને પરિણામે મારે દુ ખ ભોગવવું પડે છે; અને હુ જ એવા કર્મો કરી શકુ કે જેથી હું સુખી થઇ શકુ એજ અમારા પુનર્જન્મની મીમાંસા છે. પ્રત્યેક જન્મમા પવિત્ર સત્કર્મો કરતાં કરતાં આપણે ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરતા જઇ છેવટે પરમાત્મા પાસે પહોંચવાનુ છે અને એજ મુક્તિ છે.

અમારા મત પ્રમાણે પરમાત્મા વિશ્વવ્યાપી, અમર્યાદ અને સર્વશક્તિમાન છે. અને જીવાત્મા પણ ઉપાધિમાંથી મુક્ત થઇ પૂર્ણ થાય છે ત્યારે પરમાત્માની અનંતતાનો લાભ પ્રાપ્ત કરે છે. આત્મા અને પરમાત્મા ઉભય અનંત અને અમર હોવા છતાં સદાય ભિન્નજ રહી શકે એ દ્વૈતવાદ અમને માન્ય નથી 'પરમાત્મા વિશ્વવ્યાપી છે અને આપણે તેના કૃપાપાત્ર જીવો છીએ' એ કલ્પના ધર્મની પ્રથમ પાયરી છે, તે આપણા અંતર્યામી છે, સર્વ જડ ચેતનમાં તેમનો વાસ છે, એ કલ્પના બીજી પાયરી છે, અને આપણે તથા તે એકજ છીએ એ ત્રીજી પાયરી છે. ભિન્ન ભિન્ન ધર્મોમાં ઈશ્વરવિષયક અનેક પ્રકારની કલ્પનાઓ અને પૂજાવિધિ છે, પણ તે ભિન્ન ભિન્ન અધિકારના મનુષ્યોને માટે હોઇ સર્વ ઈશ્વર પ્રતિ લઇ જનારા સત્ય માર્ગો છે. અમે હિન્દુઓ સર્વ ધર્મોને સત્ય અને મનુષ્યને ઈશ્વર પ્રતિ લઇ જવાના સાધનો માનીએ છીએ. ક્રોસની પાસે ઘૂંટણીએ પડનાર ખ્રિસ્તી, મસ્જીદમા પ્રાર્થના કરનાર મુસલમાન અને અગ્નિપૂજક પારસી એ સર્વ ધાર્મિક છે. એ સર્વની માન્યતા ધર્મને અવલંબી પ્રભુ પ્રતિ લઇ જનારી છે એમ અમે માનીએ છીએ સર્પપૂજા, પિતૃપૂજા અને પશુપૂજાથી તે ઉચ્ચ તત્ત્વજ્ઞાનની ભાવના સુધી જ્યા જ્યાં ધર્મ છે ત્યા ત્યા ઈશ્વર છે. એ સર્વ જૂદી જૂદી ભૂમિકાઓ દ્વારા મનુષ્ય ઈશ્વર પ્રતિ ગમન કરે છે. આ ભાવના જો બરાબર સમજાય તો ધર્મમા દ્વેષને જરા પણ અવકાશ મળે તેમ નથી. સર્વ ધર્મોમાં સત્યના પુષ્પો છે, તે સુંદર છે. એ સર્વ સુંદર પુષ્પોની એક માળા બનાવી, પ્રેમના સૂત્રથી બાંધી તે પરમાત્માને અર્પણ કરવી જોઇએ.

હવે આપણે મુદ્દાની વાતપર આવીએ. જો હુ ખરેખર પરમાત્મા સ્વરૂપ

હોય તો મારો આત્મા, મારૂં શરીર વગેરે સર્વ તે પવિત્ર પ્રભુને નિવાસ કરવા યોગ્ય એક મંદિરરૂપજ છે, એમ મારે નિરંતર સમજવાનું છે પ્રેમના બદલા તરીકે ખુદ પ્રેમમાંજ એવી મજા છે કે તેને પરિણામની જરૂર નથી. કર્તવ્ય કરવામાંજ એટલું સુખ છે કે તેની પાછળ ફળરૂપે સુખની ઇચ્છા કરવી એજ ભ્રમણા છે. મારો આત્માજ મને સુખરૂપ હોય, મારૂં એકે એક કર્તવ્ય જો પૂજનરૂપ અને પ્રેમરૂપ હોય, તો મારે સુખની આશા કે દુઃખનો ભય શા માટે રાખવો જોઇએ?

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**

તારો કર્મમાં અધિકાર છે, તેના પરિણામનો નહિ. ધર્મ એ નિરર્થક ક્રિયા કે અર્થ વગરનો વાદ નહિ પણ ચૈતન્યયુક્ત ભાવના અને પ્રભુના સામીપ્યનો અનુભવ છે આ અનુભવ નિરંતર મારી દૃષ્ટિ સમક્ષ રહે એજ મારો ધર્મ છે. આપણે સર્વએ આ એકતાનતા, આ સાયુજ્ય, આ પ્રેમમુક્તિની સ્થિતિ પ્રાપ્ત કરવાની છે અને આ આપણી સ્થિતિને દિનપ્રતિદિન વધારે અનુભવવી એજ આપણા જીવનની ઉન્નતિ છે

ભાષણમાં વારંવાર શ્રોતાઓ તાળીઓના ગગડાટથી વક્તાને વધાવી લેતા હતા. ભાષણ સમાપ્ત થયા બાદ આશરે પંદર મિનિટ પ્રશ્નોત્તરની ચર્ચા થઇ હતી. અને તે પછી સભાનું કામ વિસર્જન કરવામાં આવ્યું હતું.





# १–मुक्त आत्मा.

(આ વ્યાખ્યાન ઇ સ. ૧૮૯૬ મા અમેરિકાના ન્યૂયોર્ક નગરમા આપવામા આવ્યુ હતુ )



ખ્ય મતના પ્રણેતા શ્રી કપિલમુનિના અભિપ્રાય પ્રમાણે પ્રકૃતિ અને પુરૂષ (આત્મા) આ બે અનત તત્ત્વો છે શ્રી કપિલનો મત દ્વૈતવાદમાં ગણાય છે આત્મા અનેક છે અને તે પ્રકૃતિથી નિર્લેપ છે માટે તેનો અત નથી. પ્રકૃતિ પોતેજ વિકાર પામી આ અનેક પ્રકારના રૂપ ધારણ કરે છે. નામરૂપ ધારણ કરવાની શક્તિ તેની પ્રકૃતિમાંજ છે આત્મા સાખ્યના અભિપ્રાય પ્રમાણે નિષ્ક્રિય છે. પ્રકૃતિ વિકારવાન છે તે અનેક પ્રકારના રૂપાકાર રચે છે તથાપિ તે જડ છે આત્મા અને પ્રકૃતિનો યોગ એ આ સસારનુ અનાદિ કારણુ છે પ્રકૃતિને આ વિવિધ આકારની ખટપટ કરવાનુ શું પ્રયોજન છે ? આ પ્રશ્નના ઉત્તરમા સાખ્ય કહે છે કે, '**पुरुषः मोक्षनिमित्तं प्रवृत्तिः प्रधानस्य ।**' પુરૂષ અથવા આત્માને જ્ઞાન થાય કે આ પ્રકૃતિ છે અને હુ પુરૂષ તેનાથી ભિન્ન છુ અર્થાત્ આત્મા મિથ્યા અહભાવથી મુક્ત થાય, પ્રકૃતિના બધનથી છૂટે તેટલા માટેજ પ્રકૃતિનો આ સર્વ પ્રયત્ન છે. સાખ્યવાદી પુરૂષને અમિશ્ર અને તેથી સર્વવ્યાપક માને છે એ આપણે ઉપર જોઇ ગયા છીએ. વળી પુરૂષ કિવા આત્મા કોઇ પણ બે પદાર્થના યોગથી ઉત્પન્ન ન થએલ હોવાથી, તે અમર્યાદિત અથવા સર્વવ્યાપક છે, કોઇ પણ પદાર્થ દેશ, કાળ અને ઉપાધિથી બાધિત હોય તોજ મર્યાદિત હોઇ શકે છે. પુરૂષ કોઇ પણ પ્રકારની ઉપાધિથી પર છે, તેમજ તેના સ્વરૂપને ઉપાધિ હોય એ સભવિત પણ નથી, કારણકે ઉપાધિમા સ્થળ મર્યાદા પહેલા હોવાની જરૂર છે, સ્થળ મર્યાદા એટલે અમુક આકાર અથવા શરીર એ પ્રકૃતિનુ કાર્ય છે. જો પુરૂષને આકાર હોય તો પ્રકૃતિ અને પુરૂષની કાર્યભિન્નતા ઉડી જાય છે.

આકાર આદિની રચના કરવી એ પ્રકૃતિનુ કાર્ય છે. અમુક વસ્તુ નિરાકાર છતાં તે અમુક સ્થળે છે, એમ કહેવુ યોગ્ય નથી. નિરાકાર વસ્તુ સર્વવ્યાપીજ હોવી જોઇએ. સાખ્યમત અહી અટકી જાય છે આ વસ્તુસ્થિતિથી પર જઇ શકવાને તે અસમર્થ છે. સાખ્યની વિરૂદ્ધ વેદાન્તમતનો પ્રથમ આક્ષેપ એ છે કે આટલીજ મીમાસા સપૂર્ણ નથી. સાખ્યમત પ્રમાણે પ્રકૃતિ અને આત્મા ઉભય કેવલરૂપ છે વેદાન્ત કહે છે કે જો પ્રકૃતિ અને પુરૂષ ઉભય કેવલરૂપ હોય તો બે કેવલરૂપ તત્ત્વો થશે, અને એકમા જે કાર્યારોપણ થશે તે બીજામાં પણ કરવાની જરૂર પડશે. જો આત્મા સર્વવ્યાપક હોય તો પ્રકૃતિને પણ સર્વવ્યાપક માનવાની જરૂર પડશે અને એવી રીતે પ્રકૃતિ પણ દેશકાળ અને વસ્તુના પરિચ્છેદ કે ઉપાધિથી પર થઇ જતા, તેમાં જે કર્તા અને સહર્તાપણાના કાર્યોનુ આરોપણ કરવામા આવે છે તે અસ્થાને થઇ પડશે, તેમજ જો બે કેવલરૂપ માનીએ તો વ્યવસ્થાજ રહેતી નથી, એકજ છે માટે કેવલરૂપ છે. બે, ચાર, પાચ, પચાસ, આમ કેવલરૂપને વધારતા જઇએ તો કેવલરૂપ પણ મર્યાદિત થઇ જાય છે આ વાત સહજ સમજાય તેવી છે

આ આટી વેદાન્ત કેવી રીતે ઉકેલે છે તે આપણે જોઇએ. પ્રકૃતિનો સ્વભાવ જડ છે. જડ સ્વભાવમા ઉત્પાદક અને સહારક શક્તિનુ જે આરોપણ સાખ્યશાસ્ત્ર કરે છે તે વાસ્તવિક નથી. એ જડ સ્વભાવમા ગતિ પ્રેરનાર ચૈતન્ય છે ચૈતન્ય વિના મનુષ્યમા નામરૂપાદિનો વિચાર થવો અશક્ય છે, તેમજ પ્રકૃતિ એક પાષાણુથી તે મહત્તત્ત્વ સુધીની ચૈતન્યની સહાયતા વિના ઉત્પત્તિ કરી શકે એ પણ શક્ય નથી જે ચૈતન્યના પ્રભાવથી પ્રકૃતિ આ નાના શરીરના રૂપ રગ ઉત્પન્ન કરી રહી છે, તેને વેદાન્ત ઇશ્વર કિવા પરમાત્માનુ નામ આપે છે. જો સમસ્ત જડચેતન વિશ્વ પરમાત્મા કે ચૈતન્યને લઇનેજ હોય અર્થાત્ પરમાત્માજ વિશ્વના અધિષ્ઠાતા હોય તો તે વિશ્વથી ભિન્ન છે એમ કોઇથી પણ કહી શકાશે નહિ, એટલે કે પરમાત્મા પોતેજ આ અનેક સ્વરૂપોદ્વારા વ્યક્ત થાય છે. જેમ કુભાર ઘટનુ નિમિત્ત કારણ છે; તેમ વિશ્વના તે માત્ર નિમિત્ત કારણજ નથી, પણ જેમ માટી અને ઘટનો સબધ છે તેમ પરમાત્મા વા વિશ્વના ઉપાદાનકારણ પણ છે.

આપણે અનેક દૃષ્ટાન્તોમાં જોઇ ગયા છીએ કે કારણનો સ્વભાવ તેજ કાર્યનો સ્વભાવ હોઇ શકે છે કાર્ય એ તો કારણનુ એક સ્થૂળ સ્વરૂપ માત્ર છે એ આપણે સહજ સમજી શકીએ તેમ છે. પરમાત્માનું અસ્તિત્વ એજ પ્રકૃતિનું કારણ છે. દ્વૈતવાદીઓ, વિશિષ્ટાદ્વૈતવાદીઓ, અદ્વૈતવાદીઓ એ સર્વ વેદાન્તની શાખાઓનો મત આ સિદ્ધાન્તના સબધમાં સમાન છે તે સર્વ સ્વીકારે છે કે પરમાત્મા જગતનુ માત્ર નિમિત્તકારણ નહિ પણ ઉપાદાનકારણ પણ છે. આ જગતમાં જે જે વસ્તુ, રૂપ, રગ કે સ્વરની પ્રતીતિ થાય છે તે તેજ છે. વેદાંત બીજી

એક વાત એ કહે છે કે પ્રત્યેક જીવાત્મા, પરમાત્માના અંશરૂપ છે. જેમ સ્ફુલિંગ અગ્નિનો એક અંશ છે, તેમ જીવાત્મા તે અનંત ચૈતન્યનો એક અંશ હોઈ સ્વભાવમાં તેનાથી ભિન્ન નથી "**तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिंगाः सहस्रशः प्रभवंते सरूपाः ॥ तथाक्षराद्विविधाः सौम्यभावाः प्रजायंते तत्र तत्र चैवा पियंति॥**" (મુંડકોપનિષદ્ ૨–૧) જેવી રીતે મોટા અગ્નિના ભડકામાંથી લક્ષાવધિ તણખા ઉડે છે તેજ પ્રમાણે આ સનાતન એક રૂપમાંથી આ સર્વ આત્માઓ ઉત્પન્ન થયા છે આ સિદ્ધાન્તને પણ વેદાન્તની સર્વ શાખાઓ માન્ય કરે છે અહીં સુધી ઠીક સમજાય છે, પણ આટલાથી સમાધાન થાય તેમ નથી. આત્માને અનંત તત્ત્વનો એક વિભાગ માનવાથી પ્રશ્ન એ થાય છે કે જો અનંત તત્ત્વ સર્વત્ર અને સર્વમય હોય તો તેના ભાગ કેવી રીતે થઇ શકે? ત્યારે અનંત તત્ત્વ તે અગ્નિ અને આત્મા એક સ્ફુલિંગ છે એ વેદાન્તના વાક્યનો શો અર્થ હોઇ શકે? વેદાન્ત આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે, જીવાત્મા પરમાત્માનો અંશભૂત હોવા છતાં એમ માનવાનું નથી કે ઈશ્વરના ખરેખર અસંખ્ય ભાગજ થાય છે. આત્મા પરમાત્માનો એક નાનો ભાગ નથી પણ તે પોતેજ સંપૂર્ણ ઈશ્વરસ્વરૂપ છે, તે પરમાત્મામય છે. અહીં કોઇ શંકા કરશે કે ત્યારે તો જેટલા આત્મા તેટલા પરમાત્મા બહુ–ઈશ્વર થઇ ગયા જીવાત્મા અનંત છે અને વળી પ્રત્યેક જીવાત્મા પૂર્ણ પરમાત્મા છે એમ કહીએ તો ઈશ્વર પણ અનેક થઇ જશે, પણ તેમ નથી. સૂર્યનો ઉદય થતાં ભિન્ન ભિન્ન પડેલાં ઝાકળનાં બિંદુઓ ઉપર તેનો પ્રકાશ પડે છે અને અનેક સૂર્યો હોય એવો આભાસ થાય છે પ્રત્યેક જળબિન્દુમાં એક નાની પણ આબેહુબ સૂર્યની પ્રતિમા દૃષ્ટિગોચર થાય છે; એજ રીતે પ્રત્યેક જીવાત્મા પરમાત્માના પ્રતિબિંબરૂપ છે આ દૃષ્ટિગોચર થતું સમસ્ત વિશ્વ, જડ-ચેતન પદાર્થો, કીટ, પતંગ, પાષાણ પશુ કે મનુષ્ય સર્વ તેના પ્રતિબિંબ માત્ર છે. તેના અનેક પ્રતિબિંબરૂપે આ સૃષ્ટિ નિર્માણ થઇ છે પ્રકૃતિ ઉપર પરમાત્માનું પ્રતિબિંબ પડતાં તે ચૈતન્યમય થઇ વિહાર કરવા લાગી અને તેના આ સર્વ રૂપાકાર થયા છે. એકજ તત્ત્વ અનેકરૂપે પ્રકાશે છે પણ તે પ્રભાસ અને ભાસ દેખવામાત્રજ છે. તે કાંઇ વાસ્તવિક તત્ત્વ નથી, માત્ર પ્રતિબિંબ કિંવા તેના સ્વરૂપની ભ્રમણાજ છે. પરમાત્માના વિભાગ થાય એ અશક્ય છે તે પ્રકૃતિદ્વારા ભ્રમણારૂપે આમ ભિન્ન ભિન્ન દેખાય છે. પરમાત્મા એક છતાં તે ભિન્ન દેખાય, માણસને આમ ભ્રમણા થાય તેનું શું કારણ હોઇ શકે? એ પ્રશ્નના ઉત્તરમાં વેદાન્ત કહે છે કે દેશ, કાળ અને ઉપાધિ એ ત્રણને લઇ જે દૃષ્ટિ રચાય છે તે ભ્રમણાત્મક છે. સ્થળ, કાળ અને ઉપાધિમાં બંધાએલો હું જ્યારે પરમાત્મા તરફ દૃષ્ટિ કરૂં છું, પરમાત્માનો વિચાર કરૂં છું ત્યારે તે મને જડ વિશ્વરૂપે પ્રતીત થાય છે મારી

દ્રષ્ટિ તેથી સહજ ઉંચી જતાં પણ એજ દેશકાળમાં રમતી હોય ત્યા સુધી તે મને પશુ, પક્ષી કે પતંગ, મનુષ્ય, બુદ્ધિમાન મનુષ્ય અને છેવટે દેવતુલ્ય દેખાય છે તે સર્વત્ર છે. આપણે જોઇએ કે નહિ, આપણી દ્રષ્ટિ તેને જોઇ શકે કે નહિ, તથાપિ તે સર્વમાં સર્વત્ર છે, આપણામાં છે, આપણે અને તે ભિન્ન નથી હું તે છુ અને તમે પણ તેજ છો આપણે તેના વિભક્ત ભાગ નથી પણ તેમય છીએ, આપણે સર્વમય છીએ તે અનંત, પૂર્ણ, સર્વવ્યાપક શક્તિ આ સર્વ દશ્ય પ્રપંચની પાછળ પ્રકાશે છે. તેજ આ સર્વ દશ્ય છે. કર્તા પણ તે છે અને કર્મ પણ તે છે

હવે એક પ્રશ્ન થાય છે કે જો આપણે તેનાં સ્વરૂપજ હોઇએ, તો તેને આપણે કેવી રીતે જાણી શકીએ? જાણનાર પોતાને જાણી શકતો નથી હું દરેક વસ્તુને જોઇ શકુ છુ, પણ મને પોતાને, મારા મુખને જોઇ શકતો નથી, તેજ પ્રમાણે આત્મા સર્વના અધિષ્ઠાનરૂપ, સત્યસ્વરૂપ, આ સર્વ દશ્યના મૂળ કારણરૂપ છતા પોતાને જાણી શકતો નથી. જો પોતાને જાણવાની ઇચ્છા થાય તો પ્રતિબિંબદ્વારાજ તેમ થઈ શકશે આપણુ મુખ જોવાની ઇચ્છા થતાં આપણને આરસીરૂપે એક મધ્યસ્થ વસ્તુની જરૂર પડે છે, તેમા પ્રતિબિંબ પડતા આપણે આપણુ મુખ જોઇ શકીએ છીએ તેજ પ્રમાણે જીવાત્માને પણ પોતાનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ હોય, પોતાનુ મુખ જોવુ હોય તો કોઇ મધ્યવર્તી વસ્તુમા પ્રતિબિંબ પડવાથીજ તે પોતાના સ્વરૂપને જોઇ શકે છે, અન્યથા નહિજ. જીવાત્માને પોતાના સ્વરૂપના સાક્ષાત્કાર માટે આ વિશ્વ એક વિશાળ આરસી સમાન છે તેને આત્મદર્શનની ઇચ્છા થતા પ્રથમ એકાદ સૂક્ષ્મ બીજકોષની યોજના કરી તે દ્વારા તે પોતાને જોવા લાગે છે, અને દ્રષ્ટિ વિશાળ થતી જાય છે તેમ તેમ વધારે વિશાળ આરસીરૂપ વૃક્ષ, રોપા, પાષાણ, પશુપક્ષી ઇત્યાદિ સૃષ્ટિ ઉત્પન્ન કરી, આ આરસી ક્રમશ વધારે વધારે ઉન્નત અને શ્રેષ્ઠ થતી જાય છે, અને છેવટે તે ઉત્તમ સંપૂર્ણ મુક્ત મનુષ્યમા પોતાનુ સંપૂર્ણ પ્રતિબિંબ જુએ છે જેવી રીતે કોઈ માણસને પોતાનુ મુખ જોવુ હોય અને પ્રથમ તે એકાદ કીચડથી ભરેલા ખાબોચીઆમા પોતાનુ મુખ જુએ તો તેમાં મુખની ઝાંખી રૂપરેષાજ દેખાય છે, આગળ વધી સ્વચ્છ પાણીના ઝરણામા દ્રષ્ટિ કરતા તેને પોતાનુ મુખ તેથી અધિક સ્પષ્ટ જણાય છે નિર્મળ જળમાં જોવાથી તે પોતાના મુખનો રંગ અને આકાર વધારે સ્પષ્ટ જોઇ શકે છે, અને બિલોરીકાચના દર્પણમા તો તે બરાબર તેના ખરા સ્વરૂપમા જણાય છે. મૂળ જેવુ છે તેવુ જ જોવાની જો ઇચ્છા હોય તો બિલોરીકાચની જ અપેક્ષા છે. પૂર્ણત્વ પામેલુ મનુષ્ય બિલોરીકાચના સ્વચ્છ આરસા સરખુ છે પૂર્ણ મનુષ્યમાં, મુક્તપુરૂષમાં તે સર્વજ્ઞ અને સર્વવ્યાપક આત્માનુ સંપૂર્ણ પ્રતિબિંબ પ્રકાશે છે. વૃક્ષ, પાષાણ, સૂર્ય, ચંદ્ર વગેરે વસ્તુઓ તરફ મનુષ્યો પૂજ્યભાવથી જુએ છે

તેમજ સર્વ દેશોમાં મહાત્માઓ પૂજાય છે તેનું ખરૂં રહસ્ય હવે તમે જાણી શક્યા હશો તમારી બુદ્ધિ ગમે તેવો લવારો કરે, સુધારો તમારી ભાવનાને ગમે ત્યા લઈ જાય, પણ સંપૂર્ણ મનુષ્ય કે જેના માન અને મદ નાશ પામ્યા છે, સર્વ તરફ જેના અંતઃકરણમા પ્રેમની ધારા વહે છે એવા મહાત્માઓને પૂજ્યા વિના, એમની પાસે તમારૂં મસ્તક નમાવ્યા વિના તમે રહી શકશો નહિ. બુદ્ધ અને ખ્રિસ્તને લોકો પૂજતા હતા, પૂજે છે અને પૂજશેજ. પરમાત્માના એ મહાત્માઓ સંપૂર્ણ પ્રતિબિંબ જેવા છે. ઈશ્વરની મહત્તાના સબંધમા આપણે ગમે તેટલી ઉચ્ચ ભાવના રચીએ, પણ એ ભાવના આ પ્રત્યક્ષ પરમેશ્વર સ્વરૂપ સાધુ પુરૂષો પાસે નમી જાય છે. મુક્ત પુરૂષમાં જિજ્ઞાસાની અને અહંભાવની વૃત્તિ શાન્ત પામી જાય છે. પવન વિનાના સ્થાનમા રહેલા દીપકની પેઠે તેની મનોવૃત્તિ સ્થિર થઈ જાય છે માયાની ભ્રમણાના સ્વરૂપો અને સંસારના મોહની વાસનાઓ તેના અંતઃકરણને સ્પર્શ કરી શકતી નથી. તેની બુદ્ધિ સ્થિર હોય છે તે પરમાત્મામા વિહાર કરે છે. ભૂતકાળમા હું તેજ હતો, આજે હું તેજ છું અને ભવિષ્યમા પણ હું તેનાથી ભિન્ન થનાર નથી એવી સ્થિતપ્રજ્ઞા જાગૃત થઇ તે પોતાને હરિરૂપ માને છે અહી તમે પ્રશ્ન કરશો કે મુક્તિનાં બંધન શા માટે? જો મનુષ્ય સ્વભાવત ત્રિકાળાબાધિત પરમતત્ત્વમા સ્થિત હોય તો માયાની જાળમા તે કેવી રીતે બંધાઇ જાય છે? સંપૂર્ણ મનુષ્ય અસંપૂર્ણ શી રીતે થાય છે? પ્રકૃતિને પોતાની સત્તામા રાખનાર સ્વામી પ્રકૃતિજન્ય વાસનાઓનો ગુલામ શી રીતે થાય છે? અદ્વૈતવાદી આ પ્રશ્નોનો ઉત્તર આપતા કહે છે કે, તે બંધનમા હતોજ નહિ. ભિન્ન ભિન્ન આકારના અને રંગના વાદળા આકાશ ઉપર ચડી આવે છે, ક્ષણભર ત્યા રહે છે અને ઉડી જાય છે, છતા આકાશમા જરા પણ ફેરફાર થતો નથી વિકાર પામનાર અને ગતિ કરનાર માત્ર વાદળજ છે, તેવીજ રીતે તમે મૂળમા સંપૂર્ણ હતા, હમણા સંપૂર્ણ છો અને સંપૂર્ણ રહેવાના છો તમારા એ સ્વભાવમા રૂપાન્તર કરી શકવા કોઇ વસ્તુ સમર્થ નથી અને થનાર પણ નથી. હું પૂર્ણ છું કે અપૂર્ણ છું, આ મને મળ્યુ અને આની મને જરૂર છે, હું પુરૂષ છું કે સ્ત્રી છું, હું પાપી છું કે પવિત્ર છું, હું મન છું કે બુદ્ધિ છું, આ સર્વ આભાસ માત્ર છે તમે વાસ્તવિક રીતે મન નથી, બુદ્ધિ નથી, સ્ત્રી કે પુરૂષ નથી તમે અપૂર્ણ નથી, તમને કંઈ મળ્યા જેવુ નથી, તેમ તમને કશાની આવશ્યકતા પણ નથી તમે આ સૃષ્ટિના પાલક છો, નેતા છો, છે અને થશે તે સર્વ ઉપર તમારા આત્માની સત્તા છે સૂર્ય, તારા, ચંદ્ર અને નાનાવિધ પૃથ્વીઓ એ સર્વ તમારી સત્તાને વશ વર્તે છે. તમારા અસ્તિત્વને લીધેજ આ સૂર્ય પ્રકાશે છે, તારાઓ પોતાનાં શાન્ત કિરણો પ્રસારે છે અને પૃથ્વી સુન્દર અને રમ્ય વસ્તુઓ ઉત્પન્ન કરી

શકે છે. આ સર્વ પ્રકૃતિની રમ્યતા, તારા, સૂર્ય, વનસ્પતિ અન્યોન્ય સાથે એક-તાનથી વર્તે છે નિર્મળ ન્યાય અને નીતિ તેના દરેક દરેક નિયમમા પ્રતીત થાય છે એ તમારા આત્માનોજ પ્રભાવ છે તમે સર્વમાં છો, નહિ ! નહિ ! તમે સર્વ-મય છો ! હવે હુ તમને પ્રશ્ન કરૂ છુ કે તમે કોનો આદર કરશો ? અને કોનો અનાદર કરશો ? આ આત્માનુ જ્યારે જ્ઞાન થાય છે ત્યારે માયાનો આભાસ, દીપક થતા અધકાર નાશ પામે તેમ નાશ પામે છે.

હિન્દુસ્તાનના એક નિર્જન અરણ્યમા હુ એકવાર પ્રવાસ કરતો હતો, એ અરણ્યમા આશરે એક માસ સુધી મેં પ્રવાસ કર્યો હતો એ પ્રવાસ દરમ્યાન અત્યત સુદર દેખાવો મારા જોવામાં આવ્યા હતા. અનેક સુદર સરોવરો, હરિ-યાળી જમીન, સ્ફાટિક જેવા જળમા પડતુ વૃક્ષોનુ પ્રતિબિબ વગેરે દેખાવો અત્યત મનોહર હોય છે. એકવાર મને અત્યન્ત તૃષા લાગી અને એક સરોવર પાસે જઇ મારી તૃષા છીપાવવાની મારી ઇચ્છા થઇ, પણ હુ તે સરોવર પાસે પહોંચ્યો કે તે અદૃશ્ય થઇ ગયુ તરતજ મારા મગજમા એક વિચાર ઉત્પન્ન થયો અને મારી ભૂલ મને સમજાઇ ગઈ. મે જોએલુ જળ અને સરોવર તે વાસ્તવિક જળ કે સરોવર નહોતુ, તે તો માત્ર મૃગજળ હતુ મે મૃગજળના સબધમાં પુસ્ત-કોમા વાચ્યુ હતુ પણ તે જ્ઞાન માત્ર પુસ્તકીય હતુ. એક માસ સુધી આ અર-ણ્યમા રોજ મૃગજળ મે જોયા કર્યું હતુ, પણ જ્ઞાનપૂર્વક મને તેની ખાત્રી થઇ નહોતી અ ગળ પ્રવાસ કરતા બીજે દિવસેજ મને એક મૃગજળ, સુદર હરિ-યાળી ભૂમિ અને વૃક્ષનાં પ્રતિબિંબ વગેરેનો દેખાવ નજરે પડયો, પણ હવે હુ ભૂલ ખાઉ એમ નહોતુ હુ તરતજ સમજી ગયો કે એ મૃગજળ છે. હવે હુ એની પાસે જઇ તેમાથી જળપાન કરી મારી તૃષા ટાળવાનો વિચાર કરૂ એ બનવા જોગ નહોતુ હવે એ અધ્યાસ મને આભાસરૂપેજ જણાતો હતો. તેવીજ રીતે માયાનો આ આભાસ પણ જ્ઞાન અને અનુભવની પ્રજ્ઞા જાગૃત થતાં અધકારની પેઠે ઉડી જાય છે. દરેક મનુષ્યને એક વખત એવા અવસ્ય આવે છે કે જ્યારે આ સસાર, આ વિશ્વ અને તેનો વ્યવહાર તેના મનથી મિથ્યા થઈ જાય છે. આપણો આત્મા, આપણુ મન, આપણી બુદ્ધિ એ વ્યવહારથી નિવૃત્ત થઇ "તુહી' "તુહી" ના પ્રેમગાનમા મસ્ત થઇ જાય છે જ્ઞાનની એજ સ્થિતિ છે. તત્ત્વજ્ઞાન કઇ મિથ્યાવાદ કે કેવળ વાર્તાનો વિષય નથી ખરૂ તત્ત્વજ્ઞાન થતા આ શરીર અને શરીરજન્ય વ્યવહાર તેમજ સમસ્ત વિશ્વ આપણી દૃષ્ટિ પાસેથી ઉડી જાય છે. હુ શરીરધારી છુ, મને મન છે, એ ભાવના પણ ઉડી જાય છે અત્રે કોઇ શકા કરશે કે આ પ્રમાણે વ્યવહારથી મુક્તિ થયા પછી મુક્ત પુરૂષનુ શરીર રહે-વાની પણ શુ આવશ્યકતા છે ? ખરી રીતે તેને શરીર પણ નથી તથાપિ કુંભા-

રનુ ચક્ર જેમ પાત્ર તૈયાર થઇ ગયા પછી પણુ ગતિના બળને લીધે થોડો વખત ચાલ્યા કરે છે, તે પ્રમાણે પ્રારબ્ધકર્મ શેષ હોય ત્યા સુધી એનુ શરીર રહે છે મુક્તજનને શરીર હોવા છતા શરીરના બધનો તેને દુ ખ કે શરીરની શાન્તિ તેને સુખ ઉત્પન્ન કરતા નથી મમાગ્ની દષ્ટિથી તેને સુખ કે દુ ખ, શાન્તિ કે અશાન્તિ દેખાય છતા તેનુ મન તે ઉભય દ્વન્દ્વોમા સમાન હોય છે તેને સુખમા શાન્તિ નથી અને દુ ખમા શોક નથી. આ પ્રમાણે પ્રારબ્ધકર્મોનો ભોગ કરી મુક્ત આત્મા સર્વાત્મામા એકતાનતા અનુભવે છે પછી તેને જન્મ કે મરણુ નથી મુક્તજન સસારને જુએ છે, સંસારમા વિહરે છે, પણુ તેના બધનમા બધાતો નથી તે સસારને તેના ખરા સ્વરૂપમા મૃગજળરૂપે જુએ છે સસારના દુ ખ તેના મનથી દુ.ખ નથી સસારના સુખ તેના મનથી સુખ નથી. કોઇવાર દુ ખના પ્રસંગમાં તમારા હૃદયમાથી પણુ એજ ધ્વનિ નીકળતો હશે કે "એ મૃગજળ છે" આ સ્થિતિને પ્રાપ્ત થનારને આપણે જીવનમુક્ત કહીએ છીએ. તેનુ જીવન અને તજ્જન્ય વ્યવહાર છતા તે નિર્લેપ છે તે તેનાથી મુક્ત છે જિજ્ઞાસુના જીવનનો આ એકજ હેતુ છે કે જીવનમુક્તિ પ્રાપ્ત કરવી જરા પણુ પ્રલોભન, લોભ કે મોહ વિના જે રહી શકે તેજ ખરો જીવનમુક્ત કહી શકાય આ સ્થિતિને શાસ્ત્રકારો જળકમળની સ્થિતિ સાથે સરખાવે છે જળમા રહ્યા છતા જેમ કમળને જળ સ્પર્શ કરી શકતુ નથી, તેવીજ રીતે જીવનમુક્ત સસારમા રહ્યા છતા સંસારના વિષયોથી લેપાતો નથી મનુષ્યોમા, નહિ, નહિ, પ્રાણીમાત્રમાં આવા મહાત્માઓનુ સ્થાન ઉચ્ચતમ છે, કારણુ કે જીવનધારીએ જે પુરૂષાર્થ કરવાનો છે, તેના અતિમ લક્ષ્યને તેઓ પામ્યા છે તેઓ પરમાત્માને પામ્યા છે તેમણે જ્ઞાન અને અનુભવથી જાણ્યુ છે કે પરમાત્માથી તેઓ ભિન્ન નથી જ્યા સુધી તમે પોતાને તેનાથી ભિન્ન માનો છો ત્યા સુધીજ ભય તમને સ્પર્શી શકે છે જ્યા તમે તેની સાથે એકતાનતા પામ્યા, જે ક્ષણે તમે અનુભવથી જોઈ લીધુ કે હરિથી તમે અભિન્ન છો, તેજ ક્ષણે ભય તમારાથી દૂર ખસી જાય છે ભય તમને સ્પર્શ કરવા અસમર્થ છે, આવી સ્થિતિમાં દૃષ્ટા કોણુ અને દૃશ્ય કોણુ? પૂજક કોણુ અને પૂજ્ય કોણુ? વક્તા કોણુ અને શ્રોતા કોણુ? જ્યા દ્વૈત છે ત્યાજ ભેદ છે **यत्र हि द्वैतमिव भवति तदितर इतर पश्यति तदितर इतरं जिघ्रति तदितर इतरं रसयते तदितर इतरमभिवदति तदितर इतरं शृणोति यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्तत्केन कं जिघ्रेत्केन कं रसयेत्केन कमभिवदेत्केन कं शृणुयात्** (બૃહદારણ્યકોપનિષદ્ ૫-૧૪) ઉપનિષદ્ પણુ એજ ગાન કરે છે. જ્યા શ્રોતા અને વક્તાનો ભેદ નથી, જ્યા પૂજક અને પૂજ્યનો ભેદ નથી, એવી અભેદસમાધિ તેજ બ્રહ્મ છે એકવાર આ સ્થિતિને પામેલો મનુષ્ય

સંસારમાં પુનરાવર્તન પામતો નથી. અત્રે કોઇ પ્રશ્ન કરશે કે ત્યારે આ જગતનું શું થશે ? જગતને આપણે કેવી રીતે ઉપયોગી થઇ શકીશું ? પરંતુ આવા પ્રશ્નને અવકાશજ ઓછો છે. એક બાળક એમ કહે કે, "અરે રે, હું મોટો થઇશ તો આ મારા ઢીંગલા ઢીંગલીનું શું થશે ? અરે રે, મારી ખાવાની પૂરી શું એમજ પડી રહેશે ! માટે હું તો બાળકને બાળકજ રહું તેમાં શું ખોટું ?" આવી વિચારસંકલના જેમ અસ્થાને છે તેવીજ રીતે જીવનમુક્ત થવાથી દુનિયાને ગેરલાભ થાય એમ માનવું એ પણ અસ્થાને છે આ જગત ! એ તો હતુંજ નહિ, હશે પણ નહિ અને હમણાં પણ નથી. આત્મસ્વરૂપ જાણતાં, આત્માનો સાક્ષાત્કાર થતાં આપણને **यत्र यत्र मनो याति तत्र तत्र समाधय** । તેમ જ્યાં જ્યાં મન જશે ત્યાં ત્યાં પ્રભુનાજ દર્શન થશે. આત્મા વિના જગતમાં બીજું કંઇ દેખાશેજ નહિ જ્યાં જગતજ નથી, જગતમાં દેખાતા આ વિવિધ રંગ અને આકાર સ્વમની વસ્તુઓ જેવા નાશવંત છે, જગતના કોઈ પણ પદાર્થને વાસ્તવિક અસ્તિત્વજ નથી, ત્યાં જગતના દુઃખો, આપત્તિઓ, દુષ્ટતા કે કપટની સાથે જ્ઞાનીને શું સંબંધ છે ? જ્યાં આ તમારા અનંત વિશ્વનું કે તેના સુધારા અને કુધારાનું અસ્તિત્વજ ઉડી જાય છે, ત્યાં સત્ અને અસત્નો વિવેક વળી કોણે કરવાનો હોય ? જ્ઞાની યોગીઓએ આપણને એજ શિક્ષણ આપ્યું છે વીરતાથી મુક્તિને માટે પ્રયત્ન કરવો, આપણો આત્મા આપણી બુદ્ધિને જ્યાં લઈ જાય ત્યાં જવા દેવી, વિવેકસંપન્ન બુદ્ધિના કથનનો યથાર્થ અમલ કરવો એ આપણું કર્તવ્ય છે મુક્ત થવું એ વાત કંઇ સરળ નથી વૃત્તિઓ, ઇચ્છાઓ અને વાસનાઓનો મૂળમાંથી ક્ષય કરવો, તેના પરિણામને ઉત્પન્ન થતાં અટકાવવા એ સહજ વાત નથી આ શરીર હું નથી આ શરીરનો નાશ થાય તેમાં મને શા માટે સ્પૃહા હોવી જોઇએ ? ભલે તે ગમે તેટલાં સુખો અગર દુઃખોનું સાધન હોય, તેથી મને શું ?

હું આ શરીર નથી, એમ ધારી શરીરજન્ય સર્વ વિચારોનો આત્મજ્ઞાનીએ ત્યાગ કરવો જોઇએ. આ પ્રકારની તત્ત્વજ્ઞાનની ભાવના ઉપરથી કેટલાક લોકો ઘણા વિચિત્ર પ્રકારના પ્રશ્નો કરે છે એક જણ કહે કે, "હું શરીર નથી એટલે મારૂં માથું દુઃખવું ન જોઇએ" આ પ્રશ્ન તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી બાળકની ચેષ્ટા જેવો જણાય છે જો આ શરીરનું અસ્તિત્વજ આભાસમાત્ર હોય તો માથું શું અને દુઃખવું શું ? એવા હજારો દેહ આવે અને જાય, એવા હજારો માથાં ઉત્પન્ન થાય અને નાશ પામે, તેની સાથે આત્માને શું સંબંધ છે ? શ્રી શંકરાચાર્ય ભગવાન કહે છે કે —

**न मे मृत्युशंका न मे जातिभेदः पिता नैव मे नैव माता न जन्मः ।**

न बन्धुर्न मित्रं गुरुर्नैव शिष्यश्चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम् ॥

મને જન્મ નથી તેમ મરણ પણ નથી, મને માતા નથી તેમ પિતા પણ નથી, અને શત્રુ નથી તેમ મિત્ર પણ નથી, સર્વ માગમાજ છે હું જ મારો મિત્ર કે શત્રુ છું. હું સત્ ચિદ્ આનંદરૂપ શિવ છુ. આ સર્વ જગત જ્યા મારૂં હોય, ત્યા આ એક શરીરની ચિન્તા કરવી એ શુ કહેવાય ? જો મારા એક હજાર શરીરો જ્વરાદિથી પીડાતા હોય તો લાખો અને કરોડો એવા પણ છે કે જે સંપૂર્ણ નીરોગી અને બળવાન છે જો એક હજાર શરીરોમા હુ ક્ષુધાતુર રહુ છુ તો બીજા લાખોમા મને મિષ્ટાન્ન પ્રાપ્ત થાય છે જો હજારો શરીરોમા હુ રંક છુ તો હજારો શરીરોમા હુ રાજાના વૈભવનો ભોક્તા છુ મારે કેની પ્રશંસા કરવી ? ને કોની ચિન્તા કરવી ? જ્યારે હુ જાણુ છુ કે સર્વ શરીર મારા પોતાનાજ છે, તો હુ કોને ચાહુ અને કોને ધિક્કારૂં ? જ્યા જ્યા મારી દૃષ્ટિ જાય છે ત્યા ત્યા સર્વસ્વ મને મારૂં પોતાનુજ જણાય છે હું કોઇને ચાહતો નથી તેમ કોઇને ધિક્કારતો નથી બીજાને વખાણુ તો હુ પોતાને વખાણુ છુ અને બીજાને ધિક્કારૂં તોપણ હુ મને પોતાનેજ ધિક્કારૂં છુ. હુ પોતેજ બંધાઉ છુ અને પોતેજ મુક્ત થાઉ છુ, આવી જેના હૃદયની સ્થિતિ છે તેજ જ્ઞાની છે, તેણેજ હિંમત અને પરાક્રમથી સર્વ પુરૂષાર્થ સિદ્ધ કર્યા છે કદાચ સમસ્ત વિશ્વનો નાશ થાય તોપણ તેના મનના અખંડિત આનંદમા જરા પણ ન્યૂનતા થતી નથી તે પ્રેમથી હાસ્ય કરે છે તે જાણે છે કે જેને લોકો નાશ પામેલુ માને છે તે વાસ્તવિક રીતે હતુજ નહિ. આ સર્વ મૃગજળ જેવુ આભાસ માત્ર છે. જગત જાય છે, નાશ પામે છે, પણ તે ક્યા જાય છે ?

આ જ્ઞાનમાર્ગના વ્યાવહારિક સ્વરૂપનો વિચાર કર્યા પૂર્વે આપણે એક તાર્કિક પ્રશ્નની ચર્ચા કરીએ. શરૂઆતથી તે હમણા સુધીના વિવેચન ઉપરથી એટલુ સમજાયું હશે કે આ ભાવના ન્યાયથી વિરૂદ્ધ નથી જો મનુષ્ય વિચાર કરવા બેસે, બુદ્ધિ અને વિવેકપૂર્વક જો તે તર્ક કરે તો અવશ્ય તેને સમજાય કે સર્વત્ર માત્ર એકજ અવિનાશી તત્ત્વ છે. બાકી સમસ્ત સંસાર નાશવંત અને મિથ્યા છે. આ ભાવનાના સ્વીકાર સિવાય તર્કને શાંતિ પામવાનુ અન્ય કોઇ સાધન નથી. શ્રદ્ધાથી તમે ગમે તેમ માની લ્યો, પણ તર્ક તો તમને એજ વાત મનાવશે

હવે અને એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જે અનંત, સ્વયંપૂર્ણ અને આનંદમય સચ્ચિદાનંદસ્વરૂપ છે, તેમા વિશ્વરૂપી ભ્રમણા કે આભાસની ઉત્પત્તિ કેમ થઇ ? આ પ્રશ્ન જગતના આરંભથીજ અનેક સ્થળે અનેક રીતે ચર્ચાયો છે. પ્રાકૃત ભાષામા આ પ્રશ્ન આ શબ્દોમા પૂછી શકાય કે આ વિશ્વમા પાપની ઉત્પત્તિ શાથી થઇ ? સ્વયં પ્રકાશ આત્મામા ભ્રમણા ક્યાથી ? એ તાત્ત્વિક પ્રશ્ન છે સાર

બન્ને પ્રશ્નોનો એકજ છે અને તેનો ઉત્તર પણ એકજ છે જગતની ઉત્પત્તિ પછી તૈયાર થએલા તાત્ત્વિક ગ્રંથોનુ તારતમ્ય જોવામાં આવે તો જણાઈ આવે કે આ પ્રશ્ન વિચારકોને છેક જગતના ધાર્મિક સાહિત્યના આરંભમા ઉદ્‌ભવ્યો છે આ પ્રશ્નનો ઉત્તર બહુધા બધા ધર્મશાસ્ત્રોએ આપ્યો છે, ખ્રિસ્તી ધર્મગ્રન્થમા આદમ અને હવે પાપવૃક્ષનુ ફળ સેતાનના ભોળવવાથી ખાધુ, જેથી જગતમા પાપની ઉત્પત્તિ થઇ એવો ખુલાસો છે આ ખુલાસો બાળકોના મનનું સમાધાન કરી શકે. શ્રદ્ધાળુ અને ધર્મભોળા લોકો કદાચ એક કથા તરીકે તેનો સ્વીકાર કરી લે, પણ વિવેકસપન્ન બુદ્ધિને તે સતુષ્ટ કરી શકે તેમ નથી શાસ્ત્રીય બુદ્ધિને માટે તો શાસ્ત્રીય વિચારનીજ જરૂર છે. શાસ્ત્રીય રીતિથી પ્રશ્ન એ થશે કે,"પૂર્ણ સ્વયપ્રકાશરૂપ સચ્ચિદાનદમા આ ભ્રમણા કિવા આભાસનો આવિર્ભાવ ક્યાથી?" આ પ્રશ્નને બીજા શબ્દોમાં મૂકવામા આવે તો કહી શકાય કે, "જે સ્થળ, કાળ અને ઉપાધિથી અબાધિત હોઇ સર્વ કારણોથી પર છે, તેમા આ કારણ કાર્યની પરપરારૂપી પ્રકૃતિનો આવિર્ભાવ ક્યાથી?" આ પ્રશ્નના શબ્દો ઉપર ખાસ ધ્યાન રાખવાનુ છે. એક બાજુ આપણે માનીએ છીએ કે તે કારણથી પર છે, અને બીજી બાજુ આપણો પ્રશ્ન થાય છે કે તેમાં કારણ કાર્યની પરપરા ક્યાથી? જો તે કાર્ય કારણથી પર હોય તો તેમા કારણ કાર્ય ઉદ્‌ભવ એ વદતોવ્યાઘાત અર્થાત્ ભાષાવિરોધજ છે. કારણ કાર્ય હોય ત્યા સુધીજ આ પ્રશ્નને અવકાશ છે. જો શાસ્ત્રીય દૃષ્ટિથી એમ સિદ્ધ થતુ હોય કે પરમાત્મા કારણ અને કાર્યથી પર છે, તો તેમા કારણ કાર્યની ઉત્પત્તિ હોઇ શકેજ નહિ એ પ્રશ્નજ અશાસ્ત્રીય ઠરે છે. જ્યા સુધી કારણ કાર્યની મર્યાદામા અમૂક વસ્તુ હોય ત્યા સુધીજ શાસ્ત્રો તેને વિવેકની કસોટીપર ચઢાવી શકે છે. જ્યા કાર્ય પણ નથી અને કારણ પણ નથી, ત્યાં તર્ક શાનો? આપણા આ પ્રશ્નોત્તરનો વ્યવહાર આપણા વ્યવહાર પરત્વે છે, તેનાથી પર જવુ હોય એટલે કે કારણ કાર્યથી પર એવી વસ્તુને સમજવી હોય તો તે વસ્તુમાંજ ડૂબકી મારવાની અને લવણની પૂતળીની પેઠે સાગરમા સાગરરૂપ થઇ જવાની જરૂર છે. જ્યાં સુધી આપણે એ તત્ત્વનો અનુભવ કર્યો નથી, જ્યા સુધી આપણે એ રસનો સ્વાદ ચાખ્યો નથી, ત્યા સુધી સવ તર્ક વ્યર્થજ છે રોગીની અવસ્થામાં તો વ્યાધિ ટાળવાના ઉપાયો કરવા એજ શાણપણ છે તે વખતે વૈદકનો અભ્યાસ કરવા બેસવુ એ યોગ્ય નથી

આ પ્રશ્નને શાસ્ત્રીય પરિભાષાની ખટપટથી મુક્ત કરવામા આવે તો તેનુ સ્વરૂપ કઇક સમજાય તેવુ થઈ શકે છે વ્યાવહારિક દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર કરવામા આવે તો તે પ્રશ્ન એ થશે કે, "આ ભ્રમણા, આ માયા ઉત્પન્ન કરનાર કોણ છે? શુ આ ભ્રમણા ઉત્પન્ન કરનાર તે પરમ સત્ય પોતે છે? નહિ, તેમ તો

નજ હોઈ શકે ભ્રમણા હોય ત્યાથી ભ્રમણાની ઉત્પત્તિ સભવે છે, રોગ હોય, અવ્યવસ્થા હોય ત્યાથીજ રોગની ઉત્પત્તિ થાય છે આરોગ્યમાથી રોગ થાય એ કોઇ પણ રીતે સભવિત નથી. પાણીમા મોજાની ઉત્પત્તિ થાય છે, પણ મોજુ તે પાણીજ છે કારણ અને કાર્યમા ભિન્નતા હોવી અશક્ય છે જેવુ કારણ તેવુજ કાર્ય હોવુ જોઇએ જો કાર્ય ભ્રમણા હોય, આભાસ હોય તો તેનુ કારણ ભ્રમણાત્મક કે આભાસાત્મક હોવુ જોઇએ ત્યારે આ ભ્રમણા ઉત્પન્ન કરનાર કોણ? ઉત્તર મળશે કે ભ્રમણાજ ભ્રમણાને ઉત્પન્ન કરનાર છે, અને તે ભ્રમણાને ઉત્પન્ન કરનાર કોણ? ઉત્તર-ભ્રમણા આ પ્રમાણે અસખ્ય પ્રશ્નો કરો પણ ઉત્તર એકનો એક આવશે છેવટ સુધી એજ ભ્રમણાની માકળ લબાતા, ભ્રમણા પણ 'અનાદિસિદ્ધ ઠરશે હવે એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ભ્રમણાને અનાદિ માની લઇએ અને આત્મા પણ અનાદિ છે એમ આપણે સિદ્ધ કરી ગયા છીએ હવે જો આમ બે અનાદિ તત્ત્વો થતા હોય તો **एकमेवाद्वितीयम्** આ જે અદ્વૈતમતનુ મૂળ સૂત્ર, તે નિષ્ફળ થવા જાય છે? આ સર્વ અવ્યવસ્થાને ટાળવા અમારો ઉત્તર એજ છે કે, જ્યા ભ્રમણા નામ પડ્યુ ત્યા અસ્તિત્વજ રહેતુ નથી ભ્રમણા એટલે ભ્રમણાજ. આપણે જીવનમા અનેક પ્રકારના અનેક સ્વપ્ન જોઇએ છીએ, પણ તેથી આપણા જાગૃત જીવનમા કિચિત્ પણ ફેરફાર થતો નથી સ્વપ્ન દેખાય છે, આવે છે, જાય છે પણ જીવનની અપેક્ષામા તેનુ અસ્તિત્વ છે એમ આપણે કહી શકીશુ નહિ. એક તરફ જેને આપણે ભ્રમણા કહીએ તેનુજ ફરી અસ્તિત્વ માનીએ એ ન્યાયપુરસર ન કહેવાય, જેથી પરમાત્મા, સચ્ચિદાનદ એજ માત્ર એક પૂર્ણ અસ્તિત્વ ધરાવે છે એમ માનવુ વધારે શ્રેયસ્કર અને શાસ્ત્રીય છે અને મનુષ્યનુ ખરૂ અને મૂળ સ્વરૂપ એજ છે એમ અદ્વૈત મત જણાવે છે

હવે વ્યવહારની દૃષ્ટિથી અહીં એક પ્રશ્ન સભવે છે જો આ સર્વ એકજ સચ્ચિદાનદ છે તો આ નાના પ્રકારના ધર્મ, નાના પ્રકારના પથ, મતમતાતર, વિવિધ પ્રકારની પૂજાવિધિ એ બધી ઘડમથલ શામાટે? આ સર્વ ગડમથલ પણ રહેવાની જરૂર છે તર્કની દૃષ્ટિથી આ સર્વ એકજ છે એમ આપણે સમજી શકીએ, તથાપિ આ ગુપ્તતમ, આ ઉચ્ચતમ તત્ત્વનો એકાએક સર્વને સાક્ષાત્કાર થઇ જાય એ શક્ય નથી, અને જ્યા સુધી એ તત્ત્વનો, પરમાત્માનો, પરમાત્માના દિવ્ય પ્રકાશનો મનુષ્ય અનુભવથી સાક્ષાત્કાર ન કરી શકે, ત્યા સુધી પ્રકાશ શોધવાને, પ્રકાશ કરવાને અધકારમા રખડતા કોઇ મનુષ્યને જેમ ફાંફા મારવા પડે તેમ આ વિવિધ પૂજાવિધિરૂપી ફાફા મારવાની તેને અવશ્ય જરૂર પડશે આ સમસ્ત વિશ્વસ્વરૂપને સચ્ચિદાનદરૂપે તે જોઇ શકે નહિ ત્યા સુધી માયાની ભ્રમણાનો અધિકાર તેના ઉપર અવશ્ય રહેશેજ માયાથી પર જતા, દેશકાળાદિ ઉપાધિથી મુક્ત થતાં માયાના બધનો

તૂટી જાય છે, ત્યારેજ આ ધર્મ અને કર્મ, આ મતો અને ક્રિયાઓ સર્વ બંધન રૂપ જણાય છે માયામા રહી મનુષ્યને મુકિતનુ ગમે તેટલુ જ્ઞાન થાય તથાપિ તે માત્ર પુસ્તકીયજ્ઞાન છે, એક પ્રકારનો વ્યર્થવાદ છે માયાના બંધનો અત્યત દૃઢ હોય છે અને જ્યા સુધી તેમાં આપણે બધાએલા રહીએ ત્યા સુધી કાર્ય કારણની પરપરાનો ત્યાગ થવો અશકય છે તમારા પ્રત્યેક ઇચ્છા અને વિચાર કાર્ય અને કારણ સાથે જોડાએલા છે ઇચ્છા અને વિચારમા રમવુ અને મુકિતની વાતો કરવી એ મિથ્યાવાદ છે. કેટલાકો એમ માને છે કે ઇચ્છા સ્વતત્ર છે પણ વાસ્તવિક તેમ નથી. ઇચ્છા પરતત્ર છે સચ્ચિદાનદનો અશજ માયાના ઘરમા પ્રવેશ કરી અહતાને જાગૃત કરે છે જેમાથી ઇચ્છા અને બુદ્ધિ ઉત્પન્ન થાય છે, એ માયાના બધનમાં સચ્ચિદાનદનો અશ બધાએલો છે તે સ્વતત્ર નથી તેના ઉપાદાનકારણને લઇને તે અસ્તિત્વમા છે. ટુકામા કહેવાનો ભાવાર્થ એજ કે અણુથી તે મહત્ત્વ પર્યન્ત વસ્તુમાત્ર માયાના બધનથી બધાએલી છે, અને જ્યાં માયા છે ત્યા સ્વાતત્ર્ય નથી

જેવી રીતે એક પાષાણ કે આ ટેબલ કેવળ પરતત્ર છે, તેવીજ રીતે તમારો પ્રત્યેક વિચાર, તમારો પ્રત્યેક શબ્દ, તમારી પ્રત્યેક કૃતિ અને તમારૂ મન પણ કેવળ પરતત્ર છે હુ આ ક્ષણે ભાષણ કરૂ છુ અને તમે સાભળો છો, એ ઉભય કાર્યો દેશકાળ અને ઉપાધિની મર્યાદામા થાય છે માયાથી પર ગયા સિવાય, માયાનાં બધનો તોડયા સિવાય મુકિતની પ્રાપ્તિ થવી અશકય છે માયાથી સ્વતત્ર થવામાંજ આત્માની સ્વતત્રતા છે અહકારજન્ય ઇચ્છાઓથી આપણે પોતેજ આપણી આધ્યાત્મિક સ્વતત્રતાને બધનોથી બાધી લીધી છે, આ વાત સૂક્ષ્મબુદ્ધિના મનુષ્યોથી સહજમા સમજાય તેવી છે. વિચાર અને વિવેકથી એમ નિશ્ચય થાય છે કે આપણે મુકત નથી, પણ બધનમા છીએ, અને એમ જણાયા છતા આપણી પ્રત્યેક ઇચ્છામાં એવો ધ્વનિ સભળાય છે કે આપણે સ્વતત્ર છીએ દરેક ક્ષણે આપણી એવીજ ભાવના હોય છે કે આપણે સ્વતત્ર છીએ, દરેક કામ કરવા આપણે સ્વતત્ર છીએ આ ભાવના જો નાશ પામે તો આપણે કઇ પણ કામ કરવા શકિતમાન થઇ શકીએ નહિ કોઇ પણ કાર્યનો વિચાર થવાની સાથેજ આપણે એ કામ કરવા સ્વતત્ર છીએ એવો વિચાર તેના મૂળમા રહેલો છે, આપણે એકવાર કહી ગયા કે આપણી ઇચ્છા સ્વતત્ર નથી અનુભવ એમ કહે છે કે સ્વતત્રતાની ભાવના વિના કોઇ પણ કાર્ય શકય નથી, ત્યારે ખરી સ્વતત્રતા કઇ ? આપણી અહકારજન્ય ઇચ્છામાં જે સ્વતત્રતા દેખાય છે તે વાસ્તવિક નથી જેમ વાદળથી ઘેરાએલા આકાશમાં નીલવર્ણ આકાશની માત્ર કલ્પના થાય તેમ અહકારજન્ય સ્વતત્રતા એ તો સ્વતત્રતાનો આભાસ માત્રજ છે ખરી સ્વતત્રતા એટલે સ્વચ્છ આકાશ તો

એ વાદળોની ઘટાથી પર છે આ માયાની વચ્ચે, આ વ્યવહારજન્ય અથડાઅથડીમાં, આ મૃગજળની ભ્રમણામા, આ મન ઇન્દ્રિય અને વ્યવહારની મારામારીમા ખરી સ્વતંત્રતાનું અસ્તિત્વ સંભવિત નથી. સ્વપ્નવત્ આ દૃશ્યો ક્ષણમાં રમતા, ક્ષણમા હસતા અને ક્ષણમાં રડતા આ ઇન્દ્રજાળના દેખાવો આપણો સંસાર છે સ્વપ્નમા આપણે એવો દેખાવ જોઇએ કે વીસ માથાવાળો એક રાક્ષસ આપણને પકડવાને પાછળ પડયો છે અને આપણે ભયથી ધ્રૂજતા નાસીએ છીએ, આ દેખાવ જ્યારે આપણે જોતા હોઇએ તેજ સમયે તે અસત્ય કિંવા આભાસ છે એમ આપણે સમજી શકતા નથી, તેજ પ્રમાણે આ સંસાર પણ એક સ્વપ્ન છે જેને આપણે નિયમ કહીએ છીએ તે વાસ્તવિક રીતે કાર્યકારણના આઘાત પ્રત્યાઘાત, પરિણામ છે અજ્ઞાનમાંજ આપણે તેને સ્વતંત્ર માનીએ છીએ વિશ્વનો સર્વ વ્યવહાર નિયમાનુસાર છે એમ આપણે કહીએ છીએ, કોઇવાર તેને સર્વવ્યાપી નિયમોનુ નામ પણ આપીએ છીએ, પરંતુ વાસ્તવિક રીતે તેની સર્વવ્યાપકતા અને નિયમિતતા જ્યા સુધી આ સ્વપ્ન છે ત્યાં સુધીજ છે આ પ્રમાણે વિશ્વકલ્પના પણ જો આભાસ માત્રજ હોય, તો પછી તજ્જન્ય નિયમો અને વ્યવહારનુ શુંજ પૂછવુ ? અનેક રૂપે દેખાતુ આ વિશ્વ અને તજ્જન્ય વિવિધ ઘટનાઓ કેવળ કાર્ય કારણની પરંપરાનુજ પરિણામ છે. " કાગનુ બેસવુ અને ડાળનુ પડવુ " એ આપણામા કહેવત છે તેથી કાગના બેસવાથીજ ડાળ પડે છે એમ માનવુ વાસ્તવિક નથી, એજ રીતે જગતની અનેક ઘટનાઓની સંભાવના થાય છે આપણે અનુભવથી એની અવાસ્તવિકતા જાણી શકતા નથી, કારણ કે આપણે પોતે પણ એ જગત ભ્રમમાં ફસાએલા છીએ દેશ, કાળ અને ઉપાધિ એ માયાના બંધનોથી બંધાએલા છતા જો તર્ક કે વિચારથી આપણે મુક્તિ મુક્તિ પોકાર્યા કરીએ તો આપણે સંસારનું એક પણ કાર્ય કરી શકીએ નહિ. તેને તમે સમજી શકયા હશો કે આપણા કર્મ, યજ્ઞયાગ અને ઉપાસના એ સર્વ માયાના બંધનની પરિમિત ક્રિયાઓ છે જેમ પશુ અને મનુષ્યનુ અસ્તિત્વ આપણે માનીએ છીએ અને તેની સાથે માયાજન્ય વ્યવહારમાં પ્રવૃત્ત થઇએ છીએ, તેજ રીતે આપણે પરમાત્માનુ અસ્તિત્વ માની તેની સાથે પણ એક માયાજન્ય સંબંધ યોજી લઇએ છીએ અર્થાત્ શાસ્ત્રીય દૃષ્ટિથી જોઇએ તો ઈશ્વરની કલ્પના પણ માયાજન્ય અને તેથી કેવળ ભ્રમણારૂપજ છે, એ પણ એક સ્વપ્નજ છે. અત્રે એક વાત ખાસ લક્ષમા લેવા સરખી છે હાલમા નિરીશ્વરવાદનો એક નવો સંપ્રદાય જન્મ પામ્યો છે તેઓ એમ માને છે કે ઈશ્વરનુ અસ્તિત્વ અથવા ઈશ્વરની કલ્પના એ એક મિથ્યા સ્વપ્નવત્ કલ્પના છે, અને તેમ છતા જગતનુ અસ્તિત્વ તેમને વાસ્તવિક જણાય છે આ સિદ્ધાન્ત યોગ્ય નથી જો જગતનુ અસ્તિત્વ વાસ્તવિક હોય તો પરમાત્માનુ અસ્તિત્વ પણ

વાસ્તવિકજ હોવુ જોઇએ, જો નિરીશ્વરવાદીઓ તર્કની દષ્ટિથી ઈશ્વરની કલ્પનાને ભ્રમણાત્મક કહેતા હોય તો સમસ્ત જગત પણ સ્વપ્ન છે એમ તેમણે માનવુ જ જોઇએ. જગત અને પરમાત્માને ભિન્ન પ્રકારનાં માનવામા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાય છે વિશ્વ અને પરમાત્મા, એ બન્ને તત્ત્વોનો એકજ વિચારશ્રેણીથી વિવેક થઇ શકે છે જગત છે માટેજ પરમાત્માની કલ્પના જન્મ પામી છે, પરમાત્મા છે માટે જગત અસ્તિત્વમાં છે. જેને ઈશ્વરનુ અસ્તિત્વ ભ્રમણારૂપ જણાતુ હોય તેને એજ વિચારથી ક્ષણભર રહેનારૂં અને અનેક સ્વરૂપો ધરનારૂ આ જગત તો જરૂર ભ્રમણારૂપજ ભાસવુ જોઇએ. તર્કની દષ્ટિથી પરમાત્માની કલ્પનાનો આભાસ માનનારની સૂક્ષ્મબુદ્ધિને શરીર અને મન કેમ સત્ય જણાતાં હશે એ સમજી શકાતુ નથી પરમેશ્વરની ભાવના નાશ પામે તો તેની સાથેજ દેહ અને મનની ભાવના નાશ પામવી જોઇએ, અને જો શરીર નથી, મન નથી, જીવ નથી, અર્થાત્ જ્યા કઇજ નથી ત્યા માત્ર નિજાનન્દ કેવળરૂપજ રહે છે, તે અનાદ્યનત છે, સર્વત્ર છે, સર્વમય છે **नैव वाचा न मनसा प्राप्तु शक्यो न चक्षुषा।** (કઠોપનિષદ્ ૨–૬–૧૨) શબ્દ, વિચાર, મન અને બુદ્ધિ ગમે તેટલો વિસ્તાર કરે, છતાં તે સર્વ માયાની હદમાજ છે એ હદથી બહાર જવા તેઓ અસમર્થ છે, અને આપણે જોઇ ગયા છીએ કે જ્યા માયા છે ત્યા ભ્રમણા પણ છે સત્ય તેથી પર છે વિચાર, મન અને વાણી જ્યાં શાન્ત થઇ જાય છે ત્યાંજ પરમ સત્યનો નિવાસ છે

**" यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह "**

તર્કની દષ્ટિથી આ સર્વ ઠીક ઠીક સમજાય છે. બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા એ વાત તાર્કિકો ઠીક સમજાવી શકે છે, પણ તેને માટે કઇ વિશેષ પ્રયત્નની જરૂર છે કે નહિ એ એક પ્રશ્ન છે પરમાત્માની સાથે એકતાનો યોગ કરવા કઈ અભ્યાસની આવશ્યકતા છે કે આટલા વિચારથીજ બસ થઇ રહે છે, આ એક વાસ્તવિક પ્રશ્ન છે. અમુક અભ્યાસ અને ક્રિયાઓ કર્યાથી તમે બ્રહ્મ થઇ શકો એમ નથી, કારણ કે વાસ્તવિક રીતે તમે તેનાથી ભિન્નજ કર્યા છો ? તમે તેમયજ છો, તેના રૂપજ છો આપણે તેનાથી દૂર છીએ, તેનાથી ભિન્ન છીએ, આપણે માધવરાય કે રામદાસ છીએ એવી જે આપણી નિરતર ભાવના તેજ ભ્રમણા છે આ ભ્રમણાની નિવૃત્તિ બીજી ભ્રમણાનો આશ્રય લેવાથી થાય છે. આ પ્રકારની ભ્રમણા તે અભ્યાસ કિંવા ક્રિયાઓ છે. જેમ એક કાટાથી બીજો કાટો કહાડી શકાય છે તેમ એક પ્રકારની ભ્રમણાથી બીજા પ્રકારની ભ્રમણામાંથી મુક્ત થઇ શકાય છે. કતકરેણુ નામે ઔષધી જળમાના મેલને દૂર કરે છે અને દૂર પણ થઈ જાય છે; તેમ અભ્યાસની ભ્રમણાથી બીજી જડ ભ્રમણાને

દૂર કરીને છેવટે પોતે પણ નાશ પામે છે

આ અભ્યાસના હેતુનો આપણે વિચાર કરીએ એક વાત આપણે નિરંતર લક્ષમાં રાખવા જેવી એ છે કે આપણે મુક્ત થવાના છીએ અભ્યાસથી મુક્તિ પામવાની છે એમ નથી, પણ આપણે મુક્તજ છીએ આ આપણી સ્વાભાવિક સ્થિતિની વિરૂદ્ધ આવનારી દરેક ભાવના ભ્રમણારૂપ છે " હુ સુખી છુ, હુ દુખી છુ" એમ જે વારવાર કલ્પના થાય છે તે કેવળ ભ્રમણાનુજ કાર્ય છે આવી ભ્રમણાને ટાળવા આ ભ્રમણા છે એમ માની તેમાથી મારે મુક્ત થવું જોઇએ અને તેટલા માટે અભ્યાસ અને ઇશ્વરોપાસના કરવાની જરૂર છે, એવી એક બીજી ભ્રમણા ઉત્પન્ન કરવી જોઇએ ઇશ્વરભાવના ઉત્પન્ન થતાં સુખ દુખની ભ્રમણા નાશ પામશે અને છેવટે તે પોતે પણ શાત પડી જતાં માત્ર કેવળરૂપજ રહેશે

મુસલમાન લોકો શિયાળને અપવિત્ર માને છે, તેવીજ રીતે હિન્દુઓ કૂતરાને અપવિત્ર માને છે ખાવાના કોઈ પદાર્થને શિયાળ સ્પર્શ કરે તો મુસલમાન લોકો તરતજ ફેકી દે એક ગરીબ મુસલમાનના ઘરમાં એક વાર શિયાળ ઘુસી ગયુ જમવાની તૈયારી હતી તે દિવસે જમવાનુ પણ હમ્મેશ કરતાં સારૂ કરવામા આવ્યુ હતુ. સર્વ પદાર્થો પીરસેલા હતા શિયાળના મુખનો સ્પર્શ એક વસ્તુને થયો એટલે સર્વ વસ્તુઓ અપવિત્ર થઇ ગઇ, હવે તો તે ફેકી દેવીજ જોઇએ, પણ આજની ઉત્તમ રસોઈનો એકદમ ત્યાગ કરવો એ મુસલમાનને સારૂ લાગ્યુ નહિ, તેથી તે એક મોલવી (ધર્મગુરૂ) પાસે ગયો અને કહ્યુ "શિયાળે મારૂ અન્ન અપવિત્ર કરી નાખ્યુ એનો શો ઉપાય કરવો ? મારા કુટુબીઓ ભૂખ્યા બેઠા છે, અને ઘરમા બીજુ અન્ન પણ નથી." મોલવી થોડો વખત તો વિચારમા પડયો પણ છેવટે તેને એક સરળ ઉપાય સૂઝ્યો તેણે કહ્યુ "એક કૂતરો પકડી લાવી એ ભોજનમાથી થોડુ તેને ખવરાવો હમણાં જે ભોજન માત્ર શિયાળનુ એઠુ છે તે પછી શિયાળ અને કૂતરા બન્નેનુ એઠુ થશે, શિયાળ તથા કૂતરા જન્મથી જ દુશ્મન હોય છે તેથી પોતેજ અન્યોઅન્યનુ પાપ વ્હેચી લેશે અને તુ પાપમુક્ત થઇશ" આપણી સ્થિતિ પણ બરાબર એવીજ છે. આપણે આ શરીરરૂપ છીએ એમ ભ્રમણાથી આપણે માની લીધું છે, જેથી "એ ભ્રમણાનો નાશ કરવાનો અભ્યાસ કરવાથી મુક્તિ મળશે" એવી એક બીજી ભ્રમણાનો અગીકાર કરવાની આપણને જરૂર છે કાટાથીજ કાટાની નિવૃત્તિ થાય છે એવા સસ્કારી આત્માઓ પણ હોય છે કે જેઓ " આ સર્વ ભ્રમણા છે " એમ સાંભળતાંજ તેમની સર્વ ભ્રમણા દૂર ખસી જાય છે, પણ એવા સસ્કારી આત્માઓ થોડા હોય છે બાકીનાને તો આ ભ્રમણાને ટાળવા અભ્યાસની જરૂરજ છે.

હવે અત્રે એક બીજો સવાલ થાય છે કે જ્ઞાનયોગી થવાને લાયક કોણ ?

અવશ્ય તેણે અનેક સાધનોનો યોગ સાધ્યો હોવો જોઇએ પ્રથમ તો આ જન્મ કે જન્માંતરમાં કોઇ પણ કર્મની ફળવાસના રહેવી જોઇએ નહિ આપણે જોઇ ગયા છીએ કે મનુષ્ય પોતેજ પોતાના પ્રારબ્ધનો કર્તા છે, તે પ્રમાણે તે પોતાને માટે ગમે તેવાં સુખસાધનો ઉત્પન્ન કરી શકે છે અલબત કોઇ ભિખારીને આજને આજ રાજા થવુ હોય તો તે અશકય છે, પણ તેનો પ્રયત્ન ચાલુ હોય તો એવો સમય જરૂર આવે કે તે રાજ્યાસન ઉપર આરૂઢ થાય. કેટલીક ઇચ્છાઓ ત્વરિત ફળવાન થાય તેવી હોય છે, કેટલીકમા આપણા સસ્કારોજ નડતરરૂપ થાય છે આ ઇચ્છાઓ પણ આપણી કૃતિનુજ પરિણામ છે. માત્ર વાસનાઓની તૃપ્તિ માટે આ જીવનનો વ્યય કરવો એ યોગ્ય નથી આપણી અમુક ઇચ્છાઓ તૃપ્ત થાય તેથી કાંઇ શાશ્વત આનદ થાય તેમ નથી, તેમજ અમુક ઇચ્છામા નિરાશ થવાય તેથી કાંઇ નિરતર દુ ખ પણ થવાનુ નથી, માટે એવી ક્ષુદ્ર ઇચ્છાઓને સર્વથા ભૂલી જાઓ ! આ ઐહિક જીવનને પણ ભૂલી જાઓ ! જીવનના વિચાર સાથેજ મૃત્યુનો ભયકર વિચાર પણ નિવાસ કરે છે. આપણે મનુષ્ય છીએ, આપણા જીવન અને વ્યવહાર છે, એ ભાવનાને મૂળથી ઉખેડી નાખો જીવન શુ છે ? કશુ નથી ખરી રીતે વિચાર કરવામા આવે તો જીવન એક આભાસમાત્રજ છે અને મૃત્યુ એ આભાસનો સહારકર્તા છે મૃત્યુ પણ આભાસથી પર નથી આનદ પણ આભાસ છે, તેમ શોક પણ આભાસ છે તમે કે જે કેવળ ચૈતન્ય રૂપ છો તેને જીવન કે મૃત્યુ કોઇની સાથે સબધ નથી મૃત્યુ કે જન્મ, જરા કે યૌવન, એ સર્વ મન.કલ્પિત છે આવા વિચારથી વાસનાઓને ઉત્પન્ન થવા ન દેવી એજ જ્ઞાનયોગી માટે પ્રથમ સાધન છે

ત્યારપછી તિતિક્ષાનો અભ્યાસ કરવાની જરૂર છે તિતિક્ષા એટલે ચિત્તને સમાન રાખવાની શક્તિ. ગમે તેટલા સકટો આવો, ગમે તેવા અસહ્ય દુખો ઉપસ્થિત થાઓ, છતા તેમાં આત્મજ્ઞાનનો દીપક જરા પણ ચલિત ન થાય એ તિતિક્ષા છે. કઇ શારીરિક દુખ આવે તેને માટે જરા પણ ચિન્તા ન કરવી જો કોઇ વાઘ જેવુ ભયકર પ્રાણી આપણી પાસે આવે તોપણ આવવા દો ! શા માટે નાસી જવુ જોઇએ ? આ વાતથી તમને આશ્ચર્ય થશે, પણ એવી તિતિ-ક્ષાનો અભ્યાસ કરનારા માણસો હમણાં પણ છે એવા માણસો સખત ઉન્હાળાના દિવસે બરાબર મધ્યાહ્ન વખતે ગગાના કિનારાપર પડી રહે છે અને સખત શિયાળાના ઠડીમાં આખો દિવસ શીતળ ગગાના પ્રવાહમા રહે છે ઉઘાડે શરીરે હિમાલયમા બરફ વરસતો હોય ત્યારે ઠડીની જરા પણ પરવા કર્યા વિના બેસી રહે એવા માણસો હાલ પણ છે શીત અને ઉષ્ણ એ તો શરીરના ધર્મો છે, હું શરીર નથીજ તો પછી મારે શા માટે એ વાતની પરવા રાખવી જોઇએ ? પશ્ચિમના

દેશોમા આ વાતો ઉપર એકાએક વિશ્વાસ બેસે તેમ નથી, તથાપિ વસ્તુસ્થિતિ આવી છે એમ સમજવામા ખોટુ જરાયે નથી. તમારા પશ્ચિમવાસીઓ યુદ્ધક્ષેત્રમા જવામા, તોપના મુખમા કૂદી પડવામાં નિ શક શૂરવીર છે, તેજ પ્રમાણે અમારા લોકો તત્ત્વજ્ઞાનનો વિચાર કરવામા અને તેને ચરિતાર્થ કરવામાં શૂરવીર છે ધર્મને માટે, પ્રભુને માટે શિર જાય એમા આમારા લોકો આનદ માને છે. **चिदानंदरूपः शिवोऽहं शिवोहऽम्।** એ વાક્ય અમને વારસામાં મળેલુ છે. જેમ તમારા પાશ્ચાત્યો જીવનના દરેકે દરેક માત્રનમા વધારે એશઆરામ કેમ મળે એમ વિચારવામા નિમગ્ન છે, તેમ અમારા લોકો ધર્મનુ ઉચ્ચતમ તત્ત્વ અમારા જીવનમા કેમ પ્રકાશમાન થાય એ વિચારવામા નિમગ્ન છે. તેમના મનથી ધર્મ એ શબ્દવાદ નથી, પુસ્તકવાદ નથી પણ પ્રત્યેક ઇચ્છા, કાર્ય અને જીવનના પ્રત્યેક અશમા પ્રકાશી શકે એવુ એ તત્ત્વ છે. કોઇ પણ સ્થિતિ પ્રાપ્ત થતા જરા પણ ચિન્તા કર્યા વિના, જરા પણ બડબડાટ કર્યા વિના તેનુ પરિણામ સહન કરવુ એ તિતિક્ષા છે મને સુખ નથી, દુ:ખ નથી, સદ્‌ગુણ નથી તેમ દુર્ગુણ નથી, ટાઢ નથી કે તડકો નથી, આ સર્વ દ્વદ્વોથી હુ નિરાળો છુ, હુ કૃતાર્થ છુ, સસારમા મારા માટે શુ કર્તવ્ય અવશેષ છે ? આવા માણુસો મે જોયા છે શરીરસુખનો જરા પણ વિચાર ન કરતાં તેને ભૂલી જવુ એનુ નામ તિતિક્ષા છે. હમણાંના કહેવાતા ધાર્મિક પુરૂષો શુ કહે છે ? તે પ્રાર્થના કરે છે કે, “ઓ પ્રભુ ! મને અમુક આપ ! અને તમુક આપ !” એ શુ ધર્મ છે ? નહિજ. ધર્મની એક ભ્રમણાત્મક ભાવનાનેજ ધર્મ સમજવામા આવે છે. જેઓ પરમેશ્વરની સાથે આવા વ્યાપારી વ્યવહારને ધર્મ સમજે છે તેમને વાસ્તવિક ધર્મની કે પરમાત્માની કલ્પનાજ નથી એમ કહેવામા જરા પણ અતિશયોકિત નથી મારા ગુરૂદેવ કહેતા કે “ગીધ પક્ષી આકાશમા અત્યન્ત ઉંચે ઉડે છે છતા તેની દૃષ્ટિ નીચે રોટલીના કકડામાજ રહે છે.” તેમ તમારા સર્વ ધર્મોનો સરવાળો કર્યો હોય તો તેનો અર્થ એજ થાય કે, ‘રસ્તા સાફ રાખવા, અચ્છી રીતે ખાવુ અને સારા ભભકાબધ વસ્ત્રો પહેરવાં.” બસ આટલામાજ સર્વ સમાવેશ થઇ ગયો ! પણ એ કાંઇ ધર્મ નથી અન્ન અને વસ્ત્રોની પરવા કરવી એ ધર્મ હોઇ શકે કે ? દરરોજ લાખો રૂપીઆની લેણુદેણુ થાય છે પણ તેની પાછળ જુઓ તો કશુજ નથી. ક્ષણભર સુખ આપનારા રૂપીઆની, આ સસારના એશઆરામોના સાધનોની પરવા કરવી એજ શુ ધર્મ છે ? તેનાથી પર જાઓ ! એ સર્વ આભાસના પડદાને ચીરી નાખો ! વિશ્વ સમસ્તનો નાશ થવા દો ! અને **चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम्।** એ એકતાનતામા પરમાનદનો અનુભવ કરો ! !

---



# १०–एकज ब्रह्म अनेक रूपे देखाय छे.

( આ ભાષણ ઈ સ ૧૮૯૬મા ન્યૂયોર્ક શહેરમા આપવામા આવ્યુ હતુ )



ગના અનેક પ્રકાર છે પણ તે દરેક વૈરાગ્યની આવશ્યકતા આગ્રહપૂર્વક સ્વીકારે છે. સસારમા સાધના કરનાર કર્મયોગી મનુષ્યને કર્મફળનો ત્યાગ કરવો આવશ્યક છે, અર્થાત્ તેને કર્મફળ માટે વૈરાગ્યવૃત્તિ હોવી જોઈએ. ભક્તિયોગ સાધનારને અવ્યભિચારિણી ભક્તિનો ઉપદેશ કરવામા આવ્યો છે, એ પણ વૈરાગ્યજ છે. સર્વશકિતમાન અને સર્વવ્યાપી એવા પ્રેમમય ,હરિનુ ચિત્વન નિરન્તર કરવુ, ક્ષણભર પણ અન્યથા કે અન્ય વસ્તુનુ ચિત્વન થયુ કે ભક્તિ વ્યભિચારિણી થઈ જાય છે. અર્થાત્ પોતાના પૂજ્ય પ્રભુને માટે, ભક્તે સસારનો ત્યાગ કરવો જોઈએ રાજયોગીએ વિશ્વમા વિવિધ શક્તિઓના અનુભવનો ત્યાગ કરવો જોઈએ એવો તેનો ધર્મ છે. તે પ્રકૃતિ અને પરમાત્મા ઉભયને અનાદિ માને છે, પણ તેને સ્વીકારવુ પડે છે કે પ્રકૃતિ કિંવા પ્રકૃતિજન્ય પદાર્થોથી પરમાત્મા ભિન્ન છે. આવા અનુભવ તેના સર્વ અભ્યાસનુ લક્ષ હોવાથી પ્રકૃતિથી પર થવા માટે વૈરાગ્ય તેને આવશ્યક છે. જ્ઞાનયોગમા તો આરભમાજ સર્વ વસ્તુઓનો ત્યાગ અર્થાત્ સન્યાસ આવશ્યક માનવામા આવ્યો છે જ્ઞાનયોગી માને છે કે વાસ્તવિક રીતે જ્યા આ વિશ્વનુ અસ્તિત્વજ નથી, ત્યા તેને રાગદ્વેષ કરવા જેવુ કે ઈચ્છા કરવા જેવુ શુ હોય ?

વર્તમાન કાળમા ' જીવન સુખ ભોગવવા માટે છે,' એવો વ્યાવહારિક અર્થ થાય છે. જો ધમ નો ઉપયોગ મનુષ્યના સાસારિક સુખ પરત્વે ન હોય તો તે ધર્મનો ઉપયોગ શુ ? આવો પ્રશ્ન પૂછવામા આવે છે વિજ્ઞાનશાસ્ત્રની દરેકે દરેક શાખા મનુષ્યને સુખ પ્રાપ્ત થાય તેને માટે પ્રયત્નશીલ છે. મનુષ્ય કેમ વધારે સુખી થાય એજ તેનો હેતુ છે. વધારે સુખ પ્રાપ્ત થતા ઓછાં સુખવાળા વસ્તુનો ત્યાગ કરવો એ મનુષ્યનો ધર્મ છે. સુખપ્રાપ્તિ એ મનુષ્યની ઉત્કટ ઇચ્છા છે એ વાત ખરી, પણ માત્ર 'શરીરના કે વ્યવહારના સુખો' એટલામાંજ સુખોની

હદ છે એમ માની લેવુ એમ ભયકર ભ્રમણા છે. સુખ જેમ શરીરમા છે, મનમા છે, તેમ આત્મામા પણ છે, એ આપણે જોઇ ગયા છીએ. પશુઓ અથવા અત્યન્ત જગલી સ્થિતિના માણુસો કે જેમનો અધિકાર પણ પશુઓ જેવોજ માની શકાય, તેમને મન શરીરથી પર બીજું સુખ નથી એક શ્વાન કે વરૂ તેને ખાવાનુ મળે કે તેઓ સતુષ્ટ થાય છે ખોરાક મળતા એ પશુઓને જે આનદ થાય છે તેવો આનદ માણુસ ગમે તેટલો ક્ષુધાતુર હોય છતાં તેને નહિજ થાય આનુ કારણુ એજ છે કે પશુઓમા સુખની હદ માત્ર શરીર સુધીજ પહોચી હોય છે ઉચ્ચ કોટિના માણુસમા વિચાર કે કલ્પનાનુ સુખ જણુાય છે મનોહર કલ્પનાનુ સુખ ઉચ્ચ કોટિનો મનુષ્ય અનુભવી શકે છે જ્ઞાનીનુ સુખ એ સર્વથી પર આત્મામા છે જ્ઞાનીને આત્મા એજ તેનુ સર્વસ્વ છે, કારણુ કે તેનુ સર્વ સુખ આત્મામાં છે. તેનો સર્વ આનદ, તેની સર્વ ઇચ્છા તેના આત્મામાજ છે સસારજન્ય કે ઇંદ્રિયજન્ય સુખોપભોગના સાધનો તેને બાળકના રમકડા જેવાં લાગે છે, તે તેને જરા પણુ આનદ આપી શકતા નથી તેના મનથી જ્ઞાન એજ સુખ છે, જ્ઞાન એજ પરમાનદ છે હવે ન્યાયને ખાતર જો આ વિષયની સમાલોચના કરવામા આવે તો જરૂર જણાઇ આવે કે વિષયોના ક્ષણિક સુખ કરતાં બુદ્ધિગમ્ય સુખ વધારે ઉચા પ્રકારનુ છે અને તેનાથી આત્મસુખ ઉત્તમ છે. જો ઉચ્ચતમ સુખ પ્રાપ્ત કરવુ એજ આપણી ઇચ્છા હોય તો તે ધર્મમાર્ગથી દૂર નથી આપણે અસખ્ય ઇન્દ્રિયજન્ય સુખ-સાધનો એકત્ર કરી શકીએ તથાપિ ન્યાયની દૃષ્ટિથી એમ નહિ કહી શકાય કે તે અત્યન્ત ઉપયોગી છે આપણે પોતેજ જ્ઞાનમય થવુ એ સિવાય આપણા જીવ-નનુ બીજુ લક્ષ હોઇ શકેજ નહિ અત્યન્ત સુખી થવુ હોય તો આત્મસાક્ષાત્કાર વિના અન્ય સાધન નથી ગાઢ અજ્ઞાનમા રહી વાસનાજન્ય વ્યવહારમાં ભમતા જે મનુષ્યો કર્મ કરે છે, તેઓ કેવળ કર્માન્ધ છે એમ કહેવામાં હરકત જેવુ નથી. હાથ, પગ અને શરીરમાજ આપણુ મનુષ્યપણુ હોય એ દયાને પાત્ર છે યત્રો રાત્રિ અને દિવસ કાર્ય કરે છે, પણ કાર્યની મજા તેઓ ભોગવી શકતા નથી, તેવીજ રીતે ઇંદ્રિયો સર્વદા ભોગોમા રહ્યા છતા વાસ્તવિક સુખ ભોગવી શકતી નથી જીવનનો સાચો આનદ ભોગવનારા તો જ્ઞાનીઓજ છે અમુક ધનવાન એક લાખ રૂપીઆ ખર્ચી એકાદ ચિત્ર ખરીદ કરે, તે ધન આપે છે પણ ચિત્રનુ હાર્દ સમજવાને તે સમર્થ નહિ હોય, એ ચિત્રના દર્શનની ખરી મજા તો રસ્તે ચાલનારા કોઇ મર્મજ્ઞનેજ પડશે. દ્રવ્ય ખર્ચનાર ચિત્રનો માલેક થઇ શકે ખરો, પણ તેનો ભોક્તા થવાને તો જ્ઞાનીજ યોગ્ય છે તમે જગત સમસ્તમાં પ્રવાસ કરો અને તમને એકજ વાત પ્રત્યક્ષ થશે. સાંસારિક સુખોનો ઉપભોગ પણ શાણા મનુષ્યોજ કરી શકે છે. અજ્ઞાન મૂર્ખ માણુસ સુખનો ખરો

ઉપભોગ કરવાને યોગ્યજ નથી.

એકજ આત્મા સર્વત્ર ભરપૂર છે તે એકજ છે, તેનાથી ભિન્ન બીજુ અસ્તિત્વ અશક્ય છે, આ અદ્વૈતમતવાદીઓનુ કથન છે. આ એકજ અસ્તિત્વ જોનારના ગુણને લઇને ભિન્ન ભિન્ન ભાસે છે. ઇન્દ્રિયોદ્વારા જોતાં તે સસારરૂપે જણાય છે, મનના ચક્ષુથી તેના તરફ દષ્ટિ કરતા તે વિકાર અને કલ્પનામય ભાસે છે આ બન્ને ભૂમિકાઓથી ઉત્તમ જેનો અધિકાર છે એવા મહાત્માઓજ તેને તેના ખરા સ્વરૂપમાં જોઈ શકે છે. તેમને તે સર્વત્ર સર્વમય કૈવલ્યરૂપ જણાય છે. અહી એક વાત તમારે લક્ષમાં રાખવાની છે. આપણે સાધારણ રીતે એમ કહીએ છીએ કે દરેક મનુષ્યને આત્મા છે. એનો એવો ફલિતાર્થ નીકળે છે કે દરેક મનુષ્યમા ભિન્ન ભિન્ન આત્મા છે. પણ તેમ નથી આમ આપણે બોલીએ છીએ તે માત્ર વ્યવહારપરત્વે સમજવાને માટેજ છે આત્મા એકજ છે, તે સર્વત્ર અને અભિન્ન છે ઇન્દ્રિયોની દષ્ટિથી દેહરૂપે ભાસે છે, તેજ આત્મા વિચારની દષ્ટિથી મનઃસ્વરૂપે ભાસે છે, અને એ ઉભય ઉપાધિઓથી પર જઈ આત્માનાં દર્શન કરવામાં આવે તો તે ચિદાનદરૂપ છે આ દેહદષ્ટિથી વિચાર કરવામાં આવે તો સમજવાને ખાતર આપણે તેના શરીર, મન અને આત્મા એવા ત્રણ વિભાગ કરીએ છીએ, પણ વાસ્તવિકમાં તે એક અને એકજ છે, દષ્ટ પ્રપચમાં પરિસ્થિતિ પ્રમાણે કોઈવાર આપણે તેને શરીર, કોઇવાર મન અને કોઇવાર ઉપાધિરહિત આત્મા કહીએ છીએ. જે સર્વત્ર સર્વમય ભરપૂર એક અખડ સ્વરૂપ છે, તેનેજ અજ્ઞાનથી જગત નામ અપાય છે અજ્ઞાનવર્ગ તેને જડ જગતરૂપે જુએ છે, તેનાથી ઉચ્ચ પ્રતિના લોકો તેને વિચારના આંદોલનમય જુએ છે. જ્ઞાનપ્રાપ્તિથી ભ્રમણાનો નાશ થઇ આત્મદષ્ટિને પ્રાપ્ત થએલા પુરૂષોને તે અખડ આનદ સ્વરૂપ જણાય છે "**अहं ब्रह्मास्मि**" એ અનુભવનો અતિમ સિદ્ધાન્ત છે જગતમા બે રૂપ નથી ત્રણ પણ નથી જ્યા દષ્ટિ કરો ત્યા તે એકજ સ્વરૂપ ભરપૂર છે સાધારણ રીતે અધકારમાં પડેલી દોરી જેમ સર્પરૂપે દેખાય છે તેમ માયાના આવરણથી એકજ સત્તા અનેક રૂપે દષ્ટિગોચર થાય છે. દોરીના ટુકડામાજ સર્પનો ભાસ થાય છે, ભાસમાન દષ્ટિને દોરી અને સર્પની ભિન્નતાનુ જ્ઞાન તે વખતે થતુ નથી, અર્થાત્ જ્યારે દોરીને તે સર્પરૂપે જુએ છે, ત્યારે એમ જણાતું નથી કે તે સર્પ છે. દ્વૈત અને અદ્વૈત એ બે સપ્રદાયો પણ માત્ર તત્ત્વના નિર્ણયને માટેજ આપણે સ્વીકારીએ છીએ ખરી રીતે તો દ્વૈત જેવુ કઇ છેજ નહિ, વસ્તુ એકજ છે. સર્પરૂપે જુઓ ત્યારે સર્પ એકજ છે અને દોરીરૂપે જુઓ ત્યારે પણ તે એકજ છે. આપણે સ્વાભાવિક રીતેજ અદ્વૈતને માનનારા છીએ, કારણ કે એક વખતે આપણે એકજ વસ્તુ જોઇ

કે વિચારી શકીએ છીએ અમુક વસ્તુના વાસ્તવિક અને મિથ્યા એમ બન્ને સ્વરૂપો એકજ વખતે આપણે જોઇ શકતા નથી. આપણે જન્મથીજ અદ્વૈત છીએ અને આપણા અદ્વૈત સ્વભાવનો ત્યાગ થઇ શકે તેમ નથી. ધારો કે રસ્તામાં થોડેક દૂરથી તમારો કોઇ સ્નેહી આવે છે, તમે તેને સારી રીતે ઓળખી શકો છો, પણ સાયંકાળના અંધકાર કે પ્રાતઃકાળે ઝાકળના અંધકારને લઇ તમે એમ સમજી લ્યો છો કે એ કોઇ બીજો માણસ છે. હવે જ્યારે તમે એ વાસ્તવિક રીતે તમારા મિત્રને બીજા માણસ તરીકે જુઓ છો ત્યારે તમે તમારા મિત્રને જોઇ શકતા નથી તે તમારા મનમા નથી. તમે માત્ર એકજ વસ્તુને જોઇ શકો છો. તમારો મિત્ર શ્રીયુત **अ** છે, પણ શ્રીયુત **ब** ને અંધકારમાં દૂર જોતા તમે તેને શ્રીયુત **अ** ધારી લ્યો છો. એ વખતે તમે શ્રીયુત **अ** ને જુઓ છો, **ब** ને જોતા નથી આ સિદ્ધાન્ત સાર્વત્રિક છે. જો તમે તમને પોતાને માત્ર શરીરરૂપ જોશો તો તમે શરીરરૂપજ રહેશો. ટાઢ, તડકો, સુખ, દુઃખ, ક્ષુધા, તૃષા, જે શરીરના ધર્મ છે તે અવસ્ય તમને બંધનકર્તા થવાનાજ. જગતના લોકોમા મોટા ભાગની માન્યતા એવીજ છે. હા, તેઓ પૈકી કેટલાક આત્મા, બુદ્ધિ, મન વગેરે તત્ત્વોની વાતો કરે છે, પણ વ્યવહારમા તેમનો રસ **आहार, निद्रा, भय, मैथुन** ઇત્યાદિ માનુષી વૃત્તિઓથી પર ગયો હોતો નથી કેટલાક મનુષ્યોનો અધિકાર સાધારણ કોટિથી ઉચ્ચ હોય છે તેઓ જગતને કલ્પનામય જોઇ શકે છે, કલ્પનાનો આનંદ અનુભવી શકે છે. આને માટે હુ તમને ઉદાહરણ આપીશ સર હમ્ફ્રી ડેવીની વાત તમારા પૈકી ઘણાએએ સાંભળી હશે. એકવાર સર ડેવી પોતાના વિદ્યાર્થીઓ પાસે ગૅસ ( વાયુ ) સબંધી કઇ પ્રયોગ કરતા હતા, તેવામાં વાયુની નળી એકદમ ફૂટી જવાથી ગૅસ તેમના નસકોરામા પેસી ગયો અને તેમના મગજમા એક પ્રકારનુ ઘેન ચડવાથી થોડો વખત તેઓ બેભાન જેવા પડી ગયા પાછા શુદ્ધિમા આવતા તેમણે પોતાના વિદ્યાર્થીઓને કહ્યુ કે " આ બેભાન સ્થિતિમા મને વિશ્વસમસ્ત કલ્પનાઓની એક અનન્ત જાળ જેવુ જણાતુ હતુ " ગૅસના એક પ્રકારના ઘેનથી તેટલો વખત સુધી સર ડેવી આ દેહનુ ભાન તદ્દન ભૂલી ગયા હતા, અને તેથીજ તેમના ચર્મચક્ષુથી જે જગત તેમને જડ ભાસતુ હતુ તેજ સ્વરૂપ તેમને મનોમય કલ્પના જેવુ ભાસવા માડ્યું એજ પ્રમાણે જો જ્ઞાન-દૃષ્ટિ એથી પર જાય તો દેહ તેમજ કલ્પનાની ઉભય કલ્પનાઓ નાશ પામી કેવળ આત્મસ્વરૂપનુજ દર્શન થાય છે સર્વ વિશ્વમા કેવળ સચ્ચિદાનંદ પરમાત્મા સિવાય ઇતર કઇ પણ દેખાશે નહિ

**किमपि सततबोधं केवलानंदरूपम्**
**निरुपममतिवेलं नित्यमुक्तं निरीहम् ।**

निरवधि गगनाभं निष्फलं निर्विकल्पम्
हृदि फलयति विद्वान् ब्रह्मपूर्णं समाधौ॥
(વિવેક ચૂડામણિ)

જે સતત જ્ઞાનરૂપ અને કેવલાનંદરૂપ છે, જે નિરૂપમ અને નિત્યમુક્ત છે, જે આકાશ સમાન નિરવધિ અને નિર્વિકાર છે તેવા સંપૂર્ણ બ્રહ્મને સમાધિસ્થ મહાત્માઓ પોતાના હૃદયમાં જુએ છે.

અદ્વૈતવાદીઓને કોઇ એવો પ્રશ્ન કરે છે કે, "સ્વર્ગ, નરક અને એવા પ્રકારના બીજા અનેક લોકોનું વર્ણન બહુધા બધાજ ધર્મોમાં છે તેની વાસ્તવિકતાના સંબંધમાં તમે શું ખુલાસો કરી શકો છો ? અનેક ધર્મગ્રન્થોમાં એવું કથન છે કે મનુષ્ય મૃત્યુ પછી સ્વર્ગ કે નરકલોકમાં જાય છે, ત્યાં તેને બીજો દેહ પ્રાપ્ત થાય છે જેવડે તે પોતાનાં શુભાશુભ કર્મોના ફળ ભોગવે છે." આ માન્યતાનો અમારો સરળ ઉત્તર તો એજ છે કે એ સર્વ ભ્રમણા છે વાસ્તવિક રીતે કોઇ જન્મતું નથી તેમ મરતું પણ નથી. સ્વર્ગ, નરક કે આ વિશ્વ પૈકીનું કાંઇ પણ ખરી રીતે અસ્તિત્વમાં નથી. અમુક બાળકનું મગજ ભૂત પ્રેતાદિની વાતોથી ખૂબ ભરીને તેને રાત્રિને વખતે ક્યાંક બહાર મોકલો ! ત્યાં એક ટૂટેલા વૃક્ષનું થડ જોઇને બાળક અંધકારમાં કેવી કલ્પના કરશે ? પકડવાને માટે હાથ પ્રસારી ઉભેલા ભૂતની મૂર્તિજ તેને જણાશે. અમુક માણુસ પોતાની પ્રિયતમાને મળવા રાત્રિના અંધકારમાં ત્યાં આવે છે તેને એજ ઠુંઠું એક સ્ત્રી જેવું દેખાય છે, ચોરને એજ વૃક્ષ સિપાહીનું અનુમાન કરાવે છે, અને પહેરેદાર સિપાહીને એ ભાગેલું વૃક્ષ ચોરની કલ્પના કરાવે છે. વાસ્તવિકમાં તો તે વૃક્ષજ છે, પણ ભિન્ન ભિન્ન દૃષ્ટિ અને વસ્તુસ્થિતિથી તેની ભિન્ન ભિન્ન કલ્પનાઓ થાય છે એમાં વૃક્ષ એ વાસ્તવિક વસ્તુ છે અને ભિન્ન ભિન્ન કલ્પનાઓ ચેતનજન્ય વ્યવહાર છે એકજ રૂપના આ પ્રમાણે અનેકરૂપ કલ્પી શકાય છે. એજ પ્રમાણે બ્રહ્મ એકજરૂપે સર્વદા અને સર્વવ્યાપક છે તે ક્યાંય જતું નથી તેમજ તે ક્યાંયથી આવતું પણ નથી

અજ્ઞાન સ્થિતિમા માણુસને પોતાના કર્મોના ફળની ઇચ્છા હોય છે અને તેને લઇને તે સ્વર્ગની કલ્પના કરે છે જન્મભર તે એવા સ્વર્ગની કલ્પના કર્યા કરે છે અને પરિણામે જ્યારે જગતરૂપી સ્વપ્ન અદૃશ્ય થાય છે, ત્યારે તેને બીજું સ્વપ્ન દેખાય છે, જ્યા તે સર્વત્ર, દેવો, દેવદૂતો અને એવી વસ્તુઓ સ્વર્ગરૂપે જુએ છે ! તે પોતાને દેવો અને દેવાંગનાઓ વચ્ચે જુએ છે અમુક મનુષ્યને તેના પિતૃઓને જોવાની ઇચ્છા થાય તો તેમા આદિ પુરૂષ સુધી તે સર્વને જોઇ શકે; કારણ કે પિતૃઓને પણ ઉપજાવનાર તો તે પોતેજ છે.

કોઇ મનુષ્ય સ્વાભાવિકજ ગાઢ અંધકારમાં હોય અને કોઇ તેના મગજમા રૌ રા નરકની વાતો ભરી દે, તો મરણ પછી વિવિધ પ્રકારના નરક અને તેની યાતનાઓજ તેને દેખાશે જે દૃષ્ટિથી તે જગત દેખાતુ હતુ તેજ દૃષ્ટિથી તેને નરક દેખાશે. જન્મ અને મરણના તત્ત્વનુ શોધન કરવામા આવે તો તેનો અર્થ દૃષ્ટિની દિશા બદલવી એજ થાય છે આપણે મૃત્યુને લીધે ક્યાય પણ જતા કે આવતા હોઇએ તેમ નથી. આપણે સર્વ અભિન્ન એકરૂપ હોઇએ, તોપછી જવાનુ ક્યાં અને આવવાનુ ક્યાંથી ? જવુ અને આવવુ એ માત્ર વસ્તુસ્થિતિ સમજાવ નાર શબ્દો છે, વાસ્તવિક રીતે જવુ અને આવવુ અસભવિત છે સર્વવ્યાપક હોય તેને જવા આવવા જેવુ હોઇજ ન શકે. આકાશ સદા સર્વદા સ્થિર છે. વાદળાં આવે છે અને પસાર થાય છે આગમન પ્રતિગમન જોઇ કદાચ કોઇને એમ લાગે કે આકાશ ગતિમાન છે, તો તે ભ્રમણાજ છે આપણે રેલગાડીમાં બેઠા હોઇએ ત્યારે ભાસ થાય છે કે આસપાસની જમીન ચાલે છે, પણ ખરો અનુભવ થયા પછી આપણે તેમ સમજતા નથી. તેજ પ્રમાણે આપણે સ્થિર છીએ, આ સ્વપ્નમાંજ આ સર્વ સસાર, સર્વ ખટપટ અને મારામારી જોઇએ છીએ. એક સ્વપ્ન સમાપ્ત થતા બીજા સ્વપ્નનો પ્રારભ થાય છે, જીવનસ્વપ્ન સમાપ્ત થતા મરણસ્વપ્ન શરૂ થાય છે, તેમા કોઇ પણ પ્રકારનો સબધ નથી એજ પ્રમાણે વિશ્વમા અમુક સનાતન નિયમો છે કે અમુક કાયદા છે એમ નથી સ્વપ્નની પર-પરાનેજ આપણે નિયમ કે બધારણ એવુ નામ આપીએ છીએ. એલાઇસ ઇન વન્ડરલૅન્ડ " નામનુ નાના બાળકોનુ પુસ્તક તમારા પૈકી ઘણાઓએ વાચ્યુ હશે. બાળકોને માટેના જેટલા પુસ્તકો મે વાંચ્યા છે તે સર્વમા મને એ ઉત્તમ જણાયુ છે એ પુસ્તક વાચતા મને બહુજ મજા પડી હતી નાના બાળકો માટે એકાદ એવુ પુસ્તક લખવાની ઇચ્છા પણ મને થઇ હતી એ પુસ્તકમાં જે મુખ્ય ખૂબી મારા જોવામા આવી છે તે એ છે કે પરસ્પર સબધ વિનાની વાતોનો તેમા સગ્રહ છે એક કલ્પના કરવામાં આવે છે તે પૂરી થાય નહિ ત્યાં બીજી કલ્પનાનો અડગો ઉભો કરવામા આવે છે, અને એ ઉભય કલ્પનાઓનો પરસ્પર જરા પણ સબધ હોતો નથી આ સર્વ કથન અસબદ્ધ છે એમ આપણે નાના હોઇએ ત્યારે જણાતુ નથી તે વખતે એ સર્વ વાતો બરાબર સત્ય જેવી ભાસે છે. એ પુસ્તકના કર્તાએ પોતાની બાલ્યાવસ્થાની મનોવૃત્તિનો પૂરો વિચાર કરી બાળકોને માટે એ પુસ્તક રચ્યુ હોય એમ જણાઇ આવે છે. બાળ કોને જે વાત સુસગત કે વાસ્તવિક લાગે છે તેજ વાત વય અને અનુભવમાં વૃદ્ધ થતા અસગત અને અવાસ્તવિક જણાય છે. જ્ઞાનની દૃષ્ટિથી આપણે પણ બાળકો જેવાજ છીએ. ઉપર્યુક્ત પુસ્તકના જેવી આ સંસારની સ્થિતિ છે.

તેમાં સ્વપ્નની પેઠે આપણે અનેક વસ્તુઓ, અનેક ક્રિયાઓ, અનેક ભાવનાઓ વારવાર જોઇએ છીએ એકની એક વાત જ્યારે વારવાર આપણા જોવામાં આવે ત્યારે આપણે એમ માની લઇએ છીએ કે અમુક કારણ છે અને અમુક કાર્ય છે, અને એમ ધારી લઇએ છીએ કે એજ પ્રમાણે વારવાર બન્યા કરશે. આ સ્વપ્નની સમાપ્તિ થતા બીજા કઇક એવાજ નિયમનુ આપણે અનુમાન કરી લઇએ છીએ સ્વપ્નમા આપણને કાર્ય કારણનો જે ભાવ અને સુસગતિ જણાય છે, તે મૃગજળ જેવી અવાસ્તવિક છે એવુ ભાન આપણને સ્વપ્નમા થતુ નથી, પણ જ્યારે આપણે જાગીએ છીએ ત્યારેજ જણાય છે કે સ્વપ્નગત બનાવો અસબદ્ધ હતા તેજ પ્રમાણે આ વિશ્વરૂપ મહાસ્વપ્નમાથી જાગૃત થતા, જ્ઞાનની દૃષ્ટિ ઉઘડતાં, સત્યની સાથે આ વિશ્વની દૃષ્ટિથી આપણે માનેલા નિયમો અને મહાનિયમોની તુલના કરતાં આપણને અનેક અસગત બનાવો, અનેક અઘટિત ઘટનાત્મક ક્રિયાઓ દૃષ્ટિગત થશે આપણને એમ સ્પષ્ટ જણાશે કે આ પદાર્થો કે ઇચ્છાઓ સર્વ ઉડી જનાર વાદળાંની પેઠે છે. તે ક્યાથી આવે છે, ક્યાં જાય છે તે આપણે જાણતા નથી, પણ તે ઉડી જાય છે, તે અવાસ્તવિક અને અસગત છે એમ આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ. એક કીટ (પતગ) જેવા પ્રાણીથી લઇને તે ચદ્ર અને સૂર્ય સુધીના સર્વ પદાર્થો વિકારી અને નાશવાન છે. એ બધું માયા છે. અવિકારી સ્થિતિમાં સ્થિર જો કોઇ પણ તત્ત્વ હોય તો તે તમે પોતેજ, તમારો આત્માજ છે વાદળ આવે છે ને જાય છે, સસાર આવે છે ને જાય છે, જીવન આવે છે ને જાય છે, પણ તમે તો ત્યાંના ત્યાજ છો. આ અવિનાશી અજર અને અમર તત્ત્વજ પામવા યોગ્ય છે. ત્યાંજ આનંદનો અવધિ છે. બાહ્ય દૃષ્ટિથી, મનની કે બુદ્ધિની દૃષ્ટિથી જોતાં તે પરમાત્મારૂપ આપણાથી ભિન્ન જણાય છે; અતરાભિમુખ થઇ તેને જોતાં તે આપણા અતરમાં આપણાથી અભિન્નજ જણાય છે. તે એકજ છે, તે સર્વમય છે તે આપણા આત્માથી ભિન્ન નથી. હું અને તુ એ એકજ તત્ત્વની બે દિશાઓ છે. જ્ઞાનની દૃષ્ટિથી જોતા "તુહિતુ" છે. આપણાથી ભિન્ન પરમાત્મા જેવુ કોઇ પણ તત્ત્વ અસ્તિત્વમા નથી. તેવીજ રીતે તમે જે નિશ્ચલ સ્વરૂપ છો તેનાથી ઉચ્ચ કોઈ તત્ત્વ હોય તેમ પણ નથી. દેવતાઓ અને ગધર્વો ઇત્યાદિ સર્વ તમે પોતેજ ઉત્પન્ન કરેલી ક્ષુદ્ર શકિતઓ છે. "આકાશસ્થ પિતા" અને અન્ય દેવો તમારી કલ્પનાએજ ઉત્પન્ન કરેલા ચિત્રો છે. પરમાત્મા એટલે તમારી પોતાનીજ પ્રતિમા. ખ્રિસ્તી શાસ્ત્રોમાં એવુ કથન છે કે પોતાની મૂર્તિ અનુસાર પરમેશ્વરે માણસની રચના કરી છે. આ કથન વાસ્તવિક નથી. ખરૂ તો એ છે કે મનુષ્યેજ પોતાની મૂર્તિને અનુલક્ષી પરમાત્માની ઉત્પત્તિ કરી છે. આ વિશાળ વિશ્વમાં આપણેજ અનેક દેવો ઉત્પન્ન

કરીએ છીએ. પરમાત્માને નિર્માણ કરી, તેની કલ્પના કરી આપણેજ તેને પગે પડીએ છીએ, પૂજા કરીએ છીએ. એ એક સ્વપ્ન છે જેમ સંસાર સ્વપ્ન છે તેમ પરમાત્માની કલ્પના પણ એક સ્વપ્ન છે.

આજે જે અનેક મુદ્દાઓની ચર્ચા કરવામા આવી છે, તે સર્વનો સારાંશ એજ છે કે, અસ્તિત્વ માત્ર એક અને અભિન્ન છે. વિવિધ દેશકાળને લઇને આપણે તેનો પૃથ્વી, સ્વર્ગ, નરક, પરમેશ્વર, પિશાચ, મનુષ્ય અને રાક્ષસ વગેરે નામોથી વ્યવહાર કરીએ છીએ. એ સર્વ આપણેજ નિર્માણ કરેલી સૃષ્ટિ છે તથાપિ "**नित्योऽनित्यानां चेतनश्चेतनानाम्, एको बहूनां यो विदधाति कामान्। तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम्॥**" (કઠોપનિષદ્ ૫–૧૩) અનિત્ય એવી આ સર્વ વસ્તુઓમા જે નિત્ય તત્ત્વને જુએ છે, મૃત્યુવશ આ વિશ્વમા અમૃતત્વ, ચૈતન્યનો જે અનુભવ કરે છે, અને સચરાચરને શાન્તિ આપનાર સ્વયં પ્રકાશમાન પરમાત્માને જે પોતાના અંતરાત્મામા જુએ છે, તેજ નિરતિશય શાન્તિનો ઉપભોગ કરી શકે છે આ એકજ તત્ત્વ પામવા કે અનુભવ કરવા યોગ્ય છે કોઇ પ્રશ્ન કરશે કે તેનો કેવી રીતે અનુભવ કરવો? તેનો વિધિ શુ છે? આ સ્વપ્નમાથી જાગૃત કેવી રીતે થવાય? આપણે નાના, ક્ષુદ્ર મનુષ્ય છીએ, દેહ છીએ, મન છીએ, એવી ભ્રમણાઓ કેવી રીતે દૂર થઈ શકે? આપણે આ વિશ્વના અધિષ્ઠાન છીએ, આપણેજ પોતાની કલ્પનાથી જડરૂપ ધારણ કરી આ નાના સરખા દેહને પોતાનુ માની તેમા બંધાઈ જવાનુ ઠીક માન્યુ છે. આપણે પ્રશંસાના બે શબ્દો સાંભળતાં આનંદથી ઉભરાઇ જઇએ છીએ, અને કોઈ બે અપશબ્દો કહે તો તરતજ ભડકી ઉઠીએ છીએ આ આપણી સ્થિતિ ખરેખર દયાને પાત્ર છે ગુલામગીરીનુ આના કરતા દયાપાત્ર સ્વરૂપ બીજુ ભાગ્યેજ હશે! સુખ અને દુઃખના દ્વન્દ્વથી નિર્લેપ જે હુ, જેનુ આ સર્વ વિશ્વ એક પ્રતિબિમ્બ માત્ર છે, સૂર્ય અને ચન્દ્ર એ તો મારા સામર્થ્યના ક્ષુદ્ર અંશ માત્ર છે, એવો હુ શુ આવી ગુલામગીરીમા સપડાએલો રહુ? મારા શરીરને જરાક વાગતા હું દુ:ખથી પોકારી ઉઠું છુ, તેમજ કોઇ બે મીઠા શબ્દો કહે તો આનંદના શિખરપર જઇ બેસુ છુ, આ કેટલી દયાજનક સ્થિતિ! હુ આ ક્ષુદ્ર દેહનો દાસ, મનની વાસનાઓનો દાસ, આ જગતની નિંદા સ્તુતિનો દાસ, હુ સુખનો દાસ, જીવિતનો દાસ તેમજ મૃત્યુનો પણ દાસ! એ સર્વ ક્ષુદ્ર પરિસ્થિતિઓનો હુ દાસાનુદાસ થઇ રહ્યો છુ. ગુલામની પેઠે એ બંધનોમાં હુ બંધાઇ ગયો છું આ ગુલામગીરીમાથી મારી મુક્તિ કેવી રીતે થાય! આ અનંત અસંબદ્ધ શૃંખલાની જાળ કેવી રીતે તૂટે? એનો કોઇ ઉપાય છે? હા, તેનો ઉપાય છે. સત્સંગથી આત્મા સંબંધી જ્ઞાન મેળવવુ, વિવેકથી એ જ્ઞાન દૃઢ

કરવું અને નિરન્તર તેનું ચિંત્વન કરવું એજ પરમાનંદ પામવાનો ઉપાય છે-એજ અદ્વૈતવાદનું અંતિમ લક્ષ્ય છે સત્ય સાભળો, સત્યનો વિચાર કરો અને સત્યને તમારા આત્મામા ગુથી દ્યો ! એકજ વિચાર કરો ! **अहं ब्रह्मास्मि।** હુ તેનાથી અભિન્ન છુ એ ચિત્વનને તમારા ચિત્તથી દૂર થવા દ્યો નહિ એ સિવાયના જે જે વિચારો, જે જે ઇચ્છાઓ અને જે જે ભાવનાઓ છે તે સર્વ તમારા આત્માને બધન કરનારજ છે હું અમુક નામરૂપ છુ એ ભાવના તદ્દન બાલિશ છે ખરૂ જોતા શરીર અને મન એ મનુષ્યના આત્માના બધનોજ છે પરમેશ્વર, પૂજા, ઉપાસના એ પણ મનુષ્યના આત્માને જડ બંધનોમાથી છોડાવ-નાર સૂક્ષ્મ બધનોજ છે ફરી ફરી, શ્વાસે શ્વાસે **अहं ब्रह्मास्मि**ની એ ભાવના સિવાય સમસ્ત બ્રહ્માડને તમારા મગજમાંથી ઉડાવી દ્યો ! **यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं यो वै भूमातदमृतमथ यदल्पं तन्मर्त्यं स भगव कस्मिनप्रतिष्ठित इतिस्वे महिम्नि यदि वा न महिम्नीति ॥** (છાંદોગ્યોપનિષદ્ ૭-૨૪) જ્યા એક અન્યને સાભળે છે, જ્યાં એક અન્યને જુએ છે તે પરિમિત અને અલ્પ છે. જ્યા એક એકને સાંભળતો નથી, જ્યા એક એકને જોતો નથી, તે અનત છે. સર્વથી ઉચ્ચ ધામ એજ છે. જ્યા પ્રમાણુ અને પ્રમેય એકરૂપ થાય છે, જ્યા પૂજક અને પૂજ્ય અભિન્ન થાય છે, ત્યા તેનો વાસ છે. જ્યાં હુજ ગુરૂ અને હુજ શિષ્ય છું, જ્યા હુજ રાજા અને હુજ પ્રજા છુ, જ્યાં હુજ વક્તા અને હુજ શ્રોતા છુ તે સ્થાનજ એક નિર્ભય છે જ્યાં આપણેજ સર્વસ્વ હોઇએ, જ્યા આપણાથી ભિન્ન એવુ કશુંજ નથી ત્યા ભીતિ રાખવાનુ તો પ્રયોજનજ શુ હોય ? એજ સાભળવુ, એનોજ વિચાર કરવો, એનુજ ધ્યાન કરવુ એજ એક માર્ગ છે

**સબ જગ રૂઠા રૂઠન દે, મેરો રામ રૂઠો ના ચાહીયે**

સમસ્ત જગતને વિસારી તેનુજ ચિત્વન કરો ! સર્વ વિચારોને, સર્વ ઇચ્છાઓ અને સર્વ ભાવનાઓને ફેકી દ્યો ! સર્વનુ વિસ્મરણ કરી વારવાર એનુજ સ્મરણ કરવુ જોઇએ કર્ણપટપર ફરી ફરી પ્રેમપૂર્વક એજ પ્રેમધારાને હૃદય સુધી પહોં-ચવા દ્યો હૃદયની ગુહ્યતમ ગુફા સુધી એ ધ્વનિને પહોચવા દ્યો ! રક્તના એકે એક બિન્દુને, એકે એક નાડીને, મગજની એકે એક શિરાને એ પ્રેમધ્વનિથી ગાજી ઉઠવા દ્યો, એટલે શાન્ત **सोऽहम् सोऽहम्** એવા ધ્વનિનો રણકાર તમારા હૃદયમા રમી રહેશે મૃત્યુના મુખમા જઇને પણ પ્રેમથી ઉચ્ચાર કરો કે **सोऽहम्**-હુ તેજ છુ. હિન્દુસ્તાનમા એક સન્યાસી હતો તે નિરન્તર **शिवोऽहम्**નોજ ઉચ્ચાર કરતો હતો. એકવાર તે એક નિર્જન અરણ્યમાથી પસાર થતો હતો, ત્યા એક વાઘે

ઓચિન્તો તેના ઉપર હુમલો કર્યો. તેનો **શિવોऽहम्**નો જાપ તો ચાલુજ હતો. વાઘે પંજાથી તેનું શરીર ચીરી નાખ્યું, ત્યારે પણ તેના મુખમાંથી એજ ઉચ્ચાર થતો હતો. જ્યાંસુધી તેના દેહમાં જીવ હતો ત્યાંસુધી એજ શબ્દ તેના મુખમાંથી નીકળતો હતો. ગમે તેવા ભયંકર સંકટની વચ્ચે, મૃત્યુના મુખમાં જતા, લડાઇના મધ્યભાગમાં ચારે તરફ શત્રુઓ ઘેરી વળ્યા હોય ત્યારે, સમુદ્રને તળીએ ડૂબી જતા, કોઇ ઉચ્ચ પર્વતના ભયંકર શિખરપરથી ધકેલાતા કે અરણ્યમાં નિરાધાર ભટકતાં પણ આપણા મુખમાંથી એજ શબ્દ નીકળવા દો! આપણું હૃદય એજ ભાવનાઓથી ભરેલું રહેવા દો? રાત્રે અને દિવસે જાગૃત અને સ્વપ્નમાં **સોऽहम्**નો જાપ તમારા મુખમાં ચાલુજ રાખો પ્રેમનામનો પુનરૂચ્ચાર હૃદયમાં બળ અને શ્રદ્ધા ઉત્પન્ન કરે છે. **नायमात्मा बलहीनेन लभ्यः**—બળહીન માણસ આત્માનો લાભ પ્રાપ્ત કરી શકતો નથી, (મુંડકોપનિષદ્ ૩—૨૪) આ શ્રુતિવાક્ય લક્ષમાં રાખવા જેવું છે. "ઓ પ્રભુ! હું પાપી છું, હું દુઃખાર્ત છું" એવા શબ્દો કદિ પણ ઉચ્ચારો નહિ! શું તમને કોઇ આવીને સહાયતા કરવાનું હતું? તમે પોતેજ આ વિશ્વના ઉત્પન્ન કર્તા છો, તોપછી તમને સહાય કરનાર બીજું કોણ હોય? આ માનવ, દેવ કે દાનવસૃષ્ટિમાં એવો કોઇ પણ મનુષ્ય નહિ હોય કે જે તમારી અપેક્ષાએ તમને સહાય કરવાને અધિક સમર્થ હોય! આ જગતમાં પરમેશ્વરજ તમે હો તો તમે કોની પાસેથી સહાયની યાચના કરો અને કોણ તે તમને આપે તેમ છે? જો તમને કોઇ પણ સહાય કરનાર હોય તો તે તમે પોતેજ છો. આપણે પ્રાર્થના કરીએ છીએ અને ક્વચિદ્ એ પ્રાર્થના સફળ થઇ કંઇ લાભ જણાય છે તો આપણે માની લઇએ છીએ કે એ પ્રાર્થના સાંભળનાર આપણાથી કોઈ ભિન્ન વ્યક્તિ છે, પણ એ કેવળ ભ્રમણા છે ખરી રીતે એ પ્રાર્થના સફળ કરનાર તમે પોતેજ છો. યદ્યપિ તમે એ રહસ્ય સમજી શકતા નથી. આપણને એમ લાગે છે કે મદદ બહારથી આવે છે પણ આપણા સિવાય આપણી જાતને મદદ કરનાર અન્ય કોઇ પણ પદાર્થ કે શક્તિ નથી. આપણેજ આપણા કર્તા અને આપણેજ સંહર્તા છીએ રેશમનો કીડો પોતાના પેટમાંથી તંતુ કાઢી પોતાનાજ શરીરને વીંટાળે છે, અને જ્યારે તેનાથી બરાબર બંધાઇ જાય છે ત્યારે પોકારે છે કે "આમાંથી મને કોણ મુક્ત કરશે?" આપણે સમજી શકીએ છીએ કે તેની એ ચિન્તા વ્યર્થ છે આવી સ્થિતિમાં તેને કોઇપણ સહાયતા કરી શકે તેમ નથી. તેણે પોતેજ યોજેલી જાળ તેણે પોતેજ તોડવી જોઇએ. એ જાળ પોતે તોડતાં તેનું સુંદર શરીર મુક્ત થઇ ગમે ત્યાં ગમન કરી શકે છે. રેશમના કીડાની પેઠે તમેજ આ શરીરાદિ નિર્માણ કર્યાં છે. આ સુખ દુઃખ આદિનો મોહ, શોક એ પણ તમારા અહંકારને લઇનેજ છે. અહંકારના ઘરમાંથી બહાર આવો એટલે

સત્યની સાથે તમારી ભેટ થશે. તમારા ચચળ ચિત્તને નિરન્તર "સોઽહમ્" નો પાઠ શીખવતા જાઓ ! એ એકજ જાપથી તમારા મનોવિકારો અને અનત જન્મોની વાસનાઓ ભસ્મીભૂત થશે. જેમ ઘોર નિદ્રામાં સૂતેલ વ્યક્તિને જગાડવા માટે વારવાર તેનુ નામ દઇ બોલાવવાની તથા હલાવવા વગેરેની ક્રિયાઓ કરવી પડે છે; તેવીજ રીતે માયારૂપી ઘોર નિદ્રામા પડેલી આપણી સ્વરૂપભાવનાને જાગૃત કરવા માટે સતત જાપરૂપી પ્રહારોની જરૂર છે. તે સિવાય બીજો કોઇ ઉપાય સાધ્ય નથી. તમારી સત્યવૃત્તિને જાગૃત કરવામાં વિઘ્નરૂપ થાય એવા સર્વ આહારવિહારનો ત્યાગ કરો ! જ્ઞાનયોગી થવાના જિજ્ઞાસુએ હૃદયની દુર્બળતા અને કાર્યમામ દોત્સાહનો સત્વર ત્યાગ કરવો જોઇએ. દુર્બળ કે કાયર મનુષ્ય કોઇ પણ કાળે મુક્તિના માર્ગનો અધિકારી થઈ શકતો નથી.

અભ્યાસનો આરભ કરતા પ્રથમ આપણે મનમાથી સર્વ સશયોને દૂર કરવા જોઇએ. ખૂબ સશય કરો ! તર્ક કરો, વિચાર અને વિવેકથી સત્યને તમારા હૃદયમા ઠસાવો, દૃઢ કરો અને સત્ય તમારા અતકરણમા સ્થાપિત થાય કે પછી તરતજ સર્વ તર્કવાદ અને સશયને હમ્મેશને માટે રજા આપો. મુનિવ્રત ધારણ કરી સત્યનુ જ મનન કરો ! તમારા મનમાં સંશય ઉત્પન્ન થવાનુ સ્થાન જ ન રહેવા દો, તેમજ બીજાને સમજાવવા માટે પણ તર્ક કરવાનુ છોડી દો ! હવે વાદવિવાદ અને તર્કવિતર્ક શા માટે ? તમારા મનનુ સમાધાન કરવા માટેજ તર્ક છે. હવે તમારે તર્કવિતર્ક અને વાદવિવાદ મૂકીને કોઇ ઉત્તમ અને ઉચ્ચ અનુભવનો સાક્ષાત્કાર કરવાનો છે તોપછી શા માટે નકામા વિવાદમાં સમયનો દુરુપયોગ કરવો ? હવે સત્યનો સાક્ષાત્કાર કરવા, નિરન્તર સત્યનુ ચિન્તવન કરતા આપણે આપણા પ્રયત્નમાં સહાય થાય એવા દૃઢતાના વિચારોનો આશ્રય કરીને જરા પણ સશય કે અદૃઢતા ઉત્પન્ન કરે એવા વિચારોનો ત્યાગ કરવો જોઇએ. શુદ્ધ ભક્તિમાન સાધુપુરૂષ, પોતાની પ્રિય મૂર્તિ કે અન્ય એવા દશ્ય સાધનદ્વારા પરમાત્માનુ નિરન્તર ચિત્વન કરે છે. આ માર્ગ જો કે સરળ છે તથાપિ એ માર્ગ લાબો છે એમાં તો ખોટું નથી. રાજયોગી મહાત્મા પોતાના હૃદયમાં ચિત્વન કરતો કુંડલિની ( મનશક્તિ ) ને જાગૃત કરવાના પ્રયત્નમા નિમગ્ન થાય છે. જ્ઞાનયોગનો માર્ગ આ ઉભયથી ભિન્ન પ્રકારનો છે જ્ઞાનયોગી, શરીર અથવા મનનુ અસ્તિત્વજ નથી એવુ ચિત્વન કરે છે. શરીર, મન અને તજ્જન્ય વ્યવહારની કલ્પનાનો સર્વથા લોપ થઈ જવો જોઇએ. જ્યાં શરીર અને મન વાસ્તવિક રીતે અસ્તિત્વમાંજ નથી ત્યાં તેનો વિચાર કરવો એ જ ભ્રમણા છે. જેમ એક રોગનુ શમન થતાં બીજા રોગને આમંત્રણ કરવુ એ મૂર્ખાઇ છે. તેવીજ રીતે જ્ઞાનીને આવા સર્વ પ્રયત્ન, આ સસારનો વ્યવહાર મિથ્યા છે અને એ બધુ તેની દૃષ્ટિમાથી

લોપ થઇ જવા માટે છે યોગી થયા છતાં જો શરીર અને મનની કલ્પના રહે તો એ યોગ જ નથી જ્ઞાનયોગનો માર્ગ અત્યન્ત કઠિન અને દુસ્તર છે જો એકજ શબ્દમાં જ્ઞાનનુ રહસ્ય સમજાવવાનુ હોય તો તે **नेति** છે જ્ઞાનયોગી દરેક વસ્તુને **नेति** અર્થાત્ આ નહિ, આ નહિ એમ કહી તેનાથી દૂર રહે છે આમ "**नेति, नेति**" કહેતા છેવટે શુ રહે છે ? તે પોતેજ, તેનો આત્માજ એ આત્માજ પામવા યોગ્ય છે હું જ્ઞાની છુ એમ કહેવુ સહેલુ છે પણ જ્ઞાનનો માર્ગ અત્યન્ત કઠિન છે. **क्षुरस्य धारा निशिता दुरत्यया । दुर्गपथस्त कवयो वदंति ॥** (કઠોપનિષદ્ ૧–૩–૪ ) તલવારની ધારપર ચાલવુ અને જ્ઞાની થવુ એ બે સમાન છે, તથાપિ ભય પામવાનુ કારણ નથી, ધીરજ છોડવાનુ કારણ નથી શ્રુતિ પ્રેમ અને શ્રદ્ધાથી કહે છે કે, **उत्तिष्ठत जाग्रत प्राप्यवरान्निबोधत ।** ઉઠ ! જાગૃત થા ! અને જ્યા સુધી લક્ષ્યને પહોચાય નહિ ત્યાસુધી ધીરજથી પ્રયત્ન કર !

આ પ્રમાણે "હુ દેહ છુ કે હુ મન છુ " એ ક્ષુદ્ર કલ્પનાઓનો જ્ઞાનીએ સર્વથા ત્યાગ કરવો જોઇએ "હુ સ્વામી છુ " એવી ભાવના માત્ર મનમા થાય તો તેનો અર્થ એટલોજ કે મને શરીરાદિનો મોહ છે, અને આ મોહને દૂર કરવા જ્ઞાનીએ પોતાના મનને ઉપાલંભ આપી કહેવુ જોઇએ કે "તુ દેહ નથી" "તું આત્મા છે" "ભલે શરીરને સેકડો વ્યાધિઓ પોતાનુ ઘર બનાવે તેથી તને શુ છે ? વિકાળ મૃત્યુ પોતાના જડબા ઉઘાડી છેક સામે આવીને ઉભુ રહે તેથી પણ તારે શુ ભય પામવાનુ છે ? નહિજ, કારણ કે મૃત્યુ તને સ્પર્શ કરવાને સમર્થ નથી જો તુ દેહજ ન હોય તો દેહને શૃગાર સજાવવો, તેને સ્વરૂપવાન બનાવવુ, એ શા માટે ? હે મન ! શું તને ફરી માયાના દાસત્વમા પડવાની ઇચ્છા છે ? શું તૂટેલી જાળ તારે ફરી બાધવાની છે ? નહિ ! નહિ ! તુ એ સ્વપ્નને ભૂલી જા ! તુ તેજ છે, એ તારા સ્વરૂપનુ ચિંતવન કર ! " જ્ઞાનીનો આ માર્ગ છે

ભક્ત કહે છે કે, "આ શરીર મને ઈશ્વરે આપ્યુ છે અને તેના દ્વારા આ સસારસાગર હુ પાર ઉતરી જાઉ એ તેનો ઉદ્દેશ છે, માટે એ સમુદ્ર તરી જવાય ત્યાસુધી શરીરનુ રક્ષણ કરવુ એ મારો ધર્મ છે." યોગી કહે છે કે, "આ શરીર અનેક શક્તિઓનુ કેન્દ્ર છે, તે શક્તિઓ પૂર્ણપણે વિકાસ પામે ત્યાંસુધી મારે શરીરનુ રક્ષણ કરવુ આવશ્યકીય છે " જ્ઞાનીને શક્તિની કે ભવસાગર તરવાની અપેક્ષા નથી તેને મોહ પમાડી શકે એવી કોઇ પણ વસ્તુ આ જગતમા નથી. તેને એકજ વસ્તુની અપેક્ષા છે, તેના હૃદયમાં એજ ધ્વનિ થાય છે કે, "હુ સદૈવ મુક્ત છુ. હુ કોઇવાર પણ બદ્ધ નહોતો. હુ આ સૃષ્ટિના આત્માનો પણ આત્મા છુ. મને પૂર્ણત્વ આપનાર બીજી કઇ શક્તિ અસ્તિત્વમાં છે ? હુ પોતેજ પર્ણ છુ, હુ બધનમુક્ત છુ "

મનુષ્ય સ્વત જ્યારે પૂર્ણ થાય છે, પોતે જ્યારે પ્રેમસ્વરૂપ થાય છે, ત્યારે સર્વત્ર તેને પૂર્ણતા અને પ્રેમ જણાય છે. જ્યાસુધી તે સર્વત્ર અપૂર્ણતા જુએ છે ત્યાસુધી સમજવુ કે તેની પોતાની અપૂર્ણતાનુ પ્રતિબિમ્બજ તેને સર્વત્ર જણાય છે જો તે પોતે અપૂર્ણ ન હોય તો બીજામા તેને અપૂર્ણતા શી રીતે દેખાય? જ્ઞાનીને પૂર્ણતા કે અપૂર્ણતા કઈ નથી તે ઉભય પરિસ્થિતિને માટે નિસ્પૃહી છે તેની દૃષ્ટિમાં તેના આત્મા સિવાય અન્ય કોઇ વસ્તુનુ અસ્તિત્વજ નથી. મુકત સ્થિતિમા તેને કઇ પ્રિય નથી, તેમજ અપ્રિય પણ નથી તેને કઇ સારૂ નથી તેમ નરસુ પણ નથી સારૂં અને નરસુ એ ભેદભાવ કોના માટે છે? જેનામાં એ ભેદ છે એને માટે છે શરીરને કોણ જુએ છે? શરીરની ભાવના કોને બંધનકર્તા છે? જે પોતાને શરીર માને છે તેનેજ. "હુ દેહ નથી" એ અનુભવનો સાક્ષાત્કાર થતાજ જગતની ભાવના હમ્મેશને માટે ઉડી જાય છે વિચાર અને વિવેકથી શ્રવણ અને મનનથી જ્ઞાનીજન આ સસારના બધનને વીરતાથી તોડી નાખી પોતાના પ્રિયતમને મળે છે એજ તેનો માર્ગ છે **નેતિ, નેતિ** આ નહિ, આ નહિ એમ સસારની સર્વ મોહજાળથી મુકત થઈ જ્ઞાની સત્ય સુખને પામે છે





# स्वामीजीना शिष्यो इत्यादि साथे प्रश्नोत्तर.

## प्रसंग १ लो.

(ઈ સ ૧૮૯૭, સ્થાન–કલકત્તા, સ્વ પ્રિયનાથ મુખોપાધ્યાયને ત્યા–બાગબજાર)

### સ્વામીજી સાથે શિષ્યનો પ્રથમ પરિચય.

સ્વામીજી વિલાયતથી હિંદમા પાછા ફર્યા પછી ત્રણ ચાર દિવસ થયા કલકત્તામા પધાર્યા છે. ઘણા લાંબા કાળે એમનાં પુન દર્શન થવાથી શ્રીરામ કૃષ્ણ પરમહંસના ભક્તોને અત્યત હર્ષ થયો. અનેક ભક્તોએ અત્યત ઠાઠ-માઠથી સ્વામીજીની પોતાને ત્યા પધરામણીઓ કરીને પોતાની જાતને કૃતાર્થ માની આજ બપોરે બાગબજારવાળા શ્રીયુત પ્રિયનાથ મુખોપાધ્યાયને ત્યા સ્વામીજીને નિમત્રણ હતું, તેથી ભક્તોના ટોળેટોળાં ત્યા એકત્ર થવા લાગ્યાં હતાં. શિષ્યવર્ગ પણ આ સમાચાર સાભળી લગભગ બપોરે બે વાગે ત્યાં હાજર થયો હતો સ્વામીજી સાથે મારે આ પહેલાં કોઇ પણ સમયે વાતચીત થઇ નહોતી. મારા જીવનમાં તેઓનાં દર્શન પણ આ પહેલ વહેલાંજ હતા.

સ્વામી તુરીયાનદ મને સ્વામીજી પાસે લઈ ગયા અને મારી ઓળખાણ કરાવી. તે પહેલા મારૂ રચેલુ શ્રી રામકૃષ્ણુસ્તોત્ર સ્વામીજીએ મઠમાં આવીને સાંભળ્યુ હતું; અને શ્રી રામકૃષ્ણદેવના પરમભક્ત નાગમહાશય પાસે મારૂ જવુ આવવુ થાય છે, તે પણ તેઓ જાણી ચૂક્યા હતા.

### નાગમહાશયની પ્રશંસા.

સ્વામીજીને પ્રણામ કરી હું ત્યાં બેઠો, એટલે સ્વામીજીએ સસ્કૃતમાં વાત-ચીતનો આરંભ કરતાં નાગમહાશયના કુળના સમાચાર પૂછ્યા, અને તે પછી નાગમહાશયનાં દૈવીત્યાગ, દૃઢ ભગવત્પ્રેમ તથા નમ્રતા વિષે બોલતાં તેમણે કહ્યુ

કે –"वयं तत्त्वान्वेषात् मधुकर हतास्त्वम् खलु कृती" (अभिज्ञान शाकुन्तलम्) અર્થાત્–હે મધુકર, રસની શોધમા તો તુ જ ખરેખર વિજય પામ્યો છે, બાકી અમે તો કાંઈ લેખામાંજ નથી ! આ વાતનો સારાંશ નાગમહાશયને લખી મોકલવાનુ મને સૂચવ્યુ. પછી લોકોની બહુ ભીડ થવાથી અને વાતચીત કરવામા અગવડ પડવાથી સ્વામીજી તુરીયાનદને તથા મને પશ્ચિમ તરફના એક ઘરમાં લઈ ગયા ત્યાં પ્રવેશ કરી મને ઉદ્દેશીને વિવેકચૂડામણીનો આ શ્લોક મધુર સ્વરે ઉચ્ચાર્યો —

मा भैष्ट विद्वन् तव नास्त्यपायः संसारसिन्धोस्तरणेऽस्त्युपायः ।
येनैव याता यतयोऽस्य पारं तमेव मार्गम् तव निर्दिशामि ॥

" હે વિદ્વાન્ ! ભય પામીશ નહિ. તારો વિનાશ નથી. સસારસાગરને તરવાનો ઉપાય છે. જેના અવલબનવડે શુદ્ધ અતરવાળા યોગીઓ સસાર તરી ગયા છે તે ઉત્કૃષ્ટમાર્ગ હુ તને બતાવી દઇશ " ત્યારબાદ શકરાચાર્યનો વિવેક ચૂડામણી નામક ગ્રથ વાચવાનો મને આદેશ કર્યો

આ વાત સાભળતા મને વિચાર થયો કે સ્વામીજી આ રીતે મને મત્રદીક્ષા સ્વીકારવાની સૂચના તો નહિ કરતા હોયને ? હુ તે વખતે સાપ્રદાયિક આચારોને દ્રઢતાથી વળગી રહેનારો હતો. ગુરૂ કરવાની મારી ઇચ્છા જેવી જોઇએ તેવી સ્થિર થઇ નહોતી, તેમજ વર્ણાશ્રમધર્મનો પણ મને બહુ પક્ષપાત રહ્યા કરતો હતો

### ઇગ્લાંડ તથા અમેરિકાની સરખામણી.

વિવિધ પ્રકારની વાતો ચાલી રહી હતી એટલામા એક જણે આવીને ખબર આપ્યા કે મીરર પત્રના સપાદક શ્રીયુત નરેદ્રનાથસેન સ્વામીજીને મળવા માટે આવ્યા છે. ખબર લાવનારને સ્વામીજીએ કહ્યુ કેઃ–"ભલે, તેમને તેડી આવો.' નરેદ્રબાબુ પેલા નાના ઓરડામાં આવી બેઠા અને અમેરિકા તથા ઈંગ્લાંડ સબધે સ્વામીજીને અનેક પ્રકારના પ્રશ્નો પૂછવા લાગ્યા પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજી બોલ્યા કે –અમેરિકાવાસીઓના જેવા સહૃદય, ઉદારચિત્ત, અતિથિનો સત્કાર કરવામા ઉત્સાહવાળા, અને નવા નવા વિચારોને ગ્રહણ કરવાની ઉત્સુકતાવાળા લોકો જગતમાં બીજે ક્યાંઇ મે જોયા નથી તેમણે આગળ ચાલતાં કહ્યુ કે —"અમેરિકામા જે કાંઇ કામ થયુ છે તે કાંઇ મારી શક્તિથી થયુ નથી અમેરિકાની પ્રજાજ એવી સહૃદય છે કે વેદાન્તનુ રહસ્ય સરળતાથી તેમના હૃદયમા ઉતરી જાય છે." ઈંગ્લાડ વિષે બોલતાં જણાવ્યુ કે " અંગ્રેજોના જેવા પ્રાચીન રીતિનીતિના પક્ષપાતી દુનિયામા મે બીજે ક્યાંઇ જોયા નથી. તેઓ કોઇ પણ જાતનો નવો વિચાર પહેલાં તો સ્વીકારતાજ નથી, પણ જો ખતપૂર્વક એક વિચાર તેમને સમજાવી દેવામાં આવે તો પછી તેને એકાએક છોડી પણ દેતા નથી. આવી દ્રઢપ્રતિજ્ઞતા

બીજી કોઇ પ્રજામાં ભાગ્યેજ જોવામાં આવશે. એટલાજ માટે અંગ્રેજ જાતિ સુધારામાં અને શક્તિમાં જગતના સર્વશ્રેષ્ઠ સ્થાને પહોચી છે. "

જો કોઇ યોગ્ય પ્રચારક હોય તો અમેરિકા કરતા ઇંગ્લાડમા વેદાન્તનુ કાર્ય વધારે સ્થાયી થઇ શકે એવો સંભવ દર્શાવતા સ્વામીજી બોલ્યા કે'—"હુ તો માત્ર કામની શરૂઆત કરી આવ્યો છુ. મારી પાછળના પ્રચારકો જો એ માર્ગે ચાલશે તો વખત જતાં ઘણું કામ થઇ શકશે "

## યૂરોપમાં ધર્મપ્રચાર કરવાનું ભાવી ફળ.

નરેદ્રબાબુએ પ્રશ્ન કર્યો —" એ રીતે ધર્મપ્રચારથી ભવિષ્યમા આપણને શુ લાભ પહોચી શકે તેમ છે ? "

સ્વામીજીએ કહ્યુ.—" આપણી પાસે માત્ર વેદાન્તધર્મજ રહ્યો છે. પશ્ચિમના સુધારાઓની સાથે સરખામણી કરતા આપણી પાસે એના સિવાય બીજુ કાઇ છેજ નહિ એમ કહીએ તો ચાલે. આ સાર્વભૌમિક વેદાન્તવાદ કે જે સર્વ મતના અને સર્વ પંથના લોકોને ધર્મનો એકસમાન અધિકાર આપે છે, તેનો પ્રચાર થવાથી પશ્ચિમની સુધરેલી પ્રજા જોઇ શકશે કે ભારતવર્ષજ આવા અદ્‌ભુત ધર્મભાવને માટે યથાર્થ ગર્વ લઈ શકે તેમ છે, અને એ ધર્મભાવ હજી પણ ભારતમાં સચવાઇ રહ્યો છે. આ પ્રમાણેની ચર્ચાઓથી પાશ્ચાત્ય પ્રજા આપણા પ્રત્યે શ્રદ્ધા અને સહાનુભૂતિ રાખવા લાગશે અને અત્યારથીજ એમ બનવા લાગ્યુ છે આ પ્રમાણે આપણને પાશ્ચાત્ય શ્રદ્ધા અને સહાનુભૂતિ મળતા આપણે તેઓની પાસેથી ઐહિક જીવન માટે વિજ્ઞાનનુ શિક્ષણ લઇ શકીશુ, અને તેમ કરીને જીવનસંગ્રામમાં વિશેષ બળવાન થઇ શકીશુ બીજી રીતે કહુ તો તેઓ આપણી પાસેથી વેદાન્તમત શીખી પોતાનુ પારમાર્થિક કલ્યાણ કરશે અને તેના બદલામા આપણે સાયન્સ શીખી ઐહિક સફળતા પ્રાપ્ત કરીશુ. "

## રાજનીતિની ચર્ચા કરતાં ધર્મચર્ચાથી ભારતનું ભાવી કલ્યાણ.

નરેદ્રબાબુએ પૂછ્યુ —" આપ કહો છો તેવી આપ-લેથી આપણી કોઇ પ્રકારની રાજનૈતિક ઉન્નતિ થાય એવી કાઇ આશા છે ? "

સ્વમીજીએ કહ્યુ —"તેઓ (પાશ્ચાત્યો) મહાપરાક્રમશાલી વિરોચનના પુત્રો છે તેઓની સત્તાથી પંચમહાભૂત તો હાથમાના રમકડાની માફક કાર્ય કરે જાય છે તમે એમ ધારતા હો કે આપણે પણ સ્થૂળ પંચભૂતની શકિત પ્રાપ્ત કરી તેઓની સાથે સ્પર્ધામાં ઉતરી એક વખત સ્વતંત્ર બનીશુ, તો તેમા બહુ મોટી ભૂલ ખાઓ છો. હિમાલયની પાસે જેમ એક નાનો પથરો કશી બીસાતમાં નથી તેમ આપણે પણ કદાચ સ્થૂળ શક્તિઓમા કુશળતા પ્રાપ્ત કરીએ તોપણ તેમની પાસે કાંઇજ કરી શકીએ નહિ. મારો શું મત છે તે આપ જાણો છો ? મારો

તો એ નિશ્ચય છે કે મે ઉપર કહ્યુ તેમ વેદાન્તમાં કહેલા ધર્મનુ ગૂઢ રહસ્ય પાશ્ચાત્ય જગતમાં ફેલાવવાથી, એ મહાશક્તિધારી પ્રજાની શ્રદ્ધા તથા સહાનુભૂતિ આપણે આકર્ષી શકીશુ. ધર્મના વિષયમા આપણે તેમના કાયમને માટે ગુરૂ બનીશુ અને લૌકિક વિષયોમા તેઓ આપણા ગુરૂ બનશે. ભારતવાસીઓ જ્યારે ધર્મને પાશ્ચાત્યોના હાથમા મૂકી દઇ, તેમના ચરણે પડી ધર્મ શીખવા લાગશે ત્યારે નક્કી સમજજો કે આ અધઃપતિત જાતિનું યથાર્થ જાતિત્વ છેક રસાતળે પહોંચી ગએલુ હશે. રાત્રિ દિવસ બરાડા પાડવાથી અને “ અમને અમુક આપો, અમને ફલાણું આપો ” એમ માગવાથી કશુ વળે તેમ નથી. મે કહ્યુ તેમ આપ લેનો વ્યવહાર ચાલુ થશે એટલે ઉભય પક્ષ એકબીજા પ્રત્યે શ્રદ્ધા તથા દિલસોજી ધરાવતા થશે, અને પછી હાહો કરવાની જરૂર રહેશે નહિ. પછી તો ભિક્ષા માગ્યા વિનાજ તેઓ પોતે આપણી જરૂરીયાતો પૂરી પાડશે. મારો તો દૃઢ સિદ્ધાત છે કે આ પ્રમાણે ધર્મની ચર્ચાથી તથા વેદાન્તના વિશેષ પ્રચારથી આ દેશને તથા પાશ્ચાત્ય દેશને બન્નેને ખાસ લાભ થશે ધર્મપ્રચારની સાથે રાજનીતિની ચર્ચાની સરખામણી કરવાથી મને તો લાગે છે કે રાજનૈતિક હીલચાલ એ ગાણુ ઉપાય છે મારો જે વિશ્વાસ બધાયો છે તેને અમલમા લાવવા હુ મારૂ સમગ્ર જીવન અર્પણ કરવા તૈયાર છુ. આપને એમ લાગતુ હોય કે કોઇ બીજી રીતે ભારતનુ કલ્યાણ થઈ શકે તેમ છે, તો તમે પણ એ પદ્ધતિએ કામ કર્યા કરો. ”

પોતે એ વિચારથી વિરૂદ્ધ નથી એમ જણાવી નરેંદ્રબાબુ થોડીવાર બેસી રહ્યા અને પછી ત્યાથી ચાલી નીકળ્યા સ્વામીજીની પૂર્વોક્ત વાતચીત સાભળી હું તો સ્તબ્ધજ બની ગયો હતો હુ તેમની તેજસ્વી મૂર્તિ તરફ એકી નજરે તાકી રહ્યો

**ગોરક્ષાના ઉપદેશક સાથે વાર્તાલાપ–પ્રથમ મનુષ્યોને બચાવો.**

નરેંદ્રબાબુના જવા પછી ગોરક્ષિણી સભાનો એક પ્રચારક સ્વામીજીને મળવા માટે ત્યા આવ્યો બરાબર તો નહિ પણ કેટલેક અંશે તેનો વેશ સન્યાસીના જેવો હતો. માથા ઉપર એક ગેરૂઆ રગનું વસ્ત્ર બાંધ્યું હતુ દેખાવ ઉપરથી કોઇ હિંદુસ્તાની હોય એમ જણાઇ આવતુ હતુ ગોરક્ષાનો ઉપદેશક પોતાને મળવા માગે છે એમ જાણવામાં આવતા સ્વામીજી બહાર આવ્યા અને પોતાને આસને બેઠા પેલા ઉપદેશકે સ્વામીજીને પ્રણામ કરી ગોમાતાની એક છબી સ્વામીજીને ભેટ આપી. સ્વામીજીએ તે છબી હાથમા લઇ, પોતાની પાસે ઉભેલ એક અન્ય વ્યક્તિને આપી, અને નીચે પ્રમાણે વાતચીત કરવી શરૂ કરી —

સ્વામીજી —આપની સભાનો ઉદ્દેશ શુ છે ?

પ્રચારક—આપણા દેશની ગાયમાતાને કસાઇના હાથમા જતી બચાવી તેનુ રક્ષણ કરવુ તે અનેક સ્થળોએ પાજરાપોળો સ્થાપી છે અને ત્યા રોગી, વૃદ્ધ તથા કસાઇના હાથમાથી બચાવેલી ગાયોનુ પાલન પોષણ થાય છે.

સ્વામીજી.—ઘણુ સરસ. આપની આવકનો મૂળ ઉપાય શુ છે ?

પ્રચારક.—આપના જેવા મહાપુરૂષો દયાને લીધે જે કાંઇ આપે તે દ્વારા આ સભાનુ કામકાજ ચાલ્યું જાય છે.

સ્વામીજી:—મધ્ય ભારતમાં હમણા દુકાળ પડયો છે. હિંદી સરકારે જાહેર કર્યું છે કે ખાવાનુ નહિ મળવાથી નવ લાખ માણસો મૃત્યુવશ થયાં છે. તમારી સભાએ આવા દુકાળના વખતમાં તેમને કાંઇ મદદ થઇ શકે એવી હીલચાલ કરી છે કે ?

પ્રચારક—દુકાળીયાઓને અમો મદદ આપતા નથી. માત્ર ગાયમાતાને બચાવવા માટેજ આ સભા સ્થાપિત થઇ છે.

સ્વામીજી—પૈસાની જેવી જોઇએ તેવી સગવડ તમારી પાસે હોવા છતાં, આવા ભયંકર દિવસોમા, માત્ર અન્નના અભાવે, તમારા લાખો જાતભાઈઓને મૃત્યુના પંજામા સપડાતા જોઇ સહાયતા આપવાને તમે કેમ તૈયાર થતા નથી ?

પ્રચારક—એમાં અમે શુ કરીએ ? લોકોનાં નસીબ એવાં કે દુકાળ પડે અને ભૂખે મરે ! જેવુ કર્મ કરે તેવું ફળ મળે ! એમા અમે શુ કરીએ ?

પ્રચારકની આ છેલ્લી વાત સાંભળી સ્વામીજીની આંખમાંથી અગ્નિની ચીણગારીઓ નીકળવા લાગી ! મુખ લાલચોળ થઇ ગયુ ! પરંતુ મનના ભાવોને મનમાંજ દાબી દઈ તેઓ બોલ્યા કે—"જે સભા મનુષ્યો તરફ દીલસોજી ધરાવે નહિ, પોતાના ભાઇઓને ભૂખથી તરફડતા જોયા છતાં તેમને બચાવવાને મુઠી અનાજ આપી શકે નહિ, અને પશુ–પક્ષીઓની ખાતર ઢગલાબંધ અનાજ ખરચી નાખે, તેની સાથે હું સહાનુભૂતિ દર્શાવી શકતો નથી. એવા લોકોથી સમાજને કોઈ ખાસ ઉપકાર થાય એમ હુ માનતો નથી. પોતાના કર્મફળથી માણસો મરે છે એવો એકતરફી કર્મવાદ આગળ લાવતા હો તો પછી કોઇને માટે કોઇને કાંઇ કરવા જેવુજ રહે નહિ કર્મફળ ઉપરજ આધાર રાખતા હો તો તમારી પશુરક્ષા પણ નકામી છે. અર્થાત્ ગાયોના કર્મજ એવાં કે કસાઇના હાથમાં જાય અને મરે, એમ માની લેવાથી તમારે કાંઇ કરવાપણુ જ રહેતુ નથી."

પ્રચારક જરા ગભરાયો, પણ કહ્યુ કે—"આપ કહો છો તે ખરૂં છે; પરંતુ શાસ્ત્રમાં કહ્યુ છે કે ગાય આપણી માતા છે

સ્વામીજીએ હસતાં હસતાં કહ્યુ.—"હા, હા. ગાય એ આપણી માતા છે,

એ વાત હું બહુ સારી રીતે સમજું છું. જો એમ ન હોય તો આવા (તમારા જેવા) સત્કર્મી પુત્રોને બીજું કોણ જન્મ આપે ?"

હિંદુસ્તાની પ્રચારક કાંઇ પણ બોલ્યા વિના બેસી રહ્યો (ઘણું કરીને સ્વામીજીનો કટાક્ષ તે નહિ સમજ્યો હોય.) થોડીવારે તેણે પુન કહ્યુ કે –"આ સભામાં આપ કાંઇક નોંધાવો એવી ભિક્ષા માગવા હુ આવ્યો છુ "

## સ્વામીજીનો મનુષ્યપ્રેમ

સ્વામીજી —"તમે જુઓ છો કે હું તો સન્યાસી–ફકીર છુ મારી પાસે પૈસા ક્યા છે કે હુ તમને મદદ આપી શકું ? છતા કદાચ મારા હાથમાં પૈસો આવે તોપણ સૌ પહેલાં હું મનુષ્યોને બચાવવામાંજ વાપરૂં. પહેલવહેલાં મનુષ્યોને બચાવી તેમને અન્નદાન, વિદ્યાદાન અને ધર્મદાન આપવું જોઇએ. આટલુ કરવા પછી જો પૈસો બચે તો હુ તમારી સભાને આપુ." સ્વામીજીના આ વિચારો સાભળી પ્રચારક પ્રણામ કરી ત્યાથી બહાર નીકળ્યો. ત્યારબાદ સ્વામીજીએ અમને બધાને ઉદ્દેશીને જણાવ્યુ કે –"શુ કહ્યુ તે સાભળ્યુ ને ? કહે છે કે માણસો પોતાના કર્મથી મરે છે તેથી તેમના ઉપર દયા કરીને શુ કરવુ છે ? આપણો દેશ કેટલો બધો અધ પતન પામ્યો છે તેનો આથી વધારે પ્રબળ પુરાવો ભાગ્યેજ મળી આવશે. હિંદુધર્મનો કર્મવાદ ક્યાંનો ક્યાં પહોંચી ગયો છે તે જોયુ ને ? મનુષ્યોને રીબાતા જોઇ જેઓનુ અત કરણ કકળી ઉઠે નહિ, તેઓ શુ માણસના નામને યોગ્ય છે ? " આ વાત કહેતા કહેતાં સ્વામીજી ક્ષોભ અને દુ ખથી વચમા કમકમી ઉઠતા.

ત્યારબાદ સ્વામીજીએ શિષ્યોને કહ્યુ:—"પછી મને મળજો. "

શિષ્ય —આપ ક્યા હશો ? જો કોઈ મોટા માણસને ત્યા હશો તો અમને આવવાની રજાજ નહિ મળે

સ્વામીજી:—હાલમાં તો હુ આલમબજારવાળા મઠમા તથા કાશીપુરમા ગોપાળલાલ શીલના બગીચાવાળા ઘરમા રહીશ ત્યા તમે ખુશીથી આવી શકશો.

શિષ્ય —મહાશય, આપની સાથે એકાતમા વાતચીત કરવાની બહુ ઇચ્છા છે.

સ્વામીજી'—તે પણ બની રહેશે, એકવાર રાત્રે આવજો. વેદાન્તની ખૂબ ચર્ચા કરીશુ

શિષ્ય —મહાશય, સાંભળ્યુ છે કે આપની સાથે કેટલાએક અગ્રેજો તથા અમેરિકનો પણ આવ્યા છે. તેઓ અમારા પહેરવેશ તથા વાતચીતથી નારાજ તો નહિ થાય ને ?

સ્વામીજી:—તેઓ બધા મનુષ્યો છે, ખાસ કરીને વેદાન્તધર્મનિષ્ઠ છે તમારી સાથે વાર્તાલાપ કરવાથી તેઓ બહુ આનદિત થશે.

શિષ્ય—મહાશય, વેદાન્તમાં અધિકારીનાં જે જે લક્ષણો કહ્યા છે તે બધા આપના પાશ્ચાત્ય શિષ્યોમાં કેવી રીતે આવ્યાં ? શાસ્ત્રમાં કહ્યુ છે કે –" વેદશાસ્ત્ર ભણેલો હોવો જોઇએ, પ્રાયશ્ચિત્ત કરેલું હોવું જોઇએ, નિત્ય–નૈમિત્તિક કર્મોમાં તત્પર હોવો જોઇએ, આહાર–વિહારમાં પરમ સંયમી હોવો જોઇએ, તથા ચાર સાધનસંપન્ન હોવો જોઇએ, તોજ તે વેદાન્તનો અધિકારી થાય." આપના પાશ્ચાત્ય શિષ્યો એક તો અબ્રાહ્મણ છે અને બીજુ ખાન–પાનમાં વિવેકરહિત છે, તોપછી તેઓ વેદાન્તવાદને કેવી રીતે સમજી શકે ?

સ્વામીજી—એક વખત તેમની સાથે વાતચીત કરી જોજો એટલે ખબર પડશે કે તેઓ વેદાન્ત સમજી શક્યા છે કે નહિ ?

પ્રશ્નકર્તા શિષ્ય એક ધર્મનિષ્ઠ અને આચારપરાયણ હિંદુ છે, એ વાત ઘણુ કરીને સ્વામીજી હવે સમજી ગયા હોવા જોઇએ. ત્યાર પછી શ્રી રામકૃષ્ણના કેટલાએક ભક્તો સાથે સ્વામીજી બાગબજારમાં શ્રીયુત બલરામ બસુને ત્યાં ગયા હું પોતે વિવેકચૂડામણિની એક નકલ ખરીદી મારા ઘર તરફ વળ્યો

# प्रसंग २ जो.

(ઇ સ ૧૮૯૭ સ્થાન–કલકત્તાથી કાશીપુર જતા રસ્તામા, અને સ્વ ગોપાળલાલ શીલના બગીચામા )

## ચેતનનું લક્ષણ–જીવનસંગ્રામમાં વિજય મેળવો.

સ્વામીજીએ શ્રીયુત ગિરીશચન્દ્ર ઘોષ મહાશયને ત્યાં આજે બપોરે વિશ્રામ કર્યો હતો. શિષ્ય જ્યારે તેમને મળવા આવ્યો અને પ્રણામ કરીને ઉભો રહ્યો ત્યારે તેને જણાયું કે, સ્વામીજી તે વખતે ગોપાળલાલ શીલના બગીચામાં જવાની તૈયારી કરી રહ્યા હતા. બહાર ગાડી ઉભી છે. શિષ્યને સ્વામીજીએ કહ્યુ –"ચાલો, મારી સાથે આવો." શિષ્ય સમ્મત થયો અને સ્વામીજી સાથે ગાડીમાં બેઠો. ગાડી હંકારવાની રજા મળી એટલે ચિત્પુરરોડ ઉપર થઇને ગાડી ચાલવા માંડી. રસ્તામાં ગંગાનાં દર્શન થતાંજ સ્વામીજી મનમાં સહજ ઉંચા સુરે ગાવા લાગ્યા કે —" गंगातरंगरमणीयजटाकलापम् । " શિષ્ય મુગ્ધ થઇ તે અદ્ભુત સ્વરલહરી ચૂપચાપ સાંભળવા લાગ્યો. આ પ્રમાણે થોડી ક્ષણો પસાર થઇ એટલે રેલવેનું એક એન્જીન પાસેના પૂલ ઉપર થઇને પસાર થતુ જોવામાં આવ્યું. સ્વામીજીએ તે તરફ શિષ્યનુ ધ્યાન ખેંચી કહ્યું કે –" જો, જો, કેવું સિંહની માફક દોડયુ જાય છે ! "

શિષ્યે કહ્યું.—" પણ તે તો જડ છે તેની પાછળ રહીને મનુષ્યની ચેતન-શક્તિ કામ કરે છે ત્યારેજ તે ગતિમાન થઇ શકે છે એવી રીતે ચાલવુ એમાં બહાદુરી જેવુ શુ છે ? "

સ્વામીજી—કહે જોઇએ ચેતનનુ લક્ષણ શુ ?

શિષ્ય—એમાં શુ ? જે વડે બુદ્ધિપૂર્વક ક્રિયા થતી જોવામાં આવે તે ચેતન

સ્વામીજી—પ્રકૃતિની સામે વિરોધ કરે તેજ ચેતન, તે વડેજ ચૈતન્યનો વિકાસ થઇ શકે છે જો તુ એક ક્ષુદ્ર પ્રાણીને મારવા જઇશ તો તે પ્રાણી પણ પોતાની જીવનરક્ષા કરવા તારી સામે વિરોધ કર્યા વિના રહેશે નહિ. જ્યાં પુરૂષાર્થ હોય, જ્યાં સગ્રામ હોય ત્યાંજ જીવનનું ચિન્હ છે તથા ચૈતન્યનો વિકાસ છે એમ સમજવુ જોઇએ.

શિષ્યઃ—મનુષ્યોના સબધમા અથવા તો મનુષ્યજાતિના સબધમાં પણ શુ એજ નિયમ લાગુ પાડી શકાય, મહાશય ?

## ભારતની જડતાનું કારણ, આત્માપ્રતિ અવિશ્વાસ

સ્વામીજી—કેમ નહીં ? એક વખત જગતનો ઇતિહાસ અવલોકી જા તને જણાશે કે તમારા સિવાય જગતની તમામ પ્રજાના સબધમાં એમજ બન્યુ છે. જગતમા જડવત્ કોઇ પડયુ રહ્યુ હોય તો માત્ર એક તમેજ છો. તમારા ઉપર કોઇએ જાદુ કરીને તમને મત્રમુગ્ધ કરી દીધા છે " તમે દીન છો, તમે પામર છો, તમે નિર્બળ છો, તમારામા કાંઇ શક્તિ નથી " એવી હજારો વર્ષથી ચાલી આવતી બીજાની વાતો સાભળી સાભળીને નમારા મગજમાં પણ " હું નિર્બળ છુ—હું શક્તિહીન છુ " એવા ખોટા ખ્યાલો ભરાઇ બેઠા છે ( સ્વામીજી પોતાનુ શરીર બતાવીને ) આ દેહ પણ તારા દેશની માટીનોજ બનેલો છે, પણ મે કોઈ દિવસ એવો નિર્બળતાનો વિચાર સરખો કર્યો નથી એટલા માટે તુ જોઇ શકીશ કે જેઓ આપણને લાબા વખતથી પામર ગણી તિરસ્કારી કાઢતા હતા, તેઓ પોતેજ ઇશ્વરકૃપાથી એક દેવતાના જેવુ મારૂ સન્માન કરવા લાગ્યા છે. જો **આજથી તમે એમ વિચારવા લાગશો કે તમારામાં પણ અનંતશક્તિ, અપાર જ્ઞાન તથા અદમ્ય ઉત્સાહ રહેલો છે, અને ક્રમે ક્રમે અંતરની તે શક્તિઓને જાગ્રત કરતા જશો તો તમે પણ મારા જેવાજ બની જશો.**

શિષ્ય.—પણ એ પ્રમાણે વિચારવાની શક્તિ ક્યાથી લાવવી, મહાશય ? નાનપણથીજ એવી વાતો સમજાવે એવા શિક્ષકો તથા ઉપદેશકો કયાથી લાવવા ? આજકાલ તો થોડુ—ઘણું ભણ્યા એટલે નોકરીની શોધમા લાગ્યા રહેવુ, તે સિવાય બીજુ કાંઇ શિક્ષણ જ ક્યાં મળે છે ?

## તમારા પોતાનામાં અનંત સામર્થ્ય છે

સ્વામીજી —એટલાજ માટે તમને કાંઈક કહેવા તથા બતાવવા અમારૂં અહી આવવુ થયું છે અમારી પાસેથી તમે એ તત્ત્વ શીખો, સમજો અને અનુભવ કરો ત્યારપછી નગરે નગરે, ગામે ગામે અને ઘેરે ઘેર ફરી તમારા વિચારોને ફેલાવો. લોકોને ઘેર જઇ તેમને કહો કે:—"ઉઠો, જાગો, ઉંઘમાં પડયા રહેવાનો આ સમય નથી." દરેક જાતની દરિદ્રતા તથા દુઃખો દૂર કરવાનું સામર્થ્ય તમારા પોતાનામાંજ રહેલુ છે, એવો લોકોને વિશ્વાસ બેસાડી તેઓની શિથિલ પડી ગએલી શકિતઓને જાગ્રત કરો એની સાથે સરળ ભાષામાં દર્શન, વિજ્ઞાન, ભૂગોળ તથા ઇતિહાસનાં મૂળતત્ત્વો પણ સાધારણ જનસમાજને સમજાવી દો હુ પોતે થોડાએક અવિવાહિત યુવકોને માટે એક શિક્ષાપીઠ તૈયાર કરવા માગુ છુ. પહેલા તો તેમને ખૂબ ભણાવી ગણાવી તૈયાર કરવા અને ત્યાર પછી ઉપર કહ્યુ તેવા કામમા તેમને યોજી દેવા, એમ ધારી રાખ્યુ છે

શિષ્ય —પરંતુ મહાશય, એમ કરવામાં રૂપિયાની પગલે પગલે જરૂર પડે રૂપિયા કયાથી મેળવવા ?

સ્વામીજી —એ શુ કહે છે ? રૂપિયા કોણે કર્યા ? મનુષ્યે મનુષ્યોને રૂપિયાએ બનાવ્યા હોય એમ કયાંઇ સાંભળ્યુ છે ? જો તું પોતે **મન–વાણીની એકતા કરી શકીશ તો એકજ શબ્દની સાથે પાણીના પ્રવાહની માફક રૂપિયા આવીને તારા પગ પાસે પડવા માંડશે.**

શિષ્ય.—ભલે, માની લીધુ કે રૂપીઆ મળી ગયા અને આપે ધારેલુ સત્કાર્ય શરૂ પણ કરી દીધુ, પણ તેથી શુ વળે તેમ હતુ ? અત્યાર સુધીમાં કેટલા કેટલા મહાપુરૂષો કેવા કેવા સત્કાર્યો કરી ગયા છે ‹ પરંતુ અત્યારે તેનુ નામ–નિશાન સુદ્ધાં મળતુ નથી આપ જે કામની પ્રતિજ્ઞા કરવા માગો છો તેની પણ ખરેખર એજ દશા થશે, તો પછી એવા ઉદ્યમની શુ જરૂર છે ?

## ખોટી આશંકાઓ ત્યજી દો

સ્વામીજી —' પછી શુ થશે ? " એ વાતનો જે નિરંતર વિચાર કર્યા કરે તેનાથી કોઇ કામજ બની શકે નહિ. એટલા માટે તુ પોતે જેને ઉપયોગી અને કલ્યાણકર સમજતો હોય તે કામ અત્યારથીજ કરવા લાગી જા પછી શુ થશે કે શુ નહિ થાય, એનો અત્યારથી વિચાર કરવાની જરૂરજ શુ છે ? એક તો અલ્પજીવન અને તેમાં પણ જો ફળાફળનો વિચાર કર્યા કરીએ તો પછી કામ કરવાનો વખતજ કયારે મળે ? ફળાફળના આપનાર તો એક માત્ર તે ( ઇશ્વર ) છે તે ગમે તે કરે તારે એની સાથે લેવા–દેવા શુ ? તુ તો આસપાસ કયાંઇ

નજર નાખ્યા વિના સીધે માર્ગે કામ કર્યે જા."

વાતચીત ચાલતી હતી તેટલામાં ગાડી બગીચાના દરવાજા પાસે આવીને ઉભી રહી. અનેક માણસો તે વખતે સ્વામીજીના દર્શન કરવા કલકત્તાથી પધાર્યા હતા. સ્વામીજી ગાડીમાંથી નીચે ઉતરી અંદર દાખલ થયા અને આવનારાઓની સાથે વાતચીત કરવામાં રોકાયા સ્વામીજીનો પાશ્ચાત્ય શિષ્ય ગુડવીન સાહેબ સેવાનો આબેહૂબ મૂર્તિ જેવો, સ્વામીજીની પાછળ થોડે દૂર ઉભો હતો શિષ્યને તેની સાથે પૂર્વે ઓળખાણ થઈ ચૂકી હતી, એટલે શિષ્ય સાહેબ પાસે ગયો અને બન્ને જણાએ સ્વામીજીના સબંધમાં કેટલીક વાતો કરી.

## ધર્મનો અનુભવ કરો

સાયકાળે શિષ્યને બોલાવી સ્વામીજીએ કહ્યુ—તે કઠોપનિષદ્ કદસ્થ કર્યું છે કે?

શિષ્ય:—ના, મહાશય! શાકરભાષ્યની સાથે માત્ર વાચી ગયો છુ

સ્વામીજી—ઉપનિષદ્માં એના જેવો બીજો સુંદર ગ્રન્થ નથી ઠીક પડે તો એ ગ્રન્થ કડસ્થ કરી રાખવા જેવો છે. નચિકેતાના જેવું સાહસ, તેના જેવી શ્રદ્ધા અને તેના જેવીજ ન્યાયપરાયણતા તથા વૈરાગ્યભાવના તમારામાં આવે એવા પ્રયત્નો કરવા જોઇએ. કેવળ વાંચી જવાથી શુ દી વળવાનો હતો?

શિષ્ય.—આપની કૃપાથી સેવકને એવો અનુભવ થાય, એમ પ્રાર્થું છુ.

સ્વામીજી—ગુરૂદેવની પેલી વાત સાભળી છે ને? તેઓ કહેતા કે—"કૃપારૂપી વાયુ તો નિરતર વહ્યાજ કરે છે, તુ તારો શઢ ખુલ્લો મૂકી દે." કોઇ કોઇને શુ આપી દેવાનુ હતુ? બાપુ! "આપણુ ભાવી આપણાજ હાથમા છે." ગુરૂ તો માત્ર એટલી વાત સમજાવી દે. બીજમા શક્તિજ એવી છે કે તે કાળક્રમે વૃક્ષના રૂપમાં પરિણમે પાણી કે વાયુ તો કેવળ બહારથી મદદ કરે, એટલુજ.

શિષ્ય·—બહારની સહાય જરૂરની તો છે ને મહાશય?

સ્વામીજી—તેની કોણ ના પાડે છે? પણ તેની સાથે એટલુ જાણવુ જોઇએ કે જો અદર કાંઇ સત્વ ન હોય તો એ સહાય પણ કાઇજ કરી શકવા સમર્થ નથી છતાં એક વખતે બધાને આત્માનુભવ તો થશેજ, કારણ કે સર્વ બ્રહ્મ છે. આ બ્રહ્મવિકાસના તારતમ્યને લઇનેજ ઉચ્ચ-નીચ એવા ભેદો પડી શકે છે બાકી સર્વનો પૂર્ણવિકાસ સભવિતજ છે. એટલા માટે શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે,—" कालेनात्मनि विन्दति।"

શિષ્ય—શાસ્ત્રમાં વારવાર સાભળીએ છીએ કે જન્મારા ને જન્મારા આપણે અજ્ઞાનતામાં વીતાવી દીધા છે, તો હવે અમારા જેવાને આત્માનુભવ ક્યારે થશે સ્વામીજી?

## તીવ્ર વ્યાકુળતા એજ ધર્મપ્રાપ્તિનો ઉપાય.

સ્વામીજી.—ભય જેવુ એમા કશુજ નથી આ સ્થિતિએ આવ્યા પછી અનુભવ થવોજ જોઇએ આત્મા સૂર્યની માફક નિરતર પ્રકાશી રહ્યો છે તેની આડેનાં આવરણોને–પ્રતિબન્ધોને દૂર કરી નાખવા અનેક સાધનો તૈયાર છે. અજ્ઞાનરૂપી વાદળાઓ જ્યારે વીખરાઈ જાય છે ત્યારે આત્મસૂર્યનો પ્રકાશ ઝળહળ્યા વિના રહેતો નથી **भिद्यते हृदयग्रन्थि**—હૃદયની ગાઠ ભેદાય છે, એવો જે અનુભવ સાભળીએ છીએ તે પણ એજ અવસ્થામાં થાય છે. જેટલા ધર્મપથો પ્રચલિત છે તે સર્વ, ઉપર કહ્યા તે પ્રતિબન્ધોનેજ દૂર કરવાના ઉપદેશો આપે છે જેને જે સાધનદ્વારા આત્માનુભવ થયો હોય તે મનુષ્ય તે સાધનનો સર્વને ઉપદેશ કરે એ સ્વાભાવિક છે. એટલુ યાદ રાખજે કે સર્વનો ઉદ્દેશ માત્ર એકજ છે, અને તે એજ કે આત્મજ્ઞાન–આત્મદર્શન–આત્માનુભવ સર્વ દાર્શનિકો, સર્વ પ્રજાઓ અને સર્વ જીવોનો તેને માટે એક સરખો અધિકાર છે.

શિષ્ય.—મહાશય, શાસ્ત્રની એવી વાતો જ્યારે સાભળીએ છીએ ત્યારે "હજી સુધી આત્મવસ્તુ પ્રત્યક્ષ ન થઇ" એમ મનમા થતાં હૃદય ચીરાઇ જાય છે!

સ્વામીજી.—એનુજ નામ વ્યાકુળતા એ વ્યાકુળતા જેમ જેમ વૃદ્ધિ પામતી જશે તેમ તેમ પ્રતિબન્ધરૂપ મેઘ વિખરાતા જશે. શ્રદ્ધાનુ સમાધાન પણ તે વખતેજ થાય છે પ્રતિબન્ધો દૂર થવાથી આત્મા ક્રમે ક્રમે હાથમાના ફળની પેઠે પ્રત્યક્ષ થતો જાય છે.

અનુભવ એજ ધર્મના પ્રાણસ્વરૂપ છે. તુ જુએ છે કે અનેક માણસો બરોબર આચાર પાળવા માટે તનતોડ મહેનત કરે છે, અને વિધિ નિષેધથી એક પગલુ પણ આગળ પાછળ ન જવાય તે માટે ખૂબ સાવચેત રહે છે, પરન્તુ અનુભવની ખાતર કોઇના હૃદયમાં વ્યાકુળતા પ્રકટી હોય એવુ ક્યાંઈ બતાવી શકીશ? વ્યાકુળતા આવવી, અથવા તો ઇશ્વરપ્રાપ્તિ કે આત્મજ્ઞાનને માટે એક પ્રકારનો ઉન્માદ થવો તેનુંજ નામ ખરેખરી ધર્મપરાયણતા છે. ભગવાન શ્રીકૃષ્ણની ખાતર ગોપીઓમા જેવી ઉદ્દામ ઉન્મત્તતા આવી હતી, તેવીજ વ્યાકુળતા આત્મદર્શન માટે હૃદયમાં જાગૃત થવી જોઇએ જો કે ગોપીઓના મનમા તો સ્ત્રી પુરૂષનો પણ થોડો ભેદ રહ્યો હતો, પરન્તુ આત્મજ્ઞાન પાસે લિંગભેદને લેશમાત્ર અવકાશ નથી આ સ્થળે "ગીતગોવિંદના" સબધમા વાતનો પ્રારભ કરતાં સ્વામીજીએ જણાવ્યુ કે જયદેવ સસ્કૃત ભાષાનો છેલ્લો કવિ થઇ ગયો છે, પરન્તુ હૃદયભાવ કરતા કર્ણપ્રિય વાક્યવિન્યાસ યોજવા તરફ તેની વધારે નજર હોય, એમ ઘણે સ્થાને જણાઇ આવે છે. ગીતગોવિન્દના "**पतति पतत्रे**" ઇત્યાદિ શ્લોકોમા પ્રેમની વ્યાકુળતાને કેવી પરાકાષ્ઠાએ પહોચાડી દીધી છે?

હૃદયની અંદર ઉત્કટ વેદના થવી જોઇએ. વળી વૃંદાવનની રાસલીલાની વાતને એક બાજુએ રહેવા દઈ કુરૂક્ષેત્રનો કૃષ્ણ કેટલો બધો હૃદયગ્રાહી છે તે તરફ પણ એકવાર નજર કર. ભયંકર યુદ્ધના કોલાહલમાં પણ કૃષ્ણ કેવો સ્થિર, ગંભીર અને શાંત જણાય છે ! એવે વખતે અર્જુનને એ ગીતા પ્રબોધે છે અને તેને ક્ષત્રિયના સ્વધર્મમાં યોજી યુદ્ધ કરવા તત્પર કરે છે ત્યારેજ રહે છે.

### વર્તમાનકાળે ગીતામાં કહેલા કર્મની આવશ્યકતા, મહાભારતના કૃષ્ણની પૂજા.

વળી મહાભારતના ભયંકર યુદ્ધ વખતે પોતેજ તે યુદ્ધના પ્રવર્તક હોવા છતાં સંગ્રામની મધ્યમાં શ્રીકૃષ્ણ કેવા શાંત તથા નિષ્કર્મ છે, તે તરફ ફરીથી દ્રષ્ટિપાત કર ! છેવટની ઘડી સુધી પોતે હાથમાં શસ્ત્ર ધારણ કર્યું નહિ ! આ પ્રમાણે જ્યાં જોઇશ ત્યાં શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર એ માત્ર એક ચરિત્રજ નથી; પરન્તુ સંપૂર્ણ–જ્ઞાન, કર્મ, ભક્તિ અને યોગની મૂર્તિ કેવી હોય તેનું એક સુંદર ચિત્ર તે રજુ કરે છે. શ્રીકૃષ્ણના આવા ભાવોનીજ અત્યારે ખાસ કરીને ચર્ચા થવી જોઇએ વૃંદાવનના વાંસળી વગાડનારા કૃષ્ણનેજ કેવળ જોઈ રહેવાથી હવે ચાલે તેમ નથી, અત્યારે તો ગીતારૂપે સિંહગર્જના કરનાર શ્રીકૃષ્ણની પૂજા થવી જોઇએ. બીજી બધી પૂજાઓ રહેવા દઇ ધનુર્ધારી રામ, મહાવીર ( હનુમાન ) તથા કાલીમાતાનું ધ્યાન કરો. આવાં ચરિત્રોની ભાવનાઓ જ્યારે લોકોમાં જાગૃત થશે ત્યારેજ તેઓનામાં કર્મ કે ઉદ્યોગ કરવાની શક્તિ આવવા પામશે. હું બરાબર ધ્યાનપૂર્વક જોતો આવ્યો છું કે આ દેશમાં જેઓ ધર્મની ખાલી બૂમો પાડે છે તેમાંનાજ અનેક પશુઓના જેવી નિર્બળતાવાળા, ભ્રમિત મગજના અથવા ધર્માંધતાવાળા હોય છે જ્યાસુધી તમારામાં મહારજોગુણની જ્વાળાઓ ભભૂકી નહિ નીકળે ત્યાંસુધી તમારો વર્તમાન કે ભાવી સુધરે તેમ નથી આખો દેશ ઘોર તમોગુણથી છવાઇ ગયો છે. એનું પરિણામ પણ કેવું આવ્યું છે તે જુએ છે ને ? આ લોકમાં દાસત્વ અને પરલોકમાં નરક, એ સિવાય તમોગુણનું બીજું શું ફળ મળે ?

### રજોગુણ ઉદ્દીપન કરવાની જરૂર.

શિષ્યઃ—પાશ્ચાત્યોના રજોભાવને જોયા પછી શું તમને એવી આશા છે કે તેઓ ક્રમે ક્રમે સાત્વિકભાવ પ્રાપ્ત કરી શકે ?

સ્વામીજી.—ખરેખર, તેઓ મહારજોગુણમાં એટલા બધા આગળ વધ્યા છે અને ભોગની એવી છેલ્લી હદે પહોંચ્યા છે કે જો તેમને સત્વગુણની પ્રાપ્તિ ન થાય તો શું તમારા જેવા પેટ ભરવાની લાલસાવાળાઓને થાય ?

તેઓના ઉત્કૃષ્ટ ભોગોને જોવાથી મેઘદૂતનાં **विद्युत्वन्त ललितवसनाः** ઇત્યાદિ ચિત્રો નજર આગળ તરી આવે છે. જ્યારે તમારી પાસે ભોગોમાં શું રહ્યું છે તે કહું ? ભાંગી–તુટી ઝુંપડીમાં, ફાટલાં તુટલાં લુગડાં પહેરી પડયા રહેવુ અને ભૂંડની માફક દર વર્ષે છોકરાંઓને જન્મ આપ્યા કરીને ક્ષુધાતુર ભિખારીઓ અને ગુલામોની સંખ્યામાં વૃદ્ધિ કરવી તે ! એટલાજ માટે હું કહ્યા કરૂં છુ કે હવે મનુષ્યોને રજોગુણથી ઉત્તેજીત કરી કર્મયોગી બનાવવાના પ્રયત્નો થવા જોઇએ કર્મ, કર્મ ને કર્મ–અત્યારે તો **नान्यः पन्था विद्यतेऽयनाय**–એના સિવાય ઉદ્ધારનો બીજો કોઇ માર્ગજ નથી.

શિષ્ય —મહાશય, આપણા પૂર્વપુરૂષો શુ રજોગુણવાળા હતા ?

સ્વામીજી —નહોતા ? ઇતિહાસ તો ખુલ્લી રીતે એની સાબિતી આપી રહ્યો છે. તેઓએ કેટલા દેશો ઉપર વિજય મેળવ્યો હતો અને કેટલે દૂર સુધી સંસ્થાનો વસાવ્યા હતાં ? ટીબેટ, ચીન, સુમાત્રા અને જાપાન સુધી તો ધર્મોપદેશકો પણ વિચરતા હતા રજોગુણમા થઇને પસાર થયા વિના ઉન્નતિનો બીજો માર્ગજ ક્યાં છે ?

વાતમાંને વાતમા રાત્રિ પડી ગઇ. એજ વખતે મીસ મુલર ત્યા આવી પહોચી. તે એક અંગ્રેજ સ્ત્રી હતી. સ્વામીજીના પ્રત્યે તેનામાં બહુજ શ્રદ્ધાભક્તિ હતાં સ્વામીજીએ તેની સાથે શિષ્યને ઓળખાણ કરાવી દીધી. થોડો વખત વાતચીત કર્યા પછી મીસ મુલર ઉપર ચાલી ગઇ

સ્વામીજી —જુઓ છે ને ? કેવી વીરજાતિની કન્યા છે ? ક્યાં ઘરબાર અને ક્યા સગાં સબંધી ! મોટા શ્રીમંતની પુત્રી હોવા છતાં ધર્મપ્રાપ્તિની ખાતર ક્યાની ક્યાં આવી ચડી છે !

શિષ્ય —હા, મહાશય ! આપની કામ કરવાની ખૂબીજ અદ્ભુત છે કેટલીએ મેમસાહેબો આપની સેવા કરવા નિરંતર તૈયાર રહ્યા કરે છે ! આ જમાનામાં અમારા માટે તો તે એક આશ્ચર્યનો વિષય થઇ પડયો છે !

સ્વામીજી —( પોતાનું શરીર બતાવી ) આ શરીર વધારે વખત ટકશે તો એવા કેટલાયે દેખાવો જોઇ શકીશ. જો મને ઉત્સાહી તથા પ્રેમી એવા થોડાક યુવકો મળી જાય તો આખા દેશને એક વખત ફેરવી નાખું. ખાસ કરીને બંગાળ માટે મને બહુ મોટી આશા છે. બંગાળીઓના જેવા શુદ્ધ મગજ પ્રાય. બીજે ક્યાંઈ જન્મતાં નથી, પરંતુ તેઓના શરીરમાં તાકાત નથી હોતી. મગજ અને શરીર એક સરખી રીતે ખીલવાં જોઇએ. મજબૂત શરીર અને બુદ્ધિયુક્ત મગજથી આખા સંસારને ચરણોમાં નમાવી શકાય.

એટલામા ભોજન તૈયાર છે એવા સમાચાર આવ્યા સ્વામીજીએ શિષ્યને

કહ્યું –" ચાલ, મારો ખોરાક જોવો છે?" ભોજન કરતાં કરતા સ્વામીજીએ જણાવ્યું કે –"મલાઇ, તેલ, ઘી, કે ચરબી ખાવી ઠીક નથી પુરી કરતા તો રોટલી સારી મીઠાઇ તો છેક ત્યજી દેવીજ જોઇએ. વિશુદ્ધ વનસ્પતિ ઉપર વધારે આધાર રાખવો " થોડીવાર રહીને ખાતા ખાતાં પ્રશ્ન કર્યો કે, " અરે કેટલી રોટલીઓ ખવાઇ ગઇ? ક્યાસુધી ખાધા કરૂં?" વાતો કરવામા સ્વામીજી એટલા બધા તલ્લીન હતા કે કેટલુ ખવાયુ છે અને કેટલુ બાકી છે તેનુ લક્ષ રહ્યું નહિ, શરીર તરફ લક્ષજ હતું નહિ!

થોડું વધારે જમ્યા પછી ભોજન પૂરૂં કર્યું. શિષ્ય પણ તેમની રજા લઇ કલકત્તે પાછો ફર્યો. ગાડી ન મળવાથી પગે ચાલીને જવુ પડયુ. ચાલતાં ચાલતા એજ વિચાર આવતો હતો કે સ્વામીજીનાં પુન દર્શન ક્યારે થશે?

# प्रसंग २ जो.

(ઇ સ ૧૮૯૭, સ્થાન–કાશીપુર, સ્વ. ગોપાળલાલ શીલનો બગીચો )

## સ્વામીજીની નિર્મળ યોગદૃષ્ટિ

સ્વામીજી વિલાયતથી સૌ પહેલાં પાછા ફર્યા ત્યારે કેટલાએક દિવસ સુધી કાશીપુરમાં સ્વ ગોપાળલાલ શીલના બગીચામા રહ્યા હતા શિષ્ય તે વખતે રોજ તેમની પાસે જતો આવતો. બીજા પણ અનેક પ્રેક્ષકો સ્વામીજીનાં દર્શન કરવા ત્યા આવતા. મીસ મુલર પણ અહીંઆજ રહેતી હતી, તેમજ શિષ્યના ગુરૂભાઇ ગુડવીન પણ સ્વામીજીની સાથેજ હતા.

સ્વામીજીની સુખ્યાતિ ભારતના એક ખૂણાથી બીજા ખૂણા સુધી પ્રસરી ચૂકી હતી, તેથી કોઇ ઉત્સુકતાને લઇને, તો કોઇ જિજ્ઞાસુ તરીકે, તો કોઇ તેમના જ્ઞાનની પરીક્ષા કરવા, એમ અનેક રીતે અનેક માણસો દર્શન કરવા આવતા હતાં

સ્વામીજીના મુખથી શાસ્ત્રની વ્યાખ્યાઓ સાભળી ઘણા પ્રશ્ન કરનારાઓ ચકિતજ થઈ જતા. તેમની પ્રગાઢ પ્રતિભાથી મોટા મોટા દાર્શનિકો તથા યુની-વર્સીટીના પ્રસિદ્ધ પંડિતો પણ દાંતમાં આગળી નાખી ચૂપ બની જતા. સ્વામી-જીના કંઠમાં સદા સરસ્વતી વસતી હતી, એમ કહીએ તોપણ ખોટું નથી. જ્યારે તેઓ આ બગીચામાં રહેતા હતા ત્યારે ઘણીવાર તેમની યોગદૃષ્ટિ કેવી નિર્મળ છે તે જાણવાના પણ પ્રસંગો મળી આવતા હતા

કલકત્તામાં "બડાબઝાર" નામના મહોલ્લામાં ઘણા પંડિતો વસે છે. શ્રીમંત મારવાડી લોકો આ પંડિતોને અન્ન વસ્ત્ર આપ્યા કરે છે, અને તેથી તેમની આજીવિકા ચાલી જાય છે. આ બધા વેદજ્ઞ અને દાર્શનિક પંડિતો પણ સ્વામીજીની ખ્યાતિ સાંભળી ચૂક્યા હતા. તેમાંના કેટલાએક ખાસ પંડિતો એકવાર સ્વામીજીની સાથે ચર્ચા કરવા ઉક્ત બગીચામાં હાજર થયા શિષ્ય પણ તે દિવસે ત્યાંજ હતો.

## સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ, સ્વામીજીની ભૂલ.

પધારેલા પંડિતો સંસ્કૃત ભાષામાં અસ્ખલિત વેગથી વાત કરે એવા સમર્થ હતા. તેઓ આવતાનીવારજ સ્વામીજીની આસપાસ ટોળાબંધ બેસી ગયા અને સંસ્કૃતવાણીમાં ચર્ચાની શરૂઆત કરી દીધી. સ્વામીજી પણ સંસ્કૃતમાંજ ઉત્તરો આપવા લાગ્યા ખાસ કરીને કયા વિષય ઉપર પંડિતોને અને સ્વામીજીને ચર્ચા થઈ તેનું શિષ્યને અત્યારે સ્મરણ નથી, છતાં એટલું તો હજી નજર આગળ તરે છે કે બધા પંડિતો એક સાથે કોલાહલ કરી મૂકી, દાર્શનિક ગૂઢ પ્રશ્નો સ્વામીજી પાસે સંસ્કૃત ભાષામાં રજુ કરતા અને સ્વામીજી ઘણીજ શાંતરીતે ગંભીરતાપૂર્વક ધીમે ધીમે તે સર્વના ઉત્તરમાં પોતાની તરફથી અર્થસૂચક સિદ્ધાંતો પ્રકટ કરતા. શિષ્યને એટલું પણ યાદ છે કે પંડિતોની સંસ્કૃત ભાષા કરતા સ્વામીજીની ભાષા કાનને વિશેષ પ્રિય લાગે તેવી તેમજ લાલિત્યવાળી હતી પછીથી તો પંડિતોએ પણ એ વાત કબૂલ રાખી હતી.

સ્વામીજીને આ પ્રમાણે છુટથી સંસ્કૃત ભાષામાં બોલતાં જોઇ તેમના ગુરૂભાઇઓને બહુજ આશ્ચર્ય થયું, કારણ કે બધા માનતા હતા કે છેલ્લાં છ વર્ષ અમેરિકા અને યૂરોપમાં ગાળવાથી સ્વામીજીનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ ઘણોજ મંદ પડી ગએલો હોવો જોઇએ. પંડિતો સાથેની વાતચીત દરમીયાન સ્વામીજીમાં કોઇ અદ્ભુત શક્તિ સ્ફુરતી હોય તેમ પ્રત્યેક શિષ્યને ખુલ્લે ખુલ્લું જણાઈ આવતું હતું તે દિવસે સભામાં શ્રી રામકૃષ્ણાનંદ, યોગાનંદ, નિર્મલાનંદ, તુરીયાનંદ અને શિવાનંદ સ્વામી વગેરે સ્વામીજીના ગુરૂભાઇઓ હાજર હતા

સંસ્કૃતભાષામાં ચાલતા શાસ્ત્રાર્થમાં સ્વામીજીએ સિદ્ધાન્તપક્ષ સ્વીકાર્યો હતો અને પંડિતોએ પૂર્વપક્ષ લીધો હતો શિષ્યને સ્મરણ છે કે ચર્ચાનો નિર્ણય કરતા સ્વામીજીથી એક સ્થળે "સ્વસ્તિ" ને બદલે "અસ્તિ" શબ્દનો પ્રયોગ થઈ ગયો, અને તેથી બધા પંડિતો ખડખડ હસી પડયા, પરંતુ તેજ ક્ષણે સ્વામીજી બોલી ઉઠયા કે –**पण्डितानां दासोऽहं क्षंतव्यमेतत्स्खलनम्**–હું પંડિતોનો દાસ છું–મારી વ્યાકરણની ભૂલ માટે આપે ક્ષમા કરવી જોઇએ. સ્વામીજીનો આવો નમ્રતાભર્યો વ્યવહાર જોઈ પંડિતો તો સ્તબ્ધજ થઈ ગયા. ચર્ચા ઘણા

વખત સુધી ચાલી છેવટે સિદ્ધાંત પક્ષનો નિર્ણય વ્યાજબી છે, એમ પંડિતોએ કબૂલ કર્યું અને આનંદપૂર્વક સૌ જૂદા પડયા બે ચાર પ્રેક્ષકોએ પેલા પંડિતોની પાછળ પાછળ જઈને પૂછ્યુ કે—"કેમ, સ્વામીજીના વિષે આપને કેમ લાગ્યું?" તેના ઉત્તરમા પંડિતોએ જણાવ્યુ કેઃ—"વ્યાકરણના વિષયમાં જો કે ગંભીર પ્રકારની વ્યુત્પત્તિ જોવામાં ન આવી, છતા શાસ્ત્રના ગૂઢ અર્થોને સ્પષ્ટ કરવામા એક્કા છે, એટલુજ નહિ પણ ચર્ચા ચલાવવામા એવા તો અદ્વિતીય છે કે પ્રતિભાના બળથી સામા પક્ષને તોડવામા અદ્ભુત પાંડિત્ય બતાવી આપે છે"

## સ્વામીજી પ્રત્યે તેમના ગુરૂભાઇઓની ભક્તિ.

સ્વામીજીની ઉપર તેમના ગુરૂભાઈઓનો પણ હમ્મેશાં અદ્ભુત પ્રેમ જોવામા આવતો પૂર્વોક્ત પંડિતોની સાથે જ્યારે સ્વામીજીને શાસ્ત્રાર્થ ચાલતો હતો તે વખતે સ્વામી રામકૃષ્ણાનંદને પશ્ચિમ તરફના એક ઓરડામા બેસી કાંઇક પ્રાર્થના કરતા શિષ્યે જોયા હતા પંડિતોના જવા પછી શિષ્યે જ્યારે શ્રી રામકૃષ્ણાનંદને પૂછ્યુ કે, "એકાંતમા જઈ શુ ધ્યાન કરતા હતા?" ત્યારે તેના ઉત્તરમા તેમણે જણાવ્યુ કે "સ્વામીજીને વિજય મળે એટલા માટે એકાન્તમાં બેસી ગુરૂદેવને પ્રાર્થના કરતો હતો."

સભા વીખરાયા પછી સ્વામીજીએ શિષ્યને કહ્યું કે—પૂર્વપક્ષ કરનારા આ પંડિતો પૂર્વમીમાંસા શાસ્ત્રમા બહુ નિપુણ હતા. સ્વામીજીએ પોતે ઉત્તરમીમાંસાનો પક્ષ લીધો હતો, અને તેથી તેમને જ્ઞાનકાંડની શ્રેષ્ઠતાસિદ્ધ કરવાની હતી, પરંતુ પંડિતોને સ્વામીજીનો સિદ્ધાન્ત સ્વીકાર્યા વિના ચાલ્યુ નહિ.

વ્યાકરણની એક નજીવી ભૂલને આગળ ધરી, પંડિતોએ સ્વામીજીનુ જે ઉપહાસ્ય કર્યું તે માટે સ્વામીજીએ ખુલાસો કરતા જણાવ્યુ કે ઘણા વર્ષો સુધી સંસ્કૃતનો અભ્યાસ ન રહેવાથી તેમને એવો ભ્રમ થઇ આવ્યો હતો. પંડિતો તેને માટે જરાયે ઠપકાપાત્ર નથી એમ પણ જણાવ્યું. ત્યારબાદ વાતમા ને વાતમા એમ પણ જણાવી દીધુ કે **પશ્ચિમના મુલકોમાં જો કોઇ પક્ષકાર મૂળ વિષયને છોડી દઇ ભાષાની સામાન્ય ભૂલને વળગે તો તે તેને માટે કલંકરૂપ ગણાય છે. સુધરેલો સમાજ** સામાન્ય ભૂલ ઉપર લક્ષ ન આપતા તેના આશય તરફજ દ્રષ્ટિ રાખે છે, ભાષા તરફ તો વિચારેય કરતો નથી, "પરંતુ તારા દેશમા તો ફોતરાની ખાતરજ મારામારીઓ થાય છે, અંદરના ધાન્યની તો કોઇ તપાસે કરતું નથી." એટલુ કહીને સ્વામીજી શિષ્યની સાથે તે દિવસથી સંસ્કૃતમાજ બોલવા લાગ્યા શિષ્ય પણ ભાગી તુટી ભાષામાં જવાબ આપતો ગયો. શિષ્યના સંસ્કૃતમા વાત કરવાના ઉત્સાહ માટે સ્વામીજીએ પ્રશંસા કરી. તે દિવસથી શિષ્ય સ્વામીજીની ભલામણથી ક્વચિત્ ક્વચિત્ દેવભાષામાજ વાર્તાલાપ કરતો.

## સુધારો કોને કહેવાય? ભારતની પ્રાચીન સભ્યતાની એક વિશેષતા.

"સુધારો" કોને કહેવાય, એ પ્રશ્નના ઉત્તરમા સ્વામીજીએ કહ્યુ કે "જે **સમાજ અથવા પ્રજા આધ્યાત્મિક ભાવોમાં જેટલી આગળ વધે તેટલે અંશેજ તે સુધરેલી ગણાય. જે પ્રજા સાંસારિક જીવનની સ્વચ્છંદતાઓ અને વિલાસો વધારતી જતી હોય તેને હું સુધરેલી પ્રજાનું નામ આપતો નથી.** અનેક જાતના કારખાના તથા યંત્રો નિપજાવવાના પશ્ચિમના સુધારાએ તો અત્યારે ત્યાના લોકોમાં હાહાકાર અને કેર વર્તાવી દીધો છે, હજારો માણુસો ભૂખમરો ભોગવી અકાળે મૃત્યુ પામે છે. ભારતની આપણી પ્રાચીન સભ્યતા જનસમાજને આધ્યાત્મિક ઉન્નતિનો માર્ગ દર્શાવી, સાસારિક જરૂરીયાતોને છેકજ દૂર કરી દે છે, એમ તો હું કહી શકીશ નહિ, પરંતુ અનેક અંશે એવી નકામી જરૂરીયાતોને તે ઓછી કરે છે, એમ તો હું નિ:સંદેહપણે કહી શકીશ. શ્રીરામકૃષ્ણ દેવનો જન્મ આ જમાનામાં એટલાજ માટે થયો હતો કે એ બન્ને જાતના સુધારાઓનો એકત્ર સંયોગ કરી દેવો. અત્યારે એક તરફ મનુષ્યોએ જેમ કર્મપરાયણ થવાની જરૂર છે તેમ બીજી તરફ ગંભીર અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિમાટે પણ તૈયાર રહેવાની જરૂર છે આ પ્રકારે જ્યારે ભારતીય તથા પાશ્ચાત્ય સુધારાઓ એક બીજા સાથે મળી જશે ત્યારે જગતમાં એક પ્રકારનો નવોજ યુગ પ્રવર્તશે."

આ વિષય સ્વામીજીએ આજે બહુજ અસરકારક રીતે શિષ્યને સમજાવી દીધો. તેમાં એક વાત ખાસ કરીને તેમણે જણાવી કે–"તે લોકો (પાશ્ચાત્યો) એમ ધારે છે કે જેઓ અંતરમાં બહુ ધર્મપરાયણ હોય, તેઓ બહારથી પણ તેટલાજ ગંભીર હોવા જોઇએ, અર્થાત્ તેમના મુખમાંથી ધર્મ સિવાય બીજી કોઈ વાતજ નહિ નીકળતી હોય. મારા પોતાના સંબંધમા આથી જૂદુંજ હતુ એક તરફ મારા મુખમાંથી નીકળતી ઉદારધર્મની કથા સાંભળીને ત્યાંના ધર્મગુરૂઓ જેમ દિગ્મૂઢ બની જતા, તેજ પ્રમાણે બીજી તરફ મને મારા મિત્રોમા અને પરિચિતોમાં હાસ્ય–વિનોદ કરતો જોઈ તેઓ આશ્ચર્યમાં ગરકાવ થઇ જતા કોઇ કોઈ તો મારી સામે આવીને કહી પણ દેતા કે–'સ્વામીજી, આપ એક ધર્મોપદેષ્ટા છો, સાધારણ માણસોની માફક આનંદ–વિનોદ કરવો આપને માટે યોગ્ય ન ગણાય, આપની આવી ચપલતા આપને કોઇ રીતે શોભાસ્પદ નથી' તેના ઉત્તરમાં હું સ્પષ્ટ રીતે કહી દેતો કે–"અમે તો આનંદના પુત્રો છીએ, ઉદાસીન શા માટે રહીએ? મારી આ વાતનો તેઓ યથાર્થ મર્મ ગ્રહણ કરી શકતા હશે કે નહિ તેનો મને શક છે"

## ભાવસમાધિ અને નિર્વિકલ્પ સમાધિ.

તે દિવસે સ્વામીજીએ ભાવસમાધિ અને નિર્વિકલ્પસમાધિ વિષે પણ કેટલુંક વિવેચન કર્યું હતું. તેમાંથી બની શકયો તેટલો ભાગ નીચે આપ્યો છે—

" કલ્પના કરો કે એક મનુષ્ય હનુમાનના જેવાજ ભક્તિભાવથી ઇશ્વરની સાધના કરે છે તેનો ભક્તિભાવ જેમ જેમ દૃઢ અને ગાઢ થતો જાય તેમ તેમ તેની રહેણી કરણી અને ચાલ-ચલણ પણ હનુમાનના જેવાંજ બની જાય, અરે શારીરિક બંધારણ પણ હનુમાનના જેવુ જ થઇ જાય! મતલબ કે જે જે ભાવ હૃદયમાં બળવાન થાય તે તે પ્રમાણે સાધકનો આકાર અને દેખાવ પણ ક્રમે ક્રમે ફેરવાતો જાય. કોઇ પણ પ્રકારના ભાવની છેલ્લી અવસ્થાએ પહોંચવુ તેનુ નામજ " ભાવસમાધિ, " અને " હુ દેહ નથી, હુ મન નથી, હુ બુદ્ધિ નથી " એ પ્રમાણે "નેતિ-નેતિ " કરતા જ્ઞાનયોગનો સાધક ચિદાનંદમય અવસ્થાએ પહોંચે તેને નિર્વિકલ્પસમાધિની પ્રાપ્તિ કહેવાય એક એક ભાવને લઇને સિદ્ધિ પ્રાપ્ત કરતા પહેલાં, અથવા તો એકજ ભાવનાની છેલ્લી સ્થિતિએ પહોંચતા પહેલા, અનેક જન્મો વીતાવવા પડે છે. ભાવપ્રદેશના રાજા આપણા ગુરૂદેવ તો અઢાર પ્રકારના ભાવોમા સિદ્ધિ પ્રાપ્ત કરી ચૂક્યા હતા. જો તેઓ ભાવપ્રધાન ન હોત તો તેઓને શરીર પણ ન હોત, આ વાત ગુરૂદેવ પોતે પણ કહેતા "

વાતમાને વાતમાજ શિષ્યે પ્રશ્ન કર્યો કેઃ-" મહાશય, આપ તે દેશમા કેવી જાતનો આહાર લેતા ? "

સ્વામીજી –ત્યાના દેશકાળ પ્રમાણે અમે તો સન્યાસી છીએ, એટલે જ્ઞાતિ બહાર થવાનો ભય તો નજ હોય

આ દેશમા તેઓ આગળ ઉપર કેવી પદ્ધતિએ કામ કરવા માગે છે તે વિષે સ્વામીજીએ કહ્યું કે, મદ્રાસ અને કલકત્તાને મુખ્ય સ્થાન બનાવી દરેક જાતનુ લોકકલ્યાણ કરવા માટે તેઓ નવી જાતના સાધુ-સન્યાસીઓ તૈયાર કરવાના છે. વધારામા જણાવ્યું કે **પ્રાચીન રીતિ-રિવાજોને તોડી નાખવાથી અને સમાજને છિન્ન ભિન્ન કરી નાખવાથી સમાજ અથવા દેશની ઉન્નતિ થઇ શકતી નથી, પણ એ રીતરિવાજોને નવું સ્વરૂપ આપવાથીજ ઉન્નતિ થાય છે.** ભારતવર્ષના ઉપદેશકોએ એજ રીતે પોતાનુ કામ કર્યું છે અને એ રીતથી તેઓ સફળ પણ થઈ ચૂક્યા છે. એક માત્ર બુદ્ધદેવનો ધર્મ પ્રાચીન રીતિ-નીતિનો સંહારક હતો; પરંતુ તેમ હોવાથી તે ભારતવર્ષમાં સ્થાયી ટકી શકયો નહિ.

**બ્રહ્મજ્ઞ પુરૂષોજ ગુરૂપદને યોગ્ય છે-કુલગુરૂના રિવાજથી થએલી હાનિ.**

શિષ્યને બરાબર સ્મરણમાં છે કે સ્વામીજીએ વાતચીત દરમીયાન નીચેની હકીકત પણ જણાવી હતી. માત્ર એકજ જીવમાં જો બ્રહ્મનો વિકાસ થાય તો

પછી હજારો માણસો તેના પ્રકાશનો આધાર લઇ ઉન્નતિના માર્ગમાં પ્રયાણ કરી શકે. બ્રહ્મજ્ઞાની પુરૂષોજ એક માત્ર લોકગુરૂ હોવા જોઇએ. એને માટે શાસ્ત્રોનાં પ્રમાણો કે યુક્તિઓ આપવાની જરૂર નથી. અત્યારે વેદ અને શાસ્ત્ર વિરૂદ્ધ કુલગુરૂ માનવાનો જે રીવાજ ચાલે છે, તે સ્વાર્થી લોકોનેજ આભારી છે, અને એટલા માટેજ અનેક સાધનો તથા કર્મો કરવા છતાં મનુષ્યો સિદ્ધ કે બ્રહ્મજ્ઞ બની શકતાં નથી. ધર્મની આવી અંધાધૂંધીઓને દૂર કરવાની ખાતર ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસે આ જગતમાં જન્મ લીધો હતો. તેઓએ દર્શાવેલા સાર્વભૌમિક ધર્મ જ્યારે જગતમાં પ્રવર્તશે ત્યારેજ જીવ અને જગતનુ સાચુ કલ્યાણ થશે. આવા અદ્ભુત ગુરૂ અને વિવિધ ધર્મોનું સમન્વય કરવામા અદ્વિતીય આચાર્ય, ઘણાં સૈકાઓથી આ ભારતવર્ષમા જન્મ્યા નહોતા

સ્વામીજીના એક ગુરૂભાઇએ આ વખતે પ્રશ્ન કર્યો કે.– "તો પછી આપે યૂરોપની ભૂમિમાં, શ્રી રામકૃષ્ણ પરમહંસ પ્રભુના એક અવતાર હતા એમ કહીને તેનો પ્રચાર કેમ ન કર્યો ?"

સ્વામીજી—તે લોકો દર્શન અને વિજ્ઞાનનો બહુ અહંકાર રાખે છે. તેટલા માટે યુક્તિ, તર્ક અને સાયન્સથી જ્યાં સુધી તેમનો અહંકાર ન તોડી શકીએ ત્યાં સુધી આપણને કોઇ કાંઇ બીસાતમાં ગણતું નથી તર્ક, યુક્તિથી હારી જાય અને પછી તત્ત્વની શોધમાં જ્યારે મારી પાસે આવે ત્યારેજ હું તેમને ગુરૂદેવની વાત કહેતો જો એમ ન કરૂં અને ગુરૂનુ માહાત્મ્યજ વર્ણવ્યા કરૂં તો તેઓ એમ જ કહી નાખે કે, "જેવા અમારા પ્રભુ ઇસુ, તેવીજ રીતે તમારા પ્રભુ પરમહંસ' એમાં તમે અમને નવુ શું કહેવાના હતા ?"

ત્રણ ચાર કલાક આ રીતે અત્યંત આનંદમાં વીતાવ્યા પછી શિષ્ય તે દિવસે બીજાઓની સાથે પોતે પણ કલકત્તે પાછો ફર્યો.

---

# પ્રસંગ ૪ થો.

—×—

( ઇ સ ૧૮૯૭—જાન્યુઆરી—ફેબ્રુઆરી—સ્થાન—શ્રી નવગોપાલ ઘોષનુ ઘર રામકૃષ્ણપુર—હાવડા )

## ગુરૂપ્રતિમાની પ્રતિષ્ઠા, સ્વામીજીનું નિરભિમાનપણું.

શ્રી રામકૃષ્ણ પરમહંસના પરમભક્ત શ્રીયુત બાબુ નવગોપાલ ઘોષ મહાશયે ગંગા નદીના પશ્ચિમ કિનારા ઉપર હાવડામા આવેલા રામકૃષ્ણપુરમાં એક નવું મકાન રહેવાને માટે તૈયાર કરાવ્યુ હતું. મકાનને માટે જ્યારે યા પસંદજ

કરવામાં આવી ત્યારે ગામનું નામ રામકૃષ્ણપુર છે, એમ જાણી ઘોષ મહાશયને બહુજ આનંદ થયો; કારણ કે શ્રી રામકૃષ્ણ પરમહંસનું નામ એજ આ ગામનું નામ હતું. પોતાના ઇષ્ટદેવનું નામ આ રીતે અનાયાસે મળતું આવતું જોઇ કોને આનંદ ન થાય? મકાન તૈયાર થયા પછી કેટલેક દિવસે સ્વામીજી યૂરોપની યાત્રા કરી કલકત્તામાં પધાર્યા હતા સ્વામીજી પોતે આ નવા મકાનમાં પધારી શ્રીરામકૃષ્ણ પરમહંસની પ્રતિમા મંદિરમાં પ્રતિષ્ઠિત કરે તે જોવાની ઘોષ મહાશયની તથા તેમની ગૃહિણીની તીવ્ર ઇચ્છા હતી, તેથી ઘોષ મહાશયે એક દિવસ મઠમાં આવી સ્વામીજીને વિનતિ કરી. સ્વામીજીએ પણ પોતાની સમ્મતિ દર્શાવી. નવગોપાલ બાબુને ત્યાં આજે પ્રતિષ્ઠાનો ઉત્સવ હતો અને તેથી મઠધારી સન્યાસીઓ તથા શ્રી પરમહંસના ગૃહસ્થ ભક્તોને આમંત્રણો આપવામાં આવ્યાં હતાં. મકાન આજે વિવિધરંગી ધ્વજા–પતાકાઓથી શણગારવામાં આવ્યું હતું. સિંહદ્વારે કદલીવૃક્ષો રોપવામાં આવ્યાં હતાં તથા સ્થળે સ્થળે અશોકપલ્લવ અને દેવદારૂનાં તોરણો લટકાવવામાં આવ્યા હતાં. " જય રામકૃષ્ણ " ના ધ્વનીઓથી રામકૃષ્ણપુર આજે ગર્જી રહ્યું હતું.

ત્રણ નૌકાઓ ભાડે કરી સ્વામીજી તથા તેમની સાથેના સઘળા સન્યાસીઓ અને બ્રહ્મચારીઓ રામકૃષ્ણપુરના ઘાટ ઉપર ઉતર્યા. સ્વામીજીએ તે સમયે ગેરૂઆ રંગના વસ્ત્રો પહેર્યાં હતાં, માથે ફેંટો બાંધ્યો હતો અને પગ ખુલ્લા હતા. ઘાટ ઉપરથી રસ્તે થઈને સ્વામીજી નવગોપાલ બાબુને ત્યાં જવાના હતા તે રસ્તા ઉપર બન્ને બાજુએ લોકોનાં ટોળેટોળા સ્વામીજીનાં દર્શન કરવાની ઉત્સુકતાથી ઉભાં થઇ રહ્યા હતા. નૌકામાંથી ઉતરી એક બંગાળી ગીત ગાતા ગાતા, અને સાથે સાથે પોતે મૃદંગ બજાવતા, સ્વામીજી મકાન તરફ આગળ વધવા લાગ્યા. સ્વામીજીના મૃદંગની સાથે બીજા પણ બે ત્રણ મૃદંગો વાગવા લાગ્યા, અને સ્વામીજીના ગાનની કડીઓને, એકત્ર થએલા ભક્તો પાછળ ઝીલતા ઝીલતા માર્ગમાં ચાલવા લાગ્યા નૃત્યના કોલાહલથી તથા વાજીંત્રોના ધ્વનિથી આખો રસ્તો ગાજી ઉઠયો. રસ્તામાં જ્યારે બાબુ રામલાલ ડૉકટરનું ઘર આવ્યું ત્યારે સરઘસ થોડીવાર ઉભું રહ્યું ડૉકટર સાહેબ એકદમ ઘરમાથી બહાર આવ્યા અને તેઓ પણ સાથે ચાલવા લાગ્યા. લોકોએ ધાર્યું હતું કે સ્વામીજી તો કોણ જાણે કેવાએ મોટા ઠાઠમાઠથી અને કેવાંએ કિંમતી વસ્ત્રો પહેરી આ વરઘોડામાં બહાર નીકળશે, પરંતુ જ્યારે જોયું કે બીજા સાધારણ સંન્યાસીઓ તથા બ્રહ્મચારીઓની માફક તેઓએ સામાન્ય પોષાક પહેર્યો છે, પગ ખુલ્લા છે, તથા હાથથી મૃદંગ બજાવતા-ચાલ્યા જાય છે, ત્યારે પ્રથમ તો સૌ લોકો વિચારમાંજ પડી ગયા! સ્વામીજીને બરાબર નહિ ઓળખી શકવાથી કેટલાએક તો અરસપરસ પૂછવા લાગ્યા કેઃ– " શું

આ જ વિશ્વવિજયી સ્વામી વિવેકાનંદ ?" સ્વામીજીની આવી દૈવી નમ્રતા જોઈ સર્વ કોઇ ખુલ્લા દિલે તેમની સ્તુતિ કરવા લાગ્યા અને "જય રામકૃષ્ણ" ના ઉપરા ઉપરી જયઘોષોથી જવાનો માર્ગ ગાજી ઉઠયો ?

નવગોપાલ બાબુના આનંદની સીમા રહી નહોતી ગુરૂદેવની સેવા માટે તથા તેમની પ્રતિષ્ઠા કરવા એકત્ર થએલી મંડળીની આગતાસ્વાગતા માટે તેઓ પોતે મોટી તૈયારીઓ કરવામા ગુંથાયા હતા અને ચોતરફ જાતે ફરી સૌ કોઇને કુશળતા પૂછી પાછા પોતાના કામમાં વળગી જતા વચમાં વચમા "જયરામ-જયરામ" ના ઉદ્ગારો કહાડી પોતાનો ઉત્સાહ દર્શાવી આપતા

ક્રમે ક્રમે સરઘસ નવગોપાલ બાબુના મકાન પાસે આવી પહોંચ્યુ સ્વામીજી ગૃહના દ્વાર પાસે આવ્યા એટલે ગૃહમાં શંખના ધ્વની સાથે ઝાલર વાગી ! સ્વામીજીએ પોતાના હાથમાંનુ મૃદંગ નીચે મૂકી દઇ, દીવાનખાનામાં જઇ થોડી વાર વિશ્રાંતિ લીધી અને પછી ગુરૂમંદિર જોવા માટે ઉપર પધાર્યા. ગુરૂમંદિર આરસ-પથ્થરથી બંધાવવામાં આવ્યુ હતુ. મધ્યમા એક સિંહાસન સ્થાપિત કર્યું હતુ, અને તેના ઉપર ગુરૂદેવની પોરસિલેનની× પ્રતિમા બેસાડવામાં આવી હતી. દેવ-દેવીઓની પૂજા માટે જે વસ્તુઓ જોઇએ તે બધી વસ્તુઓ આ મંદિરમાં તૈયાર રાખવામાં આવી હતી. આ દેખાવ જોઇ સ્વામીજી બહુ પ્રસન્ન થયા

નવગોપાલ બાબુની ગૃહિણી બીજી કેટલીએક કુલવધૂઓને સાથે લઈ ત્યા આવી અને સ્વામીજીને સાષ્ટાંગ પ્રણામ કરી, હાથમાના પંખાવતી સ્વામીજીને વાયુ નાખવા લાગી.

ગુરૂમંદિર સબંધી તથા બીજી બધી વ્યવસ્થાઓ સબંધી સ્વામીજીએ વખાણ કર્યાં ત્યારે ગૃહિણીએ સ્વામીજીને ઉદ્દેશીને કહ્યુ કે -" ગુરૂદેવની યોગ્ય સેવા થઇ શકે એવુ અમારી પાસે શુ હોય ? સામાન્ય ઘર અને સામાન્ય ધન, એટલું છતા આપે જાતે પધારી ગુરૂદેવની પ્રતિષ્ઠા કરી, એથી આજે અમારો જન્મ સફળ થયો "

## હાજર જવાબ.

સ્વામીજીએ તેના ઉત્તરમા મંદહાસ્યપૂર્વક જણાવ્યુ કે -" તે ગમે તેમ હોય પણ તમારા ગુરૂદેવ તો કોઇ દિવસ ( વિદ્યમાન હતા ત્યારે ) આવા આરસ-પથ્થરના મંદિરમાં નથી રહ્યા. તેમના જીવનચરિત્રની ખબર છે ને ? એક નાનકડા ગામડાના એક ઘરમા તેમનો જન્મ થયો હતો અને આખુ જીવન જે તે ઠેકાણે પૂરૂં કર્યું હતુ. તેઓ આવી ઉત્તમ સેવાઓમાં અને સુંદર સ્થાને ન રહે તો બીજે ક્યાં રહે ? " સ્વામીજીની આ વાત સાંભળીને સૌ હસવા લાગ્યા. ત્યારબાદ

×ચીનાઈ માટી જેવો એક જાતનો ચળકાટવાળો પદાર્થ

સ્વામીજીએ શરીરે ભસ્મ ચોળવાથી તેઓ સાક્ષાત્ મહાદેવની મૂર્તિ જેવા દીસવા લાગ્યા. ભસ્મ ચોળ્યા પછી તેઓ પૂજકના આસન ઉપર બેસી ગુરૂદેવનુ સ્મરણ કરવા લાગ્યા.

સ્વામી પ્રકાશાનંદ સ્વામીજીની પાસે બેસી મંત્રોચ્ચાર કરવા લાગ્યા. ધીમે ધીમે જ્યારે પૂજા પૂરી થઈ ત્યારે આરતીનો શંખ અને ઘંટ વાગ્યો.

આરતી પૂરી થયા પછી પૂજાના ઘરમાંજ બેસીને શ્રી રામકૃષ્ણદેવને નમસ્કાર કરતાં કરતાં તેજ વખતે નીચેનો શ્લોક સ્વામીજીએ રચી કાઢયો.–

**स्थापकाय च धर्मस्य सर्वधर्मस्वरूपिणे ।**
**अवतारवरिष्ठाय रामकृष्णाय ते नमः ॥**

સ્વામીજીની સાથે અન્ય ભક્તોએ પણ પુનઃ પુનઃ તે શ્લોકનો ઉચ્ચાર કરી ગુરૂદેવને પ્રણામ કર્યા શિષ્યે શ્રી પરમહંસનુ સ્તોત્ર વાંચી બતાવ્યુ. આ પ્રમાણે પૂજાનુ કામ પૂરૂ થયુ ભક્તમંડળીએ નીચે જઇ ભોજન વગેરે લીધુ અને પછી કીર્તનનો આરંભ થયો. સ્વામીજી ઉપર રહ્યા. ઘરની બાલિકાઓએ આવીને સ્વામીજીને પ્રણામ કર્યા તથા ધર્મ સબંધી કેટલાએક પ્રશ્નો પૂછ્યા. સ્વામીજીએ તેના ઉત્તરો આપ્યા અને છેવટે સ્વામીજીનો આશીર્વાદ લઈ કન્યાઓ નીચે ગઇ આખા કુટુંબનો આ પ્રમાણે ભક્તિભાવ જોઇ શિષ્ય દિગ્મૂઢ જેવો જ્યાંનો ત્યાં ઉભો રહ્યો, અને આવુ દૈવીદૃશ્ય જોવાને પોતે ભાગ્યશાળી થયો તે માટે પોતાના જીવનને ધન્યવાદ આપવા લાગ્યો

તે પછી સૌએ થોડો સમય આરામ લીધો સાંજ પડી એટલે ભક્તસમાજ વિખરાવા લાગ્યો અને નાની નાની ટોળીઓના રૂપમાં સૌ કોઇ પોતપોતાને ઘેર જવા બહાર નીકળ્યા. સ્વામીજીની સાથે શિષ્ય પણ ગાડીમા બેસી રામકૃષ્ણ-પુરના ઘાટે ઉતર્યો અને નૌકામાં બેસી આનંદની વાતો કરતા કરતા સ્વામી શિષ્ય બાગબજારવાળા મકાન તરફ ગયા

---

# प्रसंग ५ मो.

(ઇ. સ. ૧૮૯૭-માર્ચમાસ, સ્થાન–દક્ષિણેશ્વરનુ કાળીમંદિર તથા આલમબજાર મઠ.)

સ્વામીજી જે વખતે ઈંગ્લાંડથી પ્રથમવાર હિંદુસ્તાનમાં પાછા ફર્યા તે વખતે આલમબજારમા રામકૃષ્ણમઠની સ્થાપના થઇ ચૂકી હતી. મઠવાળા મકાન વિષે લોકોને પહેલાં એવો વ્હેમ હતો કે તેમાં ભુતનો નિવાસ છે, પરતુ વખત જતાં એ ભુતનું સ્થાન સન્યાસીઓના સંસર્ગથી શ્રીરામકૃષ્ણના એક તીર્થરૂપ બની

ગયુ હતું. ત્યાં રોજ ભજન, કીર્તન, જપ, તપ, તથા શાસ્ત્રચર્ચાઓ થયા કરતી. કલકત્તામાં પ્રવેશ કરતી વખતે એક રાજાના જેટલુ સ્વામીજીનુ સન્માન પ્રજા તરફથી થયુ હતું, છતાં તેઓએ આવા ભાંગ્યા–તૂટયા મઠમાજ રહેવાનુ પસંદ કર્યું હતું. કલકત્તામા વસતા ભક્તોએ, કલકત્તાની ઉત્તર દિશાએ કાશીપુરમા ગોપાળલાલશીલના બગીચામાં થોડો વખત રહે તે માટે એક મકાન તૈયાર રાખ્યુ હતુ પ્રસંગોપાત સ્વામીજી ત્યાં પધારતા અને દર્શનોત્સુક જિજ્ઞાસુઓ સાથે ધર્મચર્ચા કરી તેઓની આકાંક્ષા પૂર્ણ કરતા.

### ગુરૂદેવનો જન્મોત્સવ.

શ્રી રામકૃષ્ણ પરમહંસનો જન્મોત્સવ નજીક આવવાથી દક્ષિણેશ્વરવાળી રાણી રાસમણીના કાલીમંદિરમાં ઉત્સવનિમિત્તે અનેક તૈયારીઓ ચાલી રહી છે. શ્રી પરમહંસના ભક્તોની વાતને એક બાજુ રહેવા દઇએ તોપણ બીજા ધર્મ-જિજ્ઞાસુઓના આનંદનો પાર રહ્યો નથી, કારણ કે શ્રી રામકૃષ્ણદેવની ભવિષ્ય–વાણીને સફળ કરી વિશ્વવિજયી સ્વામી વિવેકાનંદ આ વર્ષે હિંદમા હજી તાજાજ પધાર્યા છે. તેમના ગુરૂભાઇઓ તો જાણે સાક્ષાત્ શ્રી રામકૃષ્ણદેવ જાતે પધાર્યા હોય તેમ માની સ્વામીજીનુ બહુ માન કરતા. કાલીમંદિરની દક્ષિણ દિશાએ ઉત્સવની સઘળી તૈયારીઓ થઈ રહી છે. તે તરફ સ્વામીજી પોતે કેટલાએક ગુરૂભાઇઓને સાથે લઇ બહાર નીકળ્યા. લગભગ નવ–દશ વાગ્યા હશે. સ્વામીજીએ ગેરૂઆ વસ્ત્રો પહેર્યા હતા, પગ ઉઘાડા હતા સ્વામીજીને જોઇ સંખ્યાબંધ લોકો તેમની તરફ આવવા લાગ્યાં કોઇ તેમના નિર્દોષ સ્વરૂપનુ દર્શન કરવા, કોઇ એમના ચરણનો સ્પર્શ કરવા તો કોઇ તેમના શ્રીમુખની જ્વલંત અગ્નિની શિખા સરખી વાણી સાભળવા, એવી એવી અનેક ભાવનાઓથી જનસમૂહ ભરાવા લાગ્યો. સ્વામીજીને આજે ક્ષણવાર પણ અવકાશ મળે તેમ નહોતુ. કાલીમંદિરની સામે અસંખ્ય માણસો એકત્ર થઇ ચૂકયા હતા. સ્વામીજીએ જગદંબા ( કાલીદેવી ) ને દંડવત્ પ્રણામ કર્યા તેની સાથે હજારો પ્રેક્ષકોના માથાં પણ નીચે નમ્યા. ત્યાર પછી સ્વ૦ રાધાકાન્ત મહાશયને નમન કરી સ્વામીજી મંદિરમાં દાખલ થયા. થોડીવારમા મનુષ્યોની સંખ્યાથી મંદિર ઉભરાઇ ગયુ અને તલ જેટલી પણ જગ્યા રહી નહિ "જય રામકૃષ્ણ" ના અવાજોથી દિશાઓ ગાજી ઉઠી ટ્રામ્વેલા કંપનીની નૌકાઓ હજારો માણસોને કિનારે મૂકી બીજા પ્રેક્ષકોને લાવવા દોડાદોડ કરી રહી છે નોબત, ત્રાસા અને એવાં બીજા વાજીત્રોના આકાશભેદી અવાજો થઇ રહ્યા છે ઉત્સાહ, આકાંક્ષા અને અનુરાગના દેવતાઓજ જાણે કે મૂર્તિમાન થઇ શ્રી રામકૃષ્ણ પરમહંસના સેવકરૂપે હાજર થયા હોય નહિ ? એવો ભાસ થતો હતો. ટુંકામાં આ ઉત્સવનુ વર્ણન સમજવાને હૃદયજ જોઇએ, ભાષાથી

તેનુ વર્ણન થઇ શકે તેમ નથી.

સ્વામીજીની સાથે આવેલી બે અગ્રેજ મહિલાઓ પણ ઉત્સવમાં હાજર હતી શિષ્યને હજી તેમનો પરિચય થયો નહોતો એ મહિલાઓને સાથે લઇને સ્વામીજી પવિત્ર પચવટી અને બિલ્વમૂળ જોવા ગયા. શિષ્યને હજી સ્વામીજી સાથે જેવો જોઇએ તેવો પરિચય નહોતો, તેથી આ ઉત્સવ સબધી સસ્કૃતમા તૈયાર કરેલુ એક સ્તોત્ર સ્વામીજીની પાછળ પાછળ જઇ તેમના હાથમા મૂક્યુ. તે સ્તોત્ર વાચતા વાચતા સ્વામીજી પચવટી તરફ આગળ વધ્યા. જતાં જતા શિષ્ય તરફ નજર કરી કહ્યુ કે.—" ઠીક છે લખતો રહેજે "

## મહાકવિ ગિરીશબાબુની સ્વામીજી પ્રત્યે દૃઢ શ્રદ્ધા.

પચવટીની એક બાજુએ શ્રી પરમહસના કેટલાએક ગૃહસ્થ ભક્તો એકત્ર થયા હતા. બગાળાના એક મહાકવિ ગિરીશબાબુ ઉત્તર દિશામાં—ગગા તરફ દ્રષ્ટિ રાખી ત્યાં બેઠા હતા, અને તેમની આસપાસ બીજા અનેક ગૃહસ્થો શ્રીરામકૃષ્ણ પરમહસના ગુણગાન કરી રહ્યા હતા. કેટલાકો ગુરૂદેવ સબધી વાર્તાલાપમા તલ્લીન બની ગયા હતા. આ વખતે સ્વામીજી મોટી જનસખ્યા સાથે ત્યાં ગિરીશબાબુ પાસે આવીને ઉભા રહ્યા, અને "ઘોષ મહાશય તમેજ ને ?" એમ કહીને પ્રણામ કર્યાં ગિરીશબાબુએ પણ હાથ જોડીને નમસ્કાર કર્યા. ગિરીશબાબુને જૂની વાતોનુ સ્મરણ કરાવતા સ્વામીજી બોલ્યા કે —"કેમ મહાશય ! તે દિવસો યાદ છે ને ?" ગિરીશબાબુએ સ્વામીજીની વાતનો સ્વીકાર કરતાં કહ્યુ — "હજી વિશેષ જોવાની આશા રહ્યા કરે છે." આ પ્રમાણે તેમની વચ્ચે જે વાતચીત થઇ તેનો આશય પાસે ઉભેલા કોઇથી સમજી શકાયો નહિ. કેટલીક વાતચીત થયા પછી સ્વામીજી ત્યાંથી બિલ્વવૃક્ષ જોવા આગળ ગયા સ્વામીજી ચાલ્યા ગયા એટલે ગિરીશબાબુએ ત્યાં હાજર રહેલા ગૃહસ્થોને સબોધીને જણાવ્યુ કે —" એક દિવસે હરમોહન મિત્ર મારી પાસે એક વર્તમાનપત્ર લઇ આવ્યો અને મને તે બતાવી તેણે કહ્યુ કે —સ્વામીજીના નામ ઉપર અમેરિકામાં બહુ નિંદા અને આરોપો મૂકવામાં આવ્યા છે. મે તેજ વખતે તેને જણાવ્યુ કે " હુ મારી પોતાની આખે નરેદ્રને કોઇ અન્યાય કરતો જોઉ તોપણ તે મારી આખનોજ દોષ છે, એમ માની આંખો ફોડી નાખુ ! નરેંદ્ર તો આ દેશનું માખણ છે, તે કોઇ દિવસ પાણીમાં મળી જાય ખરૂં ? હુ તો કહું છુ કે જે કોઇ નરેદ્રનો દોષ કાઢશે તે ભયકર નરકનો અધિકારી થશે " આ પ્રમાણે વાતચીત થતી હતી એટલામા સ્વામી નિરજનાનદ ગિરીશબાબુ પાસે આવ્યા અને કોલબોથી કલકત્તા સુધી આવતાં રસ્તામાં સ્વામીજીનો જે આદર—સત્કાર થયો તથા ભિન્ન ભિન્ન પ્રદેશમાં સ્વામીજીને જે બહુ માન મળ્યુ તેનુ ઉપલક વર્ણન કહી

સંભળાવ્યું; તેમજ સ્વામીજીએ આવકારના બદલામાં જે અમૂલ્ય ઉપદેશ આપ્યો હતો તે પણ કેટલેક અંશે કહી સંભળાવ્યો. ગિરીશબાબુ ધ્યાનપૂર્વક સાંભળતા ત્યાં ને ત્યાંજ બેસી રહ્યા.

તે દિવસે દક્ષિણેશ્વરવાળા મંદિર પાસે સર્વત્ર એક દિવ્યભાવનો પ્રબળ પ્રવાહ વહી રહ્યો હતો. થોડા વખત પછી સ્વામીજીનું ભાષણ સાંભળવાની પ્રેક્ષકવર્ગે ઉત્કંઠા દર્શાવી અને એકત્ર થએલો જનસમાજ સ્વામીજીની વાણી સાંભળવા અત્યંત આતુરતાપૂર્વક ઉભો થઇ રહ્યો. વિનંતિને માન આપી સ્વામીજીએ ભાષણ આપવાની શરૂઆત કરી, પરંતુ લોકોના કલરવથી વધારે ઉચ્ચસ્વર કહાડવાનો પ્રયત્ન કરવા છતાં તેમ બની શક્યું નહિ, તેથી ન છૂટકે ભાષણ આપવાનું કામ બંધ રાખવું પડ્યું ત્યારબાદ સ્વામીજી અંગ્રેજમહિલાઓને સાથે લઇ ગુરૂદેવનું સાધનાસ્થાન બતાવવા લાગ્યા, તથા ગુરૂદેવના ખાસ ભક્તો તથા સ્નેહીઓની સાથે તેમને પરિચય પણ કરાવ્યો. અંગ્રેજમહિલાઓ માત્ર ધર્મનું શિક્ષણ મેળવવા આટલે દૂર સ્વામીજી સાથે આવી છે એ જોઇ ઘણા પ્રેક્ષકો આશ્ચર્ય પામ્યા અને સ્વામીજીમાં એવી તે શું અદ્ભુત શક્તિ હશે તે વિષે પરસ્પર ચર્ચા કરવા લાગ્યા

## ધાર્મિક ઉત્સવોની આવશ્યક્તા

ત્રણ વાગ્યા પછી સ્વામીજીએ શિષ્યને કહ્યું —" એક ગાડી ભાડે લઈ આવ, મઠમાં જવું છે " આલમબજાર સુધી જવાનું બે આના ભાડું ઠરાવી શિષ્ય એક ગાડી લઇ આવ્યો અને તેમાં શ્રી નિરંજનાનંદ, સ્વામીજી તથા શિષ્ય બેસી આનંદપૂર્વક આલમબજાર તરફ વિદાય થયા રસ્તામાં શિષ્યને ઉદ્દેશીને સ્વામીજીએ કહ્યું કે–**જીવન તથા કાર્યમાં પરિણમે નહિ એવી ભાવનાઓ પાછળ લાગ્યા રહેવાથી શું વળવાનું હતું ! આવા ઉત્સવો થતા હોય તોજ જનસમાજમાં ધીમે ધીમે ભાવનાઓ ક્રિયામાં મૂકાતી જાય.** હિંદુધર્મમા જે આટલાં બધાં પર્વો તથા ઉત્સવો કહ્યા છે તેનો હેતુ માત્ર એજ છે કે ધર્મની મહાન્ ભાવનાઓ લોકો સમજી શકે અને તેને ક્રિયામા મૂકી શકે. જો કે તેમાં એક દોષ પણ છે અનેક લોકો ધર્મની યથાર્થ ભાવનાને નહિ સમજી શકવાથી તેને સ્થૂલ રીતે વળગી રહે છે અને ઉત્સવ, આમોદ પૂરો થયો એટલે ભાવનાઓ પણ ભૂલી જાય છે, એટલાજ માટે **ધર્મનું બાહ્ય આવરણ યથાર્થ ધર્મને તથા આત્મજ્ઞાનને ઢાંકી દે છે,** એમ જે કહેવાય છે તે ખરૂ પડે છે

પરન્તુ જેઓ ' ધર્મ શું, આત્મા શું ' ઇત્યાદિ બાબતોનું લેશ પણ જ્ઞાન ધરાવતા નથી તેઓ આવા ઉત્સવોના પ્રતાપે કાંઇક કાંઇક ધર્મનું સ્વરૂપ સમજ-

વાનો પ્રયત્ન કરે છે અત્યારેજ આપણે આપણા ગુરૂદેવનો જે જન્મોત્સવ ઉજવ્યો તેમા જેઓ હાજર હશે તેઓ "શ્રી રામકૃષ્ણ–ગુરૂદેવ" કોણ હતા તે વિષે એકવાર અવશ્ય વિચાર કરશેજ. જેના ઉત્સવમાં આટલા બધા લોકો હાજર થયા તે કોણ હશે? તેનામા એવો તે શુ પ્રભાવ હશે? એવો પ્રશ્ન કોઇ પણ પ્રેક્ષકને થયા વિના નહિ રહે એમ નહિ તો છેવટે કીર્તન સાભળવા તથા પ્રસાદી મેળવવાના લોભથી ગુરૂદેવના ભક્તોના દર્શન નો તેઓ અવશ્ય કરી જશેજ. એટલાથી પણ લોકોનો ઉપકાર થઇ શકે, નુકશાન જેવું તો કાંઇજ નથી.

શિષ્ય—પરન્તુ મહાશય, ઉત્સવ–કીર્તનનેજ જો કોઇ સર્વસ્વ માની લે તો પછી તેને માટે આગળ વધવાનો માર્ગજ બધ થઇ જાય! આપણા દેશમા ષષ્ઠીપૂજા, ચડીપૂજા વગેરે રોજ કેટલાયે નૈમિત્તિક ઉત્સવો આવે છે, અને કાંઇ પણ નિશાન રાખ્યા વિના પસાર થઇ જાય છે, તેની માફક આ ઉત્સવનુ પણ નહિ થાય એવી શુ ખાત્રી? મરણ પર્યંત લોકો અનેક ઉત્સવો અને પર્વો કરે છે, પરતુ એવા ઉત્સવોથી કોઇને બ્રહ્મજ્ઞાન થયુ હોય એમ હજી સુધી જોયુ નથી

સ્વામીજી—કેમ નહિ? તારા દેશમાં જે જે ધર્મવીરો થઈ ગયા છે તેઓ બધા એને માન આપતા આવ્યા છે, અને ક્રમે ક્રમે મહત્તા પ્રાપ્ત કરી ગયા છે. ઉત્સવો પાળતા પાળતા અને વિવિધ સાધનાઓ કરતા કરતાં જ્યારે આત્મદર્શન થાય ત્યારે પછી એની જરૂર રહેતી નથી. છતાં પરમાત્માના અવતાર જેવા મહાપુરૂષો પણ લોકમર્યાદાની ખાતર અનુસર્યા વિના રહેતા નથી.

શિષ્ય—લોકમર્યાદાની ખાતર ભલે અનુસરે, પણ આત્મજ્ઞાનીને તો આ સસારજ ઇન્દ્રજાળ સમાન મિથ્યા જણાય છે, તોપછી લોક વ્યવહારને સત્ય ગણી તેને માન આપે એ બનેજ કેમ?

સ્વામીજી.—કેમ ન બને? આપણે જેને સત્ય કહીએ છીએ તે પણ દેશ–કાળ–પાત્ર ભેદે ભિન્ન ભિન્ન અને સાપેક્ષિત સબધવાળુ છે. અધિકારભેદે સર્વ વ્યવહારોની અનિવાર્ય જરૂર છે ગુરૂદેવ કહેતા કે "માતા જેમ એક પુત્રને કડવી દવા ખવરાવે છે, અને બીજાને મિષ્ટાન્ન ખવરાવે છે તેમ દરેક બાહ્ય આચારનો અધિકારભેદે નિર્ણય કરવો જોઇએ."

શિષ્ય આ વાત સાંભળી સ્થિર બેસી રહ્યો. જોતજોતામાં ગાડી આલમબજારમાં મઠ પાસે આવીને ઉભી રહી. શિષ્યે ગાડીભાડુ ચૂકવી સ્વામીજીની સાથે મઠમાં પ્રવેશ કર્યો, અને સ્વામીજીને પીવા માટે ઠડુ પાણી લઇ આવ્યો. સ્વામીજીએ પાણી પીધુ અને શરીર ઉપરનો ઝભો નીચે મૂકી એક પાટ ઉપર શેતરજી બિછાવી હતી તેના ઉપર આડે પડખે થયા. સ્વામી નિરજનાનદે સ્વામીજી પાસે બેસીને કહ્યુ કે, "ઉત્સવમાં આવી ભીડ મે પૂર્વે કદાપિ જોઇ નહોતી. આખું

કલકત્તા શહેર ઉભરાઇ નીકળ્યુ છે ! ”

સ્વામીજી.—એમાં શુ ? હજી તો આથીયે વધુ જોઇશે

**ધર્મપ્રચારનો ઉદ્દેશ–કોઇ પણ પ્રકારનો સંપ્રદાય નહિ જોઇએ.**

શિષ્ય —મહાશય, દરેક ધર્મસંપ્રદાયમા કોઇને કોઇ બાહ્ય ઉત્સવ-આનંદ હોય છેજ, પરંતુ કોઇ ઉત્સવ એકબીજા સાથે મેળ ખાતો નથી તેનુ શુ કારણુ હશે ? મહમદી ધર્મમાં પણુ શીયા અને સુની વચ્ચે લાકડીઓ ઉડતી મે ઢાકામાં નજરે જોઇ છે.

સ્વામીજી.—જ્યા સંપ્રદાય બંધાયો ત્યા થોડે ઘણે અંશે તેમ બનેજ આપણો ઉદ્દેશ શુ છે તે જાણે છે કે ? સંપ્રદાયરહિતતા આપણા ગુરૂદેવે એજ આવશ્યક રહસ્ય સમજાવવા આ યુગમાં જન્મ લીધો હતો. તેઓ બધુ સ્વીકારતા, છતાં એમ પણુ કહેતા કે બ્રહ્મજ્ઞાનની દૃષ્ટિયે એ બધુજ મિથ્યા માયામાત્ર છે

શિષ્ય —આપનું કહેવુ હું સમજી શકતો નથી. મને તો ઘણીવાર એમ લાગે છે કે આપ પણુ આવા પ્રસંગોનો પ્રચાર કરી આપણા ગુરૂદેવના નામે એક સંપ્રદાય તૈયાર કરવા માગો છો. મે પોતે નાગમહાશયના મુખથી સાંભળ્યુ છે કે ગુરૂદેવ કોઈ પણુ એકજ સંપ્રદાયમાં નહોતા. શાકત, વૈષ્ણુવ, મુસલમાન, ખ્રિસ્તી તથા વેદાન્ત એ સર્વના સિદ્ધાન્તોને તેઓ બહુ માન આપતા.

સ્વામીજી —અમે એ સઘળા ધર્મોનું સન્માન નથી કરતા એમ તુ શા આધારે કહે છે ?

એટલુ કહીને સ્વામીજીએ નિરંજન મહારાજ તરફ હસતાં હસતા પ્રશ્ન કર્યો કે “ અરે, આ બંગાળી શુ બકે છે ? ”

શિષ્ય.—મહાશય, કૃપા કરીને મને એ વાત સમજાવી દો

સ્વામીજી —તે તો મારાં ભાષણો વાંચ્યાં છે. ક્યાંય મે ગુરૂદેવનુ નામ આપ્યુ છે ? કેવલ ઉપનિષદ્દનોજ આ ધર્મ છે, એમ કહી જગતમાં તેનો પ્રચાર નથી કર્યો ?

શિષ્ય —તે ખરૂ. પણુ આપના પરિચયમા આવ્યા પછી મને જણાય છે કે શ્રી રામકૃષ્ણુ પરમહંસ આપના પરમ શ્રદ્ધાસ્પદ છે એ પ્રમાણે આપ જો ગુરૂદેવને ઈશ્વરી અવતાર માનો છો તો પછી જનસમાજ પાસે તે પ્રસિદ્ધ કેમ નથી કરતા ?

સ્વામીજી —હું જેટલુ સમજ્યો છુ તે બધુ જાહેર કરી ચૂકયો છુ; અગર વેદાન્તના અદ્વૈતમતને તું બરાબર ધર્મ સમજી શકયો છે તો પછી જગતમાં તેનો શા માટે પ્રચાર નથી કરતો ?

શિષ્યઃ—પહેલા અનુભવ થાય તોજ અન્યને સમજાવી શકાય. એ મત તો

કેવળ અભ્યાસની ખાતર વાંચી ગયો છુ, એટલુજ.

સ્વામીજીઃ—તો સૌથી પ્રથમ જાતે અનુભવ કર તે પછીજ લોકોને સમજાવવાનો પ્રયત્ન કરજે. અત્યારે જે લોકો પોતપોતાના ધર્મમા વિશ્વાસ રાખી ચાલતા હોય તેઓને માટે તો બોલવાનો તને કાંઇ અધિકારજ નથી, કારણ કે તુ પોતે પણ તેમની માફક એક ધર્મમા વિશ્વાસ રાખી બેસી રહ્યો છે

શિષ્ય—અલબત્ત, એક ધર્મમાં મારો વિશ્વાસ છે પણ મારી પાસે તેના પૂરતા પ્રમાણો છે શાસ્ત્રનું બળ મારી પાસે છે. શાસ્ત્રના વિરોધી મતોને હુ માનતો નથી.

સ્વામીજી—શાસ્ત્ર એટલે શુ ? ઉપનિષદ્ પ્રમાણ ગણાય તો બાઇબલ અને ઝંદ અવસ્તા શા માટે પ્રમાણ ન ગણાય ?

શિષ્ય—ધારો કે એ ગ્રન્થોને પ્રમાણભૂત માનીએ તો પણ વેદના જેટલા પ્રાચીન તો તે નથીજ. તે સિવાય આત્મા સબંધી જે સમાધાનો વેદમાં મળી આવે છે એવા સમાધાનો બીજે ક્યાં છે ?

સ્વામીજી—ભલે, એક રીતે તારી વાત કબૂલ છે, પરન્તુ વેદ સિવાય બીજે ક્યાંય સત્ય હોઇજ ન શકે એમ કહેવાનો તને શુ અધિકાર છે ?

શિષ્ય—વેદ સિવાયના બીજા ધર્મગ્રન્થો સત્ય હોઇ શકે એ વિષે મારે વિરૂદ્ધમા બોલવા જેવુ કશુ નથી, છતા હું તો ઉપનિષદોના મતનેજ વળગી રહીશ, કારણ કે મને તેમા દ્રઢ વિશ્વાસ છે

સ્વામીજી—ભલે તારી ઇચ્છા, પરતુ બીજા કોઇનો બીજા કોઈ ધર્મગ્રન્થમાં તારી પેઠે દ્રઢ વિશ્વાસ હોય તો તેને તેજ માર્ગે જવા દેજે. છેવટે તું જોઇશ કે તું અને તે એક જ જગ્યાએ પહોંચશો. મહિમ્નસ્તોત્ર વાચ્યુ છે ને ?—" त्वमसि पयसामर्णव इव " *

---

# प्रसंग ६ ठो.

( સ્થાન—આલમબજાર મઠ ઈ સ. ૧૮૯૭–મે માસ )

## શિષ્યનો દીક્ષાપ્રસંગ.

સ્વામીજી દાર્જીલીંગથી પાછા કલકત્તામા આવ્યા ત્યારે આલમબજારના

---

* " પિતા ! પેલો આવે જગત વિંટતો સાગર રહે,
અને વેગે પાણી સકળ નદીના તેગમ વહે "
કવિ ન્હાનાલાલ.

મઠમાંજ રહેતા. ગંગાના કોઇ એક કિનારા ઉપર મઠ લઇ જવાની વાતચીત ચાલતી હતી. શિષ્ય આજકાલ તેમની પાસે મઠમાંજ રહે છે રાત્રિ પણ ઘણુ કરીને ત્યાંજ ગાળે છે શિષ્યના જીવનમાં જો કોઇએ સૌ પહેલાં માર્ગ દર્શાવ્યો હોય તો તે શ્રી નાગમહાશયજ હતા તેમણે શિષ્યને હજી મંત્રદીક્ષા આપી નહોતી. જ્યારે જ્યારે શિષ્ય મંત્રદીક્ષા માટે વિનંતિ કરતો ત્યારે નાગમહાશય કહેતા કે— "સ્વામીજી મહારાજજ દીક્ષા આપવાને યોગ્ય છે, જગતના ગુરૂ બની શકે તેટલી યોગ્યતા તેમનામાંજ છે " દીક્ષા ગ્રહણ કરવાનો દૃઢ નિશ્ચય કરી શિષ્યે એક પત્ર સ્વામીજીને દાર્જીલીંગ લખ્યો હતો સ્વામીજીએ તેના ઉત્તરમાં લખ્યુ હતુ કે— "નાગમહાશયને કાંઇ વાંધો નહિ હોય તો હું ઘણા આનંદપૂર્વક તમને દીક્ષા આપીશ " આ પત્ર શિષ્યની પાસે હજુ પણ છે

## દીક્ષા લેવી એટલે બલિદાન દેવું.

વૈશાખ માસની પૂર્ણિમાનો દિવસ હતો. સ્વામીજીએ આજે શિષ્યને દીક્ષા આપવાનુ કબૂલ કર્યું હતુ. શિષ્યના જીવનમાં આજનો દિવસ પરમ સૌભાગ્યનો હતો. શિષ્ય આજે પ્રાતઃકાળે વહેલો ઉઠયો અને ગંગાસ્નાન કરી લગભગ નવ વાગ્યે થોડા ફૂળફુલ બજારમાંથી ખરીદી આલમબજારના મઠમાં હાજર થઇ ગયો. શિષ્યને જોઇ સ્વામીજીએ મશ્કરીમાં કહ્યુ કે—"આજે તારૂ બલિદાન આપવાનુ છે ખરૂં ને ?"

## દીક્ષા પહેલાંનો ઉપદેશ.

આ પ્રમાણે કહીને સ્વામીજી હાસ્યપૂર્વક સર્વની પાસે અમેરિકા સબંધી વિવિધ પ્રસંગોનુ વર્ણન કરવા લાગ્યા. ધર્મજીવનને સુદૃઢ બનાવવા માટે કેવા પ્રકારની એકનિષ્ઠા જોઇએ, ગુરૂમાં કેવા પ્રકારનો અચળ વિશ્વાસ તથા દૃઢભક્તિ-ભાવ જોઇએ, ગુરૂવાક્યમા કેવી આસ્થા રાખવી જોઇએ, એટલુજ નહિ પણ ગુરૂની ખાતર પોતાના પ્રાણની પણ આહુતિ આપવા કેટલા તત્પર રહેવુ જોઇએ, ઇત્યાદિ વિષયોનુ પણ સાથે સાથે સ્પષ્ટીકરણ કર્યું ત્યારપછી શિષ્યને કેટલાએક પ્રશ્નો પૂછી તેના હૃદયની પરીક્ષા કરવા લાગ્યા. તેમણે પૂછ્યુ કે—"હું તને જે વખતે જે કામ બતાવુ તે યથાશક્તિ કરીશ ને ? હું તને ગંગામાં ડૂબવાનું કહું કે અગાસી ઉપરથી પડતુ મૂકવાનુ કહુ તો તે સર્વ તારા કલ્યાણનેજ માટે છે, એમ સમજીને કાંઇ પણ વિચાર કર્યા વિના કરી શકીશને ? હજી પણ એકવાર ફરીથી વિચાર કરી લે, એકદમ સાહસ કરીને કોઇને ગુરૂરૂપે સ્વીકારી લેવાની ઉતાવળ ન કર !" આ પ્રમાણે પ્રશ્નો પૂછી, શિષ્યનુ મન વિશ્વાસથી કેટલુ દૃઢ છે તે જાણવાનો સ્વામીજીએ પ્રયત્ન કર્યો. શિષ્યે પણ મસ્તિષ્ક નીચે ઝુકાવી "કરી શકીશ " એવો નિઃસંકોચપણે દરેક પ્રશ્નનો ઉત્તર આપ્યો.

## ગુરૂ કેવા હોવા જોઈએ?-જનોઇની ઉત્પત્તિ.

સ્વામીજી બોલવા લાગ્યા—"જેઓ આ સંસાર—માયાની પેલી તરફ લઇ જાય, જેમના કૃપાકટાક્ષથી બધા આધિ વ્યાધિ નાશ પામે તેજ યથાર્થ ગુરૂ છે. પહેલાં શિષ્યો દર્ભ કાષ્ટ સમેત ગુરૂના આશ્રમમાં જતા ગુરૂ અધિકારી શિષ્યોની પરીક્ષા કરી, તેમને દીક્ષિત કરતા અને વેદપાઠ કરાવતા તે ઉપરાંત શિષ્યોએ મન—વચન—કાયાથી વ્રત લીધુ છે તેના ચિન્હ સ્વરૂપે ત્રિરાવૃત્ત મૌંજીમેખલા× શિષ્યની કમરે બાંધી દેતા. એની સહાયથી શિષ્યો પોતાની કૌપીન—લંગોટ—બાંધી રાખતા. આ ઉપનયનને બદલે પાછળથી યજ્ઞસૂત્ર યા જનોઇ પહેરવાનો રિવાજ પ્રચલિત થયો.

શિષ્ય —"તો શું મહાશય! અત્યારે અમે સુતરની જનોઇ પહેરીએ છીએ તે વૈદિક પ્રથા અનુસાર નથી?

સ્વામીજી—વેદમાં ક્યાંઇ સૂતરના તાંતણાની વાત નથી. સ્માર્ત ભટ્ટાચાર્ય રઘુનંદને લખ્યું છે કે—**अस्मिन्नेव समये यज्ञसूत्रम् परिधारयेत्।**" સુતરની જનોઇની વાત તો ગોભિલ ગૃહ્યસૂત્રમા પણ નથી. ગુરૂ પાસે ગયા પછી સૌ પહેલા જે વૈદિક સંસ્કાર થતો તેને શાસ્ત્રમાં "ઉપનયન" ના નામથી ઓળખવામાં આવ્યો છે, પરન્તુ આજકાલ દેશની કેટલી બધી દુર્દશા થઇ ગઇ છે? શાસ્ત્રમાર્ગને એક કોરાણે રહેવા દઇ કેટલાક દેશાચાર, લોકાચાર અને સ્ત્રીઆચારનેજ સર્વત્ર વળગી રહેવામા આવે છે! એટલાજ માટે હું તમને સર્વને કહું છુ કે જેમ બને તેમ પ્રાચીનકાળના શાસ્ત્રમાર્ગને માન આપો. તમે પોતે શ્રદ્ધાવાન બનો અને સમસ્ત દેશમા શ્રદ્ધાનો ફેલાવો કરો નચિકેતાના જેવી હૃદયમાં શ્રદ્ધા સ્થાપવી જોઇએ. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ખાતર, આત્માના ઉદ્ધારની ખાતર, આ જન્મ—જરા—મરણની જાળમાથી છુટવાના ઉપાયો જાણવાની ખાતર, નચિકેતાની પેઠે એક વખત યમલોકમાં જવાની જરૂર પડે તો ત્યાં પણ સીધા ચાલ્યા જાઓ. યમના મુખમાં જવાથી પણ જો સત્યની પ્રાપ્તિ થતી હોય તો લેશ પણ ભય પામ્યા વિના તેના મુખમાં પ્રવેશ કરો. મૃત્યુ એજ મોટામાં મોટો ભય છે. આજથી ભયશૂન્ય થાઓ તમારા પોતાના **મોક્ષની ખાતર પરાર્થે દેહાર્પણ કરવું પડે તો તેને માટે સદા તૈયાર રહો!** આ હાડ—માંસ—લોહીનો વ્યર્થ ભાર વહેવાથી શુ થવાનુ હતું? ઇશ્વરની ખાતર સર્વસ્વનો ત્યાગ કરી મંત્રદીક્ષા સ્વીકારી દધીચિમુનિની પેઠે પરાર્થે તમારૂં હાડ—માંસ—લોહી સુદ્ધાં અર્પણ કરો! શાસ્ત્રમાં કહ્યું છે કે જેઓએ વેદ—વેદાન્તમાં અધ્યયન કર્યું હોય, જેઓ બ્રહ્મજ્ઞ હોય, જેઓ બીજાને નિર્ભય સ્થાનમાં લઇ જવાને શક્તિમાન હોય, તેઓજ

× મુંજના ઘાસથી બનાવેલ ત્રણ દોરીવાળુ કટિસૂત્ર—કંદોરો.

યથાર્થ ગુરૂ હોઈ શકે. આવા ગુરૂની પ્રાપ્તિ થાય તોજ દીક્ષિત થવું–" **नात्र कार्या विचारणा।**" અત્યારે કેવી સ્થિતિ છે, તેની ખબર છે ?–**अन्धेनैव नीयमाना यथान्धाः** આંધળો માણુસ બીજા આંધળાને દોરે તેવી છે.

પ્રાયઃ નવવાગ્યા હશે ગંગા નદીએ નહિ જતાં આજે સ્વામીજીએ મઠમાંજ સ્નાન કરી લીધું સ્નાન પૂરૂં થયા પછી એક ભગવું વસ્ત્ર ધારણ કર્યું અને ધીમેપગલે મંદિરમાં પ્રવેશ કરી પૂજાના સ્થાન ઉપર બેઠા. સ્વામીજી સાદ ન કરે ત્યાં સુધી ગુરૂમંદિરમાં જવું નહિ, એમ ધારી શિષ્ય મંદિરના દ્વાર પાસેજ ઉભો ઉભો રાહ જોવા લાગ્યો. સ્વામીજી ધ્યાનસ્થ થયા, મુક્ત પદ્માસન, અર્ધ મીચાએલા નેત્રો, જાણે દેહ, મન, પ્રાણ, સર્વ શાંત સ્તબ્ધ સ્પન્દરહિત! જાણે કોઈ દેવમૂર્તિ! ધ્યાનને અંતે સ્વામીજીએ કહ્યું કે –" આવ બાપુ!" સ્વામીજીના સ્નેહપૂર્ણ આવકારને માન આપી શિષ્ય યંત્રવત્ પગલાં ભરતો આગળ વધ્યો. તુરતજ સ્વામીજીએ કહ્યું કે –" બારણાંને સાંકળ ચડાવતો આવ!" શિષ્યે તે પ્રમાણે કર્યું ત્યાર પછી કહ્યું કે — " સ્થિર થઇને ડાબી બાજુએ બેસી જા." સ્વામીજીની આજ્ઞાને માથે ચઢાવી શિષ્ય આસન ઉપર બેઠો તેનું હૃદય તે વખતે એક પ્રકારના અનિર્વચનીય અપૂર્વભાવથી ધબકવા લાગ્યું! તે પછી સ્વામીજીએ પોતાનો હસ્તકમળ શિષ્યના મસ્તક ઉપર સ્થાપ્યો અને શિષ્યને કેટલાએક ખાનગી સવાલો પૂછ્યા શિષ્યે તે બધાના બની શકે તેટલા સ્પષ્ટ ઉત્તર આપ્યા. સ્વામીજીએ મહાબીજ મંત્રનો શિષ્યના કાન પાસે ત્રણ વખત ઉચ્ચાર કર્યો, અને પછી શિષ્યને તેનો ઉચ્ચાર કરવાનું ફરમાવ્યું ત્યાર બાદ સાધન સબંધે સામાન્ય ઉપદેશ આપી, સ્થિર થઇને આંખો મીચ્યા વિના શિષ્યના નયનો તરફ તેઓએ થોડી ક્ષણો સુધી નિહાળ્યા કર્યું. શિષ્યનું મન પણ અત્યારે સ્તબ્ધ અને એકાગ્ર થઇ ગયું હતું તેથી, તે અવર્ણનીય ભાવથી ત્યાં સ્થિર બેસી રહ્યો આ પ્રમાણે કેટલો વખત પસાર થયો, એનું શિષ્યને ભાન રહ્યું નહિ અંતે સ્વામીજીએ કહ્યું — "ગુરૂદક્ષિણા આપ!" શિષ્યે પૂછ્યું "શું આપું?" સ્વામીજીએ આજ્ઞા કરી કે– " જા, ભંડારમાંથી એકાદ ફળ લઇ આવ?" શિષ્ય એકદમ દોડતો ગયો અને ભંડારમાંથી ૧૦—૧૫ ફળો લઇ ગુરૂમંદિરમાં દાખલ થયો. તે સર્વ ફળો હાથમાં લઇ સ્વામીજી એક પછી એક ખાવા લાગ્યા ફળો ખવાઇ રહ્યાં એટલે સ્વામીજીએ કહ્યું કે —" જા, તારી ગુરૂદક્ષિણા અપાઇ ચૂકી!" શિષ્યને ગુરૂમંદિરમાં સ્વામીજી જ્યારે દીક્ષા આપતા હતા તેજ વખતે બીજો એક શિષ્ય દીક્ષા લેવાનો દૃઢ નિશ્ચય કરી મંદિરના બારણા પાસેજ ઉભો હતો. સ્વામી શુદ્ધાનંદજી જો કે બ્રહ્મચારીરૂપે તે વખતે મઠમાંજ રહેતા હતા, તોપણ હજીસુધી તેમણે મંત્રદીક્ષા સ્વીકારી નહોતી. શિષ્યને આ પ્રમાણે દીક્ષિત થતો જોઇ તેઓ ઉત્સાહમાં આવી

ગયા અને શિષ્ય જેવો મંદિરમાંથી દીક્ષા લઇ બહાર નીકળ્યો કે તુરતજ તેઓએ સ્વામીજીની પાસે જઇને પોતાની ઇચ્છા પ્રકટ કરી. શ્રી શુદ્ધાનંદજીનો અત્યંત આગ્રહ જોઇ સ્વામીજીએ પણ સમ્મતિ આપી અને ફરીથી પૂજાના આસન ઉપર વિરાજ્યા.

શુદ્ધાનંદજીને દીક્ષિત કરી થોડી વારે સ્વામીજી બહાર આવ્યા અને આહાર કરી થોડીવાર વિશ્રામ લીધો. સ્વામીજીના પાત્રમા બાકી રહી ગએલો આહાર શિષ્યે તથા શુદ્ધાનંદજીએ અત્યંત આલ્હાદપૂર્વક ગ્રહણ કર્યો અને પછી સ્વામીજીના પગ પાસે બેસી તેમની પાદસેવા કરવા લાગ્યા

## પાપ–પુણ્યનો પ્રાદુર્ભાવ કેવી રીતે થયો?

નિદ્રામાંથી ઉઠયા પછી સ્વામીજી ઉપર બેઠકખાનામાં આવીને બેઠા શિષ્ય પણ સમય વિચારીને તેમની પાસે ગયો અને થોડીવારે પૂછયુ કે –સ્વામીજી ! પાપ પુણ્યનો ભાવ ક્યાંથી આવ્યો ?"

સ્વામીજી.—"અનેકપણાની ભાવનામાંથીજ આ બધુ નીકળ્યુ છે મનુષ્ય જેમ જેમ એકત્વ તરફ આગળ વધતો જાય છે તેમ તેમ, "હુ–તુ" ની ભાવના કે જેમાંથી અધર્મરૂપી દંદ્વો નીકળ્યાં છે તે સર્વ ક્ષય પામતાં જાય છે. મારાથી અમુક ભિન્ન છે, એવી ભાવના મનમાં આવે તોજ દ્વંદ્વભાવને વિકાસ પામવાનુ કારણ મળે એકત્વનો સંપૂર્ણ અનુભવ જે મનુષ્યને થાય છે તેને પછી શોક કે મોહ જેવુ કાંઇ રહેતું નથી. કહ્યુ પણ છે ને ?–" **तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यत: ?**"

દુર્બળતાઓ અનેક પ્રકારની છે, અને દુર્બળતાઓનો અનુભવ એજ પાપ. દુર્બળતામાંથીજ હિંસા, દ્વેષ વગેરે જન્મ પામે છે, એટલાજ માટે દુર્બળતાનું બીજુ નામ પાપ છે. અંદર જે આત્મા પ્રકાશી રહ્યો છે, તે તરફ દ્રષ્ટિપાત ન કરતાં, આ હાડ–માંસના એક વિચિત્ર પ્રકારના પૂતળારૂપી જડશરીર તરફજ આખો દિવસ નજર રાખ્યા કરવી, અને આ હું–આ મારૂં. એમ કર્યા કરવુ એજ બીજી બધી દુર્બળતાઓનુ મૂળ છે. જગતમાં જે વ્યાવહારિક ભાવ છે તે આ અધ્યાસમાંથીજ ઉદ્ભવ્યો છે. દ્વંદ્વોની પાર જવાથી જણાશે કે ખરો પરમાર્થભાવ તો ત્યાંજ છે!

## આત્મપ્રકાશ માટે અહંભાવના ત્યાગની આવશ્યકતા.

શિષ્ય —જો એમજ હોય તો આ બધી વ્યાવહારિક સત્તાઓ અસત્ય ન કહેવાય ?

સ્વામીજી —જ્યા સુધી 'હુંપણાનુ' જ્ઞાન છે ત્યાં સુધીજ સત્ય, પણ જ્યારે "હું આત્મા" એવો અનુભવ થાય ત્યારે તો આ વ્યાવહારિક સત્તા મિથ્યા

પ્રતીત થયા વિના રહેતી નથી. મે હમણાજ કહ્યુ છે કે લોકોમા જે પાપના નામથી ઓળખાય છે તે એક જાતની નિર્બળતાનુજ ફળ છે, બીજા શબ્દોમાં કહુ તો "હુ દેહ" એ રીતની અહંભાવનાનુ રૂપાતર માત્ર ! "હુ તો આત્મા" એ ભાવના જ્યારે મનમાં દૃઢ થશે ત્યારે પાપ પુણ્ય કે ધર્મ અધર્મ સર્વ ટળી જશે. ગુરૂદેવ કહેતા કે-"હુ પણુ છૂટયુ એટલે જ જાળ છૂટી સમજવી !"

શિષ્ય:--"હુ પણુ" તો કેમે કરતા મરતુ નથી. એને મારવુ બહુ મુશ્કેલ છે !

સ્વામીજી --એક રીતે વિચાર કરતાં બહુ સરળ અને બીજી રીતે કઠિન પણુ છે. "હું" એ વસ્તુજ ક્યાંથી આવી એ વાત પહેલાં મને સમજાવ ? જે વસ્તુ છેજ નહિ તેની વળી મારામારી કેમ હોઇ શકે ? હુ પણુ" ના એક મિથ્યા-ભાવથી મનુષ્ય મુઝાઇ ગયો છે એટલુજ ! એ ભૂત જેવુ દૂર થયુ કે તુરતજ આત્મા શુદ્ધરૂપે પ્રકાશવા લાગે છે. પછી તો તેને જાણુવો અને પ્રત્યક્ષ કરવોજ બાકી રહે છે. જેટલાં જેટલા સાધનો અને ભજનો છે તે સર્વ એ એકજ આવરણુને દૂર કરવા માટે છે આવરણુ ખસી ગયા પછી તુ જોઇ શકીશ કે ચિત્-સૂર્ય પોતાનીજ પ્રભાથી પોતાની મેળે પ્રકાશી રહ્યો છે, કારણુ કે આત્માજ એક માત્ર સ્વયંજ્યોતિ, સ્વસંવેદ્ય, પોતે પોતાની મેળેજ જાણી શકાય એવો પદાર્થ છે. જે વસ્તુ સ્વસંવેદ્ય ( પોતે પોતાની મેળેજ અનુભવી શકાય) એવી છે તેને બીજા સાધનની જરૂરજ શુ હોય ? એટલાજ માટે શ્રુતિ કહે છે કે **विज्ञातारमरे केन विजानीयात्** । જાણુનાર જે પોતેજ છે તેને બીજાની સહાયથી કેમ જાણી શકાય ? તુ અત્યારે જે કાંઇ જાણે છે તે મનરૂપી કરણુની સહાયતાથી જાણે છે, પરન્તુ મન તો જડ છે છે, મનની પાછળ શુદ્ધ આત્મા રહેલો છે, તે મનની દ્વારા કામ લે છે. હવે જો તું મનની મદદથી આત્માને જાણુવાનો પ્રયત્ન કરે તો તે નિરર્થક જાય એમાં આશ્ચર્ય શુ ? છતાં એટલુ તો સમજી શકાય તેમ છે કે મન શુદ્ધાત્માની પાસે પહોંચી શકતુ નથી, બુદ્ધિ પણુ પહોચી શક-વાને અસમર્થ છે. મન જ્યારે વિકલ્પ કે વૃત્તિહીન થાય ત્યારે મનનો લોપ થયો ગણુાય છે, અને ત્યારેજ આત્મા પ્રત્યક્ષ થાય છે આ અવસ્થાને ભાષ્યકાર શ્રી શંકરે "**अपरोक्षानुभूति**" નુ નામ આપ્યુ છે

### યથાર્થ "હુંપણુ."

શિષ્ય --પરન્તુ મહાશય, મન એજ હુ પણુ હોવાથી એ મનનો લોપ થાય તો પછી હુ પણુ રહેજ નહિ.

સ્વામીજી.—તે વખતની જે અવસ્થા તેજ પદાર્થ "હુ પણુ" નુ સ્વરૂપ છે તે વખતનુ હુ પણુ અત્યારના જેવું ક્ષુદ્ર નહિ હોય. યથાર્થ હુ પણુ તો સર્વ-

ભૂતસ્થ, સર્વગત, સર્વાન્તરાત્મા જેવુ હોય છે ઘટાકાશ, ઘટના ભાગવાથી મહાકાશમાં મળી જાય છે તેથી કંઇ એ ઘટાકાશનો વિનાશ થતો નથી, તેમ દેહબદ્ધ ક્ષુદ્ર અહપણાને લઇને તુ મુંઝાઇ રહ્યો છે તે અહપણ વિસ્તાર પામીને સર્વગત અહપણાનુ અર્થાત્ આત્માનુ સ્વરૂપ ધારણ કરે છે એથી ફરીને હવે તુંજ કહે કે મન રહે કે વિનાશ પામે તોપણ તારા યથાર્થ અહપણાને (આત્માને) હાનિ શુ થઇ ?

આ માત્ર બોલી જાઉ છુ એમ માનીશ નહિ વખત જતાં તને પણ તે **कालेनात्मनि विन्दति।** શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરતા કરતા ઉપરની વાત તને દ્રઢ થઇ જશે અને મનની પેલી તરફ પણ પહોચી જઇશ. ત્યારપછી કાંઇ પ્રશ્ન કરવા જેવુ જ નહિ રહે.

શિષ્ય આ બધી વાત શાંત રીતે સાંભળતો બેસી રહ્યો. સ્વામીજીએ થોડીવાર રહીને જણાવ્યુ કે –"આ એક સામાન્ય વાતને સમજાવવાને માટે કેટલાં બધાં શાસ્ત્રો રચાયાં છે ? આટલુ આટલુ છતાં લોકોને ગળે આ વાત હજી ઉતરતી નથી ! કેવળ દેખાવમાત્રમાં રમણીય લાગનારા સોના–રૂપાના ટુકડા અને યુવતીઓના ક્ષણભગુર સૌદર્યમાં મુગ્ધ બની કેટલાબધા મનુષ્યો દુર્લભ મનુષ્યજન્મ વ્યર્થ વીતાવી દે છે ! ખરેખર મહામાયાનો પ્રભાવજ આશ્ચર્યકારક છે ! અરે મા ! મા !"

## प्रसंग ७ मो.

(સ્થાન કલકત્તા, ઈ. સ ૧૮૯૭–માર્ચ–એપ્રીલ )

અમેરિકાથી સ્વામીજી હિંદમાં પાછા પધાર્યા ત્યારે કેટલોક વખત કલકત્તામાજ રહ્યા હતા બાગબજારમા સ્વ૦ બલરામ બસુ મહાશયનું ગૃહ એ તેમનુ નિવાસસ્થાન હતુ. વચમા પોતાના પરિચિત ભક્તોને ત્યા પણ તેઓ થોડો સમય જઇ આવતા. આજે સવારે શિષ્ય સ્વામીજી પાસે હાજર થયો ત્યારે તેને જણાયુ કે સ્વામીજી ક્યાંક બહાર જવાની તૈયારી કરી રહ્યા છે. શિષ્યને "ચાલ મારી સાથે આવીશ કે ?" એમ કહીને તેમણે નીચે ઉતરવા માડ્યુ શિષ્ય પણ પાછળ પાછળ ચાલ્યો. એક ભાડાની ગાડીમા શિષ્ય તથા સ્વામીજી બન્ને બેઠા ગાડી દક્ષિણ તરફ ચાલવા લાગી.

શિષ્ય.—મહાશય, ક્યાં જવાનુ છે ।

સ્વામીજી.—તું તારે ચાલને, પોતાની મેળે તને ખબર પડશે !

**મહાકાલી કન્યાશાળાની મુલાકાત, સ્ત્રી કેળવણીવિષે ચર્ચા.**

આ પ્રમાણે શિષ્યને કાંઇ પણ જણાવ્યા વિના ગાડી બીડનસ્ટ્રીટમાં થઇને ચાલવા લાગી. વાતવાતમા સ્વામીજીએ કહેવા માંડ્યુ કે.—"તારા દેશમા કન્યાઓને ભણાવવા ગણાવવાનો કાંઇ પ્રયત્ન થતો જોવામા આવતો નથી. તમે લોકો તો ભણી ગણીને હોશીયાર બનો છો, પરંતુ જે તમારા સુખ દુખની ભાગીયણ છે અને જે સદાકાળને માટે પોતાનુ સર્વસ્વ તમને અર્પણ કરી રહી છે, તેમને શિક્ષણ આપવા તથા ઉન્નત બનાવવાને માટે તમે શુ પ્રયત્ન કરો છો ?"

શિષ્ય.—કેમ મહાશય! આજકાલ કન્યાઓ અને સ્ત્રીઓને માટે અનેક સ્કુલો તથા કૉલેજો સ્થાપન થઇ છે. કેટલીક સ્ત્રીઓ તો બી. એ. તથા એમ એ પણ પાસ કરી ચૂકી છે.

સ્વામીજી.—એ તો બધુ વિલાયતનુ અનુકરણ માત્ર. તમારા દેશને અનુકૂળ આવે અને તમારા પોતાના ધર્મશાસ્ત્રનું શિક્ષણ આપી શકે એવી કેટલી શાળાઓ તથા પાઠશાળાઓ તમારા દેશમાં છે ? પુરૂષોને માટેજ આવી શાળાઓ નથી તો પછી સ્ત્રીઓને માટે તો હોયજ ક્યાથી ? તમારા દેશમાં પુરૂષ વર્ગમાં પણ શિક્ષણનો જેવો જોઇએ તેવો વિસ્તાર થયો નથી. ગવર્નમેટના વસ્તીપત્રકમાં ખુલ્લુ જણાવવામાં આવ્યુ છે કે હિંદુસ્થાનમાં સેકડે ૧૦-૧૨ માણસોજ ભણેલા મળી આવે છે. જો પુરૂષોના મોટાભાગની આવી સ્થિતિ છે તો પછી સ્ત્રીવર્ગમા સેકડે એક પણ ભણેલી મળી ન હોય તેમાં આશ્ચર્ય પામવા જેવુ શુ છે ?

દેશની દુર્દશાનુ આજ મોટામા મોટુ કારણ છે વિચાર કરી જો કે જ્યાસુધી શિક્ષણનો પ્રચાર ન થાય, જ્ઞાનનો પ્રકાશ ન પડે ત્યા સુધી દેશની ઉન્નતિ થઇ જ કેમ શક ? તમારા જેવા કેટલાક યુવકો કે જે સારી કેળવણી પામેલા છે અને જેમના ઉપર દેશના ભવિષ્યનો આધાર છે, તેઓ પણ શિક્ષણના પ્રચાર માટે કાંઇ પ્રયત્ન કરતા હોય તેમ જણાતું નથી, પરન્તુ એટલું સ્મરણમાં રાખજે કે જ્યા સુધી સર્વસાધારણ જનસમાજની અંદર સ્ત્રી અને પુરૂષ **ઉભયમાં કેળવણીનો પ્રચાર નહિ થાય ત્યાંસુધી તમારાથી કશુંજ બની શકવાનું નથી.** એટલાજ માટે મારી એવી ઇચ્છા છે કે થોડાએક બ્રહ્મચારીઓ અને થોડી એક બ્રહ્મચારિણીઓ તૈયાર કરવી. બ્રહ્મચારીઓ વખત જતા સંન્યાસ ગ્રહણ કરી ગામેગામે અને શહેરેશહેરે ફરી જનસમાજમાં જ્ઞાનનો પ્રચાર કરશે, અને બ્રહ્મચારિણીઓ સ્ત્રીઓમાં જાગ્રતિ ફેલાવશે, પરન્તુ આ બધી વ્યવસ્થા આપણા દેશીય ધોરણ ઉપર થવી જોઇએ. પુરૂષોને માટે જેમ કેટલાક શિક્ષણકેન્દ્ર સ્થાપિત કરવાં પડશે તેમ સ્ત્રીઓને કેળવણી આપવા માટે પણ કેટલાએક કેંદ્રોની સ્થાપના કરવી પડશે. આ સર્વ કેંદ્રસ્થાનમાં જઈ સુશિક્ષિત તથા સચ્ચરિત્રવાળી

બ્રહ્મચારિણીઓ સ્ત્રીઓને જ્ઞાન આપશે. તેમને પુરાણ, ઇતિહાસ, ગૃહકાર્ય, શિલ્પ તથા ગૃહવ્યવસ્થાના નિયમો શીખવી આદર્શચરિત્રવાળી તથા નીતિશીલ બનાવવાનો પ્રયત્ન કરશે. ટુંકામાં આર્યસંસારને યોગ્ય ઉત્તમ ગૃહિણીઓ દેશમાં ઉત્પન્ન કરવાને આ બ્રહ્મચારિણીઓ પોતાથી બનતો દરેક પ્રયત્ન કરશે. પછી જ્યારે આવી સુશિક્ષિત અને સચ્ચરિત્ર સ્ત્રીઓને પેટે પુત્ર અવતરશે ત્યારે તે યોગ્ય માતાઓના યોગ્ય પુત્રો, માતાથી પણ અધિક ઉન્નત બનવા લાગશે, અને ધીમે ધીમે વિશેષ નીતિપરાયણ તથા ધાર્મિક બની દેશના મહાન્ પુરૂષોની સંખ્યામાં વૃદ્ધિ કરશે. અત્યારે તો તમે સ્ત્રીઓને એક પ્રકારના પ્રજોત્પત્તિનાં કારખાનાંનુંજ રૂપ આપી દીધું છે! રામ! રામ!! તમારી કેળવણીનું આજ ફળ આવ્યું! પ્રથમજ સ્ત્રીઓને ઉન્નત કરો અને ગરીબમાં ગરીબ જનસમાજને જાગૃત કરો ત્યારેજ તમારા દેશનું કલ્યાણ થશે.

તે દરમીઆન કોર્નવાલીસ સ્ટ્રીટવાળા બ્રાહ્મસમાજ પાસે થઇને ગાડી આગળ વધવા લાગી. સ્વામીજીએ ગાડીવાનને કહ્યું કે—“ચોરબાગાનના રસ્તા ઉપરથી ચલાવ!” સ્વામીજીના કહેવા પ્રમાણે ગાડી જ્યારે ધારેલા માર્ગ ઉપરથી ચાલવા માંડી ત્યારે સ્વામીજીએ શિષ્યને કહ્યું કે, મહાકાલીપાઠશાળાની સ્થાપનકર્ત્રી તપસ્વિની માતાએ પાઠશાળાની મુલાકાત લેવાનું તેમને આમંત્રણ કર્યું હતું. તેથી આજે ત્યાં જવાનું છે તે વખતે કન્યાશાળા બે માળવાળા એક ભાડાના મકાનમાં હતી. ગાડી ઉભી રહી એટલે બેચાર ગૃહસ્થો સ્વામીજીને પ્રણામ કરી ઉપર લઇ ગયા. ત્યાં તપસ્વિની માતાએ ઉભા થઇ સ્વામીજીને આવકાર આપ્યો. થોડીવાર પછી માતાજી સ્વામીજીને સાથે લઇને એક વર્ગ બતાવવા ગયાં. વર્ગમાં બેઠેલી કુમારિકાઓએ ઉભા થઇ સ્વામીજીનું સ્વાગત કર્યું પછી માતાજીનો આદેશ થતાં કુમારિકાઓએ ઉચ્ચકંઠે શિવસ્તોત્ર ગાઇ સંભળાવ્યું. ત્યાર પછી પાઠશાળામાં પૂજાદિનું શિક્ષણ કેવી પદ્ધતિએ અપાય છે તે પણ કુમારિકાઓએ બતાવ્યું સ્વામીજી પ્રસન્નનેત્રે આ સર્વ જોઇ રહ્યા અને પછી બીજા એક વર્ગની કન્યાઓને જોવા માટે આગળ ચાલ્યા. વૃદ્ધા માતાજી સ્વામીજીની સાથે દરેક સ્થળે ફરી શકે તેમ ન હોવાથી માતાજીએ બેચાર શિક્ષકોને બોલાવી સ્વામીજીને દરેક વર્ગ બરાબર બતાવવાની આજ્ઞા કરી. સ્વામીજીએ દરેક વર્ગની મુલાકાત લીધી અને પછી વૃદ્ધા માતાજી પાસે આવી, માતાજીની એક વિદ્યાર્થિની કુમારિકાને ત્યાં આગળ બોલાવી રઘુવંશના તૃતીય સર્ગના પ્રથમ શ્લોકની વ્યાખ્યા કરવાનું કહ્યું. કુમારિકાએ તે શ્લોકની સંસ્કૃતમાંજ વ્યાખ્યા કરી સંભળાવી. સ્વામીજીએ પોતાનો સંતોષ પ્રકટ કર્યો અને સ્ત્રીશિક્ષાના પ્રચારનું કાર્ય આટલી બધી ખંત તથા મહેનતથી બજાવવામાં આવે છે તે બદલ માતાજીની બહુ પ્રશંસા કરી.

માતાજીએ ઉત્તરમાં વિનીતભાવે માત્ર એટલુજ જણાવ્યુ કે-" કુમારિકાઓને દેવીઓ સમજી બની શકે તેટલી સેવા કરૂ છુ, બાકી વિદ્યાલયની સ્થાપના કરી યશલાભ કે કોઇ એવો બીજો લાભ મેળવવાની જરાયે ઇચ્છા કે વાસના નથી."

વિદ્યાલય સબંધી વાતચીત પૂરી થઇ અને સ્વામીજીએ રજા લેવાની ઇચ્છા બતાવી ત્યારે માતાજીએ પાઠશાળા સબંધી પોતાનો અભિપ્રાય "વીઝીટબુક" માં નોંધવાનું સ્વામીજીને જણાવ્યુ. સ્વામીજીએ આ વીઝીટબુકમાં પોતાનો અભિપ્રાય વિસ્તારપૂર્વક લખ્યો. અભિપ્રાયની છેલ્લી લીટી હજી પણ શિષ્યના સ્મરણમા છે. તે છેલ્લી લીટી આ પ્રમાણે હતી-હિલચાલ સાચી દિશામા છે

## સ્ત્રીકેળવણીની પદ્ધતિ વિષે પોતાના આંતરિક વિચારો

છેવટે માતાજીને ધન્યવાદ આપી સ્વામીજી ગાડીમાં બેઠા, અને શિષ્યની સાથે વાતચીત કરતા બાગબજાર તરફ આગળ વધ્યા રસ્તામાં જે કાંઇ વાતચીત થઇ તેનો સારાંશ નીચે આપ્યો છે—

સ્વામીજી—" જોયુ ને ? ક્યાં એમનો (માતાજીનો) જન્મ ! સર્વસ્વનો ત્યાગ કરવા છતા લોકહિતની ખાતર કેવો ભગીરથ પ્રયત્ન ! સ્ત્રી સિવાય કન્યાઓને આવી ખત અને મહેનતથી બીજુ કોણ શિક્ષણ આપી શકે ? બધુ સુદર અને સુયોગ્ય હતું, પણ ત્યાં જે થોડા ઘણા પુરૂષ શિક્ષકો છે તે મને ઠીક નથી લાગતુ. સુશિક્ષિતા વિધવાઓ અને બ્રહ્મચારિણીઓની ઉપરજ પાઠશાળાની કેળવણીનો ભાર મૂકવો જોઇએ. આપણા દેશમાં બને ત્યાસુધી કન્યાશાળાઓમાં કે સ્ત્રીશાળાઓમા પુરૂષોનો સંભવજ ન રહે એમ કરવુ જોઇએ

શિષ્ય.—પરન્તુ મહાશય, ગાર્ગી અને લીલાવતી જેવી ગુણવતી તથા શિક્ષિતા સ્ત્રીઓ હવે આ દેશમાં જન્મ લે એમ આપને લાગે છે ?

સ્વામીજી—દેશમા અત્યારે કોઇ એવી સ્ત્રી છેજ નહિ, એમ તુ ધારે છે ? તને ખબર છે કે આ દેશ કોનો છે ? આ તેજ દેશ છે કે જ્યા સીતા અને સાવિત્રી જેવી દેવીઓએ જન્મ લઇ જગતને ચકિત કર્યું છે ! હજી અત્યારે પણ અહિની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવુ ચારિત્ર્ય, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ તથા ભક્તિ જોવામાં આવે છે, તેવુ પૃથ્વીના બીજા કોઇ ભાગમા મે જોયુ નથી. પશ્ચિમની સ્ત્રીઓને જોવાથી મને તો એમજ લાગતુ કે એમને સ્ત્રીઓનુ નામજ આપી શકાય નહિ ! પુરૂષો અને સ્ત્રીઓમાં કાંઇ ભેદજ ન મળે ! ટ્રામો ચલાવવી, ઑફીસોમા નોકરી કરવી, સ્કૂલમા જવુ, પ્રૉફેસરી કરવી વગેરે કામ પણ ત્યાં સ્ત્રીઓજ કરે છે ! એક માત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથીજ આંખો ઠરે છે ! તેમનામા લજ્જા, વિનય આદિ ગુણો હજી પણ જેવા ને તેવાજ રહી ગયા છે ! આવાં સરસ સાધનો હોવા છતાં તમે સ્ત્રીજાતિની ઉન્નતિ કરી શકતા નથી !

તેમની અંદર જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનુ જ કાર્ય તમારે કરવાનુ છે. યોગ્ય શિક્ષણ મળે તો તમારા દેશની સ્ત્રીઓ હજી પણ આદર્શ સ્ત્રીઓ બની શકે તેમ છે.

શિષ્ય.—મહાશય, માતાજી જે રીતે કન્યાઓને કેળવે છે તે રીત જોતાં આપને એમ લાગે છે કે આપે ધાર્યું તેવી આદર્શસ્ત્રીઓ તૈયાર થઇ શકે? જે કન્યાઓ અત્યારે શિક્ષણ મેળવે છે તે સર્વ મોટી થશે એટલે તુરત વિવાહ કરશે અને પછી અત્યારે જેવી બીજી સ્ત્રીઓ છે તેવીજ તે પણ બની જશે મને તો એમ લાગે છે કે જો તેઓ બ્રહ્મચર્યવ્રત પાળી શકે તો સમાજ અને દેશની ઉન્નતિને અર્થે પોતાના જીવનનો પણ ભોગ આપી શકે અને શાસ્ત્રમા કહેલા ઉચ્ચ આદર્શને પણ પ્રાપ્ત કરી શકે.

સ્વામીજી—એ બધુ ધીમે ધીમે થાય જેઓ સમાજની નિંદા કે દંડની પરવા કર્યા વિના પોતાની કન્યાઓને અવિવાહિતા રાખી શકે એવા પુરૂષોજ આ દેશમાં હજી ક્યાં છે? જોતો નથી કે છોકરી બાર તેર વરસની થઇ ન થઇ તેટલામા તો સમાજભય અને લોકભયનાં માર્યા માબાપો આંખો મીચીને પરણાવી દે છે! તે દિવસે જ્યારે સમ્મતિવયનો કાયદો થવાનો હતો ત્યારે સમાજના નેતાઓ અને લોકો કેવી બૂમો પાડવા મંડી ગયા હતા? "અમને કાયદો નથી જોઇતો" એ બૂમો શુ સૂચવે છે? બીજા દેશમાં જો આવો કોઈ કાયદો પસાર થવાનો હોય તો બૂમો પાડવી તો એક બાજુએ રહી, પણ ઊલટા લોકો શરમાય-બહાર મોં પણ બતાવી ન શકે સમાજમાંથી હજી અમુક કલંક ગયુ નથી, એમ જાણીને બીજા દેશના લોકો શરમાય, તે કલંકને પણ તમે તો ભૂષણરૂપ માની લ્યો છો!

## બાળલગ્નથી હાનિ

શિષ્ય—પણ મહાશય! સંહિતાકારે કાંઈ વિચાર કર્યા વિનાજ બાલવિવાહને અનુમોદન આપી દીધુ હશે? ખરેખર તેમા કાંઇક ગુપ્તભેદ અવશ્ય હોવો જોઇએ

સ્વામીજી—શુ રહસ્ય હશે? તુંજ કહે.

શિષ્ય—પહેલુ તો એ કે વધુ નાની ઉંમરમા સ્વામીના ઘેર આવી કુલધર્મ શુ છે તે શીખવાની નાનપણથીજ શરૂઆત કરે બીજુ સાસુના હાથ નીચે રહી ઘરના કામમાં નિપુણતા મેળવવાનો પ્રયત્ન કરે વળી પિતાને ત્યા જો કન્યા લાંબો વખત રહે તો કન્યા ઉચ્છૃંખલ અને ઉદ્ધત બની જાય એવો પણ સંભવ રહે, એટલા માટે જો નાનપણમાંજ વિવાહ કરી દીધો હોય તો કન્યાને ઉદ્ધત બનવાનો પ્રસંગજ ન મળે, અને તે સિવાય સાસરામાં આવી લજ્જા, નમ્રતા, સહનશીલતા તથા શ્રમશીલતા ઇત્યાદિ પ્રાપ્ત કરે તે તો જુદુ. આથી તેનું મન, શરીર અને હૃદય એ સર્વ વિકાસ પામી શકે.

સ્વામીજીઃ—બીજી તરફથી એમ પણ કહેવાય કે નાનપણમાંજ કન્યાઓનો વિવાહ કરી દેવામાં આવે તો અકાળે પુત્રનો જન્મ આપી સ્ત્રીઓ મોટે ભાગે ક્રમોતે મરણ પામે. બાળલગ્નથી પેદા થએલી પ્રજા અલ્પાયુષી અને નિર્બળ બનીને દેશના ભિખારીઓની સખ્યામાં ઉમેરો કરે. પિતા–માતાનુ શરીર જો સપૂર્ણ નીરોગી અને બળવાન ન હોય તો નીરોગી અને બળવાન સતાનો કોઇ કાળે જન્મે નહિ યોગ્ય કેળવણી લીધા પછી અને વિવાહ યોગ્ય ઉમ્મરમા આવ્યા પછી કન્યાઓને જો પરણાવવામાં આવે તોજ દેશનુ કલ્યાણ કરી શકે એવા પુત્રો ઉત્પન્ન થઇ શકે અત્યારે ઘેર ઘેર અનેક વિધવાઓ દૃષ્ટિગોચર થાય છે તેનું કારણ આ બાળવિવાહ સિવાય બીજું શું છે? બાળવિવાહમા ઘટાડો થશે તો વિધવાઓની સખ્યા પણ ઓછી થઇ જશે.

શિષ્ય—પણ મહાશય, મને તો એમ લાગે છે કે જો કન્યાઓ મોટી ઉમ્મરમા આવ્યા પછી પરણે તો તેઓ ગૃહકાર્યમાં બરાબર લક્ષ આપી શકે નહિ મે સાભળ્યુ છે કે અત્યારેજ કલકત્તામાં કેટલાક એવાં ગૃહો છે કે જ્યાં સાસુઓ ઘરનુ રસોઇ વગેરે કામકાજ કરે છે, અને સુશિક્ષિતા ગણાતી પુત્રવધૂઓ મોજાઓ પહેરીને પગ ઉપર પગ ચડાવી બેસી રહે છે! હજી આપણાં ગામડાં-ઓમા આવો વા નથી આવ્યો, એટલુ ઠીક છે!

સ્વામીજી—સારૂ અને નરસુ એ બે વસ્તુઓ તો દરેક દેશમાં હોયજ હું એમ માનુ છુ કે દરેક દેશમા સમાજ તો પોતેજ પોતાની મેળે તૈયાર થાય છે એટલા માટે બાળવિવાહને અટકાવવા પાછળ અથવા તો વિધવાઓનુ પુનર્લગ્ન કરાવવાના વિષય પાછળ આપણે માથુ પકાવવાની જરૂર નથી આપણુ તો કાર્ય માત્ર એટલુજ છે કે સ્ત્રીપુરૂષ અને સમાજના બધા માણસોને યથાશક્તિ શિક્ષણ આપવુ શિક્ષણ બરાબર મળશે તો સારૂ શુ અને નરસુ શુ, એ તેઓ પોતાની મેળેજ વિચારી લેશે. બુદ્ધિના પ્રકાશમા જે વસ્તુ ખરાબ લાગશે તેને મનુષ્યો પોતેજ ત્યજી દેશે જેથી સમાજમાં તેને માટે હોહા કરવાની કે ધડભાંજ કરવાની જરૂરજ નહિ રહે.

## સ્ત્રી કેળવણીની રૂપરેખા

શિષ્ય.—સ્ત્રીઓને માટે અત્યારે કેવા પ્રકારના શિક્ષણની જરૂર છે?

સ્વામીજી.—ધર્મ, શિલ્પ, વિજ્ઞાન, ગૃહવ્યવસ્થા, રાંધણ, શીવણ, આરોગ્ય, વગેરે વિષયોની ઉપલક સમજણ કન્યાઓને આપવી જોઇએ. ઉપન્યાસો અને નાટકોનો સ્પર્શ પણ થવા દેવો ન જોઇએ. મહાકાલીપાઠશાળા બહુ સારી ચાલે છે, છતાં માત્ર પૂજાપદ્ધતિ શીખવવાથીજ બધુ પતી જાય તેમ નથી. પ્રત્યેક વિષયનુ થોડુ ઘણુ જ્ઞાન મળવુ જોઇએ જે જે આદર્શ નારીઓ થઇ ગઇ છે

તે બધી પવિત્ર સન્નારીઓનાં જીવનચરિત્રો કન્યાઓની નજર આગળ તરતાં રાખવાં જોઇએ; અને ઉચ્ચપ્રકારનો ત્યાગ કરવાની તેમને વૃત્તિ સ્ફુર્યાં કરે એવી વ્યવસ્થા ખાસ કરીને થવી જોઇએ. સીતા, સાવિત્રી, દમયતી, લીલાવતી, મીરાં વગેરેનાં જીવનચરિત્રો બાલિકાઓને શીખવીને તેમને સમજાવવુ જોઇએ કે તમારે પોતે પણ તમારા જીવનને તેવુજ બનાવવુ જોઇએ

વાત કરતાં કરતાં ગાડી બાગબજારમા સ્વ૦ બલરામ બસુને ત્યા આવી પહોંચી. સ્વામીજી ગાડીમાંથી નીચે ઉતર્યા અને ત્યાં આગળ સ્વામીજીની રાહ જોતા જે દર્શનાભિલાષી ગૃહસ્થો બેઠા હતા, તેમને સર્વને મહાકાલીપાઠશાળા સબધી વૃત્તાત આદ્યોપાન્ત કહી સભળાવ્યો.

ત્યાર પછી "રામકૃષ્ણ મિશન" નામની એક નવીન સસ્થાની સ્થાપના કરવાની હતી, તેથી પ્રત્યેક સભાસદે શુ શુ કામો કરવાં જોઇએ તે સબધી વિવેચન કરતાં સ્વામીજીએ "વિદ્યાદાન" અને "જ્ઞાનદાન" નુ શ્રેષ્ઠત્વ બહુ અસરકારક રીતે સિદ્ધ કર્યું શિષ્યને ઉદ્દેશીને સ્વામીજીએ કહ્યુ કે,—"**શિક્ષણ આપો, શિક્ષણ આપો. नान्यः पन्था विद्यतेऽयनाय। એ સિવાય બીજો ઉપાય નથી.** કેળવણી આપવાના મતથી જેઓ વિરૂદ્ધ હતા તેમના તરફ કટાક્ષ કરતા સ્વામીજીએ કહ્યુ કે —"જોજે, ભૂલેચૂકે આ પ્રહ્લાદ ટોળામાં ભળી જતો નહિ." સ્વામીજી શુ કહેવા માગે છે તે બરાબર નહિ સમજી શકવાથી શિષ્યે સ્પષ્ટીકરણ કરવાને વિનતિ કરી. સ્વામીજીએ કહ્યુ કે —"તેં નથી સાંભળ્યુ કે "ક" અક્ષરને જોવા માત્રથીજ પ્રહ્લાદની આખમાં પાણી ભરાઇ આવ્યુ હતુ એક અક્ષર જોતાની સાથેજ જો કોઇની આખમાથી પાણી ભરાઇ આવે તો તેનાથી આગળ વાંચીજ કેમ શકાય? અલબત્ત, એટલુ છે કે પ્રહ્લાદના આંખમા તો પ્રેમનું જળ ઉભરાઇ આવ્યુ હતુ, જ્યારે અત્યારના કેટલાક મૂર્ખ માણસોને તો ભયથી આંખમા પાણી ભરાઇ આવે છે!" સર્વ કોઇ આ હાસ્યકટાક્ષ સાંભળી હસવા લાગ્યા. સ્વામી યોગાનદે જણાવ્યુ કે —"આપ જ્યારે કોઇ વિષયનુ ખડન કરો છો ત્યારે તેને જડમૂળથી કાઢી ફેકી દો છો! આપની ઇચ્છા"

---

# प्रसंग ८ मो.

( સ્થાન—કલકત્તા, ઈ સ ૧૮૯૭ )

થોડા દિવસ થયાં સ્વામીજી બાગબજારમાં સ્વ. બલરામ બસુને ત્યા રહેતા. સ્વામીજી ગમે ત્યા રહે તોપણુ ઉત્સાહી યુવકો તથા કૉલેજના વિદ્યાર્થીઓના

એટલા બધા ટોળેટોળા તેમની પાસે આવતા કે સવારે સાંજે કે બપોરે તેમને લેશ પણ આરામ મળી શકતો નહિ સ્વામીજી પ્રત્યેકને ધર્મ અને દર્શનના ગૂઢ સિદ્ધાન્તો પ્રેમપૂર્વક સરલ ભાષામા કહી સભળાવતા. એમની પ્રતિભા જોઇ જિજ્ઞાસુઓ સ્તબ્ધ બની જતા અને ઘણી વખત તેમની પાસેજ બેસી રહેતા

**શિષ્યના હાથની રસોઈ જમવાની સ્વામીજીની ઇચ્છા.**

આજે ખગ્રાસ સૂર્યગ્રહણ હતુ, તેથી જ્યોતિષીઓની મોટી સખ્યા બહાર નીકળી પડી હતી ધર્મની શ્રદ્ધાવાળા પુરૂષો તથા સ્ત્રીઓ પણ દૂર દૂરથી ગગા કિનારે આવી ગ્રહણના સમયની ઉત્સુક્તાથી રાહ જોતા ઉભા હતાં, પરન્તુ સ્વામીજીને ગ્રહણ સબધે કોઇ ખાસ પ્રકારનો ઉત્સાહ ન હતો. આજે સ્વામીજીની શિષ્ય પ્રત્યે એવી આજ્ઞા થઇ હતી કે શિષ્યે પોતે રસોઇ કરી સ્વામીજીને જમાડવા તેથી શિષ્ય રસોઇની સામગ્રી બજારમાથી ખરીદી લાવી પ્રાય. આઠ વાગે હાજર થઇ ગયો હતો તેને જોઇ સ્વામીજીએ કહ્યું કે—"તારા દેશની પદ્ધતિએજ આજે રસોઇ કરજે, અને ગ્રહણની પહેલા જમી લેવાય તેવી ઉતાવળ રાખજે"

બલરામબાબુને ત્યા આજે કોઇ કન્યા કે સ્ત્રી હાજર નહોતી, ઘર આખુ ખાલી હતુ, તેથી શિષ્યે રસોડામા જઇ રસોઇની શરૂઆત કરી. શ્રી રામકૃષ્ણ પરમહસ પ્રત્યે પરમ શ્રદ્ધાવાળાં શ્રીમતી યોગિની માતા તેની પાસે રહીને શિષ્યને જોઇતી વસ્તુઓ લાવી આપતા. સ્વામીજી વચમા વચમાં રસોડામા પધારતા અને શિષ્યને ઉત્સાહ આપતા કે,—"જોજે, રસોઇમા કઇ બગડી ન જાય, બરાબર પકવજે"

**સારૂં રાંધી શકે તેજ સાચો સાધુ બની શકે!**

ભાત, મગની દાળ તથા શાક તૈયાર થયુ, એટલે સ્વામીજી સ્નાન કરી આવ્યા અને પોતે પોતાના હાથે પાત્રમા લઇ આહાર કરવા બેસી ગયા શિષ્યે કહ્યુ કે—"હજી રાંધવાનુ બાકી છે" પણ સ્વામીજીએ તે તરફ કશુ લક્ષજ આપ્યુ નહિ, અને માબાપની પાસે લાડકો છોકરો કહે તેવી રીતે સ્વામીજીએ કહ્યુ કે—"જેટલુ તૈયાર થયુ હોય તેટલુ લાવ ભૂખથી પેટમા બળતરા થાય છે જલદી આપવા માંડ." શિષ્યે ઉતાવળમા ને ઉતાવળમાં બધી રસોઇ સ્વામીજીની સન્મુખ ધરી. સ્વામીજીએ ખાવાનુ શરૂ કર્યું. ત્યારપછી શ્રીયોગાનદ તથા પ્રેમાનદ વગેરે સન્યાસી મહાત્માઓને પણ પત્રાવળીઓ પીરસી દેવામા આવી શિષ્ય રસોઇના કામમા એટલો બધો ચાલાક નહોતો છતા સ્વામીજીએ રસોઇની ખૂબ પ્રશસા કરી તેમણે કહ્યુ કે આવી સુદર અને સરસ રસોઇ મે કોઇ દિવસ ખાધી નથી શાક દાળ બહુ મજાના થયાં છે સ્વામીજી આહાર કરી રહ્યા એટલે હાથ મોં ધોઇ ઘરમાં જઇ એક પાટ ઉપર જઇ બેઠા શિષ્ય સ્વામીજીની સામે ચોગાનમાં જમવા બેઠો સ્વામીજીએ આડે પડખે સૂતા સૂતા શિષ્યને કહ્યુ કે.—"જે

સારૂં રાંધી શકે નહિ તે સારો સાધુ પણ બની શકે નહિ. મન શુદ્ધ ન હોય તો સ્વાદિષ્ટ રસોઇ પણ બની નશકે"

થોડીક ક્ષણો પસાર થઇ હશે તેટલામાં ચોતરફથી શંખ તથા ઘંટના ધ્વનિ સંભળાવા લાગ્યા. સ્ત્રીઓનો કોલાહલ પણ શરૂ થયો સ્વામીજીએ કહ્યુ કે,–"અરે ગ્રહણ લાગી ગયુ! ચાલ ચાલ, હુ જરા સુઇ જઉં, જરા પગ ચાપી જા તો!" એટલુ કહીને સ્વામીજી તંદ્રાનો અનુભવ કરવા લાગ્યા. શિષ્ય તેમની પાદસેવા કરતા કરતાં વિચાર કરવા લાગ્યો કે,—"આવા પુણ્યક્ષેત્રમાં ગુરૂપાદસેવા એજ મારૂ તો ગંગાસ્નાન અને એજ મારો જપ." શિષ્ય શાંતરીતે સ્વામીજીની પાદસેવા કરતો ત્યાંજ બેસી રહ્યો. ગ્રહણ ખગ્રાસ હોવાથી ધીમે ધીમે ચોતરફ સંધ્યાસમયના જેવો અંધકાર ફેલાઇ ગયો.

ગ્રહણ છૂટવાને ૧૫–૨૦ મિનિટ બાકી હશે તેટલામાં તો સ્વામીજી જાગી ઉઠયા, અને હાથમો ધોવા માટે પાણી લાવવાની આજ્ઞા કરતા સ્વામીજીએ હસતાં હસતાંજ કહ્યુ કે,—"લોકમાં એમ કહેવાય છે કે ગ્રહણ વખતે જે કાંઇ થાય તેનુ કોટીગણુ ફળ મળે, એટલા માટે મે ધાર્યું કે મહામાયાએ આ શરી-રને બરાબર નિદ્રા કોઇ વખત લેવા દીધી નથી તો જો આ વખતે જરા ઉંઘ આવે તો પછી હમ્મેશા એવીજ ઉંઘ આવ્યા કરે, પણ તેમ થયુ નહિ, બહુ બહુ તો ૧૫ મિનિટ ઉંઘ આવી હશે.

## શિષ્યોની વક્તૃત્વશક્તિ કેળવવાનો પ્રયત્ન

ત્યાર પછી શિષ્યસમુદાય સ્વામીજી પાસે આવી બેઠો સ્વામીજીએ શિષ્યને ઉપનિષદ્‌ના સંબંધમાં કાંઇક વિવેચન કરવાનુ ફરમાન કર્યું શિષ્યે સ્વામીજીની હાજરીમાં હજી કોઇ વખત ભાષણ આપ્યુ નહતુ, તેથી તેનુ હૃદય થરથર ધ્રૂજવા લાગ્યુ, પરંતુ સ્વામીજી એટલેથીજ છોડી દે તેમ નહોતુ. ન છૂટકે શિષ્યને ઉભુ થવુ પડ્યુ. તેણે ઉભા થઇને "**पराञ्चि खानि व्यतृणवत् स्वयंभूः।**" એ મંત્રની વ્યાખ્યા કરવાનુ શરૂ કર્યું. વિષયને આગળ લંબાવતા ગુરૂભક્તિ તથા ત્યાગનો મહિમા વર્ણવ્યો, અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ એજ પરમ પુરૂષાર્થ છે એમ સિદ્ધ કરી પોતાના આસને બેસી ગયો સ્વામીજીએ પુનઃ પુનઃ તાલીઓ પાડી અને શિષ્યને વિશેષ ઉત્સાહી કરવા "વાહ! બહુ સુંદર!" ઇત્યાદિ ઉદ્‌ગારો કહાડ્યા

સ્વામીજીએ શ્રી શુદ્ધાનંદ તથા શ્રી પ્રકાશાનંદ વગેરે સંન્યાસીઓને પણ કાંઇક બોલવાનો હુકમ કર્યો. એટલે સ્વામી શ્રી શુદ્ધાનંદજીએ તેજસ્વી ભાષામા એક ટુંકુ ભાષણ "ધ્યાન" સંબંધે આપ્યું. તે પછી સ્વામી પ્રકાશાનંદ પણ કાંઇક બોલ્યા. ભાષણોનું કામ પૂરૂં થયું એટલે સ્વામીજી ઉઠીને બહાર આવ્યા.

સંધ્યાકાળને હજી એક કલાકની વાર હતી. સર્વ શિષ્યો બહાર આવ્યા ત્યારે સ્વામીજીએ કહ્યું કે,—"તમારામાંથી કોઇને કાંઇ પૂછવું હોય તો પૂછો."

**ધ્યાનનું સ્વરૂપ અને બહિરાવલંબન વિષે ચર્ચા.**

શુદ્ધાનંદ સ્વામીએ પ્રશ્ન કર્યો કે –" મહાશય, ધ્યાનનું સ્વરૂપ શું ?"

સ્વામીજી —કોઇ પણ વિષયમાં મનને એકાગ્રતાથી જોડવું તેનું નામ ધ્યાન એક વિષયમાં એકાગ્ર થનારૂં મન ગમે તે વિષયમાં એકાગ્ર થઇ શકે.

શિષ્ય —શાસ્ત્રમાં વિષય અને નિર્વિષય એવા ધ્યાનના બે ભેદ પાડયા છે તેનો અર્થ શું હશે ? તે બે ધ્યાનમાં કયું ધ્યાન ઉત્તમ કહેવાય ?

સ્વામીજી —પ્રથમ તો કોઇ એક વિષયનેજ લક્ષ કરી ધ્યાનના અભ્યાસની શરૂઆત કરવી જોઇએ. હું પોતે એક વખત એક કાળા બિન્દુ ઉપર મનને સ્થિર કરતો, તે વખતે છેવટે એ બિન્દુ પણ હું જોઇ શકતો નહિ, અથવા તો સામે શું છે, તે પણ સમજી શકતો નહિ. મનનો એવો નિરોધ થઇ જતો કે વૃત્તિનો એક તરંગ તેમાંથી ઉદ્ભવતો નહિ—જાણે કે શાંત–ગંભીર–મહોદધિ. આ અવસ્થામાં ઇન્દ્રિયાતીત સત્યની કાંઇક છાયા જોવામાં આવતી. એટલા માટે કોઇ પણ સામાન્ય બાહ્ય વિષયને આગળ રાખી ધ્યાનનો અભ્યાસ કરવાથી મન એકાગ્ર થવા માંડે છે. છતાં જેનું જે વિષયમાં મન લાગ્યું હોય તે વિષયનેજ આગળ રાખી જો તે ધ્યાનનો અભ્યાસ કરે તો બહુ જલદીથી તેનું મન સ્થિર થઇ જાય. આપણા દેશમાં દેવ અને દેવીઓની મૂર્તિપૂજા પ્રચલિત છે. આ મૂર્તિપૂજાના પ્રતાપે એક વખત આપણા દેશમાં શિલ્પશાસ્ત્રની કેટલી બધી ઉન્નતિ થઇ હતી ? પણ તે વિષયને હમણાં જવા દઇશું. અત્યારે આપણો વિષય ધ્યાનનો છે ધ્યાનને માટે બાહ્ય અવલંબન જોઇએ, પણ બધાને માટે એકજ અને સમાનજ સાધન જોઇએ એવો કાંઇ નિયમ નથી. જેને જે સાધનના અવલંબનથી ધ્યાન સિદ્ધ થાય, તે સાધનની તે પ્રશંસા કરે તથા પ્રચાર કરે તે પણ સ્વાભાવિક છે, પણ ઘણે ભાગે બને છે એમ કે **બાહ્યસાધનો મનને સ્થિર કરવાને માટે અવલંબનરૂપ છે, એ વાત પાછળથી ભૂલી જવાય છે; અને બાહ્યસાધનમાંજ સર્વસ્વ માની બેસાય છે.** એવી રીતે સાધનોમાંજ આજકાલ મનુષ્યો અટકી ગયાં છે અને ઉદ્દેશ–છેકજ વિસરાઇ ગયો છે. ઉદ્દેશ તો એજ હતો કે મનને વૃત્તિશૂન્ય કરવું, પણ તે તો એક બાજુએજ રહી ગયું કહેવાનો આશય એટલોજ છે કે મન કોઇ પણ વિષયમાં તલ્લીન ન થાય ત્યાંસુધી વૃત્તિશૂન્ય થઇ શકે નહિ.

શિષ્ય.—મનોવૃત્તિ વિષયાકાર થાય તોપછી બ્રહ્મની ધારણા કેવી રીતે થઇ શકે ?

સ્વામીજી—અલબત્ત, વૃત્તિ પ્રથમ વિષયાકાર થાય ખરી, પણ અંતે તો વિષયનું પણ જ્ઞાન રહેતું નથી, તે વખતે તો શુદ્ધ “ अस्ति ” એવું સત્તા માત્રનુંજ જ્ઞાન રહે છે

શિષ્ય—મહાશય, મનની એકાગ્રતા થવા છતા પાછી કામના અને વાસના કેમ જાગ્રત થતી હશે ?

સ્વામીજી.—એટલું પૂર્વના સસ્કારોનુ બળ સમજવુ બુદ્ધદેવ જ્યારે સમાધિસ્થ થતા હતા ત્યારે અનેક પિશાચોએ તેમને કષ્ટ આપવા માંડયુ હતુ. આ પિશાચો કંઇ બહાર નહોતા, મનના પૂર્વસસ્કારોજ છાયારૂપે બહાર પ્રકાશ પામ્યા, એટલોજ અર્થ કરવાનો છે

**યોગાભ્યાસમાં ભયના પ્રસંગો એ માત્ર કલ્પનાજ છે!**

શિષ્ય—ત્યારે જે એમ કહેવાય છે કે સિદ્ધ થવા પહેલા અનેક ભયકર પ્રસગોમાથી પસાર થવુ પડે છે, તે બધુ શુ મન કલ્પિત હશે ?”

સ્વામીજી—એ સિવાય બીજુ શુ ? અલબત્ત, સાધક પોતે સમજી શકતો નથી કે આ બધી ભયકરતાઓ એ માત્ર કેવળ તેના મનનોજ બાહ્યપ્રકાશજ છે, વસ્તુત બહાર તો કશુજ નથી આ જે જગત દેખાય છે તે પણ પછી તો નથી રહેતું. મન જ્યારે વૃત્તિશૂન્ય થાય છે ત્યારે ધીમે ધીમે બ્રહ્મભાસનું દર્શન થવા લાગે છે, અને એવી શરૂઆત થઇ એટલે यं यं लोकं मनसा संविभाति। જે જે લોક મનમાં પ્રતિભાસિત થાય તે તે લોકના દર્શન થવા લાગે એ સ્વાભાવિક છે. પછી તો જે સકલ્પ થાય તે તુરતજ સિદ્ધ થાય છે. આવી સત્યસકલ્પ અવસ્થાની પ્રાપ્તિ થવા છતા જેઓ અમનસ્ક રહી શકે છે, અર્થાત્ કોઇ આકાંક્ષાના ગુલામ નથી બનતા, તેમનેજ બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થાય છે, અને જેઓ ઉક્ત અવસ્થાએ પહોંચ્યા પછી વિચલિત થઇ જાય છે, તેઓ વિવિધ સિદ્ધિઓ મેળવવાના લોભમાં પડી પરમાર્થથી ભ્રષ્ટ થાય છે આ વાત કહેતાં કહેતાં સ્વામીજી પુન પુન શિવ, શિવ શબ્દનો ઉચ્ચાર કરવા લાગ્યા. છેવટે બોલ્યા કે—“ ત્યાગ સિવાય આ ગંભીર જીવનસમસ્યાનું રહસ્ય કોઇથી સમજી શકાય તેમ નથી ત્યાગ, ત્યાગ, ને ત્યાગનેજ તમારા જીવનનો મૂળમત્ર બનાવો. सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयं। સસારમાં મનુષ્યોને માટે વૈરાગ્ય સિવાય દરેક વસ્તુ ભયંકર છે.”

# प्रसंग १ मो.

( સ્થાન-કલકત્તા ઈ સ ૧૮૯૭ )

સ્વામીજી કેટલાએક દિવસ થયા બાગબજારમા સ્વ० બલરામબાબુને ત્યાંજ રહેતા હતા તેમણે આજે શ્રીરામકૃષ્ણ પરમહંસના ગૃહસ્થ ભક્તોને પોતાની પાસે બોલાવ્યા હતા, તેથી બપોરે ત્રણ વાગે સર્વ ગૃહસ્થ ભક્તો ત્યાં હાજર થઇ ગયા હતા સ્વામીજીનો ઉદ્દેશ એક સભા સ્થાપવાનો હતો. બધા આવી ગયા પછી સ્વામીજી નીચે પ્રમાણે બોલ્યા —

### સંઘશક્તિ એજ મહાશક્તિ છે

" વિવિધ દેશોમાં ફર્યા પછી મારો એવો દૃઢ નિશ્ચય થયો છે કે સઘ સિવાય કોઇ પણ મહાન્ કાર્ય થઇ શકતું નથી, છતાં આપણા દેશની અત્યારે એવી સ્થિતિ છે કે તત્કાળ એક સાધારણ સઘ તૈયાર થાય અથવા તો સાધારણ જનસમાજની સમ્મતિ લઇને કોઇ કામની શરૂઆત થાય તેમ બનવુ મુસ્કેલ છે. પશ્ચિમ દેશના પુરૂષો તથા સ્ત્રીઓ આપણા જેવાં દ્વેષપરાયણ નથી, પણ અધિક સુશિક્ષિત અને સહનશીલતાવાળાં છે તેઓ ગુણનુ સન્માન કરતાં શીખ્યા છે મારોજ દાખલો લ્યો મારા જેવા એક સામાન્ય માણસનો તેમણે કેટલો બધો સત્કાર કર્યો છે? આપણા દેશમા જ્યારે કેળવણીનો પ્રચાર થશે, જ્યારે સાધારણ જનસમાજ વિશેષે કરીને સહૃદય બનશે અને જ્યારે મત-પથની સાંકડી દીવાલોને જમીનદોસ્ત કરી બહાર જોતાં શીખશે ત્યારેજ પ્રજાવર્ગનો મત લઇ કામ કરવાનુ ધોરણ ઠીક પડશે. એટલાજ માટે અત્યારે સઘનો એક દષ્ટા અર્થાત્ મુખ્યમત્રી નીમાવો જોઇએ, કે જે મત્રીના આદેશને માન આપી સર્વ કોઇ પોતાનુ કામ કરે પછી જ્યારે લોકમત કેળવાશે ત્યારે લોકોના અભિપ્રાયને અનુસરવુ સરળ થઇ પડશે "

" અમે જેમના નામે સન્યાસી બન્યા છીએ, અને આપ સર્વ જેને જીવનના આદર્શરૂપે સ્વીકારી ગૃહસ્થાશ્રમના કાર્યક્ષેત્રમાં ઉતર્યા છો, એટલુજ નહિ પણ જેમના દેહાવસાન પછી માત્ર વીસજ વર્ષમાં જેમનુ પુણ્યનામ તથા અદ્ભુત જીવનવૃત્તાત સાંભળી પૂર્વ અને પશ્ચિમની પ્રજા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ છે; તે મહાત્માના નામથી આ સઘની પ્રતિષ્ઠા થવી જોઇએ આપણે સર્વે પ્રભુના સેવકો છીએ અને તેથી આપ સર્વ આ કાર્યમા સહાયતા આપો, એમ ઇચ્છુ છુ "

## શ્રીરામકૃષ્ણમિશનની સ્થાપના.

શ્રીયુત ગિરીશચંદ્ર ઘોષ વગેરે હાજર રહેલા ગૃહસ્થભક્તોએ આ ઠરાવને અનુમોદન આપ્યુ, અને રામકૃષ્ણસઘની ભાવી કાર્યપ્રણાલિવિષે ચર્ચા શરૂ થઇ. "રામકૃષ્ણપ્રચાર અથવા રામકૃષ્ણમિશન" એવુ આ સઘનુ નામ રાખવામા આવ્યુ. તેના ઉદ્દેશ-વ્રત વગેરે નીચે ઉતારૂ છુ —

ઉદ્દેશ —મનુષ્યોના કલ્યાણને અર્થે શ્રીરામકૃષ્ણે જે તાત્ત્વિક વ્યાખ્યાઓ પ્રબોધી છે અને જે પવિત્ર ભાવનાઓ તેમના જીવનમાં સફળ થઇ છે, તેનો પ્રચાર કરવો અને મનુષ્યોની શારીરિક, માનસિક તથા પારમાર્થિક ઉન્નતિને માટે બની શકે તેટલી સહાય આપવી એ આ સઘનો ઉદ્દેશ છે

વ્રત —જગતના સર્વ ધર્મ-મતો એક, અક્ષય, સનાતન ધર્મનુ રૂપાતર માત્ર છે, એમ માની પ્રત્યેક ધર્માવલબીમા પરસ્પર આત્મીયતા સ્થાપવાની ખાતર શ્રીરામકૃષ્ણે જે કાર્યની શરૂઆત કરી છે, તેને કાયમ ટકાવી રાખવી, એ આ સઘનુ મુખ્ય વ્રત છે

કાર્યપ્રણાલિ —મનુષ્યોની સાસારિક તથા આધ્યાત્મિક ઉન્નતિની ખાતર વિદ્યાદાન આપી શકે એવા યોગ્ય શિક્ષકો તૈયાર કરવા, તેમજ કારીગરો અને પરિશ્રમ કરી આજીવિકા ચલાવનારાઓને ઉત્સાહ આપી વેદાન્ત અને તેવા બીજા ધર્મભાવો કે જે શ્રીરામકૃષ્ણના જીવનમા વ્યાપ્ત હતા, તેનો જનસમાજમા પ્રચાર કરવો, એ આ સઘની કાર્યપ્રણાલિ છે

ભારતવર્ષીય કાર્ય —ભારતવર્ષના દરેક નગરમાં, જેઓ આચાર્યવ્રત ગ્રહણ કરવાની અભિલાષાવાળા હોય તેવા ગૃહસ્થો તથા સન્યાસીઓને શિક્ષણ આપવાને માટે આશ્રમોની સ્થાપના કરવી, અને શિક્ષિત ઉપદેશકોને દેશદેશાંતરમા મોકલી જનસમાજને સુશિક્ષિત કરવાનુ કાર્ય ભારતવર્ષી સસ્થાઓએ બજાવવુ

વિદેશીય કાર્યવિભાગ.—ભારતની બહાર આવેલા પ્રદેશોમા "વ્રતધારી" ઓ મોકલવા અને તે દેશોમા સ્થપાયેલા આશ્રમોની સાથે ભારતીય આશ્રમોનો સબધ દૃઢ કરી પરસ્પરની સહાનુભૂતિમાં ઉમેરો કરવો, તેમજ નવા આશ્રમોની સ્થાપના કરવી

સ્વામીજીએ પોતે ઉક્ત સસ્થાનુ સામાન્ય પ્રમુખપણુ સ્વીકાર્યું. સ્વામી બ્રહ્માનંદને કલકત્તા ખાતેની શાખાના સભાપતિ નીમ્યા, અને સ્વામી યોગાનદ તેમના સહાયક નિમાયા. બાબુ નરેન્દ્રનાથ મિત્ર એટર્ની મહાશય, સેક્રેટરી તરીકે અને ડૉક્ટર શશિભૂષણ ઘોષ, તથા બાબુ શરચ્ચદ્ર સરકાર ભંડારના સેક્રેટરી તરીકે નિમાયા શિષ્યની નિમણૂક શાસ્ત્રપાઠક તરીકે થઇ સાથે સાથે એવો પણ એક નિયમ ઠરાવવામાં આવ્યો કે દર રવિવારે સાંજે ચાર વાગે બાબુ બલરામને ત્યા આ સભાનો મેળાવડો થાય. સભાની સ્થાપના પછી બરાબર ત્રણ વર્ષ સુધી

પ્રત્યેક રવિવારે બાબુ બલરામને ત્યા સભાસદો એકત્ર થતા હતા સ્વામીજી પુનઃ યૂરોપની યાત્રાએ ગયા તે પહેલાં તેઓ પોતે પણ બને ત્યાંસુધી આ સભામાં દરેક વખતે હાજરી આપતા અને કોઇ વખત ઉપદેશ આપીને તો કોઇ વખત કિન્નરક કે કોઇ ભજન ગાઇને શ્રોતાવર્ગને આનંદમુગ્ધ કરતા.

ઉક્ત સભા સ્થપાયા પછી સર્વ મેમ્બરો પોતપોતાને ત્યા ગયા, એટલે યોગાનંદ સ્વામી ભણી નજર કરીને સ્વામીજીએ કહ્યુ કે—"કાર્યનો આરંભ તો થઇ ગયો હવે જો, કે ગુરૂદેવની ઇચ્છાથી કામ કેટલુ આગળ વધે છે!"

## ગુરૂદેવનું યથાર્થ સ્વરૂપ.

સ્વામી યોગાનંદ—તમારૂ બધુ કામ વિદેશી પદ્ધતિએ ચાલે છે શુ ગુરૂદેવનો તેવો ઉપદેશ હતો?

સ્વામીજી—ગુરૂદેવનો ઉપદેશ આથી જૂદા પ્રકારનો હતો, એમ તુ કેવી રીતે જાણી શકયો? અનંતભાવમય ગુરૂદેવને શુ તમે તમારી સંકુચિત સીમામાંજ પૂરી રાખવા માગો છો? હુ એ સંકુચિત સીમાઓને તોડી ગુરૂદેવની વિશાળ ભાવનાઓને પૃથ્વીમા સર્વત્ર ફેલાવવાનો પ્રયત્ન કરીશ ગુરૂદેવે પોતાની પૂજા કે સ્તુતિ કરવાનો અથવા તો બીજાઓની પાસે પોતાની પૂજા કરાવવાનો ઉપદેશ કદાપિ આપ્યો નથી. તેમણે જે જે સાધન, ભજનો, જે જે ધ્યાન ધારણાઓ તથા જે જે ઉચ્ચ ધર્મભાવનાઓ સંબધી ઉપદેશ કર્યો છે, તેનો અનુભવ કરી જગતના જીવોને સદુપદેશ કરવો એજ આપણુ કર્તવ્ય છે અનંત મત અને અનંત માર્ગો અત્યારે પ્રચલિત છે. આવા સંપ્રદાયથી ઉભરાઇ જતા જગતમા એક નવો સંપ્રદાય તૈયાર કરવા માટે આપણો જન્મ નથી ગુરૂદેવના ચરણનો આશ્રય મેળવવા આપણે ભાગ્યશાળી બન્યા છીએ, અને એટલાજ માટે જગતના માણસોને પ્રભુની પવિત્ર ભાવનાઓ અર્પણ કરવા માટેજ આપણુ જીવન છે

## ગુરૂદેવની અસંખ્ય સહાયતાઓ.

યોગાનંદ સ્વામી કાઇ પણ વાધો ઉઠાવ્યા વગર શાંતરીતે સાંભળતા બેસી રહ્યા સ્વામીજી આગળ બોલવા લાગ્યા—"મે મારી જીંદગીમાં ગુરૂદેવની દયાના સેંકડો શુ હજારો પૂરાવા મેળવ્યા છે ગુરૂદેવે પોતેજ મારી પાછળ રહીને મારી મારફતે બધુ કામ કરાવ્યું છે એમ કહું તોપણ કશી અતિશયોક્તિ નથી જ્યારે ભૂખ અને તરસથી તરફડતો હઉ, જ્યારે વૃક્ષની છાયા નીચે ઘાસમાં આળોટતો હઉ, અને જ્યારે લંગોટી બાંધવા જેટલુ વસ્ત્ર પણ ન મળતુ હોય, ત્યારે ખુદ ગુરૂદેવે દયાવશ થઇ મને અનેકવાર સહાય કરી છે. એમ ન હોય તો એક ફુટી બદામ પાસે નહિ હોવા છતાં સમસ્ત જગતનો પ્રવાસ કરવાનો નિશ્ચયજ કેમ ઉદ્દભવે? વળી વિચાર કરી જુઓ કે એજ વિવેકાનંદના દર્શન કરવાને માટે

ચીકાગો જેવા શહેરના રસ્તા ઉપર એક વખત ધક્કામુક્કી ચાલી રહી હતી ! ગુરૂદેવની દયા પ્રાપ્ત ન કરી હોય એવા માણસને એથી સોમા ભાગનુ પણ સન્માન મળે તો તે ગાંડોજ બની જાય ! છતાં એટલુ એટલુ સન્માન પણ ગુરૂકૃપાથી હજમ કરી શક્યો છુ, પ્રભુની ઇચ્છાથી સર્વત્ર વિજયજ મળતો રહ્યો છે ! આ વખતે એવો નિશ્ચય કર્યો કે હવે આ દેશમાં પણ કાંઇક કાર્ય કરી જવુ તમે લોકો શકા કે સદેહ કર્યા વિના મને મદદ આપો એજ મારી ઇચ્છા છે ગુરૂ-કૃપાથી આપણા સર્વ પ્રયત્નો સફળ થશે "

સ્વામી યોગાનદ—તમારી ઇચ્છા હશે તે પ્રમાણેજ થશે. અમે તો તમારા હુકમને માટે આજ્ઞાધીન છીએ. ગુરૂદેવ આપની મારફતેજ બધુ કામ કરે છે એવો અમને પણ અનેક વખતે વિશ્વાસ ઉપજ્યો છે, પરંતુ કોઇ કોઇ વખત શકા થઇ આવે છે કારણ કે ગુરૂદેવની પોતાની કાર્યપદ્ધતિ પ્રત્યક્ષ જોઇ છે, એટલે આપણે તેમના નિર્ધારિત માર્ગથી વેગળા તો નથી જતાને ? એવી ક્વચિત્ શકા થઈ આવે છે, તેથીજ પ્રસગોપાત સશયના ઉદ્દ્ગાર નીકળી જાય છે

સ્વામીજી:—બીજી એક વાત તુ જાણે છે ? સાધારણ ભક્તો ગુરૂદેવને જેટલા અને જેવા પ્રમાણમાં પીછાની શક્યા છે તેવાજ કાંઇ વસ્તુત આપણા પ્રભુ નહોતા. તેઓ અનતભાવમય હતા બ્રહ્મજ્ઞાનનો તો કોઇ વખત અત પામી શકાય, પરતુ પ્રભુના અગમ્યભાવોનો પાર પામવો એ સહેલી વાત નથી. તેમના માત્ર એકજ કૃપાકટાક્ષથી એક નહિ પણ સેકડો વિવેકાનદો અત્યારે તૈયાર થઇ શકે, છતા તેઓ તેમ નહિ કરતાં ઇચ્છાપૂર્વક મારી મારફતજ કાર્ય કરાવે છે, મને પોતાને તેમનુ એક યત્ર બનાવી ઇચ્છા પ્રમાણે દોરી જાય છે તુંજ કહે કે ત્યાં આગળ મારૂ શું ચાલે ?

એટલુ કહીને સ્વામીજી બીજા કાંઇ કામ માટે અન્યત્ર ચાલ્યા ગયા સ્વામી યોગાનદે શિષ્યને કહ્યુ કે,—" અહા ! જોયુ ને ? નરેદ્રની વિશ્વાસમયી વાણી સાંભળી ને ? કહે છે કે ગુરૂદેવના એકજ કૃપાકટાક્ષથી લાખો વિવેકાનદો તૈયાર થઇ શકે ! કેટલી ગુરૂભક્તિ ! આપણામા તેમનાથી સોમા ભાગ જેટલી પણ ભક્તિ હોત તો ભાગ્યશાળી બની ગયા હોત. "

## સ્વામીજી માટેનો ગુરૂદેવનો અભિપ્રાય.

શિષ્ય —મહાશય, સ્વામીજીના સબધમા ગુરૂદેવનો પોતાનો કેવો અભિ-પ્રાય હતો ?

સ્વામી યોગાનદ —તેઓ (શ્રીરામકૃષ્ણ પરમહસ) કહેતા કે " આવુ યોગ્ય પાત્ર આ સમયમાં આ જગતમાં બીજુ કોઇ નથી ! " કોઇ વખત તો તેઓ એમ પણ કહેતા કે " નરેદ્ર પુરૂષ છે અને પોતે તે પ્રકૃતિ છે, નરેદ્ર

તેનું શ્વસુરગૃહ છે" કોઇવાર વળી કહેતા કે-"અખંડનું ઘર-કે જ્યાં સકળ દેવદેવીઓ બ્રહ્મથી પોતપોતાનું અસ્તિત્વ જૂદું રાખી શક્યાં નહોતાં. જ્યાં સર્વ તલ્લીન થઇ ગયા હતાં અને માત્ર સાત ઋષિઓજ પોતપોતાનું અસ્તિત્વ પૃથક્ પૃથક્ રાખી ધ્યાનમાં નિમગ્ન રહ્યા હતા, તે પૈકીના એક ઋષિનો અંશાવતાર તે આ નરેંદ્ર છે" કોઈ કોઇ વખત એમ પણ કહેતા કે:-"જગદ્રક્ષક નારાયણે, જે નર અને નારાયણની મૂર્તિ ધારણ કરી જગતનું કલ્યાણ કરવા તપસ્યા કરી હતી, તેમાંના નર ઋષિનો અવતાર આ નરેંદ્ર છે." કોઇ વખત એમ પણ કહી દેતા કે,-"શુકદેવની માફક એને માયા સ્પર્શ પણ કરી શકી નથી"

શિષ્ય—એ બધી વાતો શું સત્ય હશે? ભાવાવેશમા આવીને તો તેમણે એમ નહિ કહી દીધું હોય?

યોગાનંદ—એમની વાતજ નિરાળી હતી ભૂલે ચૂકે પણ એમના મુખમાથી કોઇ દિવસ મિથ્યા વાર્તા નીકળવા પામી નથી.

શિષ્ય—જો તેમજ હોય તો સમયે સમયે જૂદાં જૂદાં રૂપો આપવાનું શું કારણ?

સ્વામી યોગાનંદ—તું સમજ્યો નહિ ઉપર કહ્યું તે સર્વનો સમગ્ર પ્રકાશ નરેંદ્રમાં છે, એમ જણાવવાનો તેમનો આશય હતો નરેંદ્રમાં એક ઋષિના જેટલું વેદજ્ઞાન, શંકરના જેવો ત્યાગ, બુદ્ધના જેવું હૃદય, શુકદેવના જેવું માયારહિતપણું અને બ્રહ્મજ્ઞાનનો સંપૂર્ણ વિકાસ એ સર્વ વસ્તુઓ સાથેજ રહેલી છે એ તું પોતે નથી જોઇ શકતો? એટલાજ માટે ગુરૂદેવ પ્રસંગોપાત જૂદા જૂદા ભાવથી બોલતા તેમનું કહેવું અક્ષરશઃ સત્ય છે

શિષ્ય આ વાત સાભળી મૂંગે મોએ બેસી રહ્યો તેટલામા સ્વામીજી બહારથી આવ્યા અને શિષ્યને પૂછ્યું કે-"તારા દેશમાં પરમહંસદેવનું નામ લોકો બરાબર જાણે છે?"

શિષ્ય—અમારા દેશમાથી એક માત્ર નાગમહાશયજ સૌ પહેલા ગુરૂદેવ પાસે આવ્યા હતા. નાગમહાશય પાસેથી વાતો સાંભળી સાભળીને, પાછળથી અનેકને શ્રીગુરૂદેવ સંબંધી વિશેષ વાતો જાણવાની જિજ્ઞાસા પ્રકટી છે, છતાં ગુરૂદેવ એક ઇશ્વરાવતારરૂપે હતા, એ વાતનો નિશ્ચય અમારા દેશમા ભાગ્યેજ કોઇને થયો હશે કેટલાએક તો તે વાતને વહેમ ગણી તિરસ્કારી કહાડે છે.

સ્વામીજી—એ વાત ઉપર વિશ્વાસ આવવો એ શું જેવી તેવી વાત છે? અમે પોતે હાથ પગ તથા નસે-નસ અને રોમે રોમની પરીક્ષા કરી, તેમના મુખથી વારંવાર વાતો સાભળી, ચોવીસે ચોવીસ કલાક તેમના સમાગમમાં રહ્યા, છતાં હજી અમને પણ વચમા વચમાં સંદેહ થઇ આવે છે તો પછી બીજાની તો વાતજ શું કરવી!!

શિષ્ય.—મહાશય, ગુરૂદેવ પોતે પૂર્ણબ્રહ્મ ભગવાન હતા, એ વાત એમણે પોતાના મુખથી આપને કોઇ દિવસ કહેલી ખરી ?

સ્વામીજી.—ઘણી વાર મને એકલાનેજ નહિ, પણ સર્વને એ પ્રમાણે કહેલુ મને બરાબર યાદ છે કે જ્યારે તેઓ કાશીપુરના બગીચામા રહેતા હતા અને શરીર છૂટવાનો સમય નજીક હતો, ત્યારે એક દિવસ તેમના બીછાના પાસે બેસી મે મનમા ને મનમાજ નિશ્ચય કર્યો કે જો અત્યારે ગુરૂદેવ પોતે એમ કહે કે —"હુ પોતે ભગવાન છુ" તો પછી તેઓ ખરેખરજ પ્રભુસ્વરૂપ છે, એવી શ્રદ્ધા રાખવી શરીર છૂટવાને માત્ર બેજ દિવસ બાકી રહેલા હતા, દેહ ક્ષીણપ્રાય થઇ ગયો હતો, છતા હુ બેઠો બેઠો વિચાર કરતો હતો. તેટલામાજ તેમણે મારા તરફ દ્રષ્ટિ કરી અને કહ્યું કે—"રામ નામ અને કૃષ્ણ નામથી જે તને પરિચિત છે, તે બન્ને અત્યારે આ રામકૃષ્ણના શરીરમા વર્તમાન છે, તારી વેદાન્તની દ્રષ્ટિને એક બાજુએ રહેવા દઇને જોજે" હું તો આ વાણી સાભળીને દિગ્મૂઢજ બની ગયો. આવી રીતે સાક્ષાત્ પ્રભુના મુખથી વારવાર સાભળવા છતા હજી પણ અમને સપૂર્ણ વિશ્વાસ થયો નથી, ઘણીવાર સદેહ અને નિરાશાને લઇને મન હાલક ડોલક થવા માડે છે અમારી પોતાની દશા આવી છે તો પછી બીજાની તો વાતજ શુ કરવી ? આપણા જેવાજ દેહવાળા એક મનુષ્યનો ઇશ્વર તરીકે નિશ્ચય કરવો એ બહુ વિકટ કામ છે, સિદ્ધ અને બ્રહ્મજ્ઞ વગેરેની ભાવનાઓજ આપણી પાસે રહી ગઇ છે એથી આપણુને કાઇ આવતુંયે નથી અને જતુંયે નથી. ગુરૂદેવના જેવા પુરૂષોત્તમ જગતમા કોઇ દિવસ પૂર્વે અવતર્યા નથી સસારના ઘોર અધકારમા અત્યારે એ મહાપુરૂષજ એક માત્ર દીવાદાંડી સમાન છે ! એમના પ્રકાશથી મનુષ્યો અત્યારે પણ સંસાર સાગરની પેલી તરફ પહોચી શકે છે

શિષ્ય—મહાશય, હુ તો એમ ધારૂં છુ કે જ્યાસુધી કોઇ પણ માણસ પોતાની નજરે દેખે નહિ, પોતાના કાને સાભળે નહિ, ત્યાં સુધી કોઇને વિશ્વાસ થાય નહિ. કહે છે કે આપણા મથુરબાબુએ એવિષે બહુ બહુ અવલોકન કર્યું છે, અને તેથીજ તેમનો ગુરૂદેવ સબધી વિશ્વાસ દઢ છે

## ગુરૂકૃપાનું સ્વરૂપ.

સ્વામીજી—જેને વિશ્વાસ થતો નથી તેને વસ્તુસ્થિતિ નજરે જોયા પછી પણ વિશ્વાસ થતો નથી વિશ્વાસ રાખવા જેવી ઘટના બનેલી પ્રત્યક્ષ નિહાળે તો તેને પણ સ્વપ્ન કે મગજનો વિકાર ગણી તુચ્છકારી કહાડે. દુર્યોધને વિશ્વરૂપ જોયુ હતુ અને અર્જુને પણ જોયુ હતું, અર્જુનને વિશ્વાસ થયો અને દુર્યોધનને માયાજાળ લાગી. અતરમાંથી પ્રભુ પોતે જ્યાંસુધી સમજાવે નહિ અથવા કહે નહિ ત્યા સુધી કોઇ વિશ્વાસુ બની શકે નહિ કેટલાએ ભકતો પણ છે કે

જેમણે ગુરૂદેવ સબંધી કાંઇ જોયું નથી, તેમજ પૂરૂં સાંભળ્યું પણ નથી, છતાં તેમને સોળે સોળ આના વિશ્વાસ બંધાયો છે, અને વળી કેટલાએક એવા પણ છે કે તેઓ બાર-બાર વરસ સાથે રહેવા છતાં, અને અનેક પ્રભાવો જોવા છતાં હજી સંદેહમાંજ ડૂબેલા છે ટુંકામાં ' તેમની કૃપા ' એ વસ્તુજ જૂદી છે છતાં લાગ્યા રહેવાથી તેમની કૃપા પણ પ્રાપ્ત કરી શકાય છે.

શિષ્ય —કૃપાને માટે કોઇ નિયમ છે, મહાશય?

સ્વામીજી —છે પણ ખરો અને નથી પણ ખરો.

શિષ્ય —તે કેવી રીતે?

સ્વામીજી —જેઓ મન-વચન-કાર્યથી સર્વદા પવિત્ર હોય, જેઓની ભક્તિ પ્રબળ હોય, જેઓ સારાસારનો નિર્ણય કરવામાં વિવેકી હોય અને ધ્યાન-ધારણામાં તલ્લીન હોય, તેમના ઉપર પ્રભુની કૃપા ઉતરે છે. છતાંએ પણ એ સત્ય છે કે પ્રકૃતિના સર્વ નિયમો પ્રભુને કોઇ પ્રકારે બાંધી શકતા નથી, પ્રભુ નિયમોથી બંધાએલો નથી. ગુરૂદેવ પોતેજ કહેતા કે -" જાણે બાળકનોજ સ્વભાવ "

એટલાજ માટે ઘણીવાર એવું જોવામાં આવે છે કે કોટિ જન્મસુધી સાદ કરવા છતાં કોઇ જવાબ આપતું નથી, અને કેટલીવાર એવું જોઇએ છીએ કે જેઓને આપણે પાપી, તાપી અને નાસ્તિક કહેતા હોઇએ છીએ તેમનામાં અચાનક ચિત્પ્રકાશ ઊભરી નીકળે છે એવાઓ ઉપર પ્રભુ પોતે યાચના વિના કૃપા વરસાવવી શરૂ કરી દે છે! અહીંઆં કહાય તું એમ કહીશ કે એવા નાસ્તિકોના પૂર્વભવના પુણ્યોનું બળ હોય અને ઇશ્વરીકૃપા થઇ હોય તો? પરન્તુ યાદ રાખજે કે પ્રભુની કૃપાનું રહસ્ય સમજવું બહુ કઠિન છે ગુરૂદેવ કહેતા કે -" એક માત્ર તેમના ઉપરજ આધાર રાખો. પવન ફૂંકાય છે તેમાં એકપર્ણરૂપે મળી જાઓ " વળી કોઇ વખત એમ પણ કહેતા કેઃ-" પ્રભુની કૃપાનો વાયુ તો વહી રહ્યો છે, તમે તમારા શઢો ચઢાવો ને?"

શિષ્ય —બહુ નવાઇ જેવી વાત છે, કોઇ યુક્તિજ નભી શકે નહિ

સ્વામીજી —દેશ-કાળ નિમિત્તથી જેની સીમાઓ નક્કી થઇ ગઇ છે અને જે સંસારમાં માયાનો અધિકાર પ્રવર્ત્તે છે, તેજ જગતમાં યુક્તિ અને તર્ક ચાલી શકે પ્રભુ તો દેશકાળાતીત છે, તેમનો નિયમ પણ છે, અને વળી તેઓ નિયમની બહાર પણ છે પ્રકૃતિના જે કાંઇ નિયમો છે તે તેમણેજ કર્યા છે, તેમનાથીજ થયા છે અને છતાં પોતે એ સર્વની બહાર છે જેના ઉપર તેમની કૃપા થાય તે તેજ ક્ષણે, તેજ મુહૂર્તે નિયમ અને સીમાની બહાર ચાલ્યો જાય. એટલાજ માટે કૃપાપ્રાપ્તિનો કોઇ ખાસ નિયમ નથી. તેમની કૃપા એટલે તેમની મરજી, ઇચ્છા, આ જગત, સૃષ્ટિ એ તેમની ઇચ્છા માત્ર છે. " **लोकवत्तु लीलाकैवल्यम् ।** "-

જેઓ ઇચ્છા માત્રથી આવું જગત ઉપજાવી શકે અને નાશ પણ કરી શકે, તેઓ કૃપા માત્રથી કોઇ મહાપાપીને મુક્તિ ન આપી શકે ? છતાં એટલું છે કે કોઇને સાધન ભજન કરવાનો પ્રસંગ આપે અને કોઇને ન પણ આપે તેમાં પણ તેમની ઇચ્છા, તેમની મરજી.

શિષ્ય—મહાશય, વાત બરાબર બંધબેસતી નથી. જરા સમજાય તેમ કહો.

સ્વામીજી—સમજીને શું કરવું છે ? બને ત્યાંસુધી ખંતપૂર્વક મંડયો રહે એમ થવાથી આ સર્વ જંજાળ સ્વમેવ દૂર થઇ જશે. વિચારપૂર્વક સતત મંડયા રહેવું જોઇએ. કામિની અને કાંચનમાંથી મનને પાછું હઠાવી, સદસદ્‌નિર્ણય કરનારી વિવેકદૃષ્ટિને જાગ્રત રાખી, હું દેહ નથી એવા વિદેહભાવે રહેવાનો સદા પ્રયત્ન કરવો જોઇએ, એટલુંજ નહિ પણ હું સર્વંગ આત્મા છું, એવી ભાવના પણ પ્રબળતર બનાવતા જવું જોઇએ. આ પ્રમાણે લાગ્યા રહેવું એનુંજ નામ પુરૂષાર્થ આવી રીતના પુરૂષાર્થથી પ્રભુમાં નિર્ભયતા આવશે, અને જેને પરમ પુરૂષાર્થ કહેવામાં આવે છે તે ત્યારે સફળ થશે

થોડીવાર રહીને પુન સ્વામી બોલવા લાગ્યાઃ—પ્રભુની તમારા ઉપર કૃપા ન હોય તો તમે અહીંઆં આવીજ ન શકો. ગુરૂદેવ પોતે કહેતા હતા કે જેઓના ઉપર ઇશ્વરની કૃપા થઇ છે તેઓ અહીંઆ આવશે, આવશે ને આવશેજ કદાચ અહીંઆં ન આવી શકે તોપણ તેઓ ગમે ત્યા રહે અને ગમે તે કરે તોપણ અહીંઆની વાતોથી અને અહીંઆની ભાવનાઓથી તેઓ હમ્મેશા તલ્લીન રહેવાનાજ તું તારો પોતાનોજ દાખલો લે. નાગમહાશય કે જેઓ ઇશ્વરની કૃપાને બરાબર સમજી શક્યા છે, તેમનો પરિચય થવો એ શુ ઇશ્વરકૃપા વિના કોઇ કાળે બની શકે ? "**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम्।**"—જન્મ–જન્માતરની સુકૃતિઓ ફળે ત્યારેજ એવા મહાપુરૂષના દર્શનનો લાભ મળે શાસ્ત્રમા ઉત્તમ ભક્તિનાં જે સર્વ લક્ષણો ગણાવવામા આવ્યાં છે તે સર્વ લક્ષણો નાગમહાશયમાં રહેલાં છે. **तृणादपि सुनीचेन**।—એમ જે કહેવાય છે તે એક માત્ર નાગમહાશયમાંજ પ્રત્યક્ષ થાય છે. ધન્ય છે તેમની જન્મભૂમિને, ધન્ય છે આ ભારતવર્ષને કે એવા મહાપુરૂષના પાદસ્પર્શથી આ દેશ પવિત્ર બની ગયો છે ! "

## નવીન સંપ્રદાય થઇ પડવાનો ભય.

એટલું કહેતા કહેતામાં સ્વામીજીએ મહાકવિ શ્રીયુત ગિરીશચંદ્ર ઘોષ મહાશયને ત્યાં જવાની ઇચ્છા પ્રકટ કરી. તેમની સાથે સ્વામી યોગાનંદ તથા શિષ્ય પણ હતો ગિરીશ બાબુને ત્યા ગયા પછી સ્વામીજીએ બેસતા બેસતાં વાતની શરૂઆત કરી કે—"×જી. સી. આજ કાલ, મન બહુ મુઝાયા કરે છે. આ કરૂ કે તે

× ગિરીશબાબુને જી સી ના ટુકાક્ષરી નામથી સબોધતા

કરૂં કે શું કરૂં? જગતમાં ગુરૂદેવનો મહિમા ફેલાવવા શું પ્રયત્ન કરવો તેની બરાબર સમજણ પડતી નથી જો કટિબદ્ધ થઇને તેવો પ્રયત્ન કરૂં છું તો વખત જતાં એક સંપ્રદાય બંધાઇ જાય એવો ભય રહ્યા કરે છે, અને એટલાજ માટે કાંઇક સંકોચ રાખી વર્તન કરવું પડે છે કોઇ કોઇ વખત મનમાં એમજ થઇ આવે છે કે સંપ્રદાય બંધાઇ જતો હોય તોપણ ભલે, પરન્તુ પાછો વિચાર થાય છે કે ના, તેમ તો નજ કરવું ગુરૂદેવનું મૂળ સૂત્ર સમદર્શિતાનું હતું તેને આઘાત ન પહોંચે તેવીરીતે વર્તવું એ આપણો પરમધર્મ છે આવા આવા વિચારોથી બહુ બહુ સંભાળીને પગલું ભરવું પડે છે તમારો શું અભિપ્રાય છે? સ્પષ્ટ કહો."

ગિરીશ બાબુ:— હું શું કહી શકું? આપ પોતેજ પ્રભુના હાથના યંત્ર છો જે કાંઇ કરવાનું છે તે તમારેજ કરવાનું છે હું વિશેષ કાંઇ સમજતો નથી માત્ર એટલુંજ જાણું છું કે પ્રભુની શક્તિ આપની મારફતે બહાર આવે છે

સ્વામીજી—હું ધારૂં છું કે હું પોતે મારી ઇચ્છામાં આવે તે પ્રમાણે કાર્ય કરતો જઉં છું, છતાં જ્યારે આપત્તિ વિપત્તિ કે અભાવ દારિદ્રયમાં આવી પડું છું ત્યારે ગુરૂદેવ પોતેજ માર્ગદર્શક થઇને મને સીધો માર્ગ બતાવી દે છે, એટલું તો હું સ્પષ્ટ રીતે જોઇ શકયો છું આટલું આટલું છતાં પ્રભુની શક્તિનું લેશ પણ માપ હું કાઢી શકયો નથી.

ગિરીશ બાબુ:—તેઓ પોતે કહેતા કે—"બધું સમજાયું એટલે કાંઇજ નહિ રહે કોણ કરશે, કોને માટે કરશે, અને શા સારૂ કરશે? એ પ્રશ્નો નિરૂત્તરજ રહી જશે."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેટલામાં એકાએક અમેરિકાની વાતોનો પ્રસંગ નીકળી પડયો. પાછળથી જણાયું કે ગિરીશ બાબુએ પોતેજ જાણી જોઇને સ્વામીજીની વાતોને એક બાજુએ રહેવા દઇ અમેરિકાનો પ્રસંગ કહાડયો હતો આમ કરવાનું શું કારણ હતું એવો શિષ્યે પ્રશ્ન કર્યો ત્યારે ગિરીશ બાબુએ જવાબમાં જણાવ્યું કે,—"ગુરૂદેવના શ્રીમુખથી અમે સાંભળ્યું છે કે જો આ પ્રકારની વાતો વધારે ને વધારે થવા લાગશે તો સ્વામીજીનો સંસારવૈરાગ્ય તથા ઇશ્વરભક્તિ એકદમ પ્રબળતાથી જાગૃત થઇ જશે, અને જો આમ થયું, એટલે કે જો સ્વામીજી પોતાના સ્વરૂપના અનુભવમાં ગાઢ તલ્લીન બની ગયા તો પછી તેમનો દેહ એક ક્ષણવાર પણ ટકી શકશે નહિ" એટલાજ માટે ગુરૂભક્તિની વાતોમાંથી વિષયાંતર કરી સ્વામીજીને અમેરિકા સંબંધી વાતો કરવામાં મેં રોકયા હતા. હવે મને સમજાયું કે જ્યારે સ્વામીજી ગુરૂદેવ સંબંધી કથા-વાર્તા કહેવામાં ગુરૂભાઇઓની સમક્ષ તલ્લીન બની જતા ત્યારે સ્વામીજીને બીજા પ્રસંગની વાતોમાં ઉતારવાની ગુરૂભાઇઓ યુક્તિ કરતા, તેનું પણ એજ કારણ હોવું જોઇએ. તે ગમે

તેમ હો, પણ સ્વામીજી અમેરિકા સબંધી વાતો કરવામાં ગુંથાયા તે દેશના સ્ત્રી પુરૂષોના ગુણાવગુણ તથા ભોગવિલાસ વગેરેની વાતો બહુ વખત સુધી ચાલી

---

# प्रसंग १० मो.

( સ્થાન–કલકત્તા ઈ. સ ૧૮૯૭ )

## સાયણાચાર્યના ભાષ્યનું વાંચન.

આજ દશ દિવસ થયાં સ્વામીજી પાસે શિષ્ય ઋગ્વેદનુ સાયણભાષ્ય વાંચે છે સ્વામીજી બાગબજારમાં સ્વ૦ બલરામ બસુને ત્યાજ રહે છે. મેક્ષમુલરે અનેક સખ્યાઓમા સપાદિત કરેલુ ઋગ્વેદ એક સારા ગૃહસ્થને ત્યાંથી આશ્રમમા મગાવ્યુ હતું. એક તો નૂતન ગ્રથ અને વળી વૈદિક ભાષા, તેથી વાંચતા વાચતા શિષ્યને અનેક ગુચવણો પડવા લાગી આથી સ્વામીજી શિષ્યને " અરે બગાલી " એમ કહી અનેકવાર સસ્નેહ મશ્કરી કરતા અને ગુચવણભર્યા શબ્દોનો ઉચ્ચાર તથા અર્થ કહી સભળાવતા. વેદનુ અનાદિત્વ સિદ્ધ કરવા સાયણે જે અદ્દભુત યુક્તિકૌશલ્ય દર્શાવ્યુ છે, તેની વ્યાખ્યા કરતાં સ્વામીજી ભાષ્યકારની કેટલીક વેળા બહુ તારીફ કરતા, તો કોઇ સમય કોઇ પ્રમાણ સબધી પોતાનો મતભેદ છે એમ જણાવી સાયણ પ્રતિ કટાક્ષ પણ કરતા.

## મેક્ષમુલર એ સાયણાચાર્યનોજ અવતાર છે !

એક વખત આ પ્રમાણે વેદપાઠ ચાલતો હતો ત્યારે સ્વામીજીએ મેક્ષમુલર સબધે વાતચીતનો પ્રારભ કરતા જણાવ્યુ કે,–" તું માનીશ ? મને તો એમ લાગે છે કે સાયણાચાર્યે પોતેજ પોતાના ભાષ્યનો ઉદ્ધાર કરવા મેક્ષમુલરરૂપે ફરીથી જન્મ લીધો છે ! ઘણા દિવસથી મારી તો એજ ધારણા હતી, તેમા પણ જ્યારે મેક્ષમુલરના દર્શન કર્યાં ત્યારથી તો એ ધારણા દૃઢ થઇ ગઇ છે મેક્ષમુલર જેવો ખતીલો, ઉત્સાહી અને વેદ–વેદાન્તમાં પારગત પડિત આ દેશમાં ભાગ્યેજ કોઇ હશે. તે સિવાય ગુરૂદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસ પ્રત્યે પણ કેવી અગાધ ભક્તિ ! ગુરૂદેવને ઇશ્વરાવતારરૂપેજ મેક્ષમુલર માનતા ! હુ જ્યારે તેમને ત્યાં અતિથી તરીકે ગયો ત્યારે પણ તેમણે મારો કેટલો સત્કાર કર્યો ? એ વૃદ્ધ સ્ત્રીપુરૂષને જોવાથી એમજ લાગ્યુ કે જાણે વસિષ્ઠ અને અરૂન્ધતીની પેઠેજ તેઓ ઉભય સસાર ચલાવ્યે જાય છે ! હુ જ્યારે તેમની પાસેથી વિદાય થયો ત્યારે એ વૃદ્ધ પુરૂષના ચક્ષુઓમા આસુ ભરાઇ આવ્યા હતા. "

### સાયણાચાર્ય મ્લેચ્છ પ્રદેશમાં કેમ જન્મે ?

શિષ્ય —" પણ મહાશય, અગર સાયણ પોતેજ મેક્ષમુલર હોય તો આ પુણ્યભૂમિ–ભારતમા જન્મ ન લેતાં મ્લેચ્છરૂપે મ્લેચ્છદેશમાં શા માટે જન્મ લે ? "

સ્વામી —" અજ્ઞાનતાને લઇનેજ ' હુ આર્ય–તે મ્લેચ્છ ' એવા વિભાગો પડયા છે, પરતુ જે પોતે વેદનો ભાષ્યકાર છે અને જે જ્ઞાનની જ્વલત મૂર્તિ છે, તેને માટે તે વર્ણાશ્રમ જેવા જાતિવિભાગ હોઇજ કેમ શકે ? એવા પુરૂષોને તો એવા ભેદો અર્થશૂન્યજ લાગે છે ! જીવોના ઉપકારની ખાતર તેઓ ગમે ત્યાં જન્મ લઇ શકે છે ખાસ કરીને જે દેશમાં વિદ્યા અને ધન એ ઉભયનુ બળ છે ત્યા જો જન્મ ન લે તો આવા મહાન્ ગ્રંથનુ છપાવવાનુ ખર્ચજ કયાથી મળે ? સાંભળ્યુ છે કે ઇસ્ટ ઇન્ડીઆ કપનીએ આજ ઋગ્વેદ છપાવવા માટે નવ લાખ રૂપિયા રોકડા કાઢી આપ્યા છે ! એટલેથી પણ આ કામ પૂરૂ થાય તેમ નહોતું આ દેશના સેકડો વૈદિક પડિતોને માસિક પગાર આપી આ કાર્યમાં જોડવા પડયા હતા. વિદ્યા અને જ્ઞાનની પાછળ આવો ગંજાવર ખર્ચ અને આવી પ્રબળ જ્ઞાનતૃષ્ણા આ દેશમાં આ કાળે તેં કયાંઇ જોઇ છે ? મેક્ષમુલરે પોતેજ ગ્રન્થની ભૂમિકામાં લખ્યુ છે કે તેને પચીસ વર્ષ તો કેવળ હસ્તલિખિત પ્રતો તૈયાર કરતાજ લાગ્યાં હતા ! અને વીસ વર્ષ તો ગ્રથને છપાતાં લાગ્યાં હતાં ! ૪૫ વરસ સુધી એક ગ્રન્થની પાછળ આવી રીતે લાગ્યા રહેવું એ શુ સામાન્ય મનુષ્યનુ કાર્ય છે ? હવે વિચાર કરી જો કે સાયણ પોતે ન હોય તો આમ બને ખરૂ ? "

### વેદ અનાદિ કેવી રીતે ?

મેક્ષમુલર સબધે આ પ્રમાણે વાતચીત થઈ રહ્યા પછી ગ્રન્થપાઠ આગળ ચાલ્યો વેદને આધારેજ આ સૃષ્ટિનો વિકાસ થયો છે, એવા સાયણના મતને આગળ ધરી, તેને ટેકો આપતાં સ્વામીજી બોલવા લાગ્યા કે,–" વેદ એટલે અનાદિ સત્યની સમષ્ટિ–( સમસ્તતા. ) વેદપારગત ઋષિઓએ આ સર્વ સત્યોને પ્રત્યક્ષ કર્યા અતિપ્રિયદર્શી સિવાય આપણા જેવા સાધારણ મનુષ્યોની દ્રષ્ટિએ તે પ્રત્યક્ષ થઈ શકે નહિ એટલાજ માટે વેદમા ઋષિ શબ્દનો અર્થ મંત્રાર્થદ્રષ્ટા એવો કરવામાં આવ્યો છે એક માત્ર જનોઇ ધારણ કરવાથી તેઓ કાંઇ બ્રાહ્મણ બની ગયા નહોતા બ્રાહ્મણાદિ જાતિવિભાગો તો પાછળથી થયા છે. વેદ શબ્દાત્મક અર્થાત્ ભાવાત્મક અથવા અનત ભાવોની સમષ્ટિ માત્ર છે. " શબ્દ " પદનો વૈદિક પ્રાચીન અર્થ " સૂક્ષ્મભાવ " એવો થાય છે એ સૂક્ષ્મભાવ પાછળથી સ્થૂલરૂપ લઈ પોતાને સ્પષ્ટ કરે છે મતલબ કે જ્યારે પ્રલય થાય છે ત્યારે ભાવી સૃષ્ટિના સૂક્ષ્મ બીજો વેદમાજ ઢકાએલાં રહે છે. એટલા માટે આપણે

પુરાણુમાં જોઇએ છીએ કે મત્સ્યાવતાર વખતેજ વેદનો ઉદ્ધાર થાય છે સારાશ કે પહેલાજ અવતારમાં વેદનો ઉદ્ધાર થયો. ત્યાર પછી તેજ વેદમાંથી ધીમે ધીમે સૃષ્ટિનો વિકાસ થવા લાગ્યો અર્થાત્ વેદમાં રહેલા શબ્દના અવલબનથી વિશ્વના સઘળા સ્થૂલ પદાર્થો એકે એકે તૈયાર થવા લાગ્યા, કારણુ કે સર્વ સ્થૂલ પદાર્થોનું સૂક્ષ્મરૂપ શબ્દ અથવા ભાવજ હોય છે. પૂર્વ-પૂર્વ કલ્પમા એજ પ્રકારે સૃષ્ટિની ઉત્પત્તિ થઈ હતી. આ વાત તો વૈદિક સધ્યાના મત્રમાં પણુ છે-" **सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् दिवं च पृथिवीं, चान्तरिक्षमथो स्वः।** " સમજ્યો કે ?"

### નાદમાંથી શબ્દ અને શબ્દમાંથી સ્થૂલ જગતની ઉત્પત્તિ શી રીતે સંભવે ?

શિષ્ય—પણુ મહાશય, જો કોઇ વસ્તુજ ન હોય તો પછી શા ઉદ્દેશે શબ્દનો ઉચ્ચાર થાય ? તેમજ પદાર્થવિના પદાર્થના નામો પણુ કેવી રીતે તૈયાર થાય ?

સ્વામીજી—ઉપલક દ્રષ્ટિએ તેમ લાગે એ બનવાજોગ છે, પરતુ વિચાર કરવાથી એ શકા નિવૃત્ત થઇ શકશે. એક ઘડાનો નાશ થવાથી કાંઇ ઘટત્વનો; ઘટપણાનો નાશ થતો નથી, કારણુ કે ઘટ એ સ્થૂલ વસ્તુ છે, જ્યારે ઘટત્વ-ઘટપણુ એ ઘટની સૂક્ષ્મ અવસ્થા અથવા શબ્દાવસ્થા છે, તે કદાપિ નાશ પામે નહિ આ પ્રમાણે સઘળા પદાર્થોની શબ્દાવસ્થા તે સર્વ વસ્તુઓની સૂક્ષ્માવસ્થા છે; અને આપણે જેને જોઇએ છીએ અને અડકીએ છીએ તે સર્વ વસ્તુઓ, ઉપર કહી તે સૂક્ષ્મ અવસ્થા અથવા તો શબ્દ અવસ્થાનો સ્થૂલ વિકાસ માત્ર છે જેવી રીતે કાર્ય અને કારણુનો સબધ છે, તેવોજ સબધ અહી પણુ સમજી લેવો. જગતનો ધ્વસ થવા છતા જગતનો બોધક શબ્દ, અથવા તો સ્થૂલ પદાર્થોના સૂક્ષ્મ સ્વરૂપો બ્રહ્મમાં કારણુરૂપે રહેલાજ હોય છે. જગતનો વિકાસ થાય તે પૂર્વે સૌ પહેલા એ સૂક્ષ્મ સ્વરૂપોમા એકત્ર થએલા પદાર્થો બહાર નીકળવા મથે છે, અને તેનો પ્રકૃતિસ્વરૂપ શબ્દગર્ભાત્મક અનાદિનાદ ઓંકાર પોતે પોતાની મેળે સ્ફુરે છે, પછી ધીમે ધીમે એકત્ર થએલા પદાર્થોમાંથી એક એક પદાર્થ ખાસ કરીને પ્રથમ તો સૂક્ષ્મ પ્રતિકૃતિનુ અર્થાત્ શબ્દનુ રૂપ લે છે, અને તે પછી સ્થૂલરૂપે વ્યક્ત થાય છે એ શબ્દ એજ બ્રહ્મ-એ શબ્દ એજ વેદ સાયણાચાર્યનો કહેવાનો આશય પણુ તેજ છે સમજ્યો ને ?

શિષ્ય—મહાશય, બરાબર સમજાતુ નથી.

સ્વામીજી.—જગતમાં જેટલા ઘટ છે તે સર્વનો નાશ થવા છતા ઘટ શબ્દ તો રહીજ જાય છે, એટલું તો સમજી શકાય છે ને ? તો પછી જગતનો

ધ્વંસ થવા છતાં, અથવા તો જે જે વસ્તુઓ આ જગતમાં પ્રતીત થાય છે તે સર્વ વસ્તુઓનો ભાંગીને ચૂરો થઈ જવા છતાં, તે તે વસ્તુઓને ઓળખાવનારા શબ્દો રહી જાય કે નહિ? અને જો રહી જાય તો તેમાથી પુન સૃષ્ટિ કેમ ઉત્પન્ન ન થાય?

## સંકલ્પસિદ્ધ ઋષિઓનું સામર્થ્ય.

શિષ્ય—પરંતુ "ઘટ, ઘટ" એમ બોલવાથી ઘટ થોડોજ તૈયાર થાય?

સ્વામીજી—તું અને હું એમ બૂમો પાડીએ તો અલબત્ત તૈયાર ન થાય, પણ સિદ્ધસંકલ્પ બ્રહ્મમાં ઘટની સ્મૃતિ થાય કે તુરતજ ઘટ તૈયાર થઇ જાય. એક સાધારણ સાધકની ઇચ્છા માત્રથી જો વિવિધ અચિંત્ય બનાવો બને છે તો પછી સિદ્ધસંકલ્પ બ્રહ્મની તો વાતજ શું પૂછવી? સૃષ્ટિના વિકાસ પહેલાં, બ્રહ્મ પ્રથમ શબ્દાત્મક હોય છે, પછી તે **ओंकारात्मक** અથવા નાદાત્મક થાય છે, ત્યાર પછી પૂર્વ પૂર્વ કલ્પના વિવિધ વિશેષ વિશેષ શબ્દો—જેવા કે ભૂ ભુવ સ્વ વા ગો માનવ, ઘટ-પટ ઇત્યાદિ તે ઓંકારમાંથી પ્રકટ થવા લાગે છે, અને એ રીતે ધીમે ધીમે આ વિચિત્ર જગતનો વિકાસ થતો જાય છે હવે શબ્દ એજ સૃષ્ટિનું મૂળ છે તે કેમ બને, એ વાત સમજાઈ?

## સમાધિભૂમિકાની શ્રેણી.

શિષ્ય—હા, એક રીતે સમજાણું પડી, પણ બરાબર ધારણા થતી નથી

સ્વામીજી—ધારણા થવી અથવા તો પ્રત્યક્ષ અનુભવ થવો એ તે કાંઇ રમત વાત છે? બાપુ! મન જ્યારે બ્રહ્મમા રમવાના સ્વભાવવાળું થાય ત્યારેજ તે ધીમે ધીમે એક પછી એક એમ વિવિધ અવસ્થાઓને ઓળંગીને છેવટે નિર્વિકલ્પ અવસ્થામા પ્રવેશ કરે છે. સમાધિમાં જગત શબ્દમય છે, એ વાત સર્વથી પ્રથમ સમજાય છે, અને તે પછી ગંભીર ઓંકારના ધ્વનિમાં સર્વ સમાઇ જાય છે. ત્યાર બાદ તે ધ્વનિ પણ સંભળાતો બંધ પડે છે ધ્વનિ છે કે નહિ તેની પણ ખબર પડતી નથી એનું નામ અનાહતનાદ કહેવાય છે અને તો મન પણ બ્રહ્મમા મળી જઇને શાંતિ પ્રસરી રહે છે

સ્વામીજી પોતેજ ઉપર કહી તે સર્વ અવસ્થાઓમાં થઇને અનેકવાર સમાધિની ભૂમિકામા જતા અને પુન પાછા આવતા, તે પ્રસંગ હવે શિષ્યની નજરે સ્પષ્ટરૂપે તરવા લાગ્યો જો તેમ ન હોય તો આવા વિસ્તૃતરૂપે વિષય સમજાવી દેવા એ બનીજ ન શકે શિષ્ય બોલ્યા ચાલ્યા વિના જ્યાંનો ત્યાંજ બેસી રહ્યો અને વિચારવા લાગ્યો કે જેણે આ સ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ ન કર્યો હોય, તે આમ વાણીથી કોઇને સમજાવી શકેજ નહિ.

## અવતારી પુરૂષોનો અનુભવ.

સ્વામીજી પુન બોલવા લાગ્યા –“ અવતારી મહાપુરૂષો જ્યારે સમાધિમાથી ઉત્થાન થઇ અહભાવમા ઉતરી આવે છે ત્યારે પહેલાં તો તેમને અવ્યક્તનાદનો અનુભવ થવા લાગે છે, અને ધીમે ધીમે તે નાદ વધારે સ્પષ્ટ થતો થતો ઓંકારમાંના અનુભવમા પરિણમે છે, ત્યારપછી એ ઓંકારમાંથી શબ્દમય જગતની પ્રતીતિ કરે છે અને છેવટે સ્થૂલ–ભૂતાત્મક જગતને પ્રત્યક્ષ કરે છે, પરન્તુ સામાન્ય સાધકો તો અનેક કષ્ટપૂર્વક નાદની પેલી તરફ પહોચી બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે છે

આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો તેટલામા મહાકવિ શ્રીયુત ગિરીશચદ્ર ઘોષ મહાશય ત્યાં આવી પહોચ્યા સ્વામીજીએ તેમને આવકાર આપી કુશળ–સમાચાર પૂછ્યા અને પુન શિષ્યને પાઠ ભણાવવા લાગ્યા. ગિરીશબાબુ પણ ધ્યાનપૂર્વક સ્વામીજીના શબ્દો સાંભળતા બેસી રહ્યા, અને આવા વિસ્તારથી સ્વામીજી વેદનુ રહસ્ય સમજાવે છે તે જોઇને બહુ આશ્ચર્ય પામ્યા.

પૂર્વ વિષયના અનુસધાનમા સ્વામીજીએ બોલવાનુ શરૂ કર્યું કે –“ વૈદિક અને લૌકિક એવા બે ભેદોથી શબ્દ પણ દ્વિવિધ છે “ શબ્દશક્તિપ્રકાશિકા” મા એ વિષય ઠીક ચર્ચ્યો છે તેમા જે વિચારો દર્શાવ્યા છે તે ખરેખર મનન કરવા યોગ્ય છે, પરન્તુ તેમા પરિભાષાનો આડબર માથુ ફેરવી નાખે તેવો છે ! ”

આ વખતે ગિરીશબાબુના તરફ નિહાળી સ્વામીજીએ કહ્યુ કે – “ કેમ મિસ્ટર જી. સી , આવુ આવુ તો કાઇ ભણ્યા નહિ, કેવળ ‘કૃષ્ણ અને વિષ્ણુ ’ ની પાછળજ દિવસ કાઢો છો ને ? ”

ગિરીશબાબુ—‘ હવે રહી રહીને ભણવાનુ શુ બની શકે ? એટલી બુદ્ધિયે ન મળે, તેમ એટલો અવસર પણ ન મળે ! છતા ગુરૂકૃપાથી આનદ છે ગુરૂદેવને જે કાંઇ કામ લેવાનુ છે તે બધુ આપની દ્વારા લીધે જાય છે, તેથી મને એ ભણવાની દરકાર પણ નથી ” એટલુ કહીને ગિરીશબાબુ ઋગ્વેદના મહાન્ નૂતન ગ્રથને પુન પુન પ્રણામ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા “જય કે ! વેદરૂપ શ્રીરામકૃષ્ણ દેવનો જય ! ”

આગળ એક વાર જણાવી ગયા છીએ કે સ્વામીજી જ્યારે કોઇ વિષયનો ઉપદેશ કરતા ત્યારે શ્રોતાઓના મનમાં તે વિષય સજ્જડ રીતે ઉતારી દેતા, અને શ્રોતૃવર્ગ તે વખતે ગભીર ભાવનામા એવો તો તલ્લીન બની જતો કે જગતમાં જો કાંઇ સારભૂત વસ્તુ હોય તો તે આ છે, એવો અનુભવ કરતો બ્રહ્મજ્ઞાન સબધે જ્યારે તેઓ બોલતા ત્યારે શ્રોતૃસમાજ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ એજ જીવનનો એક માત્ર ઉદ્દેશ હોવો જોઇએ, એમ અત.કરણપૂર્વક માનતો. જ્યારે તેઓ

ભક્તિ, કર્મ અથવા પ્રજાકીય ઉન્નતિ સબંધે બોલતા ત્યારે શ્રોતૃવર્ગના મનમા તેજ વિષયનો સપૂર્ણ અધિકાર વર્તવા લાગતો અને જીવનનુ મુખ્ય કર્તવ્ય હોય તો એજ હોવુ જોઇએ એમ દ્રઢતાથી વિચારતો. અત્યારે સ્વામીજીએ વેદનો પ્રસગ કાઢીને શિષ્યવર્ગને વેદોક્ત જ્ઞાનનો મહિમા એટલો તો અસરકારક રીતે સમજાવી દીધો કે જગતમા તે સિવાય બીજી કોઇ સાર વસ્તુ હશે કે નહિ, તે સબંધી કોઇ વિચારજ મનમા પ્રવેશ કરી શકયો નહિ. ગિરીશબાબુ લક્ષપૂર્વક આ બધી વાતચીત સાભળી રહ્યા હતા. સ્વામીજીની આવી ઉદાર શિક્ષાપદ્ધતિનો તેમને અગાઉ અનેકવાર અનુભવ થઇ ચૂકયો હતો, પરંતુ આ પ્રસગે શિષ્યને જ્ઞાન-ભક્તિ અને કર્મની એક સરખી આવશ્યકતા સમજાવી દેવા માટે મનમા ને મનમા તેમણે એક યુક્તિ ઘડી કાઢી.

### સ્વામીજીની સહૃદયતા-કરૂણાની અશ્રુધાર.

સ્વામીજી કોઇ અન્ય વિષયનો વિચાર કરવા લાગ્યા, તેટલામા ગિરીશ બાબુ બોલી ઉઠયા કે –" હા-અરે નરેદ્ર, એક વાત યાદ આવી વેદ-વેદાત તો ખૂબ ભણી ગયા, પણ આ દેશમાં જે ઘોર હાહાકાર વર્તે છે અને લોકો અન્નના અભાવે બાળહત્યાઓ કરે છે, જુગાર રમે છે, એટલુજ નહિ પણ વ્યભિચારાદિ દુરાચારો વધતા જાય છે, અને જે સ્વરૂપો આપણી આખો સામેજ ભયકરરૂપ ધારણ કરીને ઉભા રહ્યા છે, તેનુ નિવારણ કરવા તમારા વેદમા કાંઇ ઉપાય બતાવ્યો છે ? આ અમુક ગૃહસ્થને ત્યાં રોજ એક વખત પચાસ માણસો આનદથી ભોજન કરી શકતા, તેજ ગૃહસ્થને ત્યા આજે ભૂખમરાથી બાળકો હેરાન થાય છે, આ અમુક ગૃહસ્થની સ્ત્રીને બદમાસોએ શીળભ્રષ્ટ કરી મારી નાખી છે; અને આ અમુક ગૃહસ્થોને ત્યા ખુલ્લે બપોરે જુગાર રમાય છે, સેકડો ગર્ભહત્યાઓ થાય છે તથા વિધવાઓનુ સર્વસ્વ લૂટાઇ જાય છે, તેનો કાઇ ઉપાય તમારા વેદમા બતાવ્યો છે ? " ગિરીશ બાબુએ સામાજીક પરિસ્થિતિનુ ભયકર ચિત્ર ઉપરા ઉપરી સ્વામીજી પાસે રજુ કરવા માડયુ અને સ્વામીજી મુગે મોઢે તે સર્વ સાભળી રહ્યા જગતના દુ ખની અને કષ્ટની કહાણી સાભળી તેમના નેત્રમાં પાણી ભરાઇ આવ્યુ પોતાના મનનો ભાવ અન્ય કોઇ કળી જાય નહિ તે માટે તેઓ ઝડપથી બહાર ચાલ્યા ગયા !

ગિરીશ બાબુએ શિષ્યને ઉદ્દેશીને કહ્યુ કે:—" જોયુ કે બગાળી ? કેવુ કોમળ હૃદય ! તારા સ્વામીને માત્ર વેદજ્ઞ પડિતજ માની લઇશ નહિ જીવોના દુ ખની વાર્તા સાંભળી રડતા રડતા અહીંથી ચાલ્યા ગયા, એ કેટલી બધી સહૃદયતા ? કેટલી બધી મહાપ્રાણુતા ? તારી આખેજ તે જોયુ ને કે મનુષ્યોના દુ ખની કહાણી સાભળી કરૂણાથી હૃદય ભરાઇ આવ્યું અને વેદ-વેદાન્તની બધી

વાતો એક બાજુએ પડી રહી ! !

શિષ્ય —મહાશય, વેદનો અમારો પાઠ કેવો સરલ ચાલતો હતો ? વચમા આપે માયામય જગતની વાત કહાડી બધુ ધૂળધાણી કરી દીધુ, સ્વામીજીનુ મન પણ ખરાબ કરી દીધુ !

ગિરીશબાબુ —જગતમા આટલુ આટલું દુ ખ, આટલુ આટલુ કષ્ટ અને આટલી આટલી આફતો ચાલી રહી છે, છતાં તે તરફ લક્ષ ન આપતા કેવળ વેદજ ભણવાનુ તને સૂઝે છે ? મૂકી દે એક બાજુ તારા વેદ–વેદાન્તને !

## જ્ઞાન અને પ્રેમનો અવિચ્છેદ્ય સંબંધ.

શિષ્ય·–તમે પોતે સહૃદય છો એટલે તમને માત્ર હૃદયની ભાષાજ સાભળવી ગમે છે, પણ આ સર્વ શાસ્ત્રો કે જેની ચર્ચામા મચ્યા રહેવાથી જગત શુ, તેનું ભાનજ રહેતુ નથી, તેમા તમારી પ્રીતિ હોય તેમ જણાતુ નથી, નહિ તો આવી રીતે રસભગ ન કરો

ગિરીશ બાબુ —જ્ઞાન અને પ્રેમનુ ક્યા સ્થળે ભિન્નત્વ છે એ પહેલા મને સમજાવી દે. આ જો તારા ગુરૂ પોતેજ (સ્વામીજી) જેવા પડિત તેવાજ પ્રેમી છે કે નહિ ? તારા વેદમા પણ શું એમ નથી કહ્યુ કે—સત્–ચિત્–આનદ એ ત્રણે એકજ વસ્તુ છે ? સ્વામીજીમાં આટલુ બધુ પાડિત્ય છે, પણ જગતના દુ ખની કહાણી જેવી કાને પડી કે તુરતજ અશ્રુ વરસાવતા અહીથી ચાલ્યા ગયા કે નહિ ? જ્ઞાન અને પ્રેમ વેદ–વેદાન્તથી જો જુદા હોવાનુ સિદ્ધ થતુ હોય તો પછી એ વેદને પણ નમસ્કાર છે !

શિષ્ય નિરુત્તર બેસી રહ્યો તે વિચારવા લાગ્યો કે ખરેખરજ ગિરીશ બાબુના સિદ્ધાન્તો વેદના વિરોધી નથી

એટલામા સ્વામીજી બહાર ફરી આવ્યા અને શિષ્યને સબોધન કરીને કહ્યુ કે—" શુ વાત ચાલે છે ? " શિષ્યે કહ્યુ કે—" મહાશય, વેદના સબધેજ વાતો થાય છે. ગિરીશબાબુ વેદ જો કે ભણ્યા નથી છતા તેમના સિદ્ધાન્તો ઘણા સુદર છે. બહુ આશ્ચર્ય પામવા જેવુ છે કે આવુ જ્ઞાન તેમને કેવી રીતે પ્રાપ્ત થયુ હશે ? "

## ગુરૂભક્તિથી સત્યસિદ્ધાંતની પ્રાપ્તિ સહજ છે

સ્વામીજી —"ગુરૂભક્તિ હોય તો સર્વ સિદ્ધાતો પોતાની મેળેજ પ્રત્યક્ષ થાય છે, પછી તેને માટે ભણવાની કે વાચવા કરવાની જરૂર રહેતી નથી છતા એવી ભક્તિ અને એવો વિશ્વાસ જગતમાં બહુ દુર્લભ છે. ગિરીશ બાબુના જેવી જેમની ગુરૂભક્તિ હોય તેમને વેદ–વેદાત ભણવાની જરૂર નથી, છતાં એટલુ ધ્યાનમા રાખજે કે તેમનુ ( ગિરીશ બાબુનુ ) જો અનુકરણ કરવા જઇશ તો તારી પાસે છે તે

પણ ગુમાવી દઇશ. માત્ર એમની વાતો સાભળ્યા કરજે, તેમની દેખાદેખીએ કાઇ કામ કરીશ નહિ ”

શિષ્ય.—ભલે

## બુદ્ધિપૂર્વકની શ્રદ્ધાજ શ્રેયસ્કર છે.

સ્વામીજી –ભલે એમ નહિ, હુ કહુ તે એકવાર સમજી લે મૂર્ખની માફક બધી વાતમાં ભલે, ભલે, ન કર્યા કર. હુ કહુ તોપણુ અંધવિશ્વાસ રાખીશ નહિ પહેલા સમજ અને પછીજ વિશ્વાસ કર. મને પોતાને ગુરૂદેવ પ્રત્યેક વાત સમજાવીને પછીજ વિશ્વાસ કરવાનું કહેતા. યુક્તિ, તર્ક અને શાસ્ત્ર જે કહે તે પ્રમાણેજ કામ કરવુ. વિચાર કરવાથી બુદ્ધિ નિર્મળ થાય છે અને પછી તેમા બ્રહ્મ પ્રકાશિત થાય છે સમજ્યો ને ?

શિષ્ય —જી હા. પણુ વિવિધ માણુસોની વિવિધ વાતો સાંભળી ઘણીવાર મગજ ભમી જાય છે, હજી હમણાજ તેઓ (ગિરીશ બાબુ) કહેતા હતા કે –“ અરે ભણુવા–ગણુવાથી શુ દહાડો વળવાનો હતો ?” અને વળી આપ કહો છો કે —“ વિચાર કરતા શીખ ” હવે મારે શુ કરવુ ‘

સ્વામીજી —અમારી બન્નેની વાતમાં સત્યાંશ છે માત્ર દરેક વાત જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી કહેવામા આવી છે એટલુજ એક એવી અવસ્થા છે કે જ્યાં આગળ યુક્તિ–તર્ક સર્વ ચૂપ થઇ જાય છે–મૂકાસ્વાદનવત્ (મુગેકો સ્વપ્ના ભયા મમજ મમજ પસ્તાય, તેના જેવુ ) વળી બીજી એક એવી અવસ્થા છે કે જ્યા વેદાદિ શાસ્ત્રો વિષે વિચાર કરતા કરતા સત્ય વસ્તુ પ્રત્યક્ષ થઈ શકે છે તારે તો એ સર્વ ભણુવાની–સાભળવાની અને વિચાર કરવાની જરૂર છે તારે જો સત્ય પ્રત્યક્ષ કરવુ હોય તો તે એકજ માર્ગ છે.

નિર્બોધ શિષ્યને સ્વામીજી તરફથી આવી આજ્ઞા મળી તેથી તેણે વિચાર્યું કે ગિરીશ બાબુની હાર થઇ, અને સ્વામીજીએ પોતેજ ભણુવાના વિષયને ટેકો આપ્યો શિષ્યે ગિરીશ બાબુ ભણી જોઇને કહ્યુ કે –“ મહાશય સાભળ્યુ ને ? સ્વામીજી તો મને વેદ–વેદાન્તનો અભ્યાસ કરવાનુ જ ફરમાવે છે ! ”

ગિરીશ —નો તુ તેમ કર્યે જા સ્વામીજીના આશીર્વાદથી તેમાં પણુ તારૂ કલ્યાણુ થશે

## સેવાશ્રમ સ્થાપવાની ભલામણુ.

સ્વામી સદાનંદ તે વખતે ત્યા હાજર થયા તેમને જોઇને સ્વામીજીએ કહ્યુ કે –“ અરે ! આ મી જી સી ના મુખથી દેશની દુર્દશા સાભળીને ? મને તો તેમની વાત સાંભળ્યા પછી કશુ ચેન પડતુ નથી દેશની ખાતર તુ કાંઇ કરી શકે તેમ છે ?

સદાનંદ –મહારાજ ! જેવી આજ્ઞા સેવક સદાને માટે તૈયાર છે !

સ્વામીજી.–પ્રથમ તો નાના પાયા ઉપર નમુના દાખલ એક સેવાશ્રમ ખુલ્લું મૂકવાનો પ્રયત્ન કર, કે જેથી ગરીબ અને દુઃખીઆઓને કાંઇક સહાય મળે અને રોગીઓની સેવા પણ થઈ શકે. સંસારમાં જેમનું કોઈ સગું નથી એવા માણસોની, જાતિ–વર્ણ કે અવસ્થાનો ભેદભાવ રાખ્યા વિના સેવા થાય એવા ઉપાય યોજ !

સેવા અર્થે એક હજારવાર જન્મવા તૈયાર છું

સદાનંદ—આજ્ઞા, મહારાજ

સ્વામીજી—જીવસેવાથી ઉત્તમ ધર્મ બીજા એકે નથી સેવાધર્મનું જો બરાબર પાલન થાય તો સંસાર–બંધનને તૂટતાં જરાએ વાર લાગતી નથી—"**मुक्तिः करफलायते ।**"

ગિરીશ બાબુ તરફ નજર કરી સ્વામીજીએ કહ્યું –"જુઓ, ગિરીશ બાબુ, મને તો એમ થાય છે કે જો જગતનાં દુઃખો દૂર કરવા માટે એક હજારવાર જન્મ લેવા પડે તોપણ ખુશીથી લેવા એક હજારવાર જન્મ લેવાથી પણ જગતનું દુઃખ જરાયે ન્યૂન થઇ શકશે તો હું મને અહોભાગ્ય માનીશ. પોતાની એકલાની મુક્તિ ઇચ્છવાથી શું થવાનું હતું ? સર્વને સાથે લઇને એ માર્ગે જવાય તોજ ઠીક મને આવા વિચારો કેમ આવતા હશે ? કહો તો ગિરીશ બાબુ ?"

ગિરીશ બાબુ—જો તેમ ન હોય તો ગુરૂદેવે તમને સર્વોત્તમ પાત્ર તરીકે ગણાવ્યા છે, તે કેમ બને ?

તે પછી ગિરીશ બાબુને કાર્યપ્રસંગે અન્યત્ર જવાનું હોવાથી બહાર ગયા.

# प्रसंग ११ मो.

(સ્થાન—આલમબજાર મઠ. ઈ સ ૧૮૯૭)

## શિષ્યોને દીક્ષા અને સંન્યાસધર્મનો ઉપદેશ

આગળ કહેવાઇ ગયું છે કે સ્વામીજી વિલાયતથી પાછા ફર્યા ત્યારે અને કલકત્તામાં પધાર્યા ત્યારે અનેક ઉત્સાહી યુવકો તેમનાં દર્શને આવતા. સ્વામીજી તે અવિવાહિત વિદ્યાર્થીઓને બ્રહ્મચર્ય તથા ત્યાગનો સર્વદા ઉપદેશ આપતા અને **आत्मनो मोक्षार्थं जगद्धिताय च।** અર્થાત્ પોતાના મોક્ષને માટે તથા જગતનું કલ્યાણ સાધવા માટે સર્વસ્વનો ત્યાગ કરવાની કેટલી આવશ્યકતા છે, તે વિષય બહુ અસરકારક રીતે સમજાવતા તેઓ અનેકવાર કહ્યા કરતા કે સંન્યાસ ગ્રહણ કર્યા સિવાય કોઇને યથાર્થ આત્મજ્ઞાન થવું તો દૂર રહ્યું; પરન્તુ બહુ જનોનું

જેથી હિત થાય, બહુ જનોને જેથી સુખ થાય તેવાં ઐહિક કર્તવ્યો પણ સન્યાસ સ્વીકાર્યા સિવાય કદાપિ સંપૂર્ણ રીતે સિદ્ધ થાય નહિ. આથી કરીને સ્વામીજી હમ્મેશા ત્યાગનો ઉચ્ચ આદર્શ યુવકોની સમક્ષ રજુ કરતા, અને જો કોઇ યુવક સન્યાસગ્રહણની તત્પરતા દર્શાવતો તો તેને અધિક ઉત્સાહ આપી પોતાનો ખાસ કૃપાપાત્ર લેખતા સ્વામીજીના ઉત્સાહથી ઉત્સાહિત થઈ અનેક ભાગ્યશાળી યુવકો સંસારનો ત્યાગ કરી સ્વામીજીદ્વારા સન્યાસાશ્રમમા દીક્ષિત થઇ ચૂક્યા હતા આ નવા વિદ્યાર્થીઓમાંથી ચાર જણાએ જ્યારે સૌ પહેલાં સન્યાસવ્રત ગ્રહણ કર્યું ત્યારે આ શિષ્ય ત્યાં આલમબજાર મઠમાજ હાજર હતો. શિષ્યના મનમા હજી એ પ્રસંગ તાજોજ છે !

સ્વામી નિત્યાનંદ, વિરજાનંદ, પ્રકાશાનંદ તથા નિર્ભયાનંદના નામથી જેઓ અત્યારે શ્રી રામકૃષ્ણમંડળમાં સુપ્રસિદ્ધ છે, તેઓએ તે દિવસે સન્યાસ ગ્રહણ કર્યો હતો એક જણને દીક્ષા નહિ આપવા માટે સ્વામીજીના ગુરૂભાઇઓએ સ્વામીજીને બહુ રીતે સમજાવ્યા હતા, એમ શિષ્યે સાંભળ્યુ છે, પરંતુ તેઓને સ્વામીજીએ ઉત્તરમા એટલુજ જણાવ્યુ કે—"જો આપણે પાપી, તાપી, દીન, દુખી અને દરિદ્રોનો ઉદ્ધાર નહિ કરીએ તો બીજુ કોણ કરશે? માટે હવે પછી એવો કોઈ વાંધો મારી પાસે લાવશો નહિ " સ્વામીજીની દ્રઢ ઇચ્છા સફળ થઇ, અને અનાથોના આધારરૂપ સ્વામીજીએ પોતાના કૃપાગુણથી દરેકને સમાનભાવે દીક્ષા આપવાનો દ્રઢ સંકલ્પ કર્યો

શિષ્ય આજે એ દિવસથી મઠમાજ રહે છે. સ્વામીજીએ શિષ્યને કહ્યું કે— "તુંજ પોતે ભટ્ટાચાર્ય બ્રાહ્મણ છે, માટે આવતી કાલે તું એમનુ શ્રાદ્ધ નાખજે, એટલે પરમ દિવસે દીક્ષાની ક્રિયા શરૂ કરીશુ આજે જે કાંઇ તારે જોવુ હોય અથવા વાંચવુ હોય તે બધુ જોઇ જજે " શિષ્યે સ્વામીજીની આજ્ઞા માથે ચડાવી

## દીક્ષાવિધિ.

સન્યાસગ્રહણના પૂર્વદિવસે, સન્યાસવ્રત ગ્રહણ કરવાની દ્રઢ જિજ્ઞાસાવાળા ઉક્ત ચાર બ્રહ્મચારીઓએ મુંડન કરાવ્યુ, અને ગંગાસ્નાનથી પરવારી, શ્વેત વસ્ત્ર ધારણ કરી સ્વામીજીનો વાત્સલ્યમય આશીર્વાદ પ્રાપ્ત કર્યો તથા શ્રાદ્ધને માટે તૈયારી કરવામા ગુંથાયા.

અહીં એટલુ કહેવુ અસ્થાને નહિ કહેવાય કે શાસ્ત્રની રીતિ પ્રમાણે જેઓ સન્યાસ આશ્રમ સ્વીકારવા માગતા હોય તેઓએ પોતાનું શ્રાદ્ધ પોતાનેજ હાથે કરી લેવુ જોઇએ, કારણ કે સન્યાસ સ્વીકાર્યા પછી એવી લૌકિક કે વૈદિક કોઇ પણ ક્રિયામાં તેમનો અધિકાર રહેતો નથી. પુત્રપૌત્રાએ કરેલું શ્રાદ્ધ કે પિંડદાનનુ ફળ સન્યાસીઓને પહોચી શકતુ નથી એટલાજ માટે સન્યાસ લેવા પહેલાં

પોતાનું શ્રાદ્ધ તેમને પોતાનેજ કરી લેવુ પડે છે; અને પોતાના સસારના, દેહના અને સબધીઓના સર્વ પૂર્વસબધો પણ સકલ્પદ્વારા છેક વિસારી મૂકવા પડે છે આ ક્રિયાને સન્યાસગ્રહણસમયની અધિવાસક્રિયા કહેવામાં આવે છે. શિષ્યે નજરોનજર જોયું છે કે સ્વામીજી આ સર્વ વૈદિક ક્રિયાકાડોમા સપૂર્ણ વિશ્વાસ ધરાવતા હતા, એટલુજ નહિ પણ શાસ્ત્રવિધિ પ્રમાણે જો બધી ક્રિયા નહોતી થતી તો દિલગીર પણ થતા કેટલાએક માત્ર ગેરૂઆ વસ્ત્રો પહેરી લેવાથીજ સન્યાસી બની જવાય એમ ધારી બેઠા છે, તેમના પ્રત્યે સ્વામીજી બહુ ઉદાસીન રહેતા ગુરૂપરપરાથી ઉતરી આવેલા વર્તમાન અનુષ્ઠાનો પ્રત્યે સ્વામીજી ભક્તિભાવ ધરાવતા અને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાના ઉપાયરૂપે સન્યાસવ્રત ગ્રહણ કરાવવા પૂર્વે બ્રહ્મચારીઓદ્વારા ખાસ કરીને તે અનુષ્ઠાનો વિધિપૂર્વક કરાવતા. અમે એમ પણ સાંભળ્યુ છે કે શ્રીપરમહસ દેવના સ્વર્ગવાસ પછી સ્વામીજીએ પોતે પણ ઉપનિષદ્ આદિ શાસ્ત્રોમાં કહેલી વિધિ પ્રમાણે સર્વ વસ્તુઓ મગાવી પોતાના ગુરૂભાઇઓની સાથે, ગુરૂદેવની છબી સામે રાખી, વૈદિકપદ્ધતિએ સન્યાસ ગ્રહણ કર્યો હતો.

### સંન્યાસવ્રતની કઠોરતા જોઇ શિષ્યનું ગભરાવું–સ્વામીજીનો બોધ.

આલમબજારમઠના ઉપરના ભાગમા શ્રાદ્ધોપયોગી તમામ વસ્તુઓ મગાવી રાખવામા આવી હતી. સ્વામી નિત્યાનદે પિતૃઓની શ્રાદ્ધક્રિયા અનેક વખત કરી હતી, તેથી જરૂરી વસ્તુઓ મગાવી લેવામાં કાંઇ હરકત પડી નહિ. સ્વામીજીની આજ્ઞાને માન આપી શિષ્ય પણ સ્નાન વગેરેથી પરવારી પુરોહિત તરીકેનુ કામ કરવાને તૈયાર થયો. મત્રાદિના બરાબર ઉચ્ચારો થવા લાગ્યા. સ્વામીજી પણ પ્રસગોપાત આવીને વિધિ જોઈ જતા. શ્રાદ્ધ પૂરૂ થઇ રહ્યુ અને ચારે બ્રહ્મચારીઓ પોતાના પિડનું દાન કરી રહ્યા ત્યારે શિષ્યની સાસારિક દ્રષ્ટિએ તેઓ મૃતવત્ જણાવા લાગ્યા આથી શિષ્યનુ હૃદય તે વખતે ગભરાઇ ગયુ! સન્યાસવ્રતની કઠોરતાનુ સ્મરણ થતાં તે મુઝાવા લાગ્યો. પિડાદિ લઇને બ્રહ્મચારીઓ ગગા કાંઠે ગયા ત્યારે શિષ્યની ગભરામણ જોઇને સ્વામીજીએ કહ્યુ કે.–"કેમ, આ બધુ જોઇને તને કાંઇ ભય લાગે છે?" શિષ્યે માથુ નીચે નમાવી સ્વામીજીના પ્રશ્નનો હકારમાં ઉત્તર આપ્યો સ્વામીજીએ કહ્યુ કે–"એમાં ભય પામવા જેવુ શુ છે? સમજ કે આજે સસારમાથી તેઓ મૃત્યુ પામી ચૂક્યા, પણ કાલથી તો નવો દેહ ધારણ કરી, નવા વિચારે અને નવા વેશે પુન હાજર થશે. બ્રહ્મવીર્યથી પ્રદીપ્ત થઇ તેઓ આજથી જ્વલત અગ્નિની માફક અવસ્થાન કરશે–**न धनेन न चेज्यया त्यागेनैकेन अमृतत्वमानशुः॥**"

સ્વામીજીનુ કથન સાંભળી, શિષ્ય મુગે મોંઢે ઉભો થઇ રહ્યો. સન્યાસની કઠોરતા જોઇ તેની બુદ્ધિ મુઝાઇ ગઇ હતી. તે વિચારવા લાગ્યો કે વાતમાં અને

કાર્યમાં કેટલો બધો ભેદ! જે વાત વિચારવામાં આટલી બધી સુંદર જણાય છે તે જ્યારે ક્રિયામાં મૂકાય છે ત્યારે કેટલી બધી હૃદયદ્રાવક થઇ પડે છે!

શ્રાદ્ધવિધિથી નિવૃત્ત થએલા બ્રહ્મચારી શિષ્યો ગંગાજીમાં પિંડ પધરાવીને આવ્યા અને મઠમાં આવી સ્વામીજીના પાદપદ્મની વંદના કરી સ્વામીજીએ આશીર્વાદપૂર્વક કહ્યું કે:—"તમારૂં માનવ-જીવન આજે શ્રેષ્ઠ વ્રત ગ્રહણ કરવામાં ઉત્સાહિત થયું છે, તે માટે તમારો જન્મ ધન્ય છે, તમારો વંશ ધન્ય છે અને તમારી ગર્ભધારિણી માતા પણ ધન્ય છે—**कुलं पवित्रं जननी कृतार्था ॥**"

**ભોગ અને યોગ સાથે બનેજ નહિ.**

તે દિવસે રાત્રે આહાર કર્યા પછી સ્વામીજી કેવળ સંન્યાસધર્મ સંબંધેજ વાર્તાલાપ કરવા બેઠા સંન્યાસવ્રત ગ્રહણ કરવા ઉત્સુક બનેલા બ્રહ્મચારીઓને ઉદ્દેશીને તેઓએ જણાવ્યું કે:—**आत्मनो मोक्षार्थं जगद्धिताय च ।** પોતાના મોક્ષની ખાતર અને જગતના હિતની ખાતર સંન્યાસવ્રત ગ્રહણ કરવું જોઇએ. સંન્યાસ ન લેવાય ત્યાંસુધી કોઇ દિવસ કોઇ બ્રહ્મજ્ઞ થઇ શકે નહિ વેદ-વેદાંતમાં પણ એની એજ ઘોષણા છે જેઓ એમ કહે છે કે સંસાર પણ ભોગવીશું અને બ્રહ્મજ્ઞ પણ બનીશું, તેઓની વાત ઉપર કદાપિ લક્ષ આપીશ નહિ એમ કહેનારાઓના હૃદયમાં સંસારના ભોગની વાસના ગુપ્તપણે રહેલીજ હોય છે. સંસારના ભોગો ભોગવવાથી જેની લેશ પણ ઇચ્છા રહી ગઇ હોય, જેમની કામનાઓ અને વાસનાઓ હજી ક્ષીણ થઇ ન હોય, તેઓ આ કઠિનમાર્ગનો વિચાર કરતાજ ગભરાઇ જાય છે, અને તેથી કહે છે કે આપણે તો સ્વાર્થપરમાર્થ એ બન્ને સાધીશું એ બધો મૂર્ખાનો પ્રલાપ, ઉન્મત્તતાનો બકવાદ માત્ર છે, અવૈદિક અશાસ્ત્રીય કલ્પનામાત્ર છે ત્યાગ સિવાય કોઇ કાળે મુક્તિ નથી ત્યાગ સિવાય પરાભક્તિ ઉદ્ભવીજ શકે નહિ ત્યાગ-ત્યાગ-**नान्यः पन्था विद्यतेऽयनाय ।** તે સિવાય બીજો કોઇ માર્ગજ નથી ગીતામાં પણ કહ્યું છે કે—**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ॥**"

સંસારના પ્રપંચોમાંથી છૂટયાવિના કોઇની મુક્તિ થઇ હોય અથવા થાય એવો સંભવ નથી. સંસારાશ્રમમાં જેઓ રહ્યા છે, તેઓ કોઇને કોઈ પ્રકારે કામનાના ગુલામ છે એ વાત તો તેઓ પોતેજ સિદ્ધ કરે છે જો કામનાના ગુલામ ન હોય તો પછી સંસારમાં રહેવાનું પ્રયોજન શું? કાંતો કામિનીના દાસ છે, કાંતો ધનના દાસ છે, અને કાંતો વિદ્યા, બુદ્ધિ, યશ, માન, પાંડિત્યના દાસ છે આવી અનેક પ્રકારની ગુલામીઓમાંથી મુક્ત થવાય તોજ મુક્તિના માર્ગમાં આગળ પગલાં ભરાય. માણસો ગમે તેમ કહે, પરન્તુ હું તો એમજ માનું છું કે સર્વસ્વના ત્યાગપૂર્વક સંન્યાસ ગ્રહણ થાય નહિ ત્યાંસુધી જીવનું કોઈ રીતે કલ્યાણ નથી, કોઇ રીતે

ઉદ્ધાર નથી, તેમજ કોઇ રીતે બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિની સંભાવના નથી

### બ્રહ્મજ્ઞાન પાસે ઋદ્ધિ-સિદ્ધિ નિર્જીવ છે

શિષ્ય —મહાશય, સન્યાસ ગ્રહણુ કરવાથીજ શુ સિદ્ધિ મળી જતી હશે?

સ્વામીજી —સિદ્ધિ મળે કે નહિ, તે જૂદી વાત છે. તુ પોતેજ જ્યાંસુધી આ ભયકર સસારની ખાઇમાથી બહાર નીકળી નહિ શકે ત્યાસુધી વાસનાનુ દાસત્વ પણુ કોઇ કાળે તજી નહિ શકે, અને ત્યાસુધી તને ભક્તિ કે મુક્તિની પ્રાપ્તિ થવી પણુ અસભવિત છે. બ્રહ્મજ્ઞાન પાસે ઋદ્ધિ-સિદ્ધિ કશી બીસા તમાંજ નથી

### ચાર પ્રકારના સંન્યાસ.

શિષ્ય —સન્યાસને માટે કોઇ પણુ પ્રકારના ભેદો કે કાળ અકાળ જેવુ કાંઇ હશે કે નહિ?

સ્વામીજી:—સન્યાસધર્મની સાધના માટે કાળ અકાળ કાંઇ જોવો પડતો નથી. શ્રુતિ સ્પષ્ટ રીતે કહે છે કે—**यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्।** જે કાળે વૈરાગ્યનો ઉદય થાય તેજ ક્ષણે પ્રવ્રજ્યા-દીક્ષા ગ્રહણુ કરવી. યોગવાસિષ્ઠમાં પણુ કહ્યુ છે કે —

**युवैव धर्मशील: स्यात् अनित्यं खलु जीवितम्।**
**को हि जानाति कस्याद्य मृत्युकालो भविष्यति ॥**

જીવનની અનિત્યતા વિચારી યુવાવસ્થામાંજ મનુષ્યોએ ધર્મશીલ બનવું જોઇએ. દેહ ક્યારે પડશે તે કોણુ કહી શકે તેમ છે? શાસ્ત્રમા સન્યાસનાં ચાર પ્રકારનાં વિધાનો જોવામાં આવે છે. (૧) વિદ્વત્સન્યાસ, (૨) વિવિદિષાસન્યાસ, (૩) મર્કટસન્યાસ, (૪) આતુરસન્યાસ.

એકાએક સપૂર્ણ અને યોગ્ય વૈરાગ્ય સ્ફુરી આવે કે તુરતજ સન્યાસગ્રહણુ કરી બહાર નીકળી પડવુ તે પ્રથમ પ્રકારનો સન્યાસ પૂર્વજન્મના સસ્કાર વિના પ્રથમ પ્રકારનો વિદ્વત્સન્યાસ સભવતો નથી આત્મતત્ત્વ જાણુવાની પ્રબળ ઇચ્છાથી કોઇ બ્રહ્મજ્ઞ પુરૂષની પાસે જઇ સન્યાસ સ્વીકારી શાસ્ત્રપાઠ તથા ભજન-સાધન વગેરે કરવાં તેને વિવિદિષાસન્યાસ કહે છે સસારના દુ ખ-તાપથી અથવા પોતાના કોઇ સગાના મૃત્યુથી અથવા એવાજ બીજા કોઇ કારણુથી સંન્યાસ લઇ લેવો તેને મર્કટસન્યાસ કહે છે, કારણુ કે તે વૈરાગ્ય સ્થાયી હોતો નથી ગુરૂદેવ જેમ કહેતા કે—" સન્યાસ લઇ દેશાટન કરતા ક્યાંઇ નોકરી મળી ગઇ, તો પછી વિવાહ કરી સસારી બન્યા. હતા ત્યાં ને ત્યાંજ " તેના જેવુ થાય. છેલ્લો પ્રકાર આતુરસન્યાસનો છે. માણુસ જ્યારે મરણુશય્યાએ પડ્યો હોય ને બચવાની આશા ન હોય ત્યારે તેને સંન્યાસ આપવાનો રિવાજ છે.

અગર તે મૃત્યુ પામે તો પવિત્ર સન્યાસવ્રત ગ્રહણ કરી મૃત્યુ પામ્યો એમ ગણાય, અને આવતા ભવમાં એ પુણ્યના બળથી સારો જન્મ મળે, એવી પણ માન્યતા ખરી. ભાગ્યબળે જો મનુષ્ય બચી જાય તો પછી પુન સંસારમાં નહિ રહેતાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે સાધન-ભજન કરી સમય વીતાવે. તારા કાકાનેજ શિવાનંદ સ્વામીએ આતુરસન્યાસ આપ્યો હતો. જો કે તેઓ મરી ગયા તોપણ એવા સન્યાસગ્રહણથી તેમનો કોઈ ઠેકાણે ઉચ્ચજન્મ થશે. ટુંકામાં કહેવાનું એટલુંજ કે સંન્યાસ લીધા વિના આત્મજ્ઞાનપ્રાપ્તિનો બીજો એકે રાજમાર્ગ નથી

શિષ્ય—ત્યારે ગૃહસ્થોને માટે ઉપાય શું ?

સ્વામીજી— પુણ્યના બળથી તેમને કોઇ કાળે, કોઇ જન્મે વૈરાગ્ય ઉદ્દ્ભવે અને વૈરાગ્ય ઉદ્દ્ભવ્યો, એટલે પછી મુશ્કેલી રહેતી નથી, જન્મ-મૃત્યુની જંજાળને તૂટતાં પછી વારજ લાગતી નથી, છતાં સર્વ નિયમોને એક બે અપવાદ તો હોય છેજ કોઇ ગૃહસ્થને ધર્મપાલન કરતા જીવન્મુકત જેવી અવસ્થામા પણ મે જોયા છે દાખલા તરીકે આપણા નાગમહાશય.

## બુદ્ધદેવની હિંદુધર્મ ઉપર જ્વલંત અસર.

શિષ્ય—મહારાજ, વૈરાગ્ય અને સન્યાસ વિષે ઉપનિષદ્ વગેરેમાં વિસ્તૃતભાવે ઉપદેશ નહિ હોય ?

સ્વામીજી—બેવકુફની માફક શું બકયા કરે છે ? વૈરાગ્ય તો ઉપનિષદ્નો પ્રાણ છે, વિચારજનિત પ્રજ્ઞા એજ ઉપનિષદ્નું છેલ્લું લક્ષ છે, છતા મારો એવો વિશ્વાસ છે કે ત્યાગવ્રતનો વિશેષ પ્રચાર તો બુદ્ધદેવના વખતથીજ ભારતવર્ષમાં પ્રચલિત થયો છે, તેમજ વૈરાગ્ય તથા વિષયની વિતૃષ્ણા પણ ધર્મના અંતિમ લક્ષ્ય તરીકે તેજ વખતથી લોકોના જાણવામાં આવી છે બુદ્ધધર્મનો ત્યાગ-વૈરાગ્ય હિંદુધર્મે પોતાનો કરી દીધો છે, એમ કહુ તોપણ ખોટુ નથી. ભગવાન્ બુદ્ધના જેવા ત્યાગી મહાપુરૂષ આ પૃથ્વીમાં બીજા કોઇ થયા નથી

શિષ્ય—ત્યારે શુ બુદ્ધદેવના જન્મ પહેલાં દેશમાં ત્યાગ-વૈરાગ્ય જેવુ કાંઇ હશેજ નહિ ? દેશમાં સન્યાસીઓ પણ નહિ હોય શુ ?

## બુદ્ધદેવ પહેલાં હિંદની ધાર્મિક સ્થિતિ.

સ્વામીજી—એમ કેમ કહેવાય ? અલબત્ત સન્યાસ-આશ્રમ હતો, પરંતુ જીવનનુ તે છેલ્લામા છેલ્લુ લક્ષ્ય હોવુ જોઇએ, એમ લોકોના હૃદયમાં દૃઢ થયું નહોતું. બીજા શબ્દોમાં કહુ તો વિવેકનિષ્ઠા નહોતી, વૈરાગ્યની દૃઢતા નહોતી. એટલા જ માટે બુદ્ધદેવ અનેક યોગીઓ અને અનેક સાધુઓની પાસે જવા છતાં શાંતિ પ્રાપ્ત કરી શક્યા નહિ છેવટે "इहासने शुष्यतु मे शरीरम्।" આ સ્થાનેજ મારૂ શરીર પડો, એમ કહીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે બુદ્ધદેવ

ત્યાંજ બેસી ગયા, અને અંતે પ્રબુદ્ધ થયા ત્યારેજ ત્યાંથી ઉઠયા. ભારતવર્ષમાં અત્યારે જે સઘળા મઠો બંઠો તું જુએ છે તે સર્વ એક વખત બૌદ્ધધર્મના અધિકારમાં હતા. હિન્દુઓએ સમય વીતતાં તેને પોતાના રંગથી રંગી દીધા. ભગવાન બુદ્ધદેવના વખતથીજ યથાર્થ સન્યાસ આશ્રમની શરૂઆત થઇ છે. બુદ્ધદેવેજ સન્યાસ આશ્રમના મુડદાલ શરીરમા નવો પ્રાણ ફૂકયો છે

સ્વામીજીના ગુરૂભાઇ સ્વામી રામકૃષ્ણાનંદ બોલી ઉઠયા કે –"બુદ્ધદેવના જન્મ પહેલાં પણ ભારતવર્ષમાં ચાર આશ્રમો તો હતાજ પુરાણ–સંહિતા વગેરેમા તેનાં જોઇએ તેટલાં પ્રમાણો મળી શકે છે."

ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું કે:–"મનુ આદિ સંહિતા, સર્વ પુરાણોનો મોટો ભાગ તથા મહાભારત વગેરે તાજાજ ગણાય ભગવાન બુદ્ધ તો તે પહેલાં ઘણા કાળે થઇ ગયા હતા."

સ્વામી રામકૃષ્ણાનંદે કહ્યું કે –"જો તેમ હોય તો વેદ, ઉપનિષદ્, સંહિતા કે પુરાણમા ક્યાંક તો બુદ્ધધર્મની સમાલોચના જરૂર હોવી જોઇએ, પરંતુ એવા પ્રાચીન ગ્રન્થોમાં પણ બુદ્ધદેવ સંબંધી કાંઇ ઉલ્લેખ જણાતો નથી, તોપછી બુદ્ધદેવ બહુ જૂના વખતમાં થઇ ગયા એમ કહેવાય? બે ચાર પ્રાચીન પુરાણોમાં અલબત્ત બૌદ્ધમતનુ સહેજસાજ વર્ણન છે, પણ તેટલાજ ઉપરથી એમ કેમ કહી શકાય કે હિન્દુઓના પુરાણો તથા સંહિતાઓ આધુનિકજ છે?"

સ્વામીજી —એકવાર ઇતિહાસ વાંચી જો. બૌદ્ધધર્મની ભાવનાઓ હિન્દુધર્મે પોતાનામાં કેવી રીતે ઉતારી તેનો ખ્યાલ ઇતિહાસના અભ્યાસથી બરાબર આવી જશે

રામકૃષ્ણાનંદ —મને તો લાગે છે કે ત્યાગ–વૈરાગ્ય વગેરેને પોતાના જીવનમા ઉતારી બુદ્ધદેવે હિન્દુધર્મની ભાવનાઓને સજીવન કરી એટલુંજ

સ્વામીજી.—એ વાત સિદ્ધ થવી મુશ્કેલ છે, કારણ કે બુદ્ધદેવના પહેલા કોઇ પ્રમાણભૂત ઇતિહાસ હોય એમ જણાયુ નથી ઇતિહાસને–પ્રમાણ તરીકે સ્વીકારવામા સંકોચ ન હોય તો એટલું તો સરળતાથી સિદ્ધ થઈ શકે તેમ છે કે ભૂતકાળના ઘોર અંધકારમાં જો કોઇએ જ્ઞાનદીપક પ્રકટાવ્યો હોય તો તે એક માત્ર બુદ્ધદેવેજ.

**સંન્યાસીઓ દેશને ભારરૂપ છે—તે સામે સ્વામીજીનો વિરોધ.**

પુન સન્યાસધર્મની ચર્ચા ચાલુ થઇ સ્વામીજીએ કહ્યું –"સન્યાસની ઉત્પત્તિ ગમે તેવી હોય, તોપણ બ્રહ્મજ્ઞ બની માનવજીવનનો ઉદ્દેશ સિદ્ધ કરવામાં ત્યાગવ્રતનુ અવલંબન મુખ્ય અને પ્રધાન છે, એમાં કોઈ જાતનો શક નથી. સન્યાસગ્રહણ એજ પરમ પુરૂષાર્થ છે. જેઓને વૈરાગ્ય ઉદ્ભવ્યો છે અને જેઓ

સસારમા વીતરાગ બની ગયા છે, તેઓને ધન્ય છે!"

શિષ્ય —આજકાલ અનેક કહ્યા કરે છે કે ત્યાગી સન્યાસીઓની સખ્યા વધી જવાથી દેશની વ્યાવહારિક ઉન્નતિમા ઘણી અડચણો આવી પડી છે સાધુઓ ગૃહસ્થોની કમાઈ ખાઈ નિરૂદ્યોગી બેસી રહે છે, તેથી તેઓ સમાજની કે દેશની ઉન્નતિમાં સહાયક ન બનતાં ઉલટા વિઘ્નરૂપ થઈ પડે છે, તેનુ કેમ?

સ્વામીજી —પ્રથમ તો વ્યાવહારિક અથવા લૌકિક ઉન્નતિ એટલે શુ? એ મને સમજાવ

શિષ્ય —પાશ્ચાત્ય પ્રજા જેવી રીતે વિદ્યાના બળથી પોતાના દેશમા અન્ન-વસ્ત્રનો સચય કરે છે, અને વિજ્ઞાનના બળથી જેવી રીતે વાણિજ્ય, શિલ્પ, પોષાક, રેલવે, ટેલીગ્રાફ, વગેરેમા ઉન્નતિ પ્રાપ્ત કરે છે, તેવી રીતની ઉન્નતિ પ્રાપ્ત કરવી તે વ્યાવહારિક ઉન્નતિ લેખાય છે

**દેશની શક્તિ તથા જાગૃતિ સંન્યાસીઓનેજ આભારી છે.**

સ્વામીજી —તુજ વિચાર કરી જો કે જ્યા સુધી મનુષ્યોમા રજોગુણનો અભ્યુદય ન થાય ત્યા સુધી એ બધુ બનીજ કેમ શકે? મે આખા હિદુસ્તાનમા ભમી ભમીને જે કાંઈ નિરીક્ષણ કર્યુ છે તે ઉપરથી મને જણાયુ છે કે, ક્યાઈ રજોગુણનુ નામ નિશાન નથી માત્ર તમોભાવ તમોભાવ અને તમોભાવજ દ્રષ્ટિ-ગોચર થયો છે સાધારણ જનસમુદાય તો ઘોર તમોભાવમા છેક ગળાસુધી ડૂબી ગયો છે. રજોગુણ અને સત્વગુણનો જો ક્યાઈ અશ રહી ગયો હોય તો તે ભારત-વર્ષના સન્યાસીઓમાં હજી પણ દેખાય છે સન્યાસીવર્ગજ ભારતવર્ષનો મુખ્ય આધાર છે, મેરૂદડ સમાન છે. યથાર્થ સન્યાસીઓ ગૃહસ્થોના સલાહકાર રૂપ છે પૂર્વે અનેક ગૃહસ્થોએ સન્યાસીઓ પાસેથી ઉપદેશનો પ્રકાશ મેળવી જીવનસગ્રા-મમાં વિજય પ્રાપ્ત કર્યો છે સન્યાસીઓના કિમતી ઉપદેશ બદલ ગૃહસ્થો તેમને અન્ન-વસ્ત્ર આપે છે, એમા શુ મોટુ કર્તવ્ય કરી વાળે છે? જો આ પ્રકા-રની આપ-લે ભારતવર્ષમા ન હોત તો અત્યાર સુધીમા આ દેશની પ્રજા ક્યાર નીએ અમેરિકાના આદિનિવાસીઓની માફક પાયમલ બની ગઈ હોત. ગૃહસ્થો સન્યાસીઓને બે મુઠ્ઠી અનાજ આપે છે તેનાજ પ્રતાપે હજી ભારતવર્ષ ઉન્નતિના માર્ગમાં ટકી રહ્યો છે. વસ્તુત સન્યાસીઓ નિષ્કર્મ-નિરૂદ્યોગી નથી. કર્મનુ ઉદ્-ભવસ્થાન જો કોઈ હોય તો તે સન્યાસીઓજ છે ઉચ્ચ આદર્શોને જીવનમા ઉતારતા તથા ઉચ્ચ કર્તવ્યો કરતા સન્યાસીઓને જોઈ, ગૃહસ્થો પણ કર્મક્ષેત્રમા જીવન-સગ્રામ કરવા સમર્થ થાય છે મતલબ કે પવિત્ર સન્યાસીઓને જોઈનેજ ગૃહસ્થો પવિત્ર ભાવનાવાળા બને છે અને યોગ્યરીતે કર્મ કરવાને તત્પર બને છે. સન્યાસીઓએ ઈશ્વરાર્થે અથવા જગહિતાર્થે જે ત્યાગવ્રત લીધુ હોય છે, તે ત્યાગ-

વ્રત ગૃહસ્થોને ઉત્સાહી બનાવે છે, અને તેના બદલામા તેમને બે મુઠ્ઠી અનાજ આપે છે દેશમાં અન્ન ઉપજાવવાની શક્તિ તથા પ્રવૃત્તિ કોઇ ઉત્પન્ન કરતુ હોય તો તે પણ સન્યાસીઓજ છે. સન્યાસીઓના શુભાશીર્વાદથીજ દેશના લોકોમા જાગૃતિ તથા શક્તિ ટકી રહે છે. મૂર્ખલોકો સમજ્યા વિના સન્યાસપદ્ધતિની નિંદા કરે છે બીજા દેશમાં ભલે ગમે તેમ હોય, પણ આ દેશમા તો સન્યાસીઓનાજ પ્રતાપે ગૃહસ્થોની નૌકા સસારસાગરમા નિર્વિઘ્ને ફર્યા કરે છે

શિષ્ય —પરતુ લોકકલ્યાણ કરવામા તત્પર હોય એવા સન્યાસીઓની સખ્યા કેટલી બધી ઓછી છે?

## સંન્યાસાશ્રમની ઉપયોગિતા.

સ્વામીજી—એક હજાર વર્ષે પણ ગુરૂદેવ જેવા એક સન્યાસી મહાપુરૂષનો જન્મ થાય તોપણ બસ છે તેઓ જે ઉચ્ચ ભાવો અને આદર્શો આપતા ગયા છે તે ભાવો અને આદર્શો, લોકો હજારો વર્ષ સુધી સાચવી રાખશે અને એ દ્વારા પોતાનુ કલ્યાણ કરશે. સન્યાસપદ્ધતિ હતી તો તેમના જેવા મહાપુરૂષે આ દેશમાં જન્મ ગ્રહણ કર્યો. દોષ તો બધા આશ્રમોમા જાણે કે રહેલાજ છે ક્યાઇ ઓછા તો ક્યાઈ વધારે. દોષો હોવા છતા પણ આ સન્યાસાશ્રમ બીજા બધા આશ્રમોના મુકુટ જેવો ટકી રહેલો છે, તે શુ અકારણજ ટકી રહ્યો હશે? જેઓ સાચા સન્યાસીઓ છે તેઓ પોતાની મુક્તિ માટે પણ પરવા કરતા નથી, જગતના હિતને ખાતરજ તેમનુ જીવન અને જન્મ છે, એમ માનીને લોકકલ્યાણ કરવામા તત્પર રહે છે. આવા સન્યાસાશ્રમ પ્રત્યે તમને ભક્તિભાવ ન સ્ફુરે તો તમને ધિક્કાર છે, એક વખત નહિ પણ સોવાર ધિક્કાર છે!!

## સંન્યાસાશ્રમનો મહિમા.

બોલતા બોલતા સ્વામીજીનુ મુખમડળ પ્રદીપ્ત થઇ આવ્યુ સન્યાસાશ્રમના ગૌરવ પ્રસગે, સ્વામીજી જાણે કે સન્યાસીનુ મૂર્તિમાન સ્વરૂપ હોય તેવો આબેહુબ દેખાવ શિષ્યની સમક્ષ ખડો થઈ ગયો! ત્યાર પછી જાણે કે એ આશ્રમના ગૌરવનો પોતાના હૃદયમાં અનુભવ કરતા હોય તેવી રીતે અતર્મુખ થઇ પોતાની મેળેજ મધુરસ્વરે નીચે પ્રમાણે આવૃત્તિ કરવા લાગ્યા —

**वेदान्तवाक्येषु सदा रमन्तः भिक्षान्नमात्रेण च तुष्टिमन्त. ।**
**अशोकमन्तःकरणे चरन्तः कौपीनवन्तः खलु भाग्यवन्तः ॥**

અર્થાત્ વેદ—વેદાન્તની ચર્ચામાંજ જેઓ અહોનિશ રમનારા છે, ભિક્ષામાં મળેલા અન્ન ઉપરજ જેઓનો સપૂર્ણ સતોષ છે, જેઓ શોકરહિત છે અને જેઓ પૃથ્વીમાં વિચરતા રહે છે, તેવા કૌપીનધારી સન્યાસીઓ ખરેખર ભાગ્યશાળી છે.

### સંન્યાસીઓનાં કર્તવ્ય.

ત્યારબાદ પુન બોલવા લાગ્યા –" અનેક માણુસોના હિતની ખાતર, અનેક મનુષ્યોના સુખની ખાતર સંન્યાસીઓનો જન્મ છે સન્યાસ સ્વીકારી પછી જેઓ આ ઉચ્ચાશયને ભૂલી જાય છે તેઓનુ જીવન વ્યર્થ છે–**वृथैव तस्य जीवनम् ।** બીજાઓની ખાતર પ્રાણુ આપવાને, જીવોના ગગનભેદી રોદનને શાત કરવાને, દુ ખીઓને આશ્વાસન આપવાને, અજ્ઞ મનુષ્યોને જીવનસગ્રામમાં ઉપયોગી બનવાને, શાસ્ત્રના ઉપદેશો વિસ્તારી સર્વને ઐહિક તથા પારમાર્થિક મડળમા નિયુક્ત કરવાને તથા માનવ–હૃદયરૂપ ગુહામા ભરનિદ્રામા પડેલા બ્રહ્મસિહને જગાડવાને માટેજ જગતમા સન્યાસીઓએ જન્મ લીધો છે" પછી પોતાના ગુરૂભાઇને ઉદ્દેશીને સ્વામીજીએ કહ્યુ કે –" **आत्मनो मोक्षार्थं जगद्धिताय च ।** પોતાના મોક્ષની ખાતરતથા જગતના હિતની ખાતરજ આપણો જન્મ છે બેસી રહીને શુ કરવાના હતા ? ઉઠ ! જાગ ! તુ પોતે જાગૃત બનીને જગતને જાગૃત કર–નરજન્મ સાર્થક કરી જા ! **उत्तिष्ठित, जाग्रत, प्राप्य वरान् निबोधत ॥**"

---

# प्रसंग १२ मो.

( સ્થાન–કલકત્તા બલરામ બાબુને ત્યા ઇ સ ૧૮૯૭ )

### ગુરૂગોવિંદવિષે ચર્ચા

આજે બે દિવસ થયા સ્વામીજી બલરામ બાબુને ત્યા બાગબજારમાજ રહે છે શિષ્ય રોજ ત્યા તેમના દર્શને આવ–જા કર્યા કરે છે સાજે સ્વામીજી હવા ખાવા માટે મકાનની અગાશીમાં ગયા શિષ્ય તેમજ બીજા ચાર–પાચ માણુસો પણુ સાથે હતા દિવસે બહુ સખત ગરમી પડી ચૂકી હતી, તેથી સ્વામીજીએ પણુ ઉકળાટને લઇને શરીર ઉપરથી વધારાના વસ્ત્રો કહાડી નાખ્યાં હતા ધીમે ધીમે શીતળવાયુ આવવા લાગ્યો ફરતા ફરતા સ્વામીજીએ ગુરૂગોવિદની વાત કહાડી, અને તેમના તપ, ત્યાગ, તિતિક્ષા તથા જબ્બર પરિશ્રમ આદિ ગુણોને લઇને શીખજાતિ કેવી રીતે પુન ઉન્નત થવા પામી, તથા મુસલમાન ધર્મમા દીક્ષિત થઇ ચૂકેલા મનુષ્યોને પુન હિદુધર્મની દીક્ષા આપી શીખજાતિમાં કેવી રીતે તેમણે દાખલ કર્યા, એટલુંજ નહિ પણુ તેમણે નર્મદાતીરે કેવી રીતે માનવ-લીલા સકેલી લીધી, ઇત્યાદિ બનાવોનુ અત્યત તેજસ્વી ભાષામાં, થોડા ઘણા વિસ્તારપૂર્વક વર્ણુન કર્યું ગુરૂગોવિદ પાસે દીક્ષિત થએલા મનુષ્યોમા તે સમયે કેવી મહાશક્તિ આવવા પામતી, તેનો ઉલ્લેખ કરતા સ્વામીજીએ શીખજાતિમાં

પ્રચલિત એક દોહો કહી સભળાવ્યો, જે નીચે પ્રમાણે છે —

સવા લાખ પર એક ચડાઉ,
જબ ગુરૂગોવિંદ નામ સુનાઉ

અર્થાત્—ગુરૂગોવિંદનુ નામ લેવાથી ( અર્થાત્–દીક્ષિત થવાથી ) એક એક મનુષ્યમા, એક લાખ કરતા પણ અધિક મનુષ્યો જેટલુ બળ આવી જતુ મતલબ કે તેમની પાસે દીક્ષા ગ્રહણ કરવાથી ગુરૂની શક્તિના પ્રતાપે શિષ્યોના જીવનમા એટલુ બધુ બળ તથા ધર્મપ્રેમ સ્ફુરતો કે ગુરૂગોવિંદનો માત્ર એકજ શિષ્ય સવાલાખ વિધર્મીઓને પરાજિત કરી શકતો ધર્મમહિમા સૂચવનારા આવા પ્રસંગો જ્યારે જ્યારે નીકળતા ત્યારે સ્વામીજીનાં નેત્રોમાથી તેજોમય પ્રકાશ બહાર વહેવા લાગતો શ્રોતૃવર્ગ સ્તબ્ધ બની જઇ તે સર્વ સાભળ્યા કરતો અને સ્વામીજીના મુખ તરફ તાકી રહેતો સ્વામીજીના શરીરમા કોઇ અદ્‌ભુત શક્તિ તથા અદ્‌ભુત ઉત્સાહ વહેતો હોય એમ જોનારને લાગ્યાવિના રહેતું નહિ. જ્યારે તેઓ કોઇ પણ વિષયની ચર્ચામા ઉતરતા ત્યારે જાણે કે એ એકજ વિષય, જગતના સર્વ વિષયો કરતાં ઉત્તમ હોય તેમ સાંભળનારાઓના મનમા લાગી જતુ. સ્વામીજીની એ એક ખાસ ખૂબી હતી કે જ્યારે અમુક વિષય ઠસાવવો હોય, ત્યારે તે વિષયને એટલા બધા બળવાન ભાવથી તથા જુસ્સાથી વર્ણવતા કે સાભળનારાઓ તેને જીવનનો એક માત્ર સાર માન્યા વિના રહીજ શકતા નહિ

## ગુરૂગોવિંદના સમયમાં કેવા સજોગો હતા ? હિંદુ–મુસલમાનમાં તે કાળે ઐક્ય થવાનું કારણ.

થોડીવાર પછી શિષ્યે જિજ્ઞાસા કરી કે –" મહાશય, ગુરૂગોવિંદે હિંદુ અને મુસલમાનોને એકજ ધર્મમા દીક્ષિત કરી એકજ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે કેવી રીતે તૈયાર કર્યા હશે ? બહુ આશ્ચર્યની વાત છે ! ભારતવર્ષના ઇતિહાસમા એના જેવો બીજો એકે દાખલો મળી આવતો નથી

સ્વામીજી —જનસમાજનુ સામાન્ય હિત ન હોય તો લોકો એકતા ને સપના સૂત્રથી કદાપિ બંધાય નહિ. દરેક મનુષ્યનુ સામાન્ય હિત સચવાય તોજ સમાજમા ઐક્ય આવે સભા, સમિતિ કે લેક્ચર ફેક્ચરથી સાધારણ જનસમાજને કોઇ દિવસ એક કરી શકાય નહિ જો તેમનો સ્વાર્થ એકબીજાની આડે આવનો ન હોય તોજ એકતા બની શકે. ગુરૂગોવિંદે તે વખતે હિન્દુઓ અને મુસલમાનોને બરાબર સમજાવી દીધુ કે –" આપણે અત્યારે ભયકર જુલમ અને ત્રાસના રાજ્યમાથી પસાર થઇએ છીએ. " ગુરૂગોવિંદે સામાન્ય હિત ઉપજાવી કાઢ્યુ નહતુ, પણ જનસમાજને માત્ર એટલુ સમજાવી દીધુ કે સામાન્ય જનહિત

શેમા રહેલુ છે. એટલાજમાટે હિન્દુઓએ તથા મુસલમાનોએ પણ તેનુ અનુસરણ કર્યું. એટલુ તો ચોક્કસ છે કે તેઓ મહા બલવાન પુરૂષ હતા ભારતના ઇતિહાસમા તેમના જેવો બીજો કોઇ દાખલો નથી, એમ કહીએ તોપણ ચાલી શકે

## ઋદ્ધિ-સિદ્ધિવિષે વાર્તાલાપ.

રાત્રિનો સમય થઇ જવાથી સ્વામીજી સર્વની સાથે નીચે ઉતરી આવ્યા તેમની આસપાસ શિષ્યવૃંદ પણ ટોળે વળીને બેસી ગયુ એજ વખતે સિદ્ધિ સબધે વાતચીત ચાલુ થઇ

સ્વામીજીએ કહ્યુ કે—"સિદ્ધિ અથવા ચમત્કાર શક્તિ ઘણા સામાન્ય મનસયમથી પ્રાપ્ત થઇ શકે છે." શિષ્યની તરફ લક્ષ કરીને કહ્યુ કે—"તારે બીજાના મનની વાત જાણવાની કળા શીખવી છે? તને હુ ચાર પાચ દિવસમાજ બતાવી દઉ?"

શિષ્ય—એથી શુ લાભ?

સ્વામીજી—બીજાના મનની વાત જાણી શકાય, એ સિવાય બીજું શુ હોય?

શિષ્ય—બ્રહ્મવિદ્યામા કાઈ સહાયતા મળે ખરી?

સ્વામીજી.—બિલકુલ નહિ

શિષ્ય—તોપછી મારે એ વિદ્યા શીખવાની જરૂર નથી પણ મહાશય, આપે પોતે સિદ્ધિઓ સબધે જે અનુભવો કર્યા છે તે સાભળવાની ઇચ્છા છે

## સ્વામીજીનો અંગત અનુભવ

સ્વામીજી—એક વખત હુ હિમાલયમા ભ્રમણ કરતો કરતો કોઇ પહાડી ગામમા જઇ ચડયો રાત્રિ ત્યાજ કાઢવાનો વિચાર હતો. સધ્યાકાળે ડાખલા અને ઢોલકાના અવાજો કાને આવવા લાગ્યા ઘરવાળાને પૂછવાથી તેણે જણાવ્યુ કે—"ગામના એક માણસને ઘણીવાર ભૂત આવે છે" તેણે મને ત્યાં લઈ જવાનો આગ્રહ કર્યો અને મને પણ જોવાનુ કૌતુહલ થયુ, તેથી અમે જોવા ગયા અમારા પહેલા ઘણા પ્રેક્ષકો ત્યાં હાજર થઇ ગયા હતા મારા સાથીએ મને એક લાબો અને છૂટા વાળવાળો મનુષ્ય બતાવ્યો અને તેની તરફ આગળી કરીને કહ્યુ કે તેનાજ અગમાં ભૂત ભરાય છે! પેલા માણસની પાસે ધગધગતો અગ્નિ સળગતો હતો અને તેમા એક કુહાડો તપાવવામાં આવતો હતો તે ગરમ થએલો લાલચોળ કુહાડો પેલા લાબા પહાડીના શરીર ઉપર અનેક સ્થળે ચાંપવામાં આવ્યો તેમજ તેના માથાઉપર મૂકવામાં આવ્યો, છતા આશ્ચર્ય જેવુ હતુ કે એ ધગધગતા તાપથી તેના શરીરમાં કયાઇ ફોલ્લો થયો નહિ, તેમજ લેશ-

પણ દુઃખ કે કષ્ટ પેલા માણસને થયુ હોય એમ જણાયુ નહિ. હુ તો આ દેખાવ જોઇને સ્તબ્ધજ બની ગયો. એટલામા ગામનો એક આગેવાન મારી પાસે આવ્યો અને હાથ જોડીને મને કહ્યુ કે.—"મહારાજ, દયા કરીને આપ ભૂતને કાઢી મૂકો તો મોટી મહેરબાની થાય." હુ તો ચકિતજ બની ગયો! શુ કરૂ? સૌનો બહુ આગ્રહ થવાથી ભૂત કાઢવા હુ પેલા લાંબા માણસ પાસે ગયો. સૌ પહેલા તો મને કુહાડાની પરીક્ષા કરવાનુ મન થયુ, તેથી તે કુહાડાને હાથવતી અડક્યો અડકતાંની સાથેજ હાથમાં તીવ્રવેદના થવા લાગી! જો કે મે જ્યારે હાથ અડકાડયો ત્યારે તો એ કુહાડો ઘણોજ ઠંડો થઈ ગયો હતો; છતા આટલો બધો ગરમ લાગ્યો, તોપછી ભૂતવાળાને તો કેવોય ગરમ લાગવો જોઇએ! હાથની બળતરાથી હુ મુઝાવા લાગ્યો તે વખતે થીયરી-બીયરી બધુ ઉડી ગયુ! હવે શુ કરવુ? એક મારી પોતાની બળતરા અને તેમા વળી આ ભૂત ઉતારવાનો લોકોનો આગ્રહ! ગમે તેમ કરીને તે ભૂતવાળા મનુષ્યના માથા ઉપર હાથ મૂકી થોડીવાર જપ કર્યો અજાયબ થવા જેવુ છે કે દશબાર મિનિટો ગઇ તેટલામા તો ભૂત પણ ઉતરી ગયુ અને પેલો માણસ પણ ડાહ્યા જેવો બની ગયો પછી તો ગામના માણસોની મારા પ્રત્યે એટલી બધી ભક્તિ ઉભરાઇ આવી કે ન પૂછો વાત. મને તેમણે સાક્ષાત્ વિષ્ણુજ માની લીધો! જો કે હું પોતે આ બધું કેમ બન્યુ તે વિષે કાંઇજ જાણતો નહોતો હુ કાંઇ પણ બોલ્ય ચાલ્યા વિના પેલા ઘરવાળાની સાથે મારા મુકામે જવાને તૈયાર થયો રાત્રિના બાર વાગ્યા હશે મુકામ ઉપર આવીને તુરત સૂઇ ગયો, પણ હાથમા એની તો સખત બળતરા થતી હતી, અને તેની સાથે આજના બનાવમા શું ગુપ્તભેદ હશે તે શોધી કાઢવાના વિચારો મગજમા એવા તો ભમ્યા કરતા હતા કે આખી રાત્રિ ઉંઘ આવીજ નહિ. ધગધગતા કુહાડાથી પણ જ્યારે તે મનુષ્યનુ શરીર બળ્યુ કે દાઝ્યુ નહિ ત્યારે એટલી વાત તો મને ચોક્કસ લાગી કે પૃથ્વીમા અને સ્વર્ગમાં કેટલાએક એવા વ્યાપારો પણ પ્રવર્તે છે કે જેનુ દર્શનશાસ્ત્રીઓને સ્વપ્ને પણ ભાન નહિ હોય

શિષ્ય.—પછી આપ એ બનાવવિષે કાંઇ નિર્ણય ઉપર આવી શકયા કે નહિ?

સ્વામીજી—ના, આજે વાત વાતમા એ બનાવ યાદ આવી ગયો એટલે તમને કહી દીધો એટલુજ.

### સિદ્ધિઓ ધર્મના માર્ગમાં અંતરાયરૂપ છે.

ત્યારપછી સ્વામીજી બોલવા લાગ્યા કે–"પણ ગુરૂદેવ સિદ્ધિઓની બહુ વિરૂદ્ધ હતા તેઓ કહેતા કે જો એવી એવી શક્તિ ખીલવવામા મનનો વેગ વહેવા લાગે તોપછી પરમાર્થતત્ત્વ છેક ભૂલી જવાય. પરંતુ મનુષ્યોનુ મન કેટલું

બધુ નિર્બળ છે? ગૃહસ્થોની વાતને એક બાજુએ રહેવા દઇએ અને સાધુઓની વાત કરીએ તોપણ સાધુઓનો ચૌદ આની જેટલો ભાગ સિદ્ધિઓની જાળમાંજ ફસાઇ જાય છે પશ્ચિમના દેશોમા સિદ્ધિઓના ચમત્કાર જોઇ લોકો સ્તબ્ધ બને છે સિદ્ધિ–વિભૂતિ વગેરે ખરાબમાં ખરાબ વસ્તુઓ છે, ધર્મમાં અંતરાયરૂપ છે, એ વાત ગુરૂદેવે બહુ પ્રીતિપૂર્વક મને સમજાવી દીધી છે અને તેથી બહુ લાભ થયો છે એટલામાટે તુ જુએ છે ને, કે ભૂલે ચૂકે પણ ગુરૂદેવનો કોઇ ભક્ત કોઇ વખત એવી સિદ્ધિઓના ફાસામા ફસાય છે? કારણ કે સિદ્ધિઓની જાળ લગભગ સૌને ગુરૂકૃપાથી સારી રીતે પરિચિત થઇ ગઇ છે ”

## પિશાચસિદ્ધ બાવાનો અનુભવ.

યોગાનંદ સ્વામીએ તેજ વખતે સ્વામીજીને કહ્યુ —“ આપને મદ્રાસમા પેલા બાવા સાથે મુલાકાત થઇ હતી એ વાત તો આ “ બંગાળી ” ને કહો ”

શિષ્યે એ વાત પહેલા કોઇ દિવસ સાભળી નહોતી સ્વામીજીને વાત કહેવાનો શિષ્યે ઘણોજ આગ્રહ કર્યો, તેથી નીચે પ્રમાણે કહી સંભળાવી —

મદ્રાસમા જ્યારે મન્મથબાબુને ત્યા હુ હતો ત્યારે એક દિવસે રાત્રે મને સ્વપ્નમા જણાયુ કે મારી જનેતા, માતા મરી ગઇ છે! મારૂ મન આ દેખાવ જોયા પછી બહુ અસ્થિર બની ગયુ તે વખતે મારે કાગળ–પત્રનો કોઇની સાથે વ્યવહાર નહોતો મઠમા પણ કાગળ નહોતો લખતો તોપછી ઘેર તો લખુજ શાનો? સ્વપ્નની વાત મન્મથબાબુને જણાવી તેમણે કલકત્તામા કાગળ–પત્ર લખી તે વિષેની તપાસ કરવા માંડી એક તરફ મદ્રાસવાસી બન્ધુઓએ અમેરિકાની મારી મુસાફરીમાટે જોઇતી સર્વ તૈયારીઓ કરી રાખી હતી, પરંતુ મારૂ મન એટલુ બધુ ઉદાસીન બની ગયુ હતુ કે માતુશ્રીના સમાચાર ન આવે ત્યાસુધી કાંઇ સૂઝે તેમ નહોતુ મને બહુ ચિંતાતુર થએલો જોઇને મન્મથબાબુએ કહ્યુ કે –“ શહેરથી થોડે દૂર એક પિશાચસિદ્ધ બાવો રહે છે અને તે ભૂત–ભવિષ્યની તથા મનુષ્યોના શુભાશુભની અનેક વાતો કહી આપે છે જો તમારે મળવુ હોય તો ચાલો ” મન્મથબાબુનો વધારે પડતો આગ્રહ તથા મારા મનની વ્યાકુળતા વગેરે કારણોને લઇને અમે ત્યા ગયા અમારી સાથે એક દુભાષીઓ પણ હતો રેલમાથી ઉતર્યા પછી પગે ચાલીને કેટલોક રસ્તો પસાર કરવો પડયો સ્મશાનની પાસે એક ભયંકરમૂર્તિ, કાળો મેશ જેવો બાવો નજરે પડયો અને તે બાવો અમે ધાર્યો તેજ હતો એમ અમને ખબર પડી. તેની પાસેના નોકરો “ કિડિ મિડિ ” એવી મદ્રાસીભાષા બોલતા હતા પ્રથમ તો તેણે અમારી તરફ કશુ લક્ષજ આપ્યુ નહિ પણ જ્યારે અમે પાછા ફરવાની તૈયારી કરી ત્યારે તે બાવાએ અમને ઉભા રહેવાનુ ફરમાવ્યુ અમારી સાથે જે દુર્ભાષીઓ હતો તેણે

અમને ઉભા રહેવાનુ કહ્યુ પછી પેલા બાવાએ હાથમા પેન્સીલ લઇ કાંઇક લખવા માડયુ ત્યારબાદ તે એકાએક મનની એકાગ્રતા કરતો કરતો સ્થિર થઇને બેસી રહ્યો. આખરે તેણે મારી સાત પેઢીઓના નામો કહી સભળાવ્યા, તેમજ મારૂ ગોત્ર તથા મારૂ નામ પણ કહી દીધુ તેની સાથે ગુરૂદેવ હમ્મેશા મારી સાથે ને સાથેજ રહે છે, એ વાત પણ તેણે જણાવી. માતાના સમાચાર સબધે જણાવ્યુ કે માતા સપૂર્ણરીતે કુશળ છે ધર્મપ્રચારને અર્થે મારે બહુ દૂર દેશા વરમા થોડાજ વખતમા જવુ પડે તેમ છે, એ વાત પણ તે બાવાએ કહી દીધી માતાજીના મગળ સમાચાર સાભળી હુ આનદપૂર્વક મન્મથબાબુ સાથે પાછો ઘેર આવ્યો ઘેર આવ્યા પછી તરતજ એક તાર આવ્યો કે જેમાં માતાજી સબધે કુશળ સમાચાર હતા

યોગાનદ સ્વામી તરફ લક્ષ કરી સ્વામીજીએ કહ્યુ કે—"બાવાએ જે જે વાત કરી તે બધી બરાબર ખરી પડી પછી તો કાકતાલીયન્યાયથી હોય કે ગમે તે રીતે હોય!"

સ્વામી યોગાનદ.—"પહેલા તમે એવી વાતોમા વિશ્વાસ રાખતા નહોતા, તેથીજ તમને નજરોનજર નિહાળવાનો પ્રસગ પ્રાપ્ત થયો"

**મનુષ્ય ભૂતના વિચારથી ભૂત અને બ્રહ્મની ભાવનાથી બ્રહ્મરૂપ બને છે**

સ્વામીજી—જોઇને કે માત્ર સાંભળીનેજ વિશ્વાસ કરૂ, એવો હું થોડાજ છુ હવે કાંઇ હુ નાનુ બાળક નથી આ જગતમા—મહામાયાના રાજ્યમા આવ્યા પછી કોણ જાણે કેટલીએ ઠગાઇઓ જોઇ છે! જ્યા જુઓ ત્યા માયા, માયા ને માયા!!! રામ! રામ!! આજે કેવી નમાલી વાતોમાં ઉતરી ગયા? ભૂતનો વિચાર કરી કરીને માણસો પણ ભૂત જેવાજ બની ગયા છે જાણતાં—અજાણતા, જે કોઇ રાત્રિ દિવસ એમ વિચાર્યા કરે છે કે:—"હુ નિત્ય છુ, હુ શુદ્ધ છુ, હુ બુદ્ધ છુ, હુ મુક્તાત્મા છુ" તેને વખત જતા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા વિના રહેતુ નથી

એટલુ કહીને સ્વામીજીએ શિષ્યને સ્નેહપૂર્ણ શબ્દોમા કહ્યુ કે—"આજની નમાલી વાતોને તારા મનમા સ્થાન આપીશ નહિ હમ્મેશા સારાસારનો વિચાર કરવો, આત્માનો સાક્ષાત્કાર કરવા મન, વચન, કાયથી પ્રયત્ન કરવો આત્મજ્ઞાનથી બીજુ એકે જ્ઞાન ચડે તેમ નથી, એ ખાત્રીપૂર્વક માનજે બધી માયાજાળ છે, સસારમા બધે ઠગાઇનુજ રાજ્ય છે! જે સત્ય હુ સમજ્યો છુ તેજ સત્ય હુ તને સમજાવુ છુ કે, **एकमेवाद्वयम् ब्रह्म नेह नानास्ति किंचन।**

વાત વાતમા રાત્રિના અગિઆર વાગી ગયા, એટલે સ્વામીજી આહાર વગેરેથી પરવારી વિશ્રામ લેવા ગયા શિષ્યે સ્વામીજીના પાદપદ્મમા નમન કરી

વિદાયગીરી લીધી. સ્વામીજીએ જતાં જતાં પૂછ્યું કે—કાલે આવીશ ને ?

શિષ્ય—આવ્યા વગર રહેવાતું જ નથી. દિવસમાં એકવાર આપના દર્શન નથી થતા તો મન બહુ વ્યાકુળ અને ચિંતાતુર જેવું રહ્યા કરે છે.

સ્વામીજી—વખત થઇ ગયો છે—જા, હવે.

સ્વામીજીના ઉપદેશ સંબંધી વિચાર કરતો શિષ્ય રાત્રે બાર વાગે પોતાને ઘેર પહોચ્યો

# प्रसंग १३ मो.

( સ્થાન-બેલુડ-ભાડાનો મઠ ઈ સ ૧૮૯૮ )

## શ્રી રામકૃષ્ણદેવની જન્મતિથિ-ઉત્સવ

સ્વામીજી જે વર્ષે ઈંગ્લાંડથી પાછા ફર્યા તે વર્ષે દક્ષિણેશ્વરમા–રાણી રાસમણીના કાલીમંદિરમાં શ્રીરામકૃષ્ણ પરમહંસનો જન્મોત્સવ થયો હતો તેનું વર્ણન આગળ આપી ગયા છીએ. આ વર્ષે કેટલાએક કારણોને લીધે દક્ષિણેશ્વરમાં જન્મોત્સવ ઉજવી શકાય તેમ નહોતું. આલમબજારવાળો મઠ પણ થોડાક દિવસો થયાં બેલુડ ખાને લાવવામા આવ્યો હતો, અને ત્યા ગંગાકિનારે શ્રીયુત નીલાંબર મુખોપાધ્યાયના બગીચામા એક ઘર ભાડે લઇ મઠનું કામકાજ ચલાવવામા આવતું હતુ અત્યારે બેલુડમઠના નામથી જે સ્થાન પ્રસિદ્ધ છે, તે મકાન તે વખતે તૈયાર થયું નહોતું જો કે જગ્યાની તો ખરીદી થઇ ગઇ હતી, પણ તેના ઉપર જેવું જોઇએ તેવું સમારકામ થયું નહોતું, તેથી આ વર્ષે શ્રીરામકૃષ્ણ પરમહંસનો જન્મોત્સવ બેલુડમા ભાડાવાળા મકાનમાંજ ઉજવવાનો નિર્ણય થયો હતો જન્મોત્સવ પછી તુરતજ બેચાર દિવસે શુભમુહૂર્ત જોઇ શ્રીરામકૃષ્ણદેવની એક છબી બેલુડમઠ, કે જે હજી તૈયાર થતો હતો ત્યા પધરાવવામાં આવી હતી અને તે નિમિત્તે પૂજા–હોમ વગેરેની મોટી ધામધૂમ થઇ હતી સ્વામીજી તે વખતે નીલાંબર બાબુના ભાડાવાળા મઠમાજ રહેતા હતા જન્મતિથિ નિમિત્તે જે હોમ–પૂજા વગેરે થવાના હતા તે માટે મોટા પાયા ઉપર તૈયારીઓ કરવામા આવી હતી સ્વામીજીની આજ્ઞા પ્રમાણે ગુરૂમંદિરમા દરેક જરૂરી વસ્તુ આગમચથીજ હાજર કરી રાખી હતી આ ઉત્સવમા સ્વામીજીએ પોતે જાતે ફરીને દરેક વિષયનો બંદોબસ્ત કર્યો હતો

જન્મોત્સવના મંગળ દિવસના સુપ્રભાતે સર્વ કોઇના મુખ ઉપર આનંદની છાયા પ્રસરી ગઇ હતી. શ્રી રામકૃષ્ણ–ગુરૂદેવ સિવાય બીજા કોઇ વિષયની વાત

કે ચર્ચા ક્યાંઇ સંભળાતી નહોતી જ્યાં જુઓ ત્યાં ગુરૂદેવનો મહિમાજ ગવાતો હતો. પૂજાના ઘરની સામે સ્વયં સ્વામીજી જાતે પધારી શું શું તૈયારીઓ થઇ છે તેનું નિરીક્ષણ કરતા હતા.

### જનોઇ પહેરવાનો કોને અધિકાર છે?

પૂજા સંબંધી વ્યવસ્થાઓને નજરોનજર જોઇ, સ્વામીજીએ શિષ્યને પ્રશ્ન કર્યો કે—"જનોઇઓ લાવ્યો છે ને?"

શિષ્ય—જી, હા આપની આજ્ઞા પ્રમાણે દરેક વસ્તુ તૈયાર છે; પરન્તુ આટલી બધી જનોઇઓ મંગાવવાનું શું કારણ છે, તે મારાથી સમજાતું નથી.

સ્વામીજી—દ્વિજમાત્રને ઉપનયન સંસ્કાર કરવાનો અધિકાર છે. વેદમાં તે વિષે ખુલ્લાં પ્રમાણો મળી આવે છે. આજે ગુરૂદેવના જન્મોત્સવમાં જેઓ હાજર હશે તે સર્વને જનોઇઓ પહેરાવી દેવામાં આવશે. અનેક મનુષ્યો આ કાળે વ્રાત્ય (સંસ્કારભ્રષ્ટ) બની ગયા છે શાસ્ત્રમાં કહ્યું છે કે પ્રાયશ્ચિત્ત કરવાથી વ્રાત્ય પણ ઉપનયન સંસ્કારનો અધિકારી બની શકે છે આજે ગુરૂદેવનો માંગલિક જન્મોત્સવ છે, તેથી આજે સહુ કોઇએ તેમનું પવિત્ર નામ લઇ શુદ્ધ બનવાનો આ અમૂલ્ય પ્રસંગ સફળ કરવો જોઇએ. ઉત્સવમાં આવનારા ભક્તોને જનોઈ પહેરાવવાનો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે તેમને આ માંગલિક ઉત્સવમાં શુદ્ધ-પવિત્ર બનાવવા. સમજ્યો ને?

શિષ્ય—આપની આજ્ઞા પ્રમાણે હું તો જનોઇઓ તૈયાર કરી લાવ્યો છું પૂજા થઇ ગયા પછી જ્યારે આપ કહેશો ત્યારે એકત્ર થએલી ભક્તમંડળીને પહેરાવી દઇશ

### બન્ધુભાવ સ્થાપવાની જરૂર

સ્વામીજી—બ્રાહ્મણ સિવાયના જે ભક્તો હોય તેમને આ પ્રમાણે ગાયત્રી મંત્ર સંભળાવજે (સ્વામીજીએ શિષ્યને ક્ષત્રિયાદિ-દ્વિજો માટેનો ગાયત્રીમંત્ર તે વખતે કહી સંભાવ્યો) ધીમે ધીમે દેશના સર્વ મનુષ્યોને બ્રાહ્મણની પદવીએ પહોંચાડવાના છે એકલા આપણા ગુરૂદેવના ભક્તોનેજ બ્રાહ્મણ બનાવવાના નથી, પણ હિન્દુ માત્ર પરસ્પર સગા ભાઇ તરીકે ભેટે એવી પદવીએ-એવા ઉચ્ચસ્થાને તેમને લઇ જવા જોઇએ. "અડતા નહિ, અભડાઈ જઇશું" એમ કહી કહીને આપણેજ તેમને નીચ કરી દીધા છે. એટલાજ માટે આખો દેશ નીચતા, કાયરતા, મૂર્ખતા તથા નિર્બળતાની છેલ્લી સીમાએ જઈ પહોંચ્યો છે હવે તેમનો ઉદ્ધાર કરવો જોઇએ, અભયવાણી સંભળાવી તેમને ઉચ્ચસ્થાને લઇ જવા જોઇએ. આપણે તેમને ખુલ્લી રીતે કહી દેવું જોઇએ કે—"તમે પણ અમારા જેવાજ મનુષ્યો છો. તમોને પણ અમારા જેટલોજ અધિકાર છે ચાલો આપણે

આગળ વધીએ " વગેરે. સમજ્યો ને ?

શિષ્ય —જી, હા

સ્વામીજી —જેઓ જનોઇ ધારણ કરવાને તૈયાર હોય તેમને ગંગાસ્નાન કરી આવવાનું કહી દે પછી ગુરૂદેવને પ્રણામ કરાવી તે સર્વને જનોઇ પહેરાવી દેજે

સ્વામીજીના આદેશ પ્રમાણે લગભગ ૪૦–૫૦ ભક્તજનો ગંગાસ્નાન કરી આવ્યા, એટલે શિષ્યે ગાયત્રીમંત્રના ઉચ્ચારપૂર્વક સર્વને જનોઇઓ પહેરાવી દીધી. મઠમાં સર્વત્ર આનંદ–ઉત્સાહનો કોલાહલ મચી ગયો. જનોઇ ધારણ કરનારા ભક્તોએ પ્રથમ ગુરૂદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસને નમન કરી સ્વામીજીના પાદપદ્મનો સ્પર્શ કર્યો નવા જનોઇ પહેરનારાઓને જોઇ સ્વામીજીનું મુખકમળ સોગણું પ્રફુલ્લ થઇ આવ્યું ! તે પછી થોડા વખતમાં શ્રીયુત ગિરીશચંદ્રઘોષ ત્યાં મઠમાં હાજર થયા

## સ્વામીજી મહાદેવના રૂપમાં

સ્વામીજીએ રજા આપી એટલે સંગીતની ધામધૂમ માટે તૈયારીઓ થવા લાગી, તેમજ મઠના સંન્યાસીઓએ સ્વામીજીને પોતાની ( સંન્યાસીઓની ) ઇચ્છા પ્રમાણે શણગારવાની શરૂઆત કરી દીધી. બે કાનમાં બે કુંડલ, આખા શરીરે કર્પૂર જેવી સફેદ પવિત્ર વિભૂતિ, મસ્તકે પગની પાની સુધી પહોંચે એવી જટા, ડાબા હાથમાં ત્રિશૂલ, બન્ને હાથમાં રૂદ્રાક્ષની માળા, ગળામાં જાનુપર્યંત પહોંચે તેવી ત્રણ હારવાળી રૂદ્રાક્ષની માળા વગેરે શૃંગારો સ્વામીજીને પહેરાવવામાં આવ્યા આ સર્વ શૃંગારો ધારણ કરવાથી સ્વામીજીના રૂપમાં જે શોભાનો વધારો થયો તે શબ્દોથી સમજાવી શકાય તેમ નથી તે દિવસે સ્વામીજીનું આવું સ્વરૂપ જેમણે એકવાર જોયું છે તેઓ કહે છે કે –" જાણે બાલભૈરવ પોતેજ સ્વામીજીના શરીરમાં પૃથ્વી ઉપર પધાર્યા કેમ ન હોય ! " સ્વામીજીએ પોતે પણ બીજા સંન્યાસીઓના શરીરે વિભૂતિ ચોળી દીધી ! આ પ્રમાણે વિભૂતિવાળો સંન્યાસીવર્ગ જ્યારે સ્વામીજીની આસપાસ ઉભો રહેતો ત્યારે મઠની ભૂમિએ જાણે કૈલાસલોકનુંજ સ્વરૂપ ધારણ કર્યું હોય, એવો ભાસ થયા કરતો હતો આ દૃશ્યનું માત્ર સ્મરણ કરવાથી પણ શિષ્યને આજે હર્ષથી રોમાંચ થઈ આવે છે.

## સ્વામીજી ભજનની ધૂનમાં

ત્યાર પછી સ્વામીજી પશ્ચિમ તરફ મુખ કરી, મુક્ત પદ્માસન વાળી, " **कूजन्तं राम रामेति** " સ્તોત્ર મધુર સ્વરે ગાવા લાગ્યા અને એક કડી પૂરી થાય કે તુરતજ " રામ, રામ, શ્રીરામ, રામ, " ઇત્યાદિ શબ્દોની પુનઃ પુનઃ ધૂન મચાવવા લાગ્યા તેમના એકે એક શબ્દમાંથી અમૃતની ધારા વહેતી

હતી સ્વામીજીનુ તે વખતનુ સ્વરૂપ પણ બહુ મનોરંજક હતુ તેમનાં અર્ધ મીચાએલા નેત્રો તથા હાથમાનો તબુરો શ્રોતાઓની દૃષ્ટિને બીજે ક્યાંઇ આડી અવળી જવા દેતો નહિ થોડીવાર સુધી તો "રામ, રામ, શ્રીરામ, રામ," સિવાય મઠમા બીજો કોઇ અવાજજ સભળાયો નહિ આ પ્રમાણે લગભગ અર્ધો કલાક થયો હશે, તે દરમીયાન કોઇના મુખમાથી બીજો ઉચ્ચારજ નીકળ્યો નહિ. સ્વામીજીના કંઠમાંથી નીકળતી રામનામની ધૂને સર્વને આજે ગાંડાતૂર બનાવી દીધા હતા, એમ કહીએ તોપણ ખોટુ નથી શિષ્ય વિચાર કરવા લાગ્યો કે ખરેખરજ શુ સ્વામીજી આજે શુદ્ધસ્વરૂપમા (શિવભાવમા) પ્રવેશી રામ–રામની ધૂન મચાવતા હશે? તેમના મુખનુ સ્વાભાવિક ગાંભીર્ય આજે સોગણુ વધી ગયુ હતુ, અર્ધ મીચાએલા નેત્રોના ખૂણામાથી પ્રભાતના સૂર્ય જેવો પ્રકાશ બહાર નીકળવા મથન કરતો હતો, અને ગભીર નીસાના બળથી સ્વામીજીનુ કદાવર શરીર પણ સ્થિર રહી શકતુ નહોતુ. ટુકામા સ્વામીજીનો તે વખતનો દેખાવ શબ્દોમાં કે વર્ણનમા દર્શાવી શકાય તેમ નથી અનુભવ હોય તેજ તે સમજી શકે પ્રેક્ષકો પણ ચિત્રમા આલેખાએલી મૂર્તિ સમાન સ્તબ્ધ બની ગયા હતા—
**दर्शकगण चित्रार्पितारम्भ इवावतस्थे।"**

રામનામનુ કીર્તન પૂરૂ થયુ એટલે તુરતજ સ્વામીજીએ પહેલાના જેટલાજ જુસ્સાથી "સીતાપતિ રામચદ્ર રઘુપતિ રઘુરાઇ" એ ગીત ગાવા માંડ્યુ તબલચી જેવો જોઇએ તેવો હુશિઆર ન હોવાથી સ્વામીજીના ગાનમા રસભગ થવા લાગ્યો આથી શ્રીશારદાનદ સ્વામીને ગાવાની અનુમતિ આપી સ્વામીજી પોતે મૃદગ બજાવવા લાગ્યા સ્વામી શારદાનંદે સૌ પહેલુ "એક રૂપઅરૂપ નામ–વર્ણ" નુ ગાન શરૂ કર્યું. મૃદગના સ્નિગ્ધ, ગભીર ધ્વનિઓથી ગગાનુ પાણી પણ ઉછળવા લાગ્યુ સ્વામી શારદાનદના સુદર–મધુર આલાપે સમસ્ત મઠમા શાંતિ ફેલાવી દીધી! ત્યાર પછી શ્રીરામકૃષ્ણદેવ પોતે જે ગીતો ગાતા હતા તે ગીતો ધીમે ધીમે ગવાવા લાગ્યા.

### ભૈરવના અવતારરૂપ ગિરીશબાબુ.

એજ વખતે સ્વામીજીએ પોતાના અગ ઉપરથી વેશ ઉતારી નાખી ગિરીશબાબુને પહેરાવી દીધો સ્વામીજીએ પોતે પોતાના હાથથી ગિરીશબાબુના વિશાલ દેહ ઉપર વિભૂતિનુ લેપન કર્યું અને કાનમા કુડલ, મસ્તકે જટા, કંઠે રૂદ્રાક્ષમાળા તથા બાહુમા રૂદ્રાક્ષના બેરખા વગેરે યથાસ્થાને પહેરાવ્યા આ નવીન વેશથી ગિરીશબાબુએ એક પ્રકારનું વિચિત્રરૂપ ધારણ કર્યું સ્વામીજીની આ ક્રિયા જોઇ ભક્તો ચકિતજ થઇ ગયા. થોડીવારે સ્વામીજીએ કહ્યુ:—"પરમહંસદેવ કહેતા હતા કે ગિરીશ ભૈરવના અવતારરૂપ છે આપણામા અને તેમનામાં કાંઇજ

ભેદ નથી." ગિરીશબાબુ કાંઇ બોલ્યા-ચાલ્યા વિના શાંતરીતે બેસી રહ્યા હતા પોતાના સન્યાસી બન્ધુઓ પોતાને આવી રીતે શણગારવા ઇચ્છે છે તે જોઇ તેઓ મનમાં બહુ રાજી થયા. છેવટે સ્વામીજીની આજ્ઞાથી એક ગેરૂઆ વર્ણનુ વસ્ત્ર પણ ગિરીશબાબુને ઓઢાડવામાં આવ્યુ. ગિરીશબાબુએ તેમા પણ કાંઇ વાંધો લીધો નહિ ગુરૂભાઇઓની મરજીમા આવે તેમ કરે તે માટે તેમણે પોતાનુ અગ સન્યાસીઓનેજ સોંપી દીધુ હતુ, એમ કહેવામાં કાંઇ ખોટું નથી પછી સ્વામીજીએ કહ્યુ —"મી જી સી.* તમે આજે અમને ગુરૂદેવ (શ્રીરામકૃષ્ણ પરમહસ) સબંધી કાંઇક સભળાવો (બાકીના સર્વને સબોધીને) તમે બધા શાતરીતે બેસી જાઓ" ગિરીશબાબુના મુખમાથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ જે પવિત્ર પુરૂષના જન્મોત્સવ નિમિત્તે સર્વ ભક્તો એકઠા થયા હતા, તેમના દર્શનથી ગિરીશબાબુને એટલો બધો આનદ થયો હતો કે શ્રોતાઓની પાસે શુ બોલવુ તેજ તેઓ સમજી શકયા નહિ. છેવટે જ્યારે સૌએ અત્યત આગ્રહ કર્યો ત્યારે ન છુટકે ગિરીશબાબુ બોલ્યા કે-"દયામય ગુરૂદેવની વાત હુ આપને કેવી રીતે કહી શકુ? છતાં એટલુ તો મને ચોક્કસજ લાગે છે કે આપના જેવા કામિની અને કાચનના ત્યાગી બાલસન્યાસીઓની સાથે, મારા જેવા એક અધમ પુરૂષને એક આસને બેસવાનો અધિકાર આપ્યો છે, તે ઉપરથીજ તેઓની અપાર કરૂણાનો કાંઇક આભાસ આપ સૌ જોઇ શકશો" આટલી વાત કહેતાં કહેતા ગિરીશબાબુનુ હૈયુ એટલુ બધુ ભરાઇ આવ્યુ કે તે સમયે તેઓ ઉક્ત શબ્દો સિવાય વધુ કાંઇજ બોલી શકયા નહિ

ત્યારબાદ સ્વામીજીએ કેટલાંક હિન્દી ગાયનો ગાયા. શિષ્ય સગીતવિદ્યાથી છેક અજ્ઞાત હતો, તેથી ગાયનોનો આશય પણ પૂરો સમજી શકયો નહિ, માત્ર સ્વામીજીના મુખ તરફ ખુલ્લે નેત્રે તાકીને બેસી રહ્યો એટલુજ તેનાથી બની શક્યુ એટલામાં પ્રથમ પૂજા પૂરી થઇ જવાથી સૌ ભક્તજનોને જમવાનુ નિમત્રણ આવ્યુ. ભોજન પૂરૂ થયા પછી સ્વામીજી નીચેના ઓરડામાંજ બેસી રહ્યા નવા આવેલા ભક્તો પણ તેમની આસપાસ બેસી ગયા. ઉપવીતધારી (જનોઇવાળા) એક ગૃહસ્થને ઉદ્દેશીને સ્વામીજીએ કહ્યુ કે—"તમે દ્વિજ હોવા છતા ઘણા સમયથી વ્રાત્ય જેવા બની ગયા હતા. આજથી પુનઃ દ્વિજ થાઓ છો એ લક્ષમા રાખજો. હમ્મેશાં એકસોવાર ગાયત્રીમત્રનો જપ કર્યા વિના રહેવુ નહિ સમજ્યાને?" ગૃહસ્થે પ્રત્યુત્તરમા "જી, હા" કહી સ્વામીજીની આજ્ઞા માથે ચડાવી. એટલામા શ્રીયુત મહેદ્રનાથ ગુપ્ત (માસ્ટર મહાશય) ત્યાં હાજર થયા. સ્વામીજીએ માસ્ટર સાહેબને આવતા જોઇ વિવિધ આવકાર-

* ગિરીશબાબુને સ્વામીજી હમ્મેશા મિસ્ટર જી સી કહીનેજ બોલાવતા.

દાયક શબ્દોથી તેમનુ સન્માન કર્યું. મહેંદ્ર બાબુ સ્વામીજીને પ્રણામ કરી એક ખુણામાંજ બેસી ગયા. સ્વામીજીએ પાસે આવવાનો ઘણો આગ્રહ કર્યો, પણ તેઓ છેવટની ઘડી સુધી પાસે જવાનુ સાહસ કરી શક્યા નહિ.

સ્વામીજી—"માસ્ટર મહાશય, આજે ગુરૂદેવનો જન્મોત્સવ છે તેમની જીવનકથા વિષે આજે તમારે કાંઇક બોલવુ પડશે."

માસ્ટર મહાશયે મૃદુ હાસ્ય કરતાં મસ્તક નીચે નમાવ્યુ. એટલામા સ્વામી અખડાનદ મુર્શીદાબાદથી પ્રાય દોઢમણ જેટલો મેવો વગેરે સામાન લઇને મઠમા આવી પહોચ્યા બધા તે જોવા દોડી ગયા બાદ સ્વામીજીને પણ તે બતાવવામા આવ્યો, એટલે સ્વામીજીએ કહ્યુ કે—"જા, ગુરૂમદિરમા લઇ જા."

સ્વામી અખડાનદના સબધમા સ્વામીજીએ શિષ્યને જણાવ્યું કે—"જોયુ ને? કેવો કર્મવીર છે? ભય શુ છે, કે મૃત્યુ શુ છે, તેનુ તો તેને લેશ પણ ભાન નથી જરા પણ અટક્યા વિના કર્મ કર્યા કરવાં એજ તેનો ઉદ્દેશ છે, અને તે કર્મ પણ કેવા? બહુજનહિતકર–બહુજનસુખકર–અનેક મનુષ્યોનુ કલ્યાણ–અનેક મનુષ્યોને સુખ થાય તેવા"

## તપસ્યાનો વ્યાપકભાવ.

શિષ્ય—મહાશય, કેટલીયે તપસ્યા કરી હોય ત્યારે એવુ બળ આવે! એવી શક્તિ આવવી એ તે કાંઇ સહજ વાત છે?

સ્વામીજી—તપસ્યાના બળથી શક્તિ આવે એ વાત ખરી છે પણ તપસ્યા એટલે શુ? પરાર્થે, **બીજાઓને માટે કર્મ કરવાં તેનું નામ તપસ્યા.** કર્મયોગીઓ તો કર્મનેજ તપસ્યા લેખે છે તપસ્યા કરતા કરતા પરહિત કરવાની ઇચ્છા જ્યારે ખૂબ બળવાન થઇ આવે, અને તે ઇચ્છા તે સાધકદ્વારા જ્યારે કર્મ કરાવ્યેજ જાય, ત્યાર પછી તે ઉત્કૃષ્ટ તપસ્યાના ફળરૂપ ચિત્તશુદ્ધિ અથવા પરમાત્માનુ દર્શન થયા વિના રહેતુ નથી

શિષ્ય—પણ મહાશય! પહેલેથીજ એવી શક્તિ કેમ આવે કે પરને અર્થે પોતાના પ્રાણનો પણ ભોગ આપવાને કોઇ તૈયાર થઇ જાય? જીવ પોતાના સ્વાર્થનુ બલિદાન આપવા તૈયાર થાય એટલી ઉદારતા પ્રથમથીજ કેમ આવી શકે એ મારાથી સમજાતુ નથી.

સ્વામીજી—તુ જેને તપસ્યા સમજી બેઠો છે તે તપસ્યા પણ કેટલા ગણ્યા–ગાઠ્યા જીવો ખરા મનથી કરતા હશે? કામિની–કાચનનો ત્યાગ કરી ભગવત્પ્રેમમા જોડાયા હોય એવા મનુષ્યોની સખ્યા પણ કેટલી બધી ઓછી છે? તપસ્યા જેમ કઠિન છે, તેમ નિષ્કામ કર્મ પણ તેટલાંજ કઠિન છે મતલબ કે **તપસ્યા ન કરતા હોય, પણ પરહિતાર્થે સત્કાર્યો કર્યા જતા હોય તેની**

**વિરૂદ્ધમાં બોલવાનો તને કશો અધિકાર નથી.** તને તપસ્યાજ સારી લાગતી હોય તો તુ તારે તપસ્યા કર્યા કરને ! જેને કર્મ કરવામા આનંદ મળતો હોય તેને નિષેધવાનો તને શુ હક્ક છે ? કર્મ એ તપસ્યાથી કોઇ જૂદીજ વસ્તુ છે, એમ માની બેઠો જણાય છે !

શિષ્ય—જી હા પહેલા હુ તપસ્યાનો અર્થજ કાંઈક જૂદો સમજતો હતો

સ્વામીજી—જેવી રીતે સાધન-ભજન અને અભ્યાસ કરતા કરતાં એક પ્રકારનો સ્વભાવ બધાઇ જાય છે, તેવીજ રીતે અનિચ્છાપૂર્વક પણ કર્મ કરતાં કરતાં, ધીમે ધીમે હૃદય તેમાજ તલ્લીન બની જાય છે, અને છેવટે પરાર્થે કર્મ કરવાની વૃત્તિ સ્ફુર્યા વિના રહેતી નથી તુ પોતેજ, તારી ઇચ્છા ન હોય છતાં **એક વાર બીજાની સેવા કરી જો; અને અનુભવ કર કે તપસ્યાનું ફળ તને મળ્યા વિના રહે છે?** પરાર્થે કર્મ કરવાથી મનના ક્ષુદ્રભાવો ધીમે ધીમે નાશ પામે છે, અને પછી તે મનુષ્ય ખુલ્લા હૃદયથી બીજાઓની ખાતર પોતાના પ્રાણનો ભોગ આપવાને પણ તૈયાર થઇ જાય છે મનુષ્ય-સ્વભાવની આ એક ખૂબી છે

## પરહિત તે પોતાનું હિત છે.

શિષ્ય—પણ પરહિત કરવાનુ પ્રયોજન શુ ?

સ્વામીજી—પોતાના કલ્યાણની ખાતર. આ દેહ કે જેમા અહપણાનુ અભિમાન સ્થાપી આપણે બેસી રહ્યા છીએ, તે **અહંપણું પરોપકારી વૃત્તિ બળવાન થવાથી ક્રમે કરીને નષ્ટ થઇ જાય છે; અને છેવટે વિદેહબુદ્ધિ ઉત્પન્ન થાય છે. જેમ જેમ એકાગ્રભાવે તું પરહિત કરવા લાગીશ તેમ તેમ તું તારા સ્વાર્થને, તારા દેહભાવને ભૂલતો જઇશ.** આ રીતે જ્યારે ચિત્તની શુદ્ધિ થશે ત્યારે તારો આત્મા સર્વ જીવમા, સર્વ ઘટમા વિરાજમાન છે, એ તત્ત્વ પ્રત્યક્ષપણે જોઇ શકીશ એટલાજ માટે કહુ છુ કે, **બીજાઓનું હિત કરવું એ પણ પોતાના આત્માનો વિકાસ કરવાનોજ એક ઉપાય, એક માર્ગ છે.** ટુકામા પરહિતસાધના એ એક પ્રકારની ઈશ્વરસાધનાજ છે, એમ કહું તોપણ ખોટુ નથી પ્રભુસેવાનો ઉદ્દેશ પણ આત્મવિકાસ સિવાય બીજો કાઇ સભવનો નથી. જ્ઞાન અને ભક્તિદ્વારા જેવી રીતે આત્માનો વિકાસ થાય છે તેવીજ રીતે પરાર્થે કર્મ કરવાથી પણ આત્મવિકાસ થઇ શકે છે

શિષ્ય.—ધારો કે રાત્રિ-દિવસ પરોપકારનાજ વિચાર કર્યા કરૂં તો પછી આત્મા સબંધી વિચાર કરવાનો વખતજ ક્યારે મળે ? એક ખાસ પ્રકારની ભાવનાને વળગી રહુ તો પછી* અભાવરૂપી આત્માનો સાક્ષાત્કાર કેવી રીતે કરી શકુ ?

* અત્ર આત્માને અભાવરૂપી જણાવવાનુ કારણ એટલુ જ લાગે છે કે 'આત્મા શુ છે' તે સમજાવવાનુ કામ જેટલુ કઠિન છે, તેટલુ જ સરલ 'આત્મા શુ નથી'

## સર્વભૂતમાં આત્મબુદ્ધિ એજ આત્મદર્શન.

સ્વામીજી—આત્મજ્ઞાનની પ્રાપ્તિ એજ સર્વ સાધનાઓનો, સર્વ માર્ગોનો ઉદ્દેશ છે, એ વાત હું અનેકવાર કહી ગયો છુ તુ પોતે જો પરસેવાપરાયણ થઈ શકે, કર્મ કરતા જો ચિત્તની શુદ્ધિ કરી શકે અને એ રીતે સર્વ જીવને આત્મવત્ લેખી શકે તો પછી આત્મદર્શનમા બાકી શુ રહ્યુ ? આત્મદર્શનનો અર્થ એવો થતો નથી કે કોઇ જડ વસ્તુનુ દર્શન કરવુ. જગતના તમામ જીવોને પોતાના જેવાજ સમજી તેમને સુખ આપવુ એનુજ નામ આત્મજ્ઞાન અથવા આત્મવિકાસ.

શિષ્ય—જો એમજ હોય તો પછી શાસ્ત્રમા સર્વ વૃત્તિઓ અને સર્વ કર્મોનો વિરોધ કરી આત્માનુ સ્વરૂપ પ્રત્યક્ષ કરવાનુ કેમ પ્રબોધ્યુ હશે ?

સ્વામીજી—શાસ્ત્રમા જેને સમાધિ કહેવામા આવે છે તે અવસ્થા સહજ પ્રાપ્ત થઇ શકે એવી નથી. કદાચિત્ તે પ્રાપ્ત થાય તોપણ તે અધિક સમય સુધી સ્થાયી રહેતી નથી. તો પછી હવે તેણે શુ કરવુ ? એટલાજ માટે શાસ્ત્રમાં કહેલી ઉપલી અવસ્થા પ્રાપ્ત કર્યા પછી તે વ્યક્તિ પ્રત્યેક ભૂતમાત્રમા આત્મદર્શન કરીને અને તે ભૂતોથી પોતાને અભિન્ન માનીને પ્રારબ્ધનો ક્ષય કરે છે આ અવસ્થાને શાસ્ત્રકારો જીવન્મુક્તિ–અવસ્થાના નામથી ઓળખાવી ગયા છે.

શિષ્ય—તો પછી એટલી વાત તો નક્કીજ કે જીવન્મુક્તિ જેવી અવસ્થા પ્રાપ્ત ન થાય ત્યાસુધી પરાર્થે બરાબર કર્મો થઇ શકતાં નથી

## કર્મયોગથી જીવન્મુક્તિ થવાનો સંભવ.

સ્વામીજી—શાસ્ત્રમા એમ કહ્યુ છે, એની સાથે એમ પણ કહ્યુ છે કે સાધનને પણ પરહિત અર્થે સેવા કરવામાં નિરતર તત્પર રહેવાથી જીવન્મુક્તિની અવસ્થા પ્રાપ્ત થઇ શકે છે જો એમ ન હોત તો શાસ્ત્રમાં "કર્મયોગ" નો જે માર્ગ દર્શાવવામા આવ્યો છે તેનુ પ્રયોજનજ રહેતુ નથી

શિષ્ય વિચાર કરતો સ્થિરપણે બેસી રહ્યો સ્વામીજીએ તે પ્રસગનો ત્યાગ કરી મધુરસ્વરે સ્તોત્ર લલકાર્યું આ સ્તોત્ર શ્રીરામકૃષ્ણદેવના જન્મોત્સવ નિમિત્તે બગાળાના સુપ્રસિદ્ધ નાટ્યકાર ગિરીશચદ્ર ઘોષે તૈયાર કર્યું હતુ ગિરીશબાબુ પણ સર્વ ભક્તોની સાથે ગાયન ગાતા હતા ત્યાર પછી બીજા પણ બે ત્રણ સ્તોત્રો એવીજ રીતે ગગનભેદી ધ્વનિથી ગાવામા આવ્યાં "મુઝાયો મનભ્રમર મારો કાલીપદ નીલકમલે," વગેરે તેમા મુખ્ય હતા, એમ શિષ્યના સ્મરણમા છે સ્તોત્રપાઠ પૂરો થયો એટલે સર્વ ભોજન કરવા ગયા.

---

તે સમજાવવાનુ છે. મતલબ કે આત્મા દેહ નથી, ઇન્દ્રિય નથી, વગેરે 'નથી' થી વર્ણવી શકાય છે, તેથીજ તેને અભાવરૂપી લખ્યો છે અનુવાદક

# प्रसंग १४ मो.

(સ્થાન—બેલુડ—ભાડાવાળુ મકાન ઇ સ ૧૮૯૮)

**ગુરૂદેવની પ્રતિષ્ઠા**

આજે નવા મઠમા સ્વામીજી પોતે યજ્ઞ કરીને મદિરમા ગુરૂદેવની પ્રતિષ્ઠા કરવાના છે ગુરૂપ્રતિષ્ઠાનાં દર્શન કરવાની ઇચ્છાથી શિષ્ય આગલી રાત્રે ઘેર નહિ જતા મઠમાજ રહેલો છે

પ્રાત કાળે ગગાસ્નાન કરી સ્વામીજીએ ગુરૂમદિરમાં પ્રવેશ કર્યો ત્યારબાદ પૂજકના આસને બિરાજી, પુષ્પપાત્રમા જેટલા ફૂલો હતા તેટલા સર્વ ફૂલો અને બિલ્વપત્રો હાથમા લઇ શ્રીરામકૃષ્ણદેવના ચરણમા ધર્યા અને અજલિપૂર્વક ધ્યાનમા નિમગ્ન થયા તે વખતનુ તેમનુ અપૂર્વ સ્વરૂપ કલમથી આલેખી શકાય તેમ નથી તેમની સ્નિગ્ધ—ઉજ્વલ કાન્તિથી ગુરૂમંદિરમા એક અદ્દભુત પ્રકાશ છવાઇ ગયો! પ્રેમાનદ તથા અન્ય સન્યાસીઓ ગુરૂમદિરના દ્વાર પાસે ઉભા હતા

**શ્રીરામકૃષ્ણ પરમહંસનો સ્વામીજી પ્રત્યે પ્રેમ—"તું ત્યાં હું."**

ધ્યાન અને પૂજા વગેરેનુ કામ સમાપ્ત થયા પછી નવા મઠમાં જવાની તૈયારીઓ થવા લાગી શ્રીરામકૃષ્ણદેવના ભસ્માસ્થિ કે જે એક તાંબાની પેટીમા સઘરી રાખ્યા હતા, તે પેટીને પોતાની જમણી કાંધ ઉપર ઉચકી સ્વામીજી સૌ પહેલા બહાર નીકળ્યા બીજા સન્યાસીઓની સાથે શિષ્ય તેમની પાછળ પાછળ ચાલ્યો શખ અને ઘટના નાદોથી ગગાની તટભૂમિ ગાજી ઉઠી! ભાગીરથી પણ જાણે નૃત્ય કરી રહી હોય તેમ ભાસતી હતી! જતા જતા રસ્તામા શિષ્યને સ્વામીજીએ કહ્યુ —"ગુરૂદેવે મને કહ્યુ છે કે 'તુ મને તારી કાંધ ઉપર ઉંચકીને જ્યા લઇ જઇશ ત્યા હુ ખુશીથી જઇશ અને રહીશ—પછી તે ઝુપડી હોય કે જગલ હોય તેની મને પરવા નથી' એટલાજ માટે હુ તેમને આજે નૂતન મઠભૂમિમા લઇ જઉં છુ. બહુ લાબા વખત સુધી, બહુ જનોના હિતને અર્થે ગુરૂદેવ અહીંયા સ્થિર રહેશે એમ ચોકસ માનજે."

શિષ્ય —ગુરૂદેવે આપને એવી વાત ક્યારે કહી હતી?

સ્વામીજી —(મઠના સાધુઓ ભણી આગળી કરી) એમને પૂછી જો કે કાશીપુરના બગીચામા તે દિવસે શુ કહ્યુ હતુ?

શિષ્ય —અરે! હા, હુ ધારૂ છુ કે તેજ દિવસે સેવાના અધિકારને માટે ગુરૂદેવના ગૃહસ્થ ભક્તો તથા સન્યાસી ભક્તોમાં ઘણુ કરીને પક્ષાપક્ષી થઇ ગઈ હતી! કેમ?

### મત-મતાંતરો અને પક્ષો બંધાવાનું કારણ.

સ્વામીજી—પક્ષાપક્ષી નહિ પણ એક જાતની સ્પર્ધા થઇ હતી તે વાત ખરી. છતાં આટલી વાત લક્ષમાં રાખજે કે જેઓ ગુરૂદેવના ભક્ત છે, જેઓએ ગુરૂદેવની કૃપા પ્રાપ્ત કરી છે, તે પછી ગૃહસ્થ કે સંન્યાસી ગમે તે હોય, પણ તેમનામાં કોઇ કાળે પક્ષ કે વાડા બંધાય એ કદાપિ સંભવિત નથી તે છતાં ક્વચિત્ ક્વચિત્ રમાકસી થઇ જાય છે, તેનું કારણ તું જાણે છે? પ્રત્યેક ભક્ત ગુરૂદેવને પોતપોતાની બુદ્ધિનો રંગ આપવા ઇચ્છે છે, અને તેથી કરીને સૌ કોઇ તેમને જૂદા જૂદા રૂપે સમજે છે અને જૂદા જૂદા રૂપે જુએ છે દૃષ્ટાંત તરીકે ગુરૂદેવ એક મહાન્ સૂર્ય જેવા છે અને આપણે બધા આપણા પોતપોતાના ખાસ પ્રકારના રંગીન ચસ્માથી તેમને જોઇએ છીએ, આથી સૂર્ય પણ આપણને વિવિધ રંગવાળો જણાય છે વસ્તુસ્થિતિ આવી હોવાથી વખત જતાં સંપ્રદાયો અને પક્ષો બંધાઇ જાય એ કુદરતી છે પણ જેઓ સદ્ભાગ્યે ગુરૂદેવના સાક્ષાત્ સંસર્ગમાં આવી ગયા છે તેમનામાં કોઈ કાળે સંપ્રદાયની ભાવના દાખલ થાય તેમ નથી, કારણ કે એવા આત્મારામ પુરૂષના પ્રકાશથી તેમના ચક્ષુઓ અંજાઈ જાય છે, અહંકાર તથા અજ્ઞાન ત્યાંથી પલાયન કરી જાય છે, એટલે પછી દલ-ફલ કે સંપ્રદાય બંધાવાનો તેમને અવસરજ મળતો નથી હા, એટલું બને છે કે સૌ કોઇ પોતાના ખાસ ભાવથી હૃદયપૂર્વક તેમની પૂજા કરે છે

શિષ્ય—ભક્તો ગુરૂદેવને ઇશ્વરસ્વરૂપ માની તેમની પૂજા કરે છે એ વાત જેટલે અંશે સત્ય છે, તેટલેજ અંશે આ વાત પણ સત્ય છે કે પ્રત્યેક ભક્ત પોતપોતાની વિશેષ વિશેષ ભાવનાને અનુસરી તેમને જૂદે જૂદે રૂપે ઉપાસે છે, તો પછી વખત જતાં ભક્તોના શિષ્યો પ્રશિષ્યો ગુરૂદેવને એક સંકુચિત સીમામાં પૂરી રાખી એકાદ સંપ્રદાય તૈયાર કરે તો તે શું સંભવિત નથી?

સ્વામીજી—હા-હા-એટલાજ માટે તો હું કહું છું કે વખત જતાં સંપ્રદાયો થાયજ આ જોને ચૈતન્યદેવના અત્યારે બસે કે ત્રણસે જેટલા સંપ્રદાય ચાલે છે, ઇસુખ્રિસ્ત હજારો મતમાં વહેચાઈ ગયો છે, છતાં એટલું ચોક્કસ છે કે ઉક્ત સંપ્રદાયોમાં કોઈ પણ સંપ્રદાય મૂળપુરૂષને એટલે કે ચૈતન્યદેવ કે ઇસુને તજી દેતો નથી.

### મઠની સ્થાપનાનો મુખ્ય ઉદ્દેશ-સાંપ્રદાયિક સીમાઓ દૂર કરવી.

શિષ્યઃ—તોપછી શ્રીરામકૃષ્ણદેવના ભક્તોમાં પણ વખત જતાં સંપ્રદાયો ઉદ્ભવે એમ આપને નથી લાગતું?

સ્વામીજી.—અલબત્ત, ઉદ્ભવે. પણ આ મઠોની સ્થાપનાનો હેતુ શો છે તે તું જાણે છે? આ મઠો સર્વ મતો, સંપ્રદાયો અને ભેદોનો નિકાલ કરી સામ-

જસ્ય, યથાયોગ્યતા સ્થાપવાનો પ્રયત્ન કરશે ગુરૂદેવની ભાવના જેવી ઉદાર હતી તેવીજ ઉદારભાવનાવાળી આ સસ્થાઓ બનશે આ સસ્થામાથી સમાધાની અને અને એકસપીનુ જે ઝરણુ વહેવા લાગશે તે આખા જગતમાં પ્રસરી જશે

એટલી વાતચીત થતા થતામા સર્વે નૂતન મઠભૂમિ ઉપર આવી પહોચ્યા સ્વામીજીએ પોતાના સ્કધ ઉપરથી તામાની પેટી આસન ઉપર મૂકી અને પૃથ્વી ઉપર લામા થઇને પ્રણામ કર્યા સ્વામીજીની સાથે બાકીનાઓએ પણ પ્રણામ કર્યા

ત્યારપછી સ્વામીજી પૂજાના આસન ઉપર બેઠા. પૂજા થઇ રહ્યા પછી યજ્ઞ માટે અગ્નિ સળગાવી હોમ કર્યો અને સન્યાસી બન્ધુઓની મદદથી પોતાના હાથે તૈયાર કરેલુ પાયસાન્ન (દૂધપાક) ગુરૂદેવને નિવેદન કર્યું તેજ દિવસે તેજ સ્થળે તેમણે કેટલાએક ગૃહસ્થોને દીક્ષા પણ આપી હતી, એમ કાઇક સ્મરણમા છે, તે ગમે તેમ હોય. પૂજા સમાપ્ત થયા પછી સ્વામીજીએ સર્વને સન્માનપૂર્વક સબોધીને જણાવ્યું કે —"આપ સર્વ મન-વચન-કાયાથી શ્રી ગુરૂદેવના પાદપદ્મમા એવી પ્રાર્થના કરો કે મહાયુગના અવતાર સમાન આપણા તે ગુરૂદેવ આજથી આ પુણ્યક્ષેત્રમા અવસ્થાન કરે, અને બહુજનહિતાર્થે, બહુજનસુખાર્થે આજ ક્ષેત્રમા લાબો કાળ રહી, આ સસ્થાને સર્વ ધર્મોમા સમાધાન સ્થાપનારી એક અપૂર્વ મુખ્ય સસ્થા બનાવે " સર્વેએ એજ પ્રમાણે બે હાથ જોડીને પ્રાર્થના કરી પછી સ્વામીજીએ શિષ્યને બોલાવીને કહ્યુ કે —" ગુરૂદેવના અવશેષોની આ પેટી અહીથી પાછી લઇ જવાનો અમને ( સન્યાસીઓને ) અધિકાર નથી, કારણ કે અમે તો આજે ગુરૂદેવની અહીયા સ્થાપના કરી ચૂકયા છીએ, માટે તુજ તારે માથે ચડાવીને નીલાબરબાબુના બગીચામાં લઇ ચાલ " શિષ્ય પેટીને અડકતાં જરા સકોચ પામ્યો, તેથી સ્વામીજીએ કહ્યુ કે —' એમા બીક જેવુ શુ છે ? મારી આજ્ઞા છે, ઉપાડીને આગળ ચાલ " શિષ્યે આનદિત ચિત્તે સ્વામીજીની આજ્ઞા માથે ચડાવી અને ગુરૂની આજ્ઞાપ્રતાપે આ પેટીનો સ્પર્શ કરવા જેટલો પોતાને અધિકાર મળ્યો તેથી પોતાને કૃતાર્થ માનવા લાગ્યો પેટી માથે ચડાવી શિષ્યની આગળ અને પાછળ સ્વામીજી તથા બીજાઓ ચાલવા લાગ્યા રસ્તામા સ્વામીજીએ શિષ્યને જણાવ્યુ કે —' ગુરૂદેવ આજે તારા મસ્તક ઉપર વિરાજમાન થઇ તને આશીર્વાદ આપે છે, માટે હવેથી સાવધાન રહેજે, ભૂલે-ચૂકે પણ કોઈ દિવસ અનિત્ય વિષયમા મનને જવા દઇશ નહિ " રસ્તામા આગળ ચાલતા એક ખાડો આવ્યો એટલે સ્વામીજીએ કહ્યુ કે —" જોજે, ખૂબ સાવચેતીથી ચાલજે ! બરાબર વિચાર કરીને પગલુ ભરજે ! "

### મઠસંબંધી સ્વામીજીની ઉદાર ભાવના.

આ પ્રમાણે નિર્વિઘ્ને સર્વે મઠમાં પહોચી ગયા ત્યાર પછી વાત વાતમા

સ્વામીજી બોલી ગયા કે –" ગુરૂદેવની ઇચ્છાથી આજે તેમના ધર્મક્ષેત્રની પ્રતિષ્ઠા થઇ ગઈ! બાર વર્ષથી જે ચિંતા મગજમાંથી જરાયે ખસતી નહોતી તે ચિંતા આજે દૂર થઇ હવે મને કેવા વિચારો આવતા હશે તેની તું કલ્પના કરી શકે છે? આ મઠને શિક્ષણ અને સાધનાનું મુખ્યસ્થાન બનાવવાનો મારો વિચાર છે. તારા જેવા ધાર્મિક ગૃહસ્થો આ મઠની આસપાસ મકાનો બંધાવીને રહે અને મધ્યમાં ત્યાગી સન્યાસીઓ રહે એવી યોજના કરવામાં આવશે તે સિવાય આ મઠની દક્ષિણ દિશાવાળી જગ્યા ઇંગ્લાંડ તથા અમેરિકાવાસી ભક્તોને આપવામાં આવશે, અને તેઓ ત્યાં ઘરબાર બાંધીને રહે એવી ગોઠવણ થશે કહે જોઇએ, આ યોજના તને કેવી લાગે છે? '

### સિદ્ધાંતો નહિ જોઇએ, વ્યવહારના ક્ષેત્રમાં કામ કરો.

શિષ્ય—મને લાગે છે કે આપની અદ્દભુત કલ્પનાની ખૂબીજ નિરાળી છે!

સ્વામીજી —" તું કલ્પના ગણી કાઢે છે? વખત જતાં તું નજરોનજર જોશે હું તો કામની કેવળ શરૂઆતજ કરતો જાઉં છું ત્યારપછી કોણ જાણે શુંયે બનશે મારાથી બનશે તેટલું હું કરી જઇશ, તે ઉપરાત તમારા જેવાઓની અંદર વિવિધ ભાવનાઓ મૂકતો જઇશ મારી ભાવનાઓને વ્યવહારૂ બનાવવાનું કામ તમારૂં છે. **મહાન્ મહાન્ સિદ્ધાંતો સાંભળીને બેસી રહેવાથી શું વળવાનું હતું?** તેને વ્યવહારના ક્ષેત્રમાં ઉતારી હમ્મેશાં કાંઇક કર્મ કરતા રહેશો ત્યારેજ કાંઇ કર્યું કહેવાશે. **શાસ્ત્રની લાંબી લાંબી વાતો કંઠસ્થ કરી જગતનું શું કલ્યાણ તમે કરી વાળશું છે?** અલબત, શાસ્ત્રની વાતોને સૌ પહેલાં સમજી લ્યો, પણ પછી તેને ક્રિયામાં મૂકી જગતનું કલ્યાણ કરવામાં પ્રમાદ ન કરો. જેને વ્યવહારૂધર્મ કહે છે તે ત્યારેજ સફળ થયો ગણાય સમજ્યો?"

### શંકરાચાર્યપ્રસંગ—શ્રીશંકરાચાર્યની અનુદારતા

આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો તેટલામાં શ્રીમદ્ શંકરાચાર્યનો પ્રસંગ નીકળ્યો શિષ્ય પોતે શ્રીશંકરનો ખાસ પક્ષપાત ધરાવતો હતો, શ્રીશંકરની કોઈ પણ વાત સામે જો કોઇ વાંધો ઉઠાવતું તો શિષ્યના હૃદયમાં સખત આઘાત થતો. સ્વામીજી શિષ્યની આ સ્થિતિ સારી રીતે જાણતા હતા, પણ કોઇની અંધશ્રદ્ધા તેમનાથી સહન થઇ શકતી નહિ તેઓ જ્યારે કોઇનું શ્રદ્ધાંધપણું જોતા કે તુરતજ તેની સામે ચર્ચા કરવા બેસતા અને અમોઘ તથા સજ્જડ યુક્તિઓનો એવો તો સતત મારો ચલાવતા કે શ્રદ્ધાંધતાના કિલ્લાઓ થોડીજવારમાં જમીનદોસ્ત થયા વિના રહેતા નહિ.

સ્વામીજી—શંકરની બુદ્ધિ અત્યંત સૂક્ષ્મ હતી જેવા વિચારક હતા તેવાજ તેઓ પંડિત પણ હતા, પરંતુ બ્રાહ્મણ સિવાયના મનુષ્યોને બ્રહ્મજ્ઞાન થઇજ ન

શકે એ વાતનું વેદાંતભાષ્યમાં કેવું સમર્થન કર્યું છે? વિદુરના સંબંધમાં તેમણે લખ્યું છે કે વિદુર પોતે પૂર્વજન્મમાં બ્રાહ્મણના શરીરમાં હતા, તેટલાજ માટે તેમના પૂર્વજન્મના ફળરૂપે તે બ્રહ્મજ્ઞ થઈ શક્યા! મારો તો એજ પ્રશ્ન છે કે કેવળ બ્રાહ્મણપણાની ખાતરજ આટલી બધી ખેંચતાણ કરવાની જરૂર શું છે? સ્વયં વેદ ત્રણે વર્ણને વેદપાઠનો તથા બ્રહ્મજ્ઞાનનો અધિકાર આપે છે વળી કહે છે કે કેટલાયે બૌદ્ધસાધુઓને શાસ્ત્રાર્થમાં હારી ગયા તે માટે સળગતા અગ્નિમાં બાળીને ભસ્મ કરી દીધા! શ્રમણો બળીને ભસ્મ થઈ ગયા, પણ બૌદ્ધધર્મ તો હજી પણ જીવતો જાગતો રહી ગયો છે! બીજી તરફ બુદ્ધદેવનું હૃદય જો! "બહુજનહિત" તથા "બહુજનસુખ"ની ભાવનાને એક બાજુ મૂકી દઈશ તોપણ તું જોઈ શકીશ કે એક બકરાંના બચ્ચાનું રક્ષણ કરવા માટે પણ બુદ્ધદેવ કેટલો તૈયાર છે? બકરાની જીવનરક્ષા થતી હોય અને પોતાનું માથું કપાતું હોય તો તે કપાવા દેવાને પોતે તૈયાર થયો હતો! કેટલી બધી ઉદારતા? કેટલી બધી દયા?

## બુદ્ધદેવમાં ધર્મઘેલછા હતી?

શિષ્ય—એક પશુની ખાતર પોતાનો પ્રાણ આપવા તૈયાર થઈ જવું, એ પણ શું એવાજ પ્રકારની એક ઘેલછા નથી? બુદ્ધદેવમાં બીજા પ્રકારની ધર્માંધતા હતી, એમ કહેવામાં આવે તો તે શું ખોટું છે?

સ્વામીજી—પરંતુ બુદ્ધદેવની ઘેલછાથી જગતના જીવોનું કેટલું કલ્યાણ થયું છે? એકવાર વિચાર કરી જો, કે બુદ્ધદેવની પ્રબળ ભાવનાથી કેટલા આશ્રમો, કેટલાં વિદ્યાલયો, કેટલી કોલેજો, કેટલા જાહેર ઔષધાલયો તથા કેટલી પશુશાળાઓ સ્થાપન થઈ હતી? શિલ્પવિદ્યાને પણ કેટલું ઉત્તેજન મળ્યું હતું? બુદ્ધદેવના જન્મ પહેલાં આ દેશની સ્થિતિ બહુ દયાજનક હતી તાડપત્ર ઉપર લખાએલા ધર્મગ્રંથોને સંઘરી રાખવા સિવાય લોકોને બીજું કશું જ્ઞાન નહોતું થોડા—ઘણા માણસો ધર્મપુસ્તકોના રહસ્યોને સમજી બેસી રહેતા ભગવાન બુદ્ધદેવે ધર્મના સિદ્ધાંતોનો વ્યાવહારિક રૂપમાં પ્રચાર કર્યો, અને નિત્યના જીવનમાં ધર્મ કેવી રીતે પાળી શકાય તે લોકોને બતાવી દીધું. બરાબર વિચાર કરવાથી તને જણાશે કે વેદાંતની જાગૃતમૂર્તિ જો કોઈ પણ હોય તો તે બુદ્ધદેવજ છે!

## બુદ્ધધર્મની દુર્દશાનું કારણ—હદ કરતાં વધારે દર્શનચર્ચા

શિષ્ય—પરંતુ મહાશય, વર્ણાશ્રમધર્મને તોડી નાખવાથી ભારતવર્ષમાં હિંદુઓએ બળવો જગાડયો અને એટલાજ ખાતર બૌદ્ધધર્મને દેશનિકાલ થવું પડયું, તે વાત ખરી કે ખોટી?

સ્વામીજી—બૌદ્ધધર્મની એ દુર્દશા તેના શિક્ષણને લીધે નથી થઈ, તેના

અનુયાયીઓના દોષનોજ એ પ્રતાપ છે. તેઓ વધારે પડતા દર્શન સબધી ચર્ચાઓમાં ઉતરી પડયા, એટલે તેમના હૃદયની ઉદારતા ક્ષીણ થઇ ગઈ, ત્યારપછી વામાચારના વ્યભિચારે એટલુ બધુ જોર કર્યું કે બૌદ્ધધર્મને મરવા સિવાય બીજો ઉપાયજ રહ્યો નહિ. એવો બીભત્સ વામાચાર અત્યારના કોઇપણ તત્રમા નથી બૌદ્ધધર્મનુ એક મુખ્ય સ્થળ "જગન્નાથક્ષેત્ર" હતુ, તે ઠેકાણે મદિરોની દીવાલોમાં જે બીભત્સ મૂર્તિઓ પત્થરમા ચીતરવામા આવી છે તે જોવાથી મારી આ વાતની તને ખાત્રી થયા વિના રહેશે નહિ રામાનુજ અને ચૈતન્યમહાપ્રભુના સમયથી એ "પુરૂષોત્તમક્ષેત્ર" માં વૈષ્ણવોનુ જોર વધ્યુ અને અત્યારે એ મહાપુરૂષોના પ્રતાપે એ ક્ષેત્રે એક નવુજ રૂપ ધારણ કર્યું છે.

## તીર્થ માહાત્મ્ય–રૂપકના આધ્યાત્મિક અર્થો

શિષ્ય—શાસ્ત્રોમાં તીર્થાદિ સ્થાનોનો જે મહિમા વર્ણવ્યો છે તે કેટલે અશે સત્ય હશે?

સ્વામીજી—આ આખુ બ્રહ્માંડ એક નિત્ય આત્મા–ઇશ્વરનુ વિરાટ્ શરીર છે શરીરમાં જેવી રીતે ઉચ્ચ નીચ ભેદો હોય છે તેવી રીતે આ વિરાટ્ દેહમાં પણ હોઇ શકે કોઇ ખાસ સ્થાનમા ઇશ્વરનો પ્રકાશ પોતાની મેળેજ પ્રકટી નીકળે, તો કોઇ સ્થાનમા પવિત્ર હૃદયના સત્પુરૂષોના સંસર્ગથી એક પ્રકારની વિશેષતા દાખલ થઇ જાય, એમા કાંઈ આશ્ચર્ય જેવુ નથી સાધારણ મનુષ્યો આવાં પવિત્ર સ્થળોમાં જિજ્ઞાસુ બનીને જાય તો તેમને સહેજે સુયોગ્ય ફળની પ્રાપ્તિ થાય, એટલાજ માટે તીર્થાદિના અવલબનથી ક્રમે ક્રમે આત્માનો વિકાસ થવાનુ શાસ્ત્રમા લખેલુ છે બાકી એટલુ તો નિશ્ચત સમજજે કે આ માનવદેહ કરતાં વધારે માહાત્મ્યવાળુ બીજુ એકે નથી. દેહમાં જેવો અને જેટલો આત્માનો વિકાસ થાય છે તેવો અને તેટલો બીજા કોઇ તીર્થમા નથી થતો જગન્નાથનો જે રથ કાઢવામા આવે છે તે શુ છે? દેહરથનુ સ્થૂલ રૂપકમાત્ર છે દેહરથમાંજ આત્માનુ દર્શન કરવુ જોઇએ. "**आत्मानं रथिनं विद्धि।**" વિગેરે વાંચ્યું છે ને? "**मध्ये वामनमासीनं विश्वेदेवा उपासते॥**" આ વામનરૂપી આત્માનુ દર્શન એજ જગન્નાથનુ દર્શન છે. **रथे च वामनं दृष्ट्वा पुनर्जन्म न विद्यते।** એમ કહેવાય છે તેનો અર્થ એટલોજ છે કે અતરમા જે આત્મા વ્યાપી રહ્યા છે અને જેની ઉપેક્ષા કરીને દેહરૂપ હાડ–માસ–લોહીમા અહ પણુ રાખી બેઠા છો, તે ભ્રમને દૂર કરી તમારા યથાર્થસ્વરૂપનુ દર્શન કરો, એટલેપછી તમારે માટે પુનર્જન્મ જેવુ કાંઈ રહેશે નહિ **લાકડાની કે પાષાણની મૂર્તિનાં દર્શન કરવા માત્રથીજ જો જીવનો મુક્તિ થઇ જતી હોત તો દર વર્ષે લાખો માણસો મુક્તિએ**

પહોંચી જતાં હોત. તેમાં પણ આજ કાલ તો રેલવેની સગવડ થઈ ગઇ છે, એટલે પછી મુક્તિમાં જનારાઓની ગણત્રીજ થઇ શકતી નથી !! એટલુ છતા જગન્નાથ તીર્થમા સાધારણ મનુષ્યો જે વિશ્વાસ રાખે છે તેમના વિશ્વાસને હુ નિરર્થક કે ખોટો કહેતો નથી, એ વાત ભૂલી જઇશ નહિ માણસોમા કેટલાએક એવા વર્ગના પણ હોય છે કે જેમને મૂર્તિના અવલબન વગર આગળ વધવાની દિશાજ ન સૂઝે આવા મનુષ્યો મૂર્તિનો યોગ્ય આશ્રય લઈ પોતાનુ કલ્યાણ કરી શકે છે, એમા જરાય શકા કરવા જેવુ નથી

## મૂર્ખના અને બુદ્ધિમાનના પૃથક્ પૃથક્ ધર્મો.

શિષ્ય —ત્યારે તો મૂર્ખનોએ ધર્મ જૂદો અને બુદ્ધિમાનનોએ ધર્મ જૂદો, એમજ માનવુ પડે

સ્વામીજી —હાજ તો જો એમ ન હોત તો તારા ધર્મશાસ્ત્રો અધિકારીના નિર્ણય માટે આટલી માથાકૂટ શા માટે કરત ? જો કે સત્ય તો સર્વ સ્થાને છે, તોપણ અધિકારપરત્વે સત્યની લઘુતા, મહત્તા માનવી જ જોઇએ મનુષ્યો જેને સત્ય કહે છે અને સત્ય તરીકે જેનો સ્વીકાર કરે છે તે સર્વ સત્યો, ઉપર કહ્યા તે પ્રકારના જ હોય છે કોઇ સત્ય અલ્પાશે સત્ય હોય છે, તો કોઈ સત્ય તેનાથી અધિકાશે સત્ય હોય છે, નિત્ય સત્ય તો કેવળ એક માત્ર પરમાત્માજ છે જે આત્મા જડ પદાર્થોની અદર મુઝાઇ રહ્યો છે તેજ આત્મા, જીવનામ ધારી મનુષ્યોમા થોડો ઘણો જાગૃતરૂપે પ્રકાશી રહ્યો છે શ્રીકૃષ્ણ, શ્રીબુદ્ધદેવ તથા શ્રીશકર વગેરેમા એજ આત્મા પૂર્ણ જાગૃત અવસ્થાએ પહોચ્યો હતો તેનાથી પણ ઉપર-ઉપરની અવસ્થાઓ છે, પરતુ તે અવસ્થાઓ ભાવનામા કે ભાષામા આવી શકતી નથી-" **अवाङ्मनसगोचरम् ॥** "

## ઇશ્વિરોપાસના.

શિષ્ય —મહાશય, કોઇ કોઇ ભક્તિસપ્રદાયવાળા ભક્તો કહે છે કે ભગવાનની સાથે એક પ્રકારના સબધથી જોડાઇ જઇએ તોપછી સાધના કરવામા કાંઇ મુશ્કેલી જેવુ રહેતુ નથી આમ કહેનારા ભક્તો આત્માના મહિમાની વાતો જાણતા નથી, તેમજ જાણવાની દરકાર પણ રાખતા નથી કદાચ કોઈ તેમને જણાવવાનો પ્રયત્ન કરે છે તો તેઓ કહી દે છે કે એ બધી વાતોને એક બાજુએ રહેવા દઈ ભક્તિભાવમા સર્વદા તરબોળ રહો, એટલે માથાકૂટ જેવુ કાંઇજ નહિ રહે.

સ્વામીજી —એમ કહેનારાઓને માટે અલબત, તે સત્ય છે એ માર્ગે પણ વખત જતાં એક દિવસે તેમનામા બ્રહ્મ જાગૃત થવાનો સભવ છે અમે (સન્યાસીઓ) જે કાઇ કરીએ છીએ તે પણ અમારે માટે સત્ય અને ઉપયોગી

છે અમે સસારનો ત્યાગ કર્યો છે એટલા માટે સસારના સબંધો—જેવા કે મા, બાપ, સ્રી, પુત્ર વગેરેમાથી કોઇ એક પ્રકારનો સબધ ઈશ્વર સાથે બાધી શકીએ નહિ, કારણ કે અમારે માટે એવા સબધો સકીર્ણ અને કિમત વગરના છે ખરેખર, સર્વભાવથી પર એવા ભગવાનની ઉપાસના કરવી તથા તેમની પ્રાપ્તિ કરવી એ બહુ કઠિન સાધના છે, પરતુ અમૃત ન મળે તો તેને બદલે ઝેર ખાવાની ઇચ્છા તો કોઇ મૂર્ખ પણ ન કરે એટલા માટે હમ્મેશાં આત્મા સબધી વાતોમાજ તલ્લીન રહેવુ, આત્મા સબધીજ વિચારો કર્યા કરવા અને આત્માસબધીજ ઉપદેશો સાભળ્યા કરવા. આમ કરતા કરતા એક સમય એવો આવશે કે જ્યારે આપણી અદર બ્રહ્મસિહ જાગી ઉઠશે! મારૂ કહેવુ માત્ર એટલુજ છે કે તુ નાની નાની ક્ષુદ્રભાવનાઓ અને વાસનાઓની પેલી પાર ચાલ્યો જા કઠોપનિષદ્‌મા યમના ઉદ્‌ગાર સાભળ્યા છે કે—**उत्तिष्ठत जाग्रत प्राप्य-वरान् निबोधत।**

એ રીતે આજનો પ્રસગ સમાપ્ત થયો મઠમા જમવાનો ઘટ વાગ્યો, એટલે શિષ્ય પણ સ્વામીજીની સાથે ભોજન કરવા ગયો

---

# प्रसंग १५ मो.

(સ્થાન—બેલુડ—ભાડાવાળુ મકાન—ઇ સ ૧૮૯૮—ફેબ્રુઆરી માસ)

આલમબજારવાળા મકાનમાથી, બેલુડ ખાતે શ્રીયુત નીલાબર બાબુના બગીચાવાળા મકાનમા મઠ લઇ જવામા આવ્યો છે સ્વામીજી આજ મકાનમા રહે છે હજી આલમબજારમાથી આવેલી વસ્તુઓને બરાબર ગોઠવીને મૂકવામા આવી નથી, સર્વત્ર છિન્નભિન્ન પડયુ હતુ સ્વામીજી આ નવા મકાનમા આવવાથી બહુ પ્રસન્ન થયા હતા શિષ્ય હાજર થયો એટલે સ્વામીજીએ કહ્યુ —"જો, કેવી સુદર ગગા! કેવુ સુદર મકાન! આવા સુદર સ્થળે મઠની સ્થાપના ન થાય તો મઠમા જે યોગ્ય ઉત્સાહ—ઉલ્લાસ રહેવો જોઇએ તે ક્યાંથી મળી શકે?" તે વખતે મધ્યાન્હકાળ હતો

**સ્વામીજીનો બાલ્યાવસ્થાનો તથા યુવાવસ્થાનો થોડો અહેવાલ.**

સાજે શિષ્ય સ્વામીજીને મળવા આવ્યો ત્યારે વાર્તાલાપના અનેક પ્રસગો નીકળી પડયા મઠમાં કોઇ હતુ નહિ, તેથી શિષ્ય સ્વામીજીને અનેક પ્રશ્નો પૂછી શકતો અને સ્વામીજી પણ તેના ખુલાસા આપ્યા કરતા પ્રસગોપાત શિષ્યે સ્વામીજીની બાલ્યાવસ્થા વિષે કાંઇક સાંભળવાની જીજ્ઞાસા દર્શાવી, તેથી સ્વામીજી

બોલવા લાગ્યા કે –"નાનપણથીજ હુ બહુ માહસિક હતો નહિતર પુરતી સામગ્રી સાથે લીધા વિના દુનિયામા ભ્રમવાનો સકલ્પજ મને ક્યાથી આવે ?"

બાલ્યાવસ્થામાથી રામાયણ સાભળવાનો સ્વામીજીને બહુ શોખ હતો શેરીમા જો ક્યાંઈ રામાયણ વચાય છે, એમ તેમના સાભળવામા આવતુ તો રમત-ગમતને એક બાજુ મૂકી દઇ તુરતજ તેઓ ત્યાં દોડી જતા રામાયણ સાભળવામા કોઇ કોઇ વખત એટલા બધા તલ્લીન બની જતા કે ત્યાથી ઘેર પાછા જવાનુજ તેમને ભાન રહેતુ નહિ એટલુજ નહિ પણ "હવે બહુ મોડુ થયુ છે, હવે ઘેર જવુ જોઇએ,' એવો વિચાર પણ તેમના મગજમા પ્રવેશતો નહિ. એક દિવસે રામાયણની કથામા એમ સાભળવામા આવ્યુ કે હનુમાન ખાસ કરીને કેળનાં વૃક્ષો ઉપરજ રહે છે આથી સ્વામીજીને હનુમાનના દર્શન કરવાની આકાક્ષા એટલી બધી પ્રબળ થઇ આવી કે રામાયણ સાભળી રહ્યા પછી રાત્રિએ ઘેર નહિ જતા પાસેના બગીચામાં કેળનાં વૃક્ષ નીચે બેસી હનુમાનની રાહ જેવામાજ આખી રાત્રિ વીતાવી દીધી

રામાયણમા ખાસ કરીને હનુમાનજી પ્રત્યે સ્વામીજીની અગાધ ભકિત હતી. સન્યાસી થયા પછી પણ ઘણીવાર જ્યારે મહાવીરની વાત નીકળતી ત્યારે તેઓનામા એક પ્રકારનો ખાસ જુસ્સો પ્રકટી નીકળતો મઠમા મહાવીરની એક મૂર્તિ સ્થાપવાનો સકલ્પ પણ ઘણીવાર કરી ગએલો

વિદ્યાર્થીઅવસ્થા ઘણુ કરીને આખો દિવસ, તેઓ પોતાના સરખી વયના મિત્રો સાથે આમોદ-પ્રમોદ કરવામાંજ ગુજારતા અને રાત્રે ઘેર આવીને ઓરડાને માકળ દઇને ભણવા બેસી જતા આથી કરીને તેઓ કયારે અભ્યાસ કરતા કે ક્યારે વાચતા તેની કોઇને ખબરજ પડતી નહિ

× × × ×

## યુવાવસ્થામાં એક દિવ્ય દર્શન

શિષ્યે જિજ્ઞાસા કરી કે —"મહાશય, આપ જ્યારે સ્કૂલમા અભ્યાસ કરતા ત્યારે કોઈ વખત કોઇ પ્રકારનો દિવ્ય દેખાવ જોએલો કે નહિ ?

સ્વામીજી —નિશાળમા જ્યારે હુ ભણતો ત્યારે એક દિવસે રાત્રિના સમયે મારા ઓરડામા દ્વાર બધ કરી ધ્યાન કરતો હતો ધ્યાનમા એટલો બધો તન્મય બની ગયો કે કેટલો વખત પસાર થઇ ગયો તેનુ મને સ્મરણ રહ્યુ નહિ ધ્યાનમાથી નિવૃત્ત થયા પછી પણ હુ જ્યાનો ત્યાજ બેસી રહ્યો એટલામા ઘરની દક્ષિણ દિશાની એક દિવાલમાથી એક જ્યોતિર્મય મૂર્તિ બહાર નીકળી અને મારી સામે આવીને ઉભી રહી ! તેના મુખ ઉપર એક અદ્દભુત પ્રકારની જ્યોતિ છવાઇ હતી, કોઇ પણ પ્રકારના વિયાગની કે ચિતાની રેખા તેની મુખમુદ્રા પર

નહોતી મહાશાંત સન્યાસી મૂર્તિ ! મસ્તકે મુડન કરાવેલુ તથા હાથમા દડ અને કમડલ ! તે મૂર્તિ થોડીકવાર સુધી મારી સામે એકીટસે તાકી રહી મને લાગ્યુ કે તે મને કઈ કહેવા માગે છે હુ પણ બોલ્યાચાલ્યા વિના તેની સામેજ જોઇ રહ્યો. ત્યાર પછી જાણે કયાંઇથી મારા મનમા એવો ભય પ્રવેશ્યો કે તુરતજ દ્વાર ઉઘાડી અને બહાર નાસી ગયો પાછળથી મને એમ થયુ કે અરેરે ! બેવકૂફની માફક હુ શા માટે નાસી ગયો ? થોડીવાર બેસી રહ્યો હોત તો અલબત્ત મને કઇ સાભળવાનુ મળત ત્યાર પછી એવી મૂર્તિના પુન દર્શનજ થયા નહિ. હવે ઘણીવાર મનમા એમ થઇ આવે છે કે જો પુન એ મૂર્ત્તિ પ્રત્યક્ષ થાય તો કોઈ દિવસ ભયભીત થઇને નાસી જવુ નહિ, અને બની શકે તો તેની સાથે વાર્તાલાપ પણ કરૂ પરતુ હવે દર્શનજ થતાં નથી

શિષ્ય —પછી આપે એ સબધી કાઈ વિચાર કરી જોયો ?

સ્વામીજી —વિચાર તો બહુ કર્યો, પણ કોઇ નિર્ણય ઉપર આવવાનુ બની શકયુ નહિ ઘણુ કરીને ભગવાન બુદ્ધદેવનાં દર્શન થયા હોય એમ લાગે છે

### શુદ્ધહૃદય અનેક દિવ્ય દર્શન કરી શકે છે.

થોડી ક્ષણો પસાર થઇ એટલે પુન સ્વામીજીએ કહ્યુ કે—" મન જ્યારે શુદ્ધ થાય, કામિની અને કાચનની સ્પૃહા દૂર જાય, ત્યારે સખ્યાબધ દિવ્યદર્શનો થવા લાગે છે અને તે પણ મહા અદ્દભુત પ્રકારના ! છતા એ તરફ લક્ષ આપવાની જરૂર નથી રાત્રિ દિવસ જો સાધક પુરૂષ એવો લક્ષ રાખ્યા કરે તો તે આગળ વધીજ શકે નહિ. ગુરૂદેવ કહેતા તે શબ્દો યાદ છે કેઃ—" રત્નચિંતામણિ પ્રાપ્ત કરવા જતાં માર્ગમા અનેક મણિઓ મળી આવે છે રત્નચિતામણિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી હલકાં મણિઓ તરફ લોભાવુ યોગ્ય નથી આત્માનો સાક્ષાત્કાર કરવો, તે સિવાય બીજો કોઇ વિચારજ કરવો નહિ. ખોટા ખ્યાલો અને દર્શનોથી શુ વળવાનુ હતું ?"

### અમેરિકાની વિજયકથા—સૂક્ષ્મ મનનુ સામર્થ્ય

એટલુ કહીને સ્વામીજી તન્મય બની કોઈ વિચારમા નિમગ્ન થઇ ગયા શિષ્ય મૌનભાવે બેસી રહ્યો થોડીવાર થઈ એટલે પુન સ્વામીજી બોલવા લાગ્યા — વિચાર કરી જો કે હુ જ્યારે અમેરિકામા હતો ત્યારે મારી કેટલી અદ્દભુત શક્તિઓ બહાર સ્ફુરી નીકળી હતી ? લોકોની આખો સામે સહેજ નજર ફેરવતો કે તુરતજ એક ક્ષણવારમા તેમના વિચારો સમજી જતો. કોણ ક્યાં કેવો વિચાર કરે છે તે હુ કરામલકવત્ હાથમાના આમળાની માફક સ્પષ્ટ રીતે જોઇ શકતો કોઇ કોઇને તો હુ તેમના અતરના વિચારો કહી દેતો. જેઓ મારા શબ્દો એક વખત સાભળતા તેઓ મારૂ શિષ્યત્વ સ્વીકાર્યા વિના રહેતા નહિ જો કોઈ ખાસ સ્વાર્થને

લઈને મને મળવા આવતો, તો મારી અંતરભેદી શક્તિનો પરિચય મેળવી ત્યાંથી નાસી જતો અને પછી મોં બતાવવાની હિંમત પણ કરી શકતો નહિ

### ભાષણો માટે વિષની પસંદગી કરવાની મુંઝવણ.

"જ્યારે ચિકાગો શહેરમા ભાષણો આપવા શરૂ કર્યાં ત્યારે એક અઠવાડીઆમા ૧૨–૧૪ ભાષણો આપવા પડતા, કોઇ કોઇ વખત તો તેથી પણ અધિક લેકચરો કરવા પડતા. હદ ઉપરાંત શારીરિક તથા માનસિક પરિશ્રમથી એકવાર કંટાળી ગયો, એટલે સુધી થાક અને કંટાળો આવ્યો કે ભાષણોના વિષયોનીજ સૂઝ પડે નહિ. આવતી કાલે કયાથી નવી વાત કહાડીને શ્રોતાઓને સભળાવીશ, એનો નિર્ણય કરવો મુશ્કેલ થઇ પડયો વિચાર કરવા લાગ્યો કે હવે નવી વાત તે શુ કહેવી? સ્મરણશક્તિ પણ જાણે એકાએક લોપ થઇ ગઈ! એક દિવસે એક ભાષણ આપ્યા પછી સૂતો સૂતો એજ વિચાર કરતો કરતો સૂઇ ગયો. ઉંઘમા મારી પાસે ઉભુ રહીને કોઇ ભાષણ આપતુ હોય તેમ મને લાગ્યુ! એ ભાષણમા એટલી બધી નવી વાતો તથા નવી ભાવનાઓ સાભળવામા આવી કે જેનો મે આ જન્મમા કદાપિ ખ્યાલ સરખો પણ ભાગ્યેજ કર્યો હશે ઉંઘમાથી ઉઠયો એટલે સ્વપ્નમા સાભળેલા ભાષણનુ સ્મરણ કર્યું અને સભામાજઇને એજ ભાષણ આપ્યુ આવા આવા મે કેટલા ભાષણો સાભળ્યા હશે તેની સખ્યા નક્કી થઇ શકતી નથી, બધા ભાષણો સૂતા સૂતાજ સાભળેલા સ્વપ્નના આ ભાષણો કોઇ કોઇ વખત તો એટલા બધા જુસ્સાદાર થતા કે આસપાસના ઘરમા રહેતા પાડોશીઓ પણ તે સાભળી જાગી જતા અને સવારમા તેઓ મને કહેતા કે—"સ્વામીજી, કાલે રાત્રે આપ કોની સાથે એટલા બધા જોરથી ચર્ચા કરતા હતા?" હુ તેઓની જિજ્ઞાસાને જેમ તેમ શાત કરતો, પરતુ તે એક અદ્ભુત વ્યાપાર હતો, એમ તો માનવુજ પડશે"

સ્વામીજીની આ વાત સાભળી શિષ્ય મૂગે મોઢે બેસી રહ્યો થોડીવાર સુધી વિચાર કર્યા પછી તેણે કહ્યુ કે—"સ્વામીજી, મને તો એમ લાગે છે કે આપનો સૂક્ષ્મદેહજ એ ભાષણો આપતો હશે. સ્થૂલદેહમા તેનો કવચિત્ પ્રતિધ્વનિ થઇ જતો હશે, એટલે ઉદ્‌ગાર બહાર નિકળી જતો હશે, એટલુજ

સ્વામીજી—તે હશે

### અમેરિકાની પ્રજાના ગુણાવગુણ

ત્યારબાદ અમેરિકાની પ્રજા સબંધે વાત નીકળી. સ્વામીજીએ કહ્યુ કે—"તે દેશમા પુરૂષો કરતા સ્ત્રીઓ અધિક શિક્ષિત હોય છે વિજ્ઞાન કે દર્શનમા સારી પડિતા ગણાતી બાઇઓની સખ્યા પુરૂષો કરતા અનેકગણી વધારે છે, એટલાજ માટે સ્ત્રીઓ તરફથી મને બહુ સન્માન મળતું. પુરૂષો તો બિચારા રાત્રિ-દિવસ પોતાના ધધામાંજ લાગ્યા રહે છે થોડીવાર જપવાનો પણ ભાગ્યેજ તેમને

વખત મળે છે. કન્યાઓ ભણી ગણીને કાળક્રમે મહા વિદુષી તરીકે પ્રસિદ્ધ થાય છે અમેરિકામા ગમે ત્યા જુઓ, કેવળ સ્ત્રીયારાજ્યજ જણાશે."

## ખ્રિસ્તી પાદરીઓનો ઉપદ્રવ !

શિષ્ય.—અસ્તુ પણ ત્યાંના ખ્રિસ્તી ધર્માંધ પાદરીઓ તમારી સામે થયા કે નહિ ?

સ્વામીજી—સામે ન થાય એમ કોઇ કાળે બને ખરૂ ? લોકો જેમ જેમ મારૂ બહુમાન કરવા લાગ્યા તેમ તેમ પાદરીઓએ મારો પીછો પકડયો. ખુલ્લીરીતે મારી કેટલીએ નિંદાઓ છાપામા છપાવી, વર્તમાનપત્રોમા કેટલાએ આક્ષેપો કર્યા મને ઘણા બધુઓએ તેના રદીઆ આપવાની વિનતિ કરી, પણ મે કોઇના બોલવા સામે લેશ પણ લક્ષ પણ આપ્યુ નહિ મારો તો મૂળથીજ એવો દઢ વિશ્વાસ હતો કે કેવળ માત્ર ચાલાકી કરવાથી કોઇ મહાન કાર્ય સિદ્ધ થતુ નથી એટલા માટે સર્વ **નિંદનીય આક્ષેપોની પરવા નહિ કરતાં હું તો મારૂં કામજ કર્યા કરતો.** ઘણીવાર એવુ બનતુ કે જેઓ એકવાર મારી નિન્દા કરતા તેઓ પોતેજ પશ્ચાત્તાપપૂર્વક મારે શરણે આવતા અને પોતેજ વર્તમાનપત્રમા ખુલાસો લખી ક્ષમા માગતા કેટલાએક એવા પ્રસગો પણ વીતી ચૂકેલા કે કોઇને ત્યાં મારૂ ભાષણ થવાનુ હોય તો મારા ભાષણના વખત પહેલા મારા વિરોધીઓ ભાષણવાળા મકાનમા જઈ, મકાનના માલેકને મારા વિષે ખોટી ખોટી વાતો કહી ભરમાવી દેતા, અને તેથી મકાનનો માલેક ઘરના બારણાને તાળુ દઇ અન્યત્ર ચાલ્યો જતો હુ નિમત્રણને માન આપી વખતસર મકાન ઉપર જઉ તો ત્યા કોઈ મળેજ નહિ, મકાને તાળા દીધા હોય અને બધુ ખાલીખમ હોય ! પછી જ્યારે પેલો માલેક મારા સબધી સાચી વાતો જાણતો ત્યારે પાછો પશ્ચાતાપ કરતો અને કાયમને માટે મારો શિષ્ય બની રહેતો બાપુ ! દુનિયામા કેટલી જાતની દુનિયાદારીઓ ખેલાય છે, તેની તને અહી બેઠા શુ ખબર પડે ? ખરેખરો **સત્સાહસી અને જ્ઞાની પુરૂષ દુનિયાના આવા પ્રપંચોથી કોઇ દિવસ નિરાશ થતો નથી કે કંટાળીને બેસી રહેતો નથી. "જગત ગમે તે બોલે પણ આપણે આપણું કામ કર્યે જવું "** એવી ભાવના જેનામાં દઢપણે રહેલી હોય તેજ સચો વીરપુરૂષ ગણાય, અને એજ વીરપુરૂષ સસારમા પોતાનુ વીરત્વ દાખવતો જાય **બીજાઓ મારા માટે શુ કહે છે, અને શુ લખે છે, તેની રાત્રિ-દિવસ તપાસ રાખ્યા કરીએ તો કોઇ મહાન કાર્ય** થઇ શકે નહિ. આ શ્લોક તેં નથી વાંચ્યો કે.—

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु**
**लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।**

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

ભાવાર્થ:—" લોકો તારી નિંદા કરે કે સ્તુતિ કરે, લક્ષ્મી તારી પાસે આવે અથવા ગમે ત્યાં જતી રહે, મરણ આ ક્ષણેજ આવે અથવા તો એક યુગ વીત્યા પછી આવે, પરંતુ હે ધીરપુરૂષ ! ન્યાયના માર્ગેથી એક પગલું પણ પાછળ હઠીશ નહિ" કેટલાયે મહાભયંકર તોફાનને ઓળંગીને આગળ વધી શકીએ તોજ શાંતિના રાજ્યમાં પહોંચી શકાય જે જેટલો મહાન હોય છે તેની કસોટીઓ પણ તેવીજ કઠિન હોય છે. કસોટીના પથરા ઉપર તારા જીવનને ઘસીને ખાત્રી કરી લીધા પછીજ જગત મહાન તરીકે તારો સ્વીકાર કરે, એવો નિયમ છે જેઓ બીકણ છે, નિર્બળ છે, તેઓ સમુદ્રમાંના તરંગોને દૂરથી માત્ર જોઇનેજ કાંઠા ઉપર પોતાના નાવને ડુબાડી દે છે ! હનુમાન જેવા મહાવીરો શું બીજે નજર સરખી પણ નાખે ? જે થવાનું હોય તે ભલે થાય, એકવાર ધારેલું કામ પૂરૂં કરવું એજ પુરૂષાર્થીઓનો મુખ્ય મુદ્રાલેખ હોય છે આવો પુરૂષાર્થ ન આવે ત્યાંસુધી સેંકડો વસ્તુઓ પણ તારા જડત્વને દૂર કરવાને સમર્થ નથી

## આપણો દૈવવાદ મૃત્યુનીજ નીશાની આપે છે !

શિષ્ય—ત્યારે સદ્‌ભાગ્ય ઉપર આધાર રાખીને બેસી રહેવું એ શું નિર્બળતાનું ચિહ્‌ન છે ?

સ્વામીજી—આધાર રાખી બેસી રહેવું–નિર્ભય રહેવું–તેને તો શાસ્ત્રમાં પાંચમો પુરૂષાર્થ કહેવામાં આવ્યો છે, પરંતુ આપણા દેશમાં જેને દૈવ, નશીબ કે ભાગ્ય કહે છે તે તો મૃત્યુનીજ નિશાની છે, મહાકાયરપણાનું પરિણામ માત્ર છે અથવા તો મરજીમાં આવે એવા એકાદ ઇશ્વરની કલ્પના કરી લઇ પોતાના દોષ ઇશ્વરને માથે નાખી દઇ છૂટી જવાનો પ્રયત્ન માત્રજ છે ગુરૂદેવ પેલી ગોહત્યા*ની વાર્તા કહેતા તે યાદ છે ને ? છેવટે ગોહત્યાનું પાપ બગીચાના માળીનેજ ભોગવવું પડયું આજકાલ તો સઘળા " यथा नियुक्तोऽस्मि तथा करोमि। " એમ

* ગોહત્યાવાળી શ્રીરામકૃષ્ણ પરમહંસની વાર્તાનો સારાંશ નીચે પ્રમાણે છે—

એક વખત બે દેવતાઓને મનુષ્ય કેટલો અહંકારી છે તેની પરીક્ષા કરવાની ઇચ્છા થઈ, તેથી એક દેવે ગાયનું સ્વરૂપ ધારણ કરી એક બ્રાહ્મણના બગીચામાં પ્રવેશ કર્યો બ્રાહ્મણ-માળી બગીચામાંથી ગાયને હાંકવા ગયો અને એકાદ લાકડી મારી હશે એટલામાં ગાય તો મરી ગઈ ! એટલે ગોહત્યા પેલા માળીના શરીરમાં પ્રવેશ કરવા આવી તેને પેલા માળીએ કહ્યું કે—મારા શરીરમાં દાખલ થવાનો તને અધિકાર નથી કારણ કે આ હાથ તો ઇંદ્રની શક્તિથી હલનચલન કરે છે, માટે ઇંદ્ર પાસે જા ત્યાર પછી બીજો દેવ એક પ્રેક્ષક તરીકે બગીચામાં હાજર થયો અને માળીને સાથે લઈને બગીચો જોવા લાગ્યો બાગની રચના બહુ સુંદર હતી, ફળ-ફૂલવાળા વિવિધ વૃક્ષોની ગોઠવણી

કહી પાપ-પુણ્ય ઈશ્વરને ગળે વળગાડી દઇ પોતે તો જાણે જળકમળવત્ નિર્લેપ હોય એમ માને છે જો સદાસર્વદા એવા ભાવે રહેવાય તો તો મુક્તાવસ્થાજ લેખાય, પરંતુ થાય છે એમ કે "સારૂં' હોય તે વખતે તો "હું" અને કાંઇ ખરાબ થયું એટલે "બીજો"! આવા નિર્લેપભાવની ખરેખર બલિહારી છે! પૂર્ણ પ્રેમ કે જ્ઞાન ઉદ્દ્ભવે નહિ ત્યાંસુધી નિર્લેપતાની ખરી અવસ્થા પ્રાપ્ત થતી નથી જેઓ ઈશ્વરપર ખરેખરા નિર્ભર ભાવવાળા, ઈશ્વરાધીન હોય છે તેમને એવી ભેદબુદ્ધિ હોતી નથી. આ અવસ્થાનું ઉજ્જ્વલ દૃષ્ટાંત જોવું હોય તો આપણામાં (શ્રી રામકૃષ્ણદેવના શિષ્યોમાં) અત્યારે એક નાગમહાશય છે

નાગમહાશય સંબંધે બોલતાં સ્વામીજીએ જણાવ્યું કે—"એમના જેવો પ્રેમી ભક્ત પુરૂષ અત્યારે બીજો કોઇ નથી હવે ક્યારે એમના દર્શન થશે?"

### નાગમહાશય સંબંધે કેટલોક વાર્તાલાપ

શિષ્ય.—તેઓ થોડાજ વખતમાં કલકત્તે પધારનાર છે માતુશ્રીએ (નાગ મહાશયની પત્નીએ) મને લખ્યું છે કે સ્વામીજીનાં દર્શન કરવા તેઓ જલદીથી રવાના થશે

સ્વામીજી—ગુરૂદેવ નાગમહાશયની તુલના જનકરાજા સાથે કરતા એવા જિતેંદ્રિય પુરૂષના દર્શન થવા તો દૂર રહ્યા, પરંતુ તેમના સબંધી વાત સાંભળ વામાં આવે તોપણ મહાસૌભાગ્ય સમજવું અને તેટલો તેવા સત્પુરૂષોનો સમાગમ કરજે. તેઓ ગુરૂદેવના એક અંતરંગ વ્યક્તિ છે

શિષ્ય:—એમના દેશમાં તો એમને એક ગાંડા જેવા ગણી કાઢવામાં આવે છે, પરંતુ હું તો પહેલી વખતે દર્શનમાત્રથી સમજી ગયો કે ખરેખર તેઓ કોઇ મહાનપુરૂષ છે મારા ઉપર તેમની બહુ કૃપા તથા પ્રેમ છે

સ્વામીજી—એવા મહાપુરૂષનો સત્સંગ મળ્યો છે, એટલે તારે હવે કોઇ

---

માળીએ બહુ આકર્ષક રીતે કરી હતી દેવે પેલા માળીને પૂછ્યું કે—'આ ગોઠવણી કોણે કરી છે? બહુ સુંદર છે ખરેખર ગોઠવનારની બુદ્ધિ અદ્ભુત પ્રકારની હોવી જોઈએ પેલો માળી તરતજ બોલી ઉઠ્યો કે—"એ બધી રચના મારી છે—મેં જ પરિશ્રમ અને વિચાર કરીને આ રચના કરી છે" દેવે કહ્યું—'બહુ સારૂં' એટલામાં પેલો દેવ અને માળી મરેલી ગાય પડી હતી ત્યાં આવી પહોંચ્યા દેવે પૂછ્યું કે—'આ ગાય કોણે મારી નાખી?' પેલા માળીએ જવાબ આપ્યો કે—'એમાં મારો કશો દોષ નથી ઇંદ્રની શક્તિથી આ હસ્તવડે ક્રિયા થાય છે અને તે હસ્તથીજ આ ગાય મરી ગઇ છે, માટે મને એમાં કાંઈ લેવા દેવા નથી' પેલા દેવે માળીનો કાન પકડ્યો અને કહ્યું કે—'મૂર્ખ! બગીચામાં જે સારી ગોઠવણી થઈ છે તે બધી તેં કરી અને આ ગાય મરી ગઈ એ ઇન્દ્રની શક્તિને લીધે કેમ? જેટલું સારૂં તેમાં તો તારો અહંકાર અને ખરાબ થાય તેને માટે દેવ જવાબદાર કેમ?'

જાતની ચિંતા રાખવાનું કારણ નથી. અનેક જન્મોની તપશ્ચર્યા ફળે ત્યારેજ એવા મહાપુરૂષોનો સત્સંગ પ્રાપ્ત થાય છે ભલા નાગમહાશય ઘેર કેવી રીતે રહે છે ? "

શિષ્ય—નાગમહાશય પોતે તો ઘરની કશી સંભાળજ રાખતા નથી, આખો દિવસ અતિથિઓની સેવા કરવી એજ એમનું કર્તવ્ય છે. પાલ કુટુંબના બાબુઓ જે કાંઇ પૈસા–ટકા આપે છે તે સિવાય ખાવા–પહેરવાને માટે બીજું કાંઇ સાધન નથી, છતાં તેમના ઘરનું ખર્ચ જુઓ તો એક ગૃહસ્થના જેવું જ ! પોતે પોતાની ખાતર એક પાઈ પણ ખરચતા નથી, પરોપકાર અર્થે જેટલો ખરચ થાય તેટલુંજ તેમનું ખર્ચ ગણાય છે સેવા–સેવા ને સેવા એજ તેમના જીવનનું મહાવ્રત છે, એમ કોઈ પણ જોનારને લાગ્યા વિના રહેતું નથી પ્રત્યેક ભૂતમાં પોતાના આત્મા જેવી ભાવના રાખી અભિન્નજ્ઞાનપૂર્વક જગતની સેવા કરવામાંજ રાત્રિ-દિવસ તેઓ લાગ્યા રહે છે સેવા કરતી વખતે તેમને પોતાના શરીરનું પણ ભાન રહેતું નથી કેટલીક વખત તો એવી સખત સેવાઓ કરે છે કે તેમને પોતાને શરીર હશે કે નહિ ? એવો મને સંદેહ થઈ આવે છે આપ જેને જ્ઞાનાતીત અવસ્થા કહો છો તે અવસ્થામાંજ તેઓ સર્વદા રહેતા હોય એમ મને લાગે છે

સ્વામીજી—ખરેખર એમજ છે. ગુરૂદેવનો તેમના પ્રત્યે કેટલો બધો પ્રેમ હતો ? આપણા ગુરૂદેવનાજ એક સોબતી તારા બંગાળ દેશમાં અવતર્યા છે, અને એમના અવતરણથીજ પૂર્વ બંગાળ આજે પ્રકાશમય બન્યો છે !

---

# प्रसंग १६ मो.

(સ્થળ—બેલુડ—ભાડાવાળું મકાન ઈ સ ૧૮૯૮ નવેમ્બર માસ)

સ્વામીજી આજે બે ત્રણ દિવસ થયા કાશ્મીરથી પાછા ફર્યા છે. શરીર જેવું જોઇએ તેવું સારૂં નથી શિષ્ય જેવો મઠમાં પ્રવેશ કર્યો કે તરતજ બ્રહ્માનંદ સ્વામીએ જણાવ્યું કે "કાશ્મીરથી પાછા આવ્યા પછી સ્વામીજી કોઇની સાથે દિલ દઈને વાત કરતા નથી, આખો દિવસ વિચારમાં ને ધ્યાનમાંજ બેસી રહે છે, માટે તમે સ્વામીજી પાસે જઇને વાતો કરો અને સ્વામીજીનું મન શાંત કરવાનો પ્રયત્ન કરો "

### કાશ્મીરમાંના અમરનાથનાં દર્શનની અસર

શિષ્યે ઉપર સ્વામીજીના દીવાનખાનામાં જઇને જોયું તો તે વખતે સ્વામીજી પૂર્વ તરફ મુખ રાખી, મુક્ત પદ્માસન વાળી ગંભીર ધ્યાનમાં શાંતભાવે બેઠા હતા મુખ ઉપરનું પ્રથમનું હાસ્ય કે તેજસ્વી નયનોમાંની બાહ્યદ્રષ્ટિ, એ સર્વ શાંત હતું જાણે અંતર્દ્દષ્ટિ કરી કાંઇ શોધી રહ્યા હતા ! શિષ્યને જોયો એટલે સ્વામી-

જીએ કહ્યું —' આવ્યો, બાપુ ' બેસ." એથી આગળ કાંઇ બોલી શક્યા નહિ. તે વખતે સ્વામીજીના નેત્રનો અંદરનો ભાગ લાલચોળ જેવો જણાવાથી શિષ્યે પૂછ્યું કે —" આપની આંખમાં આટલીબધી લાલાશ કેમ આવી ગઇ ? " સ્વામીજી —માત્ર " કાંઈ નથી, " એમ કહી પુન સ્થિર થઈને બેસી રહ્યા ઘણી વાર સુધી જ્યારે સ્વામીજી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના જેમના તેમ બેસી રહ્યા ત્યારે શિષ્યે તેમના ચરણકમળનો સ્પર્શ કરીને કહ્યુ —" પવિત્ર તીર્થસ્થાન અમરનાથમા આપને જે કાંઇ અનુભવ થયો હોય તે જણાવવાની કૃપા કરશો ? " ચરણસ્પર્શથી સ્વામીજી ચમક્યા અને જાણે ઉંઘમાંથી ઉઠતા હોય તેમ જાગૃત થયા તેમણે કહ્યુ કે —" અમરનાથના દર્શન કર્યાં છે ત્યારથી ચોવીસે ચોવીસ કલાક મારા મગજમાં શિવનુ સ્મરણ રહ્યા કરે છે ગમે તે પ્રકારે એ સ્મૃતિને ભૂસી નાખવાનો પ્રયત્ન કરૂ છુ, પણ તે નિષ્ફળ જાય છે" શિષ્યથી કાંઇ જવાબ અપાય તેમ નહોતુ તેથી તે મૌનભાવે બેસી રહ્યો

સ્વામીજી —" અમરનાથમાં જઇને ક્ષીરભવાનીના મંદિરમા ખૂબ તપસ્યા કરી જા જરા તમાકુ ભરી લાવ "

શિષ્યે પ્રફુલ્લચિત્તથી સ્વામીજીની આજ્ઞા માથે ચડાવી તબાકુ પી રહ્યા પછી સ્વામીજીએ કહ્યુ —" અમરનાથ જતી વખતે અનેક ખાડા-ટેકરા ચડવા પડયા હતા, તેથી શરીર થાકી ગયુ છે એક રસ્તો એવો છે કે જે રસ્તે થઇને માત્ર પહાડનાજ માણસો આવ જા કરે છે, અને કોઈ યાત્રી પણ જે રસ્તે થઇને જવાનું પસંદ કરતો નથી તેજ રસ્તે થઇને જવાનો મને વિચાર થયો અને ગયો પણ ખરો, પરંતુ શરીરને એટલો બધો શ્રમ પડયો કે હજી સુધી તે દૂર થઇ શક્યો નથી ટાઢ પણ એવી હતી કે જો જરાક જેટલુ અંગ ઉઘાડુ રહી ગયુ તો ચામડી ફાટી જાય "

શિષ્ય —મે એમ સાભળ્યુ છે કે અમરનાથના દર્શન કરવા જતા શરીર ઉપરના વસ્ત્રો કહાડી નાખવા પડે છે, એ વાત ખરી છે ?

સ્વામીજી —હા-હા, હું પોતેજ એક માત્ર કૌપીન પહેરી તથા શરીરે ભસ્મ ચોળી ગુફામા દાખલ થયો હતો તે વખતે તો ટાઢ કે તડકા જેવું કાંઈ જણાયુજ નહિ, પરંતુ મંદિરમાથી જેવો બહાર આવ્યો કે તુરતજ શરદીથી જડ જેવો બની ગયો

શિષ્ય —ત્યાંના કબુતરો જોયા ? એમ કહેવાય છે કે ટાઢીને લીધે ત્યા કોઇ પણ જઇ શકતુ નથી, માત્ર ક્યાંઈથી થોડાં-ઘણા સફેદ કબુતરો કોઇ કોઇ વખત આવી ચડે છે

સ્વામીજી —હા ૩, ૪ સાદાં કબુતરો જોયા હતાં તેઓ ગુફામા રહેતા હશે

કે પામેના પહાડોમાં રહેતા હશે તે કાંઈ સમજાયુ નહિ.

શિષ્ય —મહાશય, લોકોમાં એમ કહેવાય છે કે ગુફામાથી નીકળતાં વારજ જો સફેદ કબુતરના દર્શન થાય તો સમજવુ કે ખરેખર સાચા શિવના દર્શન થયાં

સ્વામીજી —મે પણ સાભળ્યુ છે કે સફેદ કબુતરોના દર્શનથી ધારેલી ઇચ્છા પાર પડયા વિના રહેતી નથી

**ભવાનીના મદિરમાં દેવવાણી–સ્વામીજીનો સંકલ્પ–ત્યાગ કરવાનો ઠરાવ.**

ત્યારબાદ સ્વામીજીએ જણાવ્યુ કે તેઓ જે પહાડી રસ્તે થઇને મદિરમા ગયા હતા, તેજ રસ્તે થઇને પુન શ્રીનગરમા પધાર્યા હતા શ્રીનગરમા આવ્યા પછી થોડાજ દિવસે તેઓ ક્ષીરભવાની દેવીનાં દર્શને ગયા હતા અને ત્યા એક અઠવાડીયુ રહીને રોજ કેવળ દૂધથીજ દેવીની પૂજા તથા યજ્ઞ વગેરે કર્યું હતુ પૂજામાં રોજ એક મણ દૂધ વપરાતુ એક દિવસે પૂજા કરતાં કરતા સ્વામીજીના મનમા નીચેના વિચારો સ્ફુરી આવ્યા –" મા–ભવાની અહી કેટલા બધા લાંબા કાળથી પ્રકાશી રહ્યાં છે ! યવનોએ આવીને તેમના મદિરનો ધ્વસ કર્યો, છતા અહીના માણસોથી કશુજ બની શકયુ નહિ અરેરે ! જો હું અહીયા તે વખતે હાજર હોત તો શુ ચૂપચાપ એ દેખાવ જોયા કરત ? નહિ. " આવા વિચારો આવવાથી સ્વામીજીનુ મન દુ ખ અને ક્ષોભથી બહુ ગમગીન બની ગયુ તેજ વખતે સ્વામીજીએ નીચેના શબ્દો સ્પષ્ટ રીતે સાભળ્યા —" મારી પોતાની ઇચ્છાથીજ યવનોએ મારા મદિરનો ધ્વસ કર્યો છે મારી મરજી જીર્ણ મદિરમાંજ રહેવાની છે સાત માળવાળી સોનાની હવેલીમા રહેવાની ઇચ્છા હોત તો શુ હુ અહી તેવા મહેલાતો ઉભી કરી શકુ તેમ નથી ? તારાથી શુ બનવાનુ હતુ ? અમારે તારી રક્ષા કરવી જોઇએ કે તારે અમારી રક્ષા કરવી જોઇએ ? " સ્વામીજીએ કહ્યુ કે.–" આ દેવવાણી જ્યારથી સાભળી છે ત્યારથી કાંઇ કામ કરવાનોજ સંકલ્પ થતો નથી મઠ ફઠ સ્થાપવાના વિચારો પણ માંડી વાળ્યા છે. માની ઇચ્છામાં આવશે તે પ્રમાણે થયા કરશે શિષ્ય વિચાર કરવા લાગ્યો કે સ્વામીજીએ પોતેજ એક વખતે કહ્યુ હતુ કે –" બહાર જે કાંઈ જોવા કે સાભળવામા આવે તે સર્વ તારા પોતાના આત્માનો પ્રતિધ્વનિ માત્ર છે, બહાર વસ્તુત કશુ છે જ નહિ " આથી શિષ્ય તેજ વખતે બોલી ઉઠયો કે –" મહાશય, આપેજ એક સમયે કહ્યુ છે કે " બધી દેવવાણી એ બીજુ કશુ નથી, પણ માત્ર આપણા અતરની ભાવનાઓનો પ્રતિધ્વનિ છે " સ્વામીજી કાંઇક ગભીર થયા અને જવાબ આપ્યો કે –" તે અતરના શબ્દો હોય કે બહારના પ્રતિધ્વનિઓ હોય, ગમે તે હોય, પણ જો તુ પોતે એકવાર એવી અદસ્ય અને અશરીર વાણી સાભળવા પામે તો તેનુ તુ કેવી રીતે વર્ણન કરી શકે ? વસ્તુત દેવવાણી સભળાય છે. જાણે આપણે

પોતે કોઇની સાથે વાર્તાલાપ કરતા હોઇએ, તેવો ક્ષણુવાર ભાસ થઇ આવે છે"

શિષ્યે તેની સામે કાઇ વાંધો લીધો નહિ સ્વામીજીનાં વાકયો ઉપર વિશ્વાસ રાખી મુગે મોઢે બેસી રહ્યો. તેમના શબ્દોમાં કોઈ એક એવી અદ્દભુત શક્તિ હતી કે સાભળનારને તે વાત સ્વીકાર્યા વિના ચાલેજ નહિ તેની સામે ગમે તેટલી યુક્તિઓ કે તર્કો લાવવામાં આવે તોપણુ તેની કશી અસરજ થાય નહિ

**પ્રેતયોનિનું અસ્તિત્વ—પ્રેતદર્શનની વાસના દૂર કરવી જોઇએ.**

શિષ્યે હવે પ્રેતાત્માઓનો પ્રસગ કહાડયો અને કહ્યુ કે—"આ ભૂત-પ્રેત વગેરેની વાતો જગતમા વિવિધ પ્રકારે ચાલે છે, અને શાસ્ત્રોમાં પણુ જેનુ અત્યત સમર્થન કરવામા આવ્યુ છે, તે શુ ખરેખર સત્ય હશે?'

સ્વામીજી—સત્ય ન હોય એમ બને નહિ. તું જે કાઇ દેખી ન શકે એ વસ્તુજ જગતમા નથી એમ તારાથી શા આધારે કહેવાય? તારી દૃષ્ટિ પણુ જ્યા ન પહોચી શકે એવા અસખ્ય બ્રહ્માંડો દૂર દૂર ઘુમી રહ્યા છે! તું નથી જોઇ શકતો એટલે તેનુ અસ્તિત્વજ નથી, એમ કેવી રીતે કહી શકાય? છતા આટલું તો ચોક્કસ છે કે ભૂત-પ્રેતની વાતોમાં બહુ લક્ષ આપવાની જરૂર નથી આ શરીરમાં જે આત્મા પ્રકાશી રહ્યો છે તેને ગમે તે પ્રકારે પ્રત્યક્ષ કરવો, એજ તારૂ મુખ્ય કર્તવ્ય છે તારો આત્મા તને પ્રત્યક્ષ થશે એટલે ભૂત-પ્રેત વગેરે તારા દાસાનુદાસ બની જશે

શિષ્ય.—પણુ મહાશય, જો એવાં ભૂત વગેરેનાં દર્શન થાય તો પુનર્જન્માદિની શ્રદ્ધા એવી દૃઢ થાય કે પછી તે સબધે કોઇ કાળે શકાજ ઉદ્દભવવા પામે નહિ.

સ્વામીજી—તમે પોતેજ મહાવીર છો, છતા શુ ભૂત-પ્રેતને જોયા પછીજ પરલોકનો નિર્ણય કરવાનુ હજી બાકી રાખ્યુ છે? આટલાં શાસ્ત્રો વાચ્યા, આટલુ વિજ્ઞાન જાણ્યુ, આ વિશાળ જગતના અસખ્ય ગૂઢતત્ત્વો જાણ્યાં, છતા પરલોક, પુનર્જન્મ અને આત્મજ્ઞાન માટે ભૂત-પ્રેત જોવાની જરૂર રહી ગઇ છે!! ધિક્કાર છે તારા ભણુતરને!

શિષ્ય—ખેર મહાશય! આપે પોતે કોઇ દિવસ ભૂત-પ્રેતનાં દર્શન કર્યા છે?

**એક પ્રેતાત્માનો સંકલ્પદ્વારા ઉદ્ધાર.**

સ્વામીજીએ આ પ્રશ્નના ઉત્તરમા નીચેના ભાવાર્થનુ જણુાવ્યુ—કોઈ કોઇ વખત સ્વામીજીના સસારી સબધવાળી એક વ્યક્તિ ભૂતરૂપે તેમને પ્રત્યક્ષ થતી ઘણી વખત દૂર દેશાવરોના સમાચાર પણુ આ ભૂત તરફથી સ્વામીજીને પહોંચાડવામાં આવતા. સ્વામીજીએ પરીક્ષા કરી જોઇ તો જણુાયુ કે તેમાના કેટલાક સમાચાર સાચા તો કેટલાક ખોટા પણુ હતા પછી એક સમયે એક તીર્થમા જવાનુ થયુ, તે વખતે સ્વામીજીએ તે ભૂતની મુક્તિ માટે પ્રાર્થના કરી અને ત્યારથી તે ભૂત દેખાતુ બધ થયુ.

શ્રાદ્ધાદિથી પ્રેતાત્માઓની તૃપ્તિ થતી હશે કે નહિ, તે સબંધે શિષ્યે જિજ્ઞાસા કરી, એટલે સ્વામીજીએ કહ્યુ કે–"તેમા અસભવિત જેવુ કશુ નથી." શિષ્યે તે સબંધે યુક્તિ તથા પ્રમાણો આપવાની વિનતિ કરી ત્યારે સ્વામીજીએ કહ્યું કે–"એક દિવસ હુ તને એ વિષય ખૂબ વિસ્તારથી અને તુ સમજી શકે એવી રીતે કહી સભળાવીશ શ્રાદ્ધાદિથી પ્રેતાત્માઓ તૃપ્ત થાય છે તે વિષે મારી પાસે એવા સબળ પ્રમાણો અને એવી સુંદર યુક્તિઓ છે કે તેની સામે કોઇનાથી વાધો લઇ શકાયજ નહિ. આજે મને બરાબર ઠીક નથી, માટે એ વિષયને કોઈ બીજા પ્રસગ માટે રહેવા દે." પરતુ શિષ્યને એ વિષે બીજીવાર પ્રશ્ન કરવાનો અવસરજ મળ્યો નહિ, તેથી એ વિષયની ચર્ચા સ્વામીજી પાસે થઇ શકી નહિ.

---

# प्रसंग १७ मो.

(સ્થાન- બેલુડ- ભાડાવાળુ મકાન ઈ સ ૧૮૯૮ નવેબર માસ)

## સ્વામીજીની સંસ્કૃત રચના.

માગશર માસ પૂરો થવા આવ્યો હતો સ્વામીજી બેલુડ ખાતે નીલાંબર બાબુવાળા બગીચામાજ રહેતા હતા એ વખતે સ્વામીજીને સસ્કૃતશાસ્ત્રોના વાચનનો બહુ શોખ હતો; તેથી ઘણો ખરો સમય સસ્કૃત વાચન–લેખનમાજ ગાળતા "**आचण्डाला प्रतिहतरयः ।**" વગેરે શ્લોકો, જે વીરવાણી નામના પુસ્તકમા પ્રકટ થયા છે તે આ વખતેજ રચાયા હતા આજે સ્વામીજીએ "**ॐ ह्रीं ऋतम्**" ઇત્યાદિ સ્તોત્રની રચના કરી હતી. શિષ્યના હાથમા તે સ્તોત્ર મૂકતા સ્વામીજીએ કહ્યુ—"એક વખત બરાબર વાંચી જજે અને તેમાં છદોભગનો ક્યાંઈ દોષ રહી ગયો હોય તો મને જણાવજે"*

સ્વામીજીએ ઉક્ત સ્તોત્રની રચના કરી તે દિવસે જાણે સાક્ષાત્ સરસ્વતીદેવી સ્વામીજીની જીવ્હા ઉપર આવીને વિરાજ્યાં હોય તેમ સ્પષ્ટ દેખાઈ આવતુ હતુ ! તે દિવસે સ્વામીજીએ શિષ્યની સાથે લગભગ બે કલાક સુધી સુશ્લલિત સસ્કૃત

* આ સ્તોત્રની કૉપી કરી લીધા પછી ચાર-પાચ દિવસે સ્વામીજીએ શિષ્યને પૂછ્યું હતુ કે–"સ્તોત્રમા કયાઈ દોષ રહી ગયો છે ?" તેના ઉત્તરમા શિષ્યે જણાવ્યુ કે–"મને હજી બરાબર ધ્યાનપૂર્વક વાચવાનો પ્રસગ મળ્યો નથી" ત્યારપછી જે મૂળ કૉપી મઠમા હતી તે ક્યાઇક ગૂમ થઈ ગઈ. શિષ્યની પાસે કૉપી હતી તે પણ તુરતમા હાથ આવી શકી નહિ સ્વામીજીના દેહાવસાન પછી ચાર વર્ષે શિષ્યની કૉપી અચાનક હાથ આવી, અને તેજ વખતે તે સ્તોત્ર ઉદ્બોધનમા છપાવી દીધુ આવી રીતે આ સ્તોત્ર નાશ પામવાની અણી ઉપરથી બચી ગયુ

ભાષામા છૂટથી વાર્તાલાપ કર્યો હતો શિષ્યે હજી સુધી એવો સુદર વાક્યવિન્યાસ કે એવી સુદર શબ્દરચના કોઇ મહાન પડિતના મુખેથી પણ સાંભળી નથી.

અસ્તુ શિષ્યે સ્તોત્રની નકલ કરી લીધી એટલે સ્વામીજીએ કહ્યુ –"જોજે, મે તો વિચારના પ્રવાહમા જેમ આવે તેમ લખી નાખ્યુ છે. વ્યાકરણની અશુદ્ધિ કયાઇ રહી હોય તો તે બનવાજોગ છે, માટે એકવાર સુધારીને મને બતાવી દેજે."

શિષ્ય·—મહાશય, એનુ નામ અશુદ્ધિ ન કહેવાય, પણ આર્ષપ્રયોગ કહેવાય.

**વર્તમાન ભાષાનો એક દોષ–બહુ ક્રિયાપદોથી જણાતી નિર્બળતા.**

સ્વામીજી.—કદાચ તુ એમ માને, પણ લોકોને એ વાતની કેવી રીતે ખાત્રી થાય ? જો ને તે દિવસે મે બગાળી ભાષામાં " હિન્દુધર્મ એટલે શુ ? " એ વિષે એક લેખ લખ્યો હતો, તે વખતે તારા જેવા અનેકોએ કહ્યુ હતુ કે આ ભાષા સાધારણ ભાષાથી છેક જૂદીજ પડી જાય છે. મને તો એમ લાગે છે કે જેમ બીજી વસ્તુઓના સબધમાં બને છે તેમ ભાષા અને ભાવના સબધમાં પણ બને છે, અને તે એજ કે વખતના વહેવા સાથે સર્વ વસ્તુઓ એક નવુજ રૂપ ધારણ કરે છે. ગુરૂદેવના આગમનની સાથે આપણી ભાષામા તથા આપણા ભાવોમાં એક નવા પ્રકારનો પ્રવાહ વહી આવ્યો છે હવે એ બધાને નવુ રૂપ આપવાની જરૂર છે. દરેક વિષયને નૂતન પ્રતિભાની–નવા યુગની ભાવનાની છાપ મારી જનસમાજ પાસે રજુ કરવો જોઇએ એકજ દ્રષ્ટાંત બસ થશે કે જૂના કાળના સન્યાસીઓની ચાલ–ચલનમાં અને અત્યારના સન્યાસીઓની ચાલ–ચલનમા કેટલો બધો ફેરફાર થઇ ગયો છે ? આ નવુ રૂપાંતર થયુ ત્યારે સમાજ તરફથી પણ અનેક હુમલાઓ આવ્યા હતા. પણ એ હુમલાઓ અને વાંધાઓથી શુ થયુ ? અમે પણ એવા વાધાઓથી શુ ડરી ગયા ? નહિજ. અત્યારે સંન્યાસીઓને દૂરદૂરના દેશોમાં જઈ ધર્મપ્રચાર કરવાની જરૂર છે. આવા સમયે જો એક માત્ર કૌપીન પહેરીને અને શરીરે ભસ્મ ચોળીને કોઇ બહાર જવા ધારે તો પ્રથમ સ્ટીમર ઉપરજ તેને ચડવા દે નહિ. છતા ધારો કે ગમે તે પ્રકારે સ્ટીમરમાં બેસી જાય તો બીજા દેશમાં ઉતર્યા પછી સીધુ કેદમાંજ જવુ પડે દેશને સુધારવાને તથા સમયોપયોગી બનાવવાને દરેક વિષયમાં થોડો ઘણો ફેરફાર કરવોજ જોઇએ. હવે તો બગાળી ભાષામા કોઇ લેખજ બનતાં સુધી ન લખવો એવી ધારણા કરી રાખી છે મારી આ વાત સાહિત્યસેવીઓના જાણવામા આવશે એટલે તેઓ મારા ઉપર અવશ્ય આક્ષેપ કરશે, પરતુ હું બગાળી ભાષાને નવા સસ્કારોથી નવુ રૂપ આપવાનો દરેક પ્રયત્ન કરીશ. અત્યારના બગાળી લેખકો ક્રિયાપદોનો બહુ ઉપયોગ કરે છે, તેથી ભાષામાં બળ આવી શકતું નથી વિશેષણદ્વારા જો ક્રિયાપદોનો ભાવ સ્પષ્ટ થઇ શકતો હોય

તો ભાષા બહુ બળવાન થાય એમ મને લાગે છે. તુ એકવાર એવી રીતે લખવાનો પ્રયત્ન કરી જોજે. "ઉદ્બોધન" માં એવા રૂપના લેખો આવે એવો પણ પ્રયત્ન કરજે. ભાષામા ક્રિયાપદોનો વ્યવહાર કરવામા આવે છે તેનો ખરો અર્થ તું જાણે છે? ક્રિયાપદ એટલે ભાવનાઓના પ્રવાહનો વિરામ. એટલામાટે જે ભાષામા બહુ ક્રિયાપદો આવે, તે જેમ એક થાકેલો માણુસ ઉપરા ઉપરી નિશ્વાસ મૂકતો હોય તેના જેવી દુર્બળ ગણાય બહુ ક્રિયાપદોનો વ્યવહાર એ પણ એક દુર્બળતાનુ ચિહ્ન છે આવી દુર્બળતાથી ભાષા દમવગરની લાગે છે બંગાળી ભાષામા ભાષણ આપવામાં મજા નથી આવતી તેનું કારણ પણ એજ છે ભાષા ઉપર જે મનુષ્ય કાબુ ધરાવતો હશે તે જલદી જલદી ક્રિયાપદો મૂકી ભાવ-પ્રવાહ અટકાવી દેવાનુ કદાપિ પસંદ કરશે નહિ દાળ-ભાત ખાવાથી જેમ તમારૂ શરીર ઢીલુ બની ગયુ છે, તેવીરીતે તમારી ભાષા પણ ઢીલી-ઢસ બની ગઈ છે ભાષામા તેજસ્વિતા આવે એવુ ખાન-પાન તથા ચાલ-ચલન રાખી ચોતરફ પ્રાણ-શક્તિ અને બળનો પ્રવાહ ધોધબંધ વહેવા લાગે તેવા પ્રયત્નો કરો. પ્રત્યેક નસમા, પ્રત્યેક ધમનીમાં અને પ્રત્યેક શિરામાં એવુ લોહી વહેવા દો કે સર્વત્ર ચૈતન્ય સ્ફુરવા લાગે! જો તમારાથી એટલુ થઈ શકશે તોજ અત્યારના ભયંકર જીવનસંગ્રામ વચ્ચે તમારો દેશ ટકી શકશે નહિ તો થોડાજ વખતમા મૃત્યુની છાયા આવીને તમારા દેશને તથા તમારી જાતિને ગળી જશે અને ઘોર અંધકારમાં ઢાંકી દેશે

શિષ્ય —મહાશય, ઘણા લાંબા કાળથી જે બંધારણ દૃઢ થઈ ગયુ છે તેમાં એકાએક ફેરફાર થઇ શકે, એમ આપ ધારો છો?

સ્વામીજી —પુરાણા રીત રીવાજોમાથી જે જે અયોગ્ય હોય તેને તજી દેવાનો તું પોતેજ એકવાર પ્રયત્ન કરી જો, એટલે તારી દેખાદેખાથી બીજા દશ માણુસો તારે પગલે ચાલવા લાગશે અને એ દશ માણુસોને જોઇ બીજા પચાસ માણુસો એ પ્રમાણે વર્તવા માડશે આવીરીતે વખત જતા આખા દેશમાં નવો ફેરફાર પોતાની મેળે દાખલ થઇ જશે. તું જેને ખરાબ સમજતો હોય તેને ત્યજી દેવાનું અને જે સારૂં લાગતું હોય તેને ગ્રહણ કરવાનું સાહસ નહિ કરે, તો તને માત્ર વાતોમાંજ પંડિત અને વ્યવહારમાં તો મૂર્ખજ સમજીશ

યથાર્થ "મનુષ્યો" તૈયાર કરવા એજ ભાષણોનો હેતુ છે

શિષ્ય —"આપની વાતો સાભળવાથી હૃદયમા ન હોય ત્યાથી ઉત્સાહ, બળ, તેજ અને સાહસ આવી જાય છે"

સ્વામીજી —હૃદયને બળવાન બનાવવાની જરૂર છે. જેને "મનુષ્ય" કહી

શકાય એવો એકપણ યથાર્થ મનુષ્ય તૈયાર થાય તો સમજવું કે લાખો ભાષણો આપ્યાં તે નિરર્થક નથી ગયાં. મન અને વાણીને એક કરી ભાવનાઓને જીવનમા પરિણામ પમાડો. ગુરૂદેવ કહેતા કે, "વર્તનના રાજ્યમા ચોરી ચાલતી નથી" તેવીજ રીતે ક્રિયાદ્વારા ભાવનાઓ અથવા વિચારોને પ્રસાર કરો ત્યારેજ કાંઇક કામ કર્યું ગણાય. જાતે ન આચરતાં માત્ર બીજાને ઉપદેશ આપવાના વિચારોએ અને મતોએજ દેશનું સર્વનાશ કરી નાખ્યું છે! ગુરૂદેવના સાચા સતાનોનુ એજ કર્તવ્ય છે કે ધર્મભાવનાઓને આચારમાં મૂકવી અને લોકો કે સમાજોની નિંદા તરફ દ્રષ્ટિ સુદ્ધાં ન કરતા વિશુદ્ધ મનથી કામજ કર્યા કરવુ તુલસીદાસનો પેલો દુહો સાંભળ્યો છે ને?

હાથી ચલા બજારમેં, કુત્તા ભસે હજાર;
સાધૂકો પરવા નહીં, જબ નિંદે સંસાર*

બસ એજ પ્રમાણે કામ કરો લોકોના બોલવા સામુ જોઇએ તો જીદગીમા કાઇ કામજ બની શકે નહિ "**नायमात्मा बलहीनेन लभ्यः।**" અર્થાત્ શરીરમા અને મનમા બળ ન હોય ત્યા સુધી આત્મપ્રાપ્તિ થઇ શકતી નથી. પહેલા તો પુષ્ટિ આપે એવા નિર્મળ-ઉત્તમ આહારથી શરીરને બળવાન બનાવો; તેથી મન પણ મજબૂત થશે, કેમકે મન પણ શરીરનોજ સૂક્ષ્મ અંશ છે. મન અને વાણીમા બની શકે તેટલુ બળ લાવો "હુ હીન છું-મારામાં કાંઇ નથી," એવા એવા વિચારોથી હાથે કરીને મનુષ્ય પામર જેવો બની જાય છે. શાસ્ત્રકારને એટલાજ માટે કહેવુ પડયુ છે કે—

**मुक्ताभिमानी मुक्तो हि बद्धो बद्धाभिमान्यपि ।**
**किंवदन्तीति सत्येयं या मतिः सा गतिर्भवेत् ॥**

અર્થાત્—જે મનુષ્ય નિરતર "હુ મુક્ત છુ" એવી ભાવના રાખે તે મુક્તજ છે, અને "હુ બધાએલો છુ" એવી ભાવના રાખે તે બધ દશામાજ રહે છે ઐહિક તેમજ પારમાર્થિક એ ઉભય પક્ષે આ વાત સત્ય છે. આ જીવનમા જેઓ સર્વદા નિરાશ ચિત્તથી ફર્યા કરે છે તેમનાથી એક તૃણના પણ બે કકડા થઇ શકતા નથી. એવા મનુષ્યો પ્રત્યેક ભવે જન્મ લઇ હાયવોય કરતા

*આ મતલબના બીજા બે દુહા સ્મૃતિમા આવતાં અત્ર અપાય છે

નારાયણ તુ કાર્ય કર, કહા કરેગે કૂર,
સ્તુતિ નિંદા જગતકી, દોનોકિ સિર ધૂર
દુષ્ટ બચન શરતે બુરે, ભલે શત્રુકે બાન,
તુલસી જો નર સહત હે, તાસમ સાધ ન આન

કૂર એટલે કૂડા-ખરાબ માણસો

અ શ્રી

મરી જાય છે ! **वीरभोग्या वसुन्धरा।** વસુધરા ( પૃથ્વી ) નો ભોગ તો વીરપુરુષોથીજ થઇ શકે એ વાત તદ્દન ખરી છે બસ, વીર બનો, વીરહાક મારો અને બોલો કે અભી: અભી:—હું નિર્ભય છુ હું નિડર છું; તેની સાથે જગતને પણ જણાવો કે **माभैः माभैः**—ભય ન રાખો, ભય ન રાખો ભય એજ મૃત્યુ, ભય એજ પાપ, ભય એજ નરક, ભય એજ અધર્મ અને ભય એજ વ્યભિચાર છે જગતમાં જેટલા જેટલા અસત્ યા મિથ્યાભાવો છે તે બધા આ ભયરૂપ સેતાનમાથીજ જન્મ્યા છે ભયને લઇનેજ સૂર્યનુ સૂર્યત્વ, ભયને લઇનેજ વાયુનુ વાયુત્વ અને ભયને લઇનેજ યમનુ યમત્વ યથાસ્થાને સચવાઇ રહ્યુ છે ભયને લઇનેજ એક પગલુ પણ આગળ પાછળ કોઇથી ભરાતુ નથી. એટલાજ માટે શ્રુતિ કહે છે કે—" **भयादस्याग्निस्तपति भयात् तपति सूर्य, भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः॥** " ઇન્દ્ર, ચન્દ્ર, વાયુ અને વરૂણ વગેરે જેવા ભયરહિત થયા કે તુરતજ બ્રહ્મમાં મળી જવાના, સૃષ્ટિરૂપ અધ્યાસનો તેજ ક્ષણે લય થઇ જવાનો. એટલાજ માટે કહુ છુ કે—" ૐ ૐ "

એટલુ કહેતા કહેતામા તો સ્વામીજીનાં કમળસમાન નેત્રો લાલચોળ થઇ ગયાં. જાણે " **अभी** " નું સાક્ષાત્ મૂર્તિમાન્ સ્વરૂપજ સ્વામીજીના રૂપમા શિષ્યની સમક્ષ આવીને ઉભુ રહ્યુ હોય ને ! આ રીતની અભયમૂર્તિનુ દર્શન કરી શિષ્ય વિચારવા લાગ્યો કે " આવા મહાપુરૂષોની સમક્ષ બેસતા અને વાતો કરતાં મૃત્યુનો ભય કોણ જાણે ક્યાં પલાયન કરી જાય છે તે સમજાતુજ નથી આશ્ચર્ય જેવુ છે કે સ્વામીજીની પાસે મૃત્યુનો ભયજ રહેતો નથી "

## ભાવનાઓને કેળવો.

ફરીથી સ્વામીજી બોલવા લાગ્યા —" આ દેહ ધારણ કર્યા પછી અસખ્ય પ્રકારના સુખ—દુખો અસખ્ય પ્રકારની આપદાઓ અને અસખ્ય પ્રકારની સપદાઓની છોળો સહન કરતે કરતે સસારસાગરમાથી પસાર થવુ પડે છે છતાં એટલુ ચોક્કસ સ્મરણમાં રાખજે કે એ બધુ ક્ષણિક છે, એક મુહૂર્ત પછી તેનુ નામ—નિશાન પણ રહેતુ નથી. કોઇ પણ પ્રસગને ચિત્તમા સ્થાન આપી હર્ષ—શોકથી ગભરાઇશ નહિ " હુ અજર છુ, હુ અમર છુ, હુ ચિદાનદમય આત્મ-સ્વરૂપ છુ " એજ ભાવ દૃઢ રીતે હૃદયમા ધારણ કરી જીવન વીતાવવુ. " મારો જન્મ નથી, મારૂ મૃત્યુ નથી, હુ નિર્લેપ આત્મા છુ, " એજ ભાવના નિરતર સેવ્યા કરવી અને તેમાજ તલ્લીન રહેવુ એકવાર એવી ભાવનામા મનને તલ્લીન કરી શકીશ તોપછી દુ ખ અને કષ્ટના સમયમા પોતાની મેળેજ ઉપરોક્ત ભાવનાઓ જાગૃત થઇ જશે અત્યારે જેમ પરિશ્રમ અને પ્રયત્નપૂર્વક એવી ભાવના કરવી પડે છે તેમ પાછળથી નહિ બને. પછી તો એ સ્વાભાવિકજ થઇ જશે.

હુ તે દિવસે હવાફેર કરવા વૈદ્યનાથ દેવઘરે ગયો હતો તે પ્રસગ યાદ છે કે? તે વખતે મને એવો શ્વાસ ચડયો હતો કે પ્રાણ રહેશે કે નહિ તેની પણ શંકા હતી, પરતુ શ્વાસોચ્છ્વાસની સાથેજ અતરમાથી ગભીર ધ્વનિ નીકળવા લાગ્યો કે –" **सोहं–सोहं।** " બીછાના ઉપર તકીયાનો આધાર રાખીને બેઠો હતો ત્યારે મને જણાયુ કે પ્રાણવાયુ બહાર નીકળવાનો પ્રયત્ન કરતો હતો તે વખતે **सोहं–सोहं**ના ધ્વનિ સિવાય બીજો કોઇ અવાજજ અતરમાથી નીકળતો નહિ **सोहं**ના ઉદ્ગારો સાથે " **एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन।** " એ ઉદ્ગારોનો પણ સ્વાભાવિક રીતેજ સાક્ષાત્કાર થતો "

શિષ્ય મોટા આશ્ચર્યમા પડયો અને કહ્યુ કે–મહાશય, આપની સાથે જ્યારે પણ વાર્તાલાપ કરૂ છુ અને આપના અગત અનુભવો સાભળુ છુ ત્યારે મને એમજ થાય છે કે શાસ્ત્રના અધ્યયનની કશી જરૂરજ નથી.

## શાસ્ત્રીયજ્ઞાન પ્રત્યે સ્વામીજીની લાગણી–એક અનુભવ.

સ્વામીજી—નહિ રે! શાસ્ત્રનુ અધ્યયન–વાચન તો જોઇએજ. જ્ઞાનપ્રાપ્તિની ખાતર શાસ્ત્રનુ વાંચન ખાસ જરૂરનુ છે. હુ આ મઠમાજ એક વર્ગ ખોલવા માગુ છુ અને તેમા વેદ, ઉપનિષદ્, ગીતા, ભાગવત તથા અષ્ટાધ્યાયીનુ પણ શિક્ષણ મળી શકે એવી યોજના કરવાના વિચારમાં છુ.

શિષ્ય—આપે પાણિનીનુ અષ્ટાધ્યાયી વાચ્યુ છે?

સ્વામીજી—હુ જ્યારે જયપુરમા હતો ત્યારે એક મહા વૈયાકરણી સાથે મુલાકાત થઇ હતી તેની પાસે વ્યાકરણનો અભ્યાસ કરવાની મને ઇચ્છા થઇ. પેલો પડિત વ્યાકરણમા ઘણોજ કુશળ હતો, છતા તેની ભણાવવની શક્તિ જેવી જોઇએ તેવી સારી નહોતી. મને તેણે પ્રથમ સૂત્રનું ભાષ્ય ત્રણ દિવસ સુધી સમજાવ્યુ, પરતુ તેનો જરાયે અશ મારી ધારણામા રહી શકયો નહિ. ચોથે દિવસે અધ્યાપક પડિતે ગુસ્સે થઇને મને જણાવ્યુ કે–" સ્વામીજી! ત્રણ દિવસથી માથુ કુટુ છુ, પણ હજી પ્રથમ સૂત્રનો મર્મ સમજી શકયા નહિ હવે મારૂ ભણાવવુ આપને માટે નિષ્ફળ છે " પડિતજીનો આ ઠપકો સાભળી મને મારા પોતાના ઉપર સખત તિરસ્કાર છુટયો. ખાવુ–પીવુ–સૂવુ સર્વ તજી દઇને તેજ દિવસે હુ પોતે એકલોજ પ્રથમ સૂત્રનુ ભાષ્ય વાંચવા બેસી ગયો ત્રણ કલાક બરાબર મહેનત કરી એટલે પહેલા સૂત્રનો આશય મગજમા દઢ થઇ ગયો એટલુંજ નહિ પણ સ્વપ્નમાં પણ કોઇ પૂછે તો તેને જવાબ આપવા જેટલી શક્તિ આવી ગઇ. ત્યારપછી હુ પેલા પડિતજી પાસે ગયો અને વાત વાતમાં પ્રથમ સૂત્રની વ્યાખ્યા કહી સંભળાવી પડિતજી બહુ આશ્ચર્ય પામ્યા અને કહ્યુ કે–" હુ ત્રણ દિવસમા જે કોઇ તમને સમજાવી શકયો નહિ, તેના કરતા

પણ અતિ અદ્ભુત વ્યાખ્યા ત્રણ કલાકમા તમે કેવીરીતે તૈયાર કરી શકયા ?" ત્યાર બાદ તો સમુદ્રમા જેમ ભરતી આવે તેવીરીતે રોજ રોજ અધ્યાયોના અધ્યાયોનો પાઠ કરવા લાગ્યો મનની એકાગ્રતા હોય તો શુ નથી થઇ શકતું ? સુમેરૂ પર્વતના રાઇ રાઇ જેટલા કટકા થઇ જાય, તોપછી આમાં શુ મોટી વાત છે ? હા, મનની એકાગ્રતા થવી જોઇએ

**અદ્ભુત જેવી કોઇ વસ્તુ નથી—લોકોનું અજ્ઞાન દૂર કરો.**

શિષ્ય—આપની દરેક વાત અદ્ભુત જેવી લાગે છે

સ્વામીજી—"અદ્ભુત" એવી કોઇ વસ્તુજ નથી. અજ્ઞાનના અંધકારમા જે વસ્તુ ઢંકાઇ જાય છે તે અદ્ભુત જેવી જણાય છે એટલુ જ જ્ઞાનનો પ્રકાશ જ્યારે ઝળહળે છે ત્યારે એ અદ્ભુત બદ્ભુત જેવુ કાઇજ રહેતુ નથી. માયા, કે જે અઘટિત ઘટના પટીયસી, ન બની શકે તેવું પણ ઉપજાવવાની શક્તિવાળી કહેવાય છે તે પણ જ્ઞાનપ્રકાશ આગળ સતાઇ જાય છે ! જે એકને જાણવાથી સર્વ વસ્તુઓનુ જ્ઞાન થાય, એવો તો એક આત્માજ છે તેને જાણવાનો પ્રયત્ન કરો, તેનાજ વિચારો કર્યા કરો જેવો તે આત્મા પ્રત્યક્ષ થયો કે તુરતજ **શાસ્ત્રના અર્થો હાથમાંના આમળાની માફક સ્પષ્ટ થઇ જશે.** પુરાતનકાળના ઋષિઓને આત્માનો સાક્ષાત્કાર થયો હતો તો શુ આપણને તે નહિ થાય ? આપણે શુ મનુષ્યો નથી ? એક વખત એક મનુષ્યના જીવનમાં જે કાંઈ બન્યુ છે, તે પ્રયત્ન કરવાથી અન્યના જીવનમા પણ બનવુ સભવિત છે. અલબત્ત, પ્રયત્ન કરવો જોઇએ જે એકવાર બન્યુ છે તેજ અવાર-નવાર બન્યા કરે છે આત્મા સર્વ પ્રાણીમાત્રમા એકસમાન છે કોઇ પ્રાણીમા તેનો અધિક વિકાસ થએલો હોય છે તો કોઇનામાં અલ્પ વિકાસ થયો હોય છે **બીજા બધા પ્રયત્નોને એક બાજુએ રહેવા દઈ આત્માનો વિકાસ થઇ શકે એવો પ્રયત્ન કર.** આત્માના વિકાસની સાથે બુદ્ધિ પણ દરેક વિષયમા પ્રવેશ કરવા લાગશે **જેઓને આત્માનુ જ્ઞાન નથી તેઓની બુદ્ધિ એકદેશીય હોય** છે, જ્યારે આત્મજ્ઞાનીની બુદ્ધિ સર્વદેશીય, સર્વગ્રાસિની, પ્રત્યેક વિષયમાં પ્રવેશ કરી શકે તેવી તીવ્ર હોય છે આત્મપ્રકાશ થશે એટલે તને જણાશે કે દર્શન-વિજ્ઞાન આદિ શાસ્ત્રો તારે આધીનજ છે માટે સર્વ પહેલુ તમારૂ કર્તવ્ય એ જ **છે કે ઉઠો અને સિંહ સમાન ગર્જના કરી આત્માનો મહિમા જગતને જાહેર કરો. જીવોને અભયવાણી સભળાવો અને ઉત્તેજો કે: "उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान् निबोधत ।"**

# प्रसंग १८ मो.

( સ્થાન-બેલુડ-ભાડાવાળુ મકાન—ઇ સ ૧૮૯૮ )

[શિષ્ય આજ બે દિવસ થયા બેલુડ ખાતે નીલાબરબાબુવાળા બાગમાં સ્વામીજી પાસેજ રહ્યો છે. સ્વામીજી પાસે કલકત્તાથી એટલાબધા યુવકો આવ-જા કરે છે કે મઠમાં આખો દિવસ જાણે ઉત્સવ હોય તેમજ લાગ્યા કરે છે કેટલીયે ધર્મચર્ચા, કેટલાયે સાધન-ભજન અને દીન-દુ:ખીના દુ ખો ટાળવાના કેટલાયે ઉપાયો વિષે રોજ વિચારો થયા કરે છે મહાદેવના ગણુ જેવા સર્વ સન્યાસીઓ પણુ સ્વામીજી મહારાજની આજ્ઞામાં હમ્મેશા તત્પર રહ્યા કરે છે સ્વામી પ્રેમાનદે ગુરૂસેવાનો ભાર પોતાને માથે લીધો છે. મઠમા પૂજાની અને ભોજનની મોટા પાયા ઉપર તૈયારીઓ કરવી પડે છે નવા આવનારાઓને માટે ખાન-પાનની સગવડ કરવામા સર્વ કોઈ ઉત્સાહથી કામ કરવા લાગી ગયા છે

આજે સ્વામીજીએ પોતાના સૂવાના ઓરડામા રાત્રે રહેવાની શિષ્યને રજા આપી હતી સ્વામીજીની સેવા કરવાનો પોતાને અધિકાર મળ્યો તેથી શિષ્ય બહુ પ્રસન્ન થયો સાયકાળનુ ભોજન લીધા પછી સ્વામીજી સૂતા હતા અને શિષ્ય તેમની પાદસેવા કરતો હતો તે વખતે સ્વામીજીએ કહ્યુ—" આવી સુદર જગ્યા મૂકી દઇ તને કલકત્તે જવાનો વિચાર થાય છે? અહીયા કેવી સુદર પવિત્રતા છવાઇ છે? ગગાજીની હવા પણુ કેવી સ્વચ્છ છે? સાધુઓનો પણુ કેવો અપૂર્વ સમાગમ છે? આવુ સ્થાન તને બીજે કયા મળવાનુ હતુ?"

શિષ્ય—મહાશય, અનેક જન્મોની તપસ્યા ફળે ત્યારેજ આપના જેવા પુરૂષોના દર્શન તથા સહવાસ થાય. હવે હું પુન માયાના મોહમા ફસાઉ નહિ એવો કોઇક ઉપાય કરો પ્રત્યક્ષ અનુભૂતિને માટે ઘણીવાર મન બહુ વ્યાકુળ થઇ જાય છે.

### ધ્યાનકાળનો અનુભવ

સ્વામીજી—મને પણુ ઘણીવાર એમ થયુ છે એક વેળા કાશીપુરના બગીચામા ગુરૂદેવની પાસે ખૂબ વ્યાકુળભાવથી પ્રાર્થના કરી હતી. ત્યાર પછી સાજે ધ્યાન કરવામાં એટલો બધો રસ આવ્યો કે શરીરનુ પણુ જરા સરખુ ભાન રહ્યુ નહિ! ચદ્ર, સૂર્ય, દેશ, કાળ, આકાશ એ બધુ બાહ્ય જગત પણુ ક્યાયે જતુ રહ્યું! બુદ્ધિ ઇ૦ વૃત્તિઓનો પણુ અભાવ થઇ ગયો હતો. આવો સમાધિનો અનુભવ થાય છે ત્યારે "હુ" અને "બ્રહ્મ" એવો ભેદ રહેતો નથી-બધુ એકજ થઇ જાય છે-જાણે મોટો સમુદ્ર-જ્યાં નજર કરો ત્યાં પાણી, પાણી ને

પાણીજ દેખાય, બીજું કાંઇજ મળે નહિ! ભાવ અને ભાષા પણ ગુમ થઇ જાય છે. **अवाङ्मनसगोचरम्** એમ જે કહ્યું છે તેનો અનુભવ પણ તેજ વખતે થાય છે. સાધક જ્યારે એમ ભાવના કરે છે અને વિચારે છે કે, "હું બ્રહ્મ" છું ત્યારે "હું" અને "બ્રહ્મ" એ બે પદાર્થો પૃથક્ પૃથક્ હોય એમ લાગે છે, અને દ્વૈતભાવ રહી ગયો હોય તેમ જણાય છે ત્યારપછી ઉપર કહી તેવી અવસ્થા પ્રાપ્ત કરવા અનેક પ્રયત્નો કર્યા, પણ પુનઃ તે પ્રાપ્ત થઇ શકી નહિ, એટલે ગુરૂદેવને મે પ્રાર્થના કરી ગુરૂદેવે જણાવ્યું કે—"રાત્રિ-દિવસ જો એવી અવસ્થામા રહીએ તો માતાનું કાંઇ કામકાજ થાય નહિ, માટે હવે એવી અવસ્થામા તારાથી પ્રવેશી શકાશે નહિ માનું કામ પૂરૂં થશે એટલે તારી અવસ્થા પુન તને પ્રાપ્ત થઇ જશે"

### નિર્વિકલ્પ સમાધિમાંથી અવતારી મહાપુરૂષોનું પુનઃ સંસારમાં આવવું

શિષ્ય—નિઃશેષ સમાધિ અથવા બરાબર નિર્વિકલ્પ સમાધિ થયા પછી પુનઃ અહંજ્ઞાનના આશ્રયથી દ્વૈતભાવના સંસારમા કોઇ નહિ આવી શકતું હોય?

સ્વામીજી—ગુરૂદેવ કહેતા કે જેઓ અવતારી પુરૂષો હોય તેઓજ માત્ર જીવોના કલ્યાણની ખાતર સમાધિમાંથી પાછા ફરી શકે સાધારણ જીવોને એવું વ્યુત્થાન થતું નથી

શિષ્ય—મન જ્યારે વિલુપ્ત થાય ત્યારેજ સમાધિ થાય. અને જો મનનો કોઇ તરંગજ ન રહે તોપછી વિક્ષેપ થવાનો અને અહંતાના જ્ઞાનપૂર્વક સંસારમાં પાછા ફરવાનો સંભવજ કયા રહ્યો! મનજ નથી તો પછી કોણ કેવા નિમિત્તે સમાધિ અવસ્થા ત્યજી દઇ દ્વૈતના પ્રદેશમા નીચે ઉતરી આવે?

સ્વામીજી—વેદાન્તશાસ્ત્રનો અભિપ્રાય એટલોજ છે કે નિઃશેષ-નિરોધ-છેક છેલ્લી સમાધિમાથી પુનરાવૃત્તિ સંભવિત નથી કહ્યું પણ છે કે, "**अनावृत्ति शब्दात्।**" પરન્તુ અવતારી પુરૂષોને જીવોના હિતને અર્થે સહેજ વાસના રહી જાય છે, અને તેથીજ જ્ઞાનાતીત અદ્વૈતભૂમિકામાથી અહંપણાની જ્ઞાનમૂલક દ્વૈત ભૂમિકામા તેમને આવવું પડે છે

### સૃષ્ટિની ઉત્પત્તિ તથા પ્રલય-અવતારી પુરૂષોનાં સમાધિ તથા વ્યુત્થાન.

શિષ્ય—પરન્તુ સ્વામીજી, જો થોડી ઘણી અથવા સહેજ પણ વાસના રહી જાય તોપછી તેને નિઃશેષનિરોધસમાધિ કેમ કહી શકાય? કારણ કે શાસ્ત્રમા સ્પષ્ટરીતે કહ્યું છે કે નિઃશેષ એટલે છેવટની નિર્વિકલ્પ સમાધિમાં મનની સર્વ વૃત્તિઓ અને વાસનાઓનો નિરોધ અથવા ધ્વંસજ થઇ જાય છે.

સ્વામીજી—તો હવે પ્રશ્ન એ છે કે મહાપ્રલય પછી સૃષ્ટિનો ઉદ્ભવ કેવી રીતે થાય ? મહાપ્રલય વખતે સર્વ વસ્તુઓ બ્રહ્મમા મળી જાય છે, ત્યારપછી ફરીથી સૃષ્ટિ ઉદ્ભવે છે એની તારાથી ના કહેવાશે નહિ, કારણ કે શાસ્ત્ર પણ એમાં સમ્મતિ આપે છે અર્થાત્ મહાપ્રલય પછી પણ સૃષ્ટિ અને લય એ પ્રવાહરૂપે પુન વહેવા લાગે છે હવે જો મહાપ્રલય પછી સૃષ્ટિ અને લયનુ પુનરાવર્તન માને છે તોપછી અવતારી પુરૂષોનો નિરોધ અને વ્યુત્થાન માનવામા અયોગ્યતા જેવુ શુ છે ?

શિષ્ય—એની સામે હુ એમ કહું છુ કે લયકાળે તો પુન સૃષ્ટિ ઉપજાવી શકે એવું બીજ, બ્રહ્મમા માત્ર લીનપ્રાય થઇ જાય છે એટલુજ, બાકી એને મહાપ્રલય અથવા નિરોધ—સમાધિ કહી શકાય નહિ ટુકામાં કહુ તો તે પ્રલય એ માત્ર સૃષ્ટિના બીજનો અને શક્તિનો એક પ્રકારનો અવ્યક્ત આકાર માત્ર છે

સ્વામીજી—તો હુ એમ પૂછું છુ કે જે બ્રહ્મમા કોઇ વિશેષણુનો આભાસ માત્ર નથી, જે નિર્લેપ છે, નિર્ગુણુ છે, તેની દ્વારા આ સૃષ્ટિ કેવી રીતે વ્યક્ત થાય ?

શિષ્ય—એ તો મિથ્યા બહિર્ભાવ છે. શાસ્ત્ર ખુલ્લી રીતે જણાવે છે કે બ્રહ્મમાથી સૃષ્ટિનો વિકાસ થતો જણાય છે તે કેવળ ઝાંઝવાના જળ જેવો છે—વસ્તુત સૃષ્ટિ વગેરે કશુજ નથી ભાવ વસ્તુ જે બ્રહ્મ તેનુ અત કરણમા અજ્ઞાન હોવાથી અને મિથ્યા માયાશક્તિનો પ્રભાવ વર્તતો હોવાથી આપણને એવો ભ્રમ દેખાય છે.

સ્વામીજી—સૃષ્ટિને મિથ્યા માને છે તોપછી જીવની નિર્વિકલ્પ સમાધિ અને સમાધિમાંથી પુન વ્યુત્થાન થવુ તેને તુ મિથ્યા માની શકીશ કે ? જીવ પોતેજ બ્રહ્મસ્વરૂપ છે, તેને વળી બન્ધનનો અનુભવ સભવેજ શી રીતે ? "હુ આત્મા ' છુ એવી રીતે તુ જેનો અનુભવ કરવા માગે છે તે પણ તારા કહેવા પ્રમાણે ભ્રમરૂપજ ગણાય, કારણ કે શાસ્ત્રો કહે છે કે તુજ સર્વદા બ્રહ્મરૂપ છે એટલા માટે **अयमेव हि ते बन्ध समाधिमनुतिष्ठासि**। તુ જે સમાધિ પ્રાપ્ત કરવા ચાહે છે તેજ તારૂ બંધન છે

## "મન" વિષે સ્પષ્ટીકરણ.

શિષ્ય—આપની એ વાત બહુ કઠિન છે અને એકાએક સમજાય તેમ નથી, પણ હુ જો બ્રહ્મરૂપજ હોઉ તો એવો અનુભવ સર્વદા કેમ રહ્યા કરતો નથી ?

સ્વામીજી—હુ–તુ ની દ્વૈતભાવવાળી ભૂમિકામા તેવો અનુભવ કરવા માટે એવુ એક સાધન જોઇએ, અને મન એજ આપણુ સાધન છે પરતુ મન તો જડ છે, તેની પાછળ રહેલા આત્માની પ્રભાદ્વારાજ તે ચેતનના જેવો આભાસ આપી શકે છે એટલામાટે પચ્ચદશીકારને કહેવુ પડ્યુ છે કે—"**चित्छायावेशत**"

**शक्तिश्चेतनेव विभाति सा ।** ” ચિત્સ્વરૂપ આત્માની છાયા અથવા પ્રતિબિમ્બને લીધેજ શક્તિને ચૈતન્યમયી માની લેવાય છે. મનને ચેતન પદાર્થ માની લેવાનુ કોઇ કોઇ સાહસ કરે છે તે પણ એજ કારણથી. તે બધુ ગમે તેમ હો, પણ આટલી વાત તો નિશ્ચિતજ છે કે મનદ્વારા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થઇ શકે નહિ આત્મસાક્ષાત્કાર માટે તો મનની પણ પેલી પાર જવુ જોઇએ મન એટલે કે અત કરણની પછી બીજુ એકે કરણ ( સાધન ) નથી– માત્ર આત્મા છે આથી જેનો સાક્ષાત્કાર કરશો તેજ કરણરૂપ બની જશે કર્તા, કર્મ અને કરણ બધુ એકજ થઇ જશે. શ્રુતિ કહે છે કે **विज्ञातारमरे केन विजानीयात् ॥** મારાશ એજ છે કે દ્વૈતભૂમિકાની ઉપર એક એવી અવસ્થા છે કે જ્યાં કર્તા, કર્મ, કે કરણ વગેરે દ્વૈતભાવજ નથી. અત કરણ નિરૂદ્ધ થયુ કે તુરતજ તે અવસ્થા પ્રત્યક્ષ થાય છે “ પ્રત્યક્ષ ” શબ્દ એટલામાટેજ વાપરૂ છુ કે તે અવસ્થાને સૂચવવા માટે બીજી ભાષા નથી, તે અનુભવને બરાબર પ્રકટ કરી શકે એવી શક્તિજ ભાષામા નથી શકરાચાર્યે તે અવસ્થાને “ **अपरोक्षानुभूति** ” એવુ નામ આપ્યુ છે એજ પ્રત્યક્ષ અનુભૂતિ અથવા અપરોક્ષાનુભૂતિ અવતારી મહાપુરૂષોને થાય છે, છતા તેઓ ત્યાથી દ્વૈતભૂમિકામા નીચે ઉતરી આવે છે જે આપ્તપુરૂષોના અનુભવમાથી વેદાદિ શાસ્ત્રોની ઉત્પત્તિ થઇ છે તે પુરૂષો બીજા કોઇ નહિ, પણ મે કહ્યા તેવા અદ્વૈતભૂમિકામાંથી દ્વૈતભૂમિકામાં ઉતરી આવેલાજ સમજવા સાધારણ જીવોની અવસ્થા તેથી જૂદા પ્રકારની હોય છે લવણનુ પૂતળુ દરિયો માપવા જતાં જેમ પોતેજ ઓગળી જાય છે, તેમ સાધારણ જીવો બ્રહ્મનો અનુભવ લઇ પાછા ફરે તે પહેલાં તો તેઓ ત્યાંજ તલ્લીન થઇ જાય છે ટુકામાં માત્ર એટલુજ કહેવાનુ કે, “ તુ પોતે હમ્મેશા બ્રહ્મરૂપ ” છે, એ વાતનો નિશ્ચય ખૂબ દૃઢ કરજે આથી કરીને ક્રમે ક્રમે તદ્રૂપ બનતો જઇશ છતાં અનેક પ્રસંગોમા જડ મન ( કે જેને શાસ્ત્રમા માયા કહેવામા આવે છે ) તને ગુચવણમાં નાખી દેશે તે સૂક્ષ્મ જડરૂપ ઉપાદાન–સામગ્રીથી નિર્માએલુ મન જેવુ શાત થયુ કે તુરતજ આત્મા પોતાની પ્રભાથીજ પોતે પ્રકાશવા લાગશે. મન એ મિથ્યા છે, અથવા માયા માત્ર છે, તે વાત સિદ્ધ કરવાને આ એકજ પુરાવો બસ થશે કે મન પોતે જડરૂપ છે, એટલુજ નહિ પણ અધકાર સ્વરૂપ છે, તેની પાછળ આત્માની પ્રભા વિસ્તરી રહી છે તેથીજ તે ચેતનવત્ જણાય છે આ વાત જ્યારે તારા અનુભવમા સપૂર્ણરીતે આવશે ત્યારે એક અખડ ચૈતન્યમા તારૂ મન લય પામી જશે–“ **अयमात्मा ब्रह्म** ” એવો અનુભવ પણ તેજ ક્ષણે તને થવા લાગશે

ત્યાર પછી સ્વામીજીએ કહ્યુ કે –“ ઉંઘ આવતી હોય તો હવે સૂઇ જા. ”

સ્વામીજીની આજ્ઞાથી શિષ્ય પોતાના બીછાના ઉપર સુઇ ગયો રાત્રે સ્વામીજીને બરાબર નિદ્રા નહિ આવવાથી વચમા વચમાં જાગી ઉઠતા શિષ્ય પણ તેજ વખતે ઉઠતો અને સ્વામીજીને કાંઇ જોઇતુ કરતું હોય તો તે લાવી આપતો આ પ્રમાણે લગભગ આખી રાત્રિ પસાર થઇ ગઇ છેવટે રાત્રિના છેલ્લા પહોરમા શિષ્યને એવુ અદ્‌ભુત સ્વપ્ન આવ્યુ કે સવારે તે બહુ આનન્દપૂર્વક બીછાનામાંથી ઉભો થયો પ્રાતકાળના સ્નાનથી પરવારી શિષ્ય જ્યારે આશ્રમમાં આવ્યો ત્યારે સ્વામીજી પૂર્વ તરફ મુખ રાખી એક મોટા બેંચ ઉપર બેઠા હતા "અઇ રાત્રિના સ્વપ્નનુ સ્મરણુ કરતાં કરતા સ્વામીજીના પાદપદ્મની મારાથી પૂજા થાય તો હુ કેટલો બધો ભાગ્યશાળી ગણાઉં ?" એવો શિષ્યને વિચાર થયો તેણે તે વિચાર સ્વામીજીને જણાવ્યો શિષ્યનો અત્યત આગ્રહ જોઈ સ્વામીજીએ રજા આપી એટલે શિષ્યે ધન્તુરાના ફૂલો એકઠાં કરી, સ્વામીજીના શરીરમા મહાદેવનુ અધિષ્ઠાન ચિતવી વિધિપુરસર પૂજા કરી

પૂજા થઇ રહ્યા પછી સ્વામીજીએ શિષ્યને કહ્યુ કે–"તે પૂજા તો કરી, પણ હમણા જો બાબુરામ (પ્રેમાનદ) આવશે તો તારો જીવ કહાડી નાખશે ગુરૂદેવની પૂજા કરવાના વાસણમા–(પુષ્પપાત્રમાં) મારો પગ રાખી પૂજા કરી ?" હજી આ વાત પૂરી ન થઇ એટલામાજ સ્વામી પ્રેમાનદ ત્યા આવીને ઉભા રહ્યા તેમને જોઇને સ્વામીજીએ કહ્યુ કેઃ–"આ જુઓ ! આ બગાળીએ બધુ ભેળી નાખ્યુ ! ગુરૂદેવની પૂજા કરવાના વાસણમા ચન્દન–કપૂર લાવી મારી પૂજા કરી !" સ્વામી પ્રેમાનદ હસતા હસતા બોલ્યા –"એમા શુ ખોટુ કર્યું ? તમે ક્યા ગુરૂદેવથી ભિન્ન છો ?" શિષ્ય નિર્ભય થયો

શિષ્ય પોતે બહુ આચારપરાયણ બ્રાહ્મણ હતો એમ અહીં જણાવવાની જરૂર છે અભક્ષ્ય તો દૂર રહ્યુ, પરન્તુ કોઇનુ સ્પર્શેલુ અન્ન પણ ખાતો નહિ, એટલામાટે સ્વામીજી કોઇ કોઇ વખત "ભટ્ટાચાર્ય" ના નામથી પણ તેને બોલાવતા સ્વામીજી સવારે નાસ્તો કરવા બેઠા ત્યારે તેમણે સદાનદ સ્વામીને કહ્યુ કે –"જા–જા–પેલા ભટ્ટાચાર્યને પકડી લાવ" આજ્ઞાને માન આપી શિષ્ય સ્વામીજી પાસે હાજર થયો, એટલે સ્વામીજીએ પોતાના નાસ્તામાંથી થોડો ભાગ તેને પ્રસાદીરૂપે આપ્યો શિષ્યે વગર આનાકાનીએ તે સ્વીકાર્યો અને ખાઇ ગયો થોડીવારે સ્વામીજીએ પૂછ્યુ કે –"આજે તે શુ ખાધુ તેની તને ખબર પડી ? એમાં તો અભક્ષ્ય હતુ." ઉત્તરમા શિષ્યે કહ્યુ –"ગમે તે હોય. મારે જાણવાની જરૂર નથી. આપના પ્રસાદરૂપી અમૃતથી હુ તો અમર થઇ ગયો" સ્વામીજીએ કહ્યુ –"જા, આજથી તારા જાત–ભાત–પાપ–પુણ્ય–અભિમાન એ બધુ દૂર થઈ ગયુ સમજજે મારો આશીર્વાદ છે."

સ્વામીજીની તે દિવસની અપાર દયાનુ સ્મરણ કરી શિષ્ય પોતાનો જન્મ સફળ થયો માને છે.

તે દિવસે બપોરે સ્વામીજીની પાસે એકાઉન્ટન્ટ જનરલ બાબુ મન્મથનાથ ભટ્ટાચાર્ય પધાર્યા હતા અમેરિકા જતા પહેલા સ્વામીજી તેમને ત્યા મદ્રાસમા અતિથિરૂપે કેટલાક દિવસ રહ્યા હતા તેઓ સ્વામીજી પ્રત્યે બહુ સારો ભક્તિભાવ ધરાવતા હતા ભટ્ટાચાર્ય મહાશયે પાશ્ચાત્ય દેશ અને ભારતવર્ષ સબધે કેટલીક વાતો સ્વામીજીને પૂછી. સ્વામીજીએ તે બધાના બરાબર ઉત્તરો આપ્યા છેવટે જણાવ્યુ કે –" એક દિવસ અહીં આવીને રહો તો બધી વાત ખુલાસાથી થાય." મન્મથ બાબુએ " કોઇ વખત આવી જઇશ" એમ કહીને રજા લીધી. ભટ્ટાચાર્ય મહાશયે ઉપરથી નીચે ઉતરતા ઉતરતા પોતાના એક મિત્રને કહ્યુ કે –" સ્વામીજી મદ્રાસમા આવ્યા ત્યારથીજ મને તો ખાત્રી હતી કે આ પુરૂષ પૃથ્વીમા ઉથલ-પાથલ કર્યા વિના રહેશે નહિ. આવી સર્વતોમુખી ( સર્વદેશીય ) પ્રતિભાવાળા મનુષ્યો ભાગ્યેજ જોવામા આવે છે "

સ્વામીજી મન્મથ બાબુને ગંગાના કિનારા સુધી વળાવવા ગયા અને ત્યાર પછી થોડીવાર મેદાનમા ફરી આશ્રમમા આવી વિશ્રામ કર્યો.

# प्रसंग १९ मो.

( સ્થાન બેલુડ–ભાડાવાળુ મકાન ઇ સ ૧૮૯૮ )

## સ્વતંત્ર વ્યાપાર કરવાનો ઉપદેશ.

શિષ્ય આજે પ્રાત કાળેજ મઠમાં આવ્યો સ્વામીજીના પાદપદ્મમા વદના કરી જેવો ઉભો રહ્યો કે તુરતજ સ્વામીજીએ કહ્યુ કે —" નોકરી કરવાથી શું દી વળવાનો હતો ? બને તો કાઇ ધધો રોજગાર કરને ? " શિષ્ય તે વખતે ખાનગી શિક્ષણ આપવાનુ કામ કરતો હતો સસારનુ ધુસરૂ હજી તેની કાધ ઉપર આવ્યુ નહોતુ એટલે દિવસો આનદમા પસાર થતા હતા. શિક્ષક તરીકેના ધધા વિષે શિષ્યે સ્વામીજીનો અભિપ્રાય પૂછ્યો એટલે સ્વામીજીએ કહ્યુ કે.— ' ઘણા દિવસો સુધી શિક્ષકપણું કરવાથી બુદ્ધિ ખરાબ થઇ જાય છે, અને જ્ઞાનનો વિકાસ થાય એવો પ્રસગ પણ ભાગ્યેજ મળે છે. રાત્રિ–દિવસ અજ્ઞાન છોકરાઓની સાથે રહેવાથી શિક્ષકની બુદ્ધિ પણ જડ થઇ જાય છે હવે માસ્તર-પણુ છોડી દે "

શિષ્ય —તો પછી શુ કરૂ ?

સ્વામીજી—કેમ ? અગર સસારમાં રહી દુનિયાદારી કરવી હોય અને પૈસા એકઠા કરવાની સ્પૃહા હોય તો અમેરિકા ચાલ્યો જા ! ધધો કેમ કરવો એ હું તને બતાવી દઉં. પાચ વરસમાં તો એટલો પૈસો એકઠો કરી લઇશ કે પછી ધધો કરવાની જરૂરજ નહિ રહે

**આત્મશ્રદ્ધાજ ક્યાં છે? નોકરીથી હાનિ.**

શિષ્ય—શુ ધધો કરૂ ? પહેલા પૈસા જોઇએ તે પણ ક્યાથી કાઢુ ?

સ્વામીજી—ગાડાની માફક શુ બકે છે ? તારી શક્તિનો તને વિશ્વાસ નથી ? આત્માની અદર કેટલી અખૂટ શક્તિ ભરી છે ? "હુ પામરથી શુ થઈ શકે" એવા એવા વિચારો કરવાથીજ આજે તમે ખરેખર પામર અને વીર્યહીન બની ગયા છો. તારા એકલાને માટેજ આ વાત નથી કહેતો, આખી પ્રજાને લગભગ એ ચેપ લાગ્યો છે. એક વખત દરિયાપારના દેશોમા મુસાફરી કરીને જોઇ આવ કે તેઓનો જીવનપ્રવાહ કેટલા બધા વેગથી વહી રહ્યો છે ? અને આ તરફ તમારા દેશમાં શુ સ્થિતિ છે ? આટલી વિદ્યા પ્રાપ્ત કરી, છતા લોકોના આગળ ભિખારીની માફક ઉભા રહી "ચાકરી આપો, નોકરી આપો," એવા કાલાવાલા કરવા સિવાય લોકોને બીજુ કાઇ સુઝતુજ નથી ! ઠોકરો અને જોડાઓ ખાઇ ખાઇને મનુષ્યત્વ સુદ્ધા ગુમાવી બેઠા છો. ખરૂ પૂછો તો એક પાઇ જેટલી પણ હવે તમારી કિમત રહી નથી. આવો ફળ-ફૂલથી લચી પડતો સુદર દેશ તમને મળ્યો છે, બીજા દેશો કરતાં કરોડગણા ફળ-ફૂલ ઉપજાવી શકે એવી કુદરત પણ તમને અનુકૂળ છે, છતા અન્ન અને વસ્ત્રને માટે હાય વૉય કરવી પડે છે ! પૃથ્વીના બીજા ભાગોમા જે દેશની સભ્યતા એક વખતે જઇ પહોંચી હતી તેજ આ અન્નપૂર્ણાના દેશમા તમારી કેવી દુર્દશા થઇ પડી છે ! તિરસ્કાર પામેલા કૂતરાઓ કરતાં પણ અધિક દુર્દશા થઇ ગઇ છે, છતાં હજી તમારી આખો ઉઘડતી નથી ! આટલુ આટલુ વીતવા છતાં પણ હજી તમારા વેદ-વેદાન્તની બડાઇ હાંકવામાથી નવરાજ થતા નથી ! જે જાતિ સામાન્ય અન્ન-વસ્ત્રની જોગવાઇ પૂરી કરી શકતી નથી, અને જેને બીજાના મુખ સામે નિહાળી જીદગી પૂરી કરવી પડે છે તેને તે વળી બડાઇ હાકવા જેવુ શુ હોય ? ધર્મ-કર્મને અત્યારે ગગામા તણાતા મૂકી દો અને સૌ પહેલા જીવનસગ્રામમા આગળ વધો. ભારત દેશમાં કેટલી કેટલી વસ્તુઓ થાય છે ? વિદેશી પ્રજા તમારાજ દેશમાંથી કાચો માલ લઇ જાય છે અને તેમાંથી સોનુ કમાય છે; જ્યારે તમને ગર્દભની માફક ભાર વહેવા સિવાય બીજુ કામજ સુઝતુ નથી ભારતવર્ષમા જે કાચો માલ તૈયાર થાય છે તેના ઉપર બુદ્ધિ ચલાવી વિદેશી પ્રજા વિવિધ વસ્તુઓ તૈયાર કરે છે અને સમૃદ્ધિશાળી બને છે; જ્યારે તમે બુદ્ધિની આડે બારણું

બંધ કરી ઘરનું ધન બીજાને આપી દો છો અને પછી અન્ન અન્ન કરતા ભૂખ્યા તરફડો છો

## અમેરિકામાં જઈ ધંધો શું કરવો ?

શિષ્ય —શા ઉપાયથી અન્ન–વસ્ત્રની જોગવાઇ થઇ શકે, મહાશય ?

સ્વામીજી —ઉપાય તારાજ હાથમા છે હાથે કરીને આખે પાટા બાંધ્યા છે અને પછી પૂછે છે કે "શુ કરવાથી હુ દેખતો થઇ શકુ ?" આખ ઉપરનો પાટો કાઢીને દૂર ફેકી દે, એટલે જગતમા મધ્યાન્હકાળના સૂર્યના કિરણોએ કેવો પ્રકાશ ફેલાવ્યો છે તે તુ તારી નજરે જોઈ શકીશ ભાડાના પૈસા ન મળે તો વહાણુમા ખલાસી તરીકે રહી વિદેશમાં ચાલ્યો જા ! દેશી કાપડ, રૂમાલ, સાડી વગેરે વસ્તુઓ માથા ઉપર ઉચકીને અમેરિકા–યૂરોપમા એકવાર ફેરી તો કરી જો ! ભારતવર્ષની ચીજોની ત્યા કેટલી કદર થાય છે, તેની તને તે વખતેજ ખબર પડશે. હુગલી જીલ્લાના કેટલાક મુસલમાનોને એ રીતે ફેરી કરીને ધનવાન બની ગએલા મે મારી નજરે અમેરિકામા જોયા છે શું એમના કરતા પણુ તમે બુદ્ધિહીન છો ? અરે ! આ દેશમાં જે બનારસી સાડી તૈયાર થાય છે તેના જેવુ ઉત્કૃષ્ટ કાપડ દુનિયાના બીજા કોઇ પણ ભાગમાં નીપજતુ નથી બસ, આ કાપડ લઇને અમેરિકા ઉપડી જા ! ત્યા એજ કાપડના ત્યાંની સ્ત્રીઓને અરનાં વસ્ત્રો વગેરે તૈયાર કરી વેચવા લાગીશ તો જોત જોતામા ધનવાન બની જઇશ.

શિષ્યઃ—મહાશય, એ લોકો બનારસી સાડીના વસ્ત્રો શા માટે પહેરે ? મે એમ સાંભળ્યુ છે કે ત્યાંની સ્ત્રીઓ ચિત્ર–વિચિત્ર વસ્ત્રો પહેરવાનુ પસંદ નથી કરતી.

સ્વામીજી —લેશે કે નહિ લે તે હુ જાણુ છુ, તુ તારે એક વખત ઉદ્યમ કરવા લાગી જાને ? મારા અનેક મિત્રો ત્યા છે, હુ તને તેઓની સાથે પરિચય કરાવી દઇશ પહેલવહેલા તો ભલામણુ મારફતે તારૂં કામ ચાલ્યુ જશે, પણુ પાછળથી તને જોઇને બીજા સંખ્યાબંધ માણુસો તારૂ અનુકરણુ કરશે, અને તારા માલની ખપત પણુ એટલી બધી થશે કે તુ થોડા વખતમા ધરાઇ જઇશ

શિષ્ય —ધંધો કરતા પહેલા મૂળ ધન જોઇએ તે ક્યાથી લાવવુ ?

સ્વામીજી —હુ ગમે તે પ્રકારે તને કાર્યારંભ કરાવી દઈશ પછી તો તુ જેવા ઉદ્યમ કરીશ તેવુ મળી રહેશે. **हतो वा प्राप्यासि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।** જીતીશ તો રાજ્ય કરીશ અને મરીશ તો સ્વર્ગમા જઇશ એવીરીતે જો પ્રયત્ન કરતાં કરતાં મરી જઈશ તો તારૂં અધુરૂં રહેલુ કામ બીજા દશ માણુસો ઉપાડી લેશે અને જો સફળતા મળશે તો સુખ-ચેનમા જીવન પૂરૂ કરીશ.

### ઈંગ્લાંડમાં નોકરી કરનારાઓને છેલ્લું સ્થાન મળે છે

શિષ્ય—પણ મહાશય, એમ કરવાનું સાહસ થતું નથી.

સ્વામીજી—એટલામાટે તો કહું છું કે બાપુ, આત્મશ્રદ્ધા તમારામાં ક્યાં છે? તમારૂં શું થશે તેનીજ મને તો સમજણ પડતી નથી. તમારાથી નથી ચાલવાનો સંસાર કે નથી પળાવાનો ધર્મ! મારે તો તમને એટલુંજ કહેવું છે કે બની શકે તો મેં કહ્યું તેવા પ્રકારનો કોઇ ઉદ્યોગ-ધંધો કરીને કાંતો હુશીઆર બનો અથવા બધું છોડી દઇને અમારા માર્ગમાં આવો. દેશ-વિદેશમાં ફરી લોકોને ધર્મનો ઉપદેશ આપી જનસમાજનું કલ્યાણ કરશો તોપણ અમારી માફક તમને ભિક્ષા તો મળીજ રહેશે. આપ-લેનો વ્યવહાર જ્યાં નથી ચાલતો ત્યાં કોઈ કોઈની સામે પણ જોતું નથી. અમે જ્યારે ધર્મની એક બે વાતો લોકોને સંભળાવીએ છીએ ત્યારેજ ગૃહસ્થો બે મુઠી અન્ન અમને ખાવા આપે છે. તું કાંઇ નહિ કરે અને હાથ-પગ જોડીને બેસી રહે તો પછી લોકો તને શા માટે ખવડાવે? ચાકરીમાં અને ગુલામીમાં તમે લોકો આટલું આટલું દુઃખ ભોગવો છો છતાં હજીએ ચેતના આવતી નથી? દુઃખ દૂર કરવાનો કાંઇ ઉપાય સૂઝતો નથી? ખરેખર માયાની લીલા વિચિત્ર છે! મેં પશ્ચિમના દેશોમાં જોયું છે કે જેઓ ચાકરી કરે છે તેમને પાર્લામેંટમાં છેવટનું સ્થાન આપવામાં આવે છે, અને જેઓ પોતાના હાથના બળથી, પોતાની વિદ્યાથી અને પોતાના સાહસથી પ્રસિદ્ધ થયા હોય છે તેમને આગળ આસનો આપવામાં આવે છે. તે દેશમાં નાત-જાતનો કશો ભેદભાવ નથી. ઉદ્યમ અને પરિશ્રમથી જે પુરૂષ ભાગ્યલક્ષ્મીને વરે છે તેજ પુરૂષ દેશનો નેતા અને અધ્યક્ષ ગણાય છે. તારા દેશમાં તો એવી સ્થિતિ છે કે ભલે ખાવાને પૂરતું ધાન ન મળે છતાં જ્ઞાતિની બડાઇમાંથી નવરાજ ન થાય! એક ખીલો કેમ તૈયાર કરવો તે તો જાણતા નથી, અને વળી અગ્રેજોના ગુણ-દોષનો વિચાર કરવા બેસી જાઓ છો, એ મિથ્યા અભિમાન નહિ તો બીજું શું? ઉઠો, જાઓ, પાશ્ચાત્ય પ્રજાને પગે પડો અને **જીવનસંગ્રામમાં ઉપયોગી થાય તેવી વિદ્યા, શિલ્પકળા તથા કર્મતત્પરતા પ્રાપ્ત કરો! જ્યારે તમારામાં કાંઇ પણ શક્તિ જોશે ત્યારેજ દુનિયાની પ્રજા તમારો સત્કાર કરશે; તમારૂં બોલવું પણ ત્યારેજ તેઓ સાંભળશે. કામ તો કાંઇ કરવું નહિ અને મોટાં મોટાં મંડળો ભરીને ભાષણો આપવાં, એથી શું વળવાનું હતું?**

### કેળવણીએ શું કર્યું? યથાર્થ કેળવણી કેવી હોય?

શિષ્ય—સારા સારા ભણેલા-ગણેલા સુશિક્ષિતો પણ તેમાં જોડાય છે તે કેમ?

સ્વામીજી—યુનીવર્સીટીની થોડી ઘણી ડીગ્રીઓ મેળવી અથવા સભામા સારા ભાષણો આપતાં આવડયા, એટલે શુ સુશિક્ષિત બની ગયા ? જે વિદ્યાના પ્રતાપથી જનસમાજનો મોટો ભાગ જીવનસંગ્રામમાં સમર્થ થઇ શકે નહિ, જે વિદ્યાના પ્રકાશથી મનુષ્યોનું ચારિત્ર્યબળ કેળવાય નહિ, અને જે જ્ઞાનની પ્રાપ્તિથી મનુષ્યો સિંહ સમાન બળધારી, પરાક્રમશાળી અને પરહિતપરાયણ બને નહિ, એને વિદ્યા કે જ્ઞાનનું નામ આપવુંજ વ્યાજબી નથી. જે શિક્ષણથી મનુષ્યો સ્વાશ્રયી બને તેજ વિદ્યા સાચુ શિક્ષણ છે. આજકાલ જેઓ સ્કૂલોમા અને કૉલેજોમાં ભણે છે, તેઓ એક પ્રકારના અજીર્ણરોગવાળાં મનુષ્યોની સખ્યામા વધારો કરવા સિવાય બીજુ શુ કરે છે ? માત્ર યત્રની માફક રાત્રિ–દિવસ કમાવું અને મોત આવે ત્યારે મરી જવુ એટલામાં એમની વિદ્યા ખરચાઇ જાય છે. આવા લોકો તો માત્ર " जायस्व म्रियस्व" જન્મ–મરણની સાક્ષી આપવાની ખાતરજ દેહ ધારણ કરે છે, એમ કહુ તો ખોટુ નથી તારા દેશના ખેડુતો, મજુરો તથા ફેરીઆઓમાં પણ તમારા જેવા ભણેલાઓના કરતાં તો વિશેષ ઉદ્યમ અને આત્મનિષ્ઠા હોય એમ જણાઈ આવે છે. તેઓ બિચારા મુગે મોંઢે આખી જીદગી સુધી કર્મ કર્યા કરે છે દેશમા ધન–ધાન્ય ઉત્પન્ન કરે છે, અને મોઢામાથી એક શબ્દ પણ બહાર કાઢતા નથી યાદ રાખજે કે એક વખત તેઓજ તમારા કરતાં આગળ વધી જશે અને તમે આંખો ચોળતા જોઇ રહેશો ! તને મૂડીને માટે જેટલી ચિતા છે તેટલી તેમને નથી હોતી વર્તમાન કેળવણીએ તમારા બાહ્ય આચારોમાં મોટો ફેરફાર કરી દીધો છે; પણ નવી નવી કળાઓ અને નવા નવા હુન્નરોથી પૈસો કેમ પ્રાપ્ત કરવો એવી કોઇ શકિત રહેવા દીધી છે ? તમે લોકોએ અત્યાર સુધી સહનશીલ અને નીચ ગણાતી જાતિ ઉપર જે જુલમ કર્યો છે, તેજ જાતિ હવે તમારાપર વેર લેશે અને તમે તો "ચાકરી–નોકરી" કરતા કરતાજ રસાતળમાં પહોંચી જશો.

શિષ્ય—મહાશય, બીજા દેશોની અપેક્ષાએ નવુ ઉત્પન્ન કરવાની અમારી શક્તિ અલબત્ત અલ્પ હશે, છતાં ભારતની તમામ કોમો, જાતિઓ અમારી બુદ્ધિથી અને અમારી સલાહથી કામ કર્યે જાય છે, તો પછી અમારા જેવી બ્રાહ્મણ, કાયસ્થ વગેરે કોમોને જીવનસગ્રામમાં પરાજીત કરી નીચ ગણાતી જાતિઓ આગળ વધી જાય એ બનેજ કેમ ? કારણ કે અમારી બુદ્ધિની મદદથી તો તેઓ કામ કરી શકે છે

નીચ ગણાતો વર્ગજ દેશને આધારરૂપ છે.

સ્વામીજી—તમારી માફક તેઓએ થોડાંક પુસ્તકો વાંચ્યાં ન હોય, અથવા ખમીસ કે કોટ પહેરતાં શીખ્યા ન હોય એટલે શું તેઓ તમા-

રાથી હલકા બની ગયા ? ખરૂ પૂછો તો તમારા દેશના આધારરૂપ જો કોઈ હોય તો તે નીચ વર્ગજ છે. આખી દુનિયાના સબધમાં આ વાત ખરી પડી છે. તુજ વિચાર કરી જો કે એ નીચ ગણાતો વર્ગ જો કામકાજ કરવુ બધ કરી દે તો તમને અનાજ કયાથી મળે ? માત્ર એકજ દિવસ શહેરના ભગીલોકો એકત્ર થઈ હડતાળ પાડે તો કલકત્તામા રહેવુ મુશ્કેલ થઇ પડે, અને જો એક અઠવાડીઉ કામ ન કરે તો પ્લેગથી આખુ શહેર ઉજ્જડ કે પાયમાલ થઇ જાય. મજુરો કામ કરે છે તેથીજ તમને અન્ન–વસ્ત્રની ખોટ નથી જણાતી જેમના પ્રતાપે તમે મોજ મારો છો તેમનેજ તમે હલકા ગણી કહાડો છો ! અને તમે મોટા બુદ્ધિવાન થઇ ગયા એમ પોતાની જાતે મનમાં માની લઇ અભિમાન કરો છો ! !

## એક સમયે હક્કની લડાઇ જામશે.

જીવનસગ્રામમા રાત્રિ–દિવસ મચ્યા રહેવાથી હલકી કોમોમા હજી સુધી જ્ઞાનના કિરણોએ પ્રવેશ કર્યો નથી યત્રોની માફક તેઓ બિચારા તન–મનથી કામ કર્યા કરે છે, અને એને લઇને બુદ્ધિમાન તથા ચતુર માણસો તેમના પરિશ્રમથી સારો બદલો પ્રાપ્ત કરી મોજ કરે છે દરેક દેશના સબધમા એમજ બનતુ આવ્યુ છે, પરતુ હવે એમ વધારે વખત ચાલે એવો સભવ નથી તે લોકો પણ સમજવા લાગ્યા છે કે આપણા પરિશ્રમનુ ફળ આપણને જેવુ જોઇએ તેવુ મળતુ નથી, તેથી તેઓ કમ્મર કસીને પોતાના હક્કોની રક્ષા કરવા બહાર આવવા લાગ્યા છે યૂરોપ અને અમેરિકામા તો એ હક્કની લડાઈ પણ ચાલુ થઇ ગઈ છે ભારતવર્ષમા પણ તેવા લક્ષણો જણાવા લાગ્યા છે હવે હજારો પ્રયત્ન કરવા છતા હલકી કોમ ઉચ્ચ કોમોનુ દબાણ સહન કરશે નહિ જે કોમોને અત્યાર સુધી નીચ ગણવામાં આવતી તેમને પોતાના હકકો પાછા અપાવવાનો પ્રયત્ન કરવો એમાંજ હવે ઉચ્ચ કોમોનું કલ્યાણ રહેલુ છે.

## આપણા દેશબન્ધુઓ પ્રત્યેની ફરજ.

એટલાજ માટે હુ તમને પુન પુન. કહેતો આવ્યો છુ કે હલકી કોમોમા જ્ઞાનનો ફેલાવો થાય તેવા પ્રયત્નો કરો. હવે તેમને ઘેર જઇ તેમને સમજાવી દો કે –" તમે અમારા ભાઇઓ છો, અમારા દેશનુ એક અંગ છો, અમે તમને પ્રેમથી ભેટવા તૈયાર છીએ, હવે કદાપિ તમારો તિરસ્કાર નહિ કરીએ " આવા પ્રકારનો ઉત્સાહ તમારા તરફથી તેમને મળશે એટલે તે લોકો હજારગણા વધારે ઉત્સાહમા આવી જશે અને એટલાજ ઉત્સાહથી કામ કરવા મડી જશે વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રની મદદથી તેમના જ્ઞાનમાં વધારો થાય, તેવી વ્યવસ્થાઓ કરવા લાગો. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન તથા સાહિત્યની સાથે સાથે ધર્મના ગૂઢતત્ત્વો પણ તેમને

શીખવી દ્યો આવુ શિક્ષણુ આપશો તો તેના બદલામા તમને એવુ ધન મળશે કે તમારૂ દારિદ્રય તેજ ક્ષણે દૂર થયા વિના રહેશે નહિ આ પ્રમાણે આપ-લેનુ ધોરણ બરાબર ચાલુ રહેશે તો તમે બન્ને કોમો એક બીજાના અગરૂપ બની જશો, અને પછી અન્ન કે વસ્ત્ર માટે કોઇને હાય-વૉય કરવા જેવુ નહિ રહે

શિષ્ય —ધારો કે એવા લોકોની અંદર કેળવણીનો ફેલાવો કરવાનો અમે પ્રયત્ન કર્યો અને વખત જતા તેઓ પણુ અમારા જેવાજ બુદ્ધિમાન થયા, તો પછી સંભવિત નથી કે બુદ્ધિમાન બનેલા નીચ જાતિના મનુષ્યો પોતે ઉદ્યમહીન અને આળસુ બની જાય, અને પોતાના કરતાં જેઓ હલકા હોય તેમના પરિશ્રમનુ ફળ ઝડપી લેવા તૈયાર થાય ?

સ્વામીજી —નહિ, જ્ઞાનનો ફેલાવો થશે તોપણુ કુંભાર તે કુંભારજ રહેશે, ખેડુત તે ખેડુતજ રહેશે સૌ કોઇ પોતપોતાનો વંશપરંપરાનો ધંધો શા માટે તજી દેશે ? **सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत्।** પોતાનો ધંધો ભલે ખામીવાળો હોય તોપણુ તે તજવો નહિ, એ પ્રકારનુ શિક્ષણુ જો આપવામા આવે તો કોઇ પોતાનો બાપદાદાનો ધંધો શા માટે છોડી દે ? જ્ઞાનના બળથી મનુષ્યો પોતાનો ધંધો વધારે સારીરીતે કરવા લાગશે સો બસો એવા પ્રતિભા-શાળી માણસો કદાચ નીકળી આવે તો વખત જતાં તેમને પણુ તમારી અંદર ખેંચી લેવા. બ્રાહ્મણોએ તેજસ્વી વિશ્વામિત્રનો સ્વીકાર કર્યો તેથી ક્ષત્રિયજાતિ બ્રાહ્મણોની કેટલી બધી આભારી બની હતી ? આ પ્રકારની સહાય અને દિલસોજી મળવાથી મનુષ્યો તો શુ પણુ પશુઓ સુદ્ધા આપણામા મળી જાય છે

શિષ્ય —આપ જે કહો છો તે અક્ષરે અક્ષર સત્ય છે, પરંતુ ઉચ્ચ અને નીચ જાતિઓ વચ્ચે અત્યારે એટલુ બધુ છેટુ પડી ગયુ છે કે ભારત-વર્ષમાં ગૃહસ્થ ગણાતો વર્ગ નીચ કોમ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે એવો પ્રસંગ આણવો બહુ મુશ્કેલ છે

### તમારી સભ્યતા નીચ ગણાતી કોમને આભારી છે.

સ્વામીજી —પરંતુ એમ નહિ થાય ત્યાં સુધી તમારૂ ઉચ્ચ કોમનુ કલ્યાણુ કદાપિ થવાનુ નથી. તમારી અંદર અંદરની મારામારીથી અને ઇર્ષાથી તમે પોતે નાશ પામવાની અણી ઉપર આવી ચૂકયા છો એ નીચ લેખાતો જનસમાજ જ્યારે જાગૃત થશે અને તમારો જુલમ સમજવા લાગશે ત્યારે તેમની એક ફુંક માત્રથી તમે ઉડી જવાના ! તમારી અંદર જેઓના પ્રતાપે સભ્યતા આવવા પામી છે તેઓજ તમારી સભ્યતાને રસાતળ પહોંચાડી દેશે વિચાર કરી જુઓ કે ગોથજાતિના હાથથી પ્રાચીન રોમનજાતિની સભ્યતા કયારે અને કેવી રીતે નષ્ટ થઈ તેની કોઇને ખબર પણુ પડી ? એટલાજ માટે હુ કહુ છુ કે સર્વ નીચ

કોમોમાં વિદ્યાદાન, જ્ઞાનદાનના આશ્રમો બાંધી તેમની ઉંઘ ઉડાડવાનો પ્રયત્ન કરો. જ્યારે તેઓ જાગશે અને જાગશે એ વાત તો ચોક્કસ છે, ત્યારે તમારા ઉપકારનો બદલો તેઓ આપ્યા વિના રહેશે નહિ એ જાતિ કાયમને માટે તમારી કૃતજ્ઞ બની રહેશે

આ પ્રમાણેની વાતચિત પૂરી થઇ એટલે સ્વામીજીએ શિષ્યને કહ્યુ —" એ બધી વાત હમણા રહેવા દે તે શુ નિર્ણય કર્યો તે એકવાર કહી દે ગમે તે, પણ કાઇ કામ કર, કાતો કોઇ ધધો કર અને નહિ તો અમારી માફક **आत्मनो मोक्षार्थं जगद्धिताय च।** યથાર્થ સન્યાસનો માર્ગ ગ્રહણ કર આ છેલ્લો માર્ગ ઉત્તમ છે, એમા તો કાઇ શકજ નથી સસારી થયે શું વળવાનુ હતુ ? જોતો નથી સસાર કેટલો ક્ષણિક છે તે ? **नलिनीदलगतजलवत्तरलं तद्वज्जीवनमतिशयचपलं।** ( કમળના પાદડાપરનુ પાણી જેમ સ્થિર રહી શકતુ નથી, તેની પેઠે જીવનનો કાઇ પણ ભરોસો નથી, અસ્થિર છે. ) એટલા માટે આત્મશ્રદ્ધા ઉદ્ભવતી હોય અને ઉત્સાહ આવતો હોય તો હવે વખત ગુમાવવા જેવુ નથી અત્યારથીજ કામ કરવા લાગી જા **यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्।** ( વૈરાગ્ય થાય કે તુરતજ સંન્યાસ લઇ લેવો. ) પરાર્થે પોતાના જીવનનુ બળિદાન આપી, લોકોને ઘેરઘેર જઇ તેમને આ એકજ અભયવાણી સભળાવ કે – **उत्तिष्ठित, जाग्रत, प्राप्य वरान् निबोधत ॥**

---

# प्रसंग २० मो.

(સ્થાન બેલુડ—ભાડાવાળુ મકાન ઇ સ ૧૮૯૮)

## એક વર્તમાનપત્ર કહાડવાની હીલચાલ.

આલમબજારમાથી નીલાબર બાબુના બગીચામા મઠ લઇ જવામા આવ્યો તે પછી બે ત્રણ દિવસે સ્વામીજીએ પોતાના ગુરૂભાઇઓને જણાવ્યુ કે આપણા ગુરૂદેવની ભાવનાઓનો જનસમાજમા વિસ્તાર કરવાને બગાળી ભાષામા એકપત્ર કહાડવુ જોઇએ સ્વામીજીએ સૌ પહેલા એક દૈનિક પત્ર કહાડવાની દરખાસ્ત રજુ કરી, પરતુ તેમા ખર્ચ બહુ વધી પડે તેમ લાગવાથી સૌ કોઇએ પાક્ષિક કહાડવા માટે સમ્મતિ આપી. આ પત્રનો સર્વ કારભાર સ્વામી ત્રિગુણાતીને સભાળવો એમ પણ તેજ વખતે ઠરાવવામા આવ્યુ સ્વામીજીની પોતાની પાસે એક હજાર રૂપીઆ હતા, અને ગુરૂદેવના એક ગૃહસ્થ મિત્ર પાસેથી બીજા એક હજાર રૂપીઆ ઉધાર લઇ કાર્યની શરૂઆત કરી દેવામાં આવી એક પ્રેસ પણ ખરીદ કરવામાં

આવ્યુ અને તે શ્યામબજારમા રામચદ્ર મિત્રની ગલ્લીમા ખુલ્લુ મૂકવામા આવ્યુ ( આ પ્રેસ સ્વામીજીની હયાતીમાજ કેટલાક કારણોને લીધે વેચી દેવુ પડયુ હતુ ) એ પત્રનુ " ઉદ્બોધન " એવુ નામ રાખવુ, એમ સ્વામીજીએ ઠરાવ્યુ હતુ પત્રનો પ્રથમ અક સૌ પહેલા *૧૩૦૫ ના માઘ માસમા બહાર પડયો હતો સતત પરિશ્રમી સ્વામી ત્રિગુણાતીતે ઉક્ત પત્રનો બહોળો ફેલાવો કરવા માટે જે આત્મભોગ આપ્યો છે તેના જેવુ બીજુ દ્રષ્ટાત મળવુ દુર્લભ છે કોઇ વખત એકજ ભકત ગૃહસ્થના ભિક્ષાન્ન ઉપર આધાર રાખી ચલાવી લેવુ પડે, કોઈ વખત આખો દિવસ ખાવા મળે નહિ, અને કોઇ કોઇ દિવસ તો ભૂખ્યા અને તરસ્યા પાંચ-પાચ ગાઉ પગે ચાલીને જવુ પડે, તોપણ સ્વામી ત્રિગુણાતીતે એ પત્રની ઉન્નતિ અને પ્રચારને અર્થે પોતાની સર્વશક્તિ વાપરવામા કોઇ જાતનો સકોચ કર્યો નહિ પત્રની શરૂઆતમા પૈસો ખરચીને નોકર પાસે કામ કરાવી શકાય એવી સગવડ નહોતી તે ઉપરાંત સ્વામીજીની એવી આજ્ઞા હતી કે પત્રની ખાતર એકઠા કરેલા પૈસામાથી પત્રના કામ સિવાય બીજા કામને માટે એક પાઇ પણ ખરચાવી નહિ જોઇએ સ્વામી ત્રિગુણાતીત ભકત ગૃહસ્થોને ત્યાથી ભિક્ષા માગી લાવી પોતાના અન્ન-વસ્ત્રાદિનુ ખર્ચ બહારો બહારથી ચલાવી લેતા

### ઉદ્બોધન પત્રનો ઉદ્દેશ.

પત્રની પ્રસ્તાવના સ્વામીએ પોતેજ લખી આપી હતી, અને તેમા તેમણે જણાવ્યુ હતુ કે ગુરૂદેવના ગૃહસ્થ ભકતો તેમજ સન્યાસીઓ આ પત્રમા લેખો લખવાનુ ચાલુ કરશે. અશ્લીલતાવાળી બીભત્સ જાહેરખબરો ઉદ્બોધન પત્રમાં ન છપાય તે માટે સ્વામીજીએ ખાસ સૂચના કરી હતી શ્રીરામકૃષ્ણ મિશનના સર્વ સભ્યોને, ગુરૂદેવ સબધી જો લખવુ હોય તો બનતા સુધી આ પત્રમાજ લખવુ, એમ સ્વામીજીએ જણાવી દીધુ હતુ પત્રનો પહેલો અક બહાર પડયો તે પછી શિષ્ય એક દિવસ મઠમાં હાજર થયો સ્વામીજીને પ્રણામ કરીને બેઠો એટલે તેમની સાથે શિષ્યને ઉદ્બોધન પત્ર સબધે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો –

સ્વામીજી —( પત્રનુ નામ જરા હાસ્ય ખાતર વિકૃત કરી ) " ઉદ્બધન " જોયુ ?

શિષ્ય —જી હા, ઠીક છે

સ્વામીજી —પત્રની ભાષા અને ભાવનાઓમા આપણે નવીજ શૈલી દાખલ કરવાની છે

શિષ્ય —તે કેવી રીતે ?

સ્વામીજી —ગુરૂદેવની ભાવનાઓનો આપણે પ્રચાર કરવો છેજ, પરતુ તે

* અત્યારે-ઈ સ. ૧૯૨૩ મા બગાળમા ૧૩૨૯ ની જાતીય સાલ ચાલે છે

ઉપરાંત ભાષામા પણ નવો પ્રકાશ આણવાનો પ્રયત્ન કરવો પડશે. અત્યારે લેખકો માત્ર ક્રિયાપદોનો વ્યવહાર બહુ કરે છે, તેથી ભાષા બળવાન થઇ શકતી નથી, માટે વિશેષણોની સહાયથી ક્રિયાપદનો વ્યવહાર જેમ બને તેમ ઓછો કરી દેવો જોઇએ તુ પોતેજ એવી રીતના લેખ લખવાની શરૂઆત કર અને પહેલા લેખો બતાવજે એટલે પછી હુ ઉદ્‌બોધનમા છાપવા આપી દઇશ

શિષ્ય —મહાશય, સ્વામી ત્રિગુણાતીત આ પત્રની પાછળ જે જે પરિશ્રમ કરે છે તે બહુ અદ્‌ભુત પ્રકારનો છે

સ્વામીજી —તું અત્યાર સુધી એમ સમજી બેઠો હતો કે ગુરૂદેવના આ સર્વ સન્યાસી સતાનોએ ધૂણી સળગાવી આખો દિવસ તાપવા માટેજ જન્મ ધર્યો છે? તેઓ જ્યારે કાર્યના ક્ષેત્રમા પૂર જોસથી ઘૂમવા લાગશે ત્યારે તેમનો ઉદ્યમ, પરિશ્રમ અને આત્મભોગ જોઇને જગત સ્તબ્ધ થઇ જશે "કામ કેમ કરવુ" એ શિક્ષણ જો તારે મેળવવુ હોય તો એમની પાસે જા એકજ ઉદાહરણ જો કે-મારી આજ્ઞા મળી એટલે તુરતજ ત્રિગુણાતીત પોતાનુ સાધન, ભજન, ધ્યાન, ધારણા એ સર્વે તજી દઇ, કેવળ કરવામાજ તલ્લીન થઇ ગયો છે, એ શુ ઓછો સ્વાર્થત્યાગ છે? મારા પ્રત્યે એને કેટલી ભક્તિ હોવી જોઇએ કે મારો શબ્દ નિકળતાની સાથેજ તેણે ભગીરથ પ્રયત્ન કરવો, શરૂ કરી દીધો? વિજય મેળવ્યા સિવાય કોઇ દિવસ તે નિરાતે બેસી શકશે નહિ એ વાતની મને સપૂર્ણ ખાત્રી છે.

શિષ્ય —કિન્તુ મહાશય, સન્યાસીઓ ગૃહસ્થોને ઘેરેઘેર ભમી પત્રની ખાતર ઉપદેશ કરે એ દેખાવ મારી આખોને બહુ વિચિત્ર લાગે છે

સ્વામીજી —કેમ? ગૃહસ્થોનુ કલ્યાણ કરવુ એજ અમારા પત્રનો ઉદ્દેશ છે દેશમા જ્યારે નવીન ભાવનાઓનો પ્રચાર થશે ત્યારેજ જનસમાજ જાગ્રત થશે **સાધન ભજન કરતાં આ ફલાકાંક્ષારહિત કર્મને તું શું ઓછુ ઉપયોગી સમજે છે?** જીવોના હિતની સાધના એજ અમારો મુદ્રાલેખ છે પત્રની આવકમાથી પૈસો ભેગો કરવાની કોઇને સ્વપ્નમા પણ ઇચ્છા થતી નથી અમે સર્વ ત્યાગી સન્યાસીઓ છીએ, અમારે કાંઇ પુત્ર-પુત્રીઓ નથી કે તેમની ખાતર કાઇક પુજી મૂકી જવી પડે અમને જો આ કાર્યમા વિજય કે લાભ મળશે તો તેની આવક પણ જીવ સેવાના કાર્યમાજ ખરચાશે. ઠેકાણે ઠેકાણે સઘોની સ્થાપના કરવાની છે, સેવાશ્રમો તૈયાર કરવાના છે, તે સિવાય બીજા પણ અનેક હિતકર કાર્યો કરવાના હજી બાકી છે તે સર્વમા પૈસાની પ્રથમ જરૂર છે અમે કાંઇ ગૃહસ્થો નથી કે ધધો-રોજગાર કરીને ધન એકઠુ કરી શકીએ માત્ર પરહિત એજ અમારી સર્વ હિલચાલોનુ સાધ્ય છે, એ વાત કોઇ દિવસ ભૂલીશ નહિ

શિષ્ય —જનસમાજ આપનો એ ઉદ્દેશ કેવીરીતે સમજી શકે?

સ્વામીજી—ન સમજે તો કાંઇ નહિ અમને તો એમાં કોઇ જાતની લાભ-હાનિ છે જ નહિ અમે તો નિંદા કે સ્તુતિની પણ પરવા રાખતા નથી

શિષ્ય—મહાશય, આ પત્ર જે પંદર પંદર દિવસે પ્રકટ થાય છે તેના કરતા આઠ આઠ દિવસે પ્રકટ થાય તો બહુ સારૂં

સ્વામીજી— તે તો ઉંજ. પણ પૈસા ક્યાં? ગુરૂદેવની કૃપાથી જો પૈસાની જોગવાઇ થઈ જશે તોપછી દૈનિક પણ બનાવી દઈશું પૈસા ઉપરજ ઘણો ખરો આધાર છે **મારો તો એવો વિચાર છે કે જો સારી સહાય મળે તો પત્રની એક લાખ કોપીઓ રોજ છપાવી કલકત્તાની પ્રત્યેક ગલીમાં મફત પહોંચી દેવી.**

શિષ્ય—આપનો એ વિચાર બહુ ઉત્તમ છે

સ્વામીજી—મારી એવી ઇચ્છા છે કે પત્ર જો પોતે પોતાનુ ખર્ચ ઉપાડી લે તો પછી તેના સંપાદક તરીકે તારી નિમણુક કરવી. કોઇ પણ વિષયને પગભર કરવા જેટલી તારામા હજી શક્તિ નથી તે ઉપરાંત સર્વત્યાગી સાધુઓ સિવાય તે કામ બીજા કોઇથી બની પણ શકે નહિ કારણુ ગમે તેવાં વિઘ્નો કે કષ્ટો માર્ગમાં આવી પડે તોપણુ સંન્યાસીઓ કોઇ દિવસ એક પગલુ પણ પાછળ હઠવાના નહિ જ્યારે તમારા જેવા ગૃહસ્થોને વિઘ્ન તો દૂર રહ્યું, પણ જરા ટીકા કે નિંદા થતા સાંભળ્યા કે તરતજ આંખે અંધારા આવી જવાના

શિષ્ય—જે દિવસે જ્યારે પ્રેસ ખુલ્લુ કરવામા આવ્યુ ત્યારે ત્રિગુણાતીત સ્વામીએ ગુરૂદેવની છબીની ખૂબ પ્રેમભાવથી ભક્તિ તથા પૂજા કરી કાર્યની સફળતા માટે પ્રાર્થના કરી હતી, તે મેં નજરે જોયુ છે, ત્યારથી તેમની ગુરૂભક્તિ માટે મને બહુ માન સ્ફુર્યું છે

સ્વામીજી—અમારૂં કેંદ્રસ્થાન માત્ર ગુરૂદેવજ છે અમારામાંનો પ્રત્યેક જણ તેમનુ એક કિરણ માત્રજ છે ગુરૂદેવની પૂજા કરી કાર્યની શરૂઆત કરી એ બહુજ ઠીક કર્યું પૂજાની વાત તો મને કોઇએ કરીજ નહિ, તેનુ શુ કારણુ?

શિષ્ય—મહાશય તેઓ આપનાથી જરા ડરતા રહે છે ગઇ કાલેજ મને ત્રિગુણાતીત સ્વામીએ કહ્યું કે—"ઉદ્‌બોધન પત્રનો પ્રથમ અંક બહાર પડયો તે સ્વામીજીને પસંદ પડયો કે નહિ, તે વિષે તુ તેમનો અભિપ્રાય પૂછી લેજે, અને જો તેમને તે અંક પસંદ પડયો હશે તો હુ તેમને મ્હો બતાવી શકીશ."

સ્વામીજી—તુ જઇને તેમને કહેજે કે હુ તેમનો ઉદ્યોગ જોઇને બહુજ પ્રસન્ન થયો છુ મારો આશીર્વાદ છે તેમને તેમના પરિશ્રમનુ ફળ કોઇ કાળે મળ્યા વિના નહિજ રહે તુ પણ તારાથી બને તેટલી મદદ આપજે, કારણુ કે આ કામ કોઇ એક વ્યક્તિનુ નથી ગુરૂદેવની ખાતર આપણે સઘળાએ તન-મનથી

ભોગ આપવો એ આપણી ફરજ છે.

શિષ્ય—એટલી વાત થયા પછી સ્વામીજીએ બ્રહ્માનંદ સ્વામીને પોતાની પાસે બોલાવ્યા અને જરૂર જણાય તો ત્રિગુણાતીત સ્વામીને વધુ પૈસા આપવાની ભલામણ કરી. તેજ દિવસે રાત્રે સ્વામીજીએ ઉદ્બોધન સબંધી વિચારો શિષ્યને બહુ વિસ્તારથી જણાવ્યા હતા તેનો સારાંશ નીચે પ્રમાણે છે —

## ઉદ્બોધનની લેખનશૈલી કેવી રાખવી ?

સ્વામીજી —" ઉદ્બોધન " મા જનસમાજને માત્ર પ્રતિપાદક વિચારો આપવા નિષેધાત્મક ભાવનાઓ મનુષ્યને નિર્બળ બનાવી મૂકે છે જોતો નથી કે માબાપો છોકરાઓને ભણવાની ખાતર રાત્રિ–દિવસ ટોકયા કરે છે, અને " ભણીશ નહિ તો ગધાડા જેવો રહીશ, આ છોકરો તો આવો હરામખોરજ થવાનો " એવા આક્ષેપો કર્યા કરે છે, તેથી છોકરાઓ પણ વખત જતા ઘણુ-કરીને તેવાજ બની જાય છે બાળકોને ઉત્સાહ આપવાથી તથા તેમને પ્રેમપૂર્વક સબોધવાથી વખત જતા તેઓ ભલા અને ઉત્સાહી બને છે બાળકોને માટે આ વાત જેટલે અશે સત્ય છે તેટલેજ અશે આધ્યાત્મિક પ્રદેશમાં જેઓ બાળક સમાન છે તેમને માટે પણ સત્ય છે પ્રતિપાદક ભાવનાઓનો પ્રચાર કરવાથી જનસમાજમાં યથાર્થ મનુષ્યો ઉત્પન્ન થશે અને તેઓ પોતે પોતાના પગઉપર ઉભા રહેવાનો પ્રયત્ન કરશે ભાષા, સાહિત્ય, દર્શન, કવિતા, શિલ્પ વગેરે વિષયો સબધે જેઓ વિચાર કરતા હોય તેમને તેમની ભૂલો બતાવવાને બદલે, ધીમે ધીમે નિર્દોષ ભાવે સાધનો બતાવવાનોજ આપણે પ્રયત્ન કરવો ભૂલ અથવા પ્રમાદ બતાવવાથી મનુષ્યોનુ મન દુખાય છે તે જોયુ નથી કે આપણે જેને તિરસ્કારી કાઢતા તેજ મનુષ્યને આપણા ગુરૂદેવ ખૂબ ઉત્સાહ આપી કેવી સરસ રીતે સુધારી દેતા ? ખરેખર, તેમની શિક્ષણ આપવાની પદ્ધતિ પણ બહુ અદ્ભુત પ્રકારની હતી !

આટલું કહીને સ્વામીજી થોડીવાર સ્થિર બેસી રહ્યા ત્યાર પછી પુન કહેવા લાગ્યા –

## ધર્મપ્રચાર માટે સહનશીલ બનવું જોઇએ.

ધર્મનો પ્રચાર કરવો એ કાંઈ રમત વાત નથી. વાત વાતમા ગુસ્સે થઈ જવાથી કે કોઇનો તિરસ્કાર કરવાથી કોઇ કાળે ધર્મનો પ્રચાર થઇ શકતો નથી શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક એ દરેક વિષય સબધે પ્રતિપાદક શૈલીથી-જ કામ કર્યા કરવુ લોકોની ધૃણા કરવાથી કોઈ દિવસ મહાન ઉદ્દેશ સિદ્ધ થતો નથી. પરસ્પરનો તિરસ્કાર કરવાથીજ આજે આપણી અધોગતિ થઇ છે હવે લોકોને ઉન્નત બનાવવાને માટે પ્રતિપાદક વિચારોનો ઉપયોગ કરવાની અનિવાર્ય આવશ્ય-

કતા છે. સર્વ પહેલા આપણા હિન્દીબન્ધુઓને ઉન્નત કરવા અને ત્યાર પછી જગતને ઉન્નતિનો માર્ગ દર્શાવી દેવો ગુરૂદેવને જે ખાતર અવતાર લેવો પડયો હતો તે કામ આપણે પાર પાડવાનો દરેક પ્રયત્ન કરવો જોઇએ. તેઓ કોઇ દિવસ મનુષ્યના હૃદયને આઘાત પહોચે એવા એક પણ શબ્દનો ઉચ્ચાર કરતા નહિ. તેઓ જેવી રીતે મનુષ્યોને ઉત્સાહ અને અભયદાન આપતા તેવીજ રીતે આપણે પણ તેમને પગલે ચાલવુ જોઇએ. જનસમાજને ઉઠાડવાનો અને જાગૃત કરવાનો એ સિવાય બીજો કોઈ ઉપાયજ નથી, સમજ્યો ને ?

## નિષેધાત્મક ઉપદેશોનુ પરિણામ.

તમારો ઇતિહાસ, સાહિત્ય, પુરાણ વગેરે શાસ્ત્રગ્રથો મનુષ્યોને માત્ર ભયજ દેખાડે છે. શાસ્ત્રો કહે છે કે –" જુઓ, ચેતતા રહેજો, નહિ તો નરકમા જવુ પડશે નરક સિવાય તમારી બીજી ગતિ નથી " વગેરે. આથી કરીને નિર્બળતા અને કાયરતાએ તમારી નસે નસમાં પ્રવેશ કર્યો છે હવે તો વેદ–વેદાન્તની ઉચ્ચભાવનાઓ સાદી ભાષામા મનુષ્યોને સમજાવી દેવી જાઇએ સદાચાર, સદ્-વ્યવહાર તથા વિદ્યા–શિક્ષા આપીને બ્રાહ્મણ તથા ચડાલને એકજ ભૂમિકા ઉપર લાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ " ઉદ્બોધન " પત્રમાં એવીજ ભાવના-વાળા લેખો લખી જનસમાજને જાગૃત કર એટલુ કરી શકીશ તો તારૂ વેદ વેદાન્તનુ શિક્ષણ સાર્થક થયુ છે એમ માનીશ કેમ, બની શકશે કે નહિ ?

શિષ્ય —આપના આશીર્વાદથી શુ ન થાય ? આપની આજ્ઞાને માન આપી બની શકશે તેટલી મહેનત કરીશ

## શરીરબળ પ્રાપ્ત કરો.

સ્વામીજી —એક બીજી પણ વાત કરવાની છે શરીર ખૂબ મજબૂત બનાવવુ અને લોકોને પણ શારીરિક સપત્તિ વધારવાનો ઉપદેશ કરવો હુ પોતે રોજ ડબેલની કસરત કરૂ છુ તે જોતો નથી ? સવારે અને સાંજે ખુલ્લી હવામા ફરવા જવાની ટેવ રાખવી શારીરિક પરિશ્રમ કરવામાં કોઇ રીતે કટાળવુ નહિ દેહ અને મનને એક સરખી રીતે ઉન્નત બનાવવા જોઇએ સઘળી વાતોમા પરાધીન રહે-વાથી આપણુ ગાડુ લાબો વખત ચાલી શકે નહિ, માટે શરીરને એક ઉપયોગી સાધન માની ખૂબ સબળ બનાવવુ તેમા જરાએ પ્રમાદ કરવો નહિ શરીર કેટલુ ઉપયોગી છે તે પણ લોકોને સમજાવી દેવુ, એટલે તેઓ પોતે પણ તેને સુદૃઢ બનાવવાનો પ્રયત્ન કરશે

# प्रसंग २१ मो.

(સ્થાન કલકત્તા ઇ સ ૧૮૯૮)

ત્રણ દિવસ થયા સ્વામીજી બાગબજારમાં બલરામ બસુને ત્યા આવ્યા છે રોજ હજારો માણુસો તેમના દર્શન કરવા આવે છે, તેથી લોકોની ભીડ આખો દિવસ રહ્યા કરે છે સ્વામી યોગાનંદ પણ સ્વામીજીની સાથેજ છે આજે સાજે સ્વામીજી ભગિની નિવેદિતાને સાથે લઇને અલીપુરની પશુશાળા જોવા જવાના હતા શિષ્ય સ્વામીજી પાસે હાજર થયો એટલે સ્વામીજીએ કહ્યુ કે—" તુ અને યોગાનંદ ચાલતા થાઓ, હુ ભગિની નિવેદિતાને સાથે લઇને પાછળ આવુ છુ "

સ્વામી યોગાનંદ તથા શિષ્ય લગભગ બપોરે અઢી વાગતા ટ્રામમાં બેસીને અલીપુર તરફ રવાના થયા તે વખતે ઘોડાની ટ્રામ હતી પશુશાળામા પહોચતા લગભગ ચાર વાગી ગયા પશુશાળામા દાખલ થઇ બગીચાના સુપરિન્ટેન્ડન્ટ બાબુ રામબ્રહ્મ સન્યાલ રાયબહાદુરને સ્વામીજીના આગમનની ખબર આપી રામબ્રહ્મ બાબુ સ્વામીજીના આગમનની વાત સાંભળી બહુ ખુશ થયા અને બગીચાના દરવાજા પાસે સ્વામીજીનો સત્કાર કરવા ઉભા થઈ રહ્યા પ્રાય સાડાચાર વાગતામા સ્વામીજી ભગિની નિવેદિતાને સાથે લઇને ત્યા આવી પહોચ્યા રામબ્રહ્મ બાબુએ તેમને અતઃકરણપૂર્વક આવકાર આપ્યો અને પશુશાળામા પ્રદર્શન જોવા લઇ ગયા દોઢ કલાક સુધી બગીચામાં સર્વ સ્થાને ફરી ફરી સ્વામીજીએ તથા નિવેદિતાએ દરેક વસ્તુનુ બારિક નિરીક્ષણ કર્યુ શિષ્ય તથા યોગાનંદ સ્વામી પણ સ્વામીજીની પાછળ પાછળ ચાલતા હતા

## ડારવીનના સિદ્ધાંત વિષે ચર્ચા

રામબ્રહ્મ બાબુ વનસ્પતિશાસ્ત્રમા બહુ સારા વિદ્વાન હતા બગીચામાના વિવિધ વૃક્ષોને બતાવતા, વનસ્પતિશાસ્ત્રની દ્રષ્ટિએ વૃક્ષાદિના આકારમા વખત જતા કેવી રીતે કેવા ફેરફારો થાય છે તેનુ તેમણે સક્ષિપ્ત વર્ણન કરી સંભળાવ્યુ સ્વામીજી પણ વિવિધ જીવ-જન્તુઓને જોઇને જીવની ઉત્તરોત્તર પરિણુતિ સબધી ડારવીનના મતની પ્રસગોપાત ચર્ચા કરતા હતા શિષ્યને એટલુ યાદ છે કે સ્વામીજી જ્યારે સર્પગૃહમાં દાખલ થયા ત્યારે તેઓએ ચાઠાચાઠાવાળા એક મોટા સર્પને બતાવતાં કહ્યુ કે—" કાચબાની ઉત્પત્તિ આવા સર્પમાથીજ કાળક્રમે થાય છે આ સર્પ બહુ લાંબો વખત એકને એક સ્થાને પડયો રહે તો તેથી ધીમે ધીમે તેનો પીઠનો ભાગ કઠોર થઇ જાય એ બનવા જોગ છે " આટલી વાત થઈ રહી એટલે શિષ્યની મશ્કરી કરવાના આશયથી સ્વામીજીએ કહ્યુ—" તમે લોકો કાચબા ખાઓ છો

ને ? ડાર્વીનના મત પ્રમાણે સાપમાંથી કાળક્રમે કાચબાઓ ઉદ્‌ભવે છે, માટે એક રીતે તમે સર્પનુંજ ભક્ષણ કરો છો !" શિષ્યે ઘૃણાથી માથુ નીચે નમાવ્યુ પણ થોડીવાર રહીને કહ્યુ —

" મહાશય, એક પદાર્થ ધીમે ધીમે ફેરફાર પામતો પામતો જો બીજા પદાર્થના રૂપમાં બદલાઇ જાય તો પછી તેમાં પહેલાના જેવી આકૃતિ કે સ્વભાવ જેવુ કાંઇ રહેતુ નથી. જો આ વાત ખરી હોય તો કાચબાનુ ભક્ષણ એ સર્પનુજ ભક્ષણ છે, એમ કેમ કહેવાય ?"

સ્વામીજી તથા રામબ્રહ્મ બાબુ હસી પડયા ભગિની નિવેદિતાને આ સવાદ સમજાવવામાં આવ્યો એટલે તેઓ પણ હસવા લાગ્યાં. ત્યારબાદ અમે સર્વે સિંહ તથા વાઘના પાજરા પાસે જઇ પહોચ્યા

રામબ્રહ્મ બાબુના હુકમથી વ્યાઘ્રાદિના રક્ષકોએ અમારી નજર આગળ સિંહ વગેરેને પુષ્કળ ખાવાનુ મૂકયુ આથી સિંહની ગર્જનાઓ તથા ભોજન સમયના તેમના આહ્‌લાદની તાડનાઓ સાભળવામા સૌને બહુ આનદ મળ્યો ત્યાર પછી બધા રામબ્રહ્મ બાબુના રહેવાના મકાન ભણી વળ્યા ત્યાં ચ્હા–પાણી તથા નાસ્તાની સગવડ અગાઉથીજ કરી રાખવામા આવી હતી સ્વામીજીએ બહુજ ઓછા પ્રમાણમા ચ્હા લીધી નિવેદિતાએ પણ ચ્હા સાથે બીજુ મિષ્ટાન્ન ખાધુ. શિષ્યને નિવેદિતાવાળા એકજ ટેબલ ઉપર બેસી, નિવેદિતાનો અડકેલો પદાર્થ ખાતા સહેજ સકોચ થયો સ્વામીજી આ દશ્ય જોઈ ગયા, તેથી પુન પુન નિવેદિતાનુ અડકેલુ મિષ્ટાન્ન ખાવાની ભલામણ કરી, અને તે ખવરાવ્યુ ત્યારેજ શાંત થયા. તે ઉપરાત એક પાણીનો પ્યાલો મગાવી તેમાથી સ્વામીજીએ પોતે થોડુ પીધુ અને બાકીનુ મને પી જવાનો હુકમ કર્યો ત્યાર પછી ડારવીનના વિકાસક્રમના સિદ્ધાંત વિષે વાર્તાલાપ શરૂ થયો.

## ડારવીનનો સિદ્ધાંત નિર્ણયાત્મક નથી.

રામબ્રહ્મ બાબુ —ડાર્વીને જે વિકાસક્રમનો સિદ્ધાંત પ્રકટ કર્યો છે, અને તે સબધી જે કારણો તેણે આપ્યા છે તે વિષે આપનો શુ અભિપ્રાય છે ?

સ્વામીજી —ડારવીનની વાત યુક્તિવાળી અને બધબેસતી છે એમા ના નહિ, પરતુ વિકાસક્રમના કારણો સબધે તે છેલ્લામાં છેલ્લો નિર્ણય છે, એમ માનવાને હુ તૈયાર નથી

રામબ્રહ્મ બાબુ —એ વિષયમા આપણા દેશના પ્રાચીન પડિતોએ કાંઇ વિચારો દર્શાવ્યા છે કે નહિ ?

સ્વામીજી —સાંખ્ય દર્શનમાં એ વિષય બહુ સુદર રીતે ચર્ચવામાં આવ્યો છે. ભારતના પ્રાચીન દાર્શનિકોનો સિદ્ધાંત, એજ વિકાસક્રમનો છેલ્લામા છેલ્લો નિર્ણય

છે, એમ મારૂં માનવું છે

### " ઇવોલ્યુશન " સંબંધી સ્વામીજીના વિચારો.

રામબ્રહ્મ બાબુ—બની શકે તો એ સિદ્ધાંત સંક્ષેપમાં સમજાવો તો સાંભળવાની ઇચ્છા છે

સ્વામીજી—નીચ જાતિ ઉચ્ચ જાતિમાં પરિણત થાય (મળી જાય) તે માટે પાશ્ચાત્યમતાનુસાર જીવનસંગ્રામ, યોગ્યતમનો વિજય, કુદરતી ચુંટણી, વગેરે જે કારણો દર્શાવવામાં આવ્યાં છે, તે આપ જાણતા હશો પાતંજલ યોગદર્શનમાં ઉપર કહ્યા તે કારણો પૈકીનું એક પણ કારણ દર્શાવ્યું નથી પતંજલિનો અભિપ્રાય એવો છે કે એક જાતિમાંથી બીજી એક જાતિની પરિણતિ "**प्रकृत्यापूरात्**–પ્રકૃતિના આપુરણ" દ્વારાજ સધાય છે આવરણની સાથે રાત્રિ દિવસ લડાઇ કરવાથીજ તે સધાય એવું કાંઇજ નથી મારા વિચાર પ્રમાણે તો લડાઇ અને પ્રતિસ્પર્ધા પૂર્ણતા પ્રાપ્ત કરવા જતાં માર્ગમાં જીવોને ઘણીવાર મોટા વિઘ્નરૂપ થઇ પડે છે હજારો જીવોનો ધ્વંસ કરવાથી જો એક જીવની ક્રમોન્નતિ થતી હોય (પાશ્ચાત્ય દર્શન એજ વાતનું સમર્થન કરે છે) તો કહેવું પડશે કે એ ક્રમોન્નતિ દ્વારા સંસારના કોઈ ખાસ ઉન્નતિ થાય એવો લેશ પણ સંભવ નથી કદાચિત્ સાંસારિક ઉન્નતિ થઈ શકતી હોય એમ માની લઇએ, તોપણ આધ્યાત્મિક વિકાસને માટે તો તે મહા ભયંકર પ્રતિબંધક છે. જીવ માત્ર એ પૂર્ણ આત્મારૂપ છે, એવો આપણા દાર્શનિકોનો દૃઢ અભિપ્રાય છે આત્માના વિકાસના તારતમ્ય અનુસારેજ પ્રકૃતિનો વિકાસ વિચિત્રરૂપોમાં આપણને પ્રત્યક્ષ થાય છે પ્રકૃતિના વિકાસની આડે રહેલા પ્રતિબન્ધો જ્યારે છેક દૂર થાય છે ત્યારે આત્મા સંપૂર્ણરૂપે પ્રકાશિત થઇ શકે છે પ્રકૃતિનો વિકાસને માટે નીચ જાતિઓમાં ગમે તેમ થતું હોય, તોપણ ઉચ્ચ જાતિઓમાં પ્રતિબન્ધોની સામે નિરંતર યુદ્ધ કરવાની જરૂર છે, અને યુદ્ધ કરવાથીજ તે પ્રતિબન્ધો દૂર થાય છે, એમ માનવાની જરૂર નથી આ વાત તદ્દન બનવાજોગ છે કે જ્યાં શિક્ષા, દીક્ષા, ધ્યાન, ધારણા અને ત્યાગનું બળ હોય ત્યાં પ્રતિબન્ધો પોતાની મેળે દૂર થઇ જાય છે, અને તે દૂર થયા પછી આત્મપ્રકાશ થયા વિના રહેતો નથી ઘણી વખત આમ બન્યું છે અને બને પણ છે મતલબ કે પ્રતિબંધોને આત્મપ્રકાશનું કાર્ય નહિ કહેતા, તેના કારણરૂપે જણાવવા અને પ્રકૃતિના આ વિચિત્ર વિકાશમાં તે સહાયક છે એમ કહેવું તે વ્યાજબી નથી. હજારો પાપીઓના પ્રાણનો સંહાર કરી જગતમાંથી પાપને દૂર કરવાનો પ્રયત્ન કરીએ તો જગતમાં પાપની વૃદ્ધિ થવાનો ભય શું નથી રહેતો ? પરંતુ જો ઉપદેશદ્વારા જીવને પાપથી નિવૃત્ત કરી શકીએ તો જગતમાં પાપ જેવું રહીજ શકે નહિ અત્યારે તાજોજ દાખલો લ્યો કે પાશ્ચાત્ય દેશોમાં પરસ્પર સંગ્રામ અને

પ્રતિસ્પર્ધાઓદ્વારા ઉન્નતિ પ્રાપ્ત કરવાની મનુષ્યોની ભાવનાઓએ કેટલું બધું ભયંકર રૂપ ધારણ કર્યું છે ?

રામબ્રહ્મ બાબુ સ્વામીજીની વાત સાંભળીને ચકિતજ બની ગયા. છેવટે તેમણે કહ્યું કે —" આપના જેવા, પૂર્વ પશ્ચિમના દર્શનોને જાણનારા વિદ્વાનોની આ ભારતવર્ષને અત્યારે ઘણી જરૂર છે આપના જેવા મહાપુરૂષોજ એકદેશીય પંડિતોની ભૂલો બરાબર બતાવી શકે છે આપના વિકાસવાદના ક્રમની તદ્દન નવીજ યુક્તિઓ સાંભળી મને બહુ આનંદ થયો "

જતી વખતે રામબ્રહ્મ બાબુ દરવાજા સુધી અમને વળાવવા આવ્યા અને સ્વામીજીને સત્કારપૂર્વક વિદાયગીરી આપી પ્રસંગ મળે તો ઉક્ત વિષય સંબંધી ચર્ચા કરવા મઠમાં આવવાનો નિશ્ચય પણ રામબ્રહ્મ બાબુએ સ્વામીજી પાસે જાહેર કર્યો, પણ ત્યાર બાદ રામબ્રહ્મ બાબુને સ્વામીજી સાથે કોઇ વખત વાર્ત્તાલાપ થયો હોય એવો પ્રસંગ જાણવામાં નથી; કારણ કે ઉક્ત બનાવ પછી થોડાજ વખતમાં રામબ્રહ્મ બાબુ સ્વર્ગવાસ પામ્યા

સ્વામી યોગાનંદ સાથે શિષ્ય ટ્રામમાં બેસી રાત્રે પ્રાયઃ નવ વાગે બાગબજારમાં આવી પહોંચ્યો. સ્વામીજી ઘણું કરીને પંદર મિનિટ પહેલાંજ આશ્રમમાં આવી પહોંચ્યા હતા અર્ધા કલાક પછી અમે સર્વ જ્યાં બેઠા હતા ત્યાં બેઠકખાનામાં તેઓ પધાર્યા. તે વખતે સ્વામી યોગાનંદ, સ્વ શરચ્ચંદ્ર સરકાર, શશિભૂષણ, ઘોષ ( ડૅાક્ટર ), બિપિનવિહારી ઘોષ (ડૅાક્ટર ) તથા શાન્તિરામ ઘોષ વગેરે પરિચિત બન્ધુઓ તેમજ સ્વામીજીના દર્શનાર્થે આવેલા બીજા પણ પાંચ છ જણ હાજર હતા સ્વામીજીએ રામબ્રહ્મ બાબુ પાસે પશુશાળામાં વિકાસવાદના ક્રમની જે અપૂર્વ વ્યાખ્યા કરી હતી, તે વ્યાખ્યા વિશેષ સ્પષ્ટપણે સાંભળવાને સૌ કોઇ બહુ ઉત્સુક હોવાથી, સ્વામીજી પધાર્યા કે તુરતજ શિષ્યે એ પ્રસંગ કહાડ્યો

શિષ્ય —મહાશય, પશુશાળામાં ક્રમવિકાસ સંબંધે આપે જે કહ્યું તે અમે બરાબર સમજી શક્યા નથી બીજી વખત સમજાવવાની કૃપા કરશો ?

સ્વામીજી —કેમ, શું ન સમજાયું ?

### મનની સાથે સંગ્રામ કરી શકે તેજ મનુષ્ય.

શિષ્ય —આપે પોતેજ અમને ઘણીવાર કહ્યું છે કે બહારની શક્તિઓ સાથે સંગ્રામ કરવાની શક્તિ હોવી એજ જીવનનું ચિહ્ન તથા ઉન્નતિની સીડી છે. આજે તો આપ બરાબર એથી વિરૂદ્ધજ બોલ્યા !

સ્વામીજી —વિરૂદ્ધ નથી તું સમજી શક્યો નહિ એટલે વિરૂદ્ધ લાગે છે. પશુવર્ગમાં આપણે ખરેખરજ જીવનસંગ્રામ, યોગ્યતમનો વિજય વિગેરે નિયમો સ્પષ્ટરીતે જોઇ શકીએ છીએ. એટલા માટે ડારવીનનો મત કેટલેક અંશે સત્ય

હોવાનો આભાસ થાય છે, પરન્તુ મનુષ્યસૃષ્ટિમાં જ્યા જ્ઞાનબુદ્ધિનો વિકાસ હોય છે ત્યા એ નિયમની વિરૂદ્ધજ કામ થાય છે જેઓને આપણે વાસ્તવિક મહાન પુરૂષો અથવા આદર્શ પુરૂષો માનીએ છીએ તેમનામાં બાહ્ય જીવનસગ્રામ બિલકુલ નજરે પડતો નથી મનુષ્ય સિવાયના પ્રાણીઓમા સ્વાભાવિક જ્ઞાનનુ બહુ પ્રાબલ્ય હોય છે, પરતુ મનુષ્ય જેમ જેમ ઉન્નતિ પ્રાપ્ત કરતો જાય છે, તેમ તેમ તેની જ્ઞાનબુદ્ધિ વધારે વિકાસ પામતી જાય છે, એટલા માટે પશુવર્ગની પેઠે બુદ્ધિમાન માનવસમાજ બીજાઓનો ધ્વંસ કરીને ઉન્નતિ પ્રાપ્ત કરી શકે નહિ મનુષ્યોનો સર્વશ્રેષ્ઠ પૂર્ણ વિકાસ એક માત્ર ત્યાગથીજ સિદ્ધ થઇ શકે છે જે મનુષ્ય બીજાની ખાતર જેટલે અશે ત્યાગ અથવા ભોગ આપી શકે, તેટલેજ અશે તે મનુષ્યોમા વિશેષ મહત્તા પ્રાપ્ત કરી શકે આથી બરાબર ઉલટુ પશુઓમા બને છે નીચ જાતિના પ્રાણીઓમા જે પ્રાણી બીજા પ્રાણીઓનો જેટલે અશે ધ્વસનાશ કરી શકે તેટલેજ અશ તે પશુજાતિમા વધારે બળવાન ગણાય છે સારાશ એટલોજ છે કે જીવનસગ્રામવાદ બન્ને રાજ્યોમા-પશુરાજ્ય અને મનુષ્યરાજ્યમા એક સરખોજ ઉપયોગી ગણી શકાય નહિ મનુષ્યોનો સગ્રામ મનની સાથે હોય છે, મનને જે કોઇ જેટલે અશે અકુશમા આણી શકે તેટલે અશે તે મહાન્ પુરૂષ ગણાય, અને મનને સપૂર્ણ વૃત્તિરહિત બનાવી દેવાથી આત્માનો વિકાસ થાય છે, એ વાત અગાઉ ઘણીવાર કહી ગયો છુ મનુષ્ય સિવાયનાં પ્રાણીઓમા સ્થૂલ દેહના સરક્ષણ માટે જે સંગ્રામ ચાલે છે, તેવોજ સગ્રામ મન ઉપર અકુશ સ્થાપવાને અથવા હૃદયની વિશુદ્ધિ પ્રાપ્ત કરવાને માટે માનવજગતમાં સદાકાળ ચાલતો હોય છે એક જીવતા વૃક્ષમા અને તળાવમાં પડેલા વૃક્ષના પ્રતિબિબમાં જેટલો ફેર છે તેટલોજ ફેર મનુષ્યવર્ગમા અને ઇતર પ્રાણીવર્ગમાં ચાલતા સગ્રામ વચ્ચે છે. મતલબ કે બન્નેના પ્રયત્નો તદ્દન વિરૂદ્ધ પ્રકારનાજ છે.

**શરીર મજબૂત ન હોય તો મનની સાથે સંગ્રામ કોણ કરે ?**

શિષ્ય —તો પછી આપ અમને શારીરક ઉન્નતિ પ્રાપ્ત કરવા વખતો વખત શા માટે ભલામણ કરો છો ?

સ્વામીજી —તમે મનુષ્યો છો, એમ કોણ કહે છે ? માત્ર જરા બુદ્ધિ છે એટલુજ. દેહ બળવાન ન હોય તો પછી મનની સાથે સગ્રામ કરવાને તૈયારજ કોણ થાય ? તમે લોકોએ જગતની બીજી પ્રજાઓએ પ્રાપ્ત કરેલો શરીરનો પૂર્ણ વિકાસ શુ પ્રાપ્ત કર્યો છે ? આહાર, નિદ્રા, ભય અને મૈથુન સિવાય તમારી પાસે બીજુ છેજ શુ ? હજી છેક જનાવર જેવા નથી બની ગયા એજ તમારૂ સદ્ભાગ્ય છે ! ગુરૂદેવ કહેતા કેઃ—"જેનામાં આત્મબળ હોય તેજ મનુષ્ય." તમે લોકો તો જન્મ-મરણની સાક્ષી આપવા અને સ્વદેશવાસીઓની

ઈર્ષ્યા કરવા માટેજ જન્મ્યા છો. વિદેશીઓના પણ શુ તમે ઓછા તિરસ્કાર-પાત્ર બન્યા છો? તમે પશુઓ છો એટલાજ માટે તમને સગ્રામ કરવાનુ કહેતો આવ્યો છુ તમારી થીઅરી-બીઅરીને હમણા એક બાજુએ રહેવા દો, અને તમારા રોજના કાર્યો તથા વ્યવહારો કેવી રીતે ચાલે છે, વિષેજ શાતભાવે વિચાર કરી જુવો. એટલે તમે પશુ અને મનુષ્યની અવસ્થાની વચમાજ જીવો છો એમ તમને લાગે છે કે નહિ? માટે સૌ પહેલા શરીરને તૈયાર કરો. શરીર સારૂ હશે તોજ મન ઉપર અંકુશ રહી શકશે **नायमात्मा बलहीनेन लभ्य**.—આત્મ-પ્રાપ્તિ નિર્બળ મનુષ્યોને માટે અશક્ય છે, એ વાક્ય નથી સાભળ્યુ?

**"બળહીન" નો અર્થ.**

શિષ્ય —મહાશય, બળહીનનો અર્થ ભાષ્યકારે તો 'બ્રહ્મચર્યરહિત" એવો કર્યો છે

સ્વામીજી —તેથી શુ થયુ? હુ કહુ છુ કે દુર્બળ શરીરવાળાઓથી આત્માનો સાક્ષાત્કાર થઇ શકે નહિ

શિષ્ય —પરતુ ઘણા સબળ શરીર ધરાવનારાઓ બુદ્ધિમા તો જડ જેવા જોવામા આવે છે તેનુ કેમ?

સ્વામીજી —પણ એવા સબળ મનુષ્યોને જો એક વિચાર એક વખત ઠસાવી દેવામા આવે તો પછી એટલુ તો ચોક્કસ છે કે તે વિચારને તે કાર્યમા પરિણત કર્યા સિવાય કોઇ કાળે ન રહે તમારા જેવા હીનવીર્ય માત્ર સમજીને બેસી રહે છે તેમ સબળ મનુષ્ય ભલે જડબુદ્ધિવાળો હોય તોપણ સમજ્યા પછીથી બેસી તો નજ રહે તે સિવાય નિર્બળ શરીરમા કામ ક્રોધ પણ ઓછો જુલમ વર્તાવતા નથી દુર્બળ અને રોગી મનુષ્યો બહુ જલદીથી ગુસ્સે થઇ જાય છે અને બહુ જલદીથી કામવૃત્તિને વશ થઇ જાય છે તેનુ શુ કારણ? "કમ જોર અને ગુસ્સા બહોત" એમ કહેવાય છે તેનો પણ એ આશય છે કે, જો શરીર બળવાન ન હોય તો મનની સાથે સગ્રામમા ઉતરી શકાય નહિ

શિષ્ય —પણ ઘણીવાર એ નિયમથી વિરૂદ્ધ પ્રકારનુ વર્તન જોવામા આવે છે

સ્વામીજી —તેની કોણ ના કહે છે? મન ઉપર એકવાર કાબુ આવ્યો એટલે પછી દેહ સબળ હોય કે નિર્બળ હોય તેથી કાંઇ વિશેષ ફેર પડતો નથી. સ્થૂલ રીતે જોતા દેહ બરાબર ન હોય તો તે આત્મજ્ઞાનનો અધિકારી બની શકે નહિ. ગુરૂદેવ કહેતા કે—" શરીરમા લેશ પણ દોષ હોય તો જીવની સિદ્ધિ થવી અશક્ય છે "

વાત કરતા કરતા સ્વામીજી એટલા બધા જુસ્સામા આવી ગયા કે હવે તેમની પાસે બીજો પ્રશ્ન મૂકવાનું સાહસ કરવુ એ શિષ્યને વ્યાજબી લાગ્યુ નહિ.

શિષ્ય તેમના સિદ્ધાંતો સાંભળી સ્થિરતાથી બેસી રહ્યો થોડી વાર પછી સ્વામીજીએ પોતેજ આનંદની ખાતર, હાજર રહેલા સઘળા ગૃહસ્થોની ખાતર સંબોધીને કહ્યું કે –" પણ બીજી એક વાત સાંભળી ? આજે તમારો ભટ્ટાચાર્ય બ્રાહ્મણ નિવેદિતાનું એઠું ભોજન ખાઇ આવ્યો ! (શિષ્યની તરફ જોઇને) તેનું અડકેલું મિષ્ટાન્ન ખાઇ ગયો એ તો ઠીક, કારણ કે મિષ્ટાન્નમાં અભડાવા જેવું કાંઇ ન હોય, પણ તેનું અડકેલું પાણી તારાથી કેમ પીવાય ?"

શિષ્ય —આપની આજ્ઞાનેજ હું તો અનુસર્યો છું ગુરૂનો હુકમ થાય તો હું સર્વ કાંઇ કરી શકું છું અલબત, પાણી પીવામાં હું જરા નારાજ હતો, પણ આપે થોડું પીધું એટલે મેં પણ પ્રસાદરૂપે પી લીધું

સ્વામીજી —આજથી તને તારી જાતિમાંથી રદ બાતલ ગણવામાં આવશે હવે તને ભટ્ટાચાર્ય બ્રાહ્મણ નહિ માનીએ.

શિષ્ય —' ન માનો તો કાંઇ નહિ. આપની આજ્ઞા થાય તો હું ચંડાલને ત્યાં પણ ભોજન કરવાને તૈયાર છું " સ્વામીજી તથા અન્ય સર્વ લોકો શિષ્યની આ વાત સાંભળી હસી પડયા

વાત વાતમાં રાત્રિના સાડાબાર વાગી ગયા. શિષ્ય રાત્રે પોતાને ઉતારે આવ્યો તો તે સમયે ઉતારાના બારણાં બંધ થઇ ગયા હતાં ઘણા સાદ કર્યાં પણ કોઇ જાગ્યું નહિ, જેથી દરવાજાની બહારની ઓસરીમાં સૂઇને આખી રાત્રિ પસાર કરી.

કાળચક્રના કઠોર પરિવર્તનથી સ્વામીજી પોતે, સ્વામી યોગાનંદ કે બહેન નિવેદિતા આજે માનવશરીરે આ સંસારમાં નથી ! માત્ર તેમના જીવનની પવિત્ર સ્મૃતિઓ રહી ગઈ છે ! શિષ્ય આજે તે મધુર સ્મરણોનો સહેજસાજ ઉલ્લેખ કરી પોતાને ભાગ્યશાળી સમજે છે

# प्रसंग २२ मो.

(સ્થાન–બેલુડ, ભાડાવાળુ મકાન ઈ સ ૧૮૯૮)

## બેલુડમઠને અદ્વિતીય ધર્મક્ષેત્ર બનાવવાની ભાવના.

આજે પ્રાય બે વાગે બપોરે શિષ્ય પગે ચાલીને મઠમાં આવ્યો છે નવા મઠને માટે જગ્યા ખરીદ કરવામાં આવી હતી, તે નીલાંબર બાબુના બગીચાથી થોડે દૂર હતી સ્વામીજી વગેરે ચાર વાગતા સાંજે તે તરફ ફરવા ગયા. અત્યારે જે સ્થાન બેલુડમઠના નામથી પ્રસિદ્ધ છે તે સ્થાન તે વખતે જંગલ જેવું હતું.

ઉત્તર તરફ એક નાની ઓરડી હતી તેના ઉપર સમારકામ કરાવી તથા બીજો કેટલોક ફેરફાર કરાવી વર્તમાન મઠ તૈયાર કરવામાં આવ્યો છે મઠ માટેની જગ્યા જેણે ખરીદ કરી હતી તે ગૃહસ્થ પણ સ્વામીજી સાથે થોડે દૂર સુધી આવી પાછા ફર્યા. શિષ્યની સાથે મઠવાળી જગ્યા ઉપર ફરતાં ફરતા સ્વામીજીએ ભાવી મઠના ઉદ્દેશો તથા નિયમો વિષે પોતાના વિચારો જણાવ્યા

પૂર્વ તરફના વરડામાં પહોંચ્યા ત્યારે સ્વામીજીએ કહ્યુ કે–"સાધુઓને રહેવાને માટે આજ સ્થાન ઉપયુક્ત છે મારો અભિપ્રાય એવો છે કે આખી દુનિયામાં આ મઠને સાધન–ભજન તથા જ્ઞાનચર્ચાનુ એક મુખ્ય કેન્દ્રસ્થાન બનાવવુ આ સ્થળેથી શક્તિનો જે પ્રવાહ છૂટે તે પ્રવાહ સમસ્ત જગતમાં પ્રસરી જવો જોઇએ મનુષ્યોની વર્તમાન જીવનસ્થિતિમાં પરિવર્તન કરી દેવુ એજ આ મઠનો મુદ્રાલેખ થશે. જ્ઞાન, ભક્તિ, યોગ અને કર્મની એકતાવાળા જનહિતકર ઉચ્ચ આદર્શો આ સ્થળેથીજ ઉદ્દભવે એવી યોજના થશે એક વખત ભવિષ્યમા એવો પણ આવશે કે જ્યારે આ મઠવાસી પુરૂષોના ઇસારા માત્રથી દિગ્દિગતમા પ્રાણનો સચાર થવા લાગશે યથાર્થ ધર્માભિમાનીઓ પ્રેમથી પરસ્પર ભેટે તે માટે આ સ્થળજ વખત જતા અનુકૂળ થઈ પડશે. આ પ્રમાણે કોણ જાણે મને કેટલીએ કલ્પનાઓ થયા કરે છે"

## બ્રહ્મચારીઓને કેવુ શિક્ષણ આપવું?

"મઠની દક્ષિણ દિશામા જે જમીન તુ જુએ છે ત્યા વિદ્યાનુ કેન્દ્રસ્થાન સ્થાપાશે. વ્યાકરણ, દર્શન, વિજ્ઞાન, કાવ્ય, અલકાર, સ્મૃતિ, ભક્તિશાસ્ત્ર અને રાજકીય ભાષાનુ શિક્ષણ પણ એજ સ્થાને આપવામાં આવશે પ્રાચીન ગુરૂકુળના ધોરણે એ વિદ્યામદિરનુ કામકાજ ચલાવવામા આવશે બાલ બ્રહ્મચારીઓ ત્યા રહીને શાસ્ત્રોનો અભ્યાસ કરશે બ્રહ્મચારીઓને ખાવા પીવાની અને રહેવાની દરેક અનુકૂળતા આ મઠ તરફથી કરી આપવામા આવશે. પાંચ વર્ષની શિક્ષાપ્રાપ્તિ પછી જે બ્રહ્મચારીઓને લગ્ન કરવાં હશે તેઓ લગ્ન કરી સસારી બનશે, અને સન્યાસ ગ્રહણ કરવાની જેમની ઇચ્છા હશે તેમને મઠના મહાપુરૂષની સમતિ મળશે તો સન્યાસ પણ આપવામા આવશે બ્રહ્મચારીઓમાં જો કોઇ ઉચ્છૃખલ તથા દૂષિત ચારિત્ર્યવાળો જણાશે તો મઠના અધિકારી તેને બહાર કાઢી મૂકશે અહી જાતિનો કે વર્ણનો કોઇ પ્રકારે ભેદભાવ રાખવામા આવશે નહિ, તે સબધે જેમને કાંઇ વાંધો હશે તેમને મૂળથીજ દાખલ કરવામાં નહિ આવે. છતા પોતાની જાતિ તથા વર્ણાશ્રમના નિયમો વગેરે પાળીને અધ્યયન કરવાની જેમની ઇચ્છા હશે તેમને ખાનપાનનો બદોબસ્ત પોતાના તરફથી જૂદો કરી લેવો પડશે. બાકી અધ્યયનમાં તો કોઇ જાતનો ભિન્નભાવ રાખવામા આવશે નહિ. બ્રહ્મચારીઓના ચરિત્ર

સબંધે મહાધિકારી બહુ બારિક તપાસ રાખશે એવો પણ એક નિયમ બનાવવો કે જેઓ અહીંયા શિક્ષિત થયા નહિ હોય તેમને સન્યાસના અધિકારી લેખવામાં આવશે નહિ. આ પ્રમાણે જ્યારે મઠના કાર્યનો આરંભ થશે ત્યારે કેવો આનંદ મળશે ? કહે જોઇએ !!"

શિષ્ય —પ્રાચીનકાળમા ગુરૂગૃહે જેવા બ્રહ્મચર્યાશ્રમો હતા તેવાજ બ્રહ્મચર્યાશ્રમો ફરીથી સ્થાપવાનો આપનો ઉદ્દેશ હોય તેમ જણાય છે

સ્વામીજી —હાજ નો વર્તમાનકાળે જે પદ્ધતિએ શિક્ષણ અપાય છે તે પદ્ધતિથી બ્રહ્મવિદ્યાનો વિકાસ થાય એવો લેશ પણ સભવ નથી પ્રથમના જેવાજ બ્રહ્મચર્યાશ્રમોની પુન સ્થાપના થવી જોઇએ. છતા અત્યારે તેના પાયાની સ્થાપના ઉદારભાવ ઉપર થવી જોઇએ, અર્થાત્ પૂર્વની આશ્રમપદ્ધતિમાં પણ કાળોપયોગી કેટલાક સુધારા વધારા દાખલ કરવા જોઇએ અસ્તુ, તે બધુ વખત જતાં બના રહેશે

**બ્રહ્મચારીઓ દીન અને દુઃખીઓની સેવા કરશે.**

પુન સ્વામીજી બોલવા લાગ્યા —"મઠની દક્ષિણ બાજુની જમીન વહેલે મોડે આપણે ખરીદવી પડશે, કારણ કે ત્યા એક અન્નક્ષેત્ર સ્થાપવાની કદાચ જરૂર પડશે તેજ સ્થળે દીન-દુખીઓને ઇશ્વિરરૂપે માની સેવા સુશ્રુષા કરવાનો પણ બદોબસ્ત કરવામા આવશે એ અન્નક્ષેત્રની પ્રતિષ્ઠા શ્રીરામકૃષ્ણપરમહસના સ્મરણ તરીકે થાય તો ઠીક, એમ મને લાગે છે પૈસા વહેલા એકત્ર થઇ જાય તો અન્નક્ષેત્રની સ્થાપના તો સૌ પહેલા કરી દેવી, અને બે-ત્રણ માણસો રાખી કાર્યારભ પણ કરી દેવો ઉત્સાહી બ્રહ્મચારીઓને આ અન્નક્ષેત્રની વ્યવસ્થા કરવાનુ શિક્ષણ મળે તેવી પણ યોજના કરવી ગમે ત્યાથી ભિક્ષા માગીને આ અન્નક્ષેત્રનો નિભાવ તો કરવોજ બ્રહ્મચારીઓ દેશ-પરદેશમા ફરી અન્નક્ષેત્રને ચિરસ્થાયી બનાવે તે માટે તેમને કાર્યની દિશા બતાવી દેવી જોઇએ આ પ્રમાણે પાચ વર્ષ સુધી એક બ્રહ્મચારી સેવાભાવનુ શિક્ષણ લે, ત્યારપછી વિદ્યામદિરની શાખામા પ્રવેશ કરવાનો અધિકાર તે પ્રાપ્ત કરી શકે, એવો નિયમ બનાવવામા આવશે સેવાભાવના પાચ વર્ષ અને વિદ્યાપ્રાપ્તિના પાચ વર્ષ એવી રીતે જ્યારે દશ વર્ષનો અભ્યાસ પૂરો થશે ત્યારે મઠાધિકારીદ્વારા દીક્ષિત થઇ એક વિદ્યાર્થી સન્યાસ આશ્રમમાં પ્રવેશ કરી શકશે અલબત, તે દીક્ષા લેનાર અધિકારી ઉચ્ચ સદ્ગુણવાળો અને મઠાધિકારીની આજ્ઞામા રહેનારો હોવોજ જોઇએ દશ વર્ષ સુધી જેણે સેવાભાવનુ તથા વિદ્યાશાળાનુ શિક્ષણ ન લીધુ હોય છતા સન્યાસને માટે યોગ્ય હોય, તો મઠાધિકારીની આજ્ઞાનુસાર તેને દીક્ષા આપવામા કોઇ જાતનો વાંધો લેવાશે નહિ. માત્ર સાધારણ બ્રહ્મચારીઓને માટે ઉપલા નિયમનો અમલ કરવોજ જોઇએ મારા મગજમા આવા આવા વિચારો કેમ આવ્યા કરતા હશે ?"

શિષ્ય —મહાશય, એ પ્રકારે એકજ મઠમાં ત્રણ શાખાઓ સ્થાપન કરવાની શી જરૂર છે?

સ્વામીજી —એટલુ પણ ન સમજ્યો? સૌ પહેલુ અન્નદાન, ત્યારપછી વિદ્યાદાન અને છેવટે જ્ઞાનદાન, આ ત્રણે ભાવોની એકત્રતા આ મઠમા થાય તેમ આપણે કરવુ પડશે અન્નદાન માટે બ્રહ્મચારીઓ પાસે પ્રયત્નો કરાવીશુ એટલે બ્રહ્મચારીઓ પરાર્થે કર્મ કરવાની તત્પરતાવાળા બનશે, એટલુંજ નહિ પણ પ્રત્યેક મનુષ્ય એ સાક્ષાત્ પરમાત્મા છે, એમ સમજીને વિદ્યાર્થીઓ તેમની સેવા કરવા લાગશે આમ પરસેવાની ભાવના દૃઢ થશે એટલે ધીમે ધીમે તેમનુ ચિત્ત નિર્મળ બનશે અને તેમાંથી હૃદયની વિશુદ્ધિ પણ સ્વાભાવિક રીતેજ સ્ફુરવા પામશે છેવટે બ્રહ્મચારીઓ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી સન્યાસ આશ્રમમા પ્રવેશ કરવાનો પણ અધિકાર મેળવી શકશે

શિષ્ય —જ્ઞાનદાનજ જો શ્રેષ્ઠ હોય તો પછી અન્નદાન અને વિદ્યાદાન માટે શાળાઓ સ્થાપવાનુ શુ પ્રયોજન છે?

## અન્નદાનની ઉપયોગિતા.

સ્વામીજી —હજીસુધી મારો આશય તુ સમજી શક્યો નહિ સાભળ, અત્યારે જ્યારે અન્નને માટે લોકોમા હાહાકાર વર્તવા લાગ્યો છે તે વખતે જો તું દીન-દુખીઓની સેવા કરવા, ભીખ માગીને પણ તેમને બે મુઠી અન્ન ખવડાવી શકીશ તો તેથી જીવ, જગત અને તારૂં પોતાનુ કલ્યાણ તો થશેજ, તેની સાથે તારૂ સત્કાર્ય જોઇ બીજા અનેક મનુષ્યો તારા પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા થશે, અને તારા ઉપર વિશ્વાસ મૂકી કામ-કાચનમાં મુઝાઇ પડેલા સસારી જીવો પણ તને મદદ આપવા બહાર પડશે તુ વિદ્યાદાન અને જ્ઞાનદાનથી જેટલા લોકોનુ આકર્ષણ કરી શકીશ, તેનાથી એક હજારગણુ વધારે આકર્ષણ માત્ર અન્નદાનથી કરી શકીશ, એ વાત ખાત્રીપૂર્વક માનજે છુટે હાથે દીન-દુખીઓને અન્નદાન આપવાથી અને તેઓની સેવા કરવાથી તુ જેટલી જાહેર દિલસોજી મેળવી શકીશ, તેટલી બીજા કોઇ કાર્યમાં મેળવી શકીશ નહિ **શુભ કાર્યમાં મનુષ્યો તો શું પણ સ્વયં પ્રભુ પણ સહાયક બને છે.** આ પ્રમાણે એક વખત લોકો આકર્ષાયા એટલે પછી બહુજ સહેલાઇથી તું વિદ્યાદાન અને જ્ઞાનદાન માટે યોગ્ય તૈયારીઓ કરી શકીશ અન્નદાનને હુ અગ્રસ્થાન આપુ છુ તેનુ કારણ હવે સમજાયુ ને?

શિષ્ય —મહાશય, અન્નક્ષેત્રની સ્થાપના કરવા જઇએ તો પ્રથમ સ્થાનની જરૂર પડે, ત્યારપછી તેને માટે મકાન તૈયાર કરવુ જોઇએ, એટલુજ નહિ પણ કાર્યની શરૂઆત કરતા પૈસાની પણ પૂરતી સગવડ જોઇએ. આ સર્વ તૈયારીઓ કેવી રીતે કરવી?

સ્વામીજી.—મઠની દક્ષિણ દિશામાં એક નાની ઝુપડી તેને તૈયાર કરાવી આપુ છુ તું કાલથી એક બે આંધળા, અપંગ અને ભૂખે મરતા મનુષ્યોને શોધી લાવી ત્યાં તેમની સેવા કરવા લાગી જા તું પોતે ભિક્ષા માગી લાવી, હાથે રાંધીને તેમને ખવાડજે આ પ્રમાણે થોડા દિવસ સુધી તું દીનોની સેવા કરતો રહીશ તો તું જોઇશ કે હજારો લોકો તને સહાય આપવા બહાર આવ્યા વિના રહેશે નહિ. જે પૈસાને માટે તુ આટલી હાય–વૉય કરે છે તે પૈસો પણ પુષ્કળ પ્રમાણમાં મળી રહેશે. "नहि कल्याणकृत् कश्चित् दुर्गातिं तात गच्छति ॥" એ વાક્ય નથી સાંભળ્યુ ?

શિષ્ય—તે ખરૂ, પણ આપ કહો છો તે પ્રમાણે જો નિરંતર કર્મજ કર્યાં કરૂ તો વખત જતા મહાન કર્મબંધન થાય તેનુ કેમ ?

### પરાર્થે કર્મો કરવાં એજ કર્મબંધન ટાળવાનો ઉપાય છે.

સ્વામીજી—કર્મના ફળ તરફ તારી દૃષ્ટિ ન હોય અને સર્વ પ્રકારની કામનાઓ તથા વાસનાઓની પાર પહોંચી જવાની પ્રબળ ઇચ્છા હોય, તો મે ઉપર કહ્યા તે સત્કાર્યો તારા કર્મબંધનોને તોડવામાંજ સહાયક થશે. સત્કાર્યો કરવાથી કર્મબંધન થશે, એમ બોલવુ તારે માટે યોગ્ય ન કહેવાય પરાર્થે કર્મો કરવા એજ કર્મ-મોચનનો માત્ર એક ઉપાય છે—नान्यः पन्था विद्यतेयनाय। એ સિવાય બીજો કોઇ માર્ગજ નથી

### સેવાશ્રમોની વ્યવસ્થા કેવી રીતે થવી જોઇએ ?

શિષ્ય.—અન્નક્ષેત્ર અને સેવાશ્રમ સબંધે આપના મનોભાવો આપના મુખથીજ સાભળવાની બહુ ઇચ્છા રહ્યા કરે છે

સ્વામીજી—ગરીબ દુખીઓને માટે સ્વચ્છ હવા અને પ્રકાશવાળા નાના નાના ઓરડાઓ તૈયાર કરાવવા અને એક એક ઓરડામા બે ત્રણ જણ સુખ–સગવડથી રહી શકે તે માટે ઉત્તમ બીછાનાની તથા સ્વચ્છ વસ્ત્રોની સગવડ પણ સાથેજ કરવી. દર્દીઓની ખાતર એક ડૉક્ટરની પણ નીમણુક કરવી, અને એક અઠવાડીયામાં બે–ત્રણ વાર આવી સર્વની સાર–સભાળ લઇ જાય એવો બદોબસ્ત કરવો અન્નક્ષેત્રની અદરજ સેવાશ્રમનો વિભાગ રાખવો અને તેમા રોગીઓની શુશ્રૂષા કરવી. એમ કરતાં કરતાં જ્યારે પૈસાની વૃદ્ધિ થાય ત્યારે એક મોટુ રસોડુ ખુલ્લુ મૂકવુ. આ અન્નક્ષેત્રમાંથી "दीयतां नीयतां भूज्यताम्" નો ગભીર ધ્વનિ એટલા જુસ્સાથી બહાર નીકળશે કે સમસ્ત જગતના કાન સુધી તે નાદ પહોચ્યા વિના રહેશે નહિ. આશ્રમમાં ભાતનો જથો એટલા બધા મોટા પ્રમાણુમા રધાશે કે ભાતના અવશિષ્ટ પાણી માત્રથી ગગાનુ પાણી શ્વેત બની જશે. આવી રીતનુ અન્નક્ષેત્ર હુ જ્યારે જોઇશ ત્યારેજ મારો આત્મા શાંત થશે.

શિષ્ય —આપની ઇચ્છા વખત જતા સફળ થયા વિના રહેશે નહિ

શિષ્યની વાત સાભળી સ્વામીજી ગગા તરફ એકીટસે જોઈ રહ્યા ત્યારપછી પ્રસન્નવદને સ્નેહમય શબ્દોમા શિષ્યને કહ્યુ કે—"તમારી અદર ભરનિદ્રામા સૂતો પડેલો આત્મસિહ ક્યારે જાગૃત થશે તે હુ સમજી શકતો નથી જો તારા જેવા એકજ મનુષ્યની અદર શક્તિમાતા સહેજસાજ શક્તિ ઉત્તેજિત કરી દે, તો દુનિયામા આવાં એક નહિ પણ અસખ્ય અન્નક્ષેત્રો હુ સ્થાપી શકુ જ્ઞાન, શક્તિ અને ભક્તિ તે સર્વ વસ્તુઓ પ્રત્યેક જીવમા સપૂર્ણરૂપે રહેલી છે એ વાત તમે ક્યારે સમજવા લાગશો? અમુક મનુષ્યને મહાન અને અમુક મનુષ્યને નીચ માનવામા આવે છે તેનુ કારણ એટલુજ હોય છે કે, મહાન પુરૂષમા આત્મા વધારે વિકાસ પામ્યો હોય છે, જ્યારે નીચ મનુષ્યમા આત્મા આવરણોથી ઢકાએલો હોય છે જીવોના આતરભાગમા એક એવો પડદો છે કે જે પડદાને લીધે મનુષ્યની આત્મશક્તિઓ બહાર પ્રકટી શકતી નથી આ પડદો જેવો દૂર થયો કે તુરતજ મનુષ્ય જે કાઈ ધારે છે તે કરી શકે છે

સ્વામીજીની વાત સાંભળી શિષ્ય વિચાર કરવા લાગ્યો કે—"મારા મનનો પડદો ક્યારે દૂર થશે અને ઇશ્વરના દર્શન કરવા હુ ક્યારે ભાગ્યશાળી થઇશ?"

## મઠને મતભેદોનું નિર્ણાયક ક્ષેત્ર બનાવવાની ભાવના.

સ્વામીજી પુન બોલવા લાગ્યા —"ઇશ્વરની ઇચ્છા હશે તો આ મઠને એક મહાન્ સમન્વય અર્થાત્ મતભેદનુ નિર્ણાયક ક્ષેત્ર બનાવી મૂકીશુ આપણા ગુરૂદેવ સર્વભાવે સમન્વયની મૂર્તિરૂપ હતા તેમની પાસે કોઇપણ પ્રકારના મતભેદનુ નિરાકરણ થયા વિના રહેતુ નહિ આવી સમન્વયની ભાવનાઓનો આપણે જગતમા પ્રચાર કરી શકીએ તોજ ગુરૂદેવની યથાર્થ પ્રતિષ્ઠા થઇ ગણાય ચડાળથી લઇ બ્રાહ્મણ સુધીના સર્વ ધર્મવાળાઓ, સર્વ મતવાળાઓ અને સર્વ પથવાળાઓ અહીયા આવીને પોતપોતાને યોગ્ય ઉચ્ચ આદર્શ જોઈ શકે તેવો પ્રયત્ન કરવાની જરૂર છે તે દિવસે જ્યારે મઠની ભૂમિઉપર ગુરૂદેવની મૂર્તિની પ્રતિષ્ઠા કરી, તે સમયેજ મને લાગ્યુ કે જાણે આ ક્ષેત્રમાથી વિશુદ્ધ ભાવનાઓનો એક એવો મોટો પ્રવાહ બહાર વહી રહ્યો છે કે, સમસ્ત જગત આશ્ચર્યમુગ્ધ બનીને તેને જોઇ રહ્યુ છે હુ મારી શક્તિ પ્રમાણે કરૂ છુ અને કરીશ, પરન્તુ તુ પણ તારા ગુરૂદેવની ઉદાર ભાવનાઓ લોકોને સમજાવી દે કેવળ વેદાત જાણી જવાથી કોઈનુ શુ કલ્યાણ થવાનુ હતુ? નિત્યના કર્મમય જીવનમા જ્યારે શુદ્ધ અદ્વૈતવાદની સભ્યતા સિદ્ધ કરી શકીએ, ત્યારેજ આપણો શાસ્ત્રપાઠ સફળ થયો લેખાય. શકરાચાર્યે જે અદ્વૈતવાદને જગલોમા અને પહાડોમા ઉછેર્યો છે, તેને ત્યાંથી ભર સસારમાં લાવી સમાજના સર્વ ભાગોમા વહેચી દેવો, એટલાજ ખાતર મારો

આ જન્મ છે ઘરે ઘરે, મઠે મઠે, પર્વતે પર્વતે અને જંગલે જંગલે આ અદ્વૈતવાદના દુન્દુભિનો વિજયઘોષ કરી લોકોને જાગૃત કરીશ તમે લોકો અમને સહાયક થાઓ, એજ મારી ઇચ્છા છે”

**આત્માના અનુભવમાં નિરંતર તલ્લીન રહેવું તે પણ એક સ્વાર્થજ છે.**

શિષ્ય.—મહાશય, ધ્યાનની સહાયતાથી એકવાર અનુભૂતિ કરી તેના આનંદમા તલ્લીન રહ્યા કરવુ એ દશા મને બહુ ગમે છે, આડાઅવળા કામોમા મને કાઇ રસ પડતો નથી

સ્વામીજી —અનુભૂતિમા નિરંતર બેસી રહેવુ એ તો એક પ્રકારની જડતા જેવુ છે ઘણા મનુષ્યો નિશો કરી અચેતન જેવા બની જાય છે, તેના જેવીજ દશા શુ તુ પણ ઇચ્છે છે? અદ્વૈતવાદની પ્રેરણાથી કવચિત્ કવચિત્ તાડવનૃત્ય કરતા પણ શિખો. સારી વસ્તુ મળી એટલે એકલા ખૂણામા જઇ તે ખાઇ લેવી એમા શુ આનંદ છે? **આપણી સારી વસ્તુથી બીજા દશ માણસોને આનંદ મળી શકે તોજ આપણને વસ્તુ પ્રાપ્ત થઇ તે સાર્થક ગણાય.** ધાર કે કદાચ તને આત્માનો અનુભવ થયો અને તુ મુક્ત થઇ ગયો, તોપણ તેથી જગતને શુ લાભ થયો? ત્રણે જગતના લોકોને મુક્ત કર્યા પછી સર્વને સાથે લઇ મુક્ત થઇએ ત્યારેજ આપણે આપણુ કર્તવ્ય બજાવ્યુ કહેવાય માયાના રાજ્યમા અગ્નિ મૂકી દેશો તો નિત્યસત્ય આપોઆપજ પ્રકાશવા લાગશે. એ નિત્યસત્યના પ્રકાશથી જે આનંદ મળે છે તે અનિર્વચનીય અને અનુપમ છે જીવ-જગતમા સર્વત્ર તારી પોતાનીજ સત્તા જોઈ તુ ચકિત બની જઇશ સ્થાવર જંગમ વગેરે જેટલી વસ્તુઓ છે તે સર્વ તારી પોતાની સત્તાથીજ છે, એમ તને લાગ્યા વિના રહેશે નહિ આવી રીતે જ્યારે તને સર્વત્ર તારી પોતાનીજ સત્તા જણાશે ત્યારે તું તેમને સંપૂર્ણ પ્રેમથી ભેટયા વિના કેમ રહી શકીશ? આ અવસ્થાનેજ કર્મની અંદર વેદાન્તનો અનુભવ કહે છે સમજ્યો ને? તે બ્રહ્મ વસ્તુત એક હોવા છતાં વ્યાવહારિકભાવે બહુરૂપે આપણને દૃષ્ટિગોચર થાય છે નામ અને રૂપ એજ વ્યવહારમા મૂળભૂત છે દાખલા તરીકે એક ઘડો છે, તેમાથી તેનુ નામ અને રૂપ બાદ કરી નાખ, અને પછી તને શુ જણાય છે તે કહે માત્ર માટી અથવા ઘટની યથાર્થ સત્તા તેજ પ્રમાણે ભ્રમવશ ઘટ, પટ, મઠ વગેરે દેખાય છે તેમજ અનુભવાય છે જ્ઞાનનુ પ્રતિબન્ધક જે અજ્ઞાન છે, અને વળી જેની લેશ પણ યથાર્થ સત્તા છેજ નહિ, તેને આશ્રયેજ આપણો સઘળો વ્યવહાર ચાલે છે કેટલુ બધુ આશ્ચર્ય છે? માતા, પુત્ર, દેહ, મન વગેરે જે કાઇ છે તે માત્ર નામ-રૂપની સહાયથીજ અજ્ઞાનની સૃષ્ટિમા આપણે જોઇએ છીએ. બાકી અજ્ઞાનનું આવરણ જેવુ દૂર થયુ કે તુરતજ બ્રહ્મ-સત્તાની જ્યોતિ પૂર્ણ

પ્રકાશથી ઝળહળવા લાગશે.

### અજ્ઞાનનો પ્રભાવ.

શિષ્ય—એ અજ્ઞાન ક્યાંથી આવ્યુ ?

સ્વામીજી—ક્યાથી આવ્યુ તે વાત પાછળથી કહીશ તું આ દોરીને સાપ માની એકદમ દોડવા લાગે તો શુ દોરી પણ સાપ બની જાય ખરી ? નહિજ. તારી અજ્ઞાનતાએજ તને બીવરાવી ત્યાથી નસાડયો, એમ માનવુ યોગ્ય નથી શુ ?

શિષ્ય—અમુક પ્રકારની અજ્ઞતામાંથીજ મારૂં એ વર્તન ઉદ્ભવ્યુ હતુ એમ કહુ તો ?

સ્વામીજી—વિચાર કરી જો કે જ્યારે તુ દોરીને દોરીરૂપે ઓળખીશ ત્યારે શુ તને તારી પ્રથમની અજ્ઞાનતાને માટે હસવુ નહિ આવે ? તે વખતે તને નામ–રૂપ મિથ્યા જણાયા વિના રહેશે કે નહિ ?

શિષ્ય—તે બનવા જોગ છે

સ્વામીજી—બસ, નામ–રૂપ મિથ્યારૂપે પ્રતીત થયા એટલે બ્રહ્મસત્તાજ એક માત્ર સત્ય છે, એવી અનુભૂતિ થયા વિના નહિ રહે બ્રહ્મના સ્વરૂપનું લેશ માત્ર પરિવર્તન આટલી અનત વિચિત્રતાઓમા પણ થયુ નથી અજ્ઞાનનો અધકાર તારા પોતાનામા છે એટલેજ આ મારૂ, આ પારકુ, આ મારો પુત્ર, આ મારી પત્ની, એવા મિથ્યામોહમા મુઝાઇ રહ્યો છે, પણ જ્યારે ગુરૂના ઉપદેશથી અને તારા આત્માના વિશ્વાસથી આ નામ–રૂપાત્મક જગતને દેખતો બધ પડીશ અને તેને બદલે તેની મૂલસત્તાનોજ અનુભવ કરવા લાગીશ, ત્યારે બ્રહ્માંડના સકળ પદાર્થોમાં તને આત્માનુભૂતિ થયા વિના રહેશે નહિ **भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।"** એ અવસ્થા તેજ વખતે પ્રાપ્ત થશે.

### વસ્તુત: અજ્ઞાન છેજ ક્યાં.

શિષ્ય—મહાશય, એ અજ્ઞાનના આદિ તથા અત વિષે કાંઇક સાંભળવાની ઇચ્છા છે

સ્વામીજી—જે અમુક કાળ પછી રહેતી નથી તે મિથ્યાજ છે, એ વાત હજી પણ ન સમજી શક્યો ? જે બ્રહ્મજ્ઞ હોય છે તે તો એમજ કહે છે કે—"અજ્ઞાન છેજ ક્યાં ?" હુ આગળ કહી ગયો તેમ તેવા પુરૂષો દોરીને દોરીજ માને છે, તારી માફક સર્પ માની ભયભીત થઇને નાસી જતા નથી, એટલુજ નહિ પણ તને ભય પામતો જોઇ જ્ઞાની પુરૂષો ઉલટા તારી દયા ખાય છે સારાંશ એ છે કે અજ્ઞાનનુ વાસ્તવિક સ્વરૂપજ નથી અજ્ઞાનને સત્ પણ કહેવાય નહિ અને અસત્ પણ કહી શકાય નહિ કહ્યુ છે કે "**सन्नाप्यसन्नाप्युभयात्मिकान्ते।**" જે વસ્તુ આ પ્રમાણે મિથ્યારૂપે સિદ્ધ થાય છે તેના સબધમા પ્રશ્ન

પણ ન હોય, તેમજ ઉત્તર પણ ન હોય, એ સ્વાભાવિકજ છે પ્રશ્ન કેમ ન હોય તેનુ કારણ સમજાવુ ? આપણે જે પ્રશ્નોત્તર કરીએ છીએ તે પણ નામ-રૂપ દેશ-કાળને આભારી છે હવે જે બ્રહ્મવસ્તુ નામ-રૂપ દેશ-કાળથી અતીત છે તે વસ્તુને પ્રશ્નોત્તરો કરવાથી કેવી રીતે સમજી શકાય ? એટલાજ માટે શાસ્ત્ર, મત્ર વગેરે વ્યાવહારિક ભાવે સત્ય હોવા છતાં, પારમાર્થિકરૂપે અસત્ય છે અજ્ઞાનને પોતાનુ સ્વરૂપજ નથી તો પછી તે વિષે બીજાને શી રીતે સમજાવી શકાય ? જ્યારે બ્રહ્મનો પ્રકાશ થશે ત્યારે આવા પ્રશ્નો કરવાની જરૂરજ રહેશે નહિ અજ્ઞાન જેવુ ઓળખ્યુ કે તુરતજ તે નાસી જાય છે. ગુરૂદેવ આ વિષે એક વાર્તા કહેતા તે યાદ છે કે ?

શિષ્ય —પરતુ અજ્ઞાન આવ્યુ ક્યાંથી ?

સ્વામીજી —જે વસ્તુ નથી, તે વળી કયાયથી આવીજ કેમ શકે ? હોય તો આવે ને ?

શિષ્ય —તો પછી આ જીવ-જગતની ઉત્પત્તિ કેવી રીતે થઇ ?

સ્વામીજી —એ તો કહી ગયો કે જગતમા એક માત્ર બ્રહ્મસત્તાજ વિલસી રહી છે. તે માત્ર મિથ્યા નામ-રૂપ આપી તેનુ રૂપાતર-નામાંતર કરી દીધુ છે એટલુજ.

શિષ્ય —એ મિથ્યા નામ-રૂપ કયાંથી અને શા માટે આવ્યુ ?

સ્વામીજી —શાસ્ત્રમાં એ નામ-રૂપાત્મક સસ્કાર અથવા અજ્ઞતાને પ્રવાહરૂપે અનાદિ કહેવામા આવે છે, છતા અતવાન છે બ્રહ્મસત્તા સર્વદા પ્રથમના દૃષ્ટાંતમાં કહ્યા પ્રમાણે રજ્જુરૂપે, સત્યરૂપે, સ્વસ્વરૂપેજ પ્રકાશી રહી છે, એટલા માટે વેદા-ન્તશાસ્ત્રે એવો સિદ્ધાંત કર્યો છે કે આ નિખિલ બ્રહ્માડ બ્રહ્મમા અધ્યસ્ત છે, ઇન્દ્રજાલવત્ માત્ર ભાસે છે એટલુજ, બાકી તેનાથી બ્રહ્મના સ્વરૂપમા લેશ પણ વિલક્ષણતા આવતી નથી, સમજ્યો કે ?

શિષ્ય —હજી એક વાત બરાબર સમજાઇ નહિ

સ્વામીજી —કહી નાખને ત્યારે

શિષ્ય.—આપે જે એમ કહ્યુ કે આ સૃષ્ટિ, સ્થિતિ અને લય વગેરે બ્રહ્મમાં અધ્યસ્ત છે, અને વસ્તુત તેમનુ પોતાનુ કાંઇ સ્વરૂપ કે સત્તા નથી તે કેવી રીતે બની શકે, એ હું હજી સમજી શક્યો નથી જે વસ્તુ પૂર્વે નહોતી તે વસ્તુનો ભ્રમ હોઇજ કેમ શકે ? જેણે કોઇ દિવસ સાપ જોયો ન હોય તેને રજ્જુમા સાપની ભ્રાન્તિ થઇજ કેમ શકે ? એવીજ રીતે જેણે આ સૃષ્ટિ પૂર્વે જોઇ નથી તેને બ્રહ્મમાં સૃષ્ટિનો ભ્રમ કેવી રીતે હોઇ શકે ? મતલબ કે સૃષ્ટિ પહેલા હતી અને અત્યારે પણ છે, તેથીજ સૃષ્ટિનો ભ્રમ રહ્યા કરે છે, અને અહીથીજ દ્વૈત-ભાવનો આરભ થાય છે.

સ્વામીજી—બ્રહ્મજ્ઞ પુરૂષો તને પ્રથમ તો એવો નિશ્ચય કરાવશે કે તારી દ્રષ્ટિમા જે કાંઇ પ્રતિભાસ થાય છે તે વસ્તુત એક માત્ર બ્રહ્મસત્તાજ છે, તુ જેને સૃષ્ટિ માની બેઠો છે તેવુ કાંઇ છેજ નહિ તુ જે જુએ છે તે રજ્જુ છે, સર્પ નહિ અગર તુ એમ કહીશ કે—"હું તો સૃષ્ટિ અથવા સાપનેજ જોઉં છુ," તો તારો તે દ્રષ્ટિદોષ દૂર કરવા તેઓ તને રજ્જુનુ સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કરશે જ્યારે તુ તેમના ઉપદેશથી અને વિચાર કરવાથી રજ્જુ અથવા બ્રહ્મની સત્તાને ઓળખી શકીશ ત્યારે તે કહ્યુ તેવુ ભ્રમાત્મજ્ઞાન અર્થાત્ સર્પજ્ઞાન અથવા સૃષ્ટિજ્ઞાન રહેવા પામશે નહિ આવી સમજ પડયા પછી, સૃષ્ટિની સ્થિતિ અને લય થવારૂપ ભ્રમજ્ઞાન બ્રહ્મમા આરોપિત છે એ સિવાય તુ બીજુ શુ કહી શકશે? આ અનાદિ પ્રવાહરૂપ સૃષ્ટિ ચાલી આવતી હોય તેમ ભલે ચાલ્યા કરે, તેના નિર્ણયથી આપણને કશો લાભ કે અલાભ નથી બ્રહ્મતત્ત્વનો હથેળીમા મૂકેલા આમળાની પેઠે અનુભવ ન થાય ત્યાસુધી આવા પ્રશ્નોનો છેલ્લામા છેલ્લો નિર્ણય આપણાથી થઇ શકે નહિ, અને જ્યારે બ્રહ્મજ્ઞાન થાય છે ત્યારે તો એવો પ્રશ્ન પણ ઉદ્‌ભવતો નથી, તેમજ તેના ઉત્તરની પણ જરૂર રહેતી નથી. બ્રહ્મતત્ત્વનો આસ્વાદ **मूकास्वादनवत्**—મુગાના આસ્વાદન જેવો હોય છે—"મુગેકા સ્વપ્ના ભયા, સમજ સમજ મુસ્કાય"

શિષ્ય—તો પછી અનેક પડિતો તે વિષે શા માટે વિચારો કરતા હશે?

સ્વામીજી—વિષયને સમજવાની ખાતર વિચાર તો કરવો પડે પરતુ સત્ય વસ્તુ તો વિચારની પણ પેલી તરફ છે કહ્યુ પણ છે કે **नैषा तर्केन मतिराप-नेया**—તર્ક અને બુદ્ધિ ત્યાસુધી પહોચી શકતા નથી

આ પ્રમાણે વાર્તાલાપ કરતા કરતા શિષ્ય અને સ્વામીજી મઠમા આવી પહોચ્યા મઠમાં આવ્યા પછી સ્વામીજીએ મઠના સન્યાસીઓ તથા બ્રહ્મચારીઓને આજનો બ્રહ્મજ્ઞાનનો વિષય સક્ષેપમા સમજાવી દીધો સ્વામીજીથી શિષ્ય જૂદો પડયો ત્યારે સ્વામીજીએ માત્ર એટલુજ કહ્યુ કે—**नायमात्मा बलहीनेन लभ्यः**—**આત્મપ્રાપ્તિ કરવી, એ નિર્બળોનું કે કાયરોનુ કામ નથી.**

---

# प्रसंग २३ मो.

( સ્થાન-બેલુડમઠ ચણાવવા સમયે ઇ સ ૧૮૯૯ )

## ભારતવર્ષમાં ભાષણો નહિ આપવાનું કારણ.

શિષ્ય—સ્વામીજી, આપ આ દેશમા વ્યાખ્યાન કેમ આપતા નથી? યૂરોપ

અને અમેરિકામા તો આપે બની શક્યો તેટલો ખળભળાટ કર્યો, પણ હિંદમાં પધાર્યા પછી આપનો તત્સબધી ઉદ્યમ અને અનુરાગ કાંઈક ઘટી ગયો હોય તેમ જણાય છે, તેનુ કારણ સમજી શકાતુ નથી અમારા ધારવા પ્રમાણે તો પાશ્ચાત્ય દેશો કરતાં આજ દેશમા અધિક ઉદ્યમ કરવાની જરૂર છે

સ્વામીજી —સૌ પહેલા આ દેશમા હજી ક્ષેત્ર તૈયાર કરવુ પડશે ક્ષેત્ર તૈયાર થાય તોજ બીજમાથી ફળ પેદા થઈ શકે પાશ્ચાત્ય ભૂમિ ઘણી ખેડાઇ છે, અને તેથી બીજ વાવવાને માટે તે ઉપયોગી બની છે તે દેશની પ્રજા અત્યારે વૈભવની પરાકાષ્ઠાએ પહોચી ચૂકી છે હવે એ બાહ્ય ભોગોપભોગ તેમના મનને શાંતિ આપી શકતા નહિ હોવાથી તેમના મનમા એક પ્રકારની બહુજ અતૃપ્તિ રહ્યા કરે છે તારા દેશમા તો નથી ભોગ કે નથી યોગ ભોગોપભોગમાથી વાસનાઓની ઉપરામતા થાય ત્યારેજ મનુષ્યો યોગની વાતો તરફ લક્ષ આપે છે અન્નના અભાવે ભૂખમરાથી જેમનાં શરીરો મુડદાલ જેવા થઇ ગયા છે, જેમનુ મનોબળ પણ ક્ષીણ થઇ ગયુ છે, એવા રોગી અને દુખી ભારતવાસીઓ પાસે લેક્ચર–ફેક્ચર આપવાથી શુ દી વળવાનો હતો ?

શિષ્ય —એમ કેમ કહો છો ? આપેજ અનેકવાર કહ્યુ છે કે આ દેશ તો ધર્મની ભૂમિ છે આ દેશમાના લોકોના જેટલી સરળતાથી બીજા કોઇ દેશના લોકો ધર્મનુ રહસ્ય સમજી શકતા નથી આવા દેશમા જો આપ આપની જ્વલત વક્તૃત્વશક્તિવાળા વ્યાખ્યાનો શરૂ કરો તો નિષ્ફળ નજ થાય, એમ હુ માનુ છુ

### કૂર્માવતારની પૂજા–કૂર્મ એટલે પેટ.

સ્વામીજી —પણ ધર્મ–કર્મની વાત કરવા પહેલાં કૂર્માવતારની પૂજા થવી જોઇએ, તેની તને ખબર છે ? કૂર્મ એટલે પેટ જ્યાં સુધી પેટની જ્વાળાઓને તુ શાત કરી શકીશ નહિ, ત્યાસુધી તારી ધર્મ–કર્મની વાત કોઇ સાભળશે નહિ એક માત્ર પેટ ભરવાની ચિતાથી કેટલા બધા માણસો રાત્રિ–દિવસ હાય–વૉય કરી રહ્યા છે તે તુ જોતો નથી ? વિદેશીઓની સાથે હરીફાઇ, વાણિજ્યની અબાધ્ય રાજનીતિ અને તે ઉપરાત હલકા ગુલામોમા હોય તેવી પરસ્પર ઇર્ષ્યા, વગેરે કારણોથી તમારા હાડ–માસ શોષાઇ ગયા છે ધર્મકથા સભળાવવા પહેલા લોકોના પેટની ચિતા દૂર કરવી જોઇએ તેમ કર્યા વિના લેક્ચર–ફેક્ચર કરવા તે નિરર્થક છે

શિષ્ય —તો હવે અમારે શુ કરવુ જોઇએ ?

### જોઈએ છીએ–થોડા આત્મભોગી યુવકો.

સ્વામીજી —પોતાના સ્વાર્થનો લેશ પણ વિચાર નહિ કરતાં, બીજાઓના સુખનો ખાતર પોતાનો પ્રાણ આપવાને તૈયાર હોય એવા

કેટલાએક ત્યાગી પુરૂષોની મને બહુ જરૂર છે. હુ પોતે એક મઠની સ્થાપના કરી કેટલાએક બાળ સન્યાસીઓ તૈયાર કરવા માગુ છુ તેઓ જ્યારે ભણી–ગણીને તૈયાર થશે ત્યારે લોકોને ઘેરે ઘેર જઇ સર્વને વર્તમાન શોચનીય અવસ્થા સમજાવશે, અને હવે ઉન્નતિ પ્રાપ્ત કરવા શુ કરવુ જોઇએ તે પણ બતાવી દેશે, તેની સાથે તેઓ ધર્મનાં મહાન્ સત્યો સરળ ભાષામા સ્વચ્છ જળની માફક લોકોને ગળે ઉતારશે તમારા દેશનો સાધારણ જનસમાજ કુભકર્ણના જેવી ઘોર નિદ્રામાં પડયો છે દેશમા જે વિશ્વવિદ્યાલયો છે તેમા પણ સેકડે એક કે બે મનુષ્યો શિક્ષા પ્રાપ્ત કરી શકે છે જેઓ કાઇક વિદ્યા પ્રાપ્ત કરી શકયા છે તેઓ પણ દેશના હિતને અર્થે કાંઇ કરી શકતા નથી. ખરૂ પૂછો તો એવા સુશિક્ષિત ગણાતા યુવકો દેશની ખાતર કરી પણ શુ શકે ? કોલેજમાથી બહાર નીકળવા પામે ત્યાસુધીમા તો તે બિચારો કયારનોએ સાત છોકરાનો બાપ બની ચૂકયો હોય છે ! પછી તો ગમે ત્યા એકાદી કલાર્કની કે આસિસ્ટટની નોકરી મેળવી ધધે લાગી જવુ એજ ચિતા તેને રહ્યા કરે છે કેળવણી પ્રાપ્ત કરવી એ તો માત્ર નોકરીનેજ ખાતર હોય તેમ મનાઇ ગયુ છે નોકરીનો અને સસારનો બોજો પણ એટલો બધો વધી પડયો છે કે ઉચ્ચ વિચારો કે કર્તવ્ય કરવા જેટલો અવકાશ પણ તેમને નથી મળી શકતો આ પ્રમાણે જેઓ પોતાનો સ્વાર્થ પણ પૂરો સાધી શકતા નથી, તેઓ પારકાનું કલ્યાણ શી રીતે કરવાના હતા ?

### દેશજનોને જાગૃત કરો—કર્તવ્યપરાયણ બનાવો.

શિષ્ય—ત્યારે હવે અમારે માટે કોઇ ઉપાયજ નથી ?

સ્વામીજી—કેમ નહિ ? ઉપાય અવશ્ય છે આ દેશ સનાતન ધર્મનો દેશ છે વર્તમાનકાળે અસ્તવ્યસ્ત, તે અધપતિત થયો છે, છતા તે પુન ઉઠશે એમા તો કોઇ જાતનો શક નથી જ્યારે તે ઉઠશે ત્યારે એવી રીતે ઉઠશે કે જગત તેની જાગૃતિ જોઇને આશ્ચર્ય પામશે સમુદ્રમા એક તરગ જેટલો નીચે જાય છે તેટલાજ જોરથી તે પુન ઉપર આવે છે આ દેશના સંબધમા પણ તેમજ બનશે પૂર્વ આકાશમા અરૂણોદય થઇ ચૂકયો છે, હવે સૂર્યોદય થવાનો બહુ વિલબ નથી તમારાજેવા યુવકોને માટે કમ્મર કસીને કામ કરવાનો આજ વ્યાજબી સમય છે બસ કામ કરવા મડી પડો સસારમાં પડવાથી શુ કલ્યાણ કરવાના હતા ? ગામે–ગામ અને ઘેરે ઘેર ફરીને દેશના લોકોને સમજાવી દો કે હવે ઉઘમા પડયા રહેવુ તે આપણે માટે કોઇ રીતે શ્રેયસ્કર નથી શિક્ષાની હીનતા, ધર્મની હીનતા ઇત્યાદિ વર્તમાન અવનતિની વાત તેમને જણાવીને કહો કે.–“ ભાઇઓ, ઉઠો, જાગો, હવે કયાંસુધી ઉંઘ્યા કરશો ? ” તેની સાથે સાથે ધર્મનાં મહાન્

સત્યો પણ તેમને સમજાવી દો અત્યાર સુધી બ્રાહ્મણોજ ધર્મનો ઇજારો રાખી બેઠા હતા, પણ હવે કાળના પ્રવાહ પાસે તે ટકી શકે તેમ નથી, એટલા માટે દેશના સઘળા માણસો ધર્મ સમજી શકે તેવી વ્યવસ્થા કરો, સર્વને ખુલ્લી રીતે કહી દો કે ધર્મમા સર્વનો એક સરખો અધિકાર છે એક ચડાળને પણ અગ્નિ-મત્રથી દીક્ષિત કરો વ્યાપાર, વાણિજ્ય તથા કૃષિ વગેરે ગૃહસ્થ-જીવનને માટે ઉપયોગી લેખાતા વિષયો સરળતાથી સૌ કોઇ સમજી શકે એવી યોજનાઓ કરો જો આટલુ પણ તમારાથી ન બની શકે તો તમારા ભણતરને અને તમારા વેદ-વેદાતના અભ્યાસને ધિક્કાર છે!

શિષ્ય —પણ મહાશય, અમારામાં એવી શક્તિ ક્યાથી લાવવી ? આપની શક્તિનો એક શતાશ ભાગ પણ જો અમારી પાસે હોત તો અમે પોતે ભાગ્ય શાળી બની બીજાને પણ ભાગ્યશાળી કરી શકત

## શક્તિ ખીલવવાનો રાજમાર્ગ.

સ્વામીજી —દૂર, મૂર્ખ! શક્તિ-બક્તિ શુ કોઇ બીજુ તને આપી દેવાનુ હતુ ? **શક્તિનો ફુવારો તારી પોતાનીજ અદર રહેલો છે. તેને માર્ગ આપીશ એટલે આપોઆપ વહેવા લાગશે.** તુ એક વખત કર્મ કરવા મડી જા પછી તારામા એટલી બધી શક્તિ આવી જશે કે તારાથી તેને સભા-ળવીજ મુશ્કેલ થઇ પડશે પરાર્થે થોડુ કામ કરવાથી પણ અતરની શક્તિઓ જાગૃત થતી જાય છે બીજાઓના કલ્યાણનો વિચાર માત્ર કરવાથી હૃદયમા એક સિહના જેટલુ બળ આવે છે તારા ઉપર મારો સપૂર્ણ પ્રેમ છે, એટલુ છતા મારી એવી ઇચ્છા છે કે પરાર્થે કર્મ કરતો કરતોજ **તને મૃત્યુ પામતો હુ જોઇ શકુ!** તારૂ એવુ મૃત્યુ જોઇ હુ ખરેખર બહુજ આનદિત થઇશ.

શિષ્ય —પરતુ મહાશય, જેઓ અમારા ઉપર આધાર રાખી બેઠા છે તેમનુ શુ થાય ?

સ્વામીજી —તુ બીજાની ખાતર પ્રાણ અર્પણ કરવાને તૈયાર થઇશ તો શુ ઇશ્વર તારા આશ્રિતોને માટે કાઇ ઉપાય નહિ કરે? **नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति।** એ ગીતાનુ વાક્ય નથી સાભળ્યુ ?

શિષ્ય —જી હા

## દરિદ્રવેશધારી નારાયણની સેવા કરો.

સ્વામીજી —ત્યાગ એજ મુખ્ય વાત છે જ્યાંસુધી કોઇ સપૂર્ણ ત્યાગી બની શકે નહિ, ત્યાંસુધી અત:કરણપૂર્વક પરહિતાર્થે પોતાનુ સર્વસ્વ કોઇ અર્પી શકે નહિ ત્યાગી પુરૂષો સર્વને સમભાવે જોઇ શકે છે, એટલુજ નહિ પણ સર્વની સેવા પણ પ્રસન્નતાપૂર્વક કરી શકે છે વેદાન્ત તો તુ ભણી ગયો છે સર્વને

સમાનભાવથી જોવા જોઇએ, એવી વાત શુ વેદાન્તમા નથી આવી ? તો પછી એકાદ સ્ત્રી અને થોડા છોકરાંઓનેજ પોતાના માની બેસી રહેવાથી જગતનુ શુ હિત સાધવાનો હતો ? તારા ઘરના દ્વાર પાસે સ્વય પ્રભુજ દરિદ્રના વેશમા મૃતપ્રાય જેવી અવસ્થામાં આવીને ઉભા રહ્યા છે તે નથી જોતો ? એ દરિદ્ર નારાયણની સેવા ત્યજી દઇ, કેવળ સ્ત્રી–પુત્રનાજ પેટ ભર્યા કરવા, એ તો પશુઓ પણ કરે છે તે તેનાથી વિશેષ શુ કર્યું ?

શિષ્ય —પરાર્થે કાર્ય કરવાનુ આપ કહો છો તે એક રીતે ઠીક છે, પણ તેમા પગલે પગલે પૈસાની જરૂર પડે તે ક્યાથી કહાડવા ?

સ્વામીજી —મારૂ કહેવુ તો એટલુજ છે કે તારામાં જેટલી શક્તિ હોય તે પ્રમાણે એકવાર કાઇક કામ તો કરી જો ? પૈસાના અભાવે કોઇને કાંઈ આપી શકે નહિ, તો કાંઈ નહિ, એક બે મધુર શબ્દો, ઉપદેશ કે આશ્વાસન આપવામાં પણ શુ પૈસા પડે છે ? વાણીથી પરહિત કરવુ એમા પણ શુ પૈસાની જરૂર છે ?

**પરાર્થે પ્રયત્ન કરતે કરતેજ બહાદુરીથી મરતાં શીખો.**

શિષ્ય —જી, ના, એટલુ તો કરી શકુ

સ્વામીજી —"કરી શકુ" એમ મોઢેથી કહેવાય છે એટલુજ, બાકી કરી શકતો હોય તો કર્મો કરી બતાવી આપ ને ? જો એટલુ કરી શકશે તો હુ સમજીશ કે મારી પાસે આવવાની તારી મહેનત નિષ્ફળ નથી ગઈ ! કામ કરવા લાગી જા, જીદગી કેટલો કાળ ચાલવાની હતી ? જગતમા જ્યારે જન્મ્યો છે ત્યારે કાઇક નિશાની મૂકતો જા એમ તો વૃક્ષો અને પથરાઓ પણ મરે છે, પરતુ એવી રીતે મરી જવુ એમા શુ બહાદુરી છે ? ખરા મનુષ્યો વૃક્ષોના પાદડાંની માફક મરી જવાની કદાપિ ઇચ્છા કરતા નથી તારૂ વેદ–વેદાન્તનુ અધ્યયન સાર્થક થયુ છે, એમ મને કર્મ કરીને બતાવી આપ સર્વને આ એકજ વાત સભળાવી દે કે.—"**તમારા અંતરમાં જે અનંત શક્તિ રહેલી છે તેને જાગૃત કરો.**" પોતાની એકની મુક્તિ ઇચ્છવાથી શુ વળવાનુ હતુ ? મુક્તિની ઇચ્છા તો એક પ્રકારની મહાન્ સ્વાર્થાંધતા છે મૂકી દે તારા ધ્યાનને અને જવા દે તારી મુક્તિ–મુક્તિને ? હું જે કામ કરૂ છુ તેજ કામ કરવામા તુ પણ લાગી જા

**મારા જેવા હજારો વિવેકાનંદો ક્યારે જન્મશે ?**

શિષ્ય ચૂપચાપ સાભળી રહ્યો. પુન સ્વામીજીએ બોલવા માડ્યુ —

તમે એક વખત જમીન તૈયાર કરશો, તો પછી મારા જેવા હજારો વિવેકાનંદો ભાષણો આપવાને આ નરલોકમા અવતાર લેશે ભાષણોને માટે ચિંતા કરવી મૂકી દો પહેલા કેટલાએક માણસો કહેતા કે અમારામાં (શ્રી રામકૃષ્ણના શિષ્યોમાં) એવી તે શુ શક્તિ છે કે અમે પરહિતનુ કાંઈ કામ કરી શકીએ ? પરતુ લોકો

જેને એક વખત શક્તિહીન અને દુર્બળ ગણતા, તેવા લોકોએ પણ કેટલાં બધા અનાથાશ્રમો અને દુષ્કાળફંડો ખુલ્લા મૂક્યા છે? **નિવેદિતા જેવી અંગ્રેજ કુમારિકા સ્વદેશ છોડીને તમારી સેવા કરવા આવી છે; અને તમે લોકો તમારા પોતાના દેશની સેવા પણ કરી શકતા નથી!!** જ્યાં પ્લેગ કે મહામારી ચાલતી હોય, જ્યા જીવો દુખથી પીડાતા હોય ત્યા નિશ્ચિંતપણે ચાલ્યો જા! આમ પણ એક વખત મરવુ તો છેજ! આપણા જેવા કીડાઓ રોજ કોણ જાણે કેટલાયે જન્મતા હશે અને કેટલાયે મરી જતા હશે? તેમના જન્મ-મરણથી જગતને કાંઇ લાભ કે હાનિ થઇ હોય એમ કોઇ દિવસ સાભળ્યુ છે? માટે કોઇ મહાન ઉદ્દેશની ખાતર મરી જા **મરવું છે એ વાત નક્કીજ છે, તો પછી શુભ ઉદ્દેશની ખાતર મરવું એજ ઇચ્છવા યોગ્ય છે.** દેશના કલ્યાણને અર્થે એજ ભાવનાનો પ્રચાર કર. દેશની આશા અને વિશ્વાસ તમારા જેવા યુવકો ઉપર છે તેમને હાથ-પગ જોડીને બેસી રહેલા જોવાથી મને બહુ દુખ થાય છે લાગી જા-કામ કરવામા લાગી જા. વિલબ કરીશ નહિ. મૃત્યુ રોજ રોજ પાસે આવતુ જાય છે. પછી કરીશ, એમ વિચારી બેસી રહેનારથી કાંઇજ બની શકતુ નથી

---

# प्रसंग २४ मो.

( સ્થાન-બેલુડ મઠ ઈ સ ૧૮૯૯ )

## સૃષ્ટિનાં વૈચિત્ર્યોનું કારણ.

શિષ્ય.—સ્વામીજી, બ્રહ્મજ એક માત્ર સત્ય વસ્તુ હોય તો પછી જગતમાં આટલી બધી વિચિત્રતાઓ જોવામા આવે છે તેનુ શું કારણ?

સ્વામીજી—બ્રહ્મ પછી તે સત્ય હોય કે અસત્ય હોય તોપણ તેને સપૂર્ણ રીતે કોણ સમજી શકે? જગતને આપણે દેખીએ છીએ એટલે સત્ય તરીકે તેનો દૃઢ વિશ્વાસ કરીએ છીએ, પણ બ્રહ્મ કાઇ એવી ખાસ વસ્તુ નથી કે અનાયાસે તે પ્રત્યક્ષ થઇ શકે સૃષ્ટિના વૈચિત્ર્યોનો સત્ય તરીકે સ્વીકાર કર્યા પછી પણ જો તે સબધે ઉડો વિચાર કરીએ તોજ વખત જતા તે સર્વના મૂળરૂપ "અદ્વૈત" સત્યનુ જ્ઞાન થાય તેમ છે આ મૂળ સમજાયુ એટલે સૃષ્ટિનાં તમામ વૈચિત્ર્યો નજરે પડતા બધ થાય છે.

શિષ્ય:—એ તો ઠીક, પણ જો અમારા જેવાથી અદ્વૈતનુ મૂળ પ્રાપ્ત કરી શકાતુ હોત તો આવો પ્રશ્નજ શા માટે કરત? સૃષ્ટિની વિચિત્રતાઓ જોવાથીજ

આવો પ્રશ્ન થાય છે, અને તે વિચિત્રતાઓ સત્ય છે એમજ માનવાની ઇચ્છા થઈ આવે છે

સ્વામીજી—ભલે સૃષ્ટિની વિચિત્રતાઓ જોઈ તેને સત્ય માની લેવી અને અદ્વૈત મૂળ તરફ જવુ, તેને શાસ્ત્રમા 'વ્યતિરેક' વિચાર કહે છે, અર્થાત્ અભાવ અથવા અસત્ય વસ્તુને પ્રથમ ભાવ અથવા સત્ય વસ્તુ માની લઇને પછી તેજ વસ્તુભાવ નહિ પણ અભાવરૂપ છે, એમ સિદ્ધ કરવુ તેને વ્યતિરેક વિચાર કહે છે. એજ પ્રકારે તુ મિથ્યા વસ્તુનો સત્ય તરીકે સ્વીકાર કરી, સત્યના વાસ્તવિક મૂળ તરફ જવાની જિજ્ઞાસા રાખે છે ને?

શિષ્ય—જી હા. પણ હુ ભાવનેજ સત્ય માનુ છુ, ભાવરહિતતાને તો મિથ્યા માનુ છુ

સ્વામીજી—ભલે હવે જો, વેદ શુ કહે છે? **एकमेवाद्वितीयम्।** વસ્તુત જો એકજ બ્રહ્મ છે તો પછી તારી વિચિત્રતાઓ મિથ્યારૂપ બની ગઇ ને? વેદને માને છે કે નહિ?

શિષ્ય—હું તો કદાચ વેદની વાત માની લઉ, પણ કોઇ ન માને તો તેને નિરૂત્તર કરવા શુ કરવુ?

સ્વામીજી—તે પણ કહુ છુ પ્રથમ તો જડ-વિજ્ઞાનની સહાયતાથી તેને બરાબર સિદ્ધ કરી આપવુ જોઇએ કે ઇન્દ્રિયોદ્વારા થતુ પ્રત્યક્ષ જ્ઞાન પણ ઘણી વાર વિશ્વાસપાત્ર નથી હોતુ કેટલીકવાર ઇન્દ્રિયોથી જે કાઇ જોઇએ કે અનુભવીએ છીએ તે ભ્રાતવાળુ હોય છે મતલબ કે જે યથાર્થ અને સત્ય વસ્તુ છે, તે આપણી ઇન્દ્રિય, મન તથા બુદ્ધિની પણ પેલી પાર છે ત્યારપછી તેને કહેવુ જોઇએ કે મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોની પેલી પાર પહોંચવાને કેટલાએક ઉપાયો છે. આ ઉપાયોને ઋષિઓએ યોગની સંજ્ઞા આપી છે યોગ અર્થાત્ અનુષ્ઠાન સાપેક્ષ હોવાથી મનુષ્યે જાતેજ તેને પરિશ્રમપૂર્વક સાધવુ જોઇએ વિશ્વાસ હોય કે ન હોય પણ એક વાર પ્રયત્ન કરી જુઓ, એટલે તેનુ ફળ તમને મળ્યા વિના રહેશે નહિ ઋષિઓ જે કાઈ કહી ગયા છે તે સર્વ સત્ય છે, એવો મને પોતાને પ્રત્યક્ષ અનુભવ થયો છે મને એક સમયે એવો પણ અનુભવ થયો હતો કે જે વિચિત્રતાઓને તુ અત્યારે સત્ય માની રહ્યો છે, તેજ વિચિત્રતાઓ મારી પાસેથી લુપ્ત થઈ ગઇ હતી. એ સર્વ ગુરૂદેવનો પ્રતાપ છે.

## વૈચિત્ર્યના લોપનો અનુભવ.

શિષ્ય—એવો અનુભવ ક્યારે થયો?

સ્વામીજી—એક દિવસ ગુરૂદેવે દક્ષિણેશ્વરના બગીચામાં મને શાંતભાવે બેસાડી મારા માથા ઉપર હાથ મૂક્યો તેજ ક્ષણે મને જણાવા લાગ્યુ કે ચન્દ્ર, સૂર્ય,

વૃક્ષ, ઘરબાર બધુ જાણે આકાશમા મળી ગયુ હોય નહિ ! ધીમેધીમે આકાશ પણ ક્યાં ગયુ તેની ખબર રહી નહિ. ત્યારબાદ મને જે કાંઈ પ્રત્યક્ષ થયુ તેનુ હુ આજે હવે બરાબર સ્મરણ કરી શકતો નથી, પરતુ એટલુ યાદ છે કે જેમ જેમ આ લય જોતો ગયો તેમ તેમ હું ભયભીત થવા લાગ્યો. છેવટે રહેવાયુ નહિ, એટલે મારાથી એક ચીસ પડાઈ ગઈ ! ભયમા ને ભયમા મારાથી બોલી જવાયુ કે –"હુ આ શું જોઉ છુ ? મારા મા–બાપ ક્યા ?" એટલે ગુરૂદેવે હસતા હસતા કહ્યુ કે –" કાંઈ નહિ, રહેવા દે.' એટલુ કહીને ગુરૂદેવે પુન મારા માથા ઉપર હાથ મૂક્યો. હુ ચમકી ઉઠયો જોઉ છુ તો ઘર–બાર–સૂર્ય–વૃક્ષ વગેરે જેમના તેમજ હતા તે પછી એક દિવસે અમેરિકામા એક સરોવરને કનારે પણ એવોજ કાઇક અનુભવ થયો હતો.

શિષ્ય છાનોમાનો બેસી રહ્યો થોડીવારે તેણે કહ્યુ —" પણ મહાશય, મગજમા કાઇ વિકાર હોય તો શુ એવો દેખાવ દ્રષ્ટિગોચર ન થાય ? તે ઉપરાત એક બીજી પણ વાત જાણવા માગુ છુ કે આપને એ અવસ્થામા કોઇ ખાસ પ્રકારનો આનદ મળ્યો હતો કે નહિ ?"

સ્વામીજી —જ્યારે નખમા પણ કાઇ વિકાર ન હોય, નીશો પણ કર્યો ન હોય, ખાન–પાનમાં પણ કોઇ વિકારી વસ્તુ વપરાઈ ન હોય, અને શરીર તથા મન બૂબ શાંત અવસ્થામા હોય તે વખતે એવો અનુભવ થાય તો તેને મગજનો વકાર કેમ કહી શકાય ? વળી મે જે અવસ્થાની વાત કહી તેવીજ વાતો વેદમા પણ મળી આવે છે, ઋષિ–મુનિઓના આપ્તવાક્ય સાથે પણ મળતી આવે છે, તો પછી મને એકલાનેજ મગજનો વિકાર થયો હતો એમ તારાથી કેમ ઠરાવાય ?

શિષ્ય —ના મહાશય, હુ એમ કહેતો નથી. શાસ્ત્રમા પણ જ્યારે એવા આત્માનુભવના સેકડો દ્રષ્ટાતો મળી આવે છે, આપ પણ જ્યારે તેને કરામલકવત્ પ્રત્યક્ષસિદ્ધ કહો છો, એટલુજ નહિ પણ આપની અપરોક્ષાનુભૂતિ પણ વેદના વાક્યોથી વિરૂદ્ધ નથી જતી, તો પછી હુ તેને મિથ્યા કહેવાનુ સાહસ કેમ કરી શકુ ? શ્રી શકરાચાર્ય પણ કહે છે કે –" **क गतं केन वा नीतम्** " ઇત્યાદિ.

## સર્વ કોઈ એક વખત બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકશે.

સ્વામીજી.—એટલુજ સમજી રાખજે કે જેને અભેદજ્ઞાન કહે છે, અને તારા શાસ્ત્રોમા જેને બ્રહ્માનુભવનુ નામ આપવામા આવ્યું છે, તેવુ જ્ઞાન કે અનુભૂતિ જ્યારે જીવને થાય છે ત્યારે કોઇ પણ પ્રકારનો ભય રહેતો નથી. જન્મ–મૃત્યુની મહાભયકર ગણાતી જાળ પણ તૂટી જાય છે કામ–કાચનની મિથ્યા આસક્તિઓમા પડયા રહેવાથી મનુષ્યોને બ્રહ્માનદની પ્રાપ્તિ થઈ શકતી નથી જેને એક વખત બ્રહ્માનદની–પરમાનદની પ્રાપ્તિ થાય છે તે મનુષ્યને જગતના સુખ–દુ:ખો કશી

ઉંડી અસર કરી શકતા નથી.

શિષ્ય.—વારૂ, મહાશય, આપ કહો છો તેમજ હોય એટલે કે અમે સર્વ વસ્તુત પૂર્ણ બ્રહ્મસ્વરૂપ હોઇએ, તો પછી સમાધિદ્વારા સુખ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન અમારામાંથી કેમ કોઈ કરતુ નથી? તુચ્છ કામ-કાચનના પ્રલોભનોમાં પડી હાથે કરીને શા માટે મરણ માગી લેતા હઇશુ?

સ્વામીજી—શાંતિ પ્રાપ્ત કરવા માટે કોઇનો પ્રયત્ન નથી, એમ તુ શા આધારે કહી શકે છે? બરાબર વિચાર કરવાથી તું જોઇ શકીશ કે જગતમાં પ્રત્યેક પ્રાણી અનંત સુખ પ્રાપ્ત કરવાની ખાતરજ રાત્રિ-દિવસ પ્રયત્ન કરી રહ્યો છે ઘણાખરા લોકોને સુખની ખરી દિશાનુ બરાબર જ્ઞાન ન હોવાથી તેમના પ્રયત્નો નિષ્ફળ જાય એ વાત જૂદી છે, પણ પુન નાશ પામે નહિ એવુ (સત્ય) ખરૂં સુખ મેળવવાને માટેજ દરેક મનુષ્ય, દરેક પ્રાણી જાણ્યે અજાણ્યે પણ પ્રયત્ન કરતો હોય છે. પરમાનંદ પ્રાપ્તિની ઇચ્છા સર્વને હોય છેજ, કારણ કે સર્વત્ર બ્રહ્મતત્ત્વજ ભર્યું છે, તુ પોતેજ બ્રહ્મસ્વરૂપ છે જો કે આ વાત તારાથી એકાએક માની શકાય તેવી નથી, પરંતુ જ્યારે આત્માનુભવ થશે ત્યારે તને તે સબંધે લેશ પણ સશય જેવુ રહેશે નહિ ભલા, તુ જે નોકરી ચાકરી કરે છે અને સ્ત્રી પુત્રોની ખાતર રાતદહાડો પૈસો એકઠો કરે છે, તે સચ્ચિદાનંદ પ્રાપ્ત કરવા માટે નહિ તો બીજા ક્યા ઉદ્દેશ માટે? મોહ-માયાના ઉપરા ઉપરી એક એ ઘા લાગશે એટલે તારી દ્રષ્ટિ સ્વસ્વરૂપ ભણી વળ્યા વિના રહેશેજ નહિ વહેલી મોડી સર્વની દ્રષ્ટિ એક વખત બ્રહ્મ તરફ વળવાનીજ કોઇની આ જન્મમા, તો કોઇની એક લાખ જન્મ પછી બ્રહ્મજ્ઞાન વિના યથાર્થ શાંતિ કે સુખ ક્યાંઇ છેજ નહિ.

શિષ્ય—આપના આશીર્વાદ વિના અને ગુરૂદેવની કૃપા વિના એવુ ચૈતન્ય આવવુ મારા જેવાને માટે તો બહુ અસભવિત છે

સ્વામીજી—ગુરૂદેવનો કૃપારૂપી વાયુ તો વહી રહ્યો છે તુ તારા શઢ ચઢાવી દે ને! જ્યારે જ્યારે કાઇપણ કામ કરવુ ત્યારે ખૂબ એકાગ્ર મનથી કરવુ. "હુ સચ્ચિદાનંદ સ્વરૂપ છુ, મને વળી કોઇ જાતનો ભય કે ચિંતા કેવી?" એવી ભાવના નિરંતર દ્રઢ કર્યા કરવી દેહ, મન, બુદ્ધિ એ સર્વ ક્ષણિક છે તે સર્વની પેલી પાર જે કાંઇ છે તેજ યથાર્થ 'હુ' પણ છે

### તીવ્ર વ્યાકુળતા પ્રકટશે એટલે સાંસારિક ઉપાધિઓ ટળીજ.

શિષ્ય—એવી ભાવના કોઇ કોઇવાર આવે છે, પણ વળી પાછી ક્યાંની ક્યાંય ચાલી જાય છે! પુન જોઉ છુ તો સાંસારિક વિષયોની પાછળજ મન લાગ્યુ હોય છે!

સ્વામીજી—શરૂઆતમાં એમ થાય, પણ ધીમે ધીમે એ સર્વ દૂર થઇ જશે. મનમા ખૂબ તીવ્ર વ્યાકુળતા અને ઉત્કટ જિજ્ઞાસા હોય તોપછી સાંસારિક વિષયો

બહુ હેરાન કરી શકતા નથી "મારા જેવો નિત્ય-શુદ્ધ-બુદ્ધ અને મુક્તસ્વભાવી શું કોઈ દિવસ અન્યાયી કાર્ય પોતાના હાથથી કરે ? અન્ય સાધારણ જીવોની પેઠે હું પણ કંચન અને કામિનીમાં મુઝાઇ રહું તો તેમાં મારૂં વીરત્વ શું ?" આવી આવી ભાવનાઓથી મનને પુન બળવાન કરવું, એમ કરતાં કરતા કલ્યાણના માર્ગે ગતિ થશે

શિષ્ય—મહાશય, કોઇ કોઇ વખતે તો મન બહુ બળવાન બની જાય છે, પણ થોડીજ વાર પછી પુન વિચાર થાય છે કે—" ડેપ્યુટીગીરી માટેની પરીક્ષા પાસ કરી ધન-માન પુષ્કળ કમાઇશું અને ખૂબ આનંદ કરીશું ! "

સ્વામીજી—મનમા એવા વિચારો આવે કે તુરત સાવચેત થઇ જવુ. વેદાન્ત તો ભણ્યો છે, સુતી વખતે પણ વિચારરૂપી તલવાર માથા નીચે મૂકીને સુઇ જવું, કે જેથી સ્વપ્નમા પણ મોહ-લોભ વગેરે તારી પાસે ફરકી શકે નહિ. આ પ્રમાણે જ્યારે બળાત્કારપૂર્વક વાસનાઓનો ત્યાગ કરીશ ત્યારેજ ધીમે ધીમે યથાર્થ વૈરાગ્ય તારામા આવવા પામશે, સ્વર્ગનાં દ્વાર પણ તેજ વખતે તારે માટે ખુલ્લી જશે.

## વૈરાગ્યરહિત શાસ્ત્રોને એક બાજુએ રહેવા દે.

શિષ્ય—ભકિતશાસ્ત્રમા વધારે પડતા વૈરાગ્યનો નિષેધ કર્યો છે તેનુ શુ કારણ હશે ?

સ્વામીજી—જેમાં વૈરાગ્ય વિરૂદ્ધ વાત હોય તેવા તારા ભક્તિશાસ્ત્રને એક ખૂણામા પડયુ રહેવા દે વૈરાગ્ય અથવા વિષયો પ્રત્યે ઉદાસીનતા આવે નહિ, કાકવિષ્ટા જેવાં કામિની અને કાંચનનો ત્યાગ થાય નહિ, ત્યાંસુધી **न सिध्यति ब्रह्मशतान्तरेऽपि।** બ્રહ્માના કોટિ કલ્પો વીતવા છતા પણ કોઇ જીવની મુક્તિ થાય નહિ. જપ, ધ્યાન, પૂજા હોમ અને તપસ્યા વગેરે જેટલાં જેટલા સાધનો છે તે સર્વ માત્ર તીવ્ર વૈરાગ્ય આણવાને માટેજ છે જેઓમાં ત્યાગ-વૈરાગ્ય નથી તેમની નૌકા સમુદ્રમા સહિસલામત રહી શકતી નથી **न धनेन न चेज्यया त्यागेनैकेन अमृतत्वमानशुः ॥**

## લોકખ્યાતિથી ડરતા રહેવુ.

શિષ્ય—કામ-કાંચનનો ત્યાગ થયો એટલે શુ બધુ થઇ ગયુ ગણાય ?

સ્વામીજી—એ બે વસ્તુઓનો ત્યાગ કર્યા પછી પણ અનેક વિઘ્નો ઓળગવાં પડે છે કામ-કાચનનો ત્યાગ થયો એટલે લોકખ્યાતિ આવીને ઉભી રહે છે. સામાન્ય જીવો આ લોકખ્યાતિને મુંગે મોઢે સહન કરવા જેટલુ બળ ધરાવતા નથી. લોકો જેમ જેમ માન આપવા લાગે તેમ તેમ વિવિધ ભોગોપભોગો પણ પ્રાપ્ત થતા જાય છે. આ રીતે ત્યાગી થવા છતાં ત્યાગીઓનો બારઆના જેટલો

મોટા ભાગ આવી લોકખ્યાતિમાંજ અટકી પડે છે અને આગળ વધી શકતા નથી મે પોતે મઠ–ફંડની સ્થાપના કરી છે અને પરહિતનાં કેટલાએક કામો કર્યા છે, તેથી મને પણ સદા એવો ભય રહ્યા કરે છે કે લોકખ્યાતિમાંજ કયાઇક અટકી પડીશ તો ?

શિષ્ય —આપના જેવા મહાપુરૂષો એવો ભય રાખે તો અમારા જેવાનુ શુ ગજુ ?

સ્વામીજી —સસારમા રહો છે એટલાજ કારણથી કાંઈ ડરી જવાની જરૂર નથી **અમીરમીરમી**—ભયનો ત્યાગ કરો નાગમહાશયનાં દર્શન કર્યાં છે ને ? સસારમાં રહેવા છતા એક સન્યાસીના કરતાં પણ આગળ વધી જાય ! આવા પુરૂષો આ કાળે બહુ દુર્લભ છે ગૃહસ્થ બનવુ તો નાગમહાશયના જેવાજ બનવુ નાગમહાશયના જન્મથી પૂર્વબગાળમા અદ્દભુત પ્રકાશ ફેલાયો છે. બની શકે તેટલા લોકોને નાગમહાશયની પાસે જવાની ભલામણ કરજે તેમના દર્શન માત્રથી લોકોનુ કલ્યાણ થશે.

શિષ્ય —ખરેખર એમજ છે શ્રીરામકૃષ્ણપરમહસની જીવન્ત નમ્રતા જાણે નાગમહાશયમા રહી ગઈ હોય તેમ મને તો લાગે છે

સ્વામીજી —એક વખત તેમના દર્શન કરવા જવુ છે ઘણીવાર તેમના દર્શન કરવાની એટલી બધી પ્રબળ ઇચ્છા થઇ જાય છે કે કેમે કરતા ચેન પડતુ નથી હવે તો ગમે તે રીતે તેમનાં દર્શન કરવાજ, એવો નિર્ણય કર્યો છે. તુ તેમને એક પત્ર લખી નાખજે

શિષ્ય:—ભલે, હુ પત્ર તો લખી નાખીશ, પણ આપ ત્યા જવાના છો એમ જાણી તેઓ ગાડા જેવા બની જશે ! ઘણા લાબા વખત પહેલા આપ જ્યારે ત્યા પધારવાના હતા ત્યારે નાગમહાશયે કહ્યુ હતુ કે – "નરેદ્રના ચરણની ધૂળથી આ પૂર્વ બગાળ દેશ તીર્થના રૂપમાં પલટાઇ જશે."

સ્વામીજી —નાગમહાશયના સબધમા ગુરૂદેવ કહેતા તે યાદ છે ને ? જાણે " સળગતી અગ્નિશિખા ! "

શિષ્ય.—જી હા, એ શબ્દો ઘણીવાર સાભળ્યા છે

સ્વામીજી —બહુ મોડુ થઇ ગયુ, ચાલ, જરા જમી લે

શિષ્ય —જેવી આજ્ઞા

ત્યાર બાદ ભોજન કરી શિષ્ય કલકત્તા તરફ રવાના થયો રસ્તામા તે વિચાર કરવા લાગ્યો કે –"સ્વામીજી કેવા અદ્દભુત પુરૂષ છે ? જાણે સાક્ષાત્ જ્ઞાનમૂર્તિ શકરાચાર્યજ!"

# प्रसंग २५ मो.

(સ્થાન-બેલુડ મઠ ઇ સ ૧૮૯૯)

**શુદ્ધજ્ઞાન અને શુદ્ધશકિતમાં કાંઇજ ભેદ નથી.**

શિષ્ય --સ્વામીજી, જ્ઞાન અને શકિતની યથાયોગ્યતા (સામજસ્ય) કેવીરીતે સ્થાપી શકાય ? ભકિતમાર્ગવાળાઓ શકરાચાર્યનુ નામ માત્ર સાંભળીને કાન આડા હાથ દે છે, અને જ્ઞાનમાર્ગવાળાઓ ભકતોના આકુળ આક્રદ, ઉલ્લાસ તથા નૃત્ય-ગીતો વગેરે ગાંડપણમા ગણી કાઢે છે !

સ્વામીજી —તને ખબર છે ? ગૌણજ્ઞાન અને ગૌણભકિત હોય ત્યાજ આવા વિવાદો જન્મે છે ગુરૂદેવ ભૂત-વાંદરાની વાર્તા કહેતા તે યાદ છે ? ×

શિષ્ય.—જી, હા

સ્વામીજી —ખરીરીતે જોતાં મુખ્યભકિત અને મુખ્યજ્ઞાનમા કોઇ જાતનો પ્રભેદ નથી મુખ્યભકિતનો અર્થ માત્ર એટલોજ છે કે ભગવાનને પ્રેમસ્વરૂપે જોવા અને મેળવવા તું જો સર્વત્ર સર્વમા ભગવાનની પ્રેમમૂર્તિનાં દર્શન કરી શકે તો તને કોઇ ઉપર દ્વેષ કે ક્રોધ કરવાનુ કારણ રહે નહિ. એવી પ્રેમાનુભૂતિ, જો સહેજ પણ વાસના રહી ગઇ હોય અથવા ગુરૂદેવના શબ્દોમાં કહુ તો કામ-કાંચનાસકિત રહી ગઈ હોય તો કોઇ કાળે પણ થાય નહિ. સપૂર્ણ પ્રેમાનુભૂતિ પ્રકટે છે ત્યારે દેહબુદ્ધિ પણ રહી શકતી નથી મુખ્યજ્ઞાનનો અર્થ માત્ર એટલોજ છે કે સર્વત્ર એકત્વની-બ્રહ્મત્વની અનુભૂતિ કરવી, આત્મસ્વરૂપનુ દર્શન કરવુ. એવી એકત્વાનુભૂતિ પણ અહબુદ્ધિનો નાશ કર્યા વિના પ્રાપ્ત થઇ શકતી નથી

**પ્રેમ અને પરમજ્ઞાન એકજ છે.**

શિષ્ય —તો આપ જેને પ્રેમ કહો છો તેને પરમજ્ઞાન કહી શકાય ખરૂ ?

સ્વામીજી —કેમ ન કહેવાય ? જ્યાસુધી કોઇ પૂર્ણપ્રજ્ઞ ન થાય ત્યાસુધી તેને પૂર્ણપ્રેમની અનુભૂતિ પણ થઇ શકતી નથી. બ્રહ્મને વેદાન્તશાસ્ત્રમાં સચ્ચિદાનદની સજ્ઞા આપવામા આવી છે તે જાણે છે ? સચ્ચિદાનદનો અર્થ આ પ્રમાણે છે-સત્ અર્થાત્ અસ્તિત્વ, ચિત્ અર્થાત્ ચૈતન્ય અથવા જ્ઞાન અને આનદ એટલે

---

× વાર્તાનો સારાશ —એક વખત શિવ અને રામ વચ્ચે મહાન યુદ્ધ થયુ હતુ પાછળથી જો કે બન્ને વચ્ચે સમાધાન થઇ ગયુ; પણ શિવના શિષ્યો ભૂત-પ્રેત વગેરે અને રામના સહાયકો વાદરાઓ વગેરે વચ્ચે એવો કલહ થયો કે તે કોઈરીતે શાત થયો નહિ. એ કલહ હજી સુધી ચાલ્યા કરે છે મતલબ કે ગુરૂઓ ગુરૂઓ વચ્ચેનો કલહ તો શાત કરી શકાય, પણ તેમના અજ્ઞાન અનુયાયીઓને સમજાવી શાત કરવા એ બહુ મુશ્કેલ છે

પ્રેમ ભગવાનના સતભાવને માટે ભક્તો અને જ્ઞાનીઓમાં કોઈ જાતનો મતભેદ નથી. ફક્ત માત્ર ચિત્ અને આનંદમાં છે જ્ઞાનમાર્ગવાળાઓ બ્રહ્મની ચિત્ અથવા ચૈતન્યસત્તા ઉપર ખૂબ ભાર મૂકે છે, અને ભક્તિમાર્ગાવલંબી ભક્તો આનંદસત્તા સિવાય બીજું કાંઈ જોઇજ શકતા નથી, પરંતુ આટલી વાત તો ચોક્કસ છે કે ચિતસ્વરૂપનો જેવો અનુભવ થયો કે તરતજ આનંદસ્વરૂપ પણ પ્રાપ્ત થઇ જાય છે, કારણ કે જે ચિત્ છે તેજ આનંદ છે.

શિષ્ય —તોપછી ભારતવર્ષમા આટલા બધા સંપ્રદાયો કેમ ઉદ્‌ભવ્યા ? ભક્તિ અને જ્ઞાનમાં એટલો બધો વિરોધ કેમ થયો ?

### અજ્ઞાનીઓજ કલેશ-કંકાસ કરે છે.

સ્વામીજી —હજી પણ એ સમજાવવાની જરૂર છે ? હમ્મેશા ગૌણભાવમાંથીજ વિવાદ કે કલહનો જન્મ થાય છે, એ વાત ખાત્રીથી માનજે. જેઓ જ્ઞાન કે ભક્તિનું સ્વરૂપ સંપૂર્ણરીતે સમજી શકતા નથી તેઓજ આવા કલેશો કરી સાધ્ય વસ્તુ ભૂલી જાય છે તને કેમ લાગે છે ? ઉદ્દેશ મોટો કે સાધનો મોટા ? ઉદ્દેશ કરતા સાધનો મોટા એમ કહેવાનું સાહસ કોઇ કરી શકે નહિ, કારણ સ્પષ્ટ છે એકજ ઉદ્દેશને પ્રાપ્ત કરવા માટે અધિકારીભેદે અનેક સાધનો હોઇ શકે છે જપ, ધ્યાન, પૂજા, હોમ વગેરે ધર્મનાં જેટલા અંગો મનાય છે તે સર્વ સાધનમાત્રજ છે પરાભક્તિ અથવા પરબ્રહ્મસ્વરૂપના દર્શન એજ તેનો મુખ્ય ઉદ્દેશ છે હવે વિવાદો ઉદ્‌ભવવાનું શું કારણ છે તે તરફ દ્રષ્ટિ કર એક જણ કહે છે કે પૂર્વ તરફ મુખ રાખી પ્રભુનું આહ્‌વાન કરીએ તોજ પ્રભુના દર્શન થાય બીજો કહે છે કે નહિ, પશ્ચિમ તરફ મુખ રાખીને બેસીએ તોજ પ્રભુ આપણી પ્રાર્થના સાંભળે. બનવા જોગ છે કે ઘણા લાંબા કાળ પહેલા કોઇએ પૂર્વ તરફ મુખરાખી ધ્યાન-ભજન વગેરે કરી ઇશ્વરનાં દર્શન કર્યાં હોય તે ઉપરથી તેના શિષ્યો પાછળથી એવોજ સિદ્ધાંત કરી બેસે છે કે પૂર્વ તરફ મુખ રાખ્યા સિવાય ભજન-સાધન કરીએ તો કોઇ કાળે તે સફળ થાયજ નહિ. આ એકદેશીય સિદ્ધાંતનો પ્રચાર કરવા માટે તેઓ પોતાથી બનતું કરે તે પણ સ્વાભાવિકજ છે, પરંતુ એજ વખતે બીજો એક આવીને કહેશે કે —અરે, એમ તે કાંઇ બને ? મેં મારી નજરે જોયું છે કે અમુક પુરૂષ પશ્ચિમ તરફ મુખ રાખી પ્રભુનું ધ્યાન કરતો હતો અને તેને પ્રભુએ દર્શન પણ આપ્યાં હતાં અમે નજરે જોએલી અથવા કાને સાંભળેલી વાત ખોટી કેમ માનીએ ? આ પ્રમાણે ધીમે ધીમે સંપ્રદાયોની રચના થવા લાગે ધારો કે એક જણે હરિનામનો જપ કરતા કરતા પરાભક્તિ પ્રાપ્ત કરી, તો તેજ વખતે એક મત પ્રબળ થાય કે **नास्त्येव गतिरन्यथा** એ સિવાય બીજો કોઇ માર્ગજ નથી. વળી બીજો કોઇ 'અલ્લાહ, અલ્લાહ' જપતો સિદ્ધ થયો, તો તેના

ચેલાઓ એવોજ એક સિદ્ધાંત દ્રઢ કરે. આપણે આ સર્વમાં જે કાંઇ જોવાનું છે તે માત્ર એટલુંજ છે કે આ સર્વ જપ–તપ–પૂજા–અર્ચના વગેરેનો આરંભ ક્યાંથી થયો? નિર્મળ અને નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરશો તો જણાશે કે "શ્રદ્ધા" એજ સર્વ સાધનોનું જન્મસ્થાન છે શ્રદ્ધાને સમજાવવા માટે આપની ભાષામાં બીજો કોઇ શબ્દ નથી ઉપનિષદ્‌મા કહ્યું છે કે એવી શ્રદ્ધાએજ એક વખત નચિકેતાના હૃદયમાં પ્રવેશ કર્યો હતો "એકાગ્રતા" શબ્દદ્વારા શ્રદ્ધા શબ્દમા રહેલો ભાવ સંપૂર્ણરૂપે સ્પષ્ટ થતો નથી. " એકાગ્રનિષ્ઠા " એ શબ્દથી શ્રદ્ધાનો કાંઇક ભાવ પ્રકટ થાય છે એકાગ્ર મનમા નિષ્ઠાનો યોગ થવાથી એક એવું તત્ત્વ ઉદ્‌ભવે છે કે ધીમે ધીમે "અદ્વૈત" અથવા "સચ્ચિદાનંદ" સ્વરૂપની અનુભૂતિ તરફ મનની ગતિ થયા વિના રહેતી નથી ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ એ બન્ને માર્ગો, જીવનમા એક પ્રકારની ખાસ નિષ્ઠા સ્થાપવાનો ઉપદેશ કરે છે એ ઉપદેશો યુગપરંપરાથી યા કાળબળથી વિકૃત થવા લાગે છે, અને એક વખતનાં મહાન સત્યો સમય જતા દેશાચાર કે કુળાચારના રૂપમા પલટાઇ જાય છે કેવળ ભારતવર્ષમાંજ એમ થયું છે અને થાય છે એમ નથી, પણ દુનિયાની સઘળી જાતિઓમા અને સઘળા સમાજોમાં લગભગ તેમજ બને છે વિચારહીન સાધારણ જીવો એવી વિકૃત ભાવનાઓને વળગી રહીને વિવાદો અને કલહોના રણસ્થંભો રોપી, મૂળ ઉદ્દેશને ભૂલી જઇ, મારામારી કરવામા વખત ગુમાવે છે

શિષ્ય —તો હવે એનો કાંઇ ઉપાય ?

### સત્યોનો પુનરૂદ્ધાર કરો.

સ્વામીજી —મે કહ્યું તેમ પૂર્વના જેવી બરાબર શ્રદ્ધા પ્રકટાવવાના પ્રયત્નો કરો. દરેક મતમાં અને દરેક સંપ્રદાયમા દેશકાળાતીત સત્યો રહેલાં છે, પણ તેના ઉપર યુગોના યુગો થયાં જે જાળા–ઝાંખરા બાઝી ગયા છે તે ખખેરી નાખીએ તોજ તેના યથાર્થ સ્વરૂપનું દર્શન થઇ શકે જે સત્યો અજ્ઞાન અને મતાંધતાના આવરણો નીચે દબાઇ ગયા છે, તેજ સત્યોનો ઉદ્ધાર કરી લોકોની આગળ ધરો, એટલે તમારા ધર્મનું અને દેશનું પણ કલ્યાણ થશે.

### શ્રીકૃષ્ણ અને શ્રીરામચંદ્ર વગેરે મહાવીરોની પૂજાનો પ્રચાર કરો.

શિષ્ય —સત્યોને મૂળસ્વરૂપમા રજુ કરવાનો કાંઇ માર્ગ દર્શાવશો ?

સ્વામીજી —સર્વ પહેલા મહાપુરૂષોની પૂજાનો પ્રારંભ કરો જે પવિત્ર પુરૂષો સનાતન તત્ત્વોને પ્રત્યક્ષ કરી ગયા છે તેમને જનસમાજ પાસે આદર્શરૂપે રજુ કરો દાખલા તરીકે ભારતવર્ષમાં શ્રીરામચન્દ્ર, શ્રીકૃષ્ણ, મહાવીર અને શ્રીરામકૃષ્ણપરમહંસ. બની શકે એટલા જુસ્સાથી શ્રીરામચંદ્ર અને મહાવીર (હનુમાન)ની પૂજાનો પ્રચાર થવો જોઇએ. વૃન્દાવનલીલાને હમણાં એક ખૂણામાં મૂકી છાંડ

ગીતારૂપી સિંહનાદ કરનાર શ્રીકૃષ્ણની પૂજા પ્રવર્તાવ ! શક્તિ ( બળ )ની પૂજાનાં બીજ નાખ !

### આ કાળે વૃંદાવનલીલાનું રહસ્ય ઉપયોગી નથી.

શિષ્ય—કેમ, વૃંદાવનલીલા કાંઇ ખરાબ છે ?

સ્વામીજી—અત્યારે એવી પૂજાથી તારા દેશનું કલ્યાણ થાય એવો સંભવ નથી. તું જ કહે જોઇએ, વાંસળી વગાડવાથી વર્તમાન સંયોગોમાં દેશનું શું હિત સધાવાનું હતું ? અત્યારે તો મહાત્યાગ, મહાનિષ્ઠા, મહાધૈર્ય અને નિઃસ્વાર્થ સેવાબુદ્ધિ એટલી વસ્તુઓનીજ પૂરેપૂરી જરૂર છે. દેશમાં સર્વત્ર જાગૃતિ ફેલાય અને સર્વ કોઇ ઉદ્યોગપરાયણ થઈ જાય, એવી પૂજાઓ અને ભાવનાઓનો ફેલાવો કરો. વર્તમાનકાળની જરૂરીયાતોમાં એ જરૂરીયાત મુખ્ય છે.

શિષ્ય.—આપના અભિપ્રાય પ્રમાણે તો વૃંદાવનલીલાને નિરૂપયોગીજ માનવી જોઇએ.

સ્વામીજી—એમ કોણ કહે છે ? હું એમ કહેવા માગું છું કે વૃંદાવનલીલાની યથાયોગ્ય ધારણા જનસમાજને થાય તે માટે બહુ ઉચ્ચસાધનાઓની જરૂર છે. અત્યારે ઘોર કામ-કાંચનાસક્તિવાળા યુગમાં એવી લીલાઓનો ઉચ્ચભાવ ભાગ્યેજ કોઇ સમજી શકશે

શિષ્ય—ત્યારે શું આપ એમ કહેવા માગો છો કે જેઓ સખ્યાદિ મધુર-ભાવોનું અવલંબન લઈ સાધના કરે છે, તેઓ ભૂલભરેલા માર્ગે જાય છે ?

સ્વામીજી—હા, મારો અભિપ્રાય તો એવાજ પ્રકારનો છે, તેમાં પણ ખાસ કરીને જેઓ એવા ભાવનાસાધક હોવાનું જણાવે છે તેઓને માટે તો હું બહુજ ખરાબ અભિપ્રાય ધરાવું છું અલબત્ત, એવા સાધકોમાં ગણ્યાગાંઠ્યા સાચા સાધકો પણ મળી જાય, બાકી મોટો ભાગ તો ઘોર તમોગુણમાં ગળા સુધી ડૂબી ગયો છે, અસ્વભાવિક માનસિક દુર્બળતાપૂર્ણ થઇ ગયો છે. એટલાજ માટે તમને પુનઃ પુનઃ કહ્યા કરૂં છું કે બની શકે તેટલા સામર્થ્યથી મહાવીરની પૂજા કરાવવાનો પ્રયત્ન કરો, શક્તિની પૂજા પ્રચલિત થાય તેવો ઉપદેશ કરો, શ્રી રામચંદ્ર જેવા મહાપુરૂષોની ઉપાસના થાય તેવી વ્યવસ્થાઓ કરો. એમ થશે તોજ તમારા દેશનું કલ્યાણ થશે તે સિવાય અત્યારે બીજો એકે ઉપાય નથી.

શિષ્ય—પરન્તુ મેં એમ સાંભળ્યું છે કે ગુરૂદેવ શ્રીરામકૃષ્ણપરમહંસ તો સર્વની સાથે સંકીર્તન કરવામાંજ ખાસ કરીને આનંદ પામતા.

સ્વામીજી—એમની વાત જુદી છે. એમની સાથે સામાન્ય જીવોની તુલના થઇ શકે ? તેમણે સર્વ માર્ગો અજમાવી જોયા હતા, અને છેવટે સર્વનો "એકત્વ" માં સમાવેશ પણ કરી દીધો હતો. તારાથી કે મારાથી શું એમ બની શકે તેમ

છે ? તેઓ કેવા અને કેટલા મહાન પુરૂષ હતા તે હજુ સુધી આપણે બરાબર રીતે સમજી શક્યા નથી. એજ કારણસર હું જ્યાં ત્યાં તેમનો ઉલ્લેખ કરતો નથી. પોતે કેવા હતા તે તેઓ પોતે એકલાજ સમજતા હતા. તેમનો દેહજ માત્ર મનુષ્યો જેવો હતો, બાકી તેમની ચાલચલગત—વર્તન એ સર્વ કોઇ જૂદીજ ભાતનું—અમાનુષી હતું

શિષ્ય —વારૂ, આપ એમને એક અવતારી પુરૂષ તરીકે માનો છો કે નહિ ?

સ્વામીજી —અવતારી પુરૂષોનો અર્થ તું શું કરે છે તે એકવાર મને સમજાવ.

શિષ્ય —કેમ, જેવીરીતે શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીગૌરાંગ, શ્રીબુદ્ધ તથા શ્રીક્રાઇસ્ટ વગેરે ઇશ્વરી અવતાર ગણાય છે, તેમના જેવા તેમને માની શકાય કે નહિ ?

## અવતારી પુરૂષોનો પ્રવાહ સતત વહ્યા કરે છે.

સ્વામીજી —માનવાની વાત તો દૂર રહી, તે જે નામો લીધા તેના કરતાં પણ શ્રીરામકૃષ્ણ ગુરૂદેવને હું વધારે મહાન પુરૂષ સમજું છું પણ એ વાત જવા દે અત્યારે તો માત્ર એટલુંજ યાદ રાખી લે કે સમય અથવા સમાજના સંયોગોને અનુસરીને ધર્મનો ઉદ્ધાર કરવા જેઓ અવતરે છે તેમને મહાપુરૂષો કહો અથવા અવતારી પુરૂષો કહો, ગમે તે કહો, તેનાથી કાંઇ લાભ કે હાનિ નથી. તેઓ સંસારમાં આવી જીવોએ પોતાનું જીવન કેવું બનાવવું, તેનો માર્ગ સૂચવતા જાય છે, એટલુંજ નહિ પણ પોતાનું આદર્શ દૃષ્ટાંત આપી જીવોને ઉત્તેજિત કરી જાય છે. કાળક્રમે એવા આદર્શને અનુસરનારાઓ એક સંપ્રદાય બાંધી દઇ ધર્મને સંકુચિત સીમામાં પુરી રાખે છે એ સંપ્રદાય જેવો વિકૃત થયો કે તુરતજ એક બીજો સુધારક પુરૂષ અવતાર લે છે. આ પ્રમાણે સતત એક પ્રવાહ વહ્યાજ કરે છે

શિષ્ય —ત્યારે આપે ગુરૂદેવને એક અવતારી પુરૂષ તરીકે જગતમાં કેમ જાહેર ન કર્યા ? આપનામાં વક્તૃત્વશક્તિ તો પૂરતા પ્રમાણમાં હતી !

સ્વામીજી —તેનું કારણ માત્ર એટલુંજ કે હું તેમને બહુ ઓછા પ્રમાણમાં સમજી શક્યો છું તેઓ મને એટલા બધા મહાન લાગ્યા છે કે તેમના સંબંધમાં કાંઇ બોલવા જતાં, કદાચ અસત્ય તો નથી બોલી જવાયું ને ! એવો ભય રહ્યા કરે છે કદાચ મારી પોતાની અલ્પ શક્તિને લીધે તેમની છબી બગડી જાય તો શું કરવું ? એટલાજ માટે તેમના સંબંધે મૌન રહેવું વધારે યોગ્ય માનું છું.

શિષ્ય —પરન્તુ આજકાલ અનેક મનુષ્યો તેમને અવતારી પુરૂષ તરીકે લેખી તેમની ભાવનાઓનો પ્રચાર કરે છે

સ્વામીજી —તે ભલે કરે જે જેટલું સમજ્યો હોય તેટલું તે ભલે કરે. તારો એવો વિશ્વાસ બંધાયો હોય તો તું પણ કર.

શિષ્ય —હું તો આપને પોતાનેજ બરાબર સમજી શકતો નથી તોપછી ગુરૂદેવની તો વાતજ કયાં કરવી ? મને તો એમ લાગે છે કે આપની સહેજસાજ કૃપા મારા ઉપર રહ્યા કરે તો પણ મારૂં જીવન સફળ છે

વાતચીત પૂરી થઇ એટલે સ્વામીજીની ચરણરજ માથે ચડાવી શિષ્ય પોતાને ઘેર પાછો ફર્યો

# प्रसंग २६ मो.

(સ્થાન-બેલુડમઠ ચણવા સમયે ઈ.સ. ૧૮૯૯)

## કામ-કાંચનાસક્ત ગૃહસ્થોનો ધર્મ.

શિષ્ય —સ્વામીજી ! ગુરૂદેવ કહેતા કે જ્યાંસુધી કાંચન અને કામિનીનો ત્યાગ ન થાય ત્યાંસુધી કોઈ મનુષ્ય ધર્મના માર્ગમાં આગળ વધી શકે નહિ તો પછી જેઓ રાત્રિ-દિવસ સાંસારિક વિષયોમાં રચ્યા-પચ્યા રહે છે તેઓને માટે અર્થાત્ ગૃહસ્થોને માટે કયાઈ ઉપાય નહિ હોય શુ ?

સ્વામીજી.—ગૃહસ્થ હોય યા સન્યાસી હોય, ગમે તે હોય, પણ જો તેનામા કામ-કાંચનની આસક્તિ રહી ગઇ હોય તો ઇશ્વર તરફ તેવા મનની ગતિ થાય નહિ એ વાત નિસદેહ છે એ બે વસ્તુઓમાં જ્યાસુધી મન રમ્યા કરે છે ત્યા સુધી યથાર્થ અનુરાગ, યથાર્થ નિષ્ઠા, કે યથાર્થ શ્રદ્ધા કોઇ કાળે ઉદ્ભવતી નથી.

શિષ્ય —ત્યારે ગૃહસ્થોને માટે કાઇ ઉપાય ?

સ્વામીજી —ઉપાય અવશ્ય છે ગૃહસ્થોએ નાની નાની વાસનાઓ પૂર્ણ કરતા જવુ અને મોટી મોટી વાસનાઓનો વિચારપૂર્વક ત્યાગ કરતા જવુ. ત્યાગ સિવાય ઇશ્વર-પ્રાપ્તિનો બીજો કોઇ રાજમાર્ગ નથી **ब्रह्मा स्वयं वदेत्**—વેદકર્તા સ્વય બ્રહ્મા આવીને કહે તો પણ તે ત્યાગ સિવાય બીજો કોઇ માર્ગ દર્શાવી શકે નહિ

## સંન્યાસી અને ગૃહસ્થ વચ્ચે ભેદ.

શિષ્ય —સન્યાસ ગ્રહણ કરવાથીજ વિષયનો ત્યાગ થઇ જતો હશે ?

સ્વામીજી —એમ કોણ કહે છે ? અલબત્ત સન્યાસીઓ કામ-કાચનનો સપૂર્ણ ત્યાગ કરવા માટે તૈયાર રહે છે અને તેને માટે પ્રયત્ન કરે છે, જ્યારે ગૃહસ્થોની નૌકા તો સ્વચ્છદતાથી મરજીમા આવે તેમ ભટકયા કરે છે. ગૃહસ્થો અને સંન્યાસીઓ વચ્ચે એજ એક મોટો તફાવત છે ભોગની વાસના કોઈ દિવસ શાંત થઇ હોય એમ સાંભળ્યુ છે ? **भूय एवाभिवर्धते**—એ તો જેમ જેમ ભોગવો તેમ તેમ વધતીજ જવાની !

શિષ્ય—ભોગ ભોગવતાં માણુસ કંટાળી જાય ત્યારે તો વિતૃષ્ણા અને ઉદાસીનતા જન્મે કે નહિ?

**ભોગોપભોગોથી મનની મલિનતામાં વૃદ્ધિ થાય છે.**

સ્વામીજી—ભોગોપભોગોથી કંટાળીને કેટલા મનુષ્યોએ વૈરાગ્ય લીધો, તે તુ મને કહે વિષયોના ભોગોથી મન ઉપર એક એવી છાપ પડી જાય છે, મન એવુ કલુષિત થઇ જાય છે, અને તે એવા વિચિત્ર રંગથી રંગાઇ જાય છે કે તેમા બીજુ પ્રતિબિંબજ પડી શકતું નથી એટલા માટે ત્યાગ-ત્યાગ એજ એક સર્વનો મૂળમંત્ર છે, એ વાત નિર્વિવાદ છે

શિષ્ય.—ઋષિ-વાક્ય તો આ પ્રમાણે છે કે **गृहेषु पंचेन्द्रियनिग्रहस्तप निवृत्तरागस्य गृहं तपोवनम्** । ગૃહસ્થાશ્રમમાં રહેવા છતા ઇન્દ્રિયના વિષયોથી અર્થાત્ રૂપ-રસ-ગંધાદિના ભોગોપભોગોથી દૂર રહેવુ તે પણ તપસ્યા છે, કારણ કે વિષયો પ્રત્યેનો અનુરાગ દૂર થયો એટલે ગૃહ પણ તપોવનજ બની રહે છે.

સ્વામીજી—એવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં, જેઓ કામ-કાંચનાદિ આસક્તિઓનો ત્યાગ કરી શકે તેઓ ખરેખર ધન્ય છે; પરન્તુ એવા વીર પુરૂષોની સંખ્યા કેટલી બધી ઓછી હોય છે?

**શિથિલાચારી સંન્યાસી પણ ત્યાગમાર્ગ ઉપર છેજ**

શિષ્ય—પરંતુ આપજ આગળ કહી ગયા છો કે સંન્યાસીઓનો મોટો ભાગ પણ સંપૂર્ણ પ્રકારે કામ-કાંચનાસક્તિનો ત્યાગ કરી શક્યો નથી

સ્વામીજી—બેશક, મે તેમ કહ્યુ છે, પણ તેની સાથે એમ પણ કહ્યુ છે કે તેઓ ત્યાગના માર્ગ ઉપર તો હોય છેજ કામ-કાંચનાસક્તિની સામે યુદ્ધ કરવાને તેઓ બહાર તો પડી ચૂક્યા હોય છેજ બીજી તરફ જોઇએ તો ગૃહસ્થો કામ-કાંચનાદિને વિઘ્નરૂપેજ હજી સમજતા નથી હોતા, તો પછી આત્મોન્નતિને માટે પ્રયત્ન તો ક્યાથી કરી શકે? બાહ્ય આસક્તિઓની સામે આપણે યુદ્ધ કરવાનુ છે, એ ભાવનાજ કોઇ વિરલ ગૃહસ્થમા હોય છે

શિષ્ય—એમ કેવીરીતે આપણાથી કહી શકાય? અનેક ગૃહસ્થો આસક્તિઓને ટાળવાને પ્રયત્નો કરે છે

સ્વામીજી—જેઓ એવા પ્રયત્નો કરે છે તેઓ એકવાર અવશ્ય ત્યાગી બની શકશે અને સર્વ આસક્તિઓ દૂર કરી શકશે, પરતુ જેઓ એમજ માની બેઠા છે કે "થવાનુ હતુ તે થયુ, અને થવાનું હશે તે થશે," તેઓને માટે તો આત્મ દર્શન બહુ દૂર છે "અત્યારેજ પ્રભુનાં દર્શન કરીશ, આ જન્મમાજ પ્રભુની પાસે જઇશ" એવી ભાવના તો વીર પુરૂષોનેજ હોય છે આવા વીરરત્નો ગમે તે ક્ષણે સર્વસ્વનો ત્યાગ કરી દેવાને તત્પર હોય છે. શાસ્ત્રમા તેઓને ઉદ્દેશીનેજ કહ્યુ

છે કે, **यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्** । જે સમયે વૈરાગ્ય ઉદ્ભવે, તેજ સમયે સસાર ત્યજીને ચાલી નીકળે.

## ઇશ્વરના કૃપાપાત્ર કેમ બનાય ?

શિષ્ય —પણ ગુરૂદેવ કહેતા કે જ્યારે ઇશ્વરની કૃપા થાય અને તેઓ સાદ કરે, ત્યારે સસારની સઘળી આસક્તિઓ ઘડીમા તૂટી જાય છે

સ્વામીજી —હા, તેમની કૃપા થાય તો એમ બને. પણ તેમની કૃપાના પાત્ર બની શકીએ તેટલા માટે સૌ પહેલા આપણે શુદ્ધ અને પવિત્ર બનવુ જોઇએ કે નહિ ? મન–વચન–કાયાથી પવિત્ર ન બનીએ તો કોણ કોના ઉપર શા માટે કૃપા કરે ?

શિષ્ય —મન–વચન–કાયાનો સયમ થઇ શકતો હોય તો પછી કૃપાની જરૂરજ શુ રહી ? મારાથી જો સયમ બની શકે તો હુ પોતેજ મારી પોતાની આત્મોન્નતિ કરી શકુ.

સ્વામીજી —તુ એક વખત અતઃકરણપૂર્વક પ્રયત્ન કરી જો અને પછી તેમની (ઇશ્વરની) કૃપા થાય છે કે નહિ, તેનો વિચાર કરી જોજે. પુરૂષાર્થ કર્યા વિના છાનામાના બેસી રહેવાથી કોઇની કૃપા મેળવી શકાતી નથી.

શિષ્ય —હુ ધારૂ છુ કે આત્મોન્નતિની ઇચ્છા દરેકને હોય છેજ, પરતુ લક્ષમા ન આવી શકે એવા કોઇ કારણોને લઇને મન સ્થિર રહી શકતુ નથી તેનુ શુ કરવુ ? હુ ઇશ્વરના દર્શન કરૂ એવી ઇચ્છા કોને ન હોય ?

સ્વામીજી —એવી ઇચ્છા જે હૃદયમા થાય તે હૃદયમા પ્રયત્નની શરૂઆત થઇ ચૂકી એમજ ગણાય. કાળક્રમે તેના ઉપર ઇશ્વરની કૃપા થયા વિના રહેજ નહિ

## પૂર્વકાળે મહાપાપીઓ પણ પ્રભુદર્શન પામતા, એ કેમ સંભવે ?

શિષ્ય —અનેક અવતારોમા એવી વાતો બનેલી સાંભળવામાં આવે છે કે, જેઓ એક વખત મહા ભયાનક પાપી અને વ્યભિચારી હતા, તેઓ પણ કોઈ પ્રકારના સાધન–ભજન વિના માત્ર ઇશ્વરકૃપાથીજ ઇશ્વરનાં દર્શન અનાયાસે કરી શકયા હતા એ વાતોનો અર્થ શુ ?

સ્વામીજી —જેઓ બહારથી પાપી, વ્યભિચારી અને દુરાચારી હોય છતાં ઇશ્વરના દર્શન તે કરી શકયા હોય તો તેઓના હૃદયમા તે પહેલાં એક વખત તીવ્ર અશાંતિ જન્મેલી હોવી જોઇએ, એ વાત ખાત્રીપૂર્વક માની લેવી જ્યારે એવી અશાંતિથી તેમનુ હૃદય સળગવા લાગે અને ભોગોપભોગો પ્રત્યે સખત તિરસ્કાર આવે, ત્યારે તેમને કશામા ચેન પડતુ નથી આથી તેઓ ભગવાનની દયા મેળવવા માટે હૃદયના પવિત્ર ભાવથી પ્રાર્થના કરે છે અને પ્રભુ તે સાંભળે પણ છે. આવા લોકો તમોગુણદ્વારા ધર્મમાર્ગમા આગળ વધે છે, એમ કહેવું જોઇએ.

શિષ્ય—તેને તમોગુણ કહો અથવા તો ગમે તે કહો, પણ એ ગુણથી તેમને ઇશ્વરપ્રાપ્તિ થઇ, એ વાત તો ચોક્કસ ને ?

સ્વામીજી—તેની કોણ ના પાડે છે ? પણ હું તને પૂછું છું કે, પાયખાનામાં થઇને ગૃહમાં દાખલ થવું તેના કરતાં સિંહદ્વારથી સીધું ગૃહમાં જવું શું ખોટું છે ? બન્ને માર્ગે મનની અશાંતિ દૂર કરવાની તીવ્ર ભાવના, એકસરખી ઉપયોગી થઇ પડે છે.

શિષ્ય.—તે ખરૂં, પણ હું એમ ધારૂં છું કે જેઓ ઇન્દ્રિયાદિના દમનપૂર્વક કામ–કાંચનાદિનો ત્યાગ કરી ઇશ્વરપ્રાપ્તિ માટે સર્વદા તત્પર રહેતા હોય તેઓ પુરૂષાર્થવાદી અથવા તો સ્વાવલંબી હોવા જોઇએ, અને જેઓ કેવળ માત્ર (ઇશ્વરના) નામ ઉપરજ વિશ્વાસ રાખી નિર્ભર રહે છે તેઓની કામ–કાંચનાસક્તિ ઇશ્વર દૂર કરે છે અને છેવટે પરમપદે લઇ જાય છે

સ્વામીજી—હા, પણ તે કહ્યું તેવા નિર્ભર ભાવવાળા ભક્તો તો કોઇ વિરલાજ હોય એવા પુરૂષો સિદ્ધ થાય છે તો તેમને કૃપાસિદ્ધ માનવામાં આવે છે, છતાં જ્ઞાની અને ભક્ત, એ ઉભયને માટે ત્યાગ એજ એક મૂળમંત્ર હોવો જોઇએ, એ નિઃશંક છે.

### ઇશ્વરકૃપા માટે કોઇ નિયમ હશે કે નહિ.

શિષ્ય—શ્રીયુત ગિરીશચંદ્ર ઘોષ મહાશયે મને એકવાર કહ્યું હતું કે –"કૃપાને માટે કોઇ નિયમજ નથી. જો નિયમ હોય તો પછી તેને કૃપા એવું નામજ આપી શકાય નહિ. ઇશ્વરને ત્યાંની વ્યવસ્થા જગતના નિયમોથી સ્વતંત્ર હોય છે "

સ્વામીજી—નહિ–નહિ, તેમ ન બને ઘોષ મહાશય જે સ્થાનની વાત કહે છે તે સ્થાને પણ કોઈ એક પ્રકારનો નિયમ હોવોજ જોઇએ એ નિયમ શું હશે તે આપણે જાણી ન શકીએ તે સ્વાભાવિક છે, પરંતુ નિયમ કે વ્યવસ્થાની તો ના કહી શકાય નહિ અલબત્ત, જે સ્થાન દેશ–કાળથી પણ અતીત છે, ત્યાં કાયદો ન હોય એ વાત સહેજે સમજી શકાય તેમ છે, કારણ કે જ્યાં કાર્ય–કારણનો સંબંધ નથી ત્યાં કોણ કોના ઉપર કૃપા કરે ? જે સ્થાને સેવ્ય–સેવક, ધ્યાતા–ધ્યેય અને જ્ઞાતા–જ્ઞેય એક બની જાય છે, સર્વ સમરસ થઇ જાય છે, ત્યાં નિયમ ન હોય તો પણ ચાલે.

શિષ્ય—આજે તો હવે રજા લઇશ આપની સાથે વાતો કરવાથી વેદ–વેદાંતનું ઘણું ખરૂં રહસ્ય સમજવામાં આવી જાય છે અત્યારસુધી કેવળ વાણીના આડંબરમાં સમય વીતાડયો, તે માટે હવે પશ્ચાત્તાપ થાય છે.

સ્વામીજીની ચરણરજ માથે ચડાવી શિષ્ય કલકત્તા તરફ રવાના થયો.

# प्रसंग २७ मो.

( સ્થાન—બેલુડમઠ—નિર્માણકાળે ઇ સ ૧૮૯૯ )

## વર્તમાન દુર્દશા સંબંધી ચર્ચા.

શિષ્ય.—સ્વામીજી ! વર્તમાનકાળે આપણા સમાજની અને દેશની આટલી બધી દુર્દશા કેમ થવા પામી હશે ?

સ્વામીજી—તમે લોકો એના માટે જવાબદાર છો.

શિષ્ય.—કેમ ?

સ્વામીજી —બહુ કાળથી દેશની નીચ જાતિઓનો તમે તિરસ્કાર કરતા આવ્યા છો, તેથી આજે તમે પોતે દુનિયાના તિરસ્કારને પાત્ર બન્યા છો.

શિષ્ય.—અમે ક્યારે કોનો તિરસ્કાર કર્યો ?

સ્વામીજી.—કેમ ? ભટ્ટાચાર્યના વંશના જે કહેવાય છે તે તમેજ ને ? વેદ-વેદાન્તાદિ તાત્ત્વિક ગ્રંથો બ્રાહ્મણ સિવાયના મનુષ્યોને વાંચવાની પણ છુટ નહિ, તેમનો તમને કદાચ સ્પર્શ થાય તોપણ સ્નાન કરવું જોઇએ, એમ કહેનારા તમેજને ? નીચ જાતિઓને કાયમને માટે નીચ બનાવી રાખી, સ્વાર્થાંધતાથી તિરસ્કાર કર્યો, તેનું પરિણામ એજ આવ્યું કે તમે પોતેજ જગતની દ્રષ્ટિમાં તિરસ્કારપાત્ર બન્યા બ્રાહ્મણોએ ધર્મશાસ્ત્રનો ઇજારો રાખી લીધો અને વિધિ નિષેધો પોતાના હાથમાં રાખી ભારતવર્ષની અન્ય જાતિઓને નીચ ઠરાવી દીધી. આથી વસ્તુત જે જાતિઓને બ્રાહ્મણો જેટલોજ અધિકાર હોવો જોઇએ તે જાતિઓ પોતેજ પોતાને નીચ માનવા લાગી ગઈ ! તું એક માણસને ખાતાં પીતાં, સૂતાં, બેસતાં એમ કહ્યા કરે કે "તું નીચ છે," "તું અધમ છે," તો કાળક્રમે તે માણસ " ખરેખરજ હું નીચ હઈશ ' એમ માનવા લાગે, એ તદ્દન સ્વાભાવિક છે. હવે ધીમે ધીમે બ્રાહ્મણોની આંખો ઉઘડવા લાગી છે, તેઓની શાસ્ત્રો ઉપરની શ્રદ્ધા દિવસે દિવસે શિથિલ થઈ જાય છે, અને અંગ્રેજી શિક્ષણના પ્રતાપે અંધશ્રદ્ધાની ટેકરીઓ પણ જમીનદોસ્ત થવા લાગી છે. તુંજ વિચાર કરી જો કે બ્રાહ્મણોમાં હવે કેટલો બધો ફેરફાર થઈ ગયો છે ?

## બ્રાહ્મણોના તિરસ્કારનું ફળ.

શિષ્ય —જી હા, આચાર વિચાર કાંઇક શિથિલ થતા જાય છે.

સ્વામીજી —થાય નહિ ? બ્રાહ્મણોએ અત્યાર સુધી જે ભયંકર જુલમ અને અનાચાર કર્યો છે, સ્વાર્થાંધતાથી પોતાનું પ્રભુત્વ સાચવી રાખવા માટે જે અનૈતિક, અવૈદિક તથા અયૌક્તિક (નીતિવિરૂદ્ધ, વેદની આજ્ઞાવિરૂદ્ધ અને યુક્તિવગરના)

મતો ચલાવ્યા છે, તેનુ ફળ પણ તેમને હવે રોકડુજ મળવા લાગ્યુ છે

શિષ્ય —શુ ફળ મળ્યુ મહાશય ?

સ્વામીજી —જોતો નથી શુ ફળ મળ્યુ તે ? ભારતની અપર જાતિઓનો તિરસ્કાર કરવાથી, હજારો વર્ષો થયાં તમારે પોતાનેજ દાસત્વ કરવુ પડે છે તે નથી જોતો ? વિદેશી પ્રજાના તિરસ્કારો તથા સ્વદેશવાસીઓનાં હુમલાઓ કાઇ ઓછા સહન કરવા પડયા છે ?

શિષ્ય —પરતુ મહાશય ! અત્યારે પણ જે વ્યવસ્થાઓ ચાલે છે, તે બ્રાહ્મણોનાજ અભિપ્રાયને અનુસરીને ચાલે છે. ગર્ભાધાનથી મૃત્યુપર્યતના જે સસ્કારો થાય છે તે સર્વ બ્રાહ્મણોના હાથથીજ થાય છે, છતાં આપ એમ કેમ કહો છો ?

## શાસ્ત્રીય સંસ્કારોજ ક્યાં છે?

સ્વામીજી —ખોટી વાત ! શાસ્ત્રોક્ત સસ્કારો અત્યારે છેજ ક્યા ? મે ભારત વર્ષમાં ચોતરફ મુસાફરી કરીને જોયું છે તો સર્વત્ર દેશાચારનુજ પ્રાબલ્ય જણાયુ છે શ્રુતિ-સ્મૃતિઓનો તો કોઇ ભાવજ પૂછતું નથી લોકાચાર, દેશાચાર અને સ્ત્રી-આચારે અત્યારે શ્રુતિ-શાસ્ત્રોનાં સ્થાન પડાવી લીધાં છે કોઇ કાંઇ કહેવા જાય છે તોપણ તેનુ કોઇ સાંભળવાની પરવા રાખતું નથી ભટ્ટાચાર્ય બ્રાહ્મણોને થોડાઘણા પૈસા મળ્યા, એટલે એમે તેવો વિધિ-નિષેધ લખી આપે છે. તુંજ કહે કે વૈદિક કલ્પ, ગૃહ્યસૂત્ર તથા શ્રૌતસૂત્રનો અભ્યાસ કર્યો હોય એવા ભટ્ટાચાર્યો અત્યારે મળી આવશે ? મે બરાબર જોયુ છે કોઇ કોઈ સ્થળે રઘુનદનનો મત પ્રબળ છે, કોઇ સ્થળે મિતાક્ષરાનો મત પ્રબળ છે, કે તો કોઇસ્થળે મનુસ્મૃતિ ઉપરજ સઘળો આધાર રાખવામા આવે છે તમે લોકો એમ સમજો છો કે સમસ્ત દેશમાં એકજ મતને અનુસરી વ્યવસ્થાઓ ચાલે છે, પણ જ્યાં જુઓ ત્યા મતભેદજ પ્રવર્તે છે, એટલાજ માટે કહુ છુ કે વેદોના પ્રત્યે લોકોની સન્માનબુદ્ધિ થાય, સર્વ કોઈ વેદોનીજ ચર્ચા કરે અને સર્વત્ર વેદનોજ મત પ્રબળ થાય એવો પ્રયત્ન કરો

શિષ્ય —હવે વેદનો મત દેશમા સર્વ કોઇને અનુકૂળ થાય એવો સભવ છે ?

સ્વામીજી —અલબત્ત, સઘળા જુના નિયમો અત્યારે અનુકૂળ થઇ શકે નહિ, પણ તેમાં સમયોચિત સુધારો વધારો કરી પ્રચલિત કર્યા હોય તો શા માટે તેનો પ્રચાર ન થાય ?

શિષ્ય —હું ધારૂ છુ કે મનુની આજ્ઞાને તો સૌ કોઇ માન આપે છેજ

સ્વામીજી —મનુને ભાગ્યેજ કોઇ માન આપતુ હશે. તન્ત્રોનો વામાચાર તમારા હાડમાસમાં પેસી ગયો છે તે નથી જોતા? એટલુજ નહિ પણ મૃત બૌદ્ધ ધર્મના હાડપિંજર સમાન આધુનિક વૈષ્ણવધર્મમાં પણ ભયકર દુરાચારે પગ-

પેસારો કર્યો છે ! આ અવૈદિક વામાચારને જેમ બને તેમ વહેલો નષ્ટ કરી નાખવો જોઇએ

શિષ્ય —એ દુરાચાર દૂર થાય એમ તમને લાગે છે ?

**અત્યારે પણ મનુ અને યાજ્ઞવલ્કય ઉપજાવી શકાય.**

સ્વામીજી —એ શુ બોલે છે ? બીકણુ-કાયર ! " અસભવિત-અસભવિત" કહી કહીનેજ દેશનુ સત્યાનાશ કાઢી નાખ્યું ! મનુષ્યપ્રયત્નથી શું ન થાય ?

શિષ્ય —પણ જ્યાં સુધી મનુ અને યાજ્ઞવલ્કય જેવા ઋષિમુનિઓ દેશમાં પુન જન્મ ન લે ત્યા સુધી અત્યારની સ્થિતિમાં કાઇ ફેરફાર થાય એમ મને લાગતું નથી

સ્વામીજી —અરે, પવિત્રતા અને નિઃસ્વાર્થ પ્રયત્નને લઇનેજ તેઓ મનુ અને યાજ્ઞવલ્કય ગણાયા કે તે સિવાય તેમનામાં કાઇ વિશેષ હતુ ? પ્રયત્ન કરવાથી આપણે પણ મનુ અને યાજ્ઞવલ્કય જેવા મહાન થઈ શકીએ તેમ છીએ; તો પછી આપણા વિધિ નિષેધ દેશમા કેમ નહિ ચાલે ?

શિષ્ય —આપ અગાઉ એકવાર કહી ચૂકયા છો કે પ્રાચીન આચારો દેશમાં પ્રવર્તાવવા જોઈએ. હવે મનુ વગેરે આપણા જેવાજ મનુષ્યો હતા. એમ માનીને તેવા પુરૂષોની ઉપેક્ષા કરીએ તો આપણે કેવી રીતે આગળ કામ કરી શકીએ ?

સ્વામીજી —હું શુ કહું છુ અને તું શુ સમજે છે ? મારી વાત બરાબર સમજી લે. હુ એમ કહેવા માગુ છુ કે જે પ્રાચીન આચારો છે તેને સમાજને સમયોપયોગી બનાવવાને માટે, તે સર્વને નવા ભાવે તથા નવી પદ્ધતિએ પ્રચલિત કરવા જોઇએ સમજ્યો ?

શિષ્ય —જી હા

**કાંઇક કામ કરી બતાવો-તોજ લોકો તમને માન આપશે.**

સ્વામીજી —તુ શાસ્ત્ર વગેરે વાંચી ગયો છે અમારા આશા શ્રદ્ધા તમારા જેવા નવયુવકો ઉપરજ છે. મારા આશયોને બરાબર સમજી કામ કરવા લાગી જાઓ, એજ મારી ઇચ્છા છે.

શિષ્ય.—પરતુ અમારી વાત સાભળશે કોણુ ? લોકો અમારૂ કથન શા માટે માન્ય કરશે ?

સ્વામીજી —તુ પોતે જો શાસ્ત્રનો મર્મ સમજી શકીશ અને તેને આચારમાં મૂકી શકીશ તો અવશ્ય લોકો તે સ્વીકારશેજ; પણ જો પોપટની માફક શ્લોકો માત્ર ઉચ્ચારીનેજ બેસી રહીશ અને એક નિર્બળ મનુષ્યની માફક પ્રમાણોજ આપ્યા કરીશ તો કોઇ તને સાંભળશે નહિ. કાંઇક કરી બતાવીશ તોજ લોકો તારૂં કહેવુ સાભળશે અને તારા પ્રત્યે માનની દ્રષ્ટિથી જોશે.

## પ્રાચીન તત્ત્વોને સમયોપયોગી બનાવો.

શિષ્ય.—સમાજ–સુધારણા સબંધે કાંઇક ઉપદેશ સાંભળવાની ઇચ્છા છે

સ્વામીજી —ઉપદેશ આપવામાં કાંઈ કચાસ રાખી નથી. છેવટે એકાદ ઉપદેશને તો આચારમાં ઉતારો ! તારૂં શાસ્ત્રાધ્યયન તથા મારો સહવાસ કાંઈ સાર્થક થયો છે, એમ જગતને બતાવી આપે તોજ તારો શ્રમ લેખે લાગ્યો ગણાય. મનુ વગેરેનો અભ્યાસ કરી ગયો, તે સિવાય બીજા પણ અનેક શાસ્ત્રો વાચી ગયો તે સર્વનો મૂળ પાયો અથવા ઉદ્દેશ શુ છે તે એક વખત વિચારપૂર્વક શોધી કાઢ, અને એ મૂળ ઉદ્દેશને બરાબર સાચવી રાખી પ્રાચીન ઋષિઓના અમૂલ્ય તત્ત્વોને સમયોપયોગી બનાવ. એટલુ લક્ષમા રાખજે કે ભારતવર્ષની સઘળી જાતિઓ તથા સઘળા સપ્રદાયોને એ નિયમનુ પાલન કરીનેજ પોતાનું યથાર્થ કલ્યાણ કરવાનુ છે એકાદ સ્મૃતિ તો એ પ્રકારે લખી જો લખી રહે એટલે મને બતાવજે, હુ યોગ્ય લાગશે ત્યાં સુધારો વધારો કરી દઇશ

શિષ્ય —એવી સ્મૃતિ લખવી એ કાંઇ સહજ વાત નથી ધારો કે સ્મૃતિ લખીને તૈયાર કરી, પણુ લોકો તે શા માટે માને ?

સ્વામીજી —લોકો કેમ નહિ માને ? તુ એક વાર લખી તો જો ? **कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी**–કાળનો અત નથી, તેમ પૃથ્વી પણ વિશાળ છે અગર તુ બરાબર લખીશ તો લોકો એક કાળે તે માન્યા વિના રહેશે નહિ. તારા પોતાનામા વિશ્વાસ રાખ. તુ પોતેજ પૂર્વે એક વૈદિક ઋષિ હતો, આ વખતે શરીર બદલાવી લાવ્યો તેથી શુ થઇ ગયુ ? હુ મારી દિવ્યદૃષ્ટિથી જોઇ શકુ છુ કે તારી અદર પણ અનત શક્તિ ભરી છે. તે શક્તિને જાગૃત કર. ઉઠ, ઉઠ, કામે લાગી જા, કટિબધ્ધ થા ક્ષણભગુર ધન, માન, માયામાં ફસાવાથી શુ કલ્યાણ થવાનુ હતુ ? મારા વિચારો તુ જાણે છે ? હું મુક્તિ–ફુક્તિને ઇચ્છતો નથી. તમારૂં મનોબળ તથા હૃદયબળ જાગૃત કરવું એજ મારો જીવન–ઉદ્દેશ છે. એક યથાર્થ પુરૂષ તૈયાર કરવાને મારે એક લાખવાર જન્મો લેવા પડે તોપણ હું તયાર છુ

## બહાદૂરની માફક કામ કરતા કરતાજ મરો.

શિષ્ય —આપ કહો છો તેમ કાર્યમાં લાગી જઉ તોપણ શુ ? મૃત્યુ કાંઇ મને મૂકી દેવાનુ હતુ ?

સ્વામીજી —દૂર મૂર્ખ ! મરવુ છે તો એકવાર કે વધારે ? બીકણની માફક રાત્રિ–દિવસ મરણની ચિંતા કરીને ઘડીએ ઘડીએ મરવુ તેના કરતાં, કામ કરતા કરતા બહાદૂરની માફક મરવુ એ શુ ખોટુ છે ?

શિષ્ય —ધારો કે મરણની ચિંતા મૂકી દીધી, પણ આ અનિત્ય સસારમાં કર્મ કરવાથી શુ ફળ મળવાનું હતું ?

સ્વામીજી.—જો મૃત્યુ અનિવાર્ય છે તો એક પામર કીડાની માફક ચગદાઇ મરવા કરતાં વીરની માફક કર્મ કરતાં કરતાં મરવાનું કેમ પસંદ કરતો નથી? આવી ને આવી રીતે આ અનિત્ય સંસારમાં બે ચાર દિવસ વધારે જીવતા રહ્યા તોપણ તમને કે બીજા કોઇને શું લાભ થવાનો હતો? વૃદ્ધાવસ્થામા જરાજીર્ણ થઇ રીબાતા રીબાતા મરવુ તેના કરતા એક કર્મવીરની પેઠે અન્યનુ, જગતનું કલ્યાણ કરતા, ઘા સહન કરતા મરવુ એ કેટલું બધુ આનંદદાયક છે? વિચાર કરી જો.

શિષ્ય—જી હા, આજે આપને બહુ શ્રમ આપ્યો

"જગતના કલ્યાણની કામના એજ મારૂં જીવનવ્રત."

સ્વામીજી—યોગ્ય જિજ્ઞાસુ પાસે બરાબર બે રાત્રિ સુધી બક્યા કરૂં તોપણ મને શ્રમ જણાય તેમ નથી. જરૂર પડે તો આહાર–નિદ્રાનો પણ ત્યાગ કરી ચોવીસે ચોવીસ કલાક બકી શકુ. જો મને એમજ લાગત કે લોકો ઘડીએ ઘડીએ આવીને કંટાળો આપ્યા કરે છે, તો શું હિમાલયની એકાદ ગુફામાં ભરાઇ બેસતા મને નહોતું આવડતુ? વળી, તું જુવે છે કે મહેશ્વરીની દયાથી ખાન–પાન સબંધે મને લેશ પણ ચિંતા કરવી પડતી નથી ખાવા–પીવાનુ ગમે ત્યાથી મળીજ રહે છે છતા શા માટે એકાંતમા ભરાઈ બેસતો નથી, અને શા માટે આવી રીતે ભમ્યા કરૂ છુ, તે તુ જાણે છે? દેશની આ દુર્દશા જોવાથી તથા તેના પરિણામનો વિચાર કરવાથી હૃદય ચીરાઇ જાય છે! સમાધિ–બમાધિ પણ તુચ્છ જણાય છે–<u>तुच्छम् ब्रह्मपदम्</u>। તમારા કલ્યાણની કામના એજ મારૂ જીવન–વ્રત છે. જ્યારે મારૂં એ વ્રત પૂર્ણ થશે ત્યારે આનંદપૂર્વક આ દેહનો ત્યાગ કરી ચાલી નીકળીશ.

શિષ્ય—આશ્ચર્યચકિત નેત્રે સ્વામીજીની તેજસ્વી મુખમુદ્રા તરફ તાકી રહ્યો. થોડી વાર સુધી મુખમાથી એક શબ્દ પણ નીકળ્યો નહિ, છેવટે રજા લેવાની આશાથી સ્વામીજીને ભક્તિપૂર્વક પ્રણામ કરી કહ્યુ કે–"મહાશય, હવે આજે રજા લઇશ"

સ્વામી—શા માટે જાય છે રે? મઠમાંજ રહી જા ને! સંસારીઓની મધ્યમાં જવાથી વળી પાછુ મન મલિન થઇ જશે અહીંયા જો કેવી સરસ હવા, કેવો સુંદર ગંગાનો આરો? સાધુઓ તથા બ્રહ્મચારીઓ પણ કેવાં સરસ સાધન–ભજન કરે છે? કલકત્તામાં જઇશ એટલે આજની સર્વ વાતો ઉપર પાણી ફરી વળશે!

શિષ્યે સહર્ષ કહ્યું–ભલે ત્યારે, આજે અહીંયાંજ રહી જઇશ.

સ્વામીજી—આજજ કેમ? કાયમને માટેજ રહી જા ને! પુન સંસારમા પડીને શુ કલ્યાણ કરવાનો હતો?

શિષ્યે સ્વામીજીના શબ્દો સાંભળી મસ્તક નીચે નમાવ્યુ. મનમા એક સાથે અનેક વિચારો ઉભરાઇ નીકળવાથી કાંઇ ઉત્તર આપી શક્યો નહિ

# प्रसंग २८ मो.

( સ્થાન–બેલુડમઠ નિર્માણકાળે ઈ સ ૧૮૯૯ )

## બિલ્વવૃક્ષનો મહિમા.

સ્વામીજીનુ શરીર હમણા સહજ નરમ રહ્યા કરે છે મઠને માટે જે નવી જગ્યા ખરીદ કરવામાં આવી છે તે જગ્યાએ એક જુના મકાનનો જીર્ણોદ્ધાર થાય છે સાયકાળે શિષ્યને સાથે લઇને સ્વામીજી તેજ જગ્યાએ ફરવા જવા બહાર નીકળ્યા. તે વખતે સ્વામીજીએ હાથમાં એક લાબી લાકડી અને અગે ગેરૂઆ રગનો ઉનનો ઝબ્બો પહેર્યો હતો મસ્તક ખુલ્લુ હતુ વાતો કરતા કરતા થોડે દૂર ઉત્તર તરફ ગયા. બહુ લાબે જવાનો સ્વામીજીનો મૂળથીજ ઇરાદો નહોતો તેથી એટલામાં ટેલવા માંડયુ દક્ષિણ તરફ એક બિલીનુ વૃક્ષ હતું તે તરફ નજર કરી એક ગાયન લલકારતા સ્વામીજી તે તરફ આગળ વધ્યા અને ધીમે ધીમે અમે તે બિલ્વવૃક્ષ પાસે આવી પહોંચ્યા વૃક્ષની નીચે બેસતા બેસતાં સ્વામીજીએ કહેવા માડયુ કે–" આ સ્થળે વખત જતાં કેટલા સાધુ–સન્યાસીઓ, યોગીઓ કે જટાધારીઓ એકત્ર થશે તેની તુ કલ્પના કરી શકે છે ? ગુરૂદેવ કહેતા હતા કે બિલ્વવૃક્ષ બહુ પવિત્ર વૃક્ષ છે તેની નીચે બેસી ધ્યાન–ધારણા કરવાથી થોડા પરિશ્રમે કાર્યસિદ્ધિ થઈ શકે છે "

## સ્થાનાસ્થાન તથા કાળાકાળ કયાં સુધી જોવા પડે છે ?

શિષ્ય —મહાશય, જેઓ જડ–ચેતનના વિચારોમાં સર્વદા તલ્લીન રહે છે તેમને સ્થાનાસ્થાન, કાળાકાળ તથા શુદ્ધિ અશુદ્ધિના વિચારો કરવા પડતા હશે ?

સ્વામીજી —આત્મજ્ઞાનની 'નિષ્ઠા' દૃઢ થઇ ગયા પછી એવા વિચારો કરવાની જરૂર રહેતી નથી એ વાત ખરી છે, પરતુ એવી નિષ્ઠા આવવી એ શુ સહજ વાત છે ? એને માટે પ્રારભમાં અનેક સાધનાઓ કરવી પડે છે સૌ પહેલાં તો સાધકે બાહ્ય અવલબન લઇ પોતાનાજ પગ ઉપર ઉભા રહેવાનો ( સ્વાશ્રયી બનવાનો ) અભ્યાસ કરવો જોઇએ એમ કરવાથી જ્યારે આત્મજ્ઞાનમા નિષ્ઠા પ્રાપ્ત થાય ત્યારે બહારના કોઇ સાધનની જરૂર રહેતી નથી.

## સાધનાઓનું સામર્થ્ય.

જે વિવિધ પ્રકારનાં સાધનો શાસ્ત્રમાં દર્શાવવામા આવ્યા છે તે સર્વ એક માત્ર આત્મજ્ઞાનની પ્રાપ્તિને અર્થેજ છે છતાં અધિકારભેદે સાધનાઓ પણ ભિન્ન ભિન્ન હોય છે. આટલી વાત લક્ષમા રાખવા જેવી છે કે સાધના પણ એક પ્રકારનુ કર્મજ છે, અને જ્યાંસુધી કર્મ છે ત્યાંસુધી આત્માનો સાક્ષાત્કાર થઇ શકતો

નથી આત્મપ્રકાશની આડે જે જે અંતરાયો રહેલા હોય છે તે દૂર કરવાને શાસ્ત્રોક્ત સાધનારૂપી કર્મોજ સમર્થ છે કર્મમા પોતામા એવી કોઇ શક્તિ નથી કે તે આત્મપ્રકાશ કરી શકે, કર્મો તો માત્ર કેટલાએક આવરણોનેજ દૂર કરી શકે છે આવરણો દૂર થતા આત્મા પોતે પોતાનીજ પ્રભાથી પ્રકાશવા લાગે છે એટલાજ માટે ભાષ્યકાર (શ્રીમદ્ શંકરાચાર્ય) ને કહેવુ પડયુ છે કે –"બ્રહ્મજ્ઞાનને કર્મની સાથે લેશ પણ સબધ નથી "

## કર્મો આત્મદર્શનમાં કારણભૂત ગણાય ?

શિષ્ય —કર્મ કરવાથીજ અતરાયો દૂર થાય છે અથવા આત્મપ્રકાશ થાય છે, તો એક રીતે કર્મજ પરોક્ષભાવે જ્ઞાનના કારણભૂત છે એમ કેમ ન કહેવાય?

સ્વામીજી —કાર્ય-કારણની દ્રષ્ટિથી જોતા અલબત્ત એમ લાગે પૂર્વમીમાસા એજ દ્રષ્ટિનું અવલબન લઇને કહે છે કે –"કામ્ય કર્મ ફળ આપ્યા વિના રહેતુ નથી " પરતુ નિર્વિશેષ આત્માનુ દર્શન કર્મદ્વારા થઇ શકતુ નથી, કારણ કે આત્મજ્ઞાનના જિજ્ઞાસુઓને પહેલેથીજ કહી દેવામા આવે છે કે સાધનાદિ કર્મો તો કરવા પણ તેના ફળાફળમા લેશ માત્ર આસક્તિ રાખવી નહિ. મતલબ કે કર્માનુષ્ઠાન આદિ સાધનો સાધકની ચિત્તશુદ્ધિ માટે બહુ જરૂરનાં છે જો કર્માનુષ્ઠાનના ફળરૂપે આત્મદર્શન થતુ હોત તો કર્મોના ફળનો ત્યાગ કરવા માટે શાસ્ત્રો કદાપિ ઉપદેશ કરત નહિ મીમાસા-દર્શન કર્મને ફળ આપવાના સ્વભાવવાળુ લેખે છે, તેથી તે કર્મવાદનુ નિરાકરણ કરવાને માટે ગીતાકારને નિષ્કામ કર્મયોગ પ્રબોધવો પડયો છે

## ફળની આશા વિના કર્મો થાયજ કેવી રીતે ?

શિષ્ય —પરતુ કર્મના ફળની પ્રત્યાશા વિના કષ્ટકર કર્મો કરવાની પ્રવૃત્તિ કેમ થાય ?

સ્વામીજી —જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી કર્મ કર્યા વિના છુટકો નથી હવે જ્યારે જીવને કર્મ કરવાં પડે છે તો પછી જે પ્રકારના કર્મ કરવાથી આત્મદર્શન થઇ શકે એવા કર્મોજ શા માટે ન કરવા ? આત્મદર્શન માટે કર્મો કરવાં તેને કર્મયોગ કહેવામા આવે છે. તે જે એમ કહ્યુ કે –"એવા કષ્ટકર કર્મો કરવાની પ્રવૃત્તિજ કેમ થાય ? " તો તેના ઉત્તરમા જણાવવાનુ કે જે જે કર્મ થાય છે તે પ્રવૃત્તિ-મૂલક હોય છે, પરતુ એવી રીતે કર્મ કરતાં કરતા જ્યારે એક કર્મમાથી બીજા કર્મમા અને એક જન્મમાથી બીજા જન્મમાં જવાનું થાય ત્યારે સહેજે એવો પ્રશ્ન ઉદ્ભવે કે.–"હવે આ કર્મનો અત ક્યારે આવશે ? " ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે – "**गहना कर्मणो गतिः**" એનો મર્મ એ વખતે સમજાય છે આવી રીતે કર્મ કરતા કરતા જ્યારે કટાળો આવે અને કર્મ કરતાં અતરની

ખરી શાંતિ મળી શકે નહિ, ત્યારે સ્વાભાવિક રીતેજ સાધક કર્મત્યાગી બનવાનો વિચાર કરે છે પણ દેહ છે ત્યાસુધી કર્મ તો કરવાજ પડે કર્મ કર્યાવિના રહીજ કેમ શકાય? ત્યારે હવે તેણે શુ કરવુ? એટલાજ માટે નિષ્કામ કર્મયોગ તે વખતે ઉપદેશે છે કે, તેણે બે ચાર એવાં સત્કર્મો કરવા જોઇએ કે જેમા ફળની લેશ પણ કામના રહેલી ન હોય કર્મના ફળની આશામાજ જન્મ-મરણનો અકુર રહેલો છે આટલાજ માટે યથાર્થ બ્રહ્મજ્ઞ અને સર્વકર્મત્યાગી પુરૂષો કીર્તિની આશા વિના કર્મ કરી જાય છે ફળાફળની આસક્તિ નથી રહેતી તો કર્મો કોઇ રીતે વિઘ્નરૂપ થતા નથી ફળની ખાતર નહિ પણ કર્મની ખાતર કર્મ કરનારાઓને શાસ્ત્રમા નિષ્કામ કર્મયોગી તરીકે ઓળખવામાં આવ્યા છે

શિષ્ય—ત્યારે શુ નિષ્કામ પુરૂષ અર્થાત્ એક બ્રહ્મજ્ઞનાં ઉદ્દેશહીન કર્મો કોઇ ગાડાના પ્રયત્નો જેવાજ હોય છે એમ કહી શકાય?

## જ્ઞાનાતીત ભૂમિકામાં રહેનારા પુરૂષોથી જગતનું હિતજ થાય છે.

સ્વામીજી—નહિ, પોતાની ખાતર અર્થાત્ પોતાના શરીર અને મનના સુખની ખાતર કર્મ ન કરવા એનુજ નામ કર્મફળનો ત્યાગ કર્યો કહેવાય. બ્રહ્મજ્ઞ પુરૂષો પોતાના સુખની શોધમાં ફરતા નથી, પણ તેજ વખતે અન્યોના કલ્યાણ કિંવા યથાર્થ સુખની ખાતર શા માટે પ્રયત્ન ન કરે? તેઓ ફળની આસક્તિ વિના જે કાઇ કર્મ કરે તે એવાજ ઉદ્દેશથી કે તેથી જગતનુ કાંઈ પણ કલ્યાણ થાય. તેમના સઘળાં કર્મો કેવળ **બહુજનહિતાય, બહુજનસુખાય** જ હોય છે ગુરૂદેવ કહેતા કે તેવા "**પુરૂષોનો પગ પણ કોઇ દિવસ બેતાલો પડતો નથી. તેઓની ગમે તે ક્રિયામાં કાંઇક ને કાંઇક અર્થ હોય છેજ.**" ઉત્તર રામચરિત્રમા આ પક્તિઓ નથી વાચી? **ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति।** અર્થાત્ ઋષિ-મુનિઓના વાક્યો કોઇ દિવસ નિરર્થક કે મિથ્યા નથી હોતા-તેમના વાક્યોમાં કાઇક ને કાઇક અર્થ હોય છેજ

મન જ્યારે આત્મામાં લીન થાય છે તે અવસ્થામાજ વૃત્તિરહિતતા પ્રાપ્ત થાય છે એટલે કે મનની ચચળતા નાશ પામે છે **इहामुत्रफलभोगविराग** મતલબ કે તેવા પુરૂષોને આ સસારના સુખભોગની કે સ્વર્ગનાં સુખોની પણ લાલસા રહેતી નથી. મનના સકલ્પ-વિકલ્પ તરંગો નાશ પામે તે અવસ્થામા એવી લાલસાઓ ન રહે તે સ્વાભાવિકજ છે, પરતુ વ્યુત્થાનકાળે, એટલે કે સમાધિ અથવા વૃત્તિહીનાવસ્થામાંથી મન, પાછુ "હુંપણા-મારાપણાના" અહકારવાળા રાજ્યમા નીચે ઉતરી આવે છે ત્યારે પાછુ પૂર્વકૃત કર્મો યા અભ્યાસ યા તો પ્રારબ્ધજન્ય સસ્કારોના વેગથી દેહાદિના કર્મો કરવા લાગી જાય છે, પરતુ આ અવસ્થામા પણ ઘણુ કરીને તે મન કેટલેક અશે તે સમાધિવાળી અવસ્થામાંજ

રહેવાને ટેવાઇ જાય છે આથી કરીને તેવા પુરૂષને કોઇ વખત ખાવાનુ મળે કે ન મળે તોપણુ તે સબધી કાઇજ ચિંતા નથી કારણુ કે તેમની દેહાદિમા અહમમ-બુદ્ધિ અને તે પ્રત્યેની આસક્તિ એવી તો ક્ષીણુ થઇ જાય છે કે ખાવા-પીવા-પહેરવા-ઓઢવા વિષે તેમને બહુ ફીકર રાખવી પડતી નથી આવી અવસ્થામા જે કાઇ થાય તે યોગ્યજ થ.ય આ અવસ્થાવાળા પુરૂષોનુ પ્રત્યેક કાર્ય જગતના કલ્યાણુ અર્થેજ હોય છે, કારણુ કે તેવા કર્તાનુ મન સ્વર્ગવાસના અથવા સુખ-ભોગની લાલસાથી દૂષિત નથી હોતુ ઇશ્વર પોતે પણુ સર્વદા જ્ઞાનાતીત ભૂમિ-કામા રહીને જગતરૂપી વિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, અને એથી કરીને જગતમાં કોઇ વસ્તુ અસપૂર્ણુ જણાતી નથી એટલાજ માટે હું કહુ છુ કે આત્મવેત્તા પુરૂષના ફલાસક્તિરહિત કર્મો અધુરા કે ખામીવાળાં હોઇ શકતા નથી એવા કર્મોથી તો જગતનુ કલ્યાણુજ થાય છે

### યથાર્થ કર્મયોગી બને।-કર્મ કરો-રજોગુણુ ઉદ્દીપ્ત કરો.

શિષ્ય --આપે કહ્યુ હતુ કે જ્ઞાન અને કર્મ પરસ્પર વિરોધી છે. બ્રહ્મજ્ઞાનમા કર્મને એક તિલમાત્ર સ્થાન નથી, અથવા કર્મદ્વારા બ્રહ્મજ્ઞાન કે બ્રહ્મદર્શન થવુ સભવિત નથી, તો પછી આપ મહારજોગુણુને પ્રદીપ્ત કરે એવો ઉપદેશ કેમ આપો છો ? હજી તો તે દિવસેજ મને આપે કહ્યુ હતુ કે -"બસ કર્મ કરો-કર્મ-કર્મ ને કર્મ એ એકજ માર્ગ છે '-"**नान्यः पन्था विद्यतेऽयनाय**"

સ્વામીજી —મે આખી દુનિયામા ફરી ફરીને જોયુ છે કે અત્યારે આ **દેશમાં જેવા ઘોર તમોગુણી લોકો છે તેવા દુનિયાના બીજા કોઇ ભાગમાં નથી.** બહાર જુઓ તો પરમ સાત્ત્વિક હોવાનો ડોળ કરે અને જરા ઉંડા ઉત-રીને તપાસ કરો તો ઘોર તમોભાવ, જડતા, આળસ, અજ્ઞાન વિગેરે ભર્યાં પડયા હોય આવા લોકોથી જગતનુ શુ હિત થવાનુ હતું ? **આવી નિરૂદ્યોગી, નિરૂ-દ્યમી, સુરત-આળસુ,** કામાંધ અને **ઉદરપરાયણુ જાતિ દુનિયામાં કેટલા દિવસ જીવી શકે ?** મારા કહેવામા તને અત્યુક્તિ જેવુ જણાતુ હોય તો તુ પોતેજ એકવાર યૂરોપ-અમેરિકાની મુસાફરી કરી આવ ત્યા તુ જોઇ શકશે કે તેમના જીવનમા ઉદ્યોગ, કર્મવીરતા, ઉત્સાહ અને રજોગુણુનો પ્રવાહ છલકાઇને બહાર વહેવા લાગ્યો છે તારા દેશના માણુસોનુ લોહી તો જાણે હૃદયમાં આવીનેજ અટકી પડયુ છે, નસોમા જાણે કાઇ શક્તિજ રહી નથી અને આખુ અગ પક્ષાઘાતથી જાણે ઝલાઈ ગયુ હોય તેમ જણાય છે એટલાજ માટે હુ તેઓની અદર રજોગુણુ પ્રદીપ્ત કરી કર્મતત્પરતાદ્વારા ઐહિક જીવન-સગ્રામમાં તેમને વીર બના-વવા માગુ છુ જેમના શરીરમા બળ નથી, હૃદયમાં ઉત્સાહ નથી, મગજમા પ્રતિભા નથી, એવા જડપિડોથી ( ભારતવાસીઓથી ) શું થવાનુ હતુ રે ? હુ

તેઓને હલાવીને–ઢંઢોળીને–ગમે તેમ કરીને તેમની અંદર પ્રાણ આણવાનો પ્રયત્ન કરીશ. મારૂં આ જીવન પણ એટલાજ માટે છે વેદાન્તના અમોઘ મંત્રો ઉચ્ચારી તેમને જગાડીશ અને કહીશ કે "उत्तिष्ठत, जाग्रत।" કારણ કે એ અભયવાણી સંભળાવવાની ખાતરજ મારો જન્મ છે તમે મને એ કાર્યમાં મદદ આપો અને ગામે ગામ તથા દેશે દેશ ફરી એજ અભયવાણી બ્રાહ્મણોથી તે ચંડાળ સુદ્ધાંને સંભળાવો. જે કોઇ મળે તેને ઘડીવાર ઉભો રાખો અને કહો કે તમારામાં અનંત શૌર્ય, અનંત વીર્ય અને અનંત ઉત્સાહ રહેલાં છે, તથા તમે અમૃતના–મોક્ષના–અધિકારી પણ છો. આ પ્રમાણે સર્વ પહેલાં રજોગુણની ઉદ્દીપના કરો અને ત્યારપછી મુક્તિ કેમ મેળવવી તેની વાત કહેજો સૌ પહેલા અંતરની શક્તિને જાગૃત કરી લોકોને સ્વાશ્રયી થતા શીખવો ઉત્તમ ખાનપાન, ઉત્તમ વસ્ત્રો તથા ઉત્તમ ભોગો પ્રાપ્ત કરવાના માર્ગો લોકોને દર્શાવો ત્યારપછીજ સર્વ પ્રકારના ભોગોના બંધનથી મુક્ત થવાનો છૂટથી ઉપદેશ કરજો અજ્ઞાન અને અનાચારથી દેશની આવી દુર્દશા થએલી જોઇને કયો બુદ્ધિમાન સ્થિર થઇને બેસી રહી શકે? તમને આવી અવસ્થા જોવા છતાં આંખમાંથી આંસુ નથી પડતાં? હું મદ્રાસ, મુંબઇ, પંજાબ તથા બંગાળનાં ઘણાખરા શહેરોમા ફર્યો છું, પણ ક્યાંઇ ચેતનાનું–જીવની શક્તિનું ચિન્હ હોય એમ મને જણાયું નથી તમે લોકો મનમાં એમજ માની બેઠા છો કે –"અમે તો ભણેલા–ગણેલા અને સુશિક્ષિત છીએ" ;પરંતુ શરમ છે તે શિક્ષણને? બીજાની થોડીઘણી વાતો ભાષાંતરમાં યાદ કરી, મગજમા સંઘરી રાખી, પરીક્ષા પાસ કરી એટલે શું તમે સુશિક્ષિત બની ગયા? છી છી એનું નામ શું શિક્ષણ કહેવાય? તમારા શિક્ષણનો ઉદ્દેશ શું? કાતો કયાંઇક ક્લાર્કશીપ મેળવવી અને બહુ બહુ તો એકાદી ડેપ્યુટીગીરી મેળવી લેવી એજ કે બીજો કાંઇ? આથી તમારૂં પોતાનું કે તમારા દેશનું શું હિત થયું? સુવર્ણમયી ભારતભૂમિમાં આજે અન્નને માટે કેટલો હાહાકાર થાય છે, તે જરા આંખો ઉઘાડીને જુઓ. તમારા સુશિક્ષિતપણાથી એ હાહાકાર દૂર થઈ શકે તેમ છે? કદિ નહિ. પાશ્ચાત્ય વિજ્ઞાનની સહાયતાથી તું પોતે ખેતી કરવા અને માટી ખોદવા મંડી જા. ચાકરી–ચાકરીથી કાંઇજ દી વળવાનો નથી. પાશ્ચાત્ય વિજ્ઞાનની સહાયતાથી, તું તારી પોતાની બુદ્ધિ અને ખંતથી રોજ નવા નવા માર્ગો શોધી કાઢ અન્ન–વસ્ત્રનો અભાવ દૂર કરવા માટેજ લોકોને રજોગુણી બનાવવાનો હું ઉપદેશ કરૂં છું જે વખતે અન્ન અને વસ્ત્રના અભાવે ચિંતામા ને ચિંતામાં સમસ્ત દેશ દુર્બળ બની ગયો છે તે વખતે તમે લોકો શું કરો છો? હું કહું છું કે શાસ્ત્રોને ગંગાજળમાં ફેંકી દે. પહેલવહેલાં તો અન્ન–વસ્ત્ર મેળવવાનો માર્ગ

લોકોને બતાવ. પછી નિરાંતે તેમને ભાગવત-ફાગવત સંભળાવજે. કર્મતત્પરતાદ્વારા ઐહિક અભાવ દૂર નહિ થાય ત્યાંસુધી તારી ધર્મકથા કોઇ સાંભળવાનુ નથી, એ વાત ખાત્રીપૂર્વક સમજી રાખજે એટલા માટેજ હુ વખતોવખત કહ્યા કરૂ છુ કે સૌ પહેલાં તમે તમારી અદર રહેલી આત્મશક્તિને જાગૃત કરો, અને ત્યારપછી દેશના બીજા સાધારણ લોકોને શક્તિમાં વિશ્વાસ ઉપજાવી અન્ન પ્રાપ્ત કરવાના ઉપાયો બતાવો એટલુ કર્યા પછી જો ધર્મ કરવાનો ઉપદેશ આપશો તો તે નિષ્ફળ નહિ જાય હવે બેસી રહેવાનો વખત નથી. ક્યારે કોનુ અચાનક મૃત્યુ થશે તે કોણ કહી શકે તેમ છે?

વાત કરતા કરતાં ક્ષોભ, દુખ અને કરૂણાની સાથે એક અપૂર્વ તેજનુ મિશ્રણ થવાથી સ્વામીજીની મુખાકૃતિ ઑર પ્રકાશમય જણાવા લાગી ચક્ષુઓમાથી અગ્નિની ચીણગારીઓ બહાર નીકળતી હોય તેવો ભાસ થવા લાગ્યો સ્વામીજીની તે વખતની દિવ્ય મૂર્તિ જોઇને શિષ્ય, ભય તથા વિસ્મયને લીધે વધારે શબ્દોનો ઉચ્ચાર કરી શક્યો નહિ

થોડી ક્ષણો પછી સ્વામીજી પુન બોલવા લાગ્યા—મે કહ્યુ તેવી કર્મતત્પરતા અને આત્મનિર્ભયતા વખત જતા આ દેશમા આવવીજ જોઇએ અને આવશેજ, એજ હુ શ્રદ્ધાપૂર્વક કહી શકુ છુ તે સિવાય છુટકોજ નથી બુદ્ધિમાન લોકો ભાવી ત્રણ યુગની છબી પ્રત્યક્ષપણે જોઇ શકે છે

"ગુરૂદેવના જન્મ સાથેજ પૂર્વાકાશમા અરૂણોદય થઈ ચૂક્યો છે. વખત જતા તેમના પ્રતાપે સમસ્ત દેશ મધ્યાહ્ન સૂર્યના કિરણોથી પ્રકાશમય બનશે"

---

# प्रसंग २१ मो.

(સ્થાન-બેલુડમઠના નિર્માણકાળે ઈ સ ૧૮૯૯)

બેલુડ મઠ તૈયાર થઈ ગયો છે થોડુ ઘણુ કામ બાકી છે તે સ્વામીજીની આજ્ઞા પ્રમાણે વિજ્ઞાનાનદ સ્વામી પૂરૂ કરાવે છે સ્વામીજીનુ શરીર જેવુ જોઇએ તેવુ સારૂ નથી ડૉક્ટરે સાજે અને સવારે, ગગાજીમા નૌકા મારફને સ્વામીજીને ફરવા લઇ જવાનુ શિષ્યોને ફરમાવ્યુ હતુ. નિત્યાનદજી સ્વામી એક ગૃહસ્થ પાસેથી એક નૌકા માગી લાવ્યા હતા અને તે નાકા મઠની સામેજ બાધી રાખવામા આવી હતી ઇચ્છા થતી ત્યારે સ્વામીજી એ નૌકામાં બેસી ગગાજીમા ફરવા બહાર નીકળી પડતા

## સંન્યાસીઓ માટે નિયમો

આજે રવિવાર છે શિષ્ય મઠમા આવ્યો ત્યારે સ્વામીજી આહારાદિથી નિવૃત્તિ થઈ દીવાનખાનામા બેઠા હતા. થોડા દિવસ ઉપર સ્વામીજીએ મઠમાં રહેતા સન્યાસીઓ તથા બાલ બ્રહ્મચારીઓ માટે કેટલાએક નિયમો તૈયાર કર્યા હતા તેમાં ગૃહસ્થોના સહવાસથી સન્યાસીઓને બનતા સુધી અલગ રાખવા, એ એક નિયમ મુખ્ય હતો દાખલા તરીકે બ્રહ્મચારીઓ માટેના ભોજનગૃહ તથા વિશ્રામસ્થાનમા કોઇ ગૃહસ્થથી દાખલ થઇ શકાશે નહિ, વગેરે એજ વિષય સબધી વાર્તાલાપ આજે શરૂ થયો

## સંયમરહિત ગૃહસ્થો પ્રત્યે તિરસ્કાર.

સ્વામીજી —આજ કાલ ગૃહસ્થોના શરીરમાથી અને વસ્ત્રોમાંથી પણ સયમ-હીનતાની કેવી ખરાબ વાસ આવે છે ? એટલા માટે મઠમાં એવો નિયમ કર્યો છે કે કોઇ ગૃહસ્થથી કોઇ પણ સાધુના બિછાનામાં સૂવાશે–બેસાશે નહિ આગળ હુ એમ માનતો કે શાસ્ત્રમા ગૃહસ્થોનો બહુ સમાગમ રાખવાનો નિષેધ કર્યો છે તેથીજ સન્યાસીઓ ગૃહસ્થોની પાસે બેસતા અચકાતા હશે, પણ હવે મને લાગે છે કે એ નિયમ બહુ જરૂરનો છે જો નિયમોનુ બરાબર પાલન થશે તો બ્રહ્મ-ચારીઓ કાળક્રમે યથાર્થ સન્યાસીઓ બની શકશે સન્યાસની નિષ્ઠા એક વખત દૃઢ થઇ ગયા પછી સન્યાસીઓ ગૃહસ્થોની સાથે હળી મળીને રહે તો જૂદી વાત છે, પરતુ અત્યારથીજ જો નિયમ રાખવામા ન આવે તો સર્વ સન્યાસીઓ અને બાલ બ્રહ્મચારીઓ વખતે બગડી જાય એવો ભય રહે છે યથાર્થ બ્રહ્મચારી બનવા માટે સૌ પહેલા સયમ સબધી કઠોર વ્રત–નિયમો પાળતા શિખવુ જોઇએ સ્ત્રીઓના નામ અને ગધથી તો દૂરજ રહેવુ જોઇએ, એટલુજ નહિ પણ સ્ત્રીઓની સાથે સસર્ગ રાખનારા ગૃહસ્થોના સહવાસથી પણ બ્રહ્મચારીઓએ દૂર રહેવુ જોઇએ.

ગૃહસ્થાશ્રમી શિષ્ય સ્વામીજીની આ વાત સાંભળી સહેજ ચમક્યો, અને હવે પછી મઠના સન્યાસીઓ તથા બ્રહ્મચારીઓ સાથે પહેલાંની માફક સમભાવે હળાશે–મળાશે નહિ, એમ વિચારી મનમા ને મનમાં મુઝાવા લાગ્યો છેવટે તેણે કહ્યુ –" પરન્તુ આ મઠ અને આ મઠના સન્યાસીઓ, મારા પોતાના ઘર તથા પરિવાર કરતા પણ અધિક પરિચિત તથા સ્નેહાસ્પદ મને જણાય છે મઠમાં આવવાથી મને જેટલો આનદ થાય છે તેટલો બીજે ક્યાઇ થતો નથી. મારા ઘર કરતા પણ આ મઠ મને વધારે આનદદાયક લાગે છે અહીયા હુ જેવી સ્વતત્રતાથી હરી–ફરી શકુ છુ, તેવી સ્વતત્રતાથી ફરવાનુ મારે માટે જગતમાં બીજુ એકે સ્થાન નથી. "

### "અમારો સંન્યાસધર્મ નવી પદ્ધતિનો છે"

સ્વામીજી—પવિત્ર હૃદયના મનુષ્યોને એવો અનુભવ થાય તે સ્વાભાવિક છે જેને એવો અનુભવ ન થાય તે આ સ્થાનને માટે યોગ્ય નથી એમજ સમજી લેવુ. ઘણા લોકો બહારની વાતો સાભળીને અહીં દોડયા આવે છે અને પુન નાસી જાય છે, તેનુ પણ એજ કારણ છે જેઓ બ્રહ્મચર્યહીન છે અને રાત્રિ દિવસ પૈસો કમાવામાજ મશગૂલ છે, તેઓ આ સ્થાનનો પવિત્ર ભાવ કદાપિ સમજી શકે નહિ, તેમજ મઠના મનુષ્યોને પોતાના સગા-સબધી જેવા માની શકે નહિ. અહીના સન્યાસીઓ કોઇ જટા-ભસ્મધારી અને હાથમા લાબો ચીપીયો રાખી લોકોને ઔષધ આપતા રખડનારા સંન્યાસીઓ જેવા નથી એટ-લાજ માટે લોકો એમને જોવા તેમજ સાભળવા છતા હજી બરાબર સમજી શકતા નથી આપણા ગુરૂદેવની ચાલચલગતજ કોઇ અદ્દભુત પ્રકારની હતી, એટલે અમે પણ લોકદૃષ્ટિએ નવાજ પ્રકારના દેખાઇએ છીએ કોઇ વખત મોટી ધામધૂમથી ભાષણો અને લેકચરો આપી સભાઓ ગજાવી મૂકીએ છીએ તો કોઇ વખત "હરહર ઓમ્ ઓમ્" નો ધ્વનિ કરી, ભસ્મ ચોળી, પહાડો અને જગલોમાં ઘોર તપસ્યા કરવા નીકળી પડીએ છીએ અમારૂ આવુ વિલક્ષણ વર્તન જોઇને લોકો સ્તબ્ધ બની જાય છે! વિચારમાજ પડી જાય છે કે આ સન્યાસીઓ તે વળી કેવા પ્રકારના!

### ધ્યાનસ્થ થઇને બેસી રહેવાથી શું દી વળે?

તુજ કહે કે, હવે પ્રાચીન પચાંગો અને પુસ્તકોના પ્રમાણો માત્ર આપીને બેસી રહેવાથી શું દી વળે? પાશ્ચાત્ય સુધારાનો પ્રવાહ પ્રબળ વેગથી વહી રહ્યો છે, સમસ્ત દેશમા તેની અસર પહોચી ચૂકી છે આવા વખતે આખ-કાન બધ કરી પહાડની એકાદ ગુફામા ધ્યાનસ્થ થઇને બેસી રહેવાથી દેશનુ શુ કલ્યાણ થવાનુ હતુ? અત્યારે તો ભગવાને ગીતામા કહ્યુ છે તેમ હૃદયમા નિસીમ સાહસ તથા અનત બળ પ્રેરી શકે એવા પ્રબળ કર્મયોગની પૂરેપૂરી જરૂર છે કર્મયો-ગના વિજયનાદથી લોકોને જગાડવા જોઇએ, નહિતર "બૂડતા જઈશુ તેની સાથે બીજાને પણ બૂડાડતા જઇશુ"

સાંજ થઈ જવાથી, સ્વામીજી અગાસીમાં ફરવા માટે વસ્ત્રો પહેરી નીચે આવ્યા અને મઠના ચોગાનમા થોડીવાર સુધી આમ તેમ ફર્યા. પછી ફરવા જવા માટેની નૌકા તૈયાર કરવામાં આવી, એટલે સ્વામીજી નિર્ભયાનદ, નિત્યાનદ તથા શિષ્યને સાથે લઇ નૌકામા બેઠા

સ્વામીજીએ નૌકાની છત ઉપરજ બેસવાનુ પસદ કર્યું, શિષ્ય પણ તેમના પગ પાસે બેઠો ભાગીરથીના નાના નાના તરગો નૌકા સાથે અથડાઇ કલ કલ

ધ્વનિથી મધુર ગીત ઉપજાવવા લાગ્યા ! મૃદુ મૃદુ મલય-વાયુ વહી રહ્યો હતો. આકાશની પશ્ચિમ દિશા હજુ સંધ્યાના લાલ રંગથી રંગાઈ નહોતી, સૂર્યનારાયણને અસ્ત થવામાં હજુ અર્ધો કલાક બાકી હતો. અમારી નૌકા ઉત્તર તરફ ચાલવા લાગી સ્વામીજીનુ આ સમયનુ દૃશ્ય બહુ મનોહર હતુ. મુખ ઉપર પ્રફુલ્લતા, નયનોમા કોમળતા, શબ્દોમા ઉદાસીનતા તથા પ્રત્યેક હાવ-ભાવમાં જિતેન્દ્રિયતા બહાર સ્ફુરી નીકળતી હતી ! તે સમયનુ ભાવપૂર્ણ રૂપ જેણે જોયુ છે તેજ તે સમજી શકે એમ છે

અનુકૂળ વાયુના બળથી નૌકા જોસબંધ આગળ વધવા લાગી. દક્ષિણેશ્વરના કાલીમંદિરનાં દર્શન થતા અમે સર્વેએ બે હાથ જોડી નમન કર્યું સ્વામીજી તે વખતે કોઈ ગંભીર વિચારમા એવા નિમગ્ન હતા, કે આ દેખાવ તરફ તેઓનુ લેશ પણ લક્ષ ગયુ નહિ શિષ્ય તથા સંન્યાસીઓએ અરસપરસ દક્ષિણેશ્વર સંબંધી કેટલીએક વાર્તાઓ કરી, પણ તેમાંની કોઈ વાર્તાએ સ્વામીજીનુ લક્ષ ખેંચ્યુ નહિ ધીમે ધીમે નૌકા સ્વ૦ ગોવિંદકુમાર ચૌધરીના બગીચાવાળા ઘાટની પાસે આવી પહોંચી. સ્વામીજી સાથે અમે સર્વ નૌકામાંથી અહીં નીચે ઉતર્યા. સ્વામીજીએ ઉક્ત ઉદ્યાન તથા ગૃહની ચોતરફ ફરી કહ્યુ કે—"બગીચો બહુ સુંદર છે તેમજ રહેવાનુ મકાન પણ ઠીક છે, પરંતુ કલકત્તાથી બહુ દૂર હોવાથી ગુરૂદેવના શિષ્યોને અહીં આવતાં જતા બહુ કષ્ટ સહન કરવુ પડત; માટે અહીંયાં મઠની સ્થાપના ન થઈ એ એક રીતે ઠીકજ થયુ " કહેવાની જરૂર નથી કે આ સ્થળે મઠની સ્થાપના કરવાનો સૌએ પ્રથમ વિચાર કર્યો હતો, પણ પાછળથી એ વિચાર માંડી વાળવો પડયો હતો અને તેને બદલે અત્યારે જે સ્થાન "બેલુડમઠ" ના નામથી પ્રસિદ્ધ છે, તેજ સ્થાને મઠ બંધાવવાનો નિર્ણય થયો હતો

પુન નૌકા મઠ તરફ ચાલવા લાગી રાત્રિના અંધકારમાં અમે સર્વે લગભગ ૮-૯ વાગે મઠમા આવી પહોચ્યા

# प्रसंग ३० मो.

( સ્થાન-બેલુડમઠ ઈ સ. ૧૮૯૯, જાન્યુઆરી માસ )

## નાગમહાશયનો અપૂર્વ ભક્તિભાવ.

શિષ્ય આજે નાગમહાશયને સાથે લઈને મઠમા આવ્યો છે સ્વામીજીએ નાગમહાશયને પ્રણામ કર્યાં અને પૂછ્યુ કે—"આનંદમા છો ને ?"

નાગમહાશય—આપનાં દર્શન થયા, બહુ આનંદ થયો. જય ! શંકર !

જય ! શંકર ! બસ, આજે સાક્ષાત્ શિવનાં દર્શન થયાં એટલુ કહીને બે હાથ જોડી નાગમહાશય ઉભા રહ્યા.

સ્વામીજીએ પૂછ્યુ —શરીર કેમ છે ?

નાગમહાશય —હાડ–માંસ–લોહીની વાત ન પૂછો ? આપના દર્શનથી આજે કૃતાર્થ થયો ! મારાં અહોભાગ્ય, આપના દર્શન થયા

એટલુ કહેતા નાગમહાશયે સ્વામીજીને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા સ્વામીજીએ નાગમહાશયનો હાથ પકડી ઉભા કરતા કહ્યુ —" એ શુ કરો છો ? "

નાગમહાશય —હું મારી દ્રષ્ટિથી જોઇ શકુ છુ કે આજે બસ સાક્ષાત શિવનાં દર્શન થયા ! જય ગુરૂદેવ ! જય રામકૃષ્ણદેવ !

સ્વામીજીએ શિષ્યની તરફ દ્રષ્ટિ કરીને કહ્યુ —જુએ છે કે ? ભક્તિમાન મનુષ્ય કેવા હોય તે કાંઇ સમજાયુ ? નાગમહાશય આખો દિવસ તન્મયજ રહ્યા કરે છે દેહબુદ્ધિ બિલકુલ છેજ નહિ, એમ કહીએ તોપણ ચાલે આવા મહાત્મા ભાગ્યેજ બીજા કોઇ હશે ( પ્રેમાનદ સ્વામીને ઉદ્દેશીને કહ્યુ કે ) નાગમહાશયને માટે પ્રસાદ લઇ આવ !

નાગમહાશય —પ્રસાદ ? ( સ્વામીજી પ્રતિ હસ્તદ્વય જોડી ) આપના દર્શનથી મારી ભવક્ષુધા આજે દૂર થઇ ગઇ !

મઠમા બાળ બ્રહ્મચારીઓ તથા સન્યાસીઓ ઉપનિષદ્નો પાઠ કરવા બેઠા હતા. સ્વામીજીએ તેમના તરફ લક્ષ કરીને કહ્યુ કેઃ—" આજે ગુરૂદેવના એક મહાન ભક્તરાજ પધાર્યા છે નાગમહાશયના શુભાગમન નિમિત્તે તમારો પાઠ આજે બધ રહેશે " આથી સર્વ સન્યાસીઓ પોતપોતાના પુસ્તકો બધ કરી નાગમહાશયની આસપાસ ટોળે વળીને બેસી ગયા સ્વામીજી પોતે પણ નાગમહાશયની સામે આવીને બેઠા

સ્વામીજી —( સર્વને ઉદ્દેશીને ) જુઓ છો ને ? નાગમહાશય તરફ એકવાર દ્રષ્ટિપાત કરો તેઓ પોતે ગૃહસ્થ છે, છતા જગત છે કે નહિ તેનુજ તેમને જ્ઞાન નથી આખો દિવસ તન્મયતામા–ધ્યાનમાજ પસાર કરે છે. (નાગમહાશય ભણી લક્ષ કરીને) આ સર્વ બ્રહ્મચારીઓને અને અમને ગુરૂદેવ સબધી કાઇક વાર્તા સભળાવો.

નાગમહાશય —એ આપ શુ કહો છો ? હુ આપને સભળાવુ ? હુ તો માત્ર આપનાં દર્શન કરવા આવ્યો છુ ગુરૂદેવની લીલામાં જેઓ હનુમાનરૂપે સહાયક છે, તેમના ( સ્વામીજીના ) દર્શન કરવા હુ તો આવ્યો છુ. હવે ગુરૂદેવની વાતો લોકો સમજી શકશે જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ !!

સ્વામીજી —શ્રી રામકૃષ્ણદેવને તો આપજ યથાર્થ રીતે સમજી શક્યા છો, અમે તો ખાલી માથુ પકવીએ એટલુજ

નાગમહાશય—નહિ–નહિ–છી–એ આપ શુ બોલ્યા ? જેને આંખો છે, તે તો સ્પષ્ટ જોઇ શકે છે કે આપ તો ગુરૂદેવની છાયા જેવા છો

સ્વામીજી—આ મઠ–ફંડની સ્થાપના કરી તે ઠીક કર્યું ને ?

નાગમહાશય—મારા જેવો ક્ષુદ્ર મનુષ્ય તેમા શુ સમજી શકે ? આપ જે કાઇ કરશો તેનાથી જગતનુ કલ્યાણજ થશે એમાં કોઈ જાતનો શક નથી આપનાથી જગતનુ મ ગળજ થવુ જોઇએ

અનેક શિષ્યો નાગમહાશયની ચરણરજ લેવા લાગ્યા, તેથી નાગમહાશય ગભરાયા જેવા બની ગયા અને આમ તેમ નાસવા લાગ્યા. તેથી સ્વામીજીએ સર્વને કહ્યુ કે –" એમને કષ્ટ થાય તેવુ કામ રહેવા દો " શિષ્યો સર્વે ચૂપચાપ બેસી રહ્યા.

સ્વામીજી—આપ આ મઠમાંજ આવીને રહો તો ' આપના દર્શનથી મઠના વિદ્યાર્થીઓને ઘણુ શિખવાનું મળશે.

નાગમહાશય—ગુરૂદેવને મે એકવાર એ વિષે પૂછ્યુ હતુ તેમણે માત્ર એટલીજ આજ્ઞા કરી કે –" ઘરમાજ રહે, " તેથી ઘર બાંધીને રહ્યો છુ વચમાં વચમા આપના દર્શન કરી કૃતાર્થ થાઉ છુ.

સ્વામીજી—એક વખત આપના દેશમા જવાનો મારો વિચાર છે

નાગમહાશય આનદથી ઘેલા જેવા બની ગયા અને કહ્યું કે –" વાહ વાહ ! એવો અપૂર્વ દિવસ ક્યારે આવશે ? સમસ્ત દેશ કાશીસમાન પવિત્ર–તીર્થરૂપ બની જશે ! આપની ચરણરજ અમારા દેશમાં પડે એવા અમારા ભાગ્ય ક્યાથી હોય ? "

સ્વામીજી—મારી તો ઇચ્છા છે પણ માતાજી ( કાલીમાતા દેવી ) ની કૃપા થાય ત્યારે ખરી

નાગમહાશય—આપને કોણ સમજી શકે ? આપના યથાર્થ સ્વરૂપને કોણ જાણી શકે ? દિવ્ય દ્રષ્ટિ ખુલે નહિ ત્યાસુધી આપને સ પૂર્ણ રીતે કોઇ ઓળખી શકે નહિ એક માત્ર ગુરૂદેવજ આપને ઓળખી શકયા હતા. બીજાઓ તો તેમની વાતમા વિશ્વાસ રાખી માની લેતા હતા એટલુ જ કોની શક્તિ છે કે આપને ઓળખી શકે ?

## સ્વામીજીની આશીર્વાદ–યાચના.

સ્વામીજી—મારી એવી ઇચ્છા છે કે સમસ્ત દેશને એક વખત જાગ્રત કરવો. મહાવીર ( હનુમાન ) ને અત્યારે પોતાની શક્તિની ખબર નથી તેથી જડ વત્ ઉંઘમાં ઘોરે છે, તેને જગાડવા માટે મે કમર કસી છે. સહેજ પણ સનાતન ધર્મભાવ હરકોઇ પ્રકારે જાગ્રત કરી શકીશ તો સમજીશ કે ગુરૂદેવનો અને મારો

અવતાર છેક નિષ્ફળ નથી ગયો. દેશને જાગ્રત કરી, પ્રબુદ્ધ કરી, કૃતાર્થ થવુ એજ ઇચ્છા અત્યારે તો બળવાનપણે મારા ચિત્તમા વર્તે છે મુક્તિ–મુક્તિ તેની પાસે સરખામણીમા તુચ્છ જણાય છે. આપ આશીર્વાદ આપો કે મારો ઉદ્દેશ સફળ થાય.

નાગમહાશય—ગુરૂદેવનો આશીર્વાદ છે આપની ઇચ્છાને કામ કરતી કોણ રોકી શકે તેમ છે? આપનો દરેક મનોરથ સફળજ થવો જોઇએ.

સ્વામીજી—મારી ઇચ્છા તો કાંઇ સફળ થતી નથી. જે કાંઇ થાય છે તે ગુરૂદેવની ઇચ્છા અને કૃપાને આભારી છે.

નાગમહાશય—તેમની ઇચ્છા અને આપની ઇચ્છા એક બની ગઇ છે આપની ઇચ્છા, તે ગુરૂદેવનીજ ઇચ્છા સમજવી. જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ!!

સ્વામીજી—કામ કરવા માટે શરીર ખૂબ મજબુત જોઇએ અહી આ દેશમા આવ્યા પછી શરીરજ સારૂ રહેતુ નથી તે દેશમાં (યૂરોપ–અમેરિકામા) શરીર બહુ સ્ફૂર્તિમાં રહેતુ

નાગમહાશય—ગુરૂદેવ કહેતા હતા કે–"શરીર ધારણ કર્યું એટલે ઘરનો ટૅક્સ (ભાડુ) આપવોજ જોઇએ. રોગ–શોક એ શરીરના ટૅક્સ છે. આપ તો ઝવેરોની બૉક્સ (પેટી) છો આપની તો ખૂબ સભાળ રાખવી જોઇએ. પણ આપને કોણ સમજી શકે કે આપની યોગ્ય સભાળ રાખે? ગુરૂદેવજ એક માત્ર આપને ઓળખતા હતા. જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ!!"

સ્વામીજી—મઠમા આ લોકો મારી બહુ સારી સભાળ રાખે છે.

નાગમહાશય—તેમનુ કલ્યાણ થશે, બીજુ શુ કહીએ? આપને સમજે અથવા ન સમજે, પણ આપની સેવામા ન્યૂનતા થશે તો આ અમૂલ્ય દેહ રહેવો અશક્ય છે

સ્વામીજી—નાગમહાશય! ક્યારે શુ કરૂ છુ અને ક્યારે શુ નથી કરતો તેની મને તો કાંઇ સમજણુજ પડતી નથી કોઇ કોઇ વખત મનનો તરગ એવો તો પ્રબળ થઇ આવે છે કે કામ કર્યા પછીજ નિરાતે બેસી શકુ છુ મનના વેગને અનુસરી કામ કર્યે જઉ છુ, અમુક કામ સારૂ થાય છે કે ખરાબ તેનું ખરૂ પૂછો તો, મને કશુ ભાનજ નથી.

નાગમહાશય—ગુરૂદેવ કહેતા તેમ ચાવી અપાઇ ગઇ છે. તેથી તમે ન સમજો એ સ્વાભાવિક છે કારણ કે તમારે તો ગુરૂદેવની ભાવનાઓને અનુસરી **ગુરૂદેવનીવતી કામજ કરવાનું છે. સમજવાની જરૂરજ નથી. જ્યારે સમજતા થશો ત્યારે આ લીલા પણ સંકેલી લેવી પડશે.**

સ્વામીજી ઉડા વિચારમાં ગરકાવ થઇ ગયા. તેજ વખતે સ્વામી પ્રેમાનદ ગુરૂદેવનો પ્રસાદ લઇને ત્યા હાજર થયા. નાગમહાશયને તથા બાકીના બીજાઓને

પ્રસાદ આપવામાં આવ્યો. નાગમહાશય તો બે હાથમા પ્રસાદ ગ્રહણ કરી, માથે ચડાવી આનંદથી નૃત્ય કરવા લાગ્યા અને જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણના આનંદોદ્‌ગાર કરવા લાગ્યા. નાગમહાશયનો આવો ઉત્કટ ભક્તિભાવ જોઈ શિષ્યો તો દિઙ્‌મૂઢજ બની ગયા ત્યાર પછી થોડીવારે સૌ બગીચામાં ફરવા બહાર નીકળ્યા. એટલામાં મઠની પૂર્વ તરફના તળાવમા હાથમાં કોદાળી લઇ સ્વામીજીને માટી ખોદતા સૌએ જોયા નાગમહાશય એકદમ તેમની પાસે દોડી ગયા અને કહ્યું કે –“ અમારી હાજરીમાં આપ આ શું કરો છો ? ” સ્વામીજીએ હાથમાંની કોદાળી નીચે મૂકી દીધી અને ચોગાનમાં વાતો કરતા કરતા ફરવા લાગ્યા સ્વામીજીએ તે વખતે શિષ્યને એક નીચેની વાત કહી હતી –

## નાગમહાશયની ઇશ્વરદર્શન સંબંધી વ્યાકુળતા.

“ ગુરૂદેવના અવસાન પછી એક દિવસે અમે સાંભળ્યું કે નાગમહાશય ચાર પાંચ દિવસથી ભૂખ્યા તરસ્યા, કલકત્તાના પોતાના એક ઘરમા પડયા રહ્યા છે. હું અને હરિભાઇ તથા બીજા એક બે જણા તુરતજ તેમની પાસે ગયા અમને જોતાવારજ નાગમહાશય ફલંગ મારી કુટીરમાથી બહાર નીકળ્યા. અમે એમને કહ્યું કે આજે અમે અમારી ભિક્ષા અહિંથીજ લઇશું તેજ વખતે નાગમહાશય બજારમાંથી ચોખા, દાળ, શાક, હાડી–બળતણ વગેરે લઇ આવ્યા અને રસોઇની શરૂઆત કરી દીધી. અમે આગળથીજ ધારી રાખ્યું હતું કે આજે નાગમહાશયને જમાડીશું અને અમે પણ જમીશું. રસોઈ પૂરી થઇ એટલે અમે ત્યાંથી ભિક્ષા લીધી અને બાકીનુ સઘળુ નાગમહાશય માટે રાખી મૂકયુ. અમે જમી રહ્યા પછી નાગમહાશયને ખાવાનો આગ્રહ કર્યો, એટલે નાગમહાશયે પોતાની પાસે પડેલી ભાતની હાડી ફોડી નાખી અને તેને કપાળની સાથે જોરથી પછાડીને કહ્યું કે – “ જે દેહથી ભગવાન પ્રાપ્ત ન થયા તે દેહને વળી આહાર કેવો ? ” અમે તો આ દેખાવ જોઈ સ્તબ્ધજ બની ગયા! ઘણું ઘણું સમજાવ્યા પછી તેમણે થોડો આહાર કર્યો એટલે અમે સૌ ત્યાથી પાછા ફર્યા ”

સ્વામીજી.—નાગમહાશય આજે તો મઠમા રહી જશે ને ?

શિષ્ય·—જી, ના આજે કાંઇ કામ છે તેથી તેઓને આજજ જવુ પડશે.

સ્વામીજી.—ત્યારે નૌકા તૈયાર કરાવ સાંજ પડવા આવી છે

નૌકા આવી પહોંચી એટલે શિષ્ય તથા નાગમહાશય સ્વામીજીને પ્રણામ કરી નૌકામાં બેસી કલકત્તા તરફ રવાના થયા.

# प्रसंग ३१ मो.

( સ્થાન-બેલુડમઠ. ઈ સ ૧૯૦૦ )

### બ્રહ્મ, ઈશ્વર, માયા અને જીવનુ સ્વરૂપ.

આજે રવિવાર છે. શિષ્ય સવારમાં વહેલો મઠમા આવ્યો છે સ્વામીજીની તબીયત પણ સુધારા ઉપર આવતી જાય છે સ્વામીજીના પાદ-પદ્મમા વદન કરી શિષ્ય નીચે ઉતરી આવ્યો, અને સ્વામી નિર્મલાનદ સાથે વેદાન્ત શાસ્ત્રની ચર્ચા કરવા બેઠો. એટલામા સ્વામીજી પણ ઉપરથી નીચે આવ્યા અને શિષ્યને ઉદ્દેશી કહ્યુ કે —" કેમ ? તુલસીની સાથે શુ ચર્ચા થઇ ? "

શિષ્ય —મહાશય, તુલસીમહારાજ કહે છે કે –" વેદાન્તનો બ્રહ્મવાદ માત્ર તારા સ્વામીજી સિવાય અને તારા પોતાના સિવાય બીજુ કોઈ જાણતુ નથી અમે તો કેવળ એટલુ સમજીએ છીએ કે **कृष्णस्तु भगवान् स्वयम् ॥**"

સ્વામીજી —પછી તે શુ કહ્યુ ?

શિષ્ય.—મે કહ્યુ કે એક માત્ર આત્માજ સત્ય છે કૃષ્ણ તો એક બ્રહ્મજ્ઞ પુરૂષ હતા એટલુજ મને એમ લાગે છે કે તુલસી મહારાજ અતરમા તો વેદાન્તી છે, પણ દ્વૈતવાદી હોવાનો બહારથી દેખાવ કરી ચર્ચા કરવા બેસી જાય છે. ઈશ્વરને એક વ્યક્તિવિશેષ ઠરાવી વેદાન્તવાદનુ મૂળ દઢ કરવું એજ એમનો આંતરિક અભિપ્રાય હોય એમ મને વિચાર કરતાં જણાય છે પણ તેઓ વૈષ્ણવ તરીકે પોતાનો પરિચય આપે છે એટલે હુ એમના અભિપ્રાયને ભૂલી જઇ, તેમની સામે પ્રમાણો આપવા બેસી જાઉં છુ

સ્વામીજી—તુલસીની તારા ઉપર પ્રીતિ છે, એટલે પ્રસગોપાત તને ચીડવવા એવા બાના કાઢે છે, પણ તારે કોઇ પ્રકારે ચીડાવુ નહિ. તારે કહી દેવુ કે –" તમે શૂન્યવાદી નાસ્તિક છો, તમારી સાથે વાત કોણ કરે ? "

### સર્વેશ્વર વ્યક્તિવિશેષ હોઇ શકે નહિ.

શિષ્ય —ઉપનિષદ્‌મા, ઈશ્વર એટલે વ્યક્તિવિશેષ એવી કયાઇ વાત આવે છે ? લોકોમા એવો વિશ્વાસ કયાથી બધાઇ ગયો ?

સ્વામીજી —સર્વેશ્વર કોઇ દિવસ વ્યક્તિવિશેષ હોઇ શકે નહિ જીવ એટલે વ્યષ્ટિ અને સકળ જીવોની સમષ્ટિ એટલે ઈશ્વર. જીવમા અને ઈશ્વરમા એટલોજ ભેદ છે કે જીવમાં અવિદ્યા પ્રબળપણે વર્તતી હોય છે, જ્યારે ઈશ્વર, વિદ્યા અને અવિદ્યાની સમષ્ટિ–માયાને વશીભૂત કરી, સ્વતત્રપણે આ સ્થાવર જગમાત્મક જગત પોતાની અદરથી બહિર્ભૂત કરે છે, પરતુ બ્રહ્મ–વસ્તુ તો વ્યષ્ટિ–સમષ્ટિ

તથા જીવ અને ઈશ્વરની પણ પેલી પાર છે બ્રહ્મના અંશો કે વિભાગો થઈ શકતા નથી તેને સમજાવવાને માટે ત્રિપાદ, ચતુષ્પાદ વગેરે કલ્પનાઓ કરવામાં આવી છે જે પાદમા ઉત્પત્તિ–સ્થિતિ અને લયનો અધ્યાસ થાય છે, તે ભાગને "ઈશ્વર" કહેવામા આવે છે અને કૂટસ્થ આદિ બીજા ત્રિપાદ, કે જેમા દ્વૈતકલ્પનાનો કોઈ રીતે અવકાશ નથી તેને બ્રહ્મ કહેવામા આવે છે, પરંતુ એટલા ઉપરથીજ બ્રહ્મ નામની, જીવોથી નિરાળી અને સ્વતંત્ર કોઈ વસ્તુ છે એમ માની લઈશ નહિ વિશિષ્ટાદ્વૈતવાદીઓ કહે છે કે બ્રહ્મજ જીવ અને જગદ્રૂપે પરિણામ પામ્યુ છે અદ્વૈતવાદીઓ કહે છે કે ના તેમ નથી. બ્રહ્મમા આ જીવ–જગતનો અધ્યાસમાત્રજ થાય છે, વસ્તુત બ્રહ્મમા તો તેથી કશોજ ફેરફાર થતો નથી અદ્વૈતવાદીઓ માને છે કે કેવળ નામ અને રૂપને લઈનેજ આ જગત છે અર્થાત્ જ્યાસુધી નામ રૂપ છે ત્યાંસુધીજ જગત છે. ધ્યાન–ધારણાના બળથી જ્યારે નામ રૂપનો વિલય થશે ત્યારે બીજું કાંઈ નહિ રહેતા એક માત્ર બ્રહ્મજ રહેશે તે વખતે તારી પોતાની કે જીવ જગતની સ્વતંત્ર સત્તાનો બિલકુલ અનુભવ રહેશે નહિ હુ પોતે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, પ્રત્યક્, ચૈતન્ય અથવા બ્રહ્મ છુ એવુ પ્રત્યક્ષ જ્ઞાન થશે બ્રહ્મ એજ જીવનુ સ્વરૂપ છે ધ્યાન–ધારણાથી નામ–રૂપના આવરણનો પડદો હઠી જાય છે એટલે એ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે શુદ્ધ અદ્વૈતવાદનો સારાંશ એટલોજ છે વેદ–વેદાન્ત વગેરે એ એકજ વાત વિવિધ પ્રકારે સમજાવવાનો પ્રયત્ન કરે છે

### વ્યક્તિવિશેષને ઈશ્વર માનવાનું કારણ.

શિષ્ય —જો એમ હોય તો ઈશ્વર એક સર્વશક્તિમાન વ્યક્તિવિશેષ છે, તે વાત કેવી રીતે સત્ય ઠરે ?

સ્વામીજી —મનરૂપી ઉપાધિ હોવાને લીધેજ આપણે મનુષ્ય તરીકે ઓળખાઈએ છીએ પ્રત્યેક વિષય જાણવાને અને સમજવાને માટે મનુષ્ય પોતાના મનનો ઉપયોગ કરે છે, પરંતુ મન જે કાંઈ વિચારે કે સમજે તે બધુ પરિચ્છિન્નજ હોય છે. એટલા માટે પોતાના વ્યક્તિત્વને લીધે ઈશ્વરનુ વ્યક્તિત્વ કલ્પી લેવુ એવો જીવોનો સ્વતસિદ્ધ–કુદરતી સ્વભાવ હોય છે. મનુષ્યો પોતાનો આદર્શ મનુષ્યરૂપમાજ તૈયાર કરે છે અને તેનેજ સાધવાનો પ્રયત્ન કરે છે. આ જરા–મરણ તથા સુખ–દુખપૂર્ણ સંસારમા મનુષ્ય જ્યારે ઉપરાઉપરી આઘાતોથી દબાઈ જાય છે અને **हा हतोऽस्मि**નું કરૂણ રૂદન કરે છે, ત્યારે તે જેના ઉપર પોતાનો સર્વ ભાર મૂકી દઈ પોતે નિશ્ચિંત બની શકે, એવા એક પુરૂષનો આશ્રય લેવાનો વિચાર કરે છે, પરંતુ એવો આશ્રય સંસારમાં ક્યાંઈ મળી શકતો નથી. ખરૂ જોઈએ તો સર્વાધાર, સર્વગત, સર્વજ્ઞ એક માત્ર આત્માજ સર્વનું આશ્રયસ્થાન હોવુ જોઈએ તેને બદલે કોઈ મનુષ્યના આશ્રયની શોધ કરવાને કોઈ નીકળે તો

તે નિષ્ફળજ જાય એમાં નવાઇ નથી વિવેક-વૈરાગ્ય તથા ધ્યાન-ધારણા વગેરે કરવાથી યથાર્થ આશ્રયસ્થાન કેવુ હોવું જોઇએ તેની મનુષ્યોને સમજણ પડે છે. પણ તેવી સ્થિતિ પ્રાપ્ત થાય તે પહેલાં પોતાના જેવીજ એક મનુષ્યમૂર્તિ તરીકે ઇશ્વરની કલ્પના કરી લઇ તેના ઉપર નિર્ભર રહી નિશ્ચિંત બનવાનો મનુષ્યો પ્રયત્ન કરે છે, પરતુ આટલી વાત નિશ્ચિતજ છે કે ગમે તે ભાવે સાધના કરવામાં આવે તે છતાં તે દરેકમા ઉદ્દેશ તો પોતાનામા અજ્ઞાતપણે જે બ્રહ્મસિદ્ધ રહેલો છે તેને જાગૃત કરવાનોજ હોય છે. પછી સાધનો ભલે ભિન્ન ભિન્ન હોય ! જેને ઇશ્વરના વ્યક્તિવિશેષત્વમા વિશ્વાસ હોય તેને તેજ ભાવથી સાધન-ભજન કરવા દેજો તેનામાં જ્યારે પ્રબળ નિષ્ઠા જાગૃત થશે ત્યારે ક્રમે ક્રમે તેનામા રહેલો બ્રહ્મસિદ્ધ માયાના ઘેનમાથી ઉઠયાવિના રહેશેજ નહિ બ્રહ્મજ્ઞાન એજ જીવનુ એક માત્ર ગમ્ય અથવા લભ્ય સ્થાન છે માત્ર માર્ગો અને મતોમા વિવિધતા જણાય છે જીવનુ પારમાર્થિક સ્વરૂપ શુદ્ધ બ્રહ્મ હોવા છતાં, મનરૂપ ઉપાધિને લીધે તેનામાં એક પ્રકારનુ અભિમાન આવે છે અને તેથીજ તેને હરેક પ્રકારના સદેહ, સશય તથા સુખ, દુખાદિનો અનુભવ કરવો પડે છે, પરતુ બ્રહ્માડની સર્વ વસ્તુઓ પોતાનુ સત્ય સ્વરૂપ પ્રાપ્ત કરવાનેજ મથન કરતી હોય છે જ્યાંસુધી "**अहं ब्रह्म**" એ તત્ત્વ પ્રત્યક્ષ ન થાય ત્યાસુધી જન્મ-મૃત્યુના પઝામાથી છુટકારો મેળવવાને કોઇ પણ સમર્થ નથી મનુષ્ય-જન્મ પ્રાપ્ત થયા પછી પુણ્યબળથી અથવા મહાત્માની કૃપા મેળવી શકાય તોજ મનુષ્યોની જિજ્ઞાસા એટલે આત્મજ્ઞાનની સ્પૃહા બળવાન થાય છે. નહિતર તો કામ-કાચનાદિ બધનોથી બધિવાન થએલા મનુષ્યોને કારાગૃહમાંથી છુટવાની ઇચ્છાસરખી પણ થાય તેમ નથી સ્ત્રી-પુત્ર-ધન-વૈભવ વગેરેમા જેનુ ચિત્ત રમ્યા કરે છે, તેને બ્રહ્મ સબધી કાઇ પણ જાણવાનો તથા સાંભળવાનો સ્વપ્નમા પણ વિચાર થતો નથી. જે પુરૂષો સર્વસ્વનો ત્યાગ કરવાને તૈયાર છે, જેઓ સુખ-દુખ તથા શોકના ચચળ પ્રવાહમા પણ સ્થિર રહી શકે છે અને જેઓ ધીર, વીર, શાંત તથા સાવચેત હોય છે, તેઓજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્રયત્નશીલ થાય છે એવા પુરૂષોજ "**निर्गच्छति जगज्जालात् पिंजरादिव केसरी**-પાંજરામાથી છુટેલા સિહની માફક સસારની જાળમાંથી નાસી જાય છે."

## ત્યાગવૃત્તિ આવ્યા વિના આત્મજ્ઞાન અસંભવિત છે.

શિષ્ય.—ત્યારે શુ સન્યાસ વિના આત્મજ્ઞાન થઇજ ન શકે, મહાશય ?

સ્વામીજી.—એકવાર તો કહી ચૂક્યો કે આતર-બાહ્ય એમ ઉભય પ્રકારે સન્યાસનુ અવલબન લેવુ જોઇએ. શ્રીશંકરાચાર્યે પણ ઉપનિષદ્‌ના "**तपसो वाप्यलिंगात्**" એ અશની વ્યાખ્યા કરતાં કહ્યુ છે કેઃ-સન્યાસના બાહ્ય ચિન્હ-

સ્વરૂપ ગૈરિક વસ્ત્રો તથા દંડકમંડળ વગેરે ધારણ કર્યા વિના તપસ્યા કરવાથી દુરધિગમ્ય (મહામુશ્કેલીથી સમજાય તેવું) બ્રહ્મતત્ત્વ પ્રત્યક્ષ થતુ નથી જ્યાંસુધી વૈરાગ્ય ન આવે, ત્યાગવૃત્તિ ન ઉદ્ભવે અને ભોગસ્પૃહા ઉપર કંટાળો ન આવે ત્યાંસુધી શું થવાનું હતુ ? એ કાંઇ નાના છોકરાને ફોસલાવી લેવા જેવી રમત-વાત નથી. ચાલાક માણસો નાનાં બાળકોને ખાવાનુ આપી સોના-રૂપાના દાગીના ઉતારી લે છે, તેવી ચાલાકી અહીંઆં કાંઈ કામ આવતી નથી.

## સાચો તૃષાતુર પાણીની આશામાં શું બેસી રહે ?

શિષ્ય:—પરન્તુ હું ધારૂં છું કે સાધન કરતાં કરતાં ધીમે ધીમે ત્યાગ આવી શકે.

સ્વામીજી—ધીમે ધીમે આવતો હોય તેને ભલે આવે તારા જેવા બોલીને બેસી રહેનારાઓને શુ આવવાનુ હતુ ! તુ તારે પાણીની શોધમા લાગી જા ! જેને ખરેખરી તૃષા લાગી હોય તે શુ સુસ્તપણે આશામાં ને આશામાં બેસી રહે ? ગુરૂદેવ કહેતા કે—"થાય છે-થશે, એ બધા નિર્બળોના મનોભાવ છે." તને તૃષા નથી તેથીજ હજી ક્રમની વાતો કરતો બેસી રહ્યો છે. જિજ્ઞાસા પ્રબળ નથી થઇ તેટલાજ માટે સંસારમાં તને આનંદ લાગે છે!

શિષ્ય—વાસ્તવિક સર્વસ્વત્યાગની બુદ્ધિ હજી સુધી કેમ નહિ પ્રકટી હોય તે મારાથી સમજી શકાતુ નથી આપ એને માટે કાંઇ ઉપાય દર્શાવશો ?

સ્વામીજી—ઉદ્દેશ અને ઉપાય એ સર્વ તારા પોતાનાજ હાથમાં છે હું તો માત્ર તારા મનની ભાવનાઓને જાગ્રત કરી શકું એટલુજ કેટલા કેટલા સત્શાસ્ત્રો વાચી ગયો, કેવા કેવા બ્રહ્મજ્ઞ મહાત્માઓનો સત્સંગ તથા સેવા કરી, એટલુ છતા હજી ત્યાગ ન આવ્યો તો સમજી રાખ કે જીવન વૃથા ગયુ ! પણ તોયે નિરાશ થઇશ નહિ. યત્કિંચિત્ ફળ તો મળશેજ

શિષ્ય માથુ નીચે નમાવી, ખેદ કરતો અને પોતાના પરિણામ સંબંધે વિચાર કરતો થોડી ક્ષણો સુધી છાનોમાનો બેસી રહ્યો. ત્યાર પછી સ્વામીજીને કહ્યુ—"હું આપના શરણે આવ્યો છુ, મારી મુક્તિ થાય એવો માર્ગ દર્શાવી આપો. આ દેહે, આ ભવમાંજ તત્ત્વજ્ઞ થઇ શકુ એવી કૃપા કરો"

## મનને વશીભૂત કરવાનો માર્ગ.

શિષ્યની આ પ્રકારની દીનતા તથા દિલગીરી જોઇ સ્વામીજી બોલ્યા— "એમાં ભય પામવા જેવુ શુ છે ? આ દેહ, ઘરબાર, જીવ, જગત, વગેરે સર્વ છેવટે મિથ્યા છે—સ્વપ્નવત્ છે, એવો સદા વિચાર કર્યા કરવો આ દેહ એક પ્રકારનુ જડ યંત્ર છે, એ વાત કદાપિ વિસરી જવી નહિ એ દેહમાં જે આત્મારામ પુરૂષ છે તેજ તારૂં યથાર્થ સ્વરૂપ છે મનરૂપ ઉપાધિજ તારા સ્વરૂપ-પ્રકાશની

આડે પ્રથમ તેમજ સૂક્ષ્મ આવરણુ છે ત્યાર પછી આ દેહનુ આવરણુ આવે છે, પણુ તે તો સ્થૂલ છે આ પ્રકારનાં બે માયિક આવરણોથી તારી પોતાની નિર્મળ તથા નિર્વિકાર સ્વયજ્યોત ઢંકાઇ રહી છે, તેથી તુ તારા સાચા સ્વરૂપને જોઇ શકતો નથી. રૂપ–રસ–ગધ–સ્પર્શ આદિ તરફ વેગવાન ગતિથી મન દોડી રહ્યુ છે તેને પાછુ વાળી અતર્મુખ કર મનને મારવાનુ કામ જગ પ્રયત્નસાધ્ય છે દેહ તો સ્થૂલ છે, એટલે એક વખત તે પચભૂતમા મળી જશે, પણુ સસ્કારોની પોટલી જેવુ મન એકદમ મળતુ નથી બીજમા વૃક્ષરૂપે પરિણુમવાની શક્તિ છે, તેવીજ રીતે મનમા પુન શરીર ધારણુ કરી જન્મ મૃત્યુના માર્ગમા ભમ્યા કરવાની શક્તિ મૂળથીજ રહેલી છે એ શક્તિનો ક્ષય થાય નહિ–મનની વૃત્તિઓનો લય થાય નહિ, ત્યાસુધી આત્મજ્ઞાન થતુ નથી, માટેજ કહ્યા કરૂ છુ કે ધ્યાન, ધારણુા અને વિચારના બળથી મનને સચ્ચિદાનદરૂપી સાગરમા ડૂબાડી દે મન મર્યું એટલે સર્વ ઉપાધિઓ ટળી ગઇ સમજજે–તુ **ब्रह्मसंस्थज** બની જઇશ

## વીરપુરૂષો માટે અસાધ્ય જેવું છેજ શું ?

શિષ્ય —પણુ એ ઉદ્દામ–ઉન્મત્ત મનને બ્રહ્મમાં તરબોળ કરવાનુ કામ બહુ કઠિન છે એવી કઠિન સાધના અમારા જેવા કેમ કરી શકે ?

સ્વામીજી —વીર નરોની પાસે તે વળી કોઇ કામ કઠિન હોય ખરૂ ! બીકણુ અને બાયલાઓજ કઠિન–કઠિન કહીને હિંમત હારી જાય છે ! “ **वीराणामेव करतलगता मुक्तिः न पुन कापुरुषाणाम्** । વીરોને માટેજ મુક્તિ હથેળીમા છે–બીકણોને માટે નહિ ” અભ્યાસ અને વૈરાગ્યબળથી મનને સયમમા રાખતા શીખો ગીતા પણુ કહે છે કે —“ **अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते** । હે અર્જુન ! અભ્યાસ અને વૈરાગ્યવડેજ મન વશ થાય છે ” ચિત્તને સ્વચ્છ સરોવરની ઉપમા આપવામા આવે છે તેમાં રૂપ–રસાદિના આઘાતોથી જે તરગો ઉઠે છે, તેનુજ નામ મન એટલા માટે મનનુ સ્વરૂપ નક્કી કરનારા માનસશાસ્ત્રીઓ કહે છે કે મન સકલ્પ–વિકલ્પાત્મક છે. આ સકલ્પ વિકલ્પોમાંથી વાસના ઉદ્દભવે છે ત્યાર પછી એ મનજ ક્રિયાશક્તિરૂપે પરિણુમી સ્થૂલદેહરૂપ યત્ર પાસે કાર્ય કરાવ્યા કરે છે હવે, કર્મો જેમ અનત છે તેમ કર્મના ફળો પણુ અનત છે આથી કરીને અનત–અસખ્ય કર્મફળરૂપ તરગોમા મન સર્વદા ધસડાયા કરે છે એ મનને ગમે તે રીતે વૃત્તિશૂન્ય કરવુ જોઇએ. પુન તે સ્વચ્છ સરોવરરૂપ બની જાય અને એક પણુ વૃત્તિરૂપ તરગ ન ઉદ્દભવે તેમ કરવુ જોઇએ, તોજ બ્રહ્મપ્રકાશ થાય શાસ્ત્રકારે એ અવસ્થાનો આભાસ આપતાં આ પ્રમાણે કહ્યુ છે કે –**भिद्यते हृदयग्रन्थिः**–હૃદયની ગાઠ ભેદાય છે–ઇત્યાદિ. સમજાયુ ને ?

## ધ્યાનનું સર્વોત્તમ અવલંબન.

શિષ્ય—પણ ધ્યાન તો કોઇ ખાસ વિષયને અવલબીને થવુ જોઇએ ને ?

સ્વામીજી—તુ પોતેજ તારો વિષય બન, બહુ દૂર જવુ રહેવા દઇ તુ પોતે તારા વિષયનુજ અવલબન ગ્રહણુ કર દાખલા તરીકે તુ સર્વજ્ઞ–સર્વગત આત્મા છે એજ વિષયનુ નિરતર ધ્યાન અને મનન કર્યા કર. "હુ દેહ નથી, હુ મન નથી, હુ બુદ્ધિ નથી, હુ સ્થૂલ નથી, હુ સૂક્ષ્મ નથી" એ પ્રમાણે "નેતિ–નેતિ" કરતા પ્રત્યક્ ચૈતન્યરૂપ સ્વસ્વરૂપમા મનને ડૂબાડી દે છેવટે એટલે સુધી મનને ડૂબાડી દે કે તે સાસુ ઉપરજ આવી શકે નહિ એમ થયે બોધ્યસ્વરૂપનો બોધ અથવા સ્વસ્વરૂપમા તારી સ્થિતિ થશે–ધ્યાતા–ધ્યેય એકમય બની જશે–જ્ઞાતા–જ્ઞેય અભિન્ન થઇ જશે–સર્વ અધ્યાસોની નિવૃત્તિ પણુ તેજ ક્ષણે થઈ જશે ! શાસ્ત્રમાં જેને **त्रिपुटीभेद** કહે છે તે એનુજ નામ. એ અવસ્થામા જાણુવાપણુ કે નહિ જાણુવાપણુ કશુજ રહેતુ નથી, કારણુ કે આત્મા પોતેજ જ્યાં એક માત્ર વિજ્ઞાન અને વિજ્ઞાતા ઉભય છે, જ્યાં બીજી વસ્તુજ નથી, ત્યાં તે વળી, શી વસ્તુને શી રીતે જાણીજ શકાય ? આત્મા એજ જ્ઞાન, આત્મા એજ ચૈતન્ય, આત્મા એજ સચ્ચિદાનદ છે. જેનો સત્ અથવા અસત્ એવા કોઈ પણુ એકાદ શબ્દથી નિર્દેશ થઈ શકે નહિ તેવી અનિર્વચનીય માયાશક્તિના પ્રભાવે જીવરૂપી બ્રહ્મમા જ્ઞાતા–જ્ઞેય એવા ભાવનો પ્રવેશ થયો છે. સાધારણુ મનુષ્યો તેને ચૈતન્ય અથવા જ્ઞાનની અવસ્થા કહે છે, અને જ્યાં એ દ્વૈત–સઘાત નિર્દોષ બ્રહ્મતત્ત્વમા મળી જાય છે તેને શાસ્ત્રમા સમાધિ અથવા સાધારણુ જ્ઞાનભૂમિ કરતા વધારે ઉચ્ચ અર્થાત્ જ્ઞાનાતીત અવસ્થા કહેવામાં આવી છે. કહ્યુ છે કે—**स्तिमितसलिलराशिप्रख्यमाख्याविहीनम्** ।

સ્વામીજી બ્રહ્માનુભવના અગાધ જળપ્રવાહમા તણુાતા હોય તેમ પુન કહેવા લાગ્યા—

## હુજ સર્વજ્ઞ છું–સર્વ મિથ્યા છે.

જેટલાં દર્શનો છે, જેટલા શાસ્ત્રો છે તથા જેટલા વિજ્ઞાનશાસ્ત્રના ગ્રંથો છે, તે સર્વ જ્ઞાતા–જ્ઞેય અથવા જ્ઞાનાજ્ઞાનવાળી અવસ્થામાંથીજ બહાર પડયા છે. માનવ–મનની કોઇપણુ ભાષા અથવા ભાવ, જે વસ્તુ, જ્ઞાનથી પર છે તેને સપૂર્ણરૂપે પ્રકાશિત કરી શકે નહિ દર્શન–વિજ્ઞાનાદિ આંશિકભાવે સત્ય છે પરમાર્થ તત્ત્વનુ સંપૂર્ણ પ્રકાશન કોઇ કાળે તેનાથી થઇ શકે નહિ. પારમાર્થિક દૃષ્ટિથી જોઇએ તો ધર્મ મિથ્યા, કર્મ મિથ્યા, હુ મિથ્યા, તુ મિથ્યા અને જગત પણુ

મિથ્યા, એમ સર્વને મિથ્યાજ માનવુ પડે છે, અને એમજ પ્રતીત થાય છે કે હુજ સર્વસ્વ છુ, હુજ સર્વજ્ઞ-સર્વગત આત્મા છુ, મારો સાક્ષી, મારૂ પ્રમાણુ હુ પોતેજ છુ. મારા પોતાના અસ્તિત્વ માટે હુ ખાત્રી મેળવવા બહાર ભમુ તો લોકો મને મૂર્ખ નહિ તો બીજુ શુ કહે ? શાસ્ત્રમા કહ્યુ છે તેમ હુ " **नित्य-मस्मत् प्रसिद्धम्** " છુ. ખરેખર મે તે અવસ્થાનો અનુભવ કર્યો છે તુ પણુ અનુભવ કર, તેમજ જગતના જીવોને પણુ તેનો બોધ કર, એવી મારી ઇચ્છા છે મને શાંતિ પણુ ત્યારેજ થશે.

એ રીતે વાત કરતાં કરતા સ્વામીજીની મુખમુદ્રાએ ગભીર રૂપ ધારણુ કર્યું, અને જાણે કે કોઇ એક અજ્ઞાત પ્રદેશમા તેઓ ઉતરી પડયા હોય તેમ સ્થિર થઇને બેસી રહ્યા આ પ્રમાણે થોડી ક્ષણો પસાર થઇ એટલે પુન બોલવા લાગ્યા –

" એ સર્વ મતોને ગળી જનારી, સર્વ મતોની સમન્વય કરનારી બ્રહ્મ-વિદ્યાનો પ્રત્યક્ષ અનુભવ કર, જગતમાં તેનો પ્રચાર કર, એથી તારૂ પોતાનુ તેમજ જગતનું પણુ કલ્યાણુ થશે આજે ખરેખરી મહત્ત્વની વાત મે તને કહી દીધી છે એના કરતાં વધારે મહત્ત્વની અને ઉપયોગી વાત જગતમા બીજી એકે નથી "

શિષ્યઃ—આપે તો વળી જ્ઞાનની વાત કહાડી આપ કોઇ વખત ભક્તિનુ, તો કોઇ વખત કર્મનુ, તો કોઇ વખત યોગનું એવુ મહત્ત્વ દર્શાવો છો કે એમાંથી શેનુ અવલબન લેવુ એજ અમારાથી તો સમજી શકાતુ નથી. એ સર્વ જ્યારે સાભળીએ છીએ ત્યારે અમારી બુદ્ધિ ચકરાવામા પડી જાય છે !

## માનવજીવનનો પરમ પુરૂષાર્થ શું ?

સ્વામીજી—વધારે શુ કહુ ? બ્રહ્મજ્ઞ થવુ એજ આપણો પરમ લક્ષ અને છેલ્લો ઉદ્દેશ તથા પરમ પુરૂષાર્થ છે, પણુ મનુષ્યથી સર્વદા બ્રહ્મભાવમા તો રહી શકાય નહિ વ્યુત્થાનકાળે કાઇ ને કાંઇક ક્રિયા તો કરવીજ જોઇએ એટલા માટે તે વખતે એવી ક્રિયા કરવી જોઇએ કે જેથી જગતનુ કલ્યાણુ થાય એટ-લાજ માટે હુ તમને કહુ છુ કે અભેદ-બુદ્ધિથી જીવસેવારૂપ કર્મ કરો પણુ બાપુ, કર્મની આટી-ઘુટી એવા પ્રકારની ગુચવણુભરી છે કે મહાન-મહાન સાધુઓ પણુ તેમા ફસાયાવિના રહેતા નથી, માટે જેમ બને તેમ ફલાકાક્ષા વગર કર્મ કરો ગીતામા પણુ એજ વાત કહી છે, છતા આ વાત પણુ ભૂલી જવા જેવી નથી કે બ્રહ્મજ્ઞાનમાં કર્મને લેશમાત્ર સ્થાન નથી. બહુ બહુ તો સત્કર્મોદ્વારા ચિત્તશુદ્ધિ થાય એટલાજ માટે ભાષ્યકારે જ્ઞાનકર્મ-સમુચ્ચય પ્રતિ કેવો તીવ્ર કટાક્ષ તથા કેવો ગભીર દોષારોપ કર્યો છે, તેની ખબર છે ને ? નિષ્કામ કર્મથી ઘણુા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. ટુકામાં એટલુજ કહેવુ બસ છે કે વિચાર-

માર્ગનુ અને તે સિવાય સર્વ પ્રકારની સાધનાઓનુ ફળ, માત્ર "બ્રહ્મજ્ઞતાની પ્રાપ્તિ" સિવાય બીજુ કશુ નથી

### ભક્તિયોગ અને રાજયોગની ઉપયોગિતા.

શિષ્ય—મહાશય, હવે જરા ભક્તિ અને રાજયોગની ઉપયોગિતા દર્શાવી મારી જિજ્ઞાસા શાંત કરો

સ્વામીજી—એ સર્વ માર્ગોના સાધનદ્વારા બ્રહ્મજ્ઞાનરૂપી ફળ મળી શકે છે ભક્તિમાર્ગ શિથિલ ક્રમ છે તેથી ફળપ્રાપ્તિમા જરા વિલબ થાય છે, પણ છે સહજ-સાધ્ય યોગમા અનેક વિઘ્નો છે યોગ સાધતા મન જો વિભૂતિના માર્ગે વળી ગયું તો પુન સ્વરૂપે પહોંચતા બહુ વાર લાગે એક માત્ર જ્ઞાનમાર્ગજ બહુ જલદીથી ફળ આપનારો તથા સર્વ મતોને અનુકૂળ આવે એવો માર્ગ છે. સર્વ કાળે, સર્વ દેશે એકસરખા માનથી તેનો સત્કાર થતો આવ્યો છે અલબત્ત, તેમા પણ વિચારમાર્ગે ચાલતાં ઘણીવાર મન દુસ્તર (કષ્ટપૂર્વક પાર પામી શકાય એવી) તર્કજાળોમાં ગુચવાઇ જાય છે, એટલા માટે વિચાર સાથે ધ્યાન પણ કરવુ જોઇએ વિચારબળ અથવા ધ્યાનબળથી છેવટે બ્રહ્મતત્ત્વ પ્રાપ્ત કરવાનુ છે, એ ઉદ્દેશ નિરતર સ્મરણમા રાખવો જોઇએ. આ રીતે કાળજીપૂર્વક સાધન કરવાથી નિર્વિઘ્નપણે ઇષ્ટસ્થાને પહોચી શકાય છે મારા મત પ્રમાણે તો જ્ઞાનમાર્ગ એજ સહજ તેમજ શીઘ્રફલદાયી માર્ગ છે.

### સત્પુરૂષનો પરિચય-અર્હંનો અર્થ આત્મનિષ્ટ.

શિષ્ય—હવે, જરા અવતારવાદ વિષે કાઇક સભળાવો.

સ્વામીજી—તારે એકજ દિવસમા બધું સમજી લેવુ લાગે છે।

શિષ્ય—મનની ભૂખ એકજ દિવસે શાંત થઇ શકતી હોત તો આપને રોજ રોજ શા માટે તસ્દી આપુ ?

સ્વામીજી—જે આત્માનો મહિમા શાસ્ત્રમાં આટલો બધો અસરકારક રીતે વર્ણવવામાં આવ્યો છે, તે આત્માનુ જ્ઞાન અથવા તો તે આત્માનુ દર્શન, જેઓની કૃપા-પ્રતાપે થઇ શકે, તેઓજ યથાર્થ જગમ તીર્થ કિવા અવતારી પુરૂષ છે, એમ સમજી લેવુ તેઓ જન્મથીજ બ્રહ્મજ્ઞ હોય છે. વસ્તુત બ્રહ્મ અને બ્રહ્મજ્ઞમાં કશો તફાવત નથી કહ્યુ પણ છે કે –" **ब्रह्मविद् ब्रह्मैव भवति।**" આત્માને સામાન્ય બુદ્ધિથી તો આપણે જાણી શકીએ નહિ, કારણ કે આત્મા પોતેજ વિજ્ઞાતા અને મન્તા (માર્ગદર્શક) છે, એ વાત હુ આગળજ કહી ગયો છુ. એટલા માટે સામાન્ય મનુષ્યો બહુ બહુ તો એક અવતારી પુરૂષને ઓળખી શકે-સમજી શકે. સામાન્ય માનવબુદ્ધિ ઇશ્વરસબધે સર્વથી વધુમા વધુ ઉચ્ચ કલ્પના દોડાવી શકે તો તે માત્ર અવતારી પુરૂષ પર્યંતજ, તેથી આગળ તે વધુ

કલ્પના કરી શકે નહિ આવા બ્રહ્મજ્ઞ પુરૂષો જગતમા થોડાજ જન્મે છે અને તેઓને બહુજ ઓછા જીવો યથાર્થરૂપે સમજી શકે છે તેમને શાસ્ત્રના વચનો પ્રમાણ તરીકે આપવા પડતાં નથી, કારણ કે તેઓ પોતેજ પ્રમાણરૂપ હોય છે. તેઓ ભવસમુદ્રમા એક દીવાદાંડી જેવા થઇ રહે છે આવા અતિ ઉચ્ચ દશાવાળા અવતારી પુરૂષોના સત્સંગથી તથા તેમની કૃપાથી એક મુહૂર્ત માત્રમાં હૃદયનો અંધકાર દૂર થઇ જાય છે અને બ્રહ્મજ્ઞાન સ્ફુરવા લાગે છે, તેમનો સત્સંગ સેવ્યા પછી અમુકને બ્રહ્મજ્ઞાન ક્યારે અને કેવી રીતે થયુ તેનો નિર્ણય કોઇથી થઇ શકતો નથી. છતા બ્રહ્મજ્ઞાન થાય છે અને તેમ થતુ મે પ્રત્યક્ષ જોયુ છે શ્રીકૃષ્ણે આત્મસંસ્થરૂપે ગીતા પ્રબોધી છે ગીતામા જે જે સ્થળે **अहं** શબ્દનો ઉલ્લેખ છે, ત્યાં ત્યાં " પરમાત્મા " એવો અર્થ સમજવો **मामेकं शरणं व्रज** એનો અર્થ માત્ર એટલોજ કે " આત્મનિષ્ઠ બનો " આ પ્રકારનુ આત્મજ્ઞાન એજ ગીતાનો અંતિમ ઉદ્દેશ છે યોગાદિનો ઉલ્લેખ તે માત્ર એજ આત્મજ્ઞાન-પ્રાપ્તિના આનુષંગિક ફળરૂપ છે જેને આત્મજ્ઞાન ન થાય તેને આત્મઘાતી સમજવો, કારણ કે **विनिहन्त्यसद्ग्रहात्**-રૂપરસાદિના બંધનો તેનો પ્રાણ હરી લે છે મનુષ્યો તો તમે પણ છો, તો શુ બે ચાર દિવસના ધૂળ-રાખ જેવા ભોગોની તમારાથી ઉપેક્ષા થઇ શકતી નથી ? હજારો ને લાખો માણસો જન્મીને મરી જાય છે તમારે પણ શુ એજ વર્ગમા ગણાવુ છે ? "**प्रेयस्**" નો પરિત્યાગ કરો ચંડાળ સુદ્ધાને આત્મતત્ત્વ સમજાવો આત્મા સબંધી ઉપદેશો કરવાથી તથા તેનાજ સબંધી વાતો કર્યા કરવાથી તમારી પોતાની બુદ્ધિ પણ નિર્મળ બનશે " **तत्त्वमसि** " " **सोहमस्मि** " " **सर्वं खल्विदं ब्रह्म** " ઇત્યાદિ મહામંત્રોનો સર્વદા ઉચ્ચાર કરો, અને હૃદયમાં સિંહના જેટલુ બળ ધારણ કરો. ભય જેવું છેજ શુ ? ભય એજ મૃત્યુ છે, ભય એજ મહાપાતક છે નરઅર્જુનને એક વખત ભય ઉપજ્યો હતો, અને તેથી આત્મસંસ્થ ભગવાન શ્રીકૃષ્ણને ગીતાનો ઉપદેશ આપવો પડયો હતો છતાં ઉપદેશ માત્રથી શુ તેનો ભય દૂર થયો ? નહિજ. જ્યારે અર્જુને વિશ્વરૂપનુ દર્શન કર્યું, અને આત્મસંસ્થ થયો ત્યારેજ તે યુદ્ધ કરવાને તત્પર થયો, ત્યારેજ જ્ઞાનાગ્નિથી તેના કર્મો બળી ગયાં !

### આત્મજ્ઞાન પછી કર્મો રહી શકે ?

શિષ્ય —મહાશય, આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ શુ કર્મો રહેતાં હશે ?

સ્વામીજી —જ્ઞાનપ્રાપ્તિ પછી, સાધારણ મનુષ્યો જેને કર્મ કહે છે તેવા રૂપમા કર્મો હોતા નથી તે વખતે કર્મ " **जगद्धिताय** "-જગતના હિતરૂપે બની રહે છે આત્મજ્ઞાની પુરૂષનુ હાલવુ-ચાલવુ તે પણ સર્વ જીવોના કલ્યાણને અર્થે હોય છે. ગુરૂદેવને જોયા છે ને ? " **देहस्थोऽपि न देहस्थः** " દેહમાં રહ્યા છતાં

પણ દેહની બહાર હોય તેજ પ્રમાણે તેમની (શ્રીરામકૃષ્ણ પરમહંસની) પ્રત્યેક ક્રિયા થતી આવા પુરૂષોના કર્મોનો ઉદ્દેશ શું હોઇ શકે? એમ જો કોઇ પૂછે, તો તેના ઉત્તરમાં માત્ર એટલુંજ કહી શકાય કે—"लोकवत्तु लीलाकैवल्यम् ।" તેમની લીલાજ માત્ર લોકોના જેવી હોય છે

# प्रसंग ३२ मो.

(સ્થાન—બેલુડમઠ—નિર્માણકાળે ઈ સ ૧૮૯૯)

## શિલ્પ સંબંધી ચર્ચા.

શિષ્ય આજે પોતાની સાથે બાબુ રણુદાપ્રસાદ ગુપ્ત મહાશયને લઇને મઠમાં આવ્યો છે રણુદાબાબુનો પરિચય આપતાં જણાવવુ જોઇએ કે, તેઓ કલકત્તા ખાતેની જ્યુબીલી આર્ટ એકેડેમિના પ્રતિષ્ઠાતા તથા પ્રૉફેસર છે શિલ્પકળા સબંધી તેઓ બહુ ઉચ્ચ પ્રકારનુ જ્ઞાન ધરાવે છે, તે ઉપરાંત પોતે એક વિદ્વાન અને સ્વામીજી પ્રત્યે ગુણાનુરાગ ધરાવનારા સજ્જન ગૃહસ્થ છે શિષ્યે રણુદાબાબુનો પરિચય સ્વામીજી સાથે કરાવી દીધો એટલે સ્વામીજી તેમની સાથે શિલ્પવિજ્ઞાન સબંધે વાર્તાલાપ કરવામા રોકાયા રણુદાબાબુને વિશેષ ઉત્સાહિત કરવા માટે સ્વામીજીએ પોતે જ્યુબીલી આર્ટ એકેડેમિની મુલાકાત લેવાની પણ ઇચ્છા દર્શાવી, પરતુ કેટલાએક અનિવાર્ય કારણોને લઇને એકેડેમિની મુલાકાત લેવાનુ સ્વામીજીથી બની શક્યુ નહોતુ

## બૌદ્ધયુગમાં શિલ્પોન્નતિ.

સ્વામીજીએ રણુદાબાબુને કહ્યુ કે—"પૃથ્વીના પ્રાય સઘળા સુધરેલા દેશોનુ શિલ્પ—સૌંદર્ય હુ જોઇ આવ્યો છુ, પણ બૌદ્ધધર્મના પ્રાદુર્ભાવ વખતે આ દેશમાં શિલ્પકળાનો જેવો વિકાસ થયો હતો, તેવો વિકાસ મે બીજે ક્યાંઇ જોયો નથી. મોગલ બાદશાહોના વખતમા પણ ઉક્ત વિદ્યાનો વિશેષ વિકાસ થયો હતો, શિલ્પોન્નતિના કીર્તિસ્તંભોરૂપે હજી પણ તાજમહેલ અને જુમ્મામસ્જીદ વગેરે મકાનો ભારતવર્ષમા જેમના તેમ ખડાં છે."

## મનોભાવ પ્રકટ કરવા એજ શિલ્પશાસ્ત્રનો ઉદ્દેશ છે.

"મનુષ્ય જે વસ્તુ તૈયાર કરે, તેનાથી જો એક મનોભાવ પ્રકાશિત થાય તેનું નામજ શિલ્પકળા જેમાથી એક એક ચોક્કસ ભાવનુ પ્રકાશન ન થાય, તેના ઉપર ગમે તેટલા રંગ—બેરંગી ઓપ ચડાવવામા આવે તોપણુ તેને યથાર્થ કળા કહી શકાય નહિ થાળી—વાટકા—પ્યાલો વગેરે નિત્ય વપરાશમા આવતી ચીજો પણ

કાઇ એક અમુક પ્રકારના ભાવ વ્યક્ત કરે તે રીતે તૈયાર કરવી જોઇએ. પારિસના પ્રદર્શનમા પત્થરની બનાવેલી એક અદ્‌ભુત મૂર્તિ એક વખત મારા જોવામાં આવી હતી મૂર્તિનો પરિચય આપવા નીચે લખ્યુ હતું કે — કુદરતના મુખ ઉપરના પડદો દૂર કરનારી કળા. અર્થાત્ શિલ્પકળા, કુદરતના મુખ ઉપરનુ નિબિડ અવગુંઠન ( ગાઢ પડદો ) પોતાના હાથથી કેવી રીતે દૂર કરે છે, અને અંદરનુ રૂપ-સૌંદર્ય કેવી રીતે પ્રકટ કરે છે, તેને ચિતાર આપનારી કળા તે મૂર્તિ એવા પ્રકારે તૈયાર કરવામાં આવી હતી કે પ્રકૃતિદેવીએ પોતાનુ રૂપ-સૌંદર્ય હજી બરાબર પ્રકટ કર્યું હોય એમ મને જણાયુ નહિ, છતાં જેટલુ સૌંદર્ય પ્રકૃતિદેવીએ પ્રકાશિત કર્યું હતુ, તેટલાથીજ તે શિલ્પકાર મુગ્ધ બની ગયો હોય તેમ ચોકખુ જણાઇ આવતુ હતુ આ મૂર્તિ જોવાથી કોઇ પણ પ્રેક્ષક શિલ્પકારની સ્તુતિ કર્યા વિના રહી શકે નહિ તમારે પણ એવા પ્રકારનુ કાઇક મૌલિક ચિત્ર ઉપજાવવાનો પ્રયત્ન કરવો જોઇએ"

**યથાર્થ કળાની ગમે ત્યારે પણ કદર થયાવિના રહેતી નથી.**

રણદાબાબુ—મારી પણ એવી ઇચ્છા છે કે સમયને અનુસરી નૂતન ભાવની મૂર્તિ તૈયાર કરવી, પરંતુ આ દેશમાં જેવુ જોઇએ તેવુ ઉત્તેજન મળતુ નથી, એટલે ધનના અભાવે કાંઇ બની શકતુ નથી ખરૂ પૂછો તો આ દેશમા એવા ગુણગ્રાહી લોકોજ કયાં છે?

સ્વામીજી—તમે જો અંતઃકરણપૂર્વક એક યથાર્થ સુંદર વસ્તુ તૈયાર કરી શકો, અને શિલ્પમાં એક પ્રકારના ભાવનુ બરાબર પ્રકાશન કરી શકો, તો વખત જતાં તેનુ સન્માન થયાવિના રહેજ નહિ યથાર્થ પવિત્ર વસ્તુનો જગતમાં કોઈ દિવસ અનાદર થયો નથી અને થાય પણ નહિ ઇતિહાસમાં તો એટલે સુધી જોવામાં આવે છે કે એક યથાર્થ શિલ્પશાસ્ત્રીના મરણ પછી એક હજાર વર્ષે પણ તેનો આદર થાય છે

રણદાબાબુ—આજકાલ અમારી એવી કફોડી સ્થિતિ થઇ પડી છે કે અમે ગમે તેવુ કામ કરીએ તોપણ આ દેશમાં તો અમારી કશી કદરજ થતી નથી. છેલ્લા ચાર-પાંચ વર્ષમા કેટલાક એવા પ્રયત્નો કર્યા છે ખરા કે જેથી કાઇક સફળતા મળે એવી આશા રહે છે આપ આશીર્વાદ આપો કે અમારો ઉદ્યમ સફળ થાય.

સ્વામીજી—જો બરાબર કાર્ય કર્યા કરશો તો અવશ્ય એક વખત વિજયી થશો જો કોઇ પણ એક કામ મન, પ્રાણ અને હૃદયપૂર્વક થાય છે તો તેથી સફળતા તો મળેજ છે, પરંતુ તે ઉપરાંત કામમા લાગ્યા રહેવાથી બ્રહ્મવિદ્યાની પણ પ્રાપ્તિ થયાવિના રહેતી નથી અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરીએ તો ઇશ્વરને પણ સહાય આપ્યાવિના ચાલે નહિ.

## પૂર્વ અને પશ્ચિમની શિલ્પકળામાં ભિન્નતા.

રણુદાબાબુ –આ દેશના અને વિલાયતના શિલ્પમા શુ તફાવત જોવામાં આવ્યો ?

સ્વામીજી ––લગભગ બન્ને સમાન છે, મૌલિકતા જેવુ ભાગ્યેજ ક્યાઇ જણાય છે. કૅમેરાની મદદથી આજકાલ વિવિધ ચિત્રો રજુ કરવામા આવે છે, પરતુ યત્રની સહાય લેવાથી નૂતન ભાવ પ્રકટ કરવાની શક્તિનો લોપ થાય છે અને તેથી ભાવનુ પ્રકાશન બરાબર થઇ શકતુ નથી. પ્રાચીન કાળના શિલ્પશાસ્ત્રીઓ પોતાના મગજમાંથી અવનવા ભાવો પ્રકટ કરતા અને તેજ ભાવોને છબીમાં સુદરરૂપે રજુ કરવાનો પ્રયત્ન કરતા અત્યારે ફોટોગ્રાફીનો પ્રચાર થવાથી મગજને કેળવવાની જરૂર કોઇ જોતુ નથી, પણુ દરેક જાતિમા, પ્રજામાં એક એક પ્રકારની ખાસ વિશેષતા હોય છેજ આચારમા, વ્યવહારમાં, આહારમા, વિહારમા તથા ચિત્રમા અને શિલ્પમા પણુ તેવી ખાસ વિશેષતા જણાઇ આવ્યાવિના રહેતી નથી. દાખલા તરીકે તે દેશનુ સગીત–ગાયન–વાદન તથા નૃત્ય વગેરેનો બાહ્ય વિકાસ જાણે કે સોયની અણી જેવો તીવ્ર હોય છે તે લોકો નાચે છે એવી રીતે કે જાણે કે હાથ–પગ પછાડતા હોય નહિ ! તેમના વાજીત્રોના અવાજો પણુ એવા હોય છે કે જાણે કાનમા કોઇ ભાલા મારતુ હોય ! તેમનુ ગાવુ પણુ એવાજ પ્રકારનુ હોય છે. આ દેશનો નાચ જાણે કે તરગની માફક ધીમે ધીમે શાત રીતે વહી જતો પ્રવાહ ! ગાયનોની મૂર્છના અને ગમક પણુ જાણે કે ચક્રની પેઠે અનુવર્તન કરતી–ફરતી ! વાજીત્રની પદ્ધતિ પણુ તેવીજ. મતલબ કે શિલ્પના સબધમા પણુ કાઇક ને કાંઇક વિશેષતા હોય એ સ્વાભાવિકજ છે જે પ્રજા ખરેખરી જડવાદી અથવા આ ભવમા જ સર્વસ્વ માની લેનારી હોય, તે પ્રજા પ્રકૃતિના નામ–રૂપનેજ પોતાનો અતિમ ઉદ્દેશ માની લે, અને તેને અનુસરીને હ્રદયના ભાવોનો વિકાસ શિલ્પમા કરે એ તદ્દન બનવાજોગ છે જે પ્રજા પ્રકૃતિની પેલી તરફ પહોચી ચૂકી હોય અને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકી હોય, તે પ્રજા અધ્યાત્મજ્ઞાનનેજ પોતાનો અંતિમ ઉદ્દેશ માની લે અને તેજ ભાવનો પ્રકાશ પ્રકૃતિની મદદથી શિલ્પકળામાં કરે તે પણુ સ્વાભાવિક છે. પ્રથમની પ્રજાને માટે તેમના સાંસારિક રિવાજો અને રહેણી કહેણી વગેરે શિલ્પના મૂળ પાયારૂપ બને છે, જ્યારે બીજી શ્રેણિની પ્રજાને માટે પ્રકૃતિથી પર એવી આધ્યાત્મિક ભાવના શિલ્પવિકાસના મૂળ કારણુરૂપે બને છે. આ પ્રમાણે બન્ને પ્રજાઓ જુદા જુદા ઉદ્દેશોને લઇને શિલ્પચર્ચામાં આગળ વધે છે, તોપણુ બન્ને પ્રજાઓને ફળ તો એક સરખુજ મળે છે. બન્ને પ્રજાઓ પોતપોતાની ખાસ ભાવનાને અનુસરીને શિલ્પની ઉન્નતિ કર્યે જાય છે. તે દેશની એકે એક છબી જોવાથી, જાણે કે આપણે ખરેખરજ કોઇ કુદરતી દેખાવ જોતા હોઇએ એવો ભ્રમ થયાવિના રહેતો નથી. આ દેશના સબધમાં પણુ તેમજ કહી શકાય.

આ દેશમા પણ જ્યારે શિલ્પશાસ્ત્રનો બહુ વિકાસ થયો હતો, તે વખતની એકે એક મૂર્તિનુ ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરીએ તો આપણે આ પાર્થિવ જગતની પેલી પાર અધ્યાત્મરાજ્યમાં આવી ચડયા હોઇએ તેવો ભ્રમ થયા વિના રહે નહિ. જેમ તે દેશમા હવે પહેલાના જેવી છબીઓ તૈયાર થતી નથી, તેજ પ્રમાણે આ દેશમાં પણ નવાં નવા આધ્યાત્મિક દૃશ્યો ખડાં કરી શકે એવા ચિત્રો તૈયાર કરવા કોઇ પ્રયત્ન કરતુ હોય તેમ જણાતુ નથી તાજોજ દાખલો લ્યોને ! આપની આર્ટસ્કૂલમા જે જે છબીઓ તૈયાર થાય છે તેમાં કોઇ પણ પ્રકારના ભાવનો વિકાસ હોય તેમ જણાતુ નથી આપ હિદુઓની નિત્યની ધ્યેય મૂર્તિઓમાંથી પ્રાચીન ભાવનુ ઉદ્દીપક બહિર્પ્રકાશન રજુ કરવાનો પ્રયત્ન કરો તો બહુ સારૂં.

રણુદાબાબુ—આપની વાતો સાભળી મારા હૃદયમાં બહુ ઉત્સાહ આવ્યો છે. હુ પ્રયત્ન કરી જોઇશ અને કહેવા પ્રમાણે છબીઓ આલેખવાની કોશીશ કરીશ

## કાળીમાતાની ભયંકર મૂર્તિ આંકવાની ભલામણ.

સ્વામીજી પુન બોલવા લાગ્યા—"દ્રષ્ટાત તરીકે માતા કાળીની છબી તેમા એક સાથેજ ક્ષેમકરી (કલ્યાણ કરનારી) તથા ભયકરી (ભય ઉપજાવનારી) મૂર્તિઓનો સમાવેશ કરવામા આવ્યો છે, પરતુ વસ્તુત એકકે ભાવનુ યથાયોગ્ય પ્રકાશન થતુ નથી એ વાત એક બાજુએ રહેવા દો મે કહ્યા તે બન્ને ભાવોનો એકજ ચિત્રમા એકત્ર સમાવેશ બરાબર રીતે કરવાનો કોઇએ પ્રયત્ન પણ નથી કર્યો મે કાળીમાતાની ઉગ્ર મૂર્તિ સબધી થોડો ભાવ જગન્માતા કાળી નામની મારી અગ્રેજી કવિતામા આલેખવાનો સહજ પ્રયત્ન કર્યો છે એજ ભાવ એકાદ ચિત્રમાં આણવાનો આપ પ્રયત્ન કરી શકશો ?"

રણુદાબાબુ—કેવો ભાવ ?

સ્વામીજીએ શિષ્યના તરફ જોઇ અગ્રેજી કવિતા લાવવાનો આદેશ કર્યો. શિષ્ય તે કવિતા લઈ આવ્યો એટલે સ્વામીજીએ તે કવિતા રણુદાબાબુને વાચી સભળાવી સ્વામીજી ઉક્ત કવિતા વાચતા હતા ત્યારે શિષ્યની નજર આગળ જાણે મહાપ્રલય સમયની સહારમૂર્તિ નૃત્ય કરતી હોય તેવો દેખાવ ખડો થઇ ગયો ! રણુદાબાબુ પણ કવિતા સાંભળીને થોડીવાર મત્રમુગ્ધ જેવા બેસી રહ્યા. થોડીક્ષણો પછી રણુદાબાબુ જાણે કલ્પનાચક્ષુથી તે ચિત્ર નિહાળી રહ્યા હોય તેવી રીતે બોલ્યા—"બાપરે !" ભયથી ગભરાઇ ગયા હોય તેમ રણુદાબાબુ સ્વામીજી તરફ એકી ટસે તાકી રહ્યા

સ્વામીજી—કેમ ? એ ભાવનો ચિત્રમા વિકાસ કરી શકશો ને ?

રણુદાબાબુ—જી, પ્રયત્ન કરી જોઇશ × પરંતુ એ ભાવની કલ્પના મગજમાં

× તે વખતે શિષ્ય રણુદાબાબુ સાથેજ રહેતો હતો રણુદાબાબુએ બીજેજ દિવસે

આવતાંજ મગજ ભમી જાય છે.

સ્વામીજી—છબી તૈયાર કરો ત્યારે મને એક વખત બતાવજો તેને સર્વાંગ સંપન્ન બનાવવાને જે વાત જરૂરની હશે તે વાત આપને બતાવી દઈશ

### શ્રીરામકૃષ્ણ મિશનની મ્હોરનો અર્થ.

ત્યાર પછી સ્વામીજીએ રામકૃષ્ણ મિશનની એક મ્હોર (બીલ્લું) રણદાબાબુને બતાવી અને તે સબંધી તેમનો અભિપ્રાય જાણવાની ઇચ્છા દર્શાવી (આ બીલ્લાની છાપ શ્રીરામકૃષ્ણ મિશનદ્વારા પ્રસિદ્ધ થતા પ્રત્યેક ગ્રંથમાં ટાઇટલ પેજ ઉપર શરૂઆતમાં અને અંતમાં બણ્ણે કરીને હોય છે) આ મ્હોરનું વર્ણન નીચે પ્રમાણે છે—

એક સ્વચ્છ સરોવરમાં ચોતરફ કમળપત્રો વિકસી રહ્યા છે સરોવરની મધ્યમાં એક હંસ છે અને હંસની આસપાસ બે સર્પો ફેણવાળાને બેઠા છે. બાલસૂર્યના કિરણો હંસ ઉપર પડી તેની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા છે.

રણદાબાબુ પ્રથમ તો આ ચિત્રનો અર્થ સમજી શક્યા નહિ, તેથી તેમણે સ્વામીજીને તે સબંધી ખુલાસો કરવાની વિનતિ કરી સ્વામીજીએ આ ચિત્રનો—મ્હોરનો અર્થ સમજાવતાં કહ્યું કે—

ચિત્રમાં રહેલું તરંગોવાળું પાણી તે કર્મ છે કમળો તે ભક્તિરૂપ છે, અને બહાર આવવાની તૈયારી કરતો સૂર્ય તે જ્ઞાનનો પ્રકાશક છે ચિત્રની આસપાસ વિંટળાઈ વળેલા સર્પો, યોગ અને જાગૃતિનાં રૂપક છે, અને ચિત્રની મધ્યમાં રહેલો હંસ તે પરમાત્માનો અર્થ સૂચવે છે મતલબ કે કર્મ, ભકિત અને જ્ઞાન જો યોગની સાથે સંમિલિત થાય તોજ પરમાત્માના દર્શનનો લાભ મળે ચિત્રનો આશય પણ તેજ છે

રણદાબાબુ આ ચિત્રનો આવો અર્થ સાંભળી થોડીવાર વિચારમાં પડી ગયા પછી કહ્યું કે—"જો આપની પાસે રહીને થોડો વખત શિલ્પકળાનો ઉપદેશ લઉં તો ખરેખર મને પોતાને બહુ લાભ થાય"

### ભાવી મઠના સંબંધમાં અદ્ભુત યોજના.

ત્યારપછી ભવિષ્યમાં જે શ્રી રામકૃષ્ણમંદિર તથા મઠ ચણાવવાના છે, તે કેવી રીતે તૈયાર કરાવવામાં આવશે તે સબંધી એક ચિત્ર, સ્વામીજીએ વિજ્ઞાનાનંદ પાસે પોતાની ખાસ સૂચનાથી અંકિત કરાવ્યું હતું તે રણદાબાબુને બતાવવા માટે મંગાવ્યું ચિત્ર આવ્યું એટલે સ્વામીજીએ તે રણદાબાબુને આપતાં કહ્યું કે—

ઉક્ત ચિત્ર આંકવાનો પ્રયત્ન કર્યો અને પ્રલયકાળમાં તાંડવનૃત્યમાં ઉન્મત્ત બનેલી ચંડીમૂર્તિનું ચિત્ર આલેખવાનું કામ શરૂ કર્યું અત્યારે પણ તે અધ અંકિત મૂર્તિ આર્ટસ્કૂલમાં પડી છે દુર્ભાગ્યે સ્વામીજીને તે બતાવવાનો અવકાશ મળ્યો નહિ

"ભાવી મઠ—મંદિર તૈયાર કરાવતી વખતે, પૂર્વની અને પશ્ચિમની સર્વ શિલ્પ-કળાઓનો એકત્ર સમાવેશ કરવો એવો મારો વિચાર છે. હું આખી દુનિયામાં ફરી ફરીને સ્થાપત્યકળા (ઘર બાંધવાની કળા) સબંધી જે જે ભાવો અહીં લઈ આવ્યો છું, તે સર્વ ભાવોનો વિકાસ આ મંદિરના નિર્માણમાં થાય તેવો પ્રયત્ન કરીશ. અનેક થાંભલાઓવાળું એકેક નાટ્યમંદિર (પાકો મંડપ) કરાવવામાં આવશે, દીવાલોમાં લાખો પ્રફુલ્લ કમળોનો ચિતાર આપવામાં આવશે. એક એક મંડપમાં હજારો માણસો એક સાથે બેસીને જપ—ધ્યાન કરી શકે એવી ગોઠવણ રાખવામાં આવશે રામકૃષ્ણમંદિર તથા નાટ્યમંદિર એવી રીતનું તૈયાર થશે કે દૂરથી જોનાર, જાણે કે ઓંકારનુંજ દર્શન કરે છે તેમ લાગે મંદિરમાં એક રાજ-હંસ ઉપર ગુરૂદેવની મૂર્તિ રહેશે બન્ને બારણાં ઉપર બે છબીઓ એવી રીતે આંકવામાં આવશે કે એક બકરી અને એક વાઘ, એ ઉભય પ્રાણીઓ બન્ધુભાવે પરસ્પર પ્રેમથી ભેટી એક બીજાને જીભથી ચાટી રહ્યા હોય! અર્થાત્ મહાશક્તિ અને મહાનમ્રતા જાણે કે પરસ્પર પ્રેમથી ભેટતા હોય તેવો ભાવ સ્પષ્ટ કરવામાં આવશે. આવા આવા અનેક વિચારો મનમાં આવ્યા કરે છે. જીવનદોરી વચમાં તૂટી નહિ જાય તો એ સર્વ વિચારોને કાર્યમાં પરિણમાવવાનો સંકલ્પ કરી રાખ્યો છે નહિ તો છેવટે મારા બતાવેલા માર્ગે ભાવી પ્રજા કાંઈક પ્રયત્ન કરશે તોપણ સંતોષ છે હું એમ માનું છું કે આ દેશની સર્વ પ્રકારની વિદ્યાઓ અને સર્વ પ્રકારની ભાવનાઓમાં નવા પ્રાણનો સંચાર કરવાની એક માત્ર ઇચ્છાથી ગુરૂદેવે આ દેશમાં આ કાળે જન્મ લીધો હતો, એટલા માટે ધર્મ, કર્મ, વિદ્યા, જ્ઞાન, ભક્તિ, એ સર્વ આ મઠરૂપી કેંદ્રસ્થાનમાંથી પ્રવાહરૂપે બહાર નીકળી સમસ્ત જગતમાં પ્રસરી જાય, એવી રીતનો ગુરૂદેવનો આ મઠ તૈયાર કરાવવો જોઇએ. આપ સર્વે મને સહાય કરો, એજ મારી ઇચ્છા છે"

રણદાબાબુ અને હાજર રહેલા સંન્યાસીઓ તથા બ્રહ્મચારીઓ સ્વામીજીની વાત સાંભળી શાંતભાવે બેસી રહ્યા આ વખતે સૌને એવાજ વિચારો થવા લાગ્યા કે સ્વામીજીનું મન કેટલું બધું ઉદાર હોવું જોઇએ, તેમના મગજમાં કેટલા વિષ-યના અદ્દભુત અનુભવો ભરેલા હોવા જોઇએ, કેટલું બધું બારિક નિરીક્ષણ કર-વાની તેમની પ્રકૃતિ હોવી જોઇએ!

થોડીવાર રહીને પુનઃ સ્વામીજી રણદાબાબુને ઉદ્દેશીને બોલવા લાગ્યા — "આપે શિલ્પવિદ્યા સંબંધી અભ્યાસ કર્યો છે અને નિરંતર એજ વિષયની ચર્ચામાં આનંદ લ્યો છો, તેથી આજે મને મારા વિચારો દર્શાવવાનો પ્રસંગ મળ્યો. આજ સુધીની ચર્ચા તથા અભ્યાસના ફળરૂપે કોઇ સુંદર અને સર્વોચ્ચ ભાવ પ્રાપ્ત કરી શક્યા હો તો હવે, આપ અમને સંભળાવો"

રણદાબાબુ —"મહાશય, હું આપને શું નવી વાત સંભળાવી શકું ? આપેજ આજે મારી આંખો ઉઘાડી દીધી છે, એમ કહું તો જરાયે ખોટું નથી શિલ્પ-શાસ્ત્ર સંબંધી આવી જ્ઞાનપૂર્ણ વાત અત્યારસુધીમાં કોઇ દિવસ સાંભળી નથી. આપની પાસેથી જે ભાવો સાંભળવા હું ભાગ્યશાળી થયો છું, તે ભાવોને ક્રિયામાં ઉતારી શકું એવો આશીર્વાદ આપો એટલે બસ."

ત્યારપછી સ્વામીજી આસન ઉપરથી ઉભા થયા અને બહાર મેદાનમાં ફરવા લાગ્યા ફરતાં ફરતાં શિષ્યને કહ્યું કે—"છોકરો બહુ તેજસ્વી છે, હોં."

શિષ્ય —મહાશય, આપની વાત સાંભળીને તે સ્તબ્ધજ થઈ ગયો છે.

સ્વામીજી તે વાત પ્રતિ લક્ષ ન આપતાં, મનમાં ને મનમાં ગુરૂદેવની સ્તુતિ ગાવા લાગ્યા —"પરમ ધન તે સ્પર્શમણિ" ઇત્યાદિ.

આ પ્રમાણે થોડી વાર ફર્યાં પછી સ્વામીજી હાથ, પગ તથા મુખ વગેરે ધોઇ શિષ્યની સાથે ઉપર પોતાના ઓરડામાં ગયા, અને ત્યાં બેસીને "એન્સાઇક્લોપીડીયા બ્રિટાનિકા" (સર્વજ્ઞાનસંગ્રહ) નામના અંગ્રેજી પુસ્તકમાંથી શિલ્પ-સંબંધી અધ્યાય વાંચવા લાગ્યા. વાંચન પૂરૂં થયું એટલે પૂર્વબંગાળની કેટલીક વાતો તથા તેમના ઉચ્ચારના ઢંગ વિષે ચર્ચા ચલાવીને સાધારણ રીતે ખૂબ ઠઠ્ઠા મશ્કરી કરી આનંદ કર્યો.

---

# प्रसंग २२ मो.

(સ્થાન—બેલુડમઠ—ઇ સ ૧૯૦૧)

## ગુરૂભાઇઓ પ્રત્યે સ્વામીજીની લાગણી.

સ્વામીજીનું શરીર થોડા દિવસથી બહુ નરમ રહ્યા કરતું હતું. સ્વામી નિરંજનાનંદના ખાસ આગ્રહથી સ્વામીજીએ ૬—૭ દિવસથી દેશી વૈદ્યની દવા લેવી ચાલુ કરી હતી વૈદ્યનું ઔષધ ચાલે ત્યાંસુધી સ્વામીજીથી પાણી પીવાય નહિ, એવી સખ્ત ભલામણ હતી તરસ લાગે ત્યારે પાણીને બદલે દૂધથી ચલાવી લેવાનું હતું

શિષ્ય આજે પ્રાત કાળે મઠમાં આવ્યો હતો. સ્વામીજીનું શરીર બહુ નરમ છે અને વૈદ્યની દવા ચાલે છે, એ વાતની તેને મુદ્દલ ખબર નહોતી, તેથી સ્વામીજીને માટે કેટલુંક મિષ્ટાન્ન લઇ આવ્યો હતો શિષ્યના હાથમાં મિષ્ટાન્ન જોઇ સ્વામી પ્રેમાનંદ બોલી ઉઠયા —"આજે આ શા માટે લાવ્યો ? સ્વામીજીનું શરીર એક તો ઠીક નથી, અને તેમાં પણ પાણીને બદલે દૂધથી તૃષા તૃપ્ત

કરવી પડે છે " શિષ્ય આથી જરા ગભરાટમાં પડયો અને મિષ્ટાન્ન વગેરે નીચે મૂકી દઇ, ઉપર સ્વામીજી પાસે ગયો સ્વામીજીએ શિષ્યને જોતાંવારજ કહ્યું કે —" આવ્યો કે ? ઠીક કર્યું, હું તારોજ વિચાર કરતો હતો "

શિષ્ય —મે સાંભળ્યુ છે કે ૬–૭ દિવસથી માત્ર દૂધ ઉપરજ આપને નિભાવી લેવુ પડે છે !

સ્વામીજી —શુ કરૂ ? નિરજનનો બહુ આગ્રહ થયો એટલે દેશી દવા લીધા વિના છુટકો નહિ એમની વાતનો મારાથી કાંઇ અનાદર થાય ?

શિષ્ય —આપને તો એક કલાકમા પાંચ વખત પાણી પીવાની ટેવ છે એ ટેવ એકાએક કેવી રીતે દૂર કરી દીધી ?

સ્વામીજી —જ્યારે મે સાભળ્યુ કે ઔષધની સાથે પાણી પી શકાય તેમ નથી, ત્યારેજ મનમા દઢ સકલ્પ કરી લીધો કે –" હવે પાણી પીશ નહિ " બસ, ત્યારથી તૃષા લાગવી તો દૂર રહી, પાણીની વાત પણ યાદ આવતી નથી

શિષ્ય —ઔષધથી કાંઇ આરામ જણાય છે ?

સ્વામીજી —ઔષધના "ઉપકાર" કે "અપકાર'નુ મને કાંઇ જ્ઞાન નથી હુ તો ગુરૂભાઇની આજ્ઞાને માન આપવુ એટલુજ સમજુ છુ

શિષ્ય —હુ ધારૂ છુ કે દેશી વૈદ્યોની દવા આપણા શરીર ઉપર જલદી સારી અસર કરે છે.

સ્વામીજી —મારા મત પ્રમાણે જેઓ વર્તમાન શારીરિક વિજ્ઞાન જાણતા નથી, અને માત્ર પુરાણી પોથીઓનાં પ્રમાણો આપી આંખો મીંચીને ઔષધો કર્યા જાય છે, તેઓના હાથથી બેચાર દર્દીઓ કદાચ સાજા થાય તોપણ શુ થયુ ? હુ તો એવા વૈદ્યોના હાથથી બચવાની આશા રાખુ તેના કરતા વર્તમાન ચિકિત્સાવિજ્ઞાનવિશારદ વૈદ્યોના હાથથી મરવુ વધારે પસદ કરૂ છુ.

* * * *

દેશી દવાની સાથે કેટલાક કઠોર નિયમો પાળવા પડતા હોવાથી સ્વામીજીથી બરાબર આહાર લઈ શકાતો નહિ, અને તેથી રાત્રિયે નિદ્રા પણ બરાબર આવી શકતી નહિ. છતા અનાહાર અને અનિદ્રાવાળી અવસ્થામાં પણ સ્વામીજી વાંચવા લખવાનો સખ્ત પરિશ્રમ કર્યા વિના રહેતા નહિ કેટલાએક દિવસ થયા મઠમા એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાના વૉલ્યુમો ખરીદવામા આવ્યાં છે. આ નવાં ચક ચકીત પુસ્તકો ભણી જોઇને શિષ્યે કહ્યુ કે –" આ સર્વ પુસ્તકો એક જીંદગીમાં ભાગ્યેજ કોઇ વાંચી શકે ! " સ્વામીજીએ અત્યારસુધીમાં દસ વૉલ્યુમ પૂરા કરી અગીયારમુ વૉલ્યુમ વાંચવુ શરૂ કર્યું છે, એ વાતની શિષ્યને હજી ખબર નહોતી'

## સ્વામીજીની સ્મરણશક્તિનો વિશેષ પુરાવો

સ્વામીજી—એમ હોય ? આ દશ પુસ્તકોમાંથી તારી મરજીમા આવે તે વિષય મને પૂછી જો અને બરાબર ઉત્તર મળે છે કે નહિ તેની ખાત્રી કર.

શિષ્ય ચકિત નેત્રે સ્વામીજી પ્રતિ જોઇ રહ્યો અને બોલ્યો કે –" આપે એ બધા પુસ્તકો વાચી લીધા ?"

સ્વામીજી—ત્યારે શુ હુ વાચ્યા વગર કહુ છુ કે તારી મરજીમા આવે તે પૂછી જો ?

ત્યાર પછી સ્વામીજીની આજ્ઞાને માન આપી શિષ્યે ઉક્ત પુસ્તકોમાંથી પોતાને જે જે ભારે વિષયો જણાયા તેમાંથી કઠિન પ્રશ્નો ચુટી ચુટીને સ્વામીજીને પૂછ્યા બહુ આશ્ચર્ય પામવા જેવુ છે કે શિષ્યના પ્રશ્નોના ઉત્તરમાં, ગ્રથકારનો આશય તો જણાવ્યોજ, પણ તેની સાથે કોઇ કોઇ સ્થળે તો પુસ્તકની ભાષા પણ તેઓ અક્ષરે અક્ષર બોલી ગયા. શિષ્યે આ દશ પુસ્તકો પૈકીના દરેક પુસ્તકમાંથી બે–ત્રણ સવાલો પૂછ્યા અને સ્વામીજીએ તેના બરાબર જવાબો આપ્યા સ્વામીજીની આવી અસાધારણ બુદ્ધિ તથા સ્મૃતિ જોઈ પુસ્તકોને એક બાજુ ઉપર મૂકી દઇ અતિ આશ્ચર્યભાવે શિષ્યે કહ્યુ કે –"ખરેખર, મનુષ્યની શક્તિથી તો આ કામ અસાધ્ય છે "

### બ્રહ્મચર્યનો પ્રભાવ

સ્વામીજી—તુ ભૂલે છે. એક માત્ર બ્રહ્મચર્યના પાલનથી સમસ્ત વિદ્યાઓ થોડા સમયમા પ્રાપ્ત થઇ જાય છે ! ગમે તે મનુષ્ય બ્રહ્મચર્યના બળથી શ્રુતિધર અને સ્મૃતિધર બની શકે છે. આ બ્રહ્મચર્યના અભાવેજ આપણો દેશ આટલો અધ પતિત થયો છે.

શિષ્ય—આપ કહો છો તે ઠીક છે, પણ કેવળ બ્રહ્મચર્યની રક્ષાથીજ આવી અમાનુષિક શક્તિ આવી જાય એમ સભવતુ નથી તે સિવાય પણ બીજુ કાઇ જોઇએ.

સ્વામીજી ઉત્તર આપ્યા વિના બેસી રહ્યા

### શિષ્યો મારા પુત્ર છે–તેમની ખાતર મરવામાં પણ મને આનંદ થશે

ત્યારપછી સ્વામીજી શાસ્ત્રીય કઠિન વિષયો સમજાવવા લાગ્યા. ધીમે ધીમે અને શાંતભાવે કેટલાએક નિર્ણયો તથા સિદ્ધાંતો શિષ્યના હ્રદયમાં ઉતારવા સ્વામીજીએ વિસ્તારથી બોલવુ ચાલુ કર્યું. અવકાશના સમયમા સ્વામીજી એક વિષય કેવી રીતે સમજાવી શકે છે તેનો અનુભવ શિષ્યને તે દિવસે બરાબર થયો આ પ્રમાણે સ્વામીજી તલ્લીનપણે વ્યાખ્યા કરી રહ્યા હતા, તે વખતે સ્વામી બ્રહ્માનદજીએ ત્યાં પ્રવેશ કર્યો અને શિષ્યને ઉદ્દેશીને કહ્યુ કે.—" તમે બહુ ભલા માણસ જણાઓ છો ! સ્વામીજીનું શરીર જોતા નથી ? આજે પાંચ–છ દિવસથી અનાજ

પણ લઈ શકતા નથી, તેમાં તમે આવીને નકામો કટાક્ષ આપો છો ! આવા વખતે આવી ચર્ચા કરાય ?" શિષ્ય શરમાયો અને પોતાની ભૂલ થઇ છે એમ ધારી મનમાં ને મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો, પરંતુ તેજ વખતે સ્વામીજીએ બ્રહ્માનંદજીને જણાવી દીધું કે—" રહેવા દે તારા દેશી વૈદ્યના નિયમોને એક ખૂણામાં મૂકી છાડ ! આ શિષ્યો તો મારા પુત્રો છે તેમને સદુપદેશ આપતાં આપતાં મારો પ્રાણ જાય તોપણ મને આનંદ થાય." તથાપિ શિષ્યે હવે દૃઢ નિશ્ચય કર્યો કે દાર્શનિક કઠિન વિષયોની ચર્ચામાં ઉતરી સ્વામીજીની નાજુક પ્રકૃતિને દુભવવી નહિ, એથી કરીને તેણે બંગાળાના દેશી રીતરિવાજો વિષે હાસ્ય–કટાક્ષ કરવો શરૂ કર્યો. આ પ્રમાણે થોડીવાર આનંદ–ચર્ચા થઇ એટલામાં બંગસાહિત્યમાં 'ભારતચન્દ્ર'ને ક્યા સ્થાન મળવું જોઇએ એ વિષય નીકળ્યો. એ વિષયની ચર્ચામાંથી જે કાંઇ સ્મરણમાં રહ્યું તેનો ઉલ્લેખ નીચે કર્યો છે—

### બંગાળી સાહિત્યની ચર્ચા–મેઘનાદવધકાવ્યની પ્રશંસા

શરૂઆતમાં તો સ્વામીજીએ ભારતચન્દ્રની ખૂબ મશ્કરી કરી તેમજ તે સમયના આચાર–વ્યવહાર, વિવાહ–સંબંધ વગેરે વિષયો સંબંધે વિવિધ પ્રકારના વ્યંગ કર્યા તેમણે ખુલ્લી રીતે જણાવ્યું કે—" સમાજમાં બાળવિવાહનું સમર્થન કરનાર ભારતચન્દ્રનાં કુરૂચિપૂર્ણ તથા બીભત્સ કાવ્યો બંગાળા સિવાય બીજા કોઇ સુધરેલા દેશમાં આવકાર પામે તેવાં નથી આવા કાવ્યોના પુસ્તકો નાનાં બાળકોના હાથમાં જવા ન પામે તે માટે બંદોબસ્ત કરવો જોઇએ " ત્યાર પછી *માઇકેલ મધુસૂદનદત્તના વિષે વાર્તાલાપ શરૂ થયો સ્વામીજીએ કહ્યું કે—" તમારા દેશમાં એ એક અદ્દ્ભુત પ્રતિભાસંપન્ન પુરૂષ થઇ ગયો મેઘનાદવધના જેવું બીજું કાવ્ય બંગાળી સાહિત્યમાં તો નથીજ, પરંતુ સમગ્ર યૂરોપીય સાહિત્યમાં પણ તેના જેવું કોઇ કાવ્ય ભાગ્યેજ હશે "

શિષ્ય—પણ મહાશય, એમ કહેવાય છે કે માઇકેલને શબ્દોનો આડંબર બહુ પ્રિય હતો, તેનું શું ?

સ્વામીજી—તમારા દેશનો એક એવો રિવાજ છે કે કોઇ મનુષ્ય કાંઈ નવું કરે કે તુરતજ તેની સામે યુદ્ધ કરવા ઉતરી પડવું ! સૌ પહેલાં માઇકેલે શું કહ્યું છે, તેનો એક વખત શાંત ચિત્તે વિચાર કરવો જોઇએ સાધારણ મનુષ્યો તો એમજ માની બેઠા છે કે ચાલતી આવેલી પુરાણી પદ્ધતિથી કોઇ સહજ વેગળું ગયું તો તેને તુરત તિરસ્કારી કાઢવો, એજ તેમને માટે ભૂષણ-સમાન છે મેઘનાદવધ કાવ્ય તારા દેશની ભાષામાં એક મુકુટમણિ છે આટલો

* બંગ સાહિત્યમાં સ્વ માઇકેલ મધુસૂદનદત્તને સર્વોત્તમ કવિનું સ્થાન આપવામાં આવે છે.

વખત પસાર થવા છતાં એ કાવ્ય હિમાચળની માફક અચળ ભાવે પોતાનું સ્થાન સંભાળી રહ્યું છે. તેમાંથી દોષો કાઢવાના સેંકડો પ્રયત્નો થયા, પણ કોઇનું કાંઇ ચાલીજ શક્યું નહિ માઇકેલ, નવા છંદમાં, તેજસ્વી ભાષામાં જે કાંઇ લખી ગયો છે, તે સાધારણ ટીકાકારો ક્યાંથી સમજી શકે ? આજ કાલ મી જી. સી. ઘોષ કેવા નૂતન છંદોમાં કેવાં સુંદર—અદ્‌ભુત કાવ્યો રચે છે ? દોઢડાહ્યા ટીકાકારો તેની સામે શું ઓછી ટીકાઓ કરે છે ? પરંતુ મી. જી સી કોઇ ટીકા સામે દૃષ્ટિપાત સુદ્ધાં કરે છે ? વખત જતાં લોકો એજ કાવ્યોને આદર આપશે.

એ રીતે માઇકેલનો પ્રસંગ ચાલતો હતો, ત્યારે સ્વામીજીએ આદેશ કર્યો કે —" જા, નીચેથી " મેઘનાદવધ "નું પુસ્તક લઇ આવ "

શિષ્ય થોડીવારે પુસ્તક લઇને હાજર થયો, એટલે સ્વામીજીએ કહ્યું કે — " વાંચ જોઇએ, કેવી રીતે વાંચે છે ? "

શિષ્યે પ્રથમ સર્ગમાંથી વાંચવાનું શરૂ કર્યું થોડો ભાગ વંચાયો એટલે સ્વામીજીએ કહ્યું કે —" એમ ન હોય. જો હું કેમ વાંચું છું તે તરફ ધ્યાન આપ " એમ કહીને સ્વામીજીએ પોતે કેટલોક ભાગ વાંચી સંભળાવ્યો ત્યાર-પછી પુનઃ તે ભાગ શિષ્યને વાંચી સંભળાવવાનું કહ્યું શિષ્યે સ્વામીજીની ઢબ પ્રમાણે થોડો ભાગ વાંચ્યો. શિષ્યને વાચનમાં સફળ થએલો જોઇ સ્વામીજીએ પ્રસન્ન વદને કહ્યું કે –" કહે જોઇએ, આ કાવ્યનો સૌથી ઉત્તમ અંશ કયો ? "

## કાવ્યની સર્વોત્તમ કલ્પનાનું સ્પષ્ટીકરણ

શિષ્ય કાંઇ ઉત્તર આપી શક્યો નહિ, એટલે સ્વામીજીએ જણાવ્યું કે — " જ્યારે ઇન્દ્રજિત્ યુદ્ધમાં હણાયો છે, તેમજ મન્દોદરી ખેદથી વ્યાકુલ થઈ રાવ-ણને યુદ્ધમાં જતો અટકાવે છે, પણ રાવણ પુત્રશોકને મનમાંથી બળાત્કારપૂર્વક હડસેલી કાઢી, મહાવીરની માફક યુદ્ધમાં જવાનો દૃઢ સંકલ્પ જાહેર કરે છે, અને ક્રોધાગ્નિમાં પોતાના સ્ત્રી–પુત્ર–પરિવારને એક બાજુ રહેવા દઈ, વેરનો બદલો લેવા યુદ્ધક્ષેત્રમાં જવા બહાર નીકળે છે, તે પ્રસંગ બહુ અદ્‌ભુત કલ્પનાથી, મહાકાવ્યને છાજે તેવી રીતે આંકી બતાવ્યો છે. " જે થવાનું હોય તે થાય, મારૂં કર્ત્તવ્ય હું કોઇ દિવસ નહિ ભૂલું, સંસાર રહે કે નાશ પામે તેની મને પરવા નથી " એ શબ્દોજ યથાર્થ મહાવીરના મુખમાં શોભે છે. માઇકેલે પણ એજ ભાવનાનો પ્રબળ પ્રવાહ મેઘનાદવધકાવ્યમાં વહેવરાવ્યો છે "

એટલું કહીને કાવ્યનો તે અંશ સ્વામીજી વાંચવા લાગ્યા. તેમની તે વખતની વીરગર્વ દર્શાવનારી વાચન–શૈલી હજી પણ શિષ્યના હૃદયમાં રમી રહી છે !

# प्रसंग ३४ मो.

( સ્થાન-બેલુડમઠ ઇ સ. ૧૯૦૧ )

સ્વામીજીનુ શરીર હજી જેવુ જોઇએ તેવુ સારૂ થયુ' નથી. વૈદ્યની દવાથી સહજ આરામ થવા લાગ્યો છે એક માસ સુધી કેવળ દૂધ ઉપરજ રહ્યા હોવાથી શરીર ચદ્રકાતિ જેવુ સ્વચ્છ અને તેજસ્વી બની ગયુ હતુ સુવિશાળ નેત્રોની તેજસ્વિતામાં પણ અધિકતર જ્યોતિ ચમકવા લાગી હતી.

એ દિવસ થયાં શિષ્ય મઠમાંજ રહે છે. બની શકે તેટલી સ્વામીજીની સેવા કરવી એજ તેનો ઉદ્દેશ છે. આજે અમાવાસ્યા છે નિર્ભયાનદ સ્વામી સાથે કેટલીયે તકરાર કર્યા પછી રાત્રિયે સ્વામીજીની સેવા કરવાનો અમૂલ્ય પ્રસગ શિષ્યને મળ્યો છે સધ્યા થઇ ગઇ છે.

## આત્મદર્શન સહજ સાધ્ય કેમ નથી ?

સ્વામીજીની ચરણુસેવા કરતાં કરતા શિષ્યે પૂછ્યુ કે —" મહાશય, જે આત્મા સર્વગત, સર્વવ્યાપી, પ્રત્યેક અણુ–પરમાણુમા વ્યાપ્ત અને જીવોના પ્રાણુમા પણુ પ્રાણુરૂપ છે એમ કહેવામાં આવે છે, તે એટલો બધો નિકટ હોવા છતા અનુભવમા કેમ નહિ આવી શકતો હોય ? "

સ્વામીજી —તને આંખો છે તેની તને શુ ખબર છે ? જ્યારે કોઇ માણુસ તારી પાસે આવી આખ સબધી વાત કરે ત્યારેજ " મને પણુ આખો છે " એવી કેટલેક અશે તને ધારણા થાય, તેમા પણુ જ્યારે આખમા કણુ પડે અને પીડા થવા લાગે ત્યારેજ તને આખો છે એવી દૃઢ ધારણા થાય તેવીજ રીતે અતરથીએ અતરતમ પ્રદેશમાં રહેલો વિરાટ્ આત્મા સહેજે મનુષ્યોના બોધનો વિષય બની શકતો નથી શાસ્ત્ર અથવા ગુરૂમુખે તે વિષય સાંભળવા માત્રથી કેટલેક અશે અલબત્ત ધારણા થાય, પણુ જ્યારે મનુષ્યને સસારના તીવ્ર શોક–દુખના કઠોર આઘાતોથી હૃદયમા વેદના થવા લાગે, સગા–સબધીઓના વિયોગથી જ્યારે જીવ અનાથ તથા આધાર વિનાનો થઇ રહે, અને જ્યારે ભાવી જીવનનો ઓળગી ન શકાય એવો દુર્ભેદ્ય અધકાર જોઇ મનમા મુઝાવા લાગે, ત્યારેજ તે જીવને આત્માના દર્શન કરવાની ઉત્કઠા જાગ્રત થાય દુખ આત્મજ્ઞાનમાં સહાયક છે એમ કહેવાય છે તે પણુ એટલાજ માટે, પરતુ સર્વ પહેલાં ધારણા થવી જોઇએ ધારણા ન હોય તો દુખ ભોગવતે ભોગવતે કાગડા–બિલાડાં પણુ મરણુ પામે છે એવી રીતે ભુડે હાલે,રીબાઇ રીબાઇને મરવુ એ શુ મનુષ્યત્વ છે ? મનુષ્ય તેજ કહેવાય કે જે આવા સમયે સુખ–દુખના દદ્વોના આઘાત પ્રત્યાઘાતમા પણુ અચળ રહીને, વિચારબળથી સસા-

રને અનિત્ય માની આત્મરમણમાં તત્પર થાય. મનુષ્યોમાં અને અન્ય પ્રાણીઓમાં જો કાંઇ મહત્ત્વનો ભેદ હોય તો તે એટલોજ છે. એક વસ્તુ જેમ જેમ વધારે નિકટ આવતી જાય છે તેમ તેમ તેનો અનુભવ પણ ઓછો થતો જાય છે આત્મા અંતરના પણ અંતરતમ પ્રદેશમાં છે, તેથી ચંચળ ચિત્તવાળો જીવ તેનો અનુભવ લઇ શકતો નથી જેઓ શાંત, વિચારશીલ અને જિતેંદ્રિય હોય છે, તેઓ બાહ્ય જગતની ઉપેક્ષા કરી અંતર્જગતમાં પ્રવેશે છે, અને ધીમે ધીમે આત્માનો સાક્ષાત્કાર કરી જીવન સાર્થક કરે છે આત્મદર્શનની સાથેજ " હુંજ તે આત્મા " કિંવા **तत्त्वमसि** ઇત્યાદિ વેદના મહાવાક્યોનો પ્રત્યક્ષ અનુભવ કરવા લાગે છે. સમજ્યો?

## સૃષ્ટિ એ શું છે ?

શિષ્ય —જી, હા. પણ દુ:ખ અને વેદનાઓમાં થઇને આત્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકે એવી વ્યવસ્થા કેમ કરવામા આવી હશે ? સૃષ્ટિજ ન હોત તો કેવું સારૂં થાત ? આપણે સર્વ એક કાળે બ્રહ્મમા બ્રહ્મરૂપે તો વિદ્યમાન હતાજ, તો પછી સાક્ષાત્ બ્રહ્મરૂપ જીવને આઘાત–પ્રત્યાઘાતના દ્વંદ્વમાં નાખી, જીવન–મરણના વિકટ માર્ગમા શા માટે રઝળતો મૂકી દેવામા આવ્યો હશે ?

સ્વામીજી —માણસ જ્યારે નિશામા ચકચૂર બની જાય છે ત્યારે કેવા વિચિત્ર દેખાવો જુવે છે ? પણ એ નિશો જ્યારે ઉતરી જાય છે ત્યારે તે પોતાના તરંગોને તથા સ્વપ્નાઓને ભ્રમરૂપ માન્યા વિના રહેતો નથી. અનાદિ છતાં સાંત એવી આ અજ્ઞાન–વિલસિત સૃષ્ટિ–બૃષ્ટિ જે કાંઇ તું જુવે છે તે સર્વ તારા ઘેનનુંજ પરિણામ છે જ્યારે એ નિશો ઉતરી જશે ત્યારે તે પૂછ્યો એવો કોઇ પ્રશ્નજ નહિ રહે.

## દેહબુદ્ધિ છે ત્યાંસુધીજ જગત છે.

શિષ્ય —ત્યારે આ સૃષ્ટિ–સ્થિતિ આદિ વસ્તુત: કાંઇજ નથી ?

સ્વામીજી —ન હોય કેમ ? જ્યાંસુધી તારામા દેહબુદ્ધિ છે, આ હું, આ મારૂં, એમ કર્યા કરે છે ત્યાંસુધી તો આ બધુંયે છે, પણ જ્યારે તું પોતાને વિદેહ માનવા લાગીશ, આત્મામાં રમવા લાગીશ, આત્મામાંથી આનંદ મેળવવા લાગીશ, ત્યારે તારે માટે કાંઇજ રહેશે નહિ, સૃષ્ટિ, જન્મ, મરણ વગેરે વસ્તુત છે કે નહિ એ પ્રશ્નનો અવકાશજ નહિ રહે. તે વખતે તો તારે એમજ કહેવું પડશે કે.—

**क्व गतं केन वा नीतं कुत्र लीनमिदं जगत् ।**
**अधुनैव मया दृष्टं नास्ति किं महदद्भुतम् ॥**

શિષ્ય —સ્વામીજી, આપ કહો છો કે જગતનું જ્ઞાનજ નહિ રહે, તો પછી **कुत्र लीनम् इदं जगत्**—આ જગત ક્યાં મળી ગયું એવો સંશય પણ કેમ ઉઠે?

સ્વામીજી —ભાષામાં એ ભાવ પ્રકટ કરવા માટે તથા બીજાઓને સમજાવવા માટેજ એમ કહેવું પડે છે. જે અવસ્થામાં ભાવને અને ભાષાને પ્રવેશ કરવાનો

અધિકાર નથી, તે અવસ્થાને ભાષામા સમજાવવાનો ગ્રંથકારે પ્રયત્ન કર્યો છે, તેથીજ "જગત ક્યાં લીન થઇ ગયુ" એમ તેને કહેવુ પડયુ છે જગત છેક મિથ્યાજ છે એટલી વાત સમજાવવા માટે વ્યાવહારિક દ્રષ્ટિએ એમ કહ્યાવિના ચાલે નહિ પારમાર્થિક સત્તા જગતની નથી, તે તો માત્ર **अवाङ्मनसगोचरम्**-વાણી અને મનથી કથી કે કલ્પી ન શકાય એવા બ્રહ્મનીજ છે બોલ, હવે કાંઇ તારે કહેવુ છે ? આજે તારી પ્રત્યેક શંકાનુ નિવારણ કરવા હુ તૈયાર છુ.

ગુરૂદેવના મંદિરમાં આરતીનો ઘંટાનાદ થવા લાગ્યો મઠમાંના સઘળા માણુસો મંદિર તરફ જવા લાગ્યા. શિષ્ય એકલો સ્વામીજીના ઓરડામા બેસી રહ્યો શિષ્યને ત્યાજ બેઠેલો જોઇ સ્વામીજીએ પૂછ્યુ –"કેમ ગુરૂમંદિરમા જવુ નથી ?"

શિષ્ય —મને અહીંઆજ બેસવુ ગમે છે

સ્વામીજી —તો ભલે, બેસ

શિષ્ય થોડીવાર સુધી ઘરની બહાર તાકી રહ્યો છેવટે તે બોલ્યો કે.– "આજે અમાવાસ્યા છે. અંધકારથી સર્વ દિશાઓ ઢંકાઇ ગઇ છે આજે કાલીપૂજાનો દિવસ છે"

## સ્વામીજીનું ભયાનક સ્વરૂપ

શિષ્યની આ વાતનો કાંઈપણ ઉત્તર આપ્યાવિના એક બારીમાથી સ્વામીજી પૂર્વ આકાશ તરફ એકીટસે જોઇ રહ્યા. કેટલીએક ક્ષણો વીત્યા પછી કહ્યું કે – "જુએ છે કે ? અંધકારમા પણ કેવી અદ્દભુત અને ગંભીર શોભા રહેલી છે ?" એટલુ કહીને, વળી પાછા તે ગંભીર ઘોર અંધકાર પ્રતિ ચકિત દ્રષ્ટિએ જોવા લાગ્યા આ વખતે સર્વત્ર નિસ્તબ્ધતા ફેલાઈ ગઇ હતી. કેવળ થોડે દૂર ગુરૂમંદિરમા ભક્તો શ્રીરામકૃષ્ણની સ્તુતિ કરતા હતા, તેનો ધ્વનિ કર્ણગોચર થતો હતો એક તરફ સ્વામીજીનુ આવુ અપૂર્વ ગાંભીર્ય અને બીજી તરફ અંધકારથી આચ્છાદિત થએલી બાહ્ય પ્રકૃતિની આવી નિસ્તબ્ધ શાંતિ નિરખી શિષ્ય મનમાં બહુ ભય પામવા લાગ્યો થોડો વખત આ રીતે શાંતિમાં પસાર થયા પછી સ્વામીજી ધીમે ધીમે ગાવા લાગ્યા –"નિબિડ અંધારે મા, ચમકે તારી અરૂપ–રાશિ" ઇત્યાદિ

ગીત પૂરૂ થયુ સ્વામીજી બરાબર સ્વસ્થ થઇને બેઠા. વચમા વચમા "મા–મા–કાલી–કાલી" ના ઉચ્ચારો તેમના મુખમાથી બહાર નીકળવા લાગ્યા ઓરડામાં તે વખતે બીજુ કોઇ હાજર નહોતુ સ્વામીજીની આજ્ઞા ઉઠાવવા શિષ્ય એકલોજ ત્યા રહી ગયો હતો

સ્વામીજીની તે વખતની મુખમુદ્રા જોવાથી શિષ્યને જણાયુ કે તેઓ કોઇ દૂરના પ્રદેશમા ઉતરી પડયા હોવા જોઇએ. ચંચળ શિષ્યથી હવે વધારે વાર આ દેખાવ સહન થઇ શકે તેમ નહોતુ, તેથી તેણે કહ્યુ કે –"મહાશય, હવે પેલી વાત

આગળ ચલાવો. "

સ્વામીજી શિષ્યના મનનો ભાવ સમજી ગયા તેથી મૃદુ મૃદુ હાસ્યપૂર્વક તેમણે કહ્યુ કે –" જેની લીલા આટલી બધી મધુર છે, તે આત્માનુ યથાર્થ સૌંદર્ય તથા ગાંભીર્ય કેટલુ બધુ હોવું જોઇએ, તેની તુ કલ્પના કરી શકે છે ?" શિષ્ય આ વાતનો આશય બરાબર સમજી શકયો નહિ, તેથી તેણે કહ્યુ કે –" મહાશય, એ વાત જવા દો. મારાથી કાલીપૂજાની તથા અમાવાસ્યાની વાત કહેવાઇ ગઈ તે માટે હવે પશ્ચાત્તાપ થાય છે એ વાતનો ઉચ્ચાર થતાંની સાથેજ આપનામાં અદ્ભુત ફેરફાર થઈ ગયો હોય તેમ હુ ક્યારનો જોયા કરૂ છુ "

**આપણા રૂધિરથી કાલીમાતાની પૂજા કરીશું**

સ્વામીજી શિષ્યના મનની ગતિ કળી ગયા, તેથી પુન ગાવા લાગ્યા –" ક્યારે કેવા રગે રહો છો મા, શ્યામા–સુધાતરગિણી " ઇત્યાદિ.

ગાયન પૂરૂ થયુ એટલે સ્વામીજીએ કહ્યુ કે –" એ કાલીજ, લીલારૂપી બ્રહ્મ આજે રૂધિરથી માતાજીની બરાબર પૂજા કરીશુ રઘુનદને કહ્યુ છે કે –**नवम्यां पूजयेत् देवीं कृत्वा रुधिरकर्दमम्**–આજે તેમજ કરીશુ. આપણા હૃદયનુ લોહી કાઢી માતાજીની સેવા કરીશુ અને તેમને પ્રસન્ન કરીશુ માતાજીના પુત્રો તો વીર હોવા જોઇએ–મહાવીર હોવા જોઇએ, કે જેઓ શોકના, દુ ખના, પ્રલયના અને મહાપ્રલયના સમયમાં પણ છાતી ઠોકીને અચલપણે ઉભા રહી શકે. "

એટલામા નીચે જમવાનો ઘટ થયો. સ્વામીજીએ શિષ્યને કહ્યુ કે –" જા, જમીને જલદી આવ " શિષ્ય નીચે ચાલ્યો ગયો.

---

# प्रसंग ३५ मो.

(સ્થાન–બેલુડમઠ. ઇ સ ૧૯૦૧)

સ્વામીજી આજકાલ મઠમાજ રહે છે શરીર એટલુ બધુ સારૂં નથી, છતાં સાંજે અને સવારે બહાર ફરવા જાય છે આજે શનિવારે શિષ્ય મઠમા આવ્યો છે. સ્વામીજીના પાદપદ્મમાં પ્રણામ કરી તેમના શારીરિક કુશળ–સમાચાર પૂછ્યા

સ્વામીજી —આ શરીરની અવસ્થા તો તમે જુઓ છો તમારામાંથી કોઇ જણ અમને મદદ કરવાને પણ બહાર આવતુ નથી. હુ એકલો શુ કરી શકુ ? અધુરામાં પૂરૂ આ દેહ પણ બગાળાની માટીથી ઘડાયો છે, એટલે એ શરીરથી વધારે કામકાજ પણ થઈ શકે તેમ નથી તમે જે સર્વ અહી આવો છો તે બધા અધિકારી સત્પાત્રો છો તમે લોકો જો અમને સહાય નહિ કરો તો હુ એકલો

કેટલું કરી શકવાનો હતો ?

## યુવકોનું એક સૈન્ય જોઇએ છીએ.

* શિષ્ય.—આ સર્વ બ્રહ્મચારીઓ અને ત્યાગી પુરૂષો આપની પાછળજ ઉભા છે હું ધારૂં છું કે તેમાંનો પ્રત્યેક પોતપોતાનું કર્તવ્ય બજાવતાં પ્રાણ પણ આપી શકે એમ છે, છતાં આપ એમ કેમ કહો છો ?

સ્વામીજી —તું જાણે છે ? મારે તો બંગાળી યુવકોનું એક સૈન્ય જોઇએ છીએ દેશનાં આશા અને વિશ્વાસ એવા યુવકો ઉપરજ છે. મારો ભવિષ્યનો સર્વ આધાર ચારિત્ર્યવાન, બુદ્ધિવાન, પરાર્થે સર્વસ્વત્યાગી, એટલુંજ નહિ પણ આજ્ઞાંકિત યુવકો ઉપરજ રહેલો છે મને એવા યુવકોની જરૂર છે કે જેઓ મારા આદર્શને જીવનમાં મૂર્તિમાન કરી શકે અને પોતાનું તથા દેશનું કલ્યાણ કરતાં જીવન પણ અર્પી શકે તું જુએ છે કે અહીં આ રોજ કેટલાએ યુવકો આવે છે અને ચાલ્યા જાય છે તેમના મોઢાં જુવો તો જાણે તમોગુણી, હૃદય જુવો તો નિરૂદ્યમી અને શરીર તથા ચિત્ત જુવો તો જાણે નિર્બળ અને નિરૂત્સાહી એવાઓથી શું કામ થઇ શકે ? મને તો જો નચિકેતા જેવા માત્ર દશ—બાર યુવકોજ મળી જાય, તો હું આખા દેશના આચાર-વિચાર એક વખત સુધારી નાખું

શિષ્ય —મહાશય, આટલા યુવકો આપની પાસે આવે છે, તેમાંથી તમારી પસંદગી પામે એવા કોઇ યુવક શું આપ નથી જોઇ શકતા ?

સ્વામીજી —સારી યોગ્યતાવાળાઓ નજીવી જાળોમાં ફસાઇ ગયા હોય છે. કોઇએ સંસારની કીર્તિ મેળવવામાં તો કોઇએ ધન પેદા કરવામાં પોતાના અમૂલ્ય જીવનને વેચી નાખ્યું હોય છે કોઇનું તો શરીરજ એવું સુકોમળ અને નિર્માલ્ય હોય છે કે જેમનાથી કાંઇ કામજ થઇ શકે નહિ તે સિવાય અનેકો તો મારા વિચારોને સમજી શકવાને પણ અશક્ત હોય છે અલબત્ત, તમે મારા વિચારો, મારી ભાવનાઓ સારી રીતે સમજી શકો તેમ છો, છતાં તમે પણ હજી તે વિચારોને કાર્યમાં ઉતારી શક્યા નથી આથી કરીને ઘણી વખત મનમાં બહુ લાગી આવે છે કે નરદેહ ધારણ કરવા છતાં કમનસીબે કાંઇ કામજ થઇ શક્યું નહિ. જો કે હું હજી તદ્દન નિરાશ નથી થતો, કારણ કે સારી રીતે સમજું છું કે પરમાત્માની ઇચ્છા થશે ત્યારે સમય આવ્યે આ સર્વ યુવકોમાંથી એવા તો મોટા મોટા ધર્મવીરો બહાર પડશે કે જેઓ ભવિષ્યમાં મારા વિચારોને અનુસરી કામ કરવા લાગશે

શિષ્ય —મને લાગે છે કે આપના ઉદાત્ત વિચારો એક વખત સર્વને સ્વીકાર્યા વિના છુટકો નથી આજે સ્પષ્ટ રીતે જોઈ શકાય છે કે આપનો વિચારપ્રવાહ ચોતરફ પ્રત્યેક વિષય ઉપર થઇને વહેવા લાગ્યો છે જીવદયા, દેશકલ્યાણવ્રત, બ્રહ્મ-

વિદ્યાચર્યા અને બ્રહ્મચર્ય, એ સર્વ વિષયોમા આપના વિચારોએ પ્રવેશ કર્યો છે; અને એ જુનાં તત્ત્વોને નવાજ રૂપમા પલટાવી નાખ્યાં છે. આપના એ વિચારો કોઇ કોઇ આપના ખુલ્લા નામથી તો કોઇ કોઇ આપનુ નામ છુપાવી રાખી પોતાના અંગત વિચારો તરીકે પ્રસિદ્ધ કર્યે જાય છે. એ રીતે આપના વિચારો અને અભિપ્રાયો જનસમાજમા પ્રબળ વેગે પ્રસરતા જાય છે.

## યશની આકાંક્ષા પણ માનસિક દુર્બળતા છે

સ્વામીજી —મારૂ નામ પ્રકટરૂપે કોઇ આપે કે ન આપે તેથી શુ આવવાનુ કે જવાનુ હતુ ? મારા વિચારો લોકો સમજી શકે એટલે બસ મે જોયુ છે કે કામ-કાંચનાસક્તિનો ત્યાગ કરવા છતા સોએ નવ્વાણુ ટકા જેટલા માણસો નામ-યશમાંજ ફસાઇ જાય છે ! **યશાકાંક્ષા એ ઉચ્ચ અંતઃકરણની છેલ્લી દુર્બળતા છે.** તદ્દન આસક્તિરહિત કામ કરવુ જોઇએ લોકો સારૂ કે ખોટુ ગમે તે કહે, પરતુ એક ઉચ્ચ આદર્શ સર્વદા નજર સામે રાખી સિહની માફક કામ કર્યા જવુ જોઇએ પછી ભલેને **निंदन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु** । ( નીતિનિપુણ પડિતો ભલેને નિંદા કે સ્તુતિ કરે. )

શિષ્ય —અમારે અત્યારે કેવા પ્રકારનો આદર્શ રાખવો જોઇએ ?

## મહાવીરના આદર્શનું સ્પષ્ટીકરણ.

સ્વામીજી —મહાવીરના ( હનુમાનજીના ) ચરિત્રને તમારે તમારો આદર્શ બનાવી તેનુ અનુકરણ કરવા પ્રયત્નશીલ થવુ જોઇએ વિચાર કરી જો કે એક માત્ર રામની આજ્ઞાને માન આપીને તે સમુદ્ર ઓળગી ગયો જીવન કે મરણ તરફ નજરસરખી પણ કરી નહિ. તે ઉપરાંત કેવો મહા જિતેદ્રિય, મહા બુદ્ધિમાન્ ! સેવક-ભાવનો આ ઉચ્ચ આદર્શ તમારે હમ્મેશાં તમારી દ્રષ્ટિસન્મુખ રાખવો જોઇએ જ્યારે એવો દ્દઢ સેવાભાવ તમારામા આવશે ત્યારેજ બીજા સ્ફુરણો પોતાની મેળે ઉદ્દભવવા લાગશે. કોઈ પણ પ્રકારનો તર્ક-વિતર્ક કર્યા વિના ગુરૂની આજ્ઞાનુ પાલન અને બ્રહ્મચર્યની રક્ષા એજ વિજય પ્રાપ્ત કરવાની કુચી છે **नान्यः पंथा विद्यतेऽयनाय**-તે સિવાય બીજો માર્ગજ નથી. હનુમાનમા એક રીતે જેવો સેવાભાવ હતો, તેમ બીજી રીતે ત્રણે લોકોને ચકિત કરી દે એવુ મહા પરાક્રમ પણ હતુ રામના હિતાર્થે પોતાના જીવનનો ભોગ આપવામાં તેણે કોઇ સમય આનાકાની કે તર્ક વિતર્ક કર્યો નહોતો રામની આજ્ઞા સિવાય, દરેક વસ્તુને તેણે તુચ્છ ગણી કાઢી હતી બ્રહ્મત્વ-શિવત્વની પ્રાપ્તિ પ્રત્યે પણ ઉપેક્ષા ! કેવળ રઘુનાથની આજ્ઞાનુ પાલન એજ એક જીવનનુ મહાવ્રત તેણે સ્વીકાર્યુ હતુ. એવી એકનિષ્ઠા આવવી જોઇએ હાથની તાળીઓથી અને ઠેકડાઓ મારી મારીને નાચ કરવાથી દેશ પાયમાલ થઇ ગયો છે એક તરફ પેટના દર્દીઓની મોટી

સખ્યા અને તેમા વળી નાચ-તાનના ઠેકડા મારવા એ દેશથી સહજ કેમ થઇ શકે ? સમગ્ર દેશ ઘોર તમોભાવથી આચ્છાદિત થઇ ગયો છે. તારા દેશમા (બગાળામાં ) તું ગમે તે ગામમાં જઇને જોઇશ તો તને જણાશે કે જ્યા ત્યાં માત્ર હાથની તાળીઓજ વગાડાય છે. શુ તમારા દેશમાં ઢાક-ઢોલ તૈયાર નથી થતાં ? તુરી-ભેરીનો શુ હિંદુસ્તાનમાથી છેક લોપ થઇ ગયો છે ? હવે તો એ ઢોલ **અને ભેરી-તુરીના ગંભીર અવાજો દેશનાં બાળકોને સંભળાવો, છોકરીઓનું ગાવું-વગાડવું સાંભળી સાંભળીને આખો દેશ છોકરી જેવો થઇ** ગયો છે. આથી અધિક અધપાત બીજો કોઇ હોઇ શકે નહિ કવિની કલ્પના પણ તમારી અવનતિનુ ચિત્ર આકવા જતાં પરાજિત થઇ જાય ! હવે તો ડમરૂ અને રણશિંગાના વાજીત્રો વગાડવા જોઇએ, ઢાક અને બ્રહ્મરૂદ્રતાલના દુદુભિથી દેશને જાગ્રત કરવો જોઇએ, મહાવીર, મહાવીરના ધ્વનિઓથી દિશાઓને કંપાવવી જોઇએ જે ગીતવાદ્યથી મનુષ્યોની કોમળ લાગણીઓ ઉદ્દીપ્ત થાય તેવા સઘળાં ગાયનો અને વાજીત્રોને હવે આ સમયે ભંડારમા પૂરી દો ખ્યાલ-ટપ્પા બધ કરી ધ્રુપદગાન લોકોને સભળાવવાનો પ્રયત્ન કરો એ રીતે સકળ વિષયોમાં વીરત્વની કઠોર મહાપ્રાણતા દાખલ કરો આ પ્રમાણે જ્યારે આદર્શનુ અનુકરણ થશે ત્યારેજ જીવનુ અને દેશનુ કલ્યાણ થશે. તુ એકલોજ જો આવા ભાવનુ જીવન ગાળીશ તો વખત જતા તને જોઇને બીજા પણ હજારો મનુષ્યો તારી પાછળ પાછળ દોડવા મડી જશે, પરંતુ એટલુ લક્ષમા રાખજે કે કોઈ પણ વખતે ભૂલેચૂકે એ આદર્શથી એક પગલુ પણ પાછળ હઠીશ નહિ કોઇ દિવસ હિંમત હારી જઇશ નહિ ખાતાં-પીતાં-સૂતાં-બેસતા-ગાતાં-વગાડતાં-ભોગમા-રોગમા હિંમતનોજ પરિચય આપજે કોઈ કાળે સાહસરહિત બનીશ નહિ એટલુ થશે તો પછી મહાશક્તિ પોતે પોતાની મેળેજ તારા ઉપર કૃપાનુ સિંચન કર્યા-વિના નહિ રહે

શિષ્ય —મહાશય, ઘણીવાર સાહસહીન બની જાઉં છુ તેનુ કેમ કરવું ?

### ૬૯ સાહસિક બનવાનો ઉપાય.

સ્વામીજી —તે વખતે એજ વિચાર કરવો કે-" હું કોનો પુત્ર ? હુ કોનો શિષ્ય ? આવા સમર્થ ગુરૂનો શિષ્ય બનવા છતા હું આવો નિર્બળ ? હું આવો બુદ્ધિહીન ? હુ આવો સાહસહીન ? " જ્યારે જ્યારે નિર્બળતા આવે ત્યારે બુદ્ધિહીનતા અને સાહસહીનતાના માથામા લાત મારી " હુ વીર્યવાન, હુ મેધાવાન, હું બ્રહ્મવિદ્, હુ પ્રજ્ઞાવાન્ " એમ બોલતો બોલતો ઉભો થજે " હુ અમુકનો શિષ્ય, કામ-કાંચન ઉપર વિજય મેળવનાર ગુરૂદેવનો સહાયક " એ પ્રકારનુ અભિમાન હૃદયમા નિરંતર જાગ્રત રાખવુ જેની અંદર એવુ અભિમાન નથી તેનામાં

બ્રહ્મની જાગ્રતિ થવાની આશા રાખીશ નહિ રામપ્રસાદનુ પેલુ ગાયન સાંભળ્યુ છે કે ? તેઓ કહેતા કે-"જે સસારમા આપણી માતાનુ મહેશ્વરીનુ રાજ્ય છે તે સસારમાં વળી ડરવુ કોનાથી ?" એ અભિમાન કદાપિ હારી જઇશ નહિ. એવુ અભિમાન હશે ત્યાં સુધી બુદ્ધિહીનતા કે સાહસહીનતા તારી પાસે કોઇ દિવસ આવી શકશે નહિ, એ વાત ખાત્રીપૂર્વક માનજે મનમા દુર્બળતાને અવકાશ આપીશ નહિ, મહાવીરનુ સ્મરણ કરજે, મહામાયાને યાદ કરજે, એથી તારી સર્વ પ્રકારની નિર્બળતાઓ નાશ પામશે.

## બ્રહ્મ-દર્શનની ઝાંખી.

ત્યારબાદ સ્વામીજી નીચે ઉતર્યા. મઠના વિશાળ આંગણામાં એક આંબો હતો તેની નીચે એક પાટ ઉપર તેઓ પશ્ચિમ તરફ મુખ રાખીને બેઠા તેમનાં નયનોમાંથી મહાવીરતાનો ભાવ તે સમયે પણ બહાર ઉભરાઈ આવતો હતો. બેસતાંની સાથેજ શિષ્યને, સન્યાસીઓને તથા બાળબ્રહ્મચારીઓને આગળાથી ઇશારો કરી સૂચવ્યુ કે —

"આ રહ્યુ જુવો પ્રત્યક્ષ બ્રહ્મ! જેઓ એની ઉપેક્ષા કરી બીજા વિષયમા મન દે તેમને ધિક્કાર છે! હાથમા રહેલા ફળ જેવુ જુઓ આ બ્રહ્મ! જોઇ શકો છો કે ? એજ—એજ!"

સ્વામીજીએ આ ઉદ્‌ગારો એટલા બધા હૃદયસ્પર્શી ભાવથી ઉચ્ચાર્યા કે તેને સાંભળીને સર્વ શિષ્યો, ચિત્રમા આલેખાએલી મૂર્તિની માફક જ્યાંના ત્યાં સજ્જડ થઇ ગયા! કોઇના મુખમાથી એક પણ શબ્દ નિકળવા પામ્યો નહિ! એકાએક સર્વ કોઇ ગભીર ધ્યાનમાં તલ્લીન થઇ ગયા! તે વખતે સ્વામી પ્રેમાનદ ગગાજીમાંથી પાણીનુ એક કમડળ ભરીને આવતા હતા, તેમને જોઇને સ્વામીજીએ "આ પ્રત્યક્ષ બ્રહ્મ, આ પ્રત્યક્ષ બ્રહ્મ!" એવા ઉદ્‌ગારો કહાડયા. જે સાંભળીને પ્રેમાનદ સ્વામી પણ હાથમાં કમડળ સાથે કોઇ ઘોર નિશાના ઘેનમાં હોય તેમ ત્યાજ ધ્યાનસ્થ થઇ રહ્યા! આ પ્રમાણે પ્રાય ૧૫ મિનિટ પસાર થઇ એટલે સ્વામીજીએ પ્રેમાનદને સાદ કરી કહ્યુ કે—"જા, ગુરૂપૂજા માટે જા." સ્વામી પ્રેમાનંદે ઉઘમાથી જાગતા હોય તેમ આંખો ઉઘાડી, અને ધીમે ધીમે સર્વ કોઇ "અહપણા" ના રાજ્યમા ઉતરી આવી પોતપોતાના કામે લાગી ગયા.

તે દિવસનો તે દેખાવ શિષ્ય જીવનભરમા કદાપિ વિસરી જઇ શકે તેમ નથી સ્વામીજીની કૃપા અને શક્તિના પ્રતાપે તે દિવસે શિષ્યનુ ચચળ મન પણ છેક બ્રહ્માનુભૂતિની સમીપ આવી પહોચ્યુ હતું આ બનાવની સાક્ષી આપી શકે એવા અનેક સન્યાસીઓ હજી પણ બેલુડમઠમા વર્તમાન છે. સ્વામીજીના તે દિવસના અદ્‌ભુત સામર્થ્યનુ દર્શન કરી સઘળા આશ્ચર્યમા પડી ગયા હતા એક મુહૂર્ત

જેટલા સમયમા તેમણે ત્યા હાજર રહેલા સર્વના મનને સમાધિના અગાધ જળમાં ડૂબાડી દીધા હતા!

તે શુભ દિવસનુ ધ્યાન કરી હજી પણ ઘણીવાર શિષ્ય આશ્ચર્યમા પડે છે! અને પૂજ્યપાદ ગુરૂદેવની કૃપાથી પોતે બ્રહ્મભાવને પ્રત્યક્ષ કરવા યત્કિંચિત્ ભાગ્યશાળી થયો, એમ ધારી પોતાને અહોભાગ્ય માને છે

થોડીવાર પછી શિષ્યને સાથે લઇ સ્વામીજી ફરવા માટે બહાર નીકળ્યા. જતા જતા સ્વામીજીએ પૂછ્યુ કે–"જોયુ? આજે શુ થયુ? સર્વને ધ્યાનસ્થ થઇ જવુ પડ્યુ! સર્વ ગમે તેવા તોએ પરમહંસના જ પુત્રોને? તેથીજ વાત વાતમા તેઓને અનુભૂતિ થઇ ગઇ"

શિષ્ય–મારા જેવાનુ મન જ્યારે નિર્વિષય થઈ ગયુ તો પછી તેમની તો વાતજ શુ કરવી? આજે આનંદથી મારૂ હૃદય ઉભરાઇ જાય છે, પણ તે વખતની અવસ્થાનુ અત્યારે સ્મરણ થતુ નથી જાણે એક સ્વપ્નજ થઈ ગયુ!

લોકોપકારક કર્મ કરો.

સ્વામીજી–વખત જતા બધુ થશે હમણાં તો બસ કામ કરવા લાગી જાઓ મહા મોહમા ફસાએલા જીવોનો ઉદ્ધાર થાય, તેમનુ કલ્યાણ થાય તેવાં કામો કરવા મંડી પડો! એટલે પછી બાકીનું તમામ કામ પોતાની મેળેજ થઇ જશે.

શિષ્ય–મહાશય, એવુ મહાન કર્મ કરવા જતાં ભય થાય છે. સામર્થ્ય પણ નથી. શાસ્ત્ર પણ કહે છે કે **गहना कर्मणो गतिः**–કર્મની ગતિ ગહન છે

સ્વામીજી–ત્યારે તને શુ ઇષ્ટ છે?

શિષ્ય–આપના જેવા સર્વશાસ્ત્રાર્થદર્શીની સાથે રહી, તત્ત્વસબંધી વિચારો કર્યા કરવા અને શ્રવણ–મનન તથા નિદિધ્યાસનદ્વારા આ શરીરેજ બ્રહ્મતત્ત્વ પ્રત્યક્ષ કરવુ, એ સિવાય બીજા કોઇ પણ કામમા મને ઉત્સાહ આવતો નથી બીજુ કાઇ થઈ શકે એવુ સામર્થ્ય પણ મારામા મને લાગતુ નથી

સ્વામીજી–તારી ઇચ્છામા આવે તેમ ભલે કર્યા કર. તારા શાસ્ત્ર–સિદ્ધાતો લોકોને સમજાવવાનો પ્રયત્ન કરીશ તોપણ તેથી અનેકનો ઉપકાર થઇ શકશે. જ્યા સુધી શરીર છે ત્યાં સુધી કાંઇને કાંઈ કામ કર્યાવિના તો ચાલે તેમ નથીજ; તો પછી જે કામથી બીજાનો કાંઇક ઉપકાર થાય તેજ કામ કરવું ઉચિત છે. તારી પોતાની અનુભૂતિ તેમજ શાસ્ત્રીય સિદ્ધાંતવાક્યોથી પણ અનેક જિજ્ઞાસુઓને લાભ મળી શકે તેમ છે, માટે તારા વિચારો અને અનુભવોને હમ્મેશાં લખી રાખવાનો પ્રયત્ન કરજે. એથી પણ લોકો ઉપર ઉપકાર થઈ શકશે.

શિષ્ય–સૌ પહેલાં મને અનુભૂતિ થવા દો, ત્યાર પછી જે કાંઇ લખવુ હશે

તે લખીશ. ગુરૂદેવ કહેતા કે'—" જ્યા સુધી આપણી પોતાના પાસે પરવાનો ન હોય ત્યાં સુધી આપણી વાત કોઇ માને નહિ "

સ્વામીજી –તુ જે સાધનાઓ અને વિચારની ભૂમિકાઓમાં થઇને આગળ વધીશ, તેજ સાધના અને વિચારની ભૂમિકા ઉપર જગતના ઘણા જીવો રહેલા હશે જેઓ એ ભૂમિકાથી આગળ વધી શકતા નહિ હોય, તેઓને માટે તારો અનુભવ કેટલો બધો ઉપયોગી થઈ પડશે તેનો વિચાર કર. સારાંશ કે જો તુ તારી વિચારપ્રણાલિને લીપિમા ઉતારતો જઇશ તો તેથી પણ લોકસેવા થઇ શકશે. વળી, આ મઠમા સાધુઓની સાથે જે જે ચર્ચાઓ થાય તે તે ચર્ચાઓ પણ સહજ ભાષામા લખી રાખીશ તો અનેક જિજ્ઞાસુઓને તેથી નવુ જાણવાનુ મળી આવશે

શિષ્ય.—આપની આજ્ઞાને અનુસરી તે પ્રમાણે કરવાનો પ્રયત્ન કરીશ

**જગતની મુક્તિ થાય તોજ જીવની મુક્તિ થાય**

સ્વામીજી –જે સાધન, ભજન કે અનુભૂતિદ્વારા બીજાનો ઉપકાર થાય નહિ, મહામોહગ્રસ્ત જીવનુ કલ્યાણ થાય નહિ, કામ–કાંચનની ઉંડી ખાઈમાથી મનુષ્યોને બહાર ખેચી શકાય નહિ, તે સાધન, ભજન કે ક્રિયાકલાપ શુ કામનાં ? તું નક્કી એમ સમજ કે જ્યા સુધી એક પણ જીવ જગતમા બંધાએલો રહ્યો છે ત્યાં સુધી તારી એકની મુક્તિ થઈ જવાની નથી જગતના જીવોનો ઉદ્ધાર નહિ થાય ત્યાં સુધી તારે પણ જન્મ–મરણ ધરવાજ પડશે, તેઓને સહાયતા આપી તેમને પણ બ્રહ્માનુભૂતિ કરાવવીજ પડશે દરેક જીવ તારૂં પોતાનુંજ એક અગ છે, એ વાત કદાપિ **ભૂલી** જઇશ નહિ. **પરાર્થે કર્મ કર. જેવી રીતે તારાં સ્ત્રી–પુત્રને તુ તારાં પોતાનાં માની તેમની મંગળકામના રાખે છે; તેવીજ મંગળકામના, કલ્યાણેચ્છા જગતના પ્રત્યેક જીવ માટે રાખતો થઇશ, તોજ તારામાં બ્રહ્મની જાગ્રતિ થશે.** તેની એક પળપૂર્વે પણ બ્રહ્મપ્રાપ્તિની આશા રાખીશ નહિ જાતિ–વર્ણનો કોઇ પણ વિચાર કર્યાવિગર જ્યારે પણ તારામાં વિશ્વની મગળકામના જાગ્રત થાય, ત્યારે સમજજે કે તુ ધીમે ધીમે આદર્શ તરફ આગળ પગલા ભરતો જાય છે

શિષ્ય—આ તો મહા ભયકર વાત ! સર્વની મુક્તિ થાય નહિ ત્યાં સુધી વ્યક્તિગત મુક્તિ પણ થાય નહિ ! આવો અદ્ભુત સિદ્ધાંત તો હજી ક્યાય સાંભળ્યો નથી મહાશય !

સ્વામીજી —વેદાન્તવાદીઓમાં એક વર્ગ એવો પણ છે કે જે એમ કહે છે કે.—" વ્યષ્ટિગત મુક્તિ, એ મુક્તિનુ યથાર્થ સ્વરૂપ નથી " અલબત્ત, તેના ગુણ દોષ યથેષ્ટ પ્રમાણમા બતાવી શકાય

શિષ્ય.—વેદાન્ત–મત પ્રમાણે તો જીવત્વ અથવા વ્યષ્ટિભાવ એજ બંધનનું

કારણ છે, એજ એક ઉપાધિને લઇને ચિત્ત કામ્ય કર્માદિમાથી ઉચુ માથુ કરી શકતુ નથી વિચારબળથી જ્યારે તે ઉપાધિશૂન્ય અને નિર્વિષયી બને ત્યાર પછી પ્રત્યક્ષ ચિન્મય બનતાં તેને બધન રહેતું નથી. જેના મનમા જીવ-જગત વગેરેનો બોધ રહે તેનેજ એમ થાય કે—" જ્યાં સુધી સર્વની મુક્તિ ન થાય ત્યા સુધી આપણી પણ મુક્તિ થઇ શકે નહિ " પરતુ શ્રવણાદિના પ્રતાપે મન નિરૂપાધિક થઇ પ્રત્યગ્ બ્રહ્મમય થઇ જાય તો જીવ અને જગત પણ ક્યાં રહે ? મતલબ કે જીવ-જગત જેવુ તેને કાંઇજ જણાતુ નથી. આથી કરીને તેની મુક્તિને કોઇપણ વસ્તુ અટકાવી શકતી નથી.

સ્વામીજી—હા. તુ કહે છે તેજ સિદ્ધાતને વેદાન્તવાદીઓનો મોટો ભાગ માને છે. અવશ્ય તે નિર્દોષ સિદ્ધાંત છે, એમા પણ ના નથી. એ સિદ્ધાંતથી વ્યક્તિગત મુક્તિમાં કશો વાધો નથી આવતો, પરતુ જે મનુષ્ય એમ વિચાર કરે કે—" હુ આ બ્રહ્મ-જગતને મારી સાથે લઇને એક સાથે મુક્ત થઇશ " તો તેના હૃદયની કેટલી વિશાળતા, કેટલી મહાપ્રાણતા હોવી જોઇએ, તેનો એકવાર વિચાર કરી જો !

શિષ્યઃ—એ ભાવનામાં ઉદારતા છે ખરી, પણ શાસ્ત્રવિરૂદ્ધ હોય એમ મને લાગે છે.

## કોઇ ક્રિયા નિષ્ફળ નથી

શિષ્યની આ વાત તેઓ સાભળી શક્યા હોય તેમ જણાયુ નહિ, કારણ કે તે વખતે તેઓ કોઇક ગભીર વિચારમા નિમગ્ન થયા હતા થોડીવાર પછી તેમણે કહ્યુ કે—" અરે, આપણે શુ વાત ચાલતી હતી ? " પૂર્વની સર્વ વાત તેઓ વિસરી ગયા હોય એમ સ્પષ્ટ રીતે જણાઇ આવતુ હતુ શિષ્યે પ્રથમની વાતનુ સ્મરણ આપ્યુ એટલે સ્વામીજીએ કહ્યુ —" નિરતર બ્રહ્મવિષયનુંજ એક માત્ર ધ્યાન કરતો રહેજે ખૂબ એકાગ્ર મનથી ધ્યાન કરવું અને જ્યારે ઉત્થાન-કાળ પ્રાપ્ત થાય ત્યારે કોઇને કોઇ લોકહિતકર કાર્યમાં જોડાવુ, અને એવું **કાર્ય ન બની શકે તો છેવટે મનમાં ને મનમાં એવી પ્રબળ ભાવનાનું સેવન કરવું કેઃ—" જીવોનો-જગતનો ઉદ્ધાર થાઓ, સર્વની દૃષ્ટિ બ્રહ્મા-વગાહી બનો.** " આ રીતે રાત્રિ-દિવસ સતત ભાવના સેવ્યા કરીશ તો તે ભાવ-નાના તરગોથી પણ જગતનો ઉપકાર થશે. જગતમાં કોઈ પણ ક્રિયા નિષ્ફળ નથી જતી. પછી તે ક્રિયા કાર્યરૂપે હોય કે વિચારરૂપે હોય, પણ કાઇક પરિણામ તો તેનું અવશ્ય હોય છેજ તારી ભાવનાઓના પ્રબળ તરગોથી કદાચ કોઇ અમે-રિકન મનુષ્યમાં પણ ચૈતન્યનો પ્રવાહ આવે, તો તે અસભવિત નથી

શિષ્ય.—મહાશય, મારૂ મન યથાર્થ નિર્વિષય બની શકે એવો મને આપ

આશીર્વાદ આપો. આ જન્મમાંજ તેવી સ્થિતિ પ્રાપ્ત કરૂં એવી કૃપા કરો.

સ્વામીજી—તને એમા અશક્ય જેવુ લાગે છે? તારી તે સબધી ભાવનાને દૃઢ થવા દે, એટલે મન સ્વય નિર્વિષય બની જશે.

શિષ્ય.—મનને દૃઢ કરવાનુ સામર્થ્ય પણ આપ અમને આપો તોજ બની શકે આપનામા એવી શક્તિ છે, એમ હુ સારી રીતે જાણુ છુ મને એ અવસ્થાનો અનુભવ કરાવો, એજ મારી પુન. પુન પ્રાર્થના છે

એ પ્રમાણે વાર્તાલાપ કરતા કરતા સ્વામીજી શિષ્યની સાથે મઠમા આવી પહોંચ્યા તે વખતે દશમીનો ચન્દ્ર, મઠના ઉદ્યાનને દ્રુત-ગલિત રજતધારથી નવડાવતો હતો શિષ્ય અત્યાનદપૂર્વક સ્વામીજીની પાછળ પાછળ મઠ-મદિરમાં હાજર થયો અને નીચે આમ તેમ ફરવા લાગ્યો. સ્વામીજી ઉપર ગયા.

---

# प्रसंग ३६ मो.

(સ્થાન-બેલુડમઠ. ઇ સ ૧૯૦૧)

## સ્વામીજીની સહનશીલતા-લોકનિંદા પણ ઉદ્દેશની સિદ્ધિમાં હેતુરૂપ છે.

બેલુડમઠની સ્થાપના થઇ તે સમયે જુના વિચારના ઘણા માણસો મઠના આચાર-વિચાર માટે અનેક પ્રકારના આક્ષેપો કરતા કોઇ કહેતુ કે વિલાયતથી પાછા ફર્યા પછી સ્વામીજીએ જે મઠની સ્થાપના કરી છે, ત્યા હિન્દુઓના આચાર વ્યવહાર બરાબર પાળવામા આવતા નથી કોઇ કહેતુ કે મઠમાં ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરવામાં આવતો નથી આવા આવા અનેક આક્ષેપો સ્વામીજી ઉપર આવતા. બિચારા કેટલાએક ભોળા ગૃહસ્થો આ ઉડતી અફવાઓને સાચી માની લઇને આ સર્વત્યાગી સન્યાસીઓના પવિત્ર કાર્યની ખુલ્લે ખુલ્લી નિદા કરતા. બેલુડ પાસે થઇને પસાર થતી નૌકામા બેઠેલા ઘણાખરા ઉતારૂઓ બેલુડમઠ તરફ આગળી કરી વિચિત્ર પ્રકારની મશ્કરીઓ કર્યાવિના રહેતા નહિ, એટલુજ નહિ પણ ઘણી વખતે તો બીભત્સ અને અશ્લીલ ગાળો દઇ સ્વામીજીના નિષ્કલંક નિર્મળ ચરિત્રને પણ તેઓ પોતાની જીભથી કલકિત કરતા. શિષ્યે પોતે નૌકામાં બેસીને આવતી વખતે ઘણીવાર અનેક ઉતારૂઓના મુખથી એવી નિદાઓ સાંભળી હતી આવી અફવાઓ, નિદાઓ અને આક્ષેપો વગેરે જ્યારે સ્વામીજી પાસે રજુ કરવામાં આવતાં ત્યારે તેઓ માત્ર એટલુજ કહેતા કે—

> હાથી ફિરે બજારમે, ભુકે શ્વાન હજાર,
> સાધુકો દુર્ભાવ નહી, જો નિદે સસાર.

કોઇ વખત તેઓ કહેતા કે.—"દેશમાં જ્યારે કોઇ નવા પ્રકારનો

વિચાર ફેલાવવામાં આવે તે સમયે પ્રાચીન માર્ગના રક્ષકો બની શકે તેટલી વિરૂદ્ધતા દર્શાવે એ એક કુદરતી નિયમજ છે. જગતના પ્રત્યેક ધર્મ-સંસ્થાપકને એ વિકટ પરીક્ષામાંથી પસાર થવું પડયું છે." વળી કોઇ વખત તેઓ કહેતા કે—"જો તેવાઓ પર અન્યાય અત્યાચાર ન થાય, તો જગતનું કલ્યાણ કરી શકે એવી ભાવનાઓ સમાજના મર્મભાગમાં પ્રવેશ કરી શકે નહિ." મતલબ કે લોકોના તીવ્ર કટાક્ષો અને આક્ષેપો પણ પોતાનો ઉદ્દેશ ફળીભૂત કરવામાં સાધનભૂત છે, એમજ સ્વામીજી માનતા અને તેથી કરીને તેની વિરૂદ્ધમાં કદાપિ વાંધો ઉઠાવતા નહિ કદાચ તેમનો આશ્રિત કોઇ સંન્યાસી શિષ્ય કે ગૃહસ્થ શિષ્ય તે સંબંધી ખુલાસો પ્રકટ કરવા માગતો તો તેની તેને રજા પણ આપતા નહિ તેઓ પ્રત્યેકને કહ્યા કરતા કે—"ફલાસક્તિ ત્યજી દઇને માત્ર કામજ કર્યા કરો, એક દિવસે તેનું ફળ થશેજ" સ્વામીજી પોતાના શ્રીમુખથી આ શ્લોક પણ અનેકવાર ઉચ્ચારતા કે—"**न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति।**"

હિંદુ જનસમાજમાં ઉપર કહી તેવી પ્રચલિત નિંદાઓ, સ્વામીજીના લીલાવસાન પહેલાંજ કેવી રીતે અદૃશ્ય થઇ ગઇ, તે વિષે આજે આ લેખમાં અમો સહજ ઇશારો કરવા માગીએ છીએ. ઇ સ ૧૯૦૧ ના મે અથવા જુન માસમાં એક દિવસે શિષ્ય મઠમાં આવ્યો છે સ્વામીજીએ શિષ્યને જોઇને કહ્યું કે—

"અરે, રઘુનંદનનું "અષ્ટાવિંશતિ–તત્ત્વ" બની શકે તો મારે માટે લેતો આવજે. મારે એ પુસ્તકની બહુ જરૂર છે."

શિષ્ય—રઘુનંદનની સ્મૃતિને તો આજકાલ કોઇ કશી બિસાતમાં ગણતું નથી વર્તમાન શિક્ષિત સમાજ કહે છે કે રઘુનંદનની સ્મૃતિ અત્યંત કુસંસ્કારમય છે આપ એને શું કરવા માગો છો?

### ક્રિયાકાંડો સર્વદા એકરૂપે રહી શકતા નથી.

સ્વામીજી—કેમ? રઘુનંદન તેના પોતાના વખતમાં એક મહાન દિગ્ગજ પંડિત હતો તેણે પ્રાચીન સ્મૃતિઓનો સંગ્રહ કરી હિન્દુઓને માટે દેશકાલોપયોગી નિત્ય–નૈમિત્તિક અનેક ક્રિયાકર્મો પુસ્તકારૂઢ કર્યા છે. સમગ્ર બંગાળ દેશમાં તેની વિધિઓજ આજકાલ પ્રવર્તે છે એક વખત ગર્ભાધાનથી લઇ સ્મશાનાંત સુધીના સર્વ આચારોનું કઠિન બંધન હિંદુ સમાજમાં તેણેજ પ્રચલિત કર્યું હતું એક સાધારણમાં સાધારણ કર્મને પણ તેણે વિધિ–નિયમથી સુસજ્જિત કર્યું હતું. સમયના ફેરફારને લઇને એ બંધનો વધારે વખત ટકી શક્યા નહિ, કારણ કે સર્વ દેશમાં સર્વ કાળે ક્રિયાકાંડો અથવા તો સમાજના આચાર–વ્યવહારો એકજ રૂપે નભી શકતા નથી. વૈદિકયુગમાં પણ ક્રિયાકાંડ સંબંધી ઘણોખરો ફેરફાર થઇ

ગએલો તુ જોઇ શકીશ માત્ર ઉપનિષદોનુ જ્ઞાનપ્રકરણુ હજી સુધી એકજ ભાવે જેમનુ તેમજ ટકી રહ્યું છે આ જ્ઞાનપ્રકરણુના પણુ વ્યાખ્યાતાઓ તો અનેક ઉદ્‌ભવે ખરા, બાકી તેમા કોઇથી ફેરફાર તો થઇજ શકે નહિ

### મઠમાં દુર્ગોત્સવ.

શિષ્ય —આપ રઘુનન્દનની સ્મૃતિને શુ કરશો ?

સ્વામીજી —આ વખતે મઠમા દુર્ગોત્સવ કરવાની ઇચ્છા છે ખર્ચની બરાબર સગવડ થઇ જાય તો બની શકે તેટલી ધામધુમથી મહામાયાની પૂજા કરવી એવો વિચાર કરૂ છુ, એટલા માટે દુર્ગોત્સવની વિધિ જોઇ જવાની ઇચ્છા છે તુ આવતા રવિવારે જ્યારે મઠમા આવે ત્યારે એ પુસ્તક ગમે ત્યાથી મેળવીને લેતો આવજે.

શિષ્ય —ભલે.

બીજે રવિવારે રઘુનન્દનકૃત "અષ્ટાવિંશતિતત્ત્વ" નુ પુસ્તક શિષ્ય બજારમાથી ખરીદીને આશ્રમમા લઈ આવ્યો તે પુસ્તક હજી પણુ મઠની લાઇબ્રેરીમાં છે. સ્વામીજી તે પુસ્તક જોઇને બહુ ખુશી થયા, અને તેજ દિવસથી તે વાંચવાનો આરભ કર્યો પાચ—છ દિવસમા પુસ્તક પૂરૂ વંચાઇ રહ્યુ એક અઠવાડીયા પછી જ્યારે મુલાકાત થઈ ત્યારે શિષ્યને તેમણે કહ્યુ કે —"તે આપેલી રઘુનન્દનસ્મૃતિ સપૂર્ણ વાચી ગયો બની શકે તો માતાની અહીંયા અવસ્ય પૂજા કરવી એવો વિચાર છે રઘુનન્દને કહ્યુ છે કે.—"**नवम्यां पूजयेत् देवीं कृत्वा रुधिरकर्दमम् ।**" માતાજીની મરજી હશે તો તેમજ કરીશુ.

શિષ્યની સાથે સ્વામીજીને ઉપલી વાતચીત દુર્ગાપૂજા પહેલાં લગભગ બે ત્રણુ મહિના ઉપર થઇ હતી. ત્યાર પછી એ સબધે તેઓએ કોઇને કશુ કહ્યું નહોતુ પૂજા સબધીના તેમના સર્વ વિચારો હવે ફરી ગયા હશે, એમ માનવાના શિષ્યને ઘણીવાર અનેક કારણો મળી ચૂક્યા હતા, કારણુ કે સ્વામીજીની કોઇ વાતચીતમા કે ભાવનામા એ સબધી કશો ઇશારો આવતો નહિ. પૂજાને માત્ર ૧૦–૧૨ દિવસનો વિલબ હતો છતા મઠમા દેવીની પ્રતિમા લાવવા સબધે કે પૂજાના દ્રવ્યો આણુવાવિષે કોઇ પ્રકારની હીલચાલ જોવામા આવી નહોતી. તે દરમીયાન સ્વામીજીના એક ગુરૂભાઇને એક દિવસે એવુ સ્વપ્ન આવ્યુ કે, જાણે દશભુજા માતા ગગા ઉપર થઇને દક્ષિણેશ્વર તરફથી મઠમા ચાલ્યાં આવે છે ! બીજે દિવસે સવારે સ્વામીજીએ મઠમા હાજર રહેલા સર્વ શિષ્યોની પાસે દુર્ગાપૂજાનો સકલ્પ જાહેર કર્યો, ત્યારે ઉક્ત ગુરૂભાઇએ પણુ પોતાનો સ્વપ્નવૃત્તાંત ત્યાં કહી સભળાવ્યો. સ્વામીજી તે સાંભળીને બહુ આનદ પામ્યા અને કહ્યુ કે:— "ગમે તેમ કરીને આ વખતે મઠમા પૂજા કરવીજ જોઇએ" તે દિવસે પૂજા કરવાનો ઠરાવ એકમતે પસાર થયો. તેજ દિવસે બપોરે એક નૌકા ભાડે કરી

સ્વામીજી પોતે, સ્વામી પ્રેમાનંદ તથા બ્રહ્મચારી કૃષ્ણલાલ બાગબજારવાળા મકાનમાં પધાર્યા, કારણ કે તે વખતે માતાજી (શ્રી રામકૃષ્ણ પરમહંસના પત્ની) બાગબજારમા રહેતા હતા. તેમની પાસે કૃષ્ણલાલ બ્રહ્મચારીને મોકલી, માતુશ્રીના નામથી સંકલ્પ કરી, માતુશ્રીના નામથીજ પૂજા કરવાની છે, એમ તેમને જણાવી તેમની (માતુશ્રીની) રજા મેળવવાની જરૂર હતી સર્વત્યાગી સન્યાસીઓથી કોઈ પ્રકારની પૂજા અથવા ક્રિયા "સંકલ્પ" પૂર્વક થઇ શકે નહિ, એટલાજ માટે દુર્ગાપૂજા માતુશ્રીના નામથી કરવાની હતી.

માતાજીએ પોતાની અનુમતિ આપી એટલે મઠમા પૂજાનું કામ માતુશ્રીના નામથીજ કરવાનો નિશ્ચય થયો. સ્વામીજી માતુશ્રીની આજ્ઞા સાભળી બહુ ખુશી થયા, અને પ્રતિમાની વરધી આપવા પોતે જાતે કુંભારગલ્લીમા ગયા. આ વખતે સ્વામીજી મઠમા દુર્ગાપૂજા કરવાના છે, એ વાત ધીમે ધીમે સર્વત્ર ફેલાઇ ગઇ. ગુરૂદેવના ગૃહસ્થ ભક્તો એ વાત સાંભળી બહુ હર્ષ પામ્યા

પૂજાને માટે ઉપકરણો સંગ્રહવાનો ભાર સ્વામી બ્રહ્માનંદ ઉપર નાખવામા આવ્યો કૃષ્ણલાલ બ્રહ્મચારીએ પૂજક તરીકે કામ કરવુ એમ ઠરાવવામા આવ્યુ. સ્વામી રામકૃષ્ણાનંદના પિતૃદેવ પ્રસિદ્ધ સાધક શ્રીયુત ઈશ્વરચંદ્ર ભટ્ટાચાર્યને તંત્રધારકપદે નીમવામા આવ્યા મઠમા સર્વત્ર આનંદ આનંદ થઇ રહ્યો એક મોટો મંડપ તૈયાર કરાવવામા આવ્યો. ષષ્ઠીપૂજાની પૂર્વે એ દિવસે કૃષ્ણલાલ, નિર્ભયાનંદ વગેરે સન્યાસી મહાત્માઓ તથા કેટલાએક બ્રહ્મચારીઓ દુર્ગા-દેવીની પ્રતિમા મઠમા લઈ આવ્યા. ગુરૂમંદિરવાળા ચોકમાં માતાજીની મૂર્તિ આવી કે તુરતજ આકાશમાથી વરસાદ તુટી પડયો! આવા સંયોગોમા માતાજીની પ્રતિમા નિર્વિઘ્ને મઠમાં પધરાવાઈ તે જોઇ સ્વામીજી બહુ આનંદ પામ્યા

સ્વામી બ્રહ્માનંદના પરિશ્રમથી પૂજા માટેનાં સઘળા દ્રવ્યો આશ્રમમાં તૈયાર રાખવામાં આવ્યા પૂજાના સાધનોમાં કોઇ રીતની ખામી આવે એવુ રહેવા દીધુ નહિ. આ રીતની તૈયારીઓ રાખવા માટે સ્વામીજીએ બ્રહ્માનંદની બહુ સારી પ્રશંસા કરી અને તેને ધન્યવાદ આપ્યો મઠની દક્ષિણ દિશાએ આવેલા નીલાંબર બાબુના બગીચામાં એક ઓરડો ભાડે લઇ તે સ્થાને માતુશ્રી રહી શકે એવી વ્યવસ્થા કરવામા આવી અધિવાસની સાંજની પૂજા સ્વામીજીના સમાધિ-મંદિરની સન્મુખ બિલ્વવૃક્ષ નીચે સમાપ્ત કરવામાં આવી

સપ્તમીને દિવસે માતુશ્રીની રજા લઇ બ્રહ્મચારી કૃષ્ણલાલે પૂજક તરીકેનું આસન લીધુ. તંત્ર-મંત્રનિપુણ ઈશ્વરચંદ્ર ભટ્ટાચાર્ય મહાશયે માતુશ્રીની આજ્ઞાને અનુસરી, સુરગુરૂ બૃહસ્પતિની પેઠે તંત્રધારક તરીકેનું સ્થાન શોભાવ્યુ. યથાશાસ્ત્ર દેવીની પૂજા નિર્વિઘ્ને સમાપ્ત કરવામા આવી. આ પૂજામાં કોઇ પણ પ્રકારનુ

પશુનું બલિદાન આપવામાં આવ્યું નહોતું, પણ પુષ્કળ મિષ્ટાન્ન અને નૈવેદ્યજ પ્રતિમાની બન્ને બાજુએ સુંદર રીતે ધરવામાં આવ્યું હતું.

### દુર્ગાપૂજાનો મુખ્ય ઉદ્દેશ.

ગરીબ, દુખી અને કંગાળ દરિદ્રીઓને દેહધારી ઈશ્વર માની તેમને ભોજન કરાવવું અને તેમને પ્રત્યેક રીતે શાંતિ આપવી એજ આ પૂજાનો પ્રધાન ઉદ્દેશ હતો તે સિવાય આસપાસના ગામના તથા શહેરોના પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ પંડિતોને પણ આમંત્રણો આપવામાં આવ્યા હતા, અને તેમાંના ઘણાખરાઓએ આ પૂજામાં ભાગ લીધો હતો તે દિવસથી આ પંડિતોને તથા બીજા સાધારણ માણસોને પણ આ દેખાવ જોવાથી, એવી ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે મઠના સંન્યાસીઓ, લોકોમાં અફવા ચાલે છે તેવા પ્રકારના દંભી કે ઢોંગી સંન્યાસીઓ નથી, પણ ખરેખરજ તેઓ યથાર્થ સાધુઓ છે, સાચા સંન્યાસીઓ છે અસ્તુ

ત્રણ દિવસ પર્યંત આ સમારોહ ચાલ્યો અને એ ત્રણે દિવસો મઠમાં ખૂબ ધામધૂમથી પસાર થયા નોબતના સુલલિત તાન તરંગોથી ગંગા કિનારો ગર્જી ઉઠ્યો ઢાક-ઢોલના રૂદ્રતાલથી ભાગીરથી નૃત્ય કરવા લાગી. **दीयतां नीयतां भुज्यताम्** એ મંત્ર સિવાય, મઠસ્થ સંન્યાસીઓના મુખમાં બીજો કોઇ મંત્રજ આ ત્રણ દિવસ સુધી સંભળાયો નહિ જે પૂજામાં સ્વયં માતુશ્રી પોતે પધાર્યા હોય, જે યોજના સ્વામીજીએ પોતે ઘડી કહાડી હોય અને દેવ જેવા મહાપુરૂષોએ જેનો સર્વ કારભાર પોતાના માથે ઉપાડી લીધો હોય, તે પૂજા આવી સરસ રીતે સમાપ્ત થાય તેમાં આશ્ચર્ય જેવું પણ શું છે ? ત્રણ દિવસે પૂજા સમાપ્ત થઇ. ગરીબ અને દુઃખીઓની ભોજનતૃપ્તિને સૂચવનારા આનંદ-ધ્વનિઓથી મઠમાં સર્વત્ર પ્રમોદ-લહરીઓ પ્રસરી ગઇ!

મહા અષ્ટમીની આગલી રાત્રે સ્વામીજીને તાવ ચઢી આવ્યો હતો. આથી કરીને બીજે દિવસે તેઓ પૂજામાં ભાગ લઇ શક્યા નહિ પરંતુ સંધ્યાકાલે પથારીમાં ઉઠી હાથમાં જવ-બિલ્વદળ લઇ મહામાયાના શ્રીચરણમાં ત્રણ વખત પુષ્પાંજલિ અર્પણ કરી પોતાના ઓરડામાં ચાલ્યા ગયા હતા નવમીને દિવસે તેમનું શરીર સહજ ઠીક હતું, તેથી તે દિવસે શ્રીરામકૃષ્ણ પરમહંસ જે ભજનો ગાતા, તે ભજનો પોતે ગાઇ સંભળાવ્યાં હતાં મઠમાં તે દિવસે સમસ્ત રાત્રિ આનંદના મહોત્સવમાં પસાર થઇ હતી!

નવમીના દિવસે યજ્ઞ-પૂજા વગેરેનું કામ પરિપૂર્ણ થઇ ગયું એટલે દશમીને દિવસે સાયંકાળે દેવીની પ્રતિમા ગંગાજીમાં પધરાવવામાં આવી; અને તેને વળતે દિવસે માતુશ્રી સ્વામીજીને તથા અન્ય સંન્યાસીઓને આશીર્વાદ આપી બાગબજારવાળા પ્રથમના મકાનમાં ચાલ્યાં ગયાં.

દુર્ગોત્સવ પછી તેજ વર્ષે, સ્વામીજીએ મઠમા શ્રીલક્ષ્મીપૂજા તથા શ્યામા-પૂજા પણ યથાશાસ્ત્ર કરી હતી પૂજા માટે ઉક્ત બન્ને દેવીઓની પ્રતિમા મઠમા સ્થાપન કરવામા આવી હતી. આ પૂજાઓમાં પણ શ્રીયુત ઇશ્વરચંદ્ર ભટ્ટાચાર્ય તંત્રધારક તરીકે તથા કૃષ્ણલાલ મહારાજ પૂજક તરીકે પોતપોતાના આસને બિરાજ્યા હતા

### કાલી–પૂજા માટે સ્વામીજીની માતુશ્રીનો આગ્રહ.

શ્યામાપૂજા થઇ રહી તે દિવસે સ્વામીજીની માતુશ્રીએ મઠમા કોઇની સાથે એવો સંદેશો મોકલાવ્યો કે, ઘણા લાંબા વખત ઉપર સ્વામીજીની બાલ્યાવસ્થામા તેમણે એક એવી માનતા કરી હતી કે, સ્વામીજીને સાથે લઇને કાલીઘાટ ઉપર મહામાયાની પૂજા કરવી, એ માનતા હવે સંપૂર્ણ કરવી જોઇએ માતુશ્રીના આગ્રહને માન આપી માગશર માસના છેલ્લા દિવસે, તબીયત જેવી જોઇએ તેવી સારી નહિ હોવા છતા પણ સ્વામીજી કાલીઘાટે ગયા અને પૂજાની માનતા સંપૂર્ણ કરી તે દિવસે સ્વામીજી જ્યારે કાલીઘાટ ઉપરથી મઠમાં પાછા ફરતા હતા ત્યારે શિષ્ય રસ્તામાં અચાનક મળ્યો પછી સ્વામીજીએ કાલીઘાટ સંબંધી પૂજાનુ વર્ણન શિષ્યને કહી સંભળાવ્યુ, તેમાથી સ્મરણમા રહેલો ભાગ નીચે આપ્યો છે —

### કાલીઘાટ ઉપર હજી પણ ઉદારભાવ સચવાઇ રહ્યો છે.

એક વખતે બાલ્યાવસ્થામા સ્વામીજી બહુ બીમાર થઇ ગયા હતા, તે વખતે તેમની માતુશ્રીએ એવી માનતા કરેલી કે સ્વામીજી જો સાજા થઇ જાય તો તેમને કાલીઘાટે લઇ જઇ માતાની પૂજા કરાવવી, અને દેવીના ચરણ પાસે તેમને આળો-ટાવવા. આ માનતાની વાત આજ સુધી કોઇને યાદ આવી નહિ, પણ હમણા જ્યારે સ્વામીજીનુ શરીર બગડયું ત્યારે તેમનાં ગર્ભ–ધારિણી માતુશ્રીને આ વાતનું સ્મરણ થઇ આવ્યુ, અને તેથી સ્વામીજીને સાથે લઇને તેઓ કાલીઘાટ ઉપર ગયાં કાલીઘાટ ઉપર જઇને સ્નાન વગેરેથી પરવારી, માતુશ્રીની આજ્ઞાને અનુસરી ભીજાએલા કપડા પહેરી રાખી સ્વામીજીએ મંદિરમા પ્રવેશ કર્યો, અને મંદિરમા શ્રીકાલીમાતાના પાદ–પદ્મમા ત્રણ વખત આળોટ્યા ત્યાર પછી મંદિરમાથી બહાર નીકળી મંદિરની સાતવાર પ્રદક્ષિણા કરી બાદ નાટ્યમંદિરની પશ્ચિમ તરફ ખુલ્લા અંગે બેસી હોમનુ કામકાજ પણ પોતેજ સમાપ્ત કર્યું નિઃસીમ બળધારી તેજસ્વી સ્વામીજી યજ્ઞનુ કામ કેવી રીતે કરે છે, તે જોવા માટે તે દિવસે માતાના મંદિરમાં લોકોની પુષ્કળ ભીડ થઇ હતી શિષ્યનો એક મિત્ર શ્રીયુત ગિરીન્દ્રનાથ મુખોપા-ધ્યાય જે કાલીઘાટ પાસેજ રહે છે અને સ્વામીજીના દર્શન કરવા શિષ્યની સાથે ઘણીવાર મઠમાં આવતો, તે આ પ્રસંગે ખાસ કરીને ત્યાં હાજર રહ્યો હતો ગિરી-

ન્દ્રનાથ હજી પણ ઘણીવાર કહે છે કે—"તે દિવસે સળગતા અગ્નિકુંડમા ઘૃતની પુન પુન આહુતિઓ સ્વામીજી જ્યારે આપી રહ્યા હતા, તે વખતે તેઓ સાક્ષાત્ બ્રહ્મા જેવા જણાતા હતા!" તે ગમે તેમ હો. સ્વામીજીએ ઉક્ત પૂજાનુ વર્ણન કરતા છેવટે જણાવ્યુ કે—"કાલીઘાટ ઉપર હજી પણ કેવો ઉદારભાવ જોઇ શકાય છે? હુ વિલાયતમાં ફરી આવેલો "વિવેકાનંદ" છુ, એમ જાણવા છતાં મંદિરના અધ્યક્ષોએ મને મંદિરમા પ્રવેશવા દેવા સામે લેશ માત્ર વાંધો ન લેતા, ઉલટુ બહુજ માનપૂર્વક મને મંદિરમાં લઇ જઇને મારા કાર્યમા યથેચ્છ સહાય આપી."

# प्रसंग ३७ मो.

(સ્થાન—બેલુડમઠ ઇ સ ૧૯૦૧)

## સ્વામીજીની અનારોગ્ય અવસ્થા

એક શનિવારની સાંજે શિષ્ય મઠમા આવ્યો હતો સ્વામીજીનુ શરીર જેવુ જોઇએ તેવુ સારૂ નહોતુ. થોડા દિવસ તેઓ શિલમ પહાડઉપર રહ્યા હતા, પણ ત્યાથી પાછા ફરતા પગે સોજા ચડી આવ્યા હતા અને સમગ્ર શરીરમા જળ-મંચાર થતો હોય તેવી વેદના થયા કરતી હતી સ્વામીજીના ગુરૂભાઇઓ આથી બહુ ચિંતાતુર રહેતા હતા. બડા બઝારવાળા શ્રીયુત મહાનંદ વૈદ્યરાજે સ્વામીજીનુ શરીર તપાસ્યુ હતું. સ્વામીજીએ પણ નિરંજનાનંદ સ્વામીની ખાસ ભલામણથી દેશી વૈદ્યની દવા લેવાનુ ચાલુ કર્યું હતુ આવતા મંગળવારથી નીમક અને પાણી બંધ કરી દેશી ઔષધ લેવાનુ નક્કી થઈ ગયુ હતુ આજે રવિવાર છે.

### પાણીવિના કેમ ચાલશે?

શિષ્યે પ્રશ્ન કર્યો કે—"આવી દારૂણ ગ્રીષ્મ ઋતુમાં આપનાથી પાણીવિના કેમ રહી શકાશે? આપને તો કલાકમા ત્રણ ચાર વાર પાણી પીવુ પડે છે, તો આ ઔષધનુ સેવન કેવી રીતે કરી શકશો?"

સ્વામીજી—એમાં શુ મોટી વાત હતી? ઔષધ લેવાનુ હશે તેજ દિવસે પ્રાત કાળે એવો દૃઢ સંકલ્પ કરી લઇશ કે "અગીઆર દિવસ સુધી ગળા નીચે પાણી ન ઉતારવુ" એવી સખત પ્રતિજ્ઞા એક વખત કરી લઇશ એટલે પછી કશી હરકત નહિ જણાય વસ્તુત. શરીર એ મનના તાબાનીજ એક વસ્તુ છે. મન જેવી આજ્ઞા કરે તે પ્રમાણે શરીરે વર્તવુજ જોઇએ નિરંજનના આગ્રહથી મારે મારા મનને એવી આજ્ઞા કરવી પડશે. ગુરૂભાઇઓની સલાહનુ મારાથી ઉલંઘન કેમ થઇ શકે?

લગભગ ૧૦ વાગ્યા હશે સ્વામીજી ઉપરજ બેઠા છે. કન્યાઓને માટે ભત્રિ-

ધ્યમા જે એક મઠ તૈયાર કરવાનો હતો, તે વિષે સ્વામીજીએ પ્રસન્ન વદને શિષ્યની સાથે ચર્ચા શરૂ કરી તેમણે કહ્યુ કે –" માતુશ્રીને મધ્યમાં રાખી ગગાના પૂર્વ કિનારા ઉપર કન્યાઓને માટે એક મઠ સ્થાપન કરવો જોઇએ આ મઠમા જેવી રીતે બ્રહ્મચારી–સાધુઓને તૈયાર કરવામા આવશે, તેજ પ્રમાણે પેલી પારના મઠમા બ્રહ્મચારિણી–સાધ્વીઓ તૈયાર થાય તેવો પ્રયત્ન કરવામા આવશે "

**દેશોદ્ધારનો આધાર સ્ત્રીઓ ઉપરજ છે.**

શિષ્ય —મહાશય, ભારતવર્ષમાં ઘણા લાંબા કાળથી, કન્યાઓને માટે કોઇ મઠની સ્થાપના થઈ હોય તેવો ઇતિહાસમા કોઈ ઉલ્લેખ મળી આવતો નથી બૌદ્ધયુગમાં સ્ત્રી–મઠ સબધી ઉલ્લેખ છે, પરતુ એ સસ્થામા વખત જતા વ્યભિચારે પ્રવેશ કર્યો અને એના પરિણામે સમગ્ર દેશ વામાચારના પઝામા સપડાઇ ગયો.

સ્વામીજી —આ દેશમાં પુરૂષો અને સ્ત્રીઓ વચ્ચે આટલો બધો તફાવત શા માટે રાખવામા આવતો હશે તે સમજી શકાતુ નથી વેદાન્તશાસ્ત્ર તો ખુલી રીતે કહે છે કે એકજ ચિત્સત્તા સર્વ ભૂતમાત્રમા વ્યાપી રહેલી છે તમે અત્યાર સુધી સ્ત્રીઓની નિંદાજ કરતા આવ્યા છો તેમની ઉન્નતિ માટે કાંઇ પણ પ્રયત્ન કર્યો છે ? સ્મૃતિઓ લખી લખીને અને નિયમ–નિષેધના ઉપરાઉપરી બધનો બાધી બાધીને આ દેશની સ્ત્રીઓને પુરૂષોએ છેક પ્રજોત્પાદક યત્ર જેવીજ બનાવી દીધી છે ! **મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિ કરો ત્યાં સુધી તમારા દેશના ઉદ્ધારનો બીજો એકકે માર્ગ નથી.**

શિષ્ય —મહાશય, સ્ત્રીજાતિ સાક્ષાત્ માયાની મૂર્તિ છે મનુષ્યોના અધ:પતન માટેજ તેમની ઉત્પત્તિ થઈ હોય તેમ જણાય છે મનુષ્યોનુ જ્ઞાન–વૈરાગ્ય દબાએલુજ રહે છે તે બધો સ્ત્રીજાતિની માયાનોજ પ્રભાવ છે, એટલા માટે શાસ્ત્રકારોને પણ કહેવુ પડયુ છે કે સ્ત્રીજાતિ જ્ઞાન—ભક્તિની અધિકારિણી થઈ શકે નહિ

સ્વામીજી —કન્યાઓ જ્ઞાન–ભકિતની અધિકારિણી ન થઇ શકે એમ કયા શાસ્ત્રમા લખ્યુ છે એ મને બતાવ ભારતની અવનતિની જ્યારે શરૂઆત થઇ અને બ્રાહ્મણોએ પોતાના સિવાય સર્વને વેદાધ્યયન માટે અનધિકારી ઠરાવ્યા ત્યારેજ સ્ત્રીઓના અધિકારો પણ ખુચવી લેવામા આવ્યા, નહિતર વૈદિક–યુગમાં, ઉપનિષદ્–યુગમા તુ સ્પષ્ટ રીતે જોઇ શકશે કે મૈત્રેયી અને ગાર્ગી જેવી પ્રાતસ્મરણીય સ્ત્રીઓએ બ્રહ્મચર્ચામા સારા સારા ઋષિઓના અધિકારને પણ શોભાવ્યો હતો હજારો વેદજ્ઞ બ્રાહ્મણોની સભામા ગાર્ગીએ ગર્વપૂર્વક યાજ્ઞવલ્કયને બ્રહ્મચર્ચાનુ આહ્વાન ( ચેલેન્જ ) આપ્યુ હતુ, તે ભૂલી ગયો ? જો એ સર્વ આદર્શરૂપ સ્ત્રીઓને અધ્યાત્મજ્ઞાનનો અધિકાર હતો, તો પછી અત્યારે તેમને એવો અધિકાર નથી એમ કેમ કહી શકાય ? એકવાર જે બનાવ બન્યો તેજ બનાવ બીજી

વખત પણ બનવાયોગ્ય છે બનાવોની પુનરાવૃત્તિજ ઇતિહાસમા અનુભવાય છે નારીઓની પૂજા કરવાથીજ સર્વ પ્રજાઓ મહાન બની છે જે દેશમાં–જે પ્રજામાં નારીપૂજા નથી, તે દેશ–ને પ્રજા કોઈ કાળે મહાન કે ઉન્નત થઇ શકે નહિ. નારીરૂપી શક્તિ–મૂર્તિની અવગણના કરવાથીજ આજે તમારૂ અધ પતન થયુ છે. મનુએ કહ્યુ છે કે "**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥** ' જે ઠેકાણે સ્ત્રીઓનો આદર ન હોય અને સ્ત્રીઓ જ્યા ગમગીનીમાજ સમય પસાર કરતી હોય, તે સસારની કે તે દેશની ઉન્નતિની આશા રાખવી નિષ્ફળ છે, એટલાજ માટે પ્રથમ સ્ત્રીઓને જાગ્રત કરવી જોઇએ, અને તે ઉદ્દેશ સિદ્ધ કરવા માટે એક આદર્શમઠની સ્થાપના કરવી જોઇએ.

## તંત્રની નિંદા કરવાનું કારણ

શિષ્ય—આપ જ્યારે વિલાયતથી પહેલવહેલા પાછા ફર્યા ત્યારે સ્ટાર થીએટરમાં ભાષણ આપતા આપશ્રીએ તત્રની ધૂળ કાઢી નાખી હતી, અને આજે તેજ તત્રો, કે જે નારીપૂજાનુ સમર્થન કરે છે તેની હિમાયત કરો છો, તેનુ શુ કારણ ?

સ્વામીજી—તત્રમા કહેલો વામાચાર આજે તદ્દન બદલાઇ ગયો છે; અને એટલાજ માટે મે એ બદલાએલા રૂપની નિદા કરી હતી તત્રના યથાર્થ વામાચાર અથવા માતૃભાવની હુ કદાપિ નિદા કરૂ નહિ સ્ત્રીઓને ભગવતી દેવીઓ માની તેમનુ બહુમાન કરવુ એજ તંત્રનો મૂળ ઉદ્દેશ છે બૌદ્ધધર્મની અવનતિનો પ્રારભ થયો તે સમયે વામાચારમા પણ ભયકર દોષો ઘુસી ગયા એજ દોષોથી ભરેલો વામાચાર હજી પણ વર્તમાન છે, હજી પણ ભારતનુ તંત્રશાસ્ત્ર એજ દૂષિત ભાવદ્વારા ભાવિત થઈ રહ્યુ છે. આવા આવા દૂષિત ભાવોનીજ મે તે વખતે ઝાટકણી કાઢી હતી અને હજી પણ પ્રસગ ગળે તો તેમજ કરૂ જે મહામાયાનો રૂપ–રસાત્મક બાહ્ય વિકાસ મનુષ્યોને ઉન્મત્ત બનાવવાને સમર્થ છે, તેજ મહામાયાનો જ્ઞાન–ભક્તિ–વિવેક–વૈરાગ્યયુક્ત આતર વિકાસ મનુષ્યોને સર્વજ્ઞ, સિદ્ધ–સકલ્પ તથા બ્રહ્મજ્ઞ બનાવી શકે એમા શુ આશ્ચર્ય જેવુ છે ? એટલાજ માટે માતૃરૂપિણી–સ્ફુરદ્વિગ્રહસ્વરૂપિણી–માતાઓની પૂજા કરવાનો મે કદાપિ નિષેધ કર્યો નથી. **सैषा प्रसन्ना वरदा नृणाम् भवति मुक्तये**—જ્યા સુધી એ મહામાયાને પૂજા–પ્રણામદ્વારા પ્રસન્ન કરી શકે નહિ ત્યાં સુધી બ્રહ્મા–વિષ્ણુ જેવાનો પણ ભાર નથી કે તેમના પઝામાથી છટકી જઈ શકે ! ગૃહલક્ષ્મીઓની પૂજા માટે અથવા તો તેમનામાં બ્રહ્મવિદ્યાનો વિકાસ થાય તે માટે એક નારી–મઠની સ્થાપના થવી જોઇએ

## નારીમઠની શરૂઆત કેવી રીતે કરવી ?

શિષ્ય —આપનો એ સંકલ્પ બહુ ઉત્તમ છે, પણ કન્યાઓ ક્યાંથી લાવશો ? સમાજનાં વિચિત્ર કઠિન બંધનો જોતા પોતાની કુળવધૂઓને મઠમાં જવાની કોણ રજા આપશે ?

સ્વામીજી —એમાં શું ? અત્યારે તો ગુરૂદેવ પ્રત્યે જેમની શ્રદ્ધાભક્તિ હશે તેટલીજ સ્ત્રીઓને દાખલ કરી એક વખત સ્ત્રી–મઠ ખુલ્લો મૂકી દઈશું " શ્રી માતા ઠાકુરાણી " તેમના કેંદ્રસ્વરૂપે મઠમાજ રહેવાનું રાખશે. શ્રીરામકૃષ્ણદેવના ભક્તોની સ્ત્રી–કન્યાઓને મઠમાં દાખલ કરવાનો સૌ પહેલાં પ્રયત્ન કરીશું અને એ પ્રયત્ન બહુ ઓછા પ્રયાસથી સફળ થઈ શકશે, કારણ કે તેઓ આવા સ્ત્રી–મઠની ઉપયોગિતા બીજાઓ કરતાં જલદીથી સમજી શકશે. ત્યાર પછી તો દેખાદેખીથી અનેક ગૃહસ્થો આપણા એ મહાન કાર્યને સહાય આપવા બહાર પડશે

### ભોગ તો આપવોજ પડશે.

શિષ્ય —ગુરૂદેવના ભક્તો તો કદાચ આ કાર્યમા મદદ કરશે, પણ સાધારણ જનસમાજ એ કાર્યમા મદદ આપે એમ હુ ધારતો નથી

સ્વામીજી —જગતનુ કોઈપણ મહાન કાર્ય ભોગ આપ્યા વિના થયુ હોય એમ સાંભળ્યુ છે ? વડના કોમળ અંકુરોને જોવાથી કોણ એવી કલ્પના કરી શકે કે આજ અંકુરો એક વખત મહાન વૃક્ષરૂપે પરિણમશે ? હાલ તુરત તો મે કહ્યું તેમ મઠનો આરંભ માત્ર કરી દઈશુ. પછી તુ જોઈ શકશે કે પચાસેક વર્ષ પછી લોકો તેની કદર કર્યા વિના રહેશે નહિ. જે વિદેશી સ્ત્રીઓએ મારૂ શિષ્યત્વ સ્વીકાર્યું છે, તેઓ આ કાર્યમા પોતાના જીવનનો ભોગ આપવા તૈયાર છે હુ ઇચ્છુ છુ કે તમે પણ ભય અને કાયરપણુ છોડી દઇ મને મદદ કરવા લાગી જાઓ. ઉચ્ચ આદર્શો લોકોની સન્મુખ રજુ કરો વખત છતાં એજ આદર્શોની પ્રભાથી સમસ્ત દેશ ઉજ્વળ બની રહેશે

### સ્ત્રી–ઉપયોગી મઠની રૂપરેખા

શિષ્ય —સ્ત્રીઓ માટે આપ કેવા પ્રકારનો મઠ સ્થાપન કરવા માગો છો, તેનુ જરા વિસ્તારથી વર્ણન કરી બતાવશો ? મને તે સાભળવાની બહુ ઉત્કંઠા છે

સ્વામીજી —ગંગાની પેલી તરફ વિશાળ જમીન ખરીદવી પડશે, અને ત્યા અવિવાહિતા કુમારીઓ તથા વિધવા બ્રહ્મચારિણીઓ રહે તેવી વ્યવસ્થા કરવામાં આવશે સદ્‌ગૃહસ્થોની ભક્તિમતી કન્યાઓ પણ પ્રસંગોપાત આવીને ત્યાં રહી શકશે. આ મઠની સાથે પુરૂષોનો કોઇ પણ પ્રકારનો સબંધ ન રહે એવો ખાસ બંદોબસ્ત થશે આપણા પુરૂષમઠના વયોવૃદ્ધ સાધુઓ દૂર બેઠા બેઠા સ્ત્રી–મઠની વ્યવસ્થા કર્યા કરશે. સ્ત્રી–મઠમા એક સ્કૂલ પણ ખોલવામાં આવશે, જ્યાં ધર્મ-

શાસ્ત્ર, સાહિત્ય, સંસ્કૃત, વ્યાકરણ તથા થોડું ઘણું અંગ્રેજી પણ શિખવવામાં આવશે. ભરતકામ તથા રાંધવાના કામની સાથે ગૃહકર્મનાં જે આવશ્યક કર્તવ્યો છે તેનું પણ શિક્ષણ એજ સ્કૂલમાં મળી શકે તેવી ખાસ યોજના કરવી પડશે; એટલુંજ નહિ પણ બાળકોને કેમ ઉછેરવા તે સંબંધી કેળવણી પણ અનુભવી સ્ત્રી-શિક્ષકો તરફથી મળે એવી વ્યવસ્થા કરીશું તે ઉપરાંત જપ-તપ-ધ્યાન-પૂજા વગેરેને પણ શિક્ષણના ખાસ અંગો તરીકે લેખવામાં આવશે. જેઓ ઘર-બાર ત્યજી દઈ આ મઠમાં આવીને રહેવાનું સ્વીકારશે તેમને માટે અન્ન-વસ્ત્ર પૂરાં પાડવાની ગોઠવણ પણ મઠ તરફથીજ કરવામાં આવશે જેઓ મઠમાં રહેવાને ખુશી નહિ હોય તેઓ વિદ્યાર્થીરૂપે રોજ આવીને શિક્ષણ લઇ શકશે મઠાધ્યક્ષ પરવાનગી આપે તો રોજ ભણવા આવનાર કન્યા (વિદ્યાર્થી) થોડા દિવસ મઠમાં રહી શકે એવો નિયમ કરવામાં આવશે વયોવૃદ્ધ બ્રહ્મચારિણીઓના શિરે કન્યા-ઓના બ્રહ્મચર્ય સંબંધી તથા શિક્ષણ સંબંધી જવાબદારી રહેશે. મઠમાં ૫-૬ વર્ષ શિક્ષણ લીધા પછી કન્યાના-માત-પિતા તેનો વિવાહ કરી શકશે જેઓ યોગ્ય અધિકારિણી તરીકે પસંદગી મેળવશે તેઓને તેમના માત-પિતાની ખાસ પરવાનગીથી ચિરકુમારી-વ્રતની દીક્ષા આપવામાં આવશે. જેઓ સર્વથા કુમારી-વ્રતમાં રહેવાનું કબૂલ કરશે તેમને મઠની શિક્ષિકા તરીકે અથવા પ્રચારિકા તરીકે નીમવામાં આવશે તેઓ ગામેગામ, દેશેદેશ અને નગરેનગર જઇ શિક્ષાકેંદ્રો સ્થાપી, સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવા પ્રયત્નો કરશે ચારિત્ર્યમતી અને ધર્મભાવયુક્ત પ્રચા-રિકાઓના પ્રતાપથી કાળક્રમે દેશમાં યથાર્થ સ્ત્રીશિક્ષણનો બહોળો ફેલાવો થશે, એમાં મને કોઇ જાતનો શક નથી મઠમાં જેટલા દિવસ રહે તેટલા દિવસ સુધી બ્રહ્મચર્યનું પાલન થાય, એ આ મઠનો મુખ્ય ઉદ્દેશ રહેશે ધર્મમયતા, ત્યાગ અને સંયમ, એજ વિદ્યાર્થીઓના અલંકારરૂપ ગણાશે. સેવા એ તેઓના જીવનનું એક માત્ર ઉજ્વળ વ્રત થાય એવા પ્રકારના દૃઢ સંસ્કારો તેમના હૃદયમાં સ્થાપ-વામાં આવશે જ્યારે આવા પ્રકારનું આદર્શજીવન લોકોની નજરે પડશે ત્યારે તેઓનું સન્માન કરવાનું કોને મન નહિ થાય? કોણ તેમનો અવિશ્વાસ કરશે? દેશની સ્ત્રીઓનું જીવન આ પ્રકારે ગ્રથિત થશે ત્યારેજ તેઓની અંદર સીતા, સાવિત્રી અને ગાર્ગી જેવી મહાન નારીઓ ઉત્પન્ન થશે દેશાચારનાં ભયંકર બંધનોથી પ્રાણહીન, ચૈતન્યહીન જેવી જણાતી આ દેશની સ્ત્રીઓ કેવી દુર્દશા ભોગવે છે, તેનો બરાબર ખ્યાલ આણવો હોય તો એકવાર યૂરોપમાં જઇને ત્યાંની સ્ત્રી ઓની અવસ્થા જોઈ આવ. સ્ત્રીઓની આવી દુર્દશા માટે જો કોઇ જવાબદાર હોય તો તે તમેજ છો આમ છતા તેમને જાગ્રત કરવાની જવાબદારી પણ તમા-રીજ ઉપર છે, એટલા માટેજ કહું છું કે હવે એ કામે લાગી જાઓ. વેદ-વેદાં-

તના સખ્યાબધ શ્લોકો યાદ કરી જવાથી જગતનુ શુ કલ્યાણ કરવાના હતા ?

શિષ્ય —મઠમા રહીને કેળવણી લીધા પછી જો કન્યાઓ વિવાહ કરે તો તેમનુ આદર્શજીવન લોકો કેવી રીતે જોઇ શકે ? એવો નિયમ ન થઇ શકે કે જેઓ મઠમાં શિક્ષણ લે તેઓથી વિવાહજ ન થઇ શકે ?

કન્યાઓના વિવાહ માટે નિયમ.

સ્વામીજી —એમ એકાએક કાંઈ બની શકે ? આપણે તો તેમને યોગ્ય શિક્ષણ આપી છુટા મૂકી દઇએ પછી તો તેઓ પોતે વિચાર કરી ગમે તે એક માર્ગ ગ્રહણ કરે એમ ધાર કે સુશિક્ષિત કન્યાઓ વિવાહ કરીને સસારી બનશે તોપણ એવી આદર્શ કન્યાઓ પોતાના પતિમા ઉચ્ચ ભાવનાની પ્રેરણા કરી શકશે, તેમજ વીર પુત્રની જનની બનશે, એ લાભ શુ ઓછો આનદદાયક છે ? છતાં સ્ત્રી-મઠમાં અભ્યાસ કરતી કોઇ કન્યાનો વિવાહ તેના સગાવહાલાં કન્યાની ૧૫ વર્ષની ઉમ્મર થયા પહેલા ન કરે એવો એક નિયમ તો રાખીશુજ.

શિષ્ય —પણ કન્યાઓને એટલી મોટી ઉમ્મર સુધી કુવારી રાખવામા આવે તો સમાજમા તેઓ કલકિત ગણાય, અને પછી તેમની સાથે વિવાહ કરવાને કોઇ તૈયાર થાય નહિ, તેનુ શુ કરવુ ?

સ્વામીજી.—એમ બને ? વિવાહજ ન થાય, એ તદ્દન અસભવિત છે તુ સમાજની ગતિ હજી તપાસી શક્યો નથી વિદુષી અને કર્મતત્પર કન્યાઓને માટે યોગ્ય વરનો અભાવ હોઇજ ન શકે "**दशमे कन्यकाप्राप्तिः**" એ વચનોને હવે કોઇ માનતુ નથી અને માનશે પણ નહિ અત્યારથીજ તેના ચિહ્નો નથી જણાતાં ?

વિઘ્નરહિત કર્મ મૃત્યુના માર્ગમાં લઇ જાય છે.

શિષ્ય —તે ગમે તેમ, પણ સૌ પહેલા આપણી આ હીલચાલ વિરૂદ્ધ ભયંકર વિરૂદ્ધતા તો ઉભી થશેજ

સ્વામીજી —તે ભલે થાય. તેથી ડરવાનુ શુ છે ? **સત્સાહસથી ઉત્પન્ન થએલી પ્રવૃત્તિમાં જો વિઘ્ન ઉપસ્થિત થાય છે તો તેથી કાર્યકર્તાની શક્તિ એવડા બળથી બહાર આવે છે, એ તે નથી જોયુ ? જે કામમાં વિઘ્ન નથી, પ્રતિકૂળતા નથી, તે કામમાં વિશેષતાજ શુ છે ? જ્યાં વિઘ્નની સામે થવાનું સામર્થ્ય છે, ત્યાંજ જીવનનું ચિહ્ન છે.** સમજ્યો કે ?

શિષ્ય —જી હા

બ્રહ્મજ્ઞાનના અધિકારમાં ભેદભાવ નથી.

સ્વામીજી —પરમ બ્રહ્મતત્ત્વમા લિગભેદ નથી આપણી "હુ-તુ" ની ભૂમિકામાંજ લિંગભેદ રહે છે જેમ જેમ મન અતર્મુખ થતુ જાય છે તેમ તેમ

એ ભેદજ્ઞાન ચાલ્યુ જાય છે છેવટે જ્યારે મન સમરસ બ્રહ્મતત્ત્વમાં લીન થઇ જાય છે ત્યારે " આ સ્ત્રી કે આ પુરૂષ " એવુ જ્ઞાન બીલકુલ રહી શકતું નથી. આપણા ગુરૂદેવમા એવી અવસ્થા મે પ્રત્યક્ષ જોઇ છે, એટલાજ માટે હું કહ્યા કરૂ છુ કે સ્ત્રી–પુરૂષમા બાહ્ય ભેદ જણાવા છતાં સ્વરૂપત કાંઇજ ભેદ નથી જો આમ છે તો પુરૂષોજ બ્રહ્મજ્ઞ બની શકે અને સ્ત્રીઓને માટે તેવો અધિકાર નથી, એમ આપણાથી કહીજ કેમ શકાય ? વખત જતા એક પણ સ્ત્રી બ્રહ્મપ્રાપ્તિ કરી શકે તો તેની પ્રતિભાના તેજથી બીજી હજારો સ્ત્રીઓ જાગ્રત થઇ શકે, અને તેથી દેશનુ તથા સમાજનુ બહુજ કલ્યાણ થાય

શિષ્ય —આપના ઉપદેશથી અમારી આખો આજે ઉઘડી.

સ્વામીજી —હજી આંખો ખુલવાને વાર છે જ્યારે સર્વાવભાસક આત્મતત્ત્વ પ્રત્યક્ષ કરશો ત્યારેજ સ્ત્રી–પુરૂષ એવુ ભેદજ્ઞાન છેક ગુપ્ત થએલુ તુ જોઇ શકશે તેજ વખતે સ્ત્રીઓને તુ બ્રહ્મરૂપિણી જોઈ શકીશ ગુરૂદેવને જોયા છે ને ? સ્ત્રી–માત્રમાં તેમનો કેવો અપૂર્વ માતૃભાવ ! એ માટેજ મે કહ્યુ તેમ સ્ત્રીઓને તૈયાર કરવા, ગામેગામ સ્ત્રી–પાઠશાળા ખુલ્લી મૂકવાનો ઉપદેશ કરતો આવ્યો છુ. સ્ત્રીઓ જ્યારે યથાર્થ મનુષ્ય બનશે ત્યારેજ તેઓની સતતિદ્વારા દેશનુ મુખ ઉજ્વળ બનશે ! વિદ્યા–જ્ઞાન–શક્તિ અને ભક્તિના પ્રકાશથી દેશ ત્યારેજ પ્રકાશમય બનશે !

## ધર્મહીન શિક્ષણનુ પરિણામ.

શિષ્ય —પરતુ આધુનિક કેળવણીનુ ફળ તો અત્યાર સુધીમાં ઉલટુજ આવ્યુ હોય તેમ મને જણાય છે કન્યાઓ જરા ભણીગણી કે તુરતજ ભપકાદાર કપડાં પહેરવાનુ શિખી, વિદેશીઓનુ અનુકરણ કરવા લાગી જાય છે ત્યાગ, સયમ, તપસ્યા તથા બ્રહ્મચર્યાદિ બ્રહ્મવિદ્યા–પ્રાપ્તિના સાધનભૂત સદ્ગુણો કેળવાતા હોય તેમ તો કયાંઇ જણાતુ નથી.

સ્વામીજી.—સૌ પહેલાં તો એમજ થાય. દેશમા જ્યારે નવા વિચારોનો પહે-લવહેલો પ્રચાર થાય ત્યારે ઘણાખરા લોકો તે વિચારોને તેના ખરા સ્વરૂપમા ગ્રહણ કરી શકે નહિ. આથી કેટલીએક ખરાબીઓ થાય, પરતુ એકદરે વિશાળ જનસમાજને તેથી બહુ હાનિ થતી નથી. એટલુ છતાં તુ પોતેજ એકવાર વિચાર કરી જો કે જેઓએ હમણા પ્રચલિત સ્ત્રી–કેળવણીનો સૌથી પ્રથમ પ્રચાર કર્યો હશે, તેઓ કેટલા બધા ઉદાર અને મહાપ્રાણ હોવા જોઇએ ? તારે એટલુ તો ચોક્કસ માનીજ લેવુ કે શિક્ષા હોય કે દીક્ષા હોય, ગમે તે હોય, પણ તે જેટલી ધર્મહીન થઇ તેટલે અશે તેમા ખરાબી આવવાની ને આવવાનીજ હવે આપણે ધર્મને મુખ્ય સ્થાન બનાવી સ્ત્રી–શિક્ષણનો પ્રચાર કરવો જોઇએ ધર્મ સિવાયના બીજા સમગ્ર વિષયોને ગૌણ માનવા જોઇએ. ધર્મનુ શિક્ષણ, ચરિત્રગઠન અને

બ્રહ્મચર્યવ્રત, એ વિષયો ઉપરજ વધુ ભાર મૂકવો આવશ્યક છે અત્યાર સુધી હિંદમા જે સ્ત્રી-કેળવણીનો પ્રચાર થયો છે, તેમાં ધર્મને ગૌણપદ આપવામાં આવ્યુ છે તેથીજ તે કહી તેવી ખરાબીઓ ઉદ્ભવી છે, પરતુ તુજ કહે કે તેમાં બિચારી બાળાઓનો આપણે શુ દોષ કહાડી શકીએ ? સ્ત્રી-શિક્ષણના ઉપદેશકો પોતેજ બ્રહ્મજ્ઞ ન હોય તો તેમનો પગ બેતાલો પડે એમા આશ્ચર્ય જેવુ શુ છે ? **જેટલાં સત્કાર્યો છે તે દરેકના પ્રવર્તકે, પોતે ઇચ્છેલા કાર્યનો આરંભ કરવા પહેલાં કઠોર તપસ્યાની સહાયથી આત્મજ્ઞ બનવુ જોઇએ. તેમ ન થાય તો તેમાં તેઓ ભૂલ કરી બેસે એમાં નવાઇ નથી.** સમજ્યો કે ?

શિષ્ય —જી, હા. મે જોયુ છે કે આ તરફ ઘણી સુશિક્ષિત સ્ત્રીઓ કેવળ નૉવેલો અને નાટકો વાંચવામાંજ પોતાનો વખત ગાળે છે, પૂર્વ બગાળામા તેમ નથી થતુ ત્યા તો સ્ત્રીઓ ભણી-ગણીને વિવિધ ધર્માનુષ્ઠાનો પણ કરે છે. આ દેશમાં એવુ ક્યારે થશે ?

### આપણુ કર્તવ્ય.

સ્વામીજી:—સારૂ અને ખોટુ એ બન્ને દરેક સમાજમાં અને દરેક દેશમાં રહેલુંજ હોય છે. આપણુ કર્તવ્ય એ છે કે આપણુ પોતાનુ જીવન એવી સુંદર રીતે તૈયાર કરવુ કે લોકો માટે તે દ્રષ્ટાંતરૂપ થઇ પડે. તેમ કર્યાવિના માત્ર નિંદા-વાદ અથવા બોલી કે લખીને ઉપદેશજ કરવાથી તો લોકો ઉલટા ઉશ્કેરાઇ જાય છે, અને તેથી આપણો ઉદ્દેશ સફળ થઇ શકતો નથી **જેને જેમ મરજીમાં આવે તેમ બોલવા દ્યો. કોઇને પરાજિત કરવાનો પ્રયત્ન કરશો નહિ. આ માયામય જગતમાં ગમે તે કામ કરો, પણ તેમાં દોષ તો રહીજ જવાનો. सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृता:**-અગ્નિ હશે ત્યાં ધૂમાડો તો નિકળ્યા-વિના રહેશેજ નહિ. પણ દોષો રહી જતા હોય તેથી શુ નિષ્ક્રિય બની બેસી રહેવુ એમ કોઇ કહી શકશે ? આપણુ કર્તવ્ય એટલુંજ છે કે જેટલુ બની શકે તેટલુ કાર્યને નિર્દોષ બનાવવાનો યત્ન કરવો

### નિર્દોષ કાર્ય કયું ?

શિષ્ય —નિર્દોષ કાર્ય કયુ કહેવાય ?

સ્વામીજી —જે **કાર્યથી બ્રહ્મવિકાસમાં સહાયતા મળે તે કાર્યજ નિર્દોષ સમજવું**. પ્રત્યક્ષ નહિ તો પરોક્ષભાવે પણ જે કાર્યથી આત્મવિકાસમા સહા-યતા મળે તેજ કાર્ય કરો ઋષિઓએ જે માર્ગો નક્કી કર્યા છે તે માર્ગે જવાથી આત્મજ્ઞાન સત્વર પ્રકટે એમ છે. શાસ્ત્રકારો જેને અન્યાય કહે છે તેવા કર્મો કરવાથી આત્મા ઉપરનુ આવરણ વિશેષ દ્દઢ બનતુ જાય છે, અને એથી મોહનાં બંધનો કદિ પણ શિથિલ થતાં નથી, છતાં એટલુ લક્ષમા રાખવુ કે સર્વાંશે અને

સર્વકાળે જીવની મુક્તિ અવશ્ય થવા યોગ્ય છે, કારણ કે આત્મા એજ જીવનું યથાર્થ સ્વરૂપ છે પોતાનુ સ્વરૂપ શુ કોઈ કદાપિ તજી શકે ? તુ તારા પડછાયાની સાથે ભલે હજારો વર્ષ સુધી યુદ્ધ કર્યા કરે, પણ પડછાયો તને કદિ છોડી જાય એમ બને ખરૂ ? તે તો તને શરીર છે ત્યાં સુધી તારી સાથે ને સાથે રહેવાનો.

### કર્મ જ્ઞાનનું વિરોધી નથી

શિષ્ય —આચાર્ય શકરે તો કર્મને જ્ઞાનનુ વિરોધી ઠરાવી ઘણે ખરે સ્થળે ખડન કર્યું છે, તો પછી કર્મ જ્ઞાનનુ પ્રકાશક કેવી રીતે થઇ શકે ?

સ્વામીજી —આચાર્ય શકરે એમ કહ્યુ હશે, છતા અનેક સ્થળે જ્ઞાનના વિકાસ માટે કર્મને સાપેક્ષ્ય સહાયકારી પણ જણાવ્યુ છે તે સિવાય હૃદયવિશુદ્ધિને માટે કર્મ એક સાધનભૂત છે એમ પણ કહ્યુ છે તથાપિ શુદ્ધ જ્ઞાનમા કર્મને લેશમાત્ર સ્થાન નથી, એવા ભાષ્યકારના સિદ્ધાત સામે હુ વાંધો ઉઠાવતો નથી. કર્તા અને કર્મનુ જ્યા સુધી મનુષ્યને જ્ઞાન છે ત્યા સુધી કોની મગદૂર છે કે તે કાર્ય કર્યાવિના કોઇ બેસી રહી શકે ? કર્મ એજ જો જીવનો સ્વભાવ છે, તો પછી એજ કર્મો, આત્મજ્ઞાન-વિકાસમા સહાયરૂપે થાય તેવાજ શામાટે ન કરવા ? કર્મ માત્ર ભ્રમાત્મક છે, એ વાત પારમાર્થિક દૃષ્ટિએ અલબત્ત ખરી છે, પરતુ અત્યારની આપણી વ્યાવહારિક અવસ્થામાં કર્મની ખાસ ઉપયોગિતા સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. તુ જ્યારે આત્મતત્ત્વ પ્રત્યક્ષ કરશે ત્યારે કર્મ કરવા કે ન કરવા એ વાત તારી ઇચ્છાને અધીન થઇ રહેશે, એ અવસ્થામા રહીને તુ ગમે તે કર્મ કરીશ તે સત્કર્મ તરીકેજ લેખાશે, એ કર્મથીજ તારૂ અને જગતનુ કલ્યાણ થશે. **બ્રહ્મવિકાસ થયા પછી તારા શ્વાસ-પ્રશ્વાસના તરંગો પણ જીવોને અમૂલ્ય મદદ આપનારા થઇ પડશે. તે પછી તો કોઇ ખાસ કામનાપૂર્વક કર્મજ તારાથી નહિ થાય.** સમજ્યો ને ?

શિષ્ય —અહો, આજે વેદાન્તનાં કર્મ અને જ્ઞાનનો યથાયોગ્ય નિર્ણય કરનારી આપની મીમાંસા સાંભળી બહુ આનદ થયો.

ત્યારબાદ નીચે જમવાનો ઘટ વાગ્યો સ્વામીજીએ શિષ્યને જમવા જવાની આજ્ઞા કરી શિષ્ય સ્વામીજીના પાદપદ્મમા પ્રણામ કરી, બે હાથ જોડી સવિનય બોલ્યો કે –" મહાશય, આપના સ્નેહાશીર્વાદથી આ જન્મમાંજ મને બ્રહ્મજ્ઞાન થાય તેમ કરો " સ્વામીજીએ શિષ્યના મસ્તક ઉપર હસ્ત મૂક્યો અને કહ્યુ કે –

" બાપુ, ચિતા કરીશ નહિ, કોઇ રીતે ડરીશ નહિ. તમારો ઢગજ નિરાળો છે. નહિ ગૃહસ્થ કે નહિ સન્યાસી જાણે કે આ જગતના તમે મનુષ્યોજ નહિ ! "

# प्रसंग ३८ मो.

(સ્થાન—બેલુડમઠ ઇ સ ૧૯૦૨)

### કામ કરતાં કરતાંજ મરવું મને પસંદ છે

કેટલાએક દિવસો થયાં સ્વામીજી પૂર્વબંગાળ અને આસામમાં ફરી આવી પુન બેલુડ ખાતે પધાર્યા હતા. શરીર બહુ અસ્વસ્થ હતું, પગે સોજા ચડી આવ્યા હતા. શિષ્યે મઠમાં આવી સ્વામીજી પાસે જઇ પ્રણામ કર્યા. શારીરિક અવસ્થા અસત દુર્બળ હોવા છતા સ્વામીજીની સ્નેહપૂર્ણ દ્રષ્ટિ તથા તેમનુ સહાસ્ય વદન, ગમે તેને પોતાના શોક-દુ ખ ભૂલાવી દેવાને સમર્થ હતુ

શિષ્ય—સ્વામીજી ! કેમ છે ?

સ્વામીજી:—બાપુ, એમા તે વળી પૂછવા જેવુજ શુ છે ? દેહ તો દિવસે દિવસે ક્ષીણ થતો જાય છે; તેમા પણ બગાળા દેશમાં શરીર ધારણ કર્યું એટલે શરીરની પાછળ રોગ તો ભમ્યા કરે, એમા આશ્ચર્યજ શુ ? આ દેશના શારીરિક બાધાઓ બહુજ નરમ હોય છે સહેજસાજ કઠિન કામ કર્યું કે શરીર તુરતજ બગડી જાય છે, છતાં જ્યા સુધી દેહ છે ત્યાં સુધી તમારા માટે કામ કરીશ કામ કરતાં કરતાજ મરવુ મને પસદ છે.

શિષ્ય.—આપ થોડા દિવસ કામકાજ મૂકી દઇ શાંતિમાં રહો તો પુન શરીર હતું તેવુ આરોગ્ય બની જાય. આ દેહની રક્ષા થશે તો તેથી જગતનુ કલ્યાણજ થશે.

સ્વામીજી—તું છાનામાના બેસી રહેવાનુ કહે છે, પણ એવો વખત ક્યાં ? ગુરૂદેવ “ કાલી, કાલી, ” ના મંત્રોથી જેનું આવાહ્ન કરતા તેજ શક્તિએ, ગુરૂદેવના મૃત્યુના બે ત્રણ દિવસ પહેલાં આ શરીરમાં પ્રવેશ કર્યો છે. તેજ શક્તિ મને આમ તેમ લઇ જઇ કર્મ કરાવ્યા કરે છે હુ સ્થિર થઇ બેસી રહેવાનું કરૂં તોપણ તે શક્તિ મને બેસવા દેતી નથી. મારા સુખનો વિચાર કરી શકુ, એવો પ્રસગ પણ મને મળતો નથી.

### સ્વામીજીના શરીરમાં કાલી—શક્તિનો પ્રવેશ.

શિષ્ય—શક્તિ-પ્રવેશની વાત અક્ષરશ સત્ય છે કે અલકારરૂપે કહો છો ?

સ્વામીજી.—નહિ રે ? ગુરૂદેવના દેહાવસાન પહેલાં બે-ચાર દિવસ પૂર્વે ગુરૂદેવે મને પોતાની પાસે એકાતમા બોલાવ્યો, અને મારી સામે બેસી મારી તરફ એકાગ્ર મનથી તાકી રહ્યા ! ધીમે ધીમે તેજ સ્થાને તેઓ સમાધિસ્થ થઇ ગયા ! મને તે વખતે સાક્ષાત્ એવોજ અનુભવ થયો કે જાણે તેમના ( ગુરૂદેવના ) શરીરમાંથી એક સૂક્ષ્મ તેજનો પ્રવાહ વિજળીના ચમકારાની માફક મારી તરફ વહ્યો

આવે છે અને મારા શરીરમાં મળી જાય છે. થોડીવારમા તો હું પણ બાહ્ય જ્ઞાન ગુમાવી બેઠો અને જડવત્ પડ્યો રહ્યો આ પ્રમાણે ક્યા સુધી ચાલ્યુ તેનું મને સ્મરણ રહ્યું નહિ, પણ જ્યારે હું જાગ્યો અને બાહ્ય ચેતના આવી ત્યારે મે જોયું તો જણાયુ કે ગુરૂદેવ રડી રહ્યા હતા ! મે ગુરૂદેવને રડવાનુ કારણ પૂછ્યું ત્યારે તેમણે અતિ સ્નેહપૂર્વક કહ્યુ કે—"મારી પાસે જે કાંઇ હતુ તે સર્વ આજે હું તને અર્પણ કરી ચૂકયો છુ. તુ એ શક્તિના પ્રતાપે જગતનાં અનેક ઉપકારક કર્તવ્યો કરીશ ત્યારેજ તારો છુટકો થશે" હું ધારૂ છુ કે, ગુરૂદેવના કહેવા પ્રમાણે એ શક્તિજ મારી પાસે કામ કરાવ્યા કરે છે ! નિરતિ બેસી રહેવા માટે આ દેહ નથી.

## પૂર્વબંગાળાનું વર્ણન.

શિષ્ય છાનોમાનો બેસી રહ્યો તે વિચારવા લાગ્યો કે—"આ સર્વ વાતો સાધારણ જનસમાજના સમજવામાં કેવી રીતે આવી શકે ?" ત્યાર પછી વાતનો પ્રસગ પલટાયો શિષ્યે જિજ્ઞાસા દર્શાવી કે—"મહાશય, અમારો પૂર્વ-બગાળ પ્રદેશ આપને કેવો લાગ્યો ?"

સ્વામીજી—દેશ કાંઇ ખરાબ નથી ખેતરોમાં ધન-ધાન્ય પુષ્કળ પાકતુ જણાઈ આવે છે લોકોનો આહાર પણ ઠીક છે. પહાડોનો દેખાવ ઘણો રમણીય અને મનોરમ છે. બ્રહ્મપુત્રાની ખીણની શોભા તો અતુલનીય છે એમ કહીએ તો ચાલે અમારા પશ્ચિમ બગાળા કરતા આ દેશના લોકો વિશેષ મજબૂત અને કર્મશીલ હોય તેમ જણાય છે. * * * * * પરતુ તે લોકો ખાવા-પીવામાં તેલ તથા ચરબીનો બહુ ઉપયોગ કરે છે તે ઠીક નથી. તેલ તથા ચરબી વિશેષ ખાવાથી શરીરમા મેદનો ભાગ વધી જાય છે.

શિષ્ય.—ત્યાંના લોકોનો ધર્મભાવ કેવો જણાયો ?

સ્વામીજી—ધર્મભાવના સબધમા તો મે જોયુ કે તે લોકો પ્રાચીન પ્રથાના અનુગામી, ક્ષુદ્ર હૃદયના કાંઇક વિશેષ છે. જેઓ ઉદારભાવે ધર્મ કરવાનો દભ રાખે છે, તેઓમાંના અનેકો ધર્મની ઝનુનવાળા, પોતાનોજ કક્કો ખરો કરનારા થઇ પડયા છે. ઢાકામાં હું જ્યારે મોહિનીબાબુને ત્યાં હતો ત્યારે એક દિવસે એક છોકરે મારી પાસે એક ફોટોગ્રાફ લાવી મને કહ્યુ કે—"મહાશય, કહો જોઇએ, આ કોણ હશે ? ઇશ્વરી અવતાર છે, એમ આપને લાગે છે કે નહિ ?" મે તેને બહુ બહુ સમજાવ્યો અને કહ્યું કે—"બાપુ, મને તે વિષે કાંઇ ખબર નથી." છતાં પેલે છોકરે પોતાની જીદ છોડી નહિ ત્યારે મારે ન છુટકે છેવટે કહેવુ પડ્યુ કે.—"બાપુ, અત્યારે તો ખૂબ ખાઓ-પીઓ ને લહેર કરો. એમ થશે તોજ તમારાં મગજ કાંઇક ખીલી શકશે. પુષ્ટિકારક ખોરાક નહિ મળવાથી

તમારૂં મગજ પણ સૂકાઇને કઠોર બની ગયું છે ” મારા આ શબ્દોથી, ઘણું કરીને પેલા છોકરાને બહુજ અસંતોષ થયો હશે, પણ આવા સ્થળે બીજું શું કરવું ? તુંજ કહે ? એમ કહ્યાવિના ધીમે ધીમે છોકરાઓ ગાંડા જેવા બની જશે !

## જેવે તેવે સ્થળે અવતારી પુરૂષો જન્મતા નથી

શિષ્ય —અમારા પૂર્વબંગાળમાં આજકાલ અનેક અવતારોનો અભ્યુદય થાય છે !

સ્વામીજી —અનેક મનુષ્યો પોતાના ગુરૂને ઇશ્વરી અવતાર માને એ સ્વાભાવિક છે, કારણ કે તેમ કર્યાવિના તેમની શ્રદ્ધા ટકી શકે નહિ, પરન્તુ એટલું ચોક્કસ છે કે જેવે તેવે સ્થળે અને જેવે તેવે સમયે ભગવાનનો અવતાર મળવતો નથી. એક ઢાકામાંજ ત્રણ-ચાર અવતારી પુરૂષો વર્તમાન છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે !

શિષ્ય —તે દેશની સ્ત્રીઓના સંબંધમાં આપનો શું અભિપ્રાય છે !

સ્વામીજી —સ્ત્રીઓ તો લગભગ બધી એકસરખી છે ઢાકામાં વૈષ્ણવ-ભાવના વિશેષરૂપે જોવામાં આવી મી હ ની સ્ત્રી બહુ જ બુદ્ધિમતી હોય એમ મને જણાયું મારા ભોજન-વ્યવહાર માટે તેણીએ બહુ સુંદર અને ઉત્તમ વ્યવસ્થા કરી હતી.

## નાગમહાશયને ત્યાં આનંદવાસ

શિષ્ય —મેં એમ સાંભળ્યું છે કે નાગમહાશયને ત્યાં પણ આપ પધાર્યા હતા !

સ્વામીજી —હા-હા-એટલે બધે દૂર જવા છતાં એવા મહા પુરૂષનું જન્મસ્થાન જોવા ન જઉં એ બનેજ કેમ ? નાગમહાશયની સ્ત્રીએ મારો બહુ આદર-સત્કાર કર્યો હતો ઘર પણ કેવું મનોરમ ! જાણે શાંતિ-આશ્રમ તેમના ઘરની પાસેજ એક સુંદર તળાવ હતું ત્યાં સ્નાન કરવાની પણ બહુ મજા પડી ! સ્નાન કર્યા પછી અને તળાવમાં ખૂબ તર્યા પછી નિદ્રા પણ એવી સરસ આવી કે એ ત્રણ કલાક સુધી ઉંઘમાંજ પડ્યો રહ્યો ! મારી આખી જીંદગીમાં સુનિદ્રાના જે થોડા પ્રસંગો આવ્યા છે તેમાં નાગમહાશયના ઘરવાળો પ્રસંગ પણ ઉમેરી શકાય ઉંઘમાંથી ઉઠયા પછી ભૂખ પણ એવી કડકડીને લાગી કે ભોજન કરવામાં કાંઇ કચાશ રાખી નહિ ! નાગમહાશયની સ્ત્રીએ એક વસ્ત્ર મને આપ્યું હતું, તે વસ્ત્ર માથા ઉપર વીંટાળી હું ઢાકા ભણી રવાના થયો હતો નાગમહાશયના ફોટાની પૂજા થતી મેં જોઇ છે તેમનું સમાધિ કરવાનું સ્થાન સારી રીતે સુરક્ષિત કરવાની જરૂર છે. હજી જેવું જોઇએ તેવું એ સ્થાન બન્યું નથી

શિષ્ય —નાગમહાશયને, ત્યાંના લોકો બરાબર સમજી શક્યા હોય તેમ જણાતું નથી.

સ્વામીજી.—મહાપુરૂષોને જનસમાજનો મોટો ભાગ એકાએક સમજી શકે, એમ કોઇ દિવસ બને નહિ જેઓ તેમનો સત્સંગ કરે છે તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે !

## ચીફ કમીશનરની સ્વામીજી પ્રત્યે લાગણી.

શિષ્ય—કામાખ્યમા આપે શુ શુ જોયુ ?

સ્વામીજી—શિલગ પહાડ બહુ સુદર છે. ત્યાં ચીફ કમીશનર કોટન સાહેબ સાથે મારે મેળાપ થયો હતો તેમણે મને પૂછ્યુ કે—"સ્વામીજી, યૂરોપ અને અમેરિકા જેવા દૂર દેશાવરોમા ફરી આવ્યા પછી આટલે બધે દૂર આવેલા પર્વતીય પ્રાંતમા એવુ તે શુ જોવાનુ હતુ ?" કોટન સાહેબ જેવા પવિત્ર માણસો બહુ ઓછા હશે મને શરીરે ઠીક નથી એમ સાભળવાની સાથેજ તેમણે એક સરકારી ડૉક્ટરને મારી સારવાર માટે મોકલી આપ્યો હતો. તેઓ સવાર-સાજ બન્ને વખતે મારી ખબર લેવા આવતા ત્યાં આગળ બહુ લેકચર-ફેકચર થઇ શકયાં નહિ, કારણુ કે શરીર બહુજ ખરાબ થઇ ગયુ હતુ. રસ્તામાં નિતાઇએ મારી ખૂબ શુશ્રૂષા કરી

## "હુંકર" નામના દેવની માનતા.

શિષ્ય—ત્યાંનો ધર્મભાવ કેવો જણાયો ?

સ્વામીજી—દેશ તત્ર-પ્રધાન હોય એમ મને લાગ્યુ "હકર" નામના દેવનુ એક નવુ નામ મારા સાભળવામાં આવ્યું તે "હકર" ને ત્યા એક અવતાર તરીકે લેખી તેમની પૂજા વગેરે કરવામા આવે છે તેમના ભકતોનો સપ્રદાય પણુ બહુ મોટો હોય એમ જણાયુ "હકર" દેવ એ શકરાચાર્યના નામનુજ રૂપાંતર હશે કે કેમ તે બરાબર સમજાયુ નહિ તેઓમા ઘણાખરાઓ ત્યાગી છે અથવા તો તાંત્રિક સન્યાસી છે એમ પણુ કહી શકાય, પરતુ શકરાચાર્યનોજ તે એક સપ્રદાયવિશેષ છે, એમ માનીએ તો કાઇ ખોટુ નથી

શિષ્ય—નાગમહાશયની માફક આપને પણુ ત્યાના લોકો સમજતા હોય એમ મને લાગતુ નથી.

સ્વામીજી—મને સમજે યા ન સમજે, પણુ તમારા કરતાં તે લોકોમાં રજોગુણુ બહુ પ્રબળ છે વખત જતા તેમા ઑર ઉમેરો થાય એવો પણુ સભવ છે જે ચાલ-ચલણુને તમે લોકો સભ્યતા અથવા શિષ્ટાચારના નામથી ઓળખો છો, તેનો પ્રવેશ તે પ્રદેશમા હજી બરાબર થયો નથી, તે પણુ ધીમે ધીમે થઇ રહેશે. સર્વદા રાજધાનીમાંથીજ કાળક્રમે સુધારો તથા નવા રીત-રિવાજો પ્રચલિત થાય છે. પાશ્ચાત્ય દેશમાં પણુ તેમજ થાય છે. જે દેશમા નાગમહાશય જેવા મહાપુરૂષો જન્મ્યા છે, તે દેશને માટે ચિતા રાખવાનુ કાઇ કારણુ નથી. તે એકજ પુરૂષના પ્રકાશથી પૂર્વબગાળ ઉજ્વળ બન્યો છે.

## પ્રત્યેક આચાર-વિચારનું લક્ષ એકજ છે.

શિષ્ય.—પરન્તુ સાધારણુ મનુષ્યો તેમને બરાબર ઓળખી શક્યા નથી.

તેઓ પણ બહુ એકાંતમા રહેવાનુ રાખે છે.

સ્વામીજી—તે દેશમા ખાવા-પીવા સબંધે લોકોમાં બહુ ચર્ચાઓ થતી હોય એમ મને જણાયુ ' અમુકના હાથનો આહાર કેમ લેવાય ? " ઇત્યાદિ નજીવા પ્રશ્નોને તેઓ અત્યત મહત્વ આપી દે છે. હુ તો તેઓને ખુલ્લે-ખુલ્લુ કહી દેતો કે -" ભાઇ, હુ તો સન્યાસી-ફકીર છુ-મારે તે વળી આચાર-વિચાર કેવા ? "તારા શાસ્ત્રમા પણ શુ એમ નથી કહ્યુ કે -" **चरेत् माधुकरीं वृत्तिमपि म्लेच्छकुलादपि** "-મ્લેચ્છો પાસેથી પણ માધુકરી લેવામા અમને હરકત નથી છતાં હૃદયમા ધર્મની નિષ્ઠા દૃઢ થાય તે માટે, અલબત્ત, બાહ્ય આચાર-વિચારોને પણ માન આપવુ જરૂરનુ છે **શાસ્ત્રજ્ઞાનને પોતાના જીવનમાં વ્યાવહારિક રૂપ આપવુ જોઇએ;** એટલાજ માટે આચાર-વિચારો અવશ્યના છે ગુરૂદેવ પેલી " પચાગ અને પાણી " વાળી વાર્તા કહેતા તે યાદ છે કે ?* આચાર-વિચારો મનુષ્યોના અત કરણની મહાશક્તિને સ્ફુરાવવામાં માત્ર સાધનરૂપ છે અતરની શક્તિઓ જાગ્રત થાય અને મનુષ્ય પોતાનુ યથાર્થ સ્વરૂપ સપૂર્ણ રીતે સમજી શક, તેટલા માટેજ સર્વ શાસ્ત્રોની રચના થઇ છે સાધનો કેટલાક વિધિરૂપે તો કેટલાક નિષેધરૂપે, એમ બે પ્રકારના છે પરતુ ઉદ્દેશને એક બાજુ મૂકી દઈ **કેવળ સાધનો સંબધી ઝગડા કરવાથી શું કલ્યાણ થઇ શકે?** જ્યાં જોશો ત્યા કેવળ સાધનોની ખાતરજ મારામારી ચાલી રહી છે. ઉદ્દેશ શુ, લક્ષ શુ, સાધ્ય શુ તે તરફ તો કોઇની નજર પણ જતી નથી લોકોને " ઉદ્દેશ " પ્રત્યે વાળવા તે માટેજ ગુરૂદેવે આ કાળે આ દેશમાં જન્મ ધારણ કર્યો હતો ધર્મની " અનુભૂતિ " એજ માત્ર એક સારવસ્તુ છે હજારો વર્ષ સુધી ગગા-સ્નાન જેવાં બીજા બાહ્ય કર્મો કર્યા કરો,, પણ જો તેથી આત્મવિકાસમા કાંઇ સહાયતા ન મળે તો સમજવુ કે એ સર્વ નિરર્થક છે તેજ રીતે બાહ્યાચારને મહત્ત્વ આપ્યાવિના પણ જો કોઇ આત્મદર્શન કરી શકે તો સમજવુ કે તેનો અનાચાર પણ એક પ્રકારના શ્રેષ્ઠાચાર સમાન છે આત્મદર્શન પછી પણ લોક-સસ્થિતિ અર્થે સહેજસાજ આચાર-વિચાર પાળ્યા હોય તો ઠીક જ્યારે વિષયમા દૃઢ એકાગ્રતા થાય અને મનની અન્ય સર્વ વૃત્તિઓ શાંત થાય, ત્યારેજ એક વિષયના ઉડાણમાં ઉતરી શકાય છે મે જોયુ છે કે અનેક માણસો બાહ્ય આચાર-

* પચાગમા લખ્યુ હોય કે આ વર્ષે મુશળધાર વરસાદ પડશે, હવે એજ પોથીને જો કોઇ નીચોવે તો તેમાથી પાણીનુ એક ટીપુ પણ પડે નહિ તેવીજ રીતે શાસ્ત્રમાં લખ્યુ છે કે અમુક-અમુક આચાર-વિચારો પાળવાથી ઈશ્વરના દર્શન થાય, પણ તેમ નહિ કરતા કોઇ મનુષ્ય કેવળ શાસ્ત્રોનેજ નીચોવ્યા કરે તો તેને ઈશ્વર-દર્શનરૂપ ફળ કેવી રીતે પ્રાપ્ત થાય ?

" શ્રીરામકૃષ્ણ પરમહંસની ઉક્તિ. "

વિચાર અને વિધિનિષેધની જાળો રચવા અથવા ફેલાવવામાજ પોતાનો સમય વૃથા ગુમાવી દે છે આત્મચિંતન કરવાનો તેમને અવકાશ પણ મળતો નથી. તુજ વિચાર કરી જો કે રાત્રિ—દિવસ વિધિનિષેધની ખાઇમાં પડયા રહેવાથી આત્મા પોતાનો વિશાળભાવ પ્રાપ્તજ કેવી રીતે કરી શકે ? જેમ જેમ એક માણસને આત્માનુભૂતિ થતી જાય છે તેમ તેમ તેના વિધિનિષેધ પણ શિથિલ થતા જાય છે. આચાર્ય શંકર કહે છે કે—" **निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः।** " ટુંકામા આત્માની અનુભૂતિ એજ એક મહત્ત્વની વાત છે, અને એજ સર્વ પ્રાણીમાત્રનુ લક્ષ્ય—સાધ્ય તથા ઉદ્દેશ્ય હોવુ જોઇએ. મત—મતાંતરો તો રસ્તામાત્ર છે જે મનુષ્ય જેટલે અંશે ત્યાગ કરી શકે તેટલે અંશે તે ઉન્નતિની કસોટીમાંથી—પરીક્ષામાંથી પસાર થયો છે એમ માનવુ કામ—કાંચનની આસક્તિ જેને ન હોય, તે ગમે તે મતનો કે ગમે તે પંથનો હોય તોપણ તેના આત્માની શક્તિ જાગ્રત થઇ છે, એમ ચોકસ માની લેવુ. એક મનુષ્ય જેટલે દરજ્જે ખરો ત્યાગ કરી શકે તેટલે દરજ્જે તેના આત્માનુભવનાં દ્વાર ખુલી જાય છે. તમે ભલેને હજારો આચારો પાળો, હજારો વિધિનિષેધોને કાળજીથી વળગી રહો અને હજારો શ્લોકો મુખથી કડકડાટ બોલી જાઓ, પણ જો ત્યાગવૃત્તિ તમારામાં ન સ્ફુરે તો એ બધુ ફોગટ છે આત્માની અનુભૂતિ માટે તૈયાર થાઓ ! પ્રયત્ન કરો ! શાસ્ત્ર—ફાસ્ત્ર વાંચવામા કાંઇ બાકી રાખી નહિ, તોય તેથી તારા આત્માનો કેટલો ઉદ્ધાર થયો તે કહે જોઇએ ? પરાવિદ્યા પ્રાપ્ત કરવી હોય તો વિદ્યા અને અવિદ્યાની પણ પેલી તરફ ચાલ્યો જા.

## જનક વિદેહી બનવાનો દંભ ત્યજી દો

શિષ્ય —આપની કૃપાથી બધી વાત તો સમજી શકું છુ, પણ દુર્દૈવવશાત્ દૃઢ ધારણા થઇ શકતી નથી

સ્વામીજી —દૈવ—ફૈવને એક બાજુ ફેકી દે પૂર્વજન્મના કર્મફળરૂપે તને આ દેહ મળ્યો છે, એ વાત જો તને સત્ય લાગતી હોય તો આજ દેહદ્વારા કર્મની જાળ તોડી નાખી, આજ દેહે જીવન્મુક્તિ કેમ પ્રાપ્ત ન કરી શકે ? મુક્તિ અથવા આત્મજ્ઞાન એ તારા પોતાનાજ હાથમા છે, એ વાત હુ તને ખાત્રીપૂર્વક કહુ છુ જ્ઞાનમા કર્મને લેશ પણ સ્થાન નથી, છતાં જીવન્મુક્ત થયા પછી પણ જેઓ કર્મ કરતા હોય તેઓ **परहिताय** કર્મ કરે છે એમ સમજવુ તેવા પુરૂષો સારા—નરસા ફળ તરફ દ્રષ્ટિપાત કરતા નથી, વાસનાનુ બીજજ તેમના અંતઃકરણમા નથી હોતુ સંસાર—આશ્રમમા રહીને એવા પ્રકારનાં યથાર્થ પરહિતાય કર્મ થાય એ અસંભવિત છે. સમસ્ત હિંદુશાસ્ત્રોમા માત્ર એક જનક રાજાનુજ એવુ દ્રષ્ટાંત મળી શકે છે કે જેણે સંસાર—આશ્રમમા રહીને જીવન્મુક્તિ પ્રાપ્ત

કરી હોય. તમે લોકો તો સંસારમાં રચ્યા-પચ્યા રહી દર વર્ષે એક છોકરાનો જન્મ આપતા જાઓ છો, છતાં જનક વિદેહી બનવાનો પણ લોભ રાખી રહ્યા છો, એ બન્ને એક સાથે બનીજ કેમ શકે ?

**મનને સાધ્ય વસ્તુ પ્રતિ દૃઢ કરવું તેનુંજ નામ પુરૂષાર્થ**

શિષ્ય —આજ દેહે આત્માનુભૂતિ પ્રાપ્ત કરી શકું એવી કાંઇક કૃપા કરો.

સ્વામીજી —કાંઇ હરકત નહિ. તારા મનની એકાગ્રતા જો તું કરી શકશે તો હું ખાત્રીપૂર્વક કહું છું કે આજ જન્મમાં તને આત્માનુભૂતિ થઇ શકશે. અલબત્ત તેમાં પુરૂષાર્થ જોઇએ. પુરૂષાર્થ એટલે શું તેની ખબર છે ? પુરૂષાર્થ એટલે બીજું કાંઇ નહિ, પણ "આત્મજ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરીશ, માર્ગમાં ગમે તેટલાં વિઘ્નો આવશે તોપણ તેને દૂર કરીશ, વિપત્તિઓની સામે ઉભો રહી તેમને પરાજિત કરીશ" એવો દૃઢ સંકલ્પ, તેજ પુરૂષાર્થ. મા, બાપ, ભાઇ, બહેન, સ્ત્રી, પુત્ર વગેરે મરે તો ભલે મરે, આ દેહ રહેતો હોય કે પડતો હોય તો તેની પણ પરવા નથી, પરન્તુ જ્યાં સુધી આત્મદર્શન નહિ થાય ત્યાં સુધી હું પીઠ ફેરવીને પાછું પગલું નહિજ ભરૂં. એ પ્રમાણે સર્વ વિષયોની ઉપેક્ષા કરી મનને માત્ર લક્ષ્ય ભણી અગ્રેસર કરતા જવું તેનુંજ નામ પુરૂષાર્થ. તે સિવાયના બીજા પુરૂષાર્થો તો પશુઓ પણ કરે છે. મનુષ્યોને આ દેહ મળ્યો છે તે એટલાજ માટે કે તેની સહાયથી તેઓ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે. સંસારનો પ્રવાહ જે કેટલાએ લાંબા કાળથી ધોધમધ વહ્યો જાય છે અને જેમાં લાખો પ્રાણીઓ તણાયા જાય છે, તેમાં તું પણ તને પોતાને તણાતો મૂકી દે તો પછી તારો પુરૂષાર્થ ક્યાં રહ્યો ? જગતમાં જેટલાં પ્રાણીઓ તું જુએ છે તે સર્વ માત્ર મરવા માટેજ જન્મ્યાં છે. માત્ર તુંજ એક અમર થવાને-મૃત્યુ ઉપર જય મેળવવાને આવ્યો છે, એ વાત કદાપિ વિસરી જઇશ નહિ. મહાવીરની માફક આગળ વધ ! આસપાસ ક્યાંઇ દ્રષ્ટિ સુદ્ધાં નાખીશ નહિ. શરીર ક્યાં સુધી ટકી રહેવાનું છે ? સુખ-દુઃખો પણ ક્યાં સુધી ચાલવાનાં હતાં ? સદ્‌ભાગ્યે માનવદેહ મળી ગયો છે તો અંતરના આત્માને જાગ્રત કરવામાં શા માટે આળસ કરે છે ? આત્માને જાગ્રત કર અને છાતી ઠોકીને કહે કે —"હું અભયપદ પ્રાપ્ત કરી ચૂક્યો છું—હવે મને ભય-ચિંતા જેવું કાંઇજ નથી." "હું આત્મા છું, મારૂં નિર્માલ્ય "અહં પણું" નાશ પામ્યું છે," એમ અંતઃકરણના ઉંડા ભાગમાંથી બોલ અને એમ કરતાં કરતાં અંતે સિદ્ધનું પદ પ્રાપ્ત કર ! અને તે પ્રાપ્ત કર્યાં પછી જ્યાં સુધી દેહ ટકી રહે ત્યાં સુધી લોકોને આ નિર્ભયવાણી સંભળાવ્યા કરજે કે —"**तत्त्वमसि, उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत**।" આટલું જો તારાથી બની શકશે તોજ હું માનીશ કે તું ખરો બંગાળી.

---

# प्रसंग ३९ मो.

(સ્થાન–બેલુડ મઠ ઇ સ ૧૯૦૨)

## સ્વામીજીની માંદગી

આજે ગુરૂદેવનો–શ્રીરામકૃષ્ણ પરમહંસની જન્મતિથિનો મહા મહોત્સવ હતો સ્વામીજીએ પોતાના જીવનમા જે છેલ્લો ગુરૂદેવનો મહોત્સવ જોયો, તે આજ હતો. આ ઉત્સવ પછી થોડાજ દિવસે સ્વામીજીએ દેહત્યાગ કર્યો ઉત્સવની પહેલાંજ સ્વામીજીનુ શરીર બગડી ગયુ હતુ માળ ઉપરથી નીચે ઉતરી શકાય તેમ પણ નહોતુ, તેમજ પગે સોજા ચડી આવેલા હોવાથી હાલવા–ચાલવામાં બહુ દર્દ થતુ હતુ ડૉકટરોએ સ્વામીજીની સાથે બહુ વાર્તાલાપ કરવાનો નિષેધ કર્યો હતો.

શિષ્ય ગુરૂદેવ સબધી એક સ્તોત્ર સસ્કૃતમા રચી છપાવી લાવ્યો હતો સ્વામીજીના ચરણકમળનો સ્પર્શ કરીને તે સ્તોત્ર તેમની સેવામા રજુ કર્યું. આ વખતે સ્વામીજી તકીયાને અઢેલીને બેઠા હતા શિષ્ય તેમના પગ ઉપર ધીમે ધીમે હાથ ફેરવવા લાગ્યો. સ્વામીજીએ સ્તોત્ર વાચવા માંડ્યુ તે પહેલા શિષ્યને કહ્યુ કે –"બહુ ધીમે ધીમે હાથ મૂકજે, પગમાં બહુ સખત વેદના થાય છે " શિષ્ય પણ તે પ્રમાણેજ કરવા લાગ્યો

સ્તોત્ર વાચી રહ્યા એટલે આનદમય વદને સ્વામીજીએ કહ્યુ કે –"બહુ સારૂ થયુ છે " અફસોસ ! શિષ્યની રચનાની પ્રશસા સ્વામીજી હવે આ દેહથી બીજીવાર કરવાના નહોતા, તેમ તે બિચારો તે વખતે ક્યાંથી સમજી શકે ?

સ્વામીજીની શરીરપ્રકૃતિ દિવસે દિવસે વિશેષ ખરાબ થતી જાય છે, એમ જોઇ શિષ્યને હૃદયમા બહુ લાગી આવ્યુ અને આખમાં ઝળઝળાંઆં આવી ગયા !

સ્વામીજી શિષ્યના મનોભાવો સમજી ગયા તેથી તેમણે કહ્યુ કે.–"એમાં ચિતા કરવા જેવુ શુ છે ? શરીર જન્મ્યું છે તે એક વખત મરવુજ જોઈએ. અમારી ભાવનાઓ તમારામાં પ્રવેશ કરી શકશે તો અમે એમ માનીશુ કે અમારૂ દેહધારણ નિષ્ફળ નથી ગયુ !

## "ત્યાગ" એજ એક મૂળમત્ર.

શિષ્ય —અમે આપની દયાને માટે કોઇ રીતે અધિકારી નથી, છતાં આપે આપની દયાને લઇનેજ અમને આપના પોતાના બનાવ્યા છે. આપની દયાના પ્રતાપે અમે ખરેખર ભાગ્યશાળી બન્યા છીએ

સ્વામીજી —"ત્યાગ" એજ એક સર્વનો મૂળ મત્ર છે, એ વાત નિરતર સ્મરણમાં રાખજે ત્યાગ–મત્રથી દીક્ષિત ન થાય ત્યા સુધી બ્રહ્માદિ પણ મુક્તિને માટે અધિકારી નથી

શિષ્ય —મહાશય, આપના શ્રીમુખથી એ વાત અનેકવાર સાભળવામાં આવ્યા છતા હજી સુધી એવી દૃઢ ધારણા ન થઇ અને સસારની આસક્તિઓ શિથિલ ન થઇ, તેથી બહુ પરિતાપ થયા કરે છે આશ્રિત-દીનસતાનને આશીર્વાદ આપો કે આપે કહ્યુ તેવી દૃઢ ધારણા આ સેવકને થઇ શકે

સ્વામીજી —ત્યાગવૃત્તિ અવશ્ય આવશે, તોપણ **कालेनात्मनि विन्दति**- દરેક વસ્તુને અમુક સમય હોય છે પૂર્વજન્મના સસ્કારો નાશ પામશે એટલે ત્યાગવૃત્તિ પોતાની મેળેજ સ્ફુરવા લાગશે!

આ વાત સાંભળી શિષ્ય અતિ દીનભાવથી સ્વામીજીના પાદપદ્મ ઉપર હાથ મૂકી ચિતા કરતો બેસી રહ્યો થોડી વારે તેણે કહ્યુ કે –" મહાશય, આ દીન દાસને પ્રત્યેક જન્મે આપના પાદપદ્મમાજ આશ્રય આપો, એવી મારી અત કરણપૂર્વક પ્રાર્થના છે. આપના સત્સગમા રહેવાનુ મને મળે તો હું બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને પણ તુચ્છ લેખુ "

સ્વામીજી ઉત્તર આપ્યાવિના કોઇ ઊડા વિચારમાં ગરકાવ થઇ ગયા શિષ્યને એમ લાગ્યુ કે તે વખતે તેઓ (સ્વામીજી) દિવ્ય દ્રષ્ટિના બળથી શિષ્યના ભાવી જીવનની છબી નિરખતા હોવા જોઇએ થોડી ક્ષણો વીત્યા પછી કહ્યુ કે –" લોકોનો કોલાહલ ( ઉત્સવમા એકત્ર થએલા જનસમાજના ઉદ્‌ગારો ) સાભળવાથી શુ દી વળવાનો હતો ? આજે તો તુ મારી પાસેજ રહી જા નિરજનને બારણા પાસે બેસાડ અને તેને કહે કે અહીં આવીને મને કોઇ પજવે નહિ તેનો બદોબસ્ત કરે " શિષ્ય દોડતો નિરજનાનદ સ્વામી પાસે ગયો અને સ્વામીજીની આજ્ઞા કહી સભળાવી તેજ વખતે સ્વામી નિરજનાનદ કાર્યોને એક બાજુ પડતા મૂકી, માથે પાઘડી બાધી તથા હાથમા મોટી લાકડી લઇ, સ્વામીજીના બારણા પાસે આવીને બેઠા

ત્યાર બાદ ઓરડાના દ્વાર બધ કરી શિષ્ય પુન સ્વામીજી પાસે આવ્યો. આજે સ્વામીજીની સેવા કરવાનો અપૂર્વ લાભ મળેલો જોઇ શિષ્ય મનમા બહુ હર્ષ પામ્યો સ્વામીજીની પાદસેવા કરતાં કરતા નાના બાળકની પેઠે મનમા આવે તેવા પ્રશ્નો તે બેધડક રીતે સ્વામીજીને પૂછવા લાગ્યો સ્વામીજી પણ હસતા મુખે તેના પ્રશ્નોના ઉત્તરો ધીમે ધીમે આપતા ગયા તે દિવસે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો

### " ગુરૂદેવના જન્મોત્સવ "માં ફેરફાર કરવાની જરૂર

સ્વામીજી—મને એમ લાગે છે કે આજકાલ ગુરૂદેવનો જન્મોત્સવ જે રીતે થાય છે, તેમાં બહુ ફેરફાર કરવો જોઇએ આજે એકજ દિવસમાં ઉત્સવનુ કામ પતી જાય છે, તેમ નહિ કરતાં ત્રણ ચાર દિવસ સુધી ચાલે એવી યોજના ઘડી

કાઢવી જોઇએ. પ્રથમ દિવસે બને તો શાસ્ત્રાદિનુ વાચન અને તેની વ્યાખ્યાઓ થવી જોઇએ. બીજે દિવસે વેદ–વેદાત સબધી ચર્ચાઓ અને નિર્ણયો થવા જોઇએ; અને ત્રીજે દિવસે પ્રશ્નોત્તરનો વર્ગ ખુલ્લો મૂકવો જોઇએ. આ પ્રમાણે ત્રણ દિવસ પસાર થાય તે પછી ભાષણો કે લેકચરોને માટે એક દિવસ રાખવો, છેવટે આજ-કાલ અહિ જેવો ઉત્સવ થાય છે તેવો ઉત્સવ કરવો. દુર્ગાપૂજામા ચાર પાચ દિવસો સુધી ધામધૂમ થાય છે તેજ પ્રમાણે ગુરૂદેવના ઉત્સવો નિમિત્તે પાચ છ દિવસ નક્કી કરી રાખવા જોઇએ. આવી યોજનાથી ઉત્સવ થાય તો હુ ધારૂ છુ કે ગુરૂદેવ પ્રત્યે પરમ ભક્તિ અને શ્રદ્ધા ધરાવનારા ભક્તો સિવાય બીજા પણ તેમા ભાગ લેવાને તૈયાર થાય સાધારણ માણુસોને તો છેલ્લો દિવસજ ઠીક પડશે. કદાચ બહુ માણસો ઉત્સવમાં એકત્ર ન થાય તોપણ શુ થયુ ? બહુ લોકો એકત્ર થાય તોજ ગુરૂદેવની ભાવનાનો પ્રચાર થાય, એવુ છેજ નહિ !

શિષ્ય—મહાશય, આપની કલ્પના બહુ સુદર છે આવતી વખતે તેમજ કરીશુ આપની ઇચ્છાને અમલમા લાવવી એ અમારૂ મુખ્ય કર્તવ્ય છે

સ્વામીજી—હવે અમારાથી તો કાંઇ બને તેમ નથી, ભવિષ્યમા જે કાઇ કરવાનુ છે તે તમારેજ કરવુજ પડશે

## ગુરૂદેવની લીલામાં અભિનેતા પાત્રો.

શિષ્ય—આ વખતે કીર્તન કરનારા માણુસો બહુ આવ્યા છે

સ્વામીજી એ વાત સાંભળી દક્ષિણ દિશાની બારીમા સળીયા પકડીને ઉભા રહ્યા, તથા એકત્રિત થએલી ભક્તમડળીને ધ્યાનપૂર્વક નિરખી, થોડી વાર પછી પથારી ઉપર આવીને બેઠા. ઉભા રહેવાથી બહુ કષ્ટ થયુ હશે એમ ધારી શિષ્ય તેમના મસ્તક ઉપર ધીમે ધીમે પંખો કરવા લાગ્યો

સ્વામીજી—તમે લોકો ગુરૂદેવની લીલામાં એક પ્રકારના અભિનેતા પાત્રો છો. હવે પછી–મારી પોતાની વાતને એક બાજુએ રહેવા દે–લોકો તમારીજ કીર્તિ ગાવા લાગશે, કારણુ કે આજ પર્યંત તે જે જે સ્તોત્રો અને સ્તુતિઓ ગુરૂદેવને ઉદ્દેશીને લખી છે તે સર્વ સ્તુતિઓ લોકો કઠસ્થ કરશે અને પ્રેમથી તેનું ગાન કરશે. આથી સ્તોત્રો રચનારની પણ પ્રશસા થયાવિના રહેશે નહિ પરન્તુ આ વાત કદાપિ ભૂલી જઇશ નહિ કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ એજ આપણુ સર્વનુ એક માત્ર લક્ષ છે અવતારી પુરૂષરૂપી જગદ્ગુરૂ પ્રત્યે ભક્તિ જન્મે તો એ જ્ઞાન કાળ-ક્રમે પોતાની મેળે ઉદ્ભવે એ સ્વાભાવિક છે

શિષ્ય છાનોમાનો બેસી રહ્યો અને ધ્યાનપૂર્વક સાભળવા લાગ્યો

શિષ્ય—મને એવુ જ્ઞાન થાય એમ આપને લાગે છે ?

સ્વામીજી—ગુરૂદેવના આશીર્વાદથી તને જ્ઞાન–ભક્તિ અવશ્ય સ્ફૂરશે, પરતુ

સંસારાશ્રમમા કોઇ ખાસ સુખ તને મળે એમ હું ધારતો નથી.

શિષ્ય, આ પ્રમાણેની વાત સાંભળી સહેજ ચિંતાતુર થયો અને ભવિષ્યમા પોતાનાં સ્ત્રી-પુત્રોની શુ સ્થિતિ થશે તે સબંધી વિચાર કરવા લાગ્યો

શિષ્ય —આપ કૃપા કરીને મારા મનના બંધનો તોડી નાખો, તોજ મારો છુટકારો થાય બાકી તો મારે માટે બીજો એકે ઉપાય નથી આજ જન્મમા મુક્ત થઇ જઉં એવો આશીર્વાદ આપો

સ્વામીજી —ભય પામીશ નહિ આ સ્થાને આવ્યો છે તો વખત જતાં તારૂં સર્વ રીતે કલ્યાણુજ થશે.

### આત્મજ્ઞાનમાં અન્યની સહાય નિષ્ફળ છે.

સ્વામીજીના પાદપદ્મને શિષ્ય વળગી પડયો અને આંખમા આંસુ લાવી અતિ દીનભાવે કરૂણાપૂર્ણ શબ્દોમા કહેવા લાગ્યો કે –" પ્રભુ, આ વખતે ગમે તેમ કરીને મારો ઉદ્ધાર આપને કરવોજ પડશે તે સિવાય નહિ ચાલે "

સ્વામીજી —કોઇ, કોઇનો કેવી રીતે ઉદ્ધાર કરી શકે તે તુંજ કહે જોઇએ ? ગુરૂ તો કેવળ થોડાઘણા આવરણો દૂર કરી શકે એટલુજ આવરણો ટળી ગયાં એટલે આત્મા પોતેજ પોતાના ગૌરવથી જ્યોતિર્મય બને છે અને સૂર્યની માફક પ્રકાશવા લાગે છે

### ગુરૂકૃપાનો અર્થ.

શિષ્ય —તો શાસ્ત્રમા ગુરૂકૃપા સબંધે કેમ કંઇ ઉલ્લેખ નથી ?

સ્વામીજી —કૃપા એટલે શું તેની તને ખબર છે ? જેઓ આત્મસાક્ષાત્કાર કરી શક્યા હોય છે તેમનામા એક પ્રકારની મહાશક્તિ ખીલે છે તે મહાશક્તિને કેન્દ્રસ્થાન બનાવી થોડે દૂર સુધી જે વ્યાસાર્ધ ખેંચાય અને તેવડે જે એક ગોળાકાર બને તે વર્તુલમા જેઓ એક વખત આવી જાય તેઓ ફક્ત આત્મજ્ઞાની સાધુ પુરૂષની આધ્યાત્મિક શક્તિથી ચૈતન્યયુક્ત થાય, અર્થાત્ તે સાધુ મહાત્માની તેમને કાંઇક અસર થાય આ અસરને લઇને સાધન-ભજન નહિ કરવા છતાં પણ તેઓ અપૂર્વ આધ્યાત્મિક ફળના અધિકારી બની શકે છે આમ થાય તેને જો કૃપા કહી શકાય તો ખુશીથી તેમ કહે

શિષ્ય —તે સિવાય કૃપાને માટે બીજો કોઇ માર્ગ નથી ?

સ્વામીજી —છે. જ્યારે અવતારી પુરૂષો જગતમાં જન્મ ગ્રહણ કરે છે ત્યારે તેમની સાથે સાથે મુક્ત અને મુમુક્ષુ પુરૂષો પણ તેમની લીલામા સહાયતા આપવા અર્થે શરીર ધારણ કરે છે કોટિ જન્મના અંધકાર દૂર કરી એકજ જન્મમાં મુક્ત કરી દેવા એ કામ તો કેવળ માત્ર અવતારી મહાપુરૂષોથીજ થઇ શકે એવુ

છે એને પણ કૃપા કહી શકાય છે સમજાય છે ને ?

શિષ્ય—જી, હા પરંતુ જેઓને તેમનાં દર્શન થયા ન હોય તેમના માટે કાંઇ ઉપાય ખરો ?

સ્વામીજી—તેમને માટે એકજ ઉપાય છે, અને તે એજ કે તેમને (ગુરૂદેવને) હૃદયપૂર્વક સાદ કર્યા કરવો સાદ કરતા કરતા જ્યારે તેઓ પોતે આપણા જેવુ શરીર ધારણ કરીને દર્શન આપે (એવા દર્શન અનેકને થયા છે) ત્યારે સમજવુ કે તેમની કૃપા આપણા ઉપર થઇ ખરી.

શિષ્ય—મહાશય, ગુરૂદેવના દેહત્યાગ પછી આપને એમના દર્શન કોઇવાર થયેના ખરા ?

## ગુરૂદેવનાં દિવ્યદર્શન.

સ્વામીજી—ગુરૂદેવના દેહાવસાન પછી હું થોડા દિવસો સુધી ગાજીપુરમાં પવહારી બાબા પાસે રહ્યો હતો પવહારી બાબાના આશ્રમથી થોડે દૂર એક બગીચામા હુ તે વખતે રહેતો લોકો કહેતા કે આ બગીચામા બહુ વાર ભૂત દેખાય છે, પણ હુ તો તેનાથી ડરી જઉ તેમ નહોતુ, તેથી ત્યાજ રહ્યો. તને તો ખબર છે કે મારા જેવા બ્રહ્માદ્વૈતીને તે વળી ભૂત–ફૂતનો ભય કેવો ? બગીચામા લીંબુનાં અનેક વૃક્ષો હતા મને તે વખતે પેટનુ દરદ નિરંતર રહ્યા કરતું, અને અધુરામા પૂરૂ રોટલી સિવાય બીજી કાંઇ હલકી ભિક્ષા પણ મળી શકતી નહિ, એટલા માટે ખાધેલુ અન્ન પચાવવા માટે લીંબુ ખૂબ ખાવા પડતા પવહારી બાબા પાસે અનેકવાર જવુ–આવવુ થતુ તેથી તેમની સાથે બહુ પ્રેમ બંધાયો. તેઓ પણ મને પ્રેમમયી દૃષ્ટિથી જોવા લાગ્યા એક દિવસે મને એવો વિચાર થયો કે શ્રીરામકૃષ્ણદેવની પાસે આટલો બધો વખત રહ્યો, પણ આ બીમાર દેહને દૃઢ કરવાનો તો કાંઇ ઉપાયજ મળ્યો નહિ પવહારી બાબા હઠયોગ બહુ સારો જાણતા હતા, તેથી તેમની પાસે જઇ હઠયોગની ક્રિયાઓ શીખવી અને શરીર દૃઢ કરવા બની શકે તેટલો યત્ન કરવો એવો સંકલ્પ કર્યો તુ જાણે છેજ કે મારા મનમા એક વિચાર આવ્યો એટલે અમે તે રીતે અમલમાં મૂકાય ત્યારેજ મને સંતોષ થાય. આવતી કાલે પવહારી બાબા પાસે જઈ દીક્ષા લેવી એવો નિશ્ચય કરીને રાત્રે, ખાટલામા સૂતો સૂતો તેજ સબંધી વિચારો કરતો હતો, એટલામા મારી દક્ષિણ બાજુએ ગુરૂદેવની મૂર્તિ આવીને ઉભી રહી અને મારી તરફ અનિમેષ નેત્રે જોઇ રહી ! તે સમયે તેઓ બહુ દુખિત થયા હોય તેમ સ્પષ્ટરૂપે જણાઇ આવતુ હતું ! એક વખત જેમના ખોળામા માથુ મૂકયુ છે, ત્યાથી ઉપાડી લઇ બીજાને ગુરૂ બનાવવાનો મને શુ અધિકાર છે, એવો વિચાર મારા મગજમા આવતાં હું ગભરાયો અને ગુરૂદેવની મૂર્તિ સામે જોઇ રહ્યો આ પ્રમાણે લગભગ બે કે ત્રણ

કલાક પસાર થઇ ગયા મારા મુખમાથી એક વાત કે એક શબ્દ પણ બહાર નીકળી શક્યો નહિ ત્યારબાદ તેઓ પણ એકાએક અંતર્ધાન થઇ ગયા ! ગુરૂદેવનાં દર્શન થયા પછી મનમા એવુ કાઇક થઇ ગયુ કે પછી પવહારી બાબા પાસે આવતી કાલે દીક્ષા લેવાનો વિચારજ માંડી વાળવો પડયો. વળી બે ત્રણ દિવસ પસાર થયા કે પુન પવહારી બાબા પાસે દીક્ષા લેવાનો સકલ્પ થયો તે રાત્રિએ પણ આગળની માફકજ ગુરૂદેવે દર્શન આપ્યા અને મારી સામે જોઇ રહ્યા ! આ પ્રમાણે ઉપરા ઉપરી બરાબર એકવીસ દિવસ સુધી ગુરૂદેવનાં દર્શન થયાં ! છેવટે પવહારી બાબા પાસે દીક્ષા લેવાનો વિચાર તદ્દનજ માડી વાળ્યો મે વિચાર કર્યો કે જ્યારે જ્યારે દીક્ષા લેવાનો સકલ્પ કરૂ છુ ત્યારે ત્યારે આજ પ્રમાણે દર્શન થયા કરે છે, તેથી પવહારી બાબા પાસેથી મત્ર લેવામાં મારૂ અનિષ્ટજ હોવુ જોઇએ.

શિષ્ય —મહાશય, એવા સંયોગોમાં આપને એમના સાથે કોઇ સમયે વાર્તાલાપ થયેલો ખરો ?

શિષ્યના પ્રશ્નનો ઉત્તર આપ્યાવિના સ્વામીજી શાંત રીતે બેસી રહ્યા થોડી વાર રહીને કહ્યુ કે.–"ગુરૂદેવના જેઓને દર્શન થયાં છે, તેઓ ખરેખર ભાગ્યશાળી હોવા જોઇએ **कुलं पवित्रम् जननी कृतार्थो ।** તમને પણ તેમના દર્શન થઇ શકશે અહિંયા આવી ચડયા છો તો અહિંને માટે યોગ્ય છો એમજ માનવુ. "રામકૃષ્ણ"નું નામ ધારણ કરી અહિં કોણ આવ્યુ હતુ તે હજી સુધી કોઇ સમજતુ નથી. જેઓ તેમના અતરગ તરીકે લેખાતા તેઓ પણ તેમને સંપૂર્ણ રીતે સમજી શક્યા નથી કોઇ કોઇને તેમના પ્રભાવનો અમુક અંશે પરિચય થયો છે, એટલુજ માત્ર. સમયના વહેવા સાથે સૌ કોઇ તેમનુ યથાર્થ સ્વરૂપ સમજવા લાગશે. આ રખાલ–ટપાલ પણ તેમને સંપૂર્ણ રીતે ઓળખી શક્યા નથી, તો પછી બીજાની તો વાતજ શુ કરવી ?"

## ભગિની નિવેદિતા સ્વામીજીનાં દર્શને.

આ પ્રમાણે વાતો ચાલી રહી હતી, તેટલામા સ્વામી નિરંજનાનંદે બારણું ખખડાવ્યુ શિષ્યે સ્વામી નિરંજનાનદને પૂછ્યુ એટલે તેમણે જણાવ્યુ કે –ભગિની નિવેદિતા તથા બીજી બે–ચાર અંગ્રેજ–મહિલાઓ સ્વામીજીને મળવા આવી છે. શિષ્યે સ્વામીજી પાસે જઇને ઉક્ત સમાચાર નિવેદન કર્યા, એટલે સ્વામીજીએ કહ્યુ કે –" આ ઝભ્ભો લાવ તો ! " શિષ્યે તે ઝભ્ભો લાવી આપ્યો, એટલે સ્વામીજીએ તે પહેરી લીધો અને બરાબર આસન ઉપર બેઠા શિષ્યે બારણા ઉઘાડી નાખ્યાં. ભગિની નિવેદિતા તથા બીજી અંગ્રેજ મહિલાઓએ પ્રવેશ કર્યો માત્ર થોડી વાર બેસી સ્વામીજીની શારીરિક કુશળતા પૂછી અતિ વિનીતભાવે ત્યાથી તે મહિલાઓ ચાલી ગઇ સ્વામીજીએ શિષ્યને કહ્યુ કે.—"જોયુ ને ? કેવી સભ્ય છે ?

એ સ્થળે જો કોઇ બગાળી હોય તો આવી બીમારીમા પણ અર્ધા કલાક સુધી મને હેરાન કર્યાવિના ન જાય ! " શિષ્યે પુન બારણું બધ કર્યા અને સ્વામીજીને માટે તમાકુ તૈયાર કરવા બેઠો

બપોરના લગભગ બે–અઢી થયા હશે, મઠના ચોગાનમા લોકોની એટલી બધી ગીરદી થઇ હતી કે એક તલ મૂકવા જેટલુ પણ સ્થાન બાકી રહ્યુ નહોતુ ઠેક-ઠેકાણે ભક્તમડળીઓ કીર્ત્તનોથી આકાશ ગજાવી રહી હતી ! કોઇ કોઇ પ્રસાદની લ્હાણી કરવા મડી ગયા હતા ! સ્વામીજી શિષ્યના મનોભાવો સમજી ગયા તેથી તેમણે કહ્યુ કે –" જા, તારે જોવુ હોય તો જોઇને જલદી પાછો આવતો રહેજે. " શિષ્ય આનદપૂર્વક બહાર નીકળ્યો અને ઉત્સવ જોવા માણુસોની ભીડમા દાખલ થયો સ્વામી નિરજનાનદ બહાર બારણા પાસેજ બેસી રહ્યા હતા

દશેક મિનિટ પછી શિષ્ય પાછો ફર્યો અને મહોત્સવમા જે કાંઇ જોયુ તે સઘળુ સ્વામીજીને કહી સભળાવ્યુ

સ્વામીજી —કેટલા માણુસો હશે ?

શિષ્ય —પચાસ હજાર

શિષ્યની વાત સાભળી સ્વામીજી પથારીમાથી ઉભા થયા અને બારીમાથી લોકોની ભીડ જોઇને કહ્યુ કે –" નહિ, નહિ, બહુ બહુ તો ત્રીસ હજાર હશે "

સાજે ધીમે ધીમે લોકો વિખરાવા લાગ્યા લગભગ ચાર વાગે સ્વામીજીના ઓરડાનાં દ્વાર ખુલ્લા મૂકવામા આવ્યા પણ સ્વામીજીની અનુમતિવિના કોઇ તેમના ઓરડામા જઇ ન શકે એવો બદોબસ્ત કરવામા આવ્યો.

# प्रसंग ४० मो.

(સ્થાન–બેલુડમઠ ઈ સ ૧૯૦૨)

## સ્વામીજીની સાદાઇ.

વિલાયતથી બીજીવાર હિદુસ્તાનમાં પાછા ફર્યા પછી સ્વામીજી ઘણોખરો વખત મઠમાજ વીતાવતા અને મઠની ખર્ચ સબધી વ્યવસ્થા પોતે જાતે સભાળતા. તેમજ બીજા સાધારણુ કામો પણુ પોતાના હાથથીજ કરી લેતા. કોઇ વખત પોતે જમીન ખોદવા લાગી જતા તો કોઇ વખત વૃક્ષના કે ફળ–ફૂલના રોપાઓ પણુ પોતે જાતે રોપવા લાગી જતા પ્રસગોપાત કોઈ નોકર–ચાકર હાજર ન હોય તો પોતાને હાથે વાળવા–ઝાડવાનુ કામ પણુ કરી લેતા તે વખતે તેમને કોઈ પૂછે કે.–" અરે, આપ જાતે શા માટે તસ્દી લો છો ? " તો તેના

ઉત્તરમાં તેઓ જણાવતા કે –" આપણી એકલાની થોડી અસ્વચ્છતા, સમસ્ત મઠવાસીઓને દુઃખદાયક થઇ પડે."

## સ્વામીજીનો પશુપ્રેમ.

સ્વામીજીએ મઠમાં કેટલીક ગાયો, બકરીઓ, હંસો તથા કૂતરાં પણ પાળ્યાં હતા એક મોટી બકરીને તેઓ " હંસી " ના નામથી બોલાવતા આ બકરીના દૂધથી તૈયાર કરેલી ચ્હા તેઓ રોજ સવારે પીતા એક બીજી બકરીને તેઓ " મટરૂ " ( સાકરની મૂર્તિ ) ના નામથી બોલાવતા તેના પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરવા તેમણે તે બકરીને ગળે એક ઘુઘરી બાંધી હતી આ બકરી સ્વામીજીની પાછળ પાછળ મઠમા રોજ ભમ્યા કરતી, અને સ્વામીજી પોતે પણ એક પાંચ વરસના બાળકની પેઠે તેની સાથે રમત કરતા એ વખતે મઠમા જો કોઇ નવો માણસ આવતો અને સ્વામીજીની આવી રમત–ગમત જોતો તે તો દિઙ્મૂઢ બની જતો અને કહેતો કે –" શુ આજ વિશ્વવિજયી સ્વામી વિવેકાનંદ ! " કેટલાએક દિવસ પછી આ " મટરૂ " મરી ગઇ ત્યારે સ્વામીજીએ અતિ ખિન્ન હૃદયથી કહ્યુ કે –" જો ! હુ જેને આવી રીતે ચાહવા લાગુ છુ તે એમ અકાળેજ મરી જાય છે ! "

## સદ્‌ગૃહસ્થોની ઉપેક્ષા કરી ગરીબો સાથે સંભાષણ.

મઠની જમીન સાફ કરાવવા તથા માટી ખોદાવવા દર વર્ષે કેટલાક મજુરો તથા મજુરણોને બોલાવવામા આવતી સ્વામીજી તેઓની સાથે છુટથી વાતચીત કરતા અને મજુરોના સુખ–દુઃખની વાત તેમના પોતાના મુખથી ઘણા પ્રેમપૂર્વક સાભળતા. એક દિવસે ખાસ કલકત્તાથી કેટલાક સદ્‌ગૃહસ્થો સ્વામીજીનાં દર્શન કરવા મઠમાં પધાર્યા હતા સ્વામીજી તમાકુ પીતા પીતા તે વખતે મજુરોની સાથે વાતો કરવામા એટલા બધા તલ્લીન થઇ ગયા હતા કે જ્યારે તેઓને ખબર આપવામાં આવી, કે કલકત્તાના કેટલાક ગૃહસ્થો તેમના દર્શન કરવા માટે આવવાની રજા માગે છે, ત્યારે સ્વામીજીએ જણાવ્યુ કે –' હમણાં મને અવકાશ નથી. આ ગરીબ લોકોની દુઃખમય કહાણી સાભળવી મને અત્યારે ઠીક લાગે છે. " ખરેખરજ તે આખો દિવસ આ દીન–દુઃખી મજુરોને છોડી દઇ નવા આવેલા સદ્‌ગૃહસ્થો સાથે મુલાકાતજ કરી નહિ

## એક મજુરનો સ્વામીજી પ્રતિ નિર્દોષ ઠપકો.

સાતાળ–મજુરોમા " કેષ્ટા " કરીને એક માણસ હતો. સ્વામીજી તેને બહુ પ્રેમપૂર્વક બોલાવતા સ્વામીજી જ્યારે તેની સાથે વાતો કરવા જતા ત્યારે તે કેષ્ટો કોઇ કોઇ વખત સ્વામીજીને ખુલ્લી રીતે કહેતો કે –" અરે, સ્વામી બાપ–તુ

અમારા કામની વખતે અહિયા આવીશ નહિ તારી સાથે વાતો કરવા બેસીએ છીએ તો અમારાથી કાંઇ કામજ થઇ શકતુ નથી અને પછી પેલો બુઢ્ઢો બાવો આવીને અમને ઠપકો આપે છે " આ વાત સાભળી સ્વામીજીની આખોમાં પાણી ભરાઇ આવતુ અને કહેતા કે –' ના–ના–બુઢ્ઢા બાવા ( સ્વામી અદ્વૈતાનંદ) નહિ વઢે તુ તારા દેશની એકાદ બે વાતો સભળાવ " એમ કહીને મજુરોના સાસારિક સુખ–દુ ખની વાતો સ્વામીજી સાંભળતા

## મજુરોને ભોજન, કિંવા દરિદ્ર–નારાયણની સેવા.

એક દિવસે સ્વામીજીએ કેષ્ટાને કહ્યુ કે –' અરે, તુ અમારે ત્યાં ખાઇ શકે કે નહિ ? " તેના ઉત્તરમા કેષ્ટાએ જણાવ્યુ કે –" અમારાથી તો તારૂ અડેલુ પણ ખવાય નહિ હમણાજ મારો વિવાહ થયો છે જો તારૂ અડેલુ નીમક હુ ખાઉ તો મારી જાતવાળાઓ મને નાતબહાર મૂકે બાપ ! ' સ્વામીજીએ કહ્યુ – " નીમક ન ખાવુ. નીમક વગરનુ શાક કરી આપે તો પછી ખાઇશ કે નહિ ? " કેષ્ટાએ તે વાતનો સ્વીકાર કર્યો પછી સ્વામીજીની આજ્ઞા પ્રમાણે મઠમાં સઘળા મજુરો માટે પૂરી–મિષ્ટાન્ન તથા બીજા સ્વાદિષ્ટ ભોજનોની તૈયારી કરાવવામા આવી અને તેઓને નિરાતે જમાડવામા આવ્યા ખાતા ખાતા કેષ્ટાએ સ્વામીજીને કહ્યુ કે –" હે રે ! સ્વામીજી બાપ ! તુ આવી બધી જણસો કયાથી લઇ આવ્યો ? અમે તો આવી ચીજ જીદગીભરમા કોઇ દિવસ ખાધી નથી. " સ્વામીજીએ ખૂબ આગ્રહપૂર્વક તેઓને સપૂર્ણ સતોષથી જમાડયા અને કહ્યુ કે –" તમેજ સાક્ષાત્ નારાયણ છો આજે અમે નારાયણને બરાબર ભોગ ધરાવ્યો ! " સ્વામીજી વખતો વખત જે દરિદ્ર–નારાયણની સેવાની વાત કહેતા તથા તે સબધી ઉપદેશ આપતા, તેને પોતે જાતે આવી રીતે અમલમા મૂકી સેવાભાવનુ ઉજ્વળ દૃષ્ટાંત પૂરૂ પાડતા ગયા છે

## ગરીબવર્ગ તરફ સ્વામીજીની સહાનુભૂતિ.

ભોજનક્રિયા પૂરી થઇ રહી અને મજુરો વિશ્રામ કરવા ગયા, ત્યારે સ્વામીજીએ કહ્યુ કે –" જોયા કે એમને ? જાણે સાક્ષાત્ નારાયણ ! કેવા સરળચિત્ત, કેવા નિર્દોષ અને સ્વાભાવિક પ્રેમી ! આવા મનુષ્યો મે કયાઇ જોયા નથી ! 'ત્યારબાદ મઠના સર્વ સન્યાસીઓને સબોધીને કહેવા લાગ્યા કે –" જોયુ કે ? કેવા સરળ લોક છે ? તેઓના દુ:ખો દૂર કરવા કાંઇ પ્રયત્ન કરી શકશો ? નહિતર આ ગેરૂઆં વસ્ત્રો માત્ર પહેરવાથી શુ વળવાનુ હતુ ? **परहिताय** સર્વસ્વ અર્પણ કરવુ તેનુજ નામ ખરો સન્યાસ અરેરે ! એ બિચારાઓએ જીદગીમા એકકે સારી ચીજનો સ્વાદ સરખો પણ લીધો નથી ! આપણાજ માનવબધુઓ ! મને તો મનમાં એમ થઇ આવે છે કે જાણે આ મઠ–ફઠ વેચી નાખી, આ બધા ગરીબ–દુ ખી દરિદ્ર

નારાયણની સેવામાંજ સર્વસ્વ ખર્ચી દઉં ? આપણે માટે તો સૂવા–બેસવાને વૃક્ષની છાયાઓ તૈયારજ છે ! અરેરે આપણા દેશના કેટલાયે બંધુઓને પેટપૂરતુ ખાવાનું કે શરીર ઢાંકવાને પૂરતાં વસ્ત્રો પણ મળતાં નથી ! છતાં એવાં તે શુ સુખો આપણે ભોગવીએ છીએ કે અન્નનો કોળીઓ પ્રસન્નતાપૂર્વક મુખમા મૂકી દઇએ છીએ ? જ્યારે હુ તે દેશમાં (યૂરોપમાં) હતો ત્યારે અનેક વખત માને (કાલી-માતાને) પ્રાર્થના કરતો કે–" મા ! અહિયા તો લોકો ફૂલના બીછાના ઉપર સૂવે છે, વિવિધ પ્રકારનાં ખાન–પાન કરે છે, અનેક જાતના મોજ–શોખ કરે છે ! જ્યારે અમારા દેશમા કેટલાયે લોકોને પેટપૂરતુ અનાજ પણ મળતુ નથી અને તેઓ ભૂખ્યા–તરસ્યા અને નાગા રહીનેજ જીદગી પૂરી કરે છે મા ! તેને માટે શું કોઇ ઉપાય નહિ થઇ શકે ?" તે દેશમા (યૂરોપ–અમેરિકામા) ધર્મપ્રચાર કરવા જવાનો મારો એક ઉદ્દેશ એ પણ હતો કે આ દેશના દીન–દુખી મનુષ્યો માટે અન્નની વ્યવસ્થા કરતા આવવુ

## મુક્તિ અને વિદ્વત્તાને એક બાજુ મૂકી દો–સેવા કરો.

" દેશના લોકોને સવાર–સાંજ બે વખત બે મૂઠી અનાજ પણ ખાવા મળતુ નથી, એવો જ્યારે જ્યારે મને વિચાર આવે છે ત્યારે ત્યારે મનમાં એમજ થઇ આવે છે કે તારા આ શખ–બખ, ઘટા–બટા એ બધુ ફેંકી દેવુ, એટલુજ નહિ પણ ભણતર–ગણતર પણ ભૂલી જવુ, પોતાની મુક્તિને પણ એક બાજુએ મૂકી દેવી અને આપણે સર્વેએ એકત્ર થઇ ગામેગામ તથા શહેરેશહેરમાં જઇ આપણા પોતાના ચારિત્ર્યબળ તથા સાધનાબળથી મહાન સદ્દગૃહસ્થોને સમજાવી, અન્નની વ્યવસ્થા કરી આવી, આવા દરિદ્રનારાયણની સેવામાજ બસ આ જીદગી વીતાવી દીધી હોય તો કેવુ સારૂ ?"

## સાંત્વના કે સહાનુભૂતિ જેવુ છેજ ક્યાં ?

" અરેરે ! ! દેશના ગરીબ અને દુખી માણસો માટે જરાયે કોઇને લાગણી થતી નથી–કોઇ તેમનો ભાવ પણ પૂછતુ નથી જે આપણી પ્રજાના આધારરૂપ છે–જેઓના પ્રતાપે અન્ન વગેરે તૈયાર થાય છે, જે ઢેડ–ભગીઓના પરિશ્રમથી શહેરો સ્વચ્છ રહે છે અને જેઓ માત્ર એકજ દિવસ હડતાળ પાડી બેસે તો આખા દેશમા હાહાકાર વર્તી રહે, તેમને માટે કોઇ સહાનુભૂતિ દર્શાવે કે સુખ–દુખના પ્રસગોમા તેમને સાત્વના આપે તેવુ પણ કોઇ રહ્યુ નહિ ! હિંદુઓ તરફથી સહાનુભૂતિ નહિ મળવાથી મદ્રાસ જેવા પ્રાંતમા હજારો અસ્પૃશ્યો (પરીઆ) ખ્રિસ્તી ધર્મમા ચાલ્યા જાય છે, તે નથી જોતા ? તમે એમ ન સમજતા કે બિચારા ભૂખના માર્યા ખ્રિસ્તી બની જાય છે, પણ આપણી સહાનુભૂતિનો છાંટો પણ તેઓને મળતો નથી તેથીજ તેઓ ન છૂટકે આખરે ખ્રિસ્તી ધર્મનુ શરણ

લે છે ! આપણે રાત્રિ દિવસ તેઓના કાનમા આ એકજ વાક્ય ફરી ફરીને રેડ્યા કરીએ છીએ કે.–" અડતા નહિ, અડતા નહિ. " દેશમાં દયા–ધર્મનુ ટીપુ પણ ક્યાં રહ્યુ છે ? ઉપેક્ષા અને તિરસ્કારવિના બીજી વાતજ મુખમાથી નીકળતી નથી. સાત્વના કે સહાનુભૂતિ જેવુ કોઇ સ્થળજ ક્યા છે ? હુ તો ઠેકાણે ઠેકાણે ચ્યુત-માર્ગીઓનાજ ટોળેટોળા જોઉ છુ સર્વ ધર્મ–કર્મો જાણે સ્પર્શાસ્પર્શમાજ પૂરાં થઇ જાય છે ! એવા ક્ષુદ્ર આચાર–વિચારોને લાત મારીને દૂર ફેંકી દો ! મને તો મનમાં એમજ થઇ આવે છે કે જાણે સ્પર્શાસ્પર્શની દિવાલો તોડી–ફોડી નાખી, સમગ્ર દેશમા સાદ પાડીને બની શકે તેટલા જોરથી પોકારૂ કે, " છે ક્યાંઇ કોઇ પતિત–કગાળ–દીન–દરિદ્ર ? " જો કોઇ હોય તો તેને ગુરૂદેવના નામ ઉપર અહિ બોલાવી લાવું, અને તેને ભોજન વગેરે આપી સજીવન કરૂં. જ્યાસુધી તેઓ ઉઠશે નહિ ત્યાંસુધી મા પણ જાગે એવી આશા રાખશો નહિ. આપણે તેઓને માટે અન્ન–વસ્ત્રની સગવડ ન કરી શકીએ તો આપણાથી બીજુ શુ થવાનું હતુ ? અરેરે ! તેઓ બિચારા દુનિયાદારી જાણતા નથી, એટલાજ માટે રાત્રિ–દિવસ કમાવા છતા અને મહેનત–મજુરી કરવા છતા પૂરતુ ખાનપાન પણ મેળવી શકતા નથી. ઉઠો–જાગો અને તેમની આંખો ઉઘાડો ! તેઓમાં અને આપણામા એકજ બ્રહ્મ એકજ શક્તિ વિલસી રહી છે ! કેવળ વિકાસનુ તારતમ્ય માત્ર છે ! સમગ્ર અગમાં લોહીનો સચાર ન થાય ત્યાં સુધી કોઇ દેશ કોઇ કાળે ઉદ્ધાર પામી શકે નહિ. બીજા સર્વ અગો સબળ હોય અને માત્ર એકજ અગ ખોટુ પડી ગયુ હોય તોપણ એ દેહથી કોઇ કામ સપૂર્ણ રીતે થઇ શકે નહિ "

### તમે તમારૂ કર્તવ્ય કરો.

શિષ્ય —મહાશય, આ દેશમાં એટલા બધા ધર્મો તથા મતપથો છે કે સર્વને એકરૂપ કરવા બહુ કઠિન કામ છે.

સ્વામીજી —ક્રોધપૂર્વક બોલી ઉઠયા —" અમુક કામ કઠિન છે, એમ મનમાં લાગે ત્યા સુધી આ સ્થાનમા પગ મૂકવાનો પણ કોઇને અધિકાર નથી એવુ કયુ કાર્ય છે કે જે ગુરૂકૃપાથી આપણે માટે સરળ ન બને ? તારી ફરજ માત્ર એટલીજ છે કે જાતિ અને વર્ણનો વિચાર કર્યાવિના દીન અને દુખીઓની સેવા કરવા મડી જવુ તેનુ ફળ શુ આવશે અને શુ નહિ આવે તે સબધે લેશ પણ દરકાર રાખીશ નહિ. કામ કરવુ એ સિવાય તારે માટે બીજુ એકે કર્તવ્ય નથી. પરિણામ તો જે આવવાનુ હોય તે ભલે આવે. આપણા કર્તવ્યનુ મુખ્ય સૂત્ર એજ હોવુ જોઇએ કે જે કાંઇ છે તેનો નાશ કર્યાવિના નવાં બીજો વાવતા જવુ. જગતનો ઇતિહાસ વાચી જોઇશ તો તને ખાતરી થશે કે પ્રત્યેક યુગમા એક એવો મહાપુરૂષ જન્મે છે કે જે સમસ્ત દેશના કેન્દ્રસ્વરૂપ બની રહે છે. એવા પુરૂષની

ભાવનાઓને લઇને બીજા લાખો માણુસો જગતનુ હિત સાધવા તત્પર થઇ જાય છે તમે બધા બુદ્ધિમાન યુવકો છો ને અહિયાં નિરતર આવ્યા કરો છો, પણુ કહો જોઇએ તમે શુ કર્તવ્ય બજાવ્યુ ? પરાર્થે એક જન્મ પણુ અર્પણુ નથી કરી શકતા ? આવતા જન્મમા વેદ-વેદાન્ત ભણુવા હોય તો ભણુજેને ! આ કાળે તો બસ પરસેવા અર્થેજ મન, વચન અને કાયાનો ભોગ આપી દ્યો ? જો એટલુ કરી શકશો તો હુ સમજીશ કે મારો પરિચય અને આ આશ્રમનો પ્રભાવ તમારે માટે સાર્થક થયો છે ”

એટલુ બોલી રહ્યા પછી સ્વામીજી તમાકુ પીતા પીતા ગભીર વિચારમાં નિમગ્ન થઇ ગયા થોડી ક્ષણો વીત્યા પછી કહ્યુ કે —“ હુ આટલી આટલી તપસ્યા કર્યા પછી એક મહત્વની જે વાત શીખી શક્યો છુ તે એજ છે કે પ્રત્યેક પ્રાણી માત્રમા તે પોતે ( પ્રભુ ) જ વિરાજી રહ્યા છે જીવો ઉપર જે દયા કરે છે, તેજ ઇશ્વરને યથાર્થ રીતે સેવે છે ”

લગભગ સાજ પડવા આવી હતી, તેથી સ્વામીજી ઉપર ગયા અને ત્યા જઇને બિછાનામા સૂતા. શિષ્યને ફરમાવ્યુ કે —“ જરા આસ્તે આસ્તે પગ દાબ જોઇએ ” શિષ્ય અત્યાર સુધી ભયને લીધે સ્તભિત થઇને બેઠો હતો સ્વામીજીની આજ્ઞા થવાથી તે આગળ વધ્યો અને પ્રફુલ્લ મને સ્વામીજીની પાદસેવા કરવા લાગ્યો થોડીવારે સ્વામીજીએ કહ્યુ કે —“ આજે જે વાતો મે કહી તે સર્વ મનમાં ગુથી રાખજે કોઇ કાળે ભૂલી જઇશ નહિ ”

શિષ્ય —“ મહાશય, આ જન્મમા તો શુ પણુ પ્રત્યેક જન્મમાં એ ઉપદેશ યાદ રહી જાય તેવો અસરકારક છે. ”

# प्रसंग ४१ मो.

(સ્થાન-બેલુડમઠ-ઈ સ ૧૯૦૨)

## મઠમાં જપ-તપની ધામધૂમ.

આજે શનિવાર છે શિષ્ય પ્રાત કાળમા બહુ વહેલા મઠમા હાજર થયો છે આજકાલ મઠમા સાધન, ભજન તથા જપ-તપની ખુબ ધામધૂમ ચાલી રહી છે. પ્રત્યેક બ્રહ્મચારીએ તથા સન્યાસીએ પ્રાત કાળે વ્હેલા ઉઠી ગુરૂદેવના મદિરમા જઇ પૂજા-ધ્યાન કરવા બેસી જવુ એવો સ્વામીજીએ ખાસ આદેશ કર્યો છે સ્વામીજીને બિલકુલ નિદ્રાજ નહોતી, એમ કહીએ તો ખોટુ નથી. તેથી તેઓ રાત્રિના ત્રણુ વાગતાં પથારીમાંથી ઉઠતા અને એક કલાક પછી મઠમાં સર્વને જગાડતા.

ચાર વાગે સૌ કોઇ ઉઠી ધ્યાન કરવા બેસી શકે એટલા માટે એક ઘંટ વગાડવામા આવતો હતો

શિષ્યે સ્વામીજી પાસે હાજર થઇ પ્રણામ કર્યાં એટલે તુરતજ તેમણે પૂછ્યુ કે —"અલ્યા, મઠમા આજકાલ જપ-તપની કેવી ધામધૂમ ચાલે છે? સર્વ કોઇ પાછલી રાત્રે સંધ્યાસમયે ઉઠી ગુરૂમંદિરમા ધ્યાન કરવા બેસી જાય છે જો, તેને માટે આ ખાસ ઘંટ મંગાવવામા આવ્યો છે ઘંટ વાગે એટલે સૌએ પથારીમાથી ઉઠવુ, એવો પ્રત્યેકને આદેશ કર્યો છે અરૂણોદય પહેલાં તો સર્વેએ ઉઠવુજ જોઇએ ગુરૂદેવ કહેતા હતા કે —' પ્રાતઃકાળે અને સંધ્યાસમયે મન બહુજ પવિત્ર રહે છે, તેથી એકાગ્ર મને ધ્યાન કરવામા બહુ આનંદ મળે છે "

"ગુરૂદેવે દેહત્યાગ કર્યો ત્યારે અમે સર્વે બરાહનગરના મઠમા હતા તે વખતે ત્યા જપ-તપાદિની ખુબ ધામધૂમ ચાલતી હતી ત્રણ વાગે એટલે સર્વેએ ઉઠવુજ જોઇએ શૌચ વગેરેથી પરવાર્યા પછી સૌ કોઇ મંદિરમાં જતા અને ત્યાં ધ્યાનમાં તલ્લીન થઇ જતા અહો! તે વખતે અમારામા કોઇ વૈરાગ્ય હતો! જગત છે કે નહિ તેનુ અમને કશુ ભાન પણ રહેતુ નહિ શશી (સ્વામી રામકૃષ્ણાનંદ) તો એક ગૃહિણીની માફક ચોવીસે ચોવીસ કલાક ગુરૂદેવની સેવામાંજ તત્પર રહ્યા કરતો ગમે ત્યાથી ભિક્ષા-બિક્ષા કરીને ગુરૂદેવને માટે ભોગ વગેરેની તથા અમારે માટે ખાવા-પીવાની વ્યવસ્થા તે કરી આવતો કોઇ કોઇ દિવસ તો એવો પણ ગયો છે કે સવારથી ધ્યાનમા બેઠા હોઇએ તે સાજના ચાર-ચાર અને પાંચ-પાંચ વાગી જતા! શશી બિચારો ખાવાનુ લઇને બહાર બેસી રહેતો અને અમે ધ્યાનમાથી ઉઠીએ નહિ ત્યા સુધી બીજુ કાંઇ કામજ કરતો નહિ! અહા, શશીએ શુ સુદર સેવા કરી છે!"

શિષ્ય —મહાશય, તે વખતે મઠનુ ખર્ચ કોણ પૂરૂ કરતુ?

સ્વામીજી —પૂરૂ કોણ કરે? અમે તો સાધુ-સંન્યાસી લોક ઠર્યાં ગમે ત્યાથી ભિક્ષા-બિક્ષા માગી લાવતા તેથી અમારૂ કામ ચાલ્યું જતુ. આજે સુરેશબાબુ તથા બળરામબાબુ હવે નથી. તેઓ હોત તો આજે કેટલો આનંદ થતો હોત? સુરેશબાબુનુ નામ સાંભળ્યુ છે કે? એક રીતે આ મઠના પ્રતિષ્ઠાતા તેઓજ હતા બરાહનગરના મઠનુ ઘણુખરૂ ખર્ચ તો તેઓ એકલાજ પૂરૂ પાડતા એ સુરેશબાબુ મારે માટે પણ બહુ સારી લાગણી ધરાવતા હતા ખરેખર તેમની ભક્તિની અને શ્રદ્ધાની તો કોઇની સાથે તુલનાજ થઇ શકતી નથી!

શિષ્ય.—મે એમ સાંભળ્યુ છે કે તેમના મૃત્યુ વખતે આપ ઘણું કરીને તેમને જોવા કે મળવા પણ ગયા નહોતા.

## સંસારનું સ્વાર્થી સ્વરૂપ.

સ્વામીજી —જવા દે ત્યારે જઈએ ને ? જવા દે એ વાત બહુ લાંબી છે છતાં એટલું ચોક્કસ સમજી રાખજે કે તું જીવે કે મરે તેની તારાં સગાં–સબંધીઓને લેશ પણ પરવા નથી હોતી. તારી પાસે કાંઈ મિલકત કે ધન–સંપત્તિ હશે તો તારા મૃત્યુ પહેલાં કદાચ તારા દેખતાજ ઘરમાં મારામારી થશે તને તારા મૃત્યુ વખતે આપવી જોઈતી સહાય–શાન્તિ આપવાની પણ કોઈ પરવા નહિ કરે ! અને સૌ કોઈ અળગા થઈ જશે ! એનુંજ નામ સંસાર !

## મઠની પૂર્વાવસ્થા–અન્નના પણ સાંસા હતા.

મઠની પ્રથમની વ્યવસ્થા સબંધે સ્વામીજી પુનઃ બોલવા લાગ્યા —

" ખર્ચની જોગવાઈ નહિ હોવાથી કોઈ કોઈ વખત મઠ બંધ કરવાની પણ ચર્ચા થતી શશી હમ્મેશાં દૃઢ રહેતો, શશી તે વખતે અમારા મઠના એક કેન્દ્ર-સ્વરૂપ હતો, એમ કહેવામા અત્યુક્તિ નથી એક દિવસે તો મઠમાં એવું બન્યું કે ખાવા માટે કાંઈ વસ્તુજ મળે નહિ ! ચોખા તો ભિક્ષા માગીને લાવ્યો પણ મઠમા મીઠાના પણ સાંસા ! ઘણી વખત કેવળ ભાત અને નીમક ઉપરજ આખો દિવસ કાઢવો પડતો, છતા કોઈના મુખ ઉપર શોક કે ખેદની છાયા જણાતી નહિ ! જે કાંઈ આહાર મળે તેટલા ઉપરજ આનંદ માનવાની સર્વને ટેવ પડી ગઈ હતી ! ખરૂં કહીએ તો જપ–તપ–ધ્યાનની ધામધૂમમાંથી નવરાશજ નહોતી મળતી કે ખાવા–પીવાના સબંધમાં કાંઈ વિચાર પણ કરી શકીએ અહો ! શું તે દિવસનો આનંદ ! ખાવાનુ ગમે તે મળે અને ગમે ત્યારે મળે તેની એક તલમાત્ર પણ અમને કોઈને તે વખતે પરવા નહોતી અમારા જીવનનું કઠોર વ્રત જોઈને ભૂત પણ નાસી જાય તો મનુષ્ય નાસી જાય એમાં આશ્ચર્ય જ શું ? આ વાત ચોક્કસ જ છે કે જો મનુષ્યના પોતાનામા કાંઈ ઉચ્ચ તત્ત્વ રહેલું હશે તો પ્રતિકૂળ સંયોગો પણ તેની આતરિક શક્તિઓને વધારે પ્રબળ બનાવ્યા વિના નહિ રહે આ મઠમાં હવે ખાવા–પીવાનો તથા સૂવા–બેસવાનો આવો સરસ બંદોબસ્ત થયેલો જણાય છે, તેનું કારણ જો કોઈ પૂછે તો તેનો ઉત્તર માત્ર એટલોજ આપી શકાય કે અમે જે કાંઈ સહન કર્યું છે, તેટલું શું કોઈ અત્યારનો સંન્યાસી સહન કરી શકે ? અમે તો ગુરૂદેવનું પવિત્ર જીવન નજરોનજર જોયું છે, તેથી દુઃખ કે કષ્ટની અમારા ઉપર કશી અસર થતી નથી. અત્યારના યુવકો એવું દુઃખ કે કષ્ટ સહન કરી શકે નહિ, એટલાજ માટે રહેવાની જગ્યા તથા મુઠી અનાજની વ્યવસ્થા કર્યાવિના ચાલતું નથી સાધારણ ખાન–પાન તથા જાડાં વસ્ત્રો પહેરી નવીન યુવક સંન્યાસીઓ સાધન–ભજનમાં નિરંતિ વખત પસાર કરે એટલા માટેજ આ સર્વ બંદોબસ્ત કરવો પડયો છે

## નિંદા તરફ બેદરકાર રહો.

શિષ્ય—પણ અહિંની સુવા-બેસવાની તથા ખાવા-પીવાની વ્યવસ્થા જોઇ બહારના માણસો બહુ નિંદા કરે છે

સ્વામીજી—કરવા દેને ? નિંદા કરતા કરતા પણ આપણું સ્મરણ તો કરશેજ ને ? શત્રુભાવે જલદી મુક્તિ થાય છે, એમ નથી સાંભળ્યુ ? ગુરૂદેવ કહેતા કે—"લોક મૂકે પોક" અમુક શું કહે છે અને અમુક શું નથી કહેતા, એના ઉપરજ જે લક્ષ આપ્યા કરે તેનાથી કશું કામજ થઇ શકે નહિ

શિષ્ય—આપેજ ઘણીવાર કહ્યું છે કે—"સર્વ નારાયણસ્વરૂપ છે, દીન અને દુ ખી માણસ પણ નારાયણરૂપ છે" તો પછી "લોક મૂકે પોક" એમ આપણાથી કેમ કહેવાય ?

સ્વામીજી—સર્વ કોઇ નારાયણ છે એમાં બિન્દુમાત્ર સદેહ નથી પણ તે સર્વે નારાયણો તો કાઇ આપણી નિંદા કરતા નથી ને ? અહિં જે દીન-દુ ખીઓ આવે છે તે બિચારાઓ તો કઇ આપણી ખાટ-બાટ જોઇને નિંદા કરવાનો વિચાર પણ કરતા નથી ! મતલબ કે નિંદા કરે તેના તરફ દ્રષ્ટિ નહિ કરતાં, આપણે આપણું કર્તવ્ય કર્યા જવુ એજ ભાવથી "લોક મૂકે પોક" એમ કહેવુ પડે છે કામ કરવુ એવો જેને દ્રઢ આગ્રહ હોય છે, તે કાંઇ ને કાઇ કામ કર્યા વિના રહેતોજ નથી કોઇ કામ વહેલુ થાય તો કોઈ મોડુ થાય એટલોજ માત્ર તફાવત પડે હું જે થોડુ ઘણું કામ કરી શકયો છુ તે પણ એવા આગ્રહનેજ લઇને નહિતર મે જે જે દુ ખો સહન કર્યા છે તે દુ ખો માત્ર સાંભળવાથીજ તારા તો હાંજા ગગડી જાય ? એક દિવસે આખા દિવસ સુધી કાંઇ ખાવાનુ નહિ મળવાથી, રસ્તા ઉપર એક ઘરના બારણા પાસે હુ બેહોશ થઇને પડી ગયો ! પછી જ્યારે વરસાદનુ એક ઝાપટુ મારા અગ ઉપર પડયુ ત્યારેજ મને ભાન આવ્યુ ! એક દિવસે કલકત્તામાં આખો દિવસ રખડવુ પડયુ અને રાત્રિએ આશ્રમમા લગભગ ૧૦-૧૧ વાગે આવ્યો ત્યારેજ અન્નભેગો થયો ! કેવા કષ્ટના દિવસો ગયા છે તે એક હુજ જાણુ છુ !

શિષ્ય—મહાશય, આપ કોઇ દિવસ ગૃહીનો તો કોઇ દિવસ ત્યાગીનો આદર્શ અમારી સન્મુખ રજુ કરો છો તેમાથી કયા આદર્શનુ અવલબન લેવુ એજ અમારાથી તો સમજાતું નથી

સ્વામીજી.—હમણાં તો હું કહું તે સર્વ સાંભળી લે પછી જે ઠીક લાગે તે ગ્રહણ કરજે, અને તે પણ એવી રીતે કે સહજ પણ ઢીલુ પડવા દઇશ નહિ

એટલુ કહેતા કહેતા સ્વામીજી નીચે પધાર્યા અને "શિવ-શિવ"ના ઉચ્ચારો કરતા, તથા પ્રસગોપાત વિવિધ ગાનો ગાતા આંગણામાં આમતેમ ફરવા લાગ્યા.

# प्रसंग ४२ मो.

(સ્થાન–બેલુડમઠ–ઈ સ ૧૯૦૨)

### ધ્યાનનો અભ્યાસ.

શિષ્ય ગઇ રાત્રિએ સ્વામીજીના ઓરડામાંજ સૂઇ રહ્યો હતો સ્વામીજીએ પાછલી રાત્રિના ચાર વાગે ઉઠાડી કહ્યુ કે –" જા, ઘટ વગાડીને સર્વ સાધુ–બ્રહ્મચારીઓને જાગૃત કર!" સ્વામીજીની આજ્ઞાને માન આપી શિષ્ય પ્રથમ ઉપલા માળમા ગયો અને ત્યા ઘટ વગાડી સર્વને ઉઘમાથી ઉઠાડયા ત્યાર પછી ભોય તળીયે આવી સર્વ બ્રહ્મચારીઓને જાગૃત કર્યા સર્વ કોઇ ઉઠતાવારજ શૈચાદિથી પરવારી, સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રો પહેરી ગુરૂમદિરમા જપ–ધ્યાન કરવા દાખલ થઇ ગયા

સ્વામીજીની ખાસ આજ્ઞાનુસાર શિષ્યે બ્રહ્માનદ સ્વામીના કાન પાસે ખૂબ જોરથી ઘટ વગાડયો તેઓ આખ ચોળતા ચોળતાં બોલી ઉઠયા કે –" હાય, આ બગાળીની બળતરાથી હવે તો મઠમાં રહેવુ ભારે થઇ પડયુ છે!" શિષ્યે સ્વામીજીને આ શબ્દો કહી સભળાવ્યા, તેથી સ્વામીજી ખુબ હસવા લાગ્યા. છેવટે કહ્યુ કે –" બહુ ઠીક કર્યું "

ત્યારબાદ સ્વામીજી પોતે પણ હાથ–પગ વગેરે ધોઇ ગુરૂમદિરમા દાખલ થયા શિષ્ય પણ સાથેજ હતો.

બ્રહ્માનદ સ્વામી વગેરે સંન્યાસીઓ ગુરૂમદિરમા ધ્યાન કરવા બેસી ગયા હતા સ્વામીજીને માટે એક પૃથક્ આસન તૈયાર રાખવામા આવ્યુ હતુ સ્વામીજી ઉત્તર તરફ મુખ કરી તે આસન ઉપર વિરાજ્યા. બીજુ પણ એક આસન સ્વામીજીની સન્મુખ ખાલી પડયુ હતુ, તે તરફ આગળી કરી શિષ્યને તેઓએ કહ્યુ કે –" જા, એ આસન ઉપર બેસીને ધ્યાન કર " સર્વ કોઇ ધ્યાન કરવા બેસી ગયા, એટલે કોઇ કોઇ મત્રજપ કરવા લાગ્યા તો કોઇ ગભીર વિચારમા નિમગ્ન થઇ શાતભાવે બેસી રહ્યા મઠમા વહેતો વાયુ પણ જાણે ત્યાં આવીને સ્તબ્ધ બની ગયો હોયની! હજી અરુણોદય થયો નહોતો આકાશમા તારાઓ ચળકતા હતા

### સ્વામીજીનું ધ્યાનચિત્ર.

સ્વામીજી આસન ઉપર બેઠા ત્યારપછી થોડી ક્ષણો વીતતાં તેઓ તદ્દન સ્થિર–શાત–નિસ્પદભાવે સુમેરૂ પર્વતની માફક અચળ ભાવે ધ્યાનમા નિમગ્ન થયા શ્વાસ પણ ઘણોજ ધીમે ધીમે વહેવા લાગ્યો શિષ્ય ચકિત દ્રષ્ટિથી, સ્વામીજીની દીપજ્વાલાસમાન તેજસ્વી અને નિષ્કંપ મૂર્તિ સામે એકીટસે તાકી રહ્યો જ્યા

સુધી સ્વામીજી આસન ઉપરથી ઉઠે નહિ ત્યા સુધી કોઇ પણ શિષ્યથી ઉઠી શકાય નહિ, એવો નિયમ કરવામા આવ્યો હતો, તેથી શિષ્યના પગે ખાલી ચડી આવવાથી ઉઠવાની બહુ ઇચ્છા થવા છતા ત્યાંથી ઉઠી શક્યો નહિ સ્વામીજીની માથે શિષ્યને પણ સ્થિરપણે જ્યાનુ ત્યાંજ બેસી રહેવુ પડયુ

### ઇડા–પિંગલા નાડીનુ દર્શન.

લગભગ દોઢ કલાક પછી "શિવ–શિવ" શબ્દોનો ઉચ્ચાર કરતા સ્વામીજી ધ્યાનમાંથી જાગ્રત થયા તે વખતે તેમના નેત્રો રક્તવર્ણ તથા મુખ ગભીર, શાત અને સ્થિર જણાતુ હતુ ગુરૂદેવને પ્રણામ કરી તેઓ નીચે ઉતર્યા અને મઠના આગણામા આમતેમ ફરવા લાગ્યા થોડી વાર પછી શિષ્યને કહ્યુ કે –" આજ-કાલ સાધુબ્રહ્મચારીઓ મઠમા રહીને કેવા જપ–તપ કરે છે તે નજરોનજર જોયુને? ધ્યાનાવસ્થા જેમ જેમ ગભીર થતી જાય છે તેમ તેમ અનેક અવનવા દર્શનો થવા લાગે છે બરાહનગરના મઠમા એક વખત ધ્યાન કરતા કરતાં મને ઇડા અને પિગલા નાડીનુ દર્શન થયુ હતુ પ્રયત્ન કરવાથી તેવા દર્શનો બહુ સરળતાથી થઇ શકે છે ત્યાર પછી જ્યારે સુષુમ્ણા નાડીનુ દર્શન થાય, ત્યારે ઇચ્છામાં આવે તે વસ્તુ આપણી આગળ આવીને ઉભી રહે છે ગુરૂભક્તિ દ્રઢ હોય તો સાધન–ભજન–તપ–જપ, એ સર્વ પોતે પોતાની મેળેજ થયા કરે છે, પ્રયત્ન કરવાની કશી જરૂરજ રહેતી નથી **गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।"**

ત્યારપછી શિષ્ય તમાકુ ભરી લાવ્યો એટલે સ્વામીજીએ તમાકુ પીતાપીતાં પુન કહેવા માડયુ કે –" અતરમા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત આત્મરૂપ એક સિહ રહેલો છે, તે સિહના જ્યારે ધ્યાન–ધારણાદિથી દર્શન થાય છે ત્યારે સસારની માયા ઉડી જાય છે પ્રત્યેક પ્રાણીમાત્રમા તે સમભાવે વ્યાપી રહ્યો છે. તેનુ સા-ધન–ભજન જેમ જેમ વિશેષ વિશેષ ગભીર થતુ જાય છે તેમ તેમ અતરની કુડલિની શક્તિ વધારે ને વધારે જાગૃત થતી જાય છે એ શક્તિ જ્યારે મગજમા પહોંચે છે ત્યારે યથાર્થ દ્રષ્ટિ ખુલી જાય છે–આત્મદર્શન પણ તેજ વખતે થાય છે"

શિષ્ય —મહાશય, શાસ્ત્રમા તો એ સર્વ વાતો સાંભળી છે, પરન્તુ હજી સુધી પ્રત્યક્ષ અનુભવ થયો નહિ તેનુ શુ કરવુ ?

### ધ્યાનની વિધિ.

સ્વામીજી —**कालेनात्मनि विन्दति**–વખત જતા બધુ થઇ રહેશે કોઇને બે દિવસ વ્હેલો તો કોઇને બે દિવસ મોડો અનુભવ થાય તે બનવાજોગ છે બાકી મૂળ વાત એ છે કે તેની પાછળ લાગ્યા રહેવુ જોઇએ–" નાછોડ બન્દા" બનવુ જોઇએ. યથાર્થ પુરૂષાર્થ તે એનુજ નામ તેલની ધાર પ્રમાણે મનને એક વિષ-યમા એકાગ્ર બનાવવુ બહુ અગત્યનુ છે. મનુષ્યોનુ મન વિવિધ વિષયોમા બહુ

વિક્ષિપ્ત થઇ જાય છે ધ્યાન કરવા બેસીએ ત્યારે પણ સૌ પહેલાં એમજ બને છે પણ મનમા ભલેને ગમે તેટલા તરગો ઉઠે ? આપણે તો તે વખતે કેવા કેવા તરગો ઉઠે છે તે માત્ર તટસ્થપણે સ્થિરતાપૂર્વક જોયાજ કરવુ આ રીતે માત્ર જોવાથીજ મન ધીમે ધીમે સ્થિર બનવા લાગે છે અને ચિતા-તરગો પણ આપો-આપ શમી જાય છે મનના તરગો એજ મનની સકલ્પવૃત્તિ કોઇ એમ કહે કે એવા સકલ્પો કેવી રીતે આવતા હશે ? તો કહેવુ જોઇએ કે અત્યાર સુધીમા આપણે જે જે વિષયોનુ અત્યત તીવ્રભાવે સેવન કર્યું હોય તે તે વિષયોની ભાવના એક માનસિક પ્રવાહના રૂપમા મગજમાં કાયમ રહી જાય છે પછી જ્યારે ધ્યાન કરવા બેસીએ છીએ ત્યારે તેનો પ્રવાહ પુન વહેવા લાગે છે, અને તેથી પ્રારભમાં ધ્યાન કરવા જતા સકલ્પવૃત્તિઓ મનને વિક્ષિપ્ત કરી નાખે છે મન જેમ જેમ સ્થિર થતુ જાય છે તેમ તેમ વૃત્તિઓ શાત થતી જાય છે કોઇ એક ખાસ ભાવને વળગી રહી મનને એકાગ્રવૃત્તિવાળુ બનાવવું તેને સવિકલ્પ સમાધિ કહેવામા આવે છે, અને જ્યારે મન સર્વ પ્રકારની વૃત્તિઓથી રહિત બની જઈ, નિરાધાર એક અખડ બોધસ્વરૂપ પ્રત્યક્ ચૈતન્યમાં ગળી જાય ત્યારે તેને વૃત્તિશૂન્ય નિર્વિકલ્પ સમાધિ કહેવામા આવે છે. મે પોતે ગુરૂદેવમા એવી બન્ને પ્રકારની સમાધિઓ અનેકવાર પ્રત્યક્ષ જોઇ છે એમને તો એ માટે કશો પ્રયત્નજ કરવો પડતો નહોતો એઓ જ્યારે ધ્યાન કરવા બેસતા કે તુરતજ એ અવસ્થા આપોઆપ હાજર થઇ જતી ! ખરેખર, એમની દશા બહુ આશ્ચર્યકારક હતી ! મે તો તેનો પ્રત્યક્ષ અનુભવ કર્યો છે

નિરતર એકલા ધ્યાન કરવા બેસવુ ધીમે ધીમે સર્વ બાબતો સ્વય સ્પષ્ટ થવા લાગશે. વિદ્યારૂપી મહામાયા દરેકના અતરમા સૂઇ રહેલી હોવાથીજ સર્વ કોઇને એ વાત સહજ સમજાતી નથી કૂલ કુડલિની જેને કહેવામા આવે છે તે બીજી કોઇ નથી, પણ તે વિદ્યાજ છે ધ્યાન કરવા પહેલાં સૌથી પ્રથમ નાડી-શુદ્ધિ કરવી જોઇએ નાડીશુદ્ધિ કરતી વખતે મનમા ને મનમાજ મૂળ આધારરૂપે રહેલી કુડલિનીને ખૂબ જોરથી આઘાતો કર્યા કરવા અને કહેવુ કે –" મા ! જાગૃત થા, મા, હવે જાગૃત થા " ક્રમે ક્રમે અભ્યાસથી એ સર્વ વાતો સિદ્ધ થઇ શકે તેમ છે ભાવનાઓની ઉન્મત્તતાને તો ધ્યાનકાળે છેકજ દાબી દેવી સમાધિમા એ સ્થાન એક બહુ ભયકર સ્થાન ગણાય છે. જેઓની લાગણીઓ જોતજોતામા પ્રબળ થઇ જાય છે તેમની કુડલિની ફડફડ કરતી એકદમ ઉપર વહેવા લાગે છે એ વાત અલબત્ત સત્ય છે, તથાપિ તેમાથી તેને નીચે ઉતરતા પણ તેટલોજ વખત લાગે છે મતલબ કે એ લાગણીઓ જેટલી ત્વરાથી ઉભરાઇ જાય છે, તેટલીજ ત્વરાથી પુન શાત પણ થઇ જાય છે જ્યારે કુડલિની નીચેના પ્રદેશમાં વહેવા

લાગે છે ત્યારે તે સાધકને બહુ જ અધોગતિએ લઇ જાય છે એટલાજ માટે કીર્તન-રીત નથી જેઓ અધ્યાત્મસાધના કરવા જાય છે તેઓ ઘણીવાર ભ્રષ્ટ થઇ જાય છે ભાવોન્મત્તતામા એજ એક દોષ છે નાચ-ગાનથી અથવા પ્રાસગિક આવેશોથી તત્કાળ તો તે શક્તિ ઊર્ધ્વગતિએ વહેવા લાગે છે, પણ તે સ્થાયી રહી શકતી નથી થોડીવાર પછી તુરતજ તે પુન નીચી ભૂમિકામાં વહેવા લાગે છે, અને તેજ વખતે જીવોને ભયકર કામવૃત્તિ અધિક પ્રબળતાથી જાગૃત થાય છે

અમેરિકામા હુ હતો ત્યારે મારા ભાષણો સાભળી તાત્કાલિક આવેશોને વશીભૂત થઇ અનેક વૃદ્ધ દપતીઓ ઉચ્ચ ભાવનાઓમા ઉન્મત્ત બની જતા અને કેટલાએક તો જડવત્ પણ બની જઇને ત્યા ઘણીવાર પડયા રહેતાં મે પાછળથી તપાસ કરી ત્યારે મને જણાયુ કે તેમાના અનેક સ્ત્રી-પુરૂષો પ્રબળ કામવૃત્તિના પજામા સપડાઇ ચૂકયા હતા સ્થિરતાપૂર્વક ધ્યાન-ધારણાદિનો અભ્યાસ નહિ કરવાથી એવા પરિણામો આવે છે

## ગુરૂપરંપરાનું મહત્વ.

શિષ્ય —મહાશય, આવાં ગુહ્ય સાધન-રહસ્યોના સબધે તો શાસ્ત્રમા કયાઇ મે વાચ્યુ નથી. આજે આપની પાસેથી નવીજ વાત સાંભળી.

સ્વામીજી —સર્વ પ્રકારનાં સાધન-રહસ્યો શાસ્ત્રમા કાઇ થોડાજ હોય છે ! કેટલાંએક રહસ્યો તો ગુરૂશિષ્યની પરપરાઓથી ચાલ્યાં આવે છે મતલબ કે ધ્યાન-ધારણાદિમાં ખૂબ સાવચેત રહેવુ ધ્યાનકાળે સામે સુગધી ફૂલો રાખી મૂકવાં તેમજ ધૂપ સળગતો રાખવો. ગમે તે પ્રકારે મન પવિત્ર રહે તેવી વ્યવસ્થા કરવી. પ્રભુ અથવા ઇષ્ટદેવનુ સ્મરણ કરતા કરતા "જીવોનુ-જગતનુ કલ્યાણ થાવ" એવા ઉચ્ચારો કર્યા કરવા ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, અધ , ઊર્ધ્વ, એ પ્રમાણે ચોતરફ શુભ સકલ્પોનો પ્રવાહ વહેતો કરી ધ્યાનના આસન ઉપર બેસવુ શરૂઆતમા એ રીતે યત્નપૂર્વક ક્રિયા કરવી જોઇએ ત્યારપછી આસન ઉપર સ્થિર થઇને બેસવુ મત્રનો ઉચ્ચાર કરતી વખતે તે જ પ્રમાણે જગતનુ હિત થતુ જાય છે એવી ભાવના કરવી ધ્યાનની સાધનાનો આરભ કર્યા પછી એક દિવસ પણ ધ્યાનવિનાનો ખાલી ન જવો જોઇએ. કામનો બહુ બોજો આવી પડયો હોય તો છેવટે પદર મિનિટમા ધ્યાન ઉકેલી લેવુ પણ અભ્યાસ તો ચાલુજ રાખવો. દૃઢનિષ્ઠા ન આવે ત્યા સુધી શુ બની શકે, બાપ !

## કર્મવીર બનો.

પુન ઉપર ચડતે ચડતે સ્વામીજીએ કહ્યુ કે —"તારી આત્મદૃષ્ટિ થોડાજ વખતમા ખુલી જશે. અહિંયા આવી ચડયો છુ તો પછી મુક્તિ-ભુક્તિ તારી હથેળીમાજ છે એમ સમજી લેવુ હમણા તો ધ્યાન-બ્યાનને એક બાજુએ જ

રહેવા દે આર્તનાદ–પૂર્ણ સંસારના દુ:ખો, બની શકે તેટલા દૂર કરવા, એક વખત કેડ બાંધીને તૈયાર થઇ જા, હું જોઉં તો ખરો કે તમે શું કરી શકો છો ? કઠોર સાધનાઓ કરી કરીને આ દેહ જીર્ણ જેવો થઇ ગયો છે હવે આ હાડપિંજરથી કાંઇજ કામ થઇ શકે એમ લાગતું નથી તમે કામ કરતા શીખો, અને કટિબદ્ધ થઇ કર્મવીર બનો, એજ જોવાની ઇચ્છા રહ્યા કરે છે બીજું કાંઇજ ન બની શકે તો તે જે કાંઇ શાસ્ત્રો–ફાસ્ત્રો વાંચ્યાં છે, તેમાંની ઉપયોગી વાતો લોકોને વખતો વખત સંભળાવ ! એના જેવું બીજું એકે ઉત્તમ દાન નથી ‘ જ્ઞાનદાન જ સર્વશ્રેષ્ઠ દાન છે ”

# प्रसंग ४३ मो.

(સ્થાન—બેલુડમઠ—ઇ સ ૧૯૦૨)

### ધ્યાન સાથે જ્ઞાનચર્ચાનો આરંભ.

સ્વામીજી મઠમાંજ રહેતા હતા. શાસ્ત્રોની ચર્ચા થઇ શકે તેટલા માટે મઠમા એક પ્રશ્નોત્તર વર્ગ ખુલ્લો મૂકવામા આવ્યો હતો સ્વામી શુદ્ધાનંદ, વિરજાનંદ, તથા સ્વરૂપાનંદ વગેરે સંન્યાસીઓ આ વર્ગમા મુખ્ય જિજ્ઞાસુ તરીકે પ્રસિદ્ધ હતા. આ પ્રમાણે વર્ગમા જે કાંઇ શાસ્ત્રાલોચના થતી તેને સ્વામીજી “ ચર્ચા ” શબ્દથી ઓળખાવતા અને તે ચર્ચામા દરેક સંન્યાસી તથા બ્રહ્મચારી ભાગ લે તે માટે દરેકને ઉત્સાહિત કરતા આ પ્રકારે કોઇ દિવસે ગીતા, તો કોઇ દિવસે ભાગવત, તો વળી કોઇ દિવસે ઉપનિષદ્ તથા બ્રહ્મસૂત્રભાષ્યની પણ આલોચના થયા કરતી સ્વામીજી પોતે એ વર્ગમા નિત્ય હાજરી આપતા અને સર્વ પ્રશ્નોનો છેલ્લો નિર્ણય પોતે કહી સંભળાવતા એક તરફ સ્વામીજીની ખાસ આજ્ઞાને માન આપી, શિષ્યો કઠોર નિયમોપૂર્વક ધ્યાન–ધારણાદિમા સંપૂર્ણ સાવચેત રહેતા તેવીજ રીતે બીજી તરફ શાસ્ત્રચર્ચા માટે પણ દરરોજ એકત્ર થઇ ઉત્સાહપૂર્વક વિચારો કરતા તે ઉપરાત સ્વામીજીએ ઠરાવેલા નિયમોનુ પાલન કરવામા પણ કોઇ રીતનો પ્રમાદ ન થાય તે માટે તેઓ સતત લક્ષ આપતા તે વખતે મઠવાસીઓનો આહાર, શયન, પાઠ, ધ્યાન, એ સર્વ, કઠોર વિધિનિષેધોથી સહજ પણ બહાર થઇ શકતુ નહોતુ, એમ કહેવામાં દોષ નથી કોઇ પણ શિષ્ય જો કોઇ દિવસે વિધિ–નિયમોથી જરા પણ વિમુખ થતો તો તે દિવસે તેને ગામમાથી ભિક્ષા માગી લાવી ભિક્ષાન્ન મઠમા પોતાના હાથે રાંધી લેવુ પડતું આ પ્રમાણે એક સબળ સંઘ તૈયાર કરવા માટે પોતાની દીર્ઘ દૃષ્ટિથી આ મઠવાસીઓ માટે કેટલા-

એક દૈનિક નિયમો તૈયાર કરવા ઉપરાત, ભવિષ્યમાં જે મઠો તૈયાર કરવાના હતા તે મઠોની રીતિ–નીતિ તથા કાર્યપ્રણાલી કેવી રીતે ચલાવવી તે વિષે ખૂબ વિચાર કરીને એક વિસ્તારયુક્ત યોજના સ્વામીજી પોતાને હાથે ઘડતા ગયા છે આ હસ્તલિપિ હજી પણ બેલુડમઠમા ખાસ કાળજીથી સાચવી રાખવામાં આવી છે.

આજે શનિવાર છે શિષ્ય સાયકાળે મઠમા આવી સ્વામીજીની કેટલીક વાર્તા સાભળી ચૂકયો છે સ્વામીજીને પ્રણામ કરી જેવો તે બેસવાની તૈયારી કરે છે તેટલામાજ તેને ખબર પડી કે સ્વામીજી બીજે કયાંઇ ફરવા જવાને તૈયાર થઇ ચૂકયા છે સ્વામી પ્રેમાનદને સ્વામીજી સાથે ફરવા આવવાનો આદેશ મળી ચૂકયો છે. શિષ્ય પોતે તેમની સાથે બહાર ફરવા જવા માટે બહુજ આતુર હતો, પણ સ્વામીજીની આજ્ઞા નહિ મળવાથી જવાનુ ઉચિત ધાર્યું નહિ, તેથી તે જ્યાનો ત્યાં બેસી રહ્યો. આ વખતે સ્વામીજીએ ગૈરિક વસ્ત્રો ધારણ કર્યા હતાં, માથા ઉપર કાનટોપી મૂકી હતી અને હાથમા એક મોટી લાંબી લાકડી ધારણ કરી હતી સ્વામીજીની પાછળ પાછળ પ્રેમાનદ સ્વામી પણ ચાલવા લાગ્યા મઠમાથી બહાર નીકળવા પહેલાજ સ્વામીજીએ શિષ્ય તરફ નજર કરી અને કહ્યુ કે—" ચાલ, આવવુ છે ?" શિષ્યની મનોવાંચ્છના સફળ થઇ અને પ્રેમાનદ સ્વામીની પાછળ ધીમે ધીમે ચાલવા લાગ્યો

સ્વામીજી કોઇ વિશેષ વિચારમાં ગરકાવ થયા હોય તેવી રીતે આગળ ચાલ્યા જતા હતા થોડે દૂર ગયા એટલે ગ્રેટટ્રકરોડ ઉપર ચડી આગળ વધવા માડયુ. સ્વામીજીની આવા પ્રકારની સ્થિતિ જોઇ, શિષ્ય સ્વામીજી સાથે વાર્તાલાપ કરી, તેમનો વિચારપ્રવાહ અટકાવવાનુ સાહસ કરી શકયો નહિ. તેથી સ્વામીજી સાથે વાત કરવાનુ તજી દઇ પ્રેમાનદ મહારાજની સાથેજ વાતો કરવામા ગુથાયો

## સ્વામીજી સબધે ગુરૂદેવના ઉદ્ગાર.

શિષ્યે પ્રશ્ન કર્યો—" મહાશય, ગુરૂદેવે સ્વામીજીના સબધમાં જે કાઇ કહ્યુ હોય તે મને કહી સભળાવશો ?" એ વખતે સ્વામીજી અમારાથી બહુ આગળ નીકળી ગયા હતા

સ્વામી પ્રેમાનદ—ઓહ ! તેઓ કોણ જાણે કેટલીય વાતો કહેતા ! એક દિવસમા એ સર્વ વાતો તને કેવી રીતે સભળાવી શકુ ? કોઇ સમયે તેઓ કહેતા કે—" નરેદ્ર તો અખડના ઘેરથી આવ્યો છે " કોઇ વખત કહેતા કે—" એ ( નરેદ્ર ) તો આપણુ શ્વશુરગૃહ છે. " વળી કોઇ વખત બોલતા કે—" એવુ પાત્ર હજી કોઇ જગતમા આવ્યુ નથી અને આવે એવો સભવ પણ નથી " એક દિવસે ગુરૂદેવે કહ્યુ હતુ કે—" મહામાયા પોતે પણ તેની ( સ્વામીજીની ) પાસે જતાં ડરે છે ! " સ્વામીજી પોતે પ્રથમ તો કોઇ ગુરૂને કે દેવને માનતા

નહોતા તેમજ કોઇની પાસે માથુ નમાવતા નહોતા. ગુરૂદેવે એક દિવસે મિષ્ટાન્નની અંદર જગન્નાથજીનો મહાપ્રસાદ તેમને (સ્વામીજીને) ખવડાવી દીધો; પછી ધીમે ધીમે ગુરૂદેવની કૃપાથી સ્વામીજીની આંખો ઉઘડવા લાગી અને તેઓ ક્રમે ક્રમે શ્રદ્ધાવાન બનતા ગયા

શિષ્ય—આપણી સાથે રોજ તો કોણ જાણે કેટલીયે આનંદની વાતો કરે છે અને કેટલાયની મશ્કરી કરી મજા કરે છે! પણ આજે તો એમનુ સ્વરૂપ એવુ ગંભીર જણાય છે કે તેમની સાથે વાત કરતા પણ ભય લાગે છે

પ્રેમાનંદ—મહાપુરૂષો ક્યારે કેવા ભાવે રહે છે તેની આપણને શુ ખબર પડે! આપણી ક્ષુદ્ર મનોબુદ્ધિ એટલે સુધી પહોંચીજ શકતી નથી ગુરૂદેવ જીવતા હતા ત્યારે મે પ્રત્યક્ષ જોયુ છે કે નરેંદ્રને (સ્વામીજીને) દૂરથી આવતા જોઇ પોતે સમાધિસ્થ થઇ જતા! અમુક માણસોના સ્પર્શવાળી વસ્તુ બીજાઓને ખાવાનો નિષેધ કરતા, પણ તેજ વસ્તુ જો નરેંદ્ર ખાય તો તેને તે સબંધે કાંઇજ કહેતા નહિ કોઇ વખત તેઓ બોલી ઉઠતા કે—"મા! તેના (સ્વામીજીના) અદ્વૈતજ્ઞાનને હમણા જરા દાબી રાખ મારે હજી તેની મારફત બહુ કામ લેવાનુ છે" આવી આવી વાતો કોણ સમજી શકે? જેવા તેવા માણસોને કહી પણ કેવી રીતે શકાય?

શિષ્ય—ખરેખર, મને પોતાને પણ એમ ઘણીવાર લાગી આવે છે કે તેઓ મનુષ્ય તો નથીજ છતા જ્યારે વાર્તાલાપ કરે છે, યુક્તિઓ બતાવે છે અને ઉપદેશ કરે છે, ત્યારે બરાબર મનુષ્યજ હોય એમ લાગી આવે છે હુ તો એમ ધારૂ છુ કે વિચાર-ચર્ચા કે ઉપદેશ કરતી વખતે પોતે પોતાનુ યથાર્થસ્વરૂપ એવી રીતે ઢાકી દેતા હશે કે કોઇ તેમનુ સત્ય રૂપ જોઇજ શકે નહિ

પ્રેમાનંદ—ગુરૂદેવ કહેતા કે—"તે (સ્વામીજી) પોતે કોણ છે, એ વાત જ્યારે તે સમજી શકશે ત્યારે તેઓ સંસારમા ટકી શકશે નહિ-તુરતજ ચાલી નીકળશે" એટલાજ માટે જ્યારે નરેંદ્રનુ મન કામમા તલ્લીન રહે છે, ત્યારે અમને બહુ આનંદ થાય છે ધ્યાન-ધારણાદિમા જ્યારે વધારે પડતું લક્ષ આપે છે ત્યારે અમને ભય લાગ્યાવિના રહેતો નથી

### શાસ્ત્રજ્ઞાનના પ્રચારમાટે સ્વામીજીની ઉત્કંઠા.

સ્વામીજી મઠ તરફ પાછા ફર્યા સ્વામી પ્રેમાનંદ તથા શિષ્યને પાસે આવેલા જોઇ તેમણે પૂછ્યુ કે—"કેમ? શુ વાત ચાલે છે?"

શિષ્યે કહ્યુ કે—"ગુરૂદેવના સબંધમાં વિવિધ વાતો કરતા હતા." ઉત્તર સાભળીને સ્વામીજી પ્રથમની માફક અન્યમને મઠ તરફ આગળ ચાલવા લાગ્યા; અને મઠમા આમ્રવૃક્ષનીચે જે એક પાટ બીછાવવામા આવી હતી તે ઉપર બેઠા.

ત્યા થોડીવાર વિશ્રામ લઈ હાથ-પગ-મ્હોં વગેરે ધોઈ ઉપરના માળમા પધાર્યા અને ત્યા આમતેમ ફરવા લાગ્યા ફરતા ફરતા સ્વામીજીએ શિષ્યને કહેવા માડ્યુ કે —" તુ તારા દેશમા વેદાન્તવાદનો પ્રચાર કરવા કેમ પ્રયત્ન કરતો નથી ? મેં સાભળ્યું છે કે, એ તરફ તત્રમત બહુ ભયકરરીતે ફેલાતો જાય છે ( સ્વામીજી હજી સુધી પૂર્વબગાળ તરફ ગયા નહોતા ) અદ્વૈતમતના સિહનાદથી બગાળામા એક વખત ઉથલપાથલ કરી નાખ જોઈએ ! તુ ખરો વેદાન્તવાદી છે, એ વાત જગતને જણાવી દે ! તે પ્રદેશમા જઈ વેદાન્તવાદની એક પાઠશાળા ચાલુ કરી દે, અને લોકોને ઉપનિષદ્ તથા બ્રહ્મસૂત્રનુ યથાર્થ શિક્ષણ આપ ! નાના બાળકો પોતાના બ્રહ્મચર્યનુ બરાબર રક્ષણ કરી શકે તેવી વ્યવસ્થા કર. તાન્ત્રિક પડિતો ઉચુ માથુ પણ કરી શકે નહિ. એવી રીતે ગર્જના કર ! મે એમ સાભળ્યુ છે કે તારા દેશમા આજકાલ ન્યાયશાસ્ત્રનો બકવાદ બહુ વધી પડયો છે એમાં શુ માલ છે ? વ્યાપ્તિજ્ઞાન અને અનુમાન, એ સિવાય નૈયાયિક પડિતોને બીજુ કાંઈ કામજ સૂઝતુ નથી. તુજ કહે કે એવી ચર્ચાઓથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં શું મદદ મળી શકે ? વેદાન્ત વાદીઓદ્વારા જ્યા સુધી બ્રહ્મતત્વનુ પઠન-પાઠન પ્રચલિત ન થાય ત્યા સુધી દેશનો ઉદ્ધાર થઈ શકે નહિ તુ પોતે તારે અથવા નાગ-મહાશયને ઘેર ( તે વખતે નાગમહાશય શરીરત્યાગ કરી ગયા હતા ) એક પાઠશાળા ચાલુ કરી દે ! એ શાળામાં સત્શાસ્ત્રોનુ અધ્યયન થઈ શકે તેમજ ગુરૂદેવના જીવન સબધી વિચારો થઈ શકે તેવી વ્યવસ્થા કર. આટલુ કરી શકશે તો તુ તારા પોતાના કલ્યાણ સાથે જગતના જીવોનુ પણ કલ્યાણ કરી શકશે કીર્તિ જોઈતી હશે તો એ પણ મળશે. "

## વિવાહ પછીનું કર્તવ્ય.

શિષ્ય —મહાશય, હુ નામ-યશની બિલકુલ અપેક્ષા રાખતો નથી. આપે કહ્યા તેવા વિચારો મને પણ અનેકવાર આવે છે, પરન્તુ વિવાહ કર્યા પછી સસા-રની ઉપાધિઓમા એટલો બધો ફસાઈ ગયો છુ કે હવે તેનાથી છૂટો થઈ શકુ તેવો મને જરાયે ભરોસો નથી મનના મનોરથો ઘણુ કરીને મનમાંજ રહી જશે.

સ્વામીજી —વિવાહ કર્યો તેથી શુ થઈ ગયુ ? અત્યાર સુધી મા-બાપ તથા ભાઈ-બ્હેન વગેરેને જેવી રીતે અન્ન-વસ્ત્ર આપી તેમની સારવાર કરતો હતો તેવીજ રીતે હવે તારી સ્ત્રીનુ પણ પાલન-પોષણ કર ધર્મોપદેશ આપી તારી સ્ત્રીને પણ તારા માર્ગમા લાવવાનો પ્રયત્ન કર. મહામાયાની વિભૂતિ છે એમ માની તેના પ્રત્યે પણ સન્માનબુદ્ધિ રાખતો જા ધર્મપ્રચારાર્થે તે પણ તારી "સહ-ધર્મિણી " છે એ વાત નિરતર લક્ષમા રાખજે આ પ્રમાણે વર્તવા લાગીશ તો તારા મનની ચચળતા પોતાની મેળેજ ઓછી થતી જશે. એમા બીક જેવુ શુ છે ?

સ્વામીજીની અભયવાણી સાભળી શિષ્યે ધૈર્ય ધારણ કર્યું

## ચિત્તશુદ્ધિનો સરળ માર્ગ.

આહાર કર્યા પછી સ્વામીજી પોતાના બીછાના ઉપર બેઠા બીજાઓને પ્રસાદ લેવાનો હજી વખત થયો નહોતો તેથી શિષ્ય સ્વામીજીની ચરણસેવા કરતો તેમની પાસે ત્યાંજ બેસી રહ્યો મઠમાં રહેનારાઓ પ્રત્યે શિષ્યની શ્રદ્ધા આકર્ષિત થાય તે માટે સ્વામીજીએ કહ્યુ કે –" અહિયા ગુરૂદેવનાં જે જે સતાનોને તુ જુએ છે તેઓ સર્વ અદ્ભુત ત્યાગીઓ છે તેમની સેવા કરવાથી તારી પણ ચિત્તશુદ્ધિ થશે, આત્મતત્વ પણ પ્રત્યક્ષ થઇ શકશે. " **परिप्रश्नेन सेवया** " એ ગીતાનુ વાક્ય સાભળ્યુ છે ને ? તેઓની બને તેટલી સેવાભક્તિ કરજે, એટલે તારી ભાવનાઓ સફળ થશે તારા પ્રત્યે પણ તેમનો સર્વનો કેટલો બધો પ્રેમ છે, તે જાણે છે ને ! "

શિષ્ય —પરંતુ મહાશય, તેમનો યથાર્થ પરિચય થવો બહુ કઠિન છે. પ્રત્યેકની ભાવનાઓ અને સાધનાઓ એવી તો ગભીર છે કે તેમને કોઇને હુ તો બરાબર સમજીજ શકતો નથી

## સ્વામીજીના સાથીઓનો સક્ષિપ્ત પરિચય.

સ્વામીજી —ગુરૂદેવ એક ઉસ્તાદ માળી જેવા હતા તેમણે જ અનેક પ્રકારના પુષ્પો ચુટી ચુટી આ સઘરૂપ માળા તૈયાર કરી છે જ્યા ત્યાંથી સુદર અને ઉપયોગી પુષ્પો લાવી તેઓ આ આશ્રમમા તેને સગ્રહિત કરતા ગયા છે વખત જતાં એવા અનેકાનેક પુષ્પો અહિ ખેચાઇ આવશે. ગુરૂદેવ કહેતા કે –" જેણે એક દિવસ વિશુદ્ધ હૃદયથી ઇશ્વરને સાદ કર્યો હશે, તે મનુષ્યને અહિ આવ્યાવિના ચાલશે નહિ " અહિયા જે જે રહ્યા છે તે પ્રત્યેક સિહસમાન છે મારી પાસે તેઓ સકોચથી રહે છે તેથી તેઓને સાધારણ મનુષ્યો માની લેવાની ભૂલ કરીશ નહિ તેઓ જ્યારે બહાર આવશે ત્યારે લોકોની આખો ઉઘડી જશે અનત અધ્યાત્મભાવમય શ્રીગુરૂદેવના શરીરનાજ એ સર્વ અશો છે હુ તો તેમના પ્રત્યે એજ દ્રષ્ટિથી જોઉ છુ. આ પેલો રખાલ છે, તેનામાં જેટલી આધ્યાત્મિકતા છે તેટલી મારા પોતાનામાં પણ નથી ગુરૂદેવ તેને બાળક સમજી પોતાના ખોળામા બેસાડતા, ખવરાવતા અને પાસેજ સૂવાડતા એ હોવાથીજ અમારો મઠ આજે શોભે છે—અમારો રાજા પણ એજ છે ! આ બાબુરામ, હરિ, શારદા, ગગાધર, શરત, શશી તથા સુબોધ જેવા ઇશ્વરભક્ત માણુસો બીજે હશે કે નહિ તેની મને શકા છે એમાનો પ્રત્યેક જણ ધર્મશક્તિના એક કેન્દ્રસ્વરૂપ છે વખત જતા તેમની સર્વ શક્તિઓ વિકસિત થયાવિના રહેશે નહિ

ત્યારબાદ નાગમહાશય સબધે કેટલીક વાતચીત થયા પછી સ્વામીજી પડખાભેર સૂતા અને થોડીવારે ઉઘી ગયા. શિષ્ય પણ જમવાનો વખત થઇ જવાથી ત્યાથી ચાલતો થયો

# प्रसंग ४४ मो.

(સ્થાન–કલકત્તાથી મઠમા જતી નૌકા ઈ સ ૧૯૦૨)

## સ્વામીજીની નિરભિમાન વૃત્તિ.

શિષ્ય આજે સાજે કલકત્તા ખાતે ગગાકિનારે ફરવા ગયો હતો તે વખતે એક સન્યાસી જેવી મૂર્ત્તિ આહીરટોલા તરફ જતી દૂરથી તેના જોવામા આવી શિષ્યે પાસે જઇને જોયુ તો જણાયુ' કે તે સાધુમૂર્ત્તિ બીજી કોઇ નહિ, પણ તેના પોતાના ગુરૂ સ્વામી શ્રી વિવેકાનદ પોતે જ હતા ! સ્વામીજીના પોતાના ડાબા હાથમા પાંદડાંના એક પડીયામા થોડા શેકેલા ચણા હતા સ્વામીજી બાળકની માફક એ ચણા ખાતા ખાતા આનદપૂર્વક આગળ ચાલ્યા જતા હતા જગપ્રસિદ્ધ સ્વામીજીને આ પ્રમાણે રસ્તામા ચણા ખાતા જોઇને શિષ્ય તો આભોજ બની ગયો ! તે વિચાર કરવા લગ્યો કે –" સ્વામીજી કેટલા બધા અભિમાનરહિત હોવા જોઇએ ?"

ત્યારબાદ શિષ્ય તેમની આગળ આવીને ઉભો રહ્યો અને તેમના ચરણમાં પ્રણામ કરી, એકાએક કલકત્તામા આવવાની કેમ જરૂર પડી તે સબધી પ્રશ્ન કર્યો.

સ્વામીજી—સહજ કામ હતુ એટલે આ તરફ આવવુ પડ્યુ ચાલ, તારે પણ મઠમા આવવુ છે ને ? થોડા દાળીયા ખાઇશ ? મીઠુ મરચુ બહુ મજાનુ ભભરાવ્યુ છે !

શિષ્યે હસતે, હસતે પ્રસાદ ગ્રહણ કર્યો અને મઠમાં જવાની તત્પરતા દર્શાવી.

સ્વામીજી—તો જા એક નૌકા ભાડે કરી રાખ

## ગરીબોની સાથે ભાવ ઠરાવવાની જરૂર નથી.

શિષ્ય દોડતો એક નૌકા ભાડે કરવા રવાના થયો નૌકાવાળા માછીઓ સાથે શિષ્ય ભાડુ ઠરાવતો હતો તેટલામાં સ્વામીજી ત્યા આવી પહોંચ્યા માછીઓએ મઠ સુધી લઇ જવાના આઠ આના કહ્યા અને શિષ્યે બે આના કહ્યા સ્વામીજીએ કહ્યુ કે –"એમની સાથે તે વળી ભાડા માટે તકરાર કરવાની હોય ? ચાલો આઠ આનાજ આપીશુ." શિષ્ય મૂગે મ્હોડે નૌકામાં બેસી ગયો ઓટનો વખત થઇ જવાથી નૌકા અત્યત ધીરી ગતિએ આગળ વધવા લાગી મઠમા પહોચતા લગભગ દોઢ કલાક થયો હશે નૌકામા સ્વામીજી સિવાય બીજુ કાઈ નહિ હોવાથી શિષ્ય નિસકોચપણે અનેક પ્રશ્નો પૂછવા લાગ્યો આજ સાલમા આષાઢ માસે સ્વામીજીએ દેહ ત્યાગ કર્યો હતો તે દિવસે ગગાજીની મધ્યમાં સ્વામીજી સાથે શિષ્યને જે કથોપકથન થયુ તેજ આજે વાચકોને ઉપહારરૂપે અર્પણ કરીએ છીએ.

## શ્રીરામકૃષ્ણ પરમહ'સના ગૃહસ્થ ભક્તો વિષે સ્પષ્ટીકરણ.

ગુરૂદેવના ગત જન્મોત્સવ વખતે તેમના ભક્તોનુ માહાત્મ્ય દર્શાવનાર જે

સ્તોત્ર શિષ્યે છપાવ્યું હતું, તે સંબંધે પ્રસંગ કાઢી સ્વામીજીએ શિષ્યને પૂછ્યું કે-"તેં તારા રચેલા સ્તોત્રમાં જેમના નામો આપ્યાં છે, તેઓ સઘળા ગુરૂદેવના અંગોપાંગરૂપ હતા તે વાત તું કેવી રીતે જાણી શકયો ?"

શિષ્ય—મહાશય, ગુરૂદેવના ગૃહસ્થ ભકતો તથા સંન્યાસી ભકતો પાસે હું ઘણીવાર આવ-જા કરૂંછું, તેથી ગુરૂદેવના ભકતો કોણ કોણ હતા તે તેમના પોતાના મુખથીજ હું સાંભળી શકયો છું.

સ્વામીજી—તેઓ સર્વ ગુરૂદેવના ભકતો હોઇ શકે, પરંતુ તેઓ સઘળા ગુરૂદેવના અંગોપાંગરૂપ હતા તેમ કહી શકાય નહિ. ગુરૂદેવે પોતે કાશીપુરના બગીચામાં મને કહ્યું હતું કે-"માએ મને બતાવી દીધું છે કે આ સર્વ અહિંના (આપણા) અંતરંગ માણસો નથી." સ્ત્રી અને પુરૂષ, એ ઉભય પ્રકારના ભકતો સંબંધે ગુરૂદેવે તે દિવસે એ પ્રમાણે કહ્યું હતું.

ત્યાર પછી ગુરૂદેવે પોતે પોતાના ભકતોના જે બે ભાગો પાડયા હતા, તેવા ભાગો પાડવાની શા માટે જરૂર પડી તે વિષે વિવેચન કરી, સ્વામીજીએ ગૃહસ્થ તથા સંન્યાસ જીવનમાં કેટલો બધો ભેદ છે, એ વિષય બહુજ વિસ્તારથી શિષ્યને સમજાવી દીધો.

સ્વામીજી—એક તરફ કામિની અને કાંચનની સેવા કરવી અને બીજી તરફ ગુરૂદેવને યથાર્થરૂપે પ્રાપ્ત કરવા, એ શું કોઇ કાળે બને ખરૂં ? બન્યું હોય એમ કદાપિ સાંભળ્યું છે ? બન્ને વિરોધી પ્રવૃત્તિઓ એક સાથે બની શકે એમ કોઇ તને કહે તો પણ તું માનીશ નહિ. ગુરૂદેવના કેટલાએક ભકતો એવા છે કે જેઓ પોતાને અત્યારે "ઇશ્વરકોટીના" તેમજ "અંતરંગ" અધિકારવાળા તરીકે જાહેર કરે છે ! ગુરૂદેવના ત્યાગ-વૈરાગ્યનો તો એક છાંટો પણ મળે નહિ, છતાં પોતાને અંતરંગ ભક્ત તરીકે જાહેર કરવા એ કેટલું બધું અનુચિત ગણાય ? એવી વાતો પ્રત્યે તું જરા પણ ધ્યાન આપીશ નહિ. ગુરૂદેવ કે જેઓ ત્યાગીઓના "મુકુટમણિ" હતા તેમની કૃપા પ્રાપ્ત કર્યા પછી શું કામ-કાંચનાદિની સેવા કરવાની વૃત્તિ કોઇને થાય ખરી ? કામ-કાંચનાદિમાં જ્યારે વૈરાગ્ય આવે ત્યારેજ ગુરૂકૃપા પ્રાપ્ત થઇ એમ સમજવું.

શિષ્ય—ત્યારે જેઓ દક્ષિણેશ્વરમાં ગુરૂદેવની પાસે આવતા અને રહેતા તેઓ શું ગુરૂદેવના ભકતો નહોતા ?

સ્વામીજી—એમ કોણ કહે છે ? જેઓ ગુરૂદેવની પાસે નિરંતર આવતા તેઓ સર્વ આધ્યાત્મિકતા તરફ આગળ વધ્યા છે-વધે છે અને વધશે, કારણ કે તેઓ સર્વે ગુરૂદેવના ભકતો છે. એટલું છતાં આ વાત ભૂલી જઇશ નહિ કે તેઓ સઘળા કાંઇ ગુરૂદેવના અંતરંગ તો નથીજ. ગુરૂદેવ પોતેજ ઘણીવાર કહેતા કે-

"અવતારી પુરૂષોની સાથે કલ્પાતરના સિદ્ધ ઋષિઓ દેહ ધારણ કરી જગતમા જન્મ લે છે. ભગવાનના સાક્ષાત્ સહાયક જો કોઇ હોય તો તેઓજ છે તેઓની મારફતેજ ભગવાન પોતાનુ કાર્ય કરાવે છે અને જગતમાં ધર્મભાવનો પ્રચાર પણ તેઓના દ્વારાજ થાય છે" આટલી વાત હૃદયમા કોતરી રાખજે કે જેઓ પરાર્થે સર્વત્યાગી થઇ શકે જેઓ ભોગવિલાસને કાગડાની વિષ્ઠાસમાન લેખી તેનો પરિત્યાગ કરી શકે, અને માત્ર જગતના હિતને અર્થે–જીવોના કલ્યાણને માટે પોતાનુ જીવન અર્પણ કરી શકે તેઓજ અવતારી પુરૂષના અતરગ કિવા અગો-પાંગરૂપ બની શકે છે ભગવાન ઇસુના જેઓ યથાર્થ શિષ્યો હતા તેઓ સર્વ સન્યાસીઓજ હતા. શ્રીશકર, રામાનુજ શ્રીચૈતન્યદેવ તથા બુદ્ધદેવની સાક્ષાત્ કૃપા પ્રાપ્ત કરનારા શિષ્યો પણ સર્વત્યાગી સન્યાસીઓજ હતા આ ત્યાગી સંન્યાસી મહાત્માઓજ ગુરૂપરપરાએ જગતમા બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરતા આવ્યા છે **કામ–કાંચનાદિના ગુલામોએ મનુષ્યોનો ઉદ્ધાર કર્યો હોય અથવા મનુષ્યોને ઇશ્વરપ્રાપ્તિનો માર્ગ દર્શાવ્યો હોય એમ** કોઇ કાળે કોઇ પણ **ક્ષેત્રમાં બન્યું નથી.** જેઓ પોતે મુક્ત થયા ન હોય તેઓ બીજાઓને કેવી રીતે મુક્ત કરી શકે? વેદ, વેદાન્ત તથા ઇતિહાસ, પુરાણ વગેરેમાં તુ જોઇ શકશે કે સર્વકાળે અને સર્વદેશે લોકગુરૂ તરીકે સન્યાસીઓએજ ધર્મનો યથાર્થ ઉપદેશ આપ્યો છે જે કાઇ પૂર્વે બન્યુ છે તેજ ભવિષ્યમા બનવાયોગ્ય છે અત્યારે પણ તેમજ બનવુ જોઇએ

શિષ્ય —તો પછી ગુરૂદેવના ગૃહસ્થ ભક્તો તેમની વાતોનો વિવિધરૂપે પ્રચાર કરે છે તેને સત્ય લેખી શકાય કે નહિ?

સ્વામીજી —છેકજ અસત્ય છે એમ તો કહી શકાય નહિ, છતા ગુરૂદેવના સબધમા જે વાતો તેઓ કહે છે તે સર્વને અર્ધ સત્ય કહેવામા હરકત નથી. ખરી વાત તો એજ છે કે જે જેવુ પાત્ર હોય તેજ પ્રમાણે તે ગુરૂદેવના કથનનો અર્થ કરવા શક્તિમાન થાય છે, અને તેમ કરવુ એ કાઇ ખરાબ નથી છતા ભક્તોમાં પણ જો કોઇ એમજ સમજી લે કે "અમે જે કાઇ કહીએ છીએ અથવા અમે જે કાંઇ સમજ્યા છીએ તેજ માત્ર સત્ય છે, તેજ સર્વસ્વ છે," તો હુ કહુ છુ કે એવા લોકો દયાને પાત્ર છે. ગુરૂદેવને માટે કેટલી કેટલી કિવદતીઓ ચાલે છે તે તુ જાણે છે? કોઇ કહે છે કે તેઓ તો તાંત્રિક મતના એક પ્રચારક હતા. કોઇ કહે છે કે તેઓ તો "નારદીય ભક્તિ" નોજ પ્રચાર કરવા અવતર્યા હતા કોઇ કહે છે કે તેઓ સાધન–ભજન કરતા હતા તે ઉપરથી જણાય છે કે તેઓ અવતારી મહાપુરૂષ તો નહિજ હોય! વળી કોઇ એમ પણ કહે છે કે સંન્યાસી થવુ એ તેમના મતથી બીલકુલ વિરૂદ્ધ પ્રથા છે આ પ્રમાણે તેમના

ગૃહસ્થ ભકતો સેંકડો ગપાટા હાંકે છે તું તેમાની એકકે વાત તરફ લક્ષ આપીશ નહિ તેઓ યથાર્થમા કોણ હતા, અધ્યાત્મરાજ્યમા તેમનો કેટલો પ્રબળ અધિકાર હતો, એ વાત હું આખી જીંદગી સુધી કઠિન તપસ્યા કરવા છતા લેશમાત્ર સમજી શકયો નથી. એટલાજ માટે હું જ્યારે ગુરૂદેવના સબધમા કાંઇ બોલુ છુ ત્યારે બહુજ સાવચેતીથી બોલુ છુ સારાશ કે જે ભકતમા જેટલી પાત્રતા હતી તેટલે અશેજ તેને ગુરૂદેવે પોતાનો પરિચય આપ્યો છે તેમના અધ્યાત્મજ્ઞાનનો સમુદ્ર એટલો બધો ભરપૂર હતો કે એ અધ્યાત્મરસનુ એક ટીપુ પણ જો કોઇ મનુષ્ય ધારણ કરી શકે તો તે તુરતજ મનુષ્યમાથી દેવ બની જાય ! જગતના ઇતિહાસમાં તેમના જેવુ બીજું દ્રષ્ટાંત મળવુ દુર્લભ છે તેઓ વસ્તુત કોણ હતા અને શા માટે દેહ ધારણ કર્યો એજ પ્રશ્નનો સતોષકારક ઉત્તર હજી સુધી મળી શકયો નથી એટલાજ ઉપરથી વિચાર કરી જો કે તેઓ કેટલા બધા મહાન હોવા જોઇએ ? અવતારી પુરૂષ તરીકે તેમનો પરિચય આપવો એ પણ તેમને હલકા પાડવા જેવુ મને તો લાગે છે મે જોયુ છે કે જ્યારે તેઓ પોતાના સન્યાસી-સતાનને કોઇ ખાસ પ્રકારનો ઉપદેશ આપવા બેસતા તે પહેલાં તેઓ પોતે ઉઠીને ચોતરફ અસપાસ જોઇ આવતા, એવા ભયથી કે રખેને કોઇ ગૃહસ્થ ભકત તે ઉપદેશ સાંભળી જાય ! જ્યારે તેઓને ખાત્રી થતી કે આસપાસ કોઇ ગૃહસ્થ હાજર નથી, તેમજ તુરતમા આવે એવો સભવ નથી, ત્યારેજ તેઓ જવલત ભાષામા ત્યાગ અને તપસ્યાનો મહિમા છૂટથી સભળાવતા. તેમણે સસાર વૈરાગ્યની જે પ્રબળ ઉદ્દીપના અમારામા એકવાર પ્રકટાવી હતી તેનેજ લઇને અમે આજે સસારત્યાગી-ઉદાસીન સન્યાસી બની શકયા છીએ

### ગૃહસ્થ અને સન્યાસી ભકતોનો મુકાબલો.

શિષ્ય —ગૃહસ્થ અને સન્યાસીઓમા તેઓ એટલો બધો ભેદ કેમ રાખતા ?

સ્વામીજી —એ વાત તો ગૃહસ્થભકતો પોતે પણ કહેશે હું તને માત્ર એટલુજ પૂછુ છુ કે જે સતાનોએ ઇશ્વરપ્રાપ્તિની ખાતર ઐહિક જીવનના સમસ્ત ભોગોપભોગોનો તદ્દન ત્યાગ કર્યો છે અને જેઓએ પહાડમા-પર્વતમા-તીર્થમાં-આશ્રમમા તપસ્યા કરી દેહપાત કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો છે તેઓ મોટા હોઇ શકે, કે જેઓ તેમની સેવા, વદના, સ્મરણ અને મનન કરવા છતા સસારની માયાનો મોહ તોડી શકયા નથી તેઓ મોટા હોઇ શકે ? જેઓ પ્રાણીમાત્રને આત્મવત્ લેખી જીવસેવા કરવા તત્પર થયા છે, જેઓ બાલ્યાવસ્થાથીજ ઊર્ધ્વરેતા છે, અને જેઓ ત્યાગ-વૈરાગ્યની તેજસ્વી મૂર્તિ સમાન જગતમાં વિચરે છે તેઓ મોટા હોઇ શકે કે, જેઓ એક માખની માફક એક ફૂલ ઉપરથી ઉડી તુરતજ વિષ્ઠા ઉપર બેસી જાય છે તેઓ મોટા હોઇ શકે ? આ સર્વ વાતોનો તુ પોતેજ

વિચાર કરી જો !

### ગુરૂકૃપા સફળ ક્યારે લેખાય ?

શિષ્ય —પરંતુ મહાશય, જેઓએ ગુરૂદેવની કૃપા પ્રાપ્ત કરી હોય તેઓને તે વળી સંસાર જેવું હોયજ શું ! તેઓ તો ઘેર રહે અથવા સંન્યાસનું અવલંબન લે, ગમે તે કરે, તેમને માટે તો ઉભય સમાન છે, મને તો લાગે છે કે તેમને માટે કોઇ નિયમજ હોઇ શકે નહિ

સ્વામીજીઃ—તેમની કૃપા જેમણે એકવાર પ્રાપ્ત કરી છે તેમના મનમાં કે તેમની બુદ્ધિમા પણ ક્યાંઇ સંસારની આસક્તિ રહી શકતી નથી કૃપા પ્રાપ્ત થઇ છે કે નહિ તે જોવુ હોય તો તેની માત્ર એકજ પરીક્ષા છે અને તે એજ કે કામ–કાચનાદિની આસક્તિ જેટલી દૂર થાય તેટલે અંશેજ ગુરૂદેવની તેમના ઉપર કૃપા થયેલી છે, એમ ચોક્કસ સમજી લેવુ કામ–કાચનની આસક્તિથી જે મુક્ત થઇ શક્યો નથી, તે ગુરૂદેવની કૃપાને પ્રાપ્ત કરી શક્યો હોય એમ માનવાને હું કદાપિ તૈયાર થઇશ નહિ.

### સ્વામીજીની ભાવી આશાઓ.

પૂર્વ પ્રસંગ આ પ્રમાણે સમાપ્ત થયો એટલે શિષ્યે નવા વિષયની શરૂઆત કરવા પ્રશ્ન કર્યો કે —" મહાશય, આપે દેશવિદેશમા આટલો બધો પરિશ્રમ કર્યો તેનુ પરિણામ શુ આવ્યુ ?"

સ્વામીજી —શુ પરિણામ આવ્યુ તેને કઇક અંશે તમે પ્રત્યક્ષ કરી શકશો વખત જતાં ગુરૂદેવની ઉદાર ભાવનાઓ જગતમાં પ્રચાર પામશે, તેનો હજી સૂત્રપાતજ થાય છે એક કાળે ઉદારભાવનો પ્રવાહ એટલો બધો પ્રબળ થશે કે સર્વને તેમા તણાવુંજ પડશે.

### ગુરૂદર્શન કરવાં હોય તો તેમનાં સંતાનની સેવા કરો

શિષ્ય —ગુરૂદેવના સંબંધમાં કઇક વિશેષ સંભળાવો આપના પવિત્ર મુખથી ગુરૂ–પ્રસંગ સાંભળવાની તીવ્ર આકાંક્ષા રહ્યા કરે છે

સ્વામીજી —રાત્રિ–દિવસ એ સિવાય બીજી વાતજ આપણે ક્યા કરીએ છીએ? તેમને (ગુરૂદેવને) બીજી કોઇ વસ્તુની ઉપમા આપી શકાય તેમ નથી, તેમની ઉપમા તેઓ પોતેજ હતા, એમ કહેવુ બસ થઇ પડશે.

શિષ્ય —મહાશય, અમે તેમના દર્શનનો લાભ લઇ શક્યા નહિ. અમારે માટે હવે કાંઇ ઉપાય ખરો ?

સ્વામીજી —તેમની સાક્ષાત્ કૃપા જેઓ મેળવી શક્યા છે તેવા આ સાધુપુરૂષોનો સત્સંગ તો તને પ્રાપ્ત થઇ ચૂક્યો છે. તો પછી તેમનાં દર્શન તને થયાં નહિ એમ કેવી રીતે કહી શકાય? તેઓશ્રી પોતે પોતાના ત્યાગી સંતાનોમા સર્વદા વિરાજી

રહ્યા છે! તેમની સેવા-વંદના કરવાથી તેઓ પોતે સમય વીતતાં પ્રકટ થશે. કાળક્રમે મારી આ વાત સમજાશે-અત્યારે નહિ.

શિષ્ય-તે તો ઠીક ગુરૂદેવની કૃપા પ્રાપ્ત કરી હોય એવા સાધુ પુરૂષોના સબંધમા તો આપ નિત્ય વાતો કરો છો, પણ આપના પોતાના સબંધમા તેઓ જે કાઇ કહેતા તે તો આપે કોઇ દિવસ અમને કહ્યુંજ નહિ !

સ્વામીજી-મારી વાત વિશેષ શુ કહું ? હુ તો તેમના દૈત્યો માહેનોજ કોઇ એક હોઇશ. કોઇ કોઇ વખત તેમની રૂબરૂમાં હુ તેમને ગાળો દેતો ! છતાં તેઓ મારી ગાળો સાભળીને માત્ર હસતા ! વાત કહેતા કહેતામા સ્વામીજીનુ મુખમંડળ સ્થિર-ગભીર થઇ ગયુ ! ગગાજીની તરફ શૂન્ય મને થોડીવાર સ્થિરભાવે તેઓ નિહાળી રહ્યા હવે સાજ પડી ગઇ અને નૌકા પણ મઠ પાસે આવી પહોંચી સ્વામીજી મનમાં ને મનમાજ ગુરૂદેવની સ્તુતિ ગાવા લાગ્યા ગાનનો મધુર-સૂક્ષ્મ ધ્વનિ સાંભળી શિષ્ય સ્વામીજીના મુખ તરફ એકીટસે તાકી રહ્યો

ભાડુ ચૂકવી દઇ સ્વામીજી નૌકામાંથી નીચે ઉતર્યા, અને ઝબ્બો કહાડી નાખી મઠની પશ્ચિમ ગૅલેરીમા ગયા બેઠા ત્યારે શિષ્યે જોયુ તો તેને જણાયુ કે સ્વામીજીની ગૌરકાંતિએ તથા ગૈરિક વસ્ત્રોએ સધ્યાના દીપ-પ્રકાશથી એક પ્રકારની અપૂર્વ શોભા ધારણ કરી હતી!

# प्रसंग ४५ मो.

## અંતિમ દર્શન.

( સ્થાન-બેલુડમઠ ઇ સ. ૧૯૦૨ )

### અંગ્રેજી તથા દેશી પોષાકવિષે ચર્ચા.

આજે આષાઢ માસની ત્રયોદશી હતી. શિષ્ય આજે સાજ પડતા પહેલા મઠમા હાજર થઇ ગયો છે, શિષ્યને તે વખતે બાલીમાં નોકરી હતી, તેથી ઑફીસનો પોષાક પહેરી રાખી ત્યાંથી પરભાર્યોજ મઠમા આવ્યો હતો બહુ ઉતાવળ કરવાથી રોજની માફક આજે પોષાક બદલવાનુ તેનાથી બની શક્યુ નહોતું. શિષ્યે સ્વામીજીના ચરણકમળમા પ્રણામ કરી તેમની શારીરિક કુશળતા પૂછી સ્વામીજીએ કહ્યુ -"ઠીક છે" શિષ્યનો પોષાક જોઇ કહ્યુ કે-"તુ આ કોટ-પાટલુન પહેરે છે તો પછી કૉલર કેમ રાખતો નથી ?" આ પ્રમાણે કહી તેમણે સ્વામી શારદાનદને બોલાવીને આજ્ઞા કરી કે-"મારા કૉલરો છે તેમાંથી એક-બે કૉલર આને કાલે સવારે આપજે" શારદાનદસ્વામી સ્વામીજીની આજ્ઞાને શિરોધાર્ય કરી ત્યાંથી ચાલ્યા ગયા

ત્યાર બાદ મઠના એક ઓરડામા શિષ્ય પોતાનો ઑફીસનો પોષાક બદલી નાખી, હાથ-પગ-મ્હો ધોઇ સ્વામીજી પાસે હાજર થયો. સ્વામીજીએ તેને ઉદ્દેશીને કહેવા માડ્યુ કે-" આહાર-પોષાક અને જાતીય આચાર-વ્યવહારનો ત્યાગ કરવાથી ધીમે ધીમે જાતીયતાનો લોપ થઇ જાય છે ગમે તેની પાસેથી વિદ્યા પ્રાપ્ત કરવામા કાંઇ વાંધો નથી, પરન્તુ **જે વિદ્યા પ્રાપ્ત કરવાથી પોતાની જાતીયતાનો લોપ થાય, તેવી અધઃપાત કરનારી વિદ્યા કોઇ રીતે ઇચ્છવાયોગ્ય નથી.** "

શિષ્ય—મહાશય, ઑફીસમાં સાહેબ લોક જેવો પોષાક પહેર્યાવિના ચાલતુ નથી, તેથીજ એ ડ્રેસ પહેરવો પડે છે.

સ્વામીજી—તેની કોણુ ના કહે છે ' ઑફીસના કામકાજ પ્રસંગે અવશ્ય એવો પોષાક પહેરવો, પરતુ ઘેર ગયા પછી તો ચોકખા બગાળીજ બનવુ ઘેર તો ધોતીયુ, પહેરણુ તથા શાલજ ઓઢી રાખવી સમજ્યો કે ?

શિષ્ય—જી હા

સ્વામીજી—તમે લોકો માત્ર ખમીસ પહેરી રાખી બહાર ફર્યા કરો છો તે ઠીક નથી યૂરોપમા જો કોઇ એવો અર્ધો પોષાક પહેરી બહાર નીકળે તો તે એક પ્રકારનુ જગલીપણુજ ગણાય ! ખમીસ ઉપર કોટ ન પહેર્યો હોય તો ત્યા કોઇ સદ્‌ગૃહસ્થ પોતાના ઘરમા આવવાની રજાજ ન આપે ! પોષાકના સબધમા તમે કેટલુ બધુ અયોગ્ય અનુકરણુ કરતા શીખ્યા છો ! આજકાલ છોકરાઓ જે પોષાક પહેરે છે તે તો ન મળે આ દેશની પદ્ધતિનો કે ન મળે પાશ્ચાત્ય પદ્ધતિનો ! બન્નેનુ એક બેડોળ સમિશ્રણુ તમે લોકોએ કરી નાખ્યુ છે !

આ પ્રમાણે વાર્તાલાપ થયા પછી સ્વામીજી ગગાના કિનારા ઉપર ધીમે ધીમે ફરવા લાગ્યા તે વખતે તેમની પાસે એક માત્ર શિષ્યજ હતો સાધન સબધી એક પ્રશ્ન સ્વામીજીને પૂછવો છે, તે આ પ્રસગે પૂછાય કે નહિ તે સબંધી વિચાર કરતો શિષ્ય સ્વામીજી પાસે ચાલવા લાગ્યો તેટલામા પોતેજ જાણે તેના મનની વાત સમજી ગયા હોય તેમ સ્વામીજીએ કહ્યુ કે-" એમ વિચાર શુ કરે છે ? મનમાં હોય તે કહી નાખ ને ? "

શિષ્ય સહજ શરમાયો, તો પણુ કહ્યુ કે-" મહાશય, હું એમ વિચારતો હતો કે જો મનને એકદમ સ્થિર કરવાનો એકાદ ઉપાય આપ શીખવી દો, અથવા શીઘ્ર ધ્યાનસ્થ થવાની કોઇ કુચી બતાવી દો તો મારા ઉપર મોટો ઉપકાર થાય સસારચક્રમા સપડાયા પછી સાધન-ભજન કરી મનને સ્થિર કરવુ એ મારે માટે બહુજ કઠિન કામ થઇ પડ્યુ છે. "

શિષ્યની આ પ્રમાણેની દીનતા જોઇ તેઓ બહુ સતુષ્ટ થયા હોય એમ

જણાઇ આવ્યું પ્રત્યુત્તરમા તેઓએ શિષ્યને સ્નેહપૂર્વક કહ્યું કે –"થોડીવાર પછી હું જ્યારે ઉપર એકલો બેસુ ત્યારે તુ મારી પાસે આવજે આપણે એ વખતે તે સબધી ચર્ચા કરીશુ "

શિષ્ય આનદથી ઉન્મત્ત બની સ્વામીજીને પુન પુન પ્રણામ કરવા લાગ્યો. સ્વામીજીએ કહ્યું —" એ બધુ રહેવા દે–રહેવા દે "

થોડીવાર પછી સ્વામીજી ઉપર ચાલ્યા ગયા

શિષ્ય તે સમયે નીચે બેસી એક સાધુની સાથે વેદાન્તની ચર્ચા કરવા લાગ્યો આ દ્વૈતાદ્વૈતમતની ચર્ચા એટલી બધી વધી પડી કે આખા મઠમા કોલાહલ મચી ગયો શિવાનદ મહારાજે આવીને કહ્યું કે –' અરે, ધીમે ધીમે બોલો ! આમ બરાડા પાડશો તો સ્વામીજીના ધ્યાનમાં વિક્ષેપ થશે " શિષ્ય ચૂપકીથી ત્યા બેસી રહ્યો અને થોડીવારે સ્વામીજીની આજ્ઞાનુ સ્મરણ થતાં ઉપર ગયો

શિષ્યે ઉપર જઇને જોયુ તો સ્વામીજી પશ્ચિમ તરફ મુખ રાખી એક પાટ ઉપર વિરાજ્યા હતા મુખ ઉપર અપૂર્વ ભાવ પ્રકાશી રહ્યો હતો ચન્દ્રકાંતિ સમાન સ્વચ્છ પ્રકાશ તેમના અગમાથી બહાર સ્ફુરી નીકળતો હતો ! તેમનુ સર્વાગ સ્થિર–ગભીર–અડગભાવે ચિત્રની મૂર્તિ માફક એકાસને શોભી રહ્યુ હતુ. સ્વામીજીની આવી ધ્યાનસ્થ મૂર્તિ જોઇ શિષ્ય શાંતભાવે તેમની પાસે જઇને ઉભો રહ્યો થોડી ક્ષણો સુધી ઉભા રહેવા છતા સ્વામીજીએ આખ ખોલી નહિ, તેથી તે ત્યા તેમની પાસેજ બેસી ગયો આમને આમ અર્ધો કલાક પસાર થયો, છેવટે સ્વામીજીની હાથેલી ધ્રૂજવા લાગી અને તે પછી પાચ–સાત મિનિટે તેમણે આખો ઉઘાડી શિષ્યની તરફ દ્રષ્ટિ કરી પૂછ્યુ –" અહ ક્યારે આવ્યો ? "

શિષ્ય —સહજ વાર થઇ હશે.

સ્વામીજી —ભલે, પાણીનો એક પ્યાલો ભરી લાવ જોઇએ

શિષ્ય ઉતાવળો ઉતાવળો સ્વામીજીના ખાસ કુજામાંથી પાણી ભરી લાવ્યો. પાણી પી શિષ્યને પ્યાલો પાછો સોપ્યો અને તેને યથાસ્થાને મૂકી આવવાનુ કહ્યુ ત્યારપછી સ્વામીજીએ વાતની શરૂઆત કરતા કહ્યુ કે –" આજે ધ્યાનની બહુ સરસ જમાવટ થઇ ! "

શિષ્ય —ધ્યાન કરવા બેસીએ કે તુરતજ મન એકાગ્ર થઇ જાય એવો કઇક ઉપાય બતાવો

સ્વામીજી —અગાઉ પહેલા સર્વ ઉપાયો તમને કહી ચૂક્યો છુ. નિત્ય પ્રાત·કાળે એક વખત અવશ્ય ધ્યાન કરવા બેસવુ વખત જતા સફળતા પ્રાપ્ત થશે. ભલા કહે જોઇએ, તને આ ઠીક લાગે છે ?

શિષ્ય —આપે અત્યાર સુધીમાં જે કાંઇ કહ્યુ છે તે પ્રમાણે હું ધ્યાન કર·

વાનો નિત્ય પ્રયત્ન કરૂં છુ, પરંતુ હજી સુધી ધ્યાનમાં જેવી જોઇએ તેવી એકાગ્રતા થતી નથી કોઇ કોઇ વખત તો મનમાં એમજ થઇ આવે છે કે ધ્યાન માત્ર કરવાથી શુ કલ્યાણ થવાનુ હતુ ? મને લાગે છે કે મારાથી ધ્યાન વગેરે થઇ શકશે નહિ આપની પાસેજ કાયમ રહુ એજ મને તો મારે માટે ઇચ્છવાયોગ્ય જણાય છે.

સ્વામીજી—એ સર્વ માનસિક દુર્બળતાની નિશાનીઓ છે ! સર્વદા નિત્ય-પ્રત્યક્ષ એવા આત્માના વિષયમાંજ તલ્લીન રહેવાનો પ્રયત્ન કરજે આત્મદર્શન થયા પછી તારે માટે કાંઇ કર્તવ્યજ નહિ રહે. જન્મ-મૃત્યુની જાળ પોતાની મેળેજ તૂટી જશે !

શિષ્ય—આપશ્રી પોતેજ કૃપા કરીને એટલુ કરી દો આજે આપે અવકાશે મને આવવાનુ કહ્યુ હતુ તેથીજ હું આવ્યો છુ મારૂ મન સ્થિરતા પ્રાપ્ત કરે એવો કોઇ માર્ગ દર્શાવો.

સ્વામીજી—ધ્યાનમાંજ અવકાશનો સદુપયોગ કરવો સુષુમ્ણા-માર્ગે માત્ર એકવાર જો મન જઇ શકે તો પછી કોઇ પ્રકારની ચિંતા રહે નહિ, વધુ કાંઇ કરવાનીજ જરૂર ન રહે

શિષ્ય—આપ તો ઘણોય ઉત્સાહ આપો છો, પરતુ મને સત્ય વસ્તુની પ્રાપ્તિ થશે કે નહિ એજ સમજાતુ નથી યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી હુ મુક્ત થઇ શકીશ કે નહિ ?

સ્વામીજી—એક કીડાથી લઇ બ્રહ્મા પર્યંત સૌ કોઈ એક કાળે મુક્ત થઇ શકશે. તો પછી તુ એકલોજ કેમ રહી જશે ? માનસિક દુર્બળતાઓને મનમાં સહજ પણ સ્થાન આપીશ નહિ

ત્યારબાદ સ્વામીજીએ કહ્યુ કે—"શ્રદ્ધાવાન થાઓ, વીર્યવાન થાઓ, આત્મજ્ઞાન પ્રાપ્ત કરો, અને "પરહિતાર્થે" જીવન અર્પણ કરો એજ મારી ઇચ્છા અને આશિષ છે"

એજ વખતે જમવાનો ઘટ વાગ્યો. સ્વામીજીએ શિષ્યને કહ્યુ.

"જા, જમવાનો ઘટ વાગ્યો જમી આવ"

શિષ્યે સ્વામીજીના ચરણ-કમળમાં નમન કરી કૃપાભિક્ષાની યાચના કરી સ્વામીજીએ શિષ્યના મસ્તક ઉપર હસ્ત સ્થાપ્યો અને આશીર્વાદ આપતા કહ્યું કે—"જો મારા આશીર્વાદથી તારો કોઇપણ પ્રકારનો ઉપકાર થઇ શકતો હોય તો હું કહું છું કે ભગવાન શ્રી રામકૃષ્ણ તારા ઉપર કૃપા કરો ! એથી અધિક મહાન આશીર્વાદ મારી પાસે નથી"

શિષ્ય આનદિત અતકરણે નીચે ઉતર્યો અને શિવાનદ મહારાજને સ્વામી-

જીનો આશીર્વાદ કહી સંભળાવ્યો શિવાનંદ સ્વામીએ આશીર્વાદ સાંભળીને કહ્યું કે -" જા, બંગાળી, તારી સર્વ કામનાઓ પૂર્ણ થશે વખત જતાં સ્વામીજીના આશીર્વાદનું ફળ તને પ્રત્યક્ષ થયાવિના રહેશે નહિ "

આહાર કર્યા પછી શિષ્ય તે રાત્રિએ સ્વામીજી પાસે ગયો નહિ, કારણ કે તેઓ આજે બહુ જલદીથી સુઇ જવાના હતા

બીજે દિવસે સવારે શિષ્યને કેટલાએક ખાસ કારણોને લીધે કલકત્તા જવાની જરૂર પડી, તેથી તે જેમ બને તેમ જલદી શૌચાદિ નિત્યકર્મોથી પરવારી સ્વામીજી પાસે ઉપસ્થિત થયો

સ્વામીજી —કેમ ? અત્યારેજ જઇશ કે ?

શિષ્ય —જી, હા

સ્વામીજી —આવતા રવિવારે આવીશ કે ?

શિષ્ય —જરૂર, આવીશ.

સ્વામીજી —ત્યારે જા જો, આ નૌકા કલકત્તા તરફજ જાય છે જલદી કર

શિષ્ય સ્વામીજીના પાદપદ્મમા છેલ્લા પ્રણામ કરી ત્યાંથી રવાના થયો તે જાણતો નહોતો કે સ્વામીજીના સ્થૂલદેહનાં દર્શનનો આ પ્રસંગ છેક છેલ્લોજ નિવડશે સ્વામીજી તેને પ્રસન્ન વદને રજા આપતા બોલ્યા કે -" રવિવારે આવજે શિષ્યે કહ્યું -"ભલે." ત્યારબાદ શિષ્ય બહાર નીકળ્યો

શિષ્યને કલકત્તા ખાતે જવાની તૈયારી કરતો જોઇ સ્વામી શારદાનંદે કહ્યું કે -" અરે ! પેલા બે કૉલરો લેતો જા નહિ તો અમારે સ્વામીજીનો ઠપકો ખાવો પડશે "

શિષ્યે જણાવ્યું કે —" આજે મને બહુ ઉતાવળ છે બીજે દિવસે આવીને લઇ જઇશ સ્વામીજીને મારીવતી આ વાત સવિનય જણાવજો, એટલે તમને ઠપકો નહિ મળે "

નૌકા ગંગાકિનારે તૈયાર હતી શિષ્ય તેમા બેસીને કલકત્તા તરફ રવાના થયો નૌકામાંથી શિષ્યે જોયુ તો જણાયું કે સ્વામીજી તે વખતે મઠના ઉપલા મકાનમા ગૅલેરીમા આસપાસ ફરી રહ્યા હતા શિષ્યે પુન સ્વામીજી તરફ મુખ કરી પ્રણામ કર્યા પવનની અનુકૂળતાથી નૌકા અર્ધા કલાકમા આહીરિટોલા ખાતે પહોંચી ગઇ

ત્યારપછી સાત દિવસે સ્વામીજીએ સ્વસ્વરૂપ સંકોચી લીધુ ! શિષ્યને તે પહેલા એ સબંધી કશા સમાચાર મળ્યા નહોતા, તેથી સ્વામીજીના દેહાંતર થયાના શોકજનક સમાચાર સાંભળી શિષ્ય બીજેજ દિવસે મઠમા હાજર થયો દુર્ભાગ્યે સ્વામીજીના સ્થૂળદેહના શુભ દર્શન પુન થઇ શક્યા નહિ.



# पूर्वना प्रदेशोमां प्रथम व्याख्यान.

## સિંહલદ્વીપ–લંકાનું પાટનગર કોલમ્બો.

સ્વામી વિવેકાનંદ યૂરોપ અને અમેરિકામા સાડાત્રણ વર્ષપર્યંત વેદધર્મ અને વેદાન્તપ્રચારના ચિરસ્મરણીય પુરૂષાર્થ પછી, ઇ સ ૧૮૯૭ ના જાન્યુઆરી માસની ૧૫ મી તારીખે પુન સ્વદેશ તરફ પધાર્યા, અને નૉર્થ જર્મન લૉઇડ લાઇનરની "પ્રિન્સ રિજન્ટ લિયોપોલ્ડ' નામક સ્ટીમરમાથી લંકાના પાટનગર કોલમ્બો શહેરમા તેમણે પદાર્પણ કર્યું

કૅપ્ટન સેવિયર અને મી ગુડવિન નામક બે અંગ્રેજ ગૃહસ્થો અને કૅપ્ટનની સહધર્મિણી મિસીસ સેવિયર એ ત્રણે જણ સ્વામીજીની સાથેજ આવેલા હતા સેવિયર દમ્પતિ આગળ પણ એકવાર ભારતમા ઘણો સમય નિવાસ કરી ગયા હતા તેઓ બન્ને વયોવૃદ્ધ હતા અને કંઇ સંતાન નહોતુ. ઇંગ્લાંડમા સ્વામીજીના હૃદય–સ્પર્શી વ્યાખ્યાનો સાભળીને તેઓએ વેદાન્તના અદ્વૈતવાદનો સ્વીકાર કર્યો હતો પુણ્ય–ભૂમિ ભારતના કોઇ પણ શાન્ત એકાન્ત સ્થળમા એકાદ આશ્રમ સ્થાપન કરીને ત્યા પોતાના નિવૃત્તિપરાયણ જીવનનો અવશેષ કાળ અધ્યાત્મચિંતન અને આત્માનંદમા ગાળવાની, તેમજ પોતાને સર્વોત્તમ જણાયેલા અદ્વૈત વાદના પ્રચારને માટે પોતાના તન–મન–ધન–સર્વસ્વનુ સમર્પણ કરવાની તેમની શુભાકાંક્ષા હતી તેમની એ મંગલ કામના યથાસમયે સફળ થઇ છે હિમાલયના તલપ્રદેશમા આલમોરાની નજીક આવેલ 'માયાવતી" માનો 'અદ્વૈતાશ્રમ' તેમનીજ અર્થ સહાયવડે સ્થાપિત કરવામાં આવ્યો છે

મી. ગુડવિન ઉત્સાહી, નિઃસ્વાર્થી, પ્રબલ કર્તવ્યનિષ્ઠ, ખતીલો અને ઉદ્યોગી હતો ટુંકાક્ષરી વિદ્યા (શૉર્ટહૅન્ડ) મા તે પરમકુશળ અને સુવિખ્યાત હતો સ્વામીજી અમેરિકામા વ્યાખ્યાનો આપતા ત્યારે તેમના ભાષણોનો ઉતાવળથી રિપોર્ટ લેવા માટે આવા એક મનુષ્યની આવશ્યકતા હોવાથી તેને માટે વર્તમાન પત્રમા જાહેરખબર છપાવીને માગણી કરવામા આવી હતી મી ગુડવિન પ્રથમ તો પગાર લઇને એ કાર્ય કરતા હતા, પરંતુ પાછળથી સ્વામીજીના પ્રબલ સદ્ગુણો પર મુગ્ધ બનીને તેમણે સ્વામીજીની પાસે દીક્ષા લઇ શિષ્યત્વ સ્વીકાર્યું. એ સમયથી સર્વદા તેઓ સ્વામીજીની સાથેજ ભ્રમણ કરવા લાગ્યા તેમનાજ પરિ-

શ્રમના પ્રતાપે સ્વામીજીનાં વ્યાખ્યાનો વાંચવા-સંગ્રહ કરવાનું આપણને સર્વને સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. ભારતમાં આવ્યા પછીથી થોડાજ સમયમાં ઉટાકામન્ડ-ખાતે તેમનો દેહાન્ત થયો એ ઘણો દુઃખનો વિષય છે

કોલમ્બોના હિન્દુ વર્ગે સ્વામીજીને સન્માન આપવાને એક "સન્માનકારિણી સભા" નીમી હતી એ સભાના બે સભાસદો-એક સ્વામીજીના ગુરૂભાઇ અને બીજા હેરિસન નામક કોલમ્બો નિવાસી બૌદ્ધધર્માવલંબી એક યૂરોપિયન સ્વામી-જીના સન્માનાર્થે સ્ટીમરપર તેમને લેવાને ગયા હતા.

સ્ટીમલોચ તેઓ સર્વને લઇને કિનારા સમીપ આવી પહોંચી, ત્યારે, કોલ-મ્બોના વિશાળ સમુદ્રતટપર સ્વામીજીના દર્શનનિમિત્ત એકત્ર થયેલા હજારો લોકોની ભીડ જામી રહી હતી એ પછી સ્વામીજીને સન્માન આપવા માટે ખાસ નક્કી કરેલા વાર્નેસ સ્ટ્રીટમાં આવેલા એક વિશાળ સુસજ્જિત બંગલામાં તેડી જવામાં આવ્યા એ રસ્તો કોલમ્બો શહેરની ભાગળપરજ આવેલો હતો રસ્તો જ્યાંથી શરૂ થાય છે ત્યાં એક વિશાળ તોરણોથી પરિવેષ્ટિત દરવાજો ઉભો કરવામાં આવ્યો હતો અને નારિકેલની શાખાઓ, પત્રો તેમજ પુષ્પોવડે સ્વાગતના અભિનંદન સૂચક અક્ષરો ગુંથવામાં આવ્યા હતા એ રસ્તાના આરંભથી છેક ઉતારાના બંગલાના દ્વાર સુધી પંક્તિબંધ પતાકાઓ અને તાલપત્રો સ્વામીજીના શ્રીચરણને સત્કારતા, સનાતન આર્યધર્મની વિજયધ્વજા ફરકાવતા શોભી રહ્યાં હતા બંગલાના દરવાજાપર પણ એક વિશાળ અર્ધચંદ્રાકાર સુશોભિત તોરણ સ્વામીજીના શુભા-ગમનનું સ્વાગત કરતું દીપી રહ્યું હતું. એ વિશાળ બંગલામાં સિંહલદ્વીપનિવાસી હિન્દુઓની એક ગંજાવર સભા એકત્ર થઇ, બૌધાદિ અન્યાન્ય ધર્માવલંબી ગૃહસ્થો પણ સ્વામીજીના દર્શનનિમિત્ત ત્યાં એકઠા થયા હતા એ વિશાળ જનસમુદાયની સમક્ષ ત્યાંની વ્યવસ્થાપક સભાના મુખ્ય સભાસદ, માનનીય કુમારસ્વામી નામના વિખ્યાત વિદ્વાન્ સદ્ગૃહસ્થે, સ્વામીજીને માટે નીચે પ્રમાણેનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું —

પૂજ્યપાદ મહાત્મન્ !

કોલમ્બો શહેરનિવાસી સમગ્ર હિન્દુવર્ગની એક જાહેર સભાદ્વારા પાસ કરવામાં આવેલા ઠરાવ અનુસાર આપને આ સિંહલદ્વીપમાં પ્રથમ પદાર્પણ સમયે હૃદય-પૂર્વક અભિનંદન આપવાની આજ્ઞા લઇએ છીએ.

પશ્ચિમના પ્રદેશોમાં મહત્કાર્યની સિદ્ધિ કર્યા પછી સ્વદેશમાં પ્રત્યાગમન કરતી વખતે, આપનું સર્વથી પ્રથમ સ્વાગત કરવાનો અમને સદ્ભાગી સુયોગ પ્રાપ્ત થયોછે.

પરમાત્માના આશીર્વાદથી આપના દીર્ઘ પ્રવાસ, પુણ્ય પ્રયાસ અને મહ-ત્કાર્યને સફલતાનો જે ઉજ્વલ કીર્તિમુકુટ પ્રાપ્ત થયો છે, તે અવલોકી અમારાં હૃદય આભારસૂચક આનંદસાગરમાં લીન થઇ જાય છે. યૂરોપ અને અમેરિકાની

સભ્યાભિમાની પ્રજાઓના નેત્રો સમક્ષ તમે હિંદુજાતિના સાર્વભૌમ ધર્મનો ઉચ્ચ આદર્શ ખડો કરીને, સૃષ્ટિના સઘળા મત-સંપ્રદાયો સાથે સમાનતા સાધવાનો, તેમજ પ્રત્યેક આત્માને તેની આવશ્યકતાના પ્રમાણમાં આધ્યાત્મિક પ્રસાદ પૂરો પાડી તેને પ્રભુના પ્રદેશમા આકર્ષવાનો જયઘોષ કર્યો છે

જે મહાન ગુરૂઓ અને આચાર્યોના પવિત્ર પગલાવડે આ પુરાણપ્રસિદ્ધ ભારતભૂમિ પાવન થઇ છે, તેમજ જેમના આવિર્ભાવ અને જેમની દિવ્ય પ્રેરણા વડે, એજ ભારતભૂમિ, ઉન્નતિ-અવનતિની સઘળી પરિસ્થિતિઓમા પોતાનુ ગૌરવ જાળવી રહી છે, તે મહાત્માઓ અતિ પ્રાચીનકાળથી જે મહાન સત્યો અને દિવ્ય માર્ગનો ઉપદેશ કરી ગયા છે, તેજ સત્ય અને તેજ માર્ગનો તમે પશ્ચિમમાં પ્રકાશ પાડયો છે

ભારતની આધ્યાત્મિક પ્રતિભાની સાક્ષાત્ ઝાંખી કરવાના મહાન સદ્ભાગ્ય માટે પાશ્ચાત્ય પ્રજાઓ, આપના નિઃસ્વાર્થ ઉત્સાહ અને શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ જેવા મહા પુરૂષની પ્રેરણાની ઋણી છે. આપણા પૂર્વજો તરફથી મળેલા આધ્યાત્મિક વારસાનુ મૂલ્ય, પાશ્ચાત્ય સુધારાના પ્રકાશદ્વારા આપણા અનેક સ્વદેશી બંધુઓને પણ દૃષ્ટિગોચર થવા લાગ્યુ છે, એ બધો આપના પુણ્ય પ્રયાસનોજ પ્રતાપ છે.

ઉત્કૃષ્ટ કાર્ય અને ઉજ્જવલ દૃષ્ટાન્તદ્વારા આપે સમગ્ર માનવજાતિને કદિ પણ ન વાળી શકાય એવા આભાર તળે મૂકી છે, અને આપણી પ્રિય માતૃભૂમિ ઉપર દિવ્ય પ્રકાશ પાડયો છે એ આપના પુનિત પ્રયાસ માટે અમને પરમ આનંદ પ્રાપ્ત થાય છે. કૃપાળુ પરમાત્માને અમે પ્રાર્થના કરીએ છીએ કે આપને અને આપના પવિત્ર કાર્યને ચિરાયુ કરો. આપના ચિર વિશ્વાસપાત્ર

કોલમ્બોનિવાસી સમગ્ર હિન્દુવર્ગ તરફથી
પી. કુમાર સ્વામી
સીલોનની કારોબારી સભાના સભાસદ
તે આ સભાના પ્રમુખ
એ કુલવીર સિંઘમ
મંત્રી.

કોલમ્બો,
જાન્યુઆરી. ૧૮૯૭

સંધ્યા સમય થઇ જવાથી સ્વામીજી આ માનપત્રનો વિસ્તારથી ઉત્તર આપી શકયા નહોતા. પ્રેમપૂર્વક કરવામા આવેલા તેમના આંતરિક સ્વાગત પ્રત્યે પોતાનો પરમ સંતોષ અને આનંદ પ્રદર્શિત કરીને સ્વામીજીએ સંક્ષેપમાં જણાવ્યુ કે—"તમે આજે મારો જે અપૂર્વ સત્કાર કર્યો છે તેને હુ મારા વ્યક્તિગત કાર્યની પ્રશંસા સમજતો નથી, પરંતુ હિંદુઓની પ્રબલ ધર્મપ્રીતિનુ ફલ સમજુ છુ, અને એથીજ મને વિશેષ આનંદ પ્રાપ્ત થાય છે. હિંદુઓ પોતાના ધર્મનેજ

સર્વથી મૂલ્યવાન વસ્તુ ગણે છે આપ સર્વ અહીં કોઇ રાજા મહારાજાને, કોઇ વિખ્યાત રાજનૈતિકને, મોટા વીરનરને-લડવૈયાને-કે મોટા લક્ષાધિપતિને માન આપવા એકઠા થયા નથી, પણ મારા જેવા એક મધુકરી માગી ખાનારા ભિક્ષુક સન્યાસીને માન આપવા માટેજ મળ્યા છો. તમે આટલા બધા પ્રેમથી પરિશ્રમ ઉઠાવ્યો છે-ધામધુમ કરી છે, એ બધું શું સૂચવે છે? હિંદુઓની ધર્મપ્રીતિ! હિંદુઓની ધર્મપ્રાણતા! હિન્દુજાતિની મતિ-ગતિ કયી દિશામા છે, તે આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે અનાદિ કાલથી ધર્મજ હિન્દુઓના પ્રાણસ્વરૂપ છે તેમના સમગ્ર વ્યવહારમા ધર્મ એકસરખો વ્યાપી રહેલો છે એથીજ હિન્દ અને હિન્દુ જાતિ આજ સુધી ધરાતલપર ટકી રહ્યાં છે, એવીજ રીતે જો હિંદુજાતિ સદાને માટે પોતાનુ અસ્તિત્વ કાયમ રાખવા માગતી હોય, આ પ્રચંડ જીવનસંગ્રામમા જીવિત રહેવા ચાહતી હોય, તો તેણે પોતાના ધર્મનેજ અચલ મેરૂની પેઠે ધારણ કરી રાખવો જોઇએ આવાં ભવ્ય સન્માન કે સ્વાગત મેળવવા જેટલી યોગ્યતા હું ધરાવતો નથી, પરંતુ એ માત્ર હિંદુઓની સ્વાભાવિક ધર્મપ્રીતિ અને પરાપૂર્વથી ચાલતી આવેલી ધર્મપ્રથાનુ પરિણામ માનુ છુ ઇત્યાદિ ”

વળતે દિવસે શનિવાર હતો એ દિવસે પણ એજ બંગલામા સ્વામીજીના દર્શનનિમિત્ત નિર્ધન, ધનવાન, વૃદ્ધ, યુવાન, વિવિધ જાતિના અને વિવિધ ધર્મના સેંકડો લોકોનો ત્યા સમાગમ થવા લાગ્યો સ્વામીજી એ સર્વની સાથે પ્રેમથી સંભાષણ કરીને તેમના પ્રશ્નોના સંતોષકારક ઉત્તરો આપીને, સર્વના ચિત્તનુ સમાધાન કરતા હતા એ મનુષ્યોમા એક ગરીબ સ્રી, જેનો સ્વામી સંસાર ત્યાગીને સન્યાસી થઇ ગયો હતો, તે ફૂલ-ફૂલાદિ ઉપહાર લાવીને સ્વામીજીનાં શ્રીચરણમાં ધરી, પ્રણામ કરી દીનતાથી ઇશ્વરપ્રાપ્તિનો ઉપાય પૂછવા લાગી સ્વામીજીએ તેને નિત્યપ્રતિ ભગવદ્‌ગીતાનો પાઠ કરવાનો તેમજ ગૃહસંસારના સમગ્ર કર્તવ્યો યથોચિત પાલન કરવાનો ઉપદેશ કર્યો તે ગરીબ સ્રીએ કહ્યું કે-“મહારાજ! ગીતાપાઠ ભલે આઠે પહોર કરવામા આવે, પણ જયા સુધી પરમસત્યની ઉપલબ્ધિ ન થાય ત્યા સુધી બધુ વૃથા છે ”

સ્વામીજીએ તેના ચિત્તનુ સમાધાન કરીને સમજાવ્યું કે, “ પઠન અને ચિંતનવડે પરમ સત્યની સમીપ જવાય છે, પછી નિદિધ્યાસનવડે તેની ઉપલબ્ધિ કરી શકાય છે, માટે ઇશ્વરપ્રાપ્તિની ઇચ્છા હોય તો નિત્યનૈમિત્તિક કર્મોની સાથે શ્રવણ-મનન-નિદિધ્યાસનની પણ એટલીજ અપેક્ષા છે જે વસ્તુનો ધ્યાનપૂર્વક વારંવાર વિચાર કરવામાં આવે છે તેનો યથાકાલે અવશ્ય સાક્ષાત્કાર થાય છે ”

ઉત્તર-પશ્ચિમમાંથી આવેલા એક ગરીબ ભક્તે સ્વામીજીને આગ્રહસહિત પોતાને ત્યા ભિક્ષા લેવાનુ આમંત્રણ કર્યું સ્વામીજી તેને ત્યાં ગયા ત્યારે સ્વામી-

જીએ તેમજ અનુસંગી જનોએ ઘણો આગ્રહ કરવા છતા પણ એ ભક્ત સ્વામી-જીની સન્મુખ આસનપર ન બેઠો ! જ્યા સુધી સ્વામીજી તેને ઘેર રહ્યા ત્યા સુધી વિનીત ભાવે તે હાથ જોડીને ઉભોજ રહ્યો ! એ સમયે સ્વામીજીની સાથે આવેલા પાશ્ચાત્ય શિષ્યો, આ દીન-દરિદ્ર-ગરીબ હિંદુની, સાત્વિક સાધુભક્તિ અને પ્રભુ-પ્રાપ્તિની પ્રબળ ઉત્કંઠા જોઇને વિસ્મિત થવા લાગ્યા

સ્વામીજીના સન્માનાર્થે જે બંગલાને સુસજ્જિત કરવામા આવ્યો હતો તેનુ નામ એ સમયથી " વિવેકાનંદ મંદિર " રાખવામા આવ્યુ છે. શનિવારની સાંજે " ફ્લૉરલહૉલ " નામના વિશાળ સ્થાનમા સ્વામીજીનુ વ્યાખ્યાન થવાનુ હતુ. યથાર્થ સમયની પૂર્વેજ ઘણા લોકો ત્યા એકત્ર થવા લાગ્યા જે વખતે સ્વામીજી વ્યાખ્યાન આપવાને આવ્યા ત્યારે એ વિશાળ હૉલમા તિલમાત્ર પણ જગ્યા ખાલી નહોતી અમેરિકાથી પાછા આવ્યા પછી સ્વામીજીનુ આ પહેલ-વહેલુજ વ્યા-ખ્યાન હતુ

## સ્વામીજીનું પ્રથમ વ્યાખ્યાન.

" દૂર વિદેશોમા જે સામાન્ય કાર્ય હુ સિદ્ધ કરી શક્યો છુ તે મારી પોતાની શક્તિના બળથી નથી કરી શક્યો, પરંતુ હુ મારી ખાત્રીથી માનુ છુ કે પશ્ચિમ તરફ પ્રવાસ કરવા જતી વખતે આ મારી પરમ પવિત્ર પ્રિય માતૃભૂમિ તરફથી જે અનંત આશીર્વાદો, ઉત્સાહવાક્યો, શુભેચ્છાઓ અને આનંદધ્વનિ પ્રાપ્ત થયા હતા, તે સર્વના પ્રતાપેજ હુ કંઇક કરી શક્યો છુ પાશ્ચાત્ય પ્રદેશોમાં અવશ્ય કંઇક થોડુ ઘણુ શુભ કાર્ય સંપાદન થયુ છે, પણ તે મારા પોતાનાજ લાભનુ છે, કેમકે પ્રથમ જે આત્મવિશ્વાસ માત્ર હૃદયના આવેગનાજ પરિણામરૂપ હતો, તે હવે મારે પોતાને માટે એક પ્રમાણસિદ્ધ સત્યરૂપે સિદ્ધ થયો છે, અને બીજાને પણ તે સમજાવીને સિદ્ધ કરી શકાય એટલુ બળ પ્રાપ્ત થયુ છે પ્રત્યેક હિન્દુ માને છે તેમ હુ પણ પૂર્વે માનતો કે આપણી ભારતભૂમિ તે પુણ્યભૂમિ છે-કર્મ-ભૂમિ છે માનનીય અધ્યક્ષ પણ હમણાં અહિં એજ સૂચવી ગયા છે આજે હુ આ સભાની સમક્ષ ઉભો રહીને સ્વાનુભવ તેમજ સંપૂર્ણ નિશ્ચયપૂર્વક દઢતાથી કહુ છુ કે, એ કથન સર્વથા સત્યજ છે જો આ વિશાળ પૃથ્વીમા કોઇ પણ એવો દેશ હોય કે જેને "પુણ્યભૂમિ" નુ પવિત્ર નામ આપી શકાય, જો એવુ કોઇ પણ સ્થાન હોય કે જ્યા પૃથ્વીના સઘળા જીવોને પોતાના કર્મફલ ભોગવવાને આવવુ પડે, જો એવુ કોઇ પણ સ્થળ હોય કે જે પ્રભુપ્રાપ્તિની ઇચ્છાવાળા જીવ-માત્રને પોતાના અંતિમ સ્થાનરૂપે ગ્રહણ કરવુ પડે, જો એવુ કોઇ પણ સ્થાન હોય કે જ્યા માનવજાતિમાં સર્વથી અધિક સહનશક્તિ, નમ્રતા, ઉદારતા, પવિત્રતા અને દયા તેમજ વૃત્તિ વગેરે સર્વ સદ્દગુણો સંપૂર્ણ વિકાસ પામ્યા હોય, જો કોઇ

પણ એવો દેશ હોય કે જ્યા અધ્યાત્મવાદ અને અંતર્મુખતા સ્થાયીરૂપે નિવાસ કરતાં હોય, તો તે પુણ્ય દેશ આપણી ભારતભૂમિજ છે અતિ પ્રાચીનકાળથીજ વિવિધ ધર્મના સ્થાપકો, આ દેશમા આવિર્ભાવ પામીને, સમગ્ર જગતને વારવાર આધ્યાત્મિક સત્યનાં પવિત્ર તેમજ પરમ શાન્તિકર જલવડે તરબોળ કરી ગયા છે. દાર્શનિક જ્ઞાન અને અધ્યાત્મવિદ્યાના પ્રબળ તરંગો અહિંથીજ આગળ વધીને સમગ્ર પૃથ્વીની ચારેમેર પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણમા રેલાઇ રહ્યા છે. ફરી પણ એજ સ્થળેથી પ્રબળ તરંગ ઉત્પન્ન થઇને જગતના જડવાદી સુધારાને આધ્યાત્મિક જીવનનુ દાન કરશે. પૃથ્વીના અનેક દેશોમા જડવાદના સળગી રહેલા પ્રચંડ અગ્નિવડે જે લક્ષાવધિ લોકોનાં હૃદય બળ્યા કરે છે, તેમને શીતલ કરનારૂ અને જડવાદની આગ બુઝાવનારૂ અમૃત અહિંજ ઉત્પન્ન થાય છે બંધુઓ, ખાત્રીથી માનજો કે હિન્દુસ્તાનજ જગતને આધ્યાત્મિક તરંગોવડે શીતલ કરશે

સમગ્ર જગતમા પરિભ્રમણ કરીને મારો આ સિદ્ધાત દૃઢ થયો છે તમારામા જેઓ વિવિધ પ્રજાઓના ઇતિહાસથી પરિચિત હશે તેઓ પણ આ સત્સિદ્ધાંત સારી રીતે જાણે છે આ જગત જેટલુ આપણી માતૃભૂમિનુ કરજદાર છે, એટલુ બીજા કોઈ દેશનુ નથી વિવિધ દેશોની એક બીજા સાથે તુલના કરી જુઓ, એક પછી એક બધા દેશોના ઇતિહાસ તપાસી જુઓ, તો તરત જણાશે કે સહનશીલ ગરીબ હિંદુજાતિનુ જગત જેટલુ ઋણી છે તેટલુ બીજી કોઇ પણ જાતિ અને ભૂમિનુ નથી. નમ્ર હિંદુ, સહનશીલ હિંદુ, એ શબ્દો કેટલીક વખત તિરસ્કાર અથવા મ્હેણારૂપે વપરાય છે, પણ કોઇ પણ તિરસ્કાર, કોઈ પણ મહેણ જો આશ્ચર્યકારક સત્યથી ભરેલુ હોય તો તે ઉપરનાજ શબ્દો છે નમ્ર હિંદુ હમ્મેશાં પરમાત્માનો પ્રિય સતાન છે જગતના બીજા વિભાગોમા સુધારાની ધ્વજાઓ વારવાર ફરકી છે, એક બળવાન પ્રજાના આશ્ચર્યકારક વિચારો અને અદ્દભુત તત્ત્વો બીજી પ્રજામાં પ્રચાર પામ્યા છે, મહાન શક્તિ અને મહાન સત્યનાં બીજ રાષ્ટ્રીય જીવનના આગળ વધતા પ્રવાહવડે અર્વાચીન તેમજ પ્રાચીનકાળમાં સ્થળે સ્થળે વેરાયેલાં છે, પરંતુ દીર્ઘ દૃષ્ટિથી જોતા જણાય છે કે, એ બધો પ્રચાર રણશીગાના અવાજ અને રણરંગથી મસ્ત થયેલા સૈનિકોના પગલાં સાથેજ થયેલો છે એ બીજો લોહીની નીકોમાં વેરાયેલાં અને વવાયેલાં છે પ્રત્યેક વિચાર, પ્રત્યેકતત્ત્વ પ્રત્યેક સત્ય, માનવહૃદયના લોહીમાં ભીંજાયા પછીજ અંકુર પામ્યાં છે તેમના પ્રત્યેક સત્યને લાખો માનવબંધુઓના લોહીમાંથી પોતાનો માર્ગ કરવો પડયો છે. પ્રત્યેક પ્રબળ વિચાર અનેક નિર્દોષ જીવોના મૃત્યુમાંથી ઉઠયો છે તેની પાછળ અસંખ્ય લોકોનો હાહાકાર, અનેક અનાથોના રૂદન અને નિશ્વાસ, અનેક વિધવાઓના અશ્રુપાતની અજસ્ર ધારાઓ વહી રહી છે પ્રાય આવા સખત ઉપાયોથીજ

બીજી સઘળી પ્રજાઓએ પોતાનાં સત્ય તત્ત્વનો જગતને ઉપદેશ આપ્યો છે, પરંતુ ભારતવર્ષ પોતાના મહાન સત્યનો સમગ્ર જગતમાં નિર્દોષ રીતે પ્રચાર કરતું રહે છે અને ભવિષ્યમાં પણ તેમજ કરશે. એ ઉપાયનો લેશમાત્ર આધાર લીધા વિના આજે હજારો વર્ષ થયાં આર્યતત્ત્વો શાન્ત અને દિવ્ય જીવન ભોગવે છે. પૃથ્વીની સપાટીપર જ્યારે ગ્રીસનું અસ્તિત્વ પણ નહોતું, જ્યારે રોમ મહારાજ્યનો જગતને સ્વપ્નમાં વિચાર પણ નહોતો અને જ્યારે આધુનિક સુધરેલા યૂરોપવાસીઓના પૂર્વજો જર્મનીના ગાઢ જંગલોમાં જંગલી જીંદગી ભોગવતા હોઇને નીલવર્ણથી પોતાનાં શરીર રંગતા હતા, એવા અતિ પ્રાચીન જમાનામાં પણ ભારત અને તેનો ધર્મ પોતાનો તીવ્ર પ્રકાશ પૃથ્વીમાં પાથરી રહ્યો હતો. પોતાનો ઇતિહાસ જગતની આંખ સામે એ પ્રાચીનકાળથી ધરી રહ્યો છે

ઇતિહાસ જે પ્રાચીન યુગની કશી ખબર બતાવી શકતો નથી, અને દંતકથાઓ જે દૂર દૂરના પ્રાચીનકાળના ગાઢ અંધકારમાં દૃષ્ટિપાત પણ કરી શકતી નથી, તે પ્રાચીનતમ યુગથી આરંભીને છેક આજ સુધી એક ઉપર એક અનંત વિચારતરંગો ભારતમાંથી ઉત્પન્ન થઇને સમગ્ર જગતમાં વિસ્તાર પામ્યા છે તે પ્રત્યેક વિચારોની આગળ શાન્તિજ પથરાયેલી નજરે પડે છે, અને તેની પાછળ આશીર્વાદના મધુર શબ્દોજ સંભળાય છે જગતની બધી જાતિઓમાં માત્ર આપણી એકજ જાતિએ, બીજી કોઇ પણ પ્રજાનો યુદ્ધ-સંગ્રામથી કોઇ પણ યુગમાં જય કર્યો નથી, પોતાના વિચાર ફેલાવવાના અથવા ધર્મપ્રચાર કરવાના હેતુથી હિંદુઓએ કદિપણ માનવ જાતિના લોહીની નીકો વહેવડાવી નથી માનવ જાતિનો એ મહાન આશીર્વાદ હિંદુજાતિને ફલિભૂત થયો છે, તેથીજ અનેક આપત્તિઓના વર્ષાદ વચ્ચે પણ હિંદુ જાતિ આજ સુધી પોતાનું અસ્તિત્વ ટકાવી રહી છે. પૃથ્વીની સપાટીપર પોતાનું મસ્તક ઉંચું રાખીને ટકી શકી છે. જગતના ઇતિહાસનું અવલોકન કરતાં એક સમય એવો નજરે પડે છે કે મહાન ગ્રીક સેનાના વીરત્વભર્યા ગર્વવડે દેવી વસુંધરા કંપાયમાન બની રહી હતી, પરન્તુ તેમનો એ ગર્વ—તેમનું એ અભિમાન—આજે ક્યાં છે ? સૃષ્ટિની સપાટીપરથી ગ્રીક જાતિનો એ અસીમ પ્રભાવ સદાને માટે વિલુપ્ત થઇ ગયો છે, તેનું ચિહ્ન સરખું પણ આજે દૃષ્ટિએ પડતું નથી !

એવીજ રીતે એક સમયે રોમન લોકોનો શ્યેન પક્ષીના ચિત્રવાળો વાવટો જગતની સમગ્ર સ્પૃહણીય વસ્તુઓ ઉપર ફરકી રહ્યો હતો. સર્વત્ર રોમનો શક્તિ-પ્રભાવ પોતાની અસર કરતો માનવ જાતિ ઉપર પોતાનો અધિકાર જમાવતો હતો; પરંતુ તેની સપ્ત પર્વતની ટેકરી આજે માત્ર એક ખંડેરનું રૂપ ધારણ કરીને ઉભી છે, અને જ્યાં મહાન સીઝર રાજાઓ પોતાના અસીમ પ્રભાવવડે રાજ્ય કરતા

ત્યા આજે કરોળીયા પોતાની જાળો ગુથે છે

એજ પ્રમાણે બીજી અનેક જાતિઓ પણ એક વખત ગૌરવસહિત પ્રકાશમા આવી છે, અને પાછી પોતાના ક્ષીણ પ્રકાશસહિત અધકારમા ડુબી ગઇ છે. તે બધી કિંચિત્કાળ આનદ અને અભિમાનસહિત પોતાનો અધિકાર વિસ્તારીને, પોતાનું ક્ષણિક પરપીડાદૂષિત દુષ્ટ જીવન ભોગવીને પાણીના પરપોટાની પેઠે સસારસાગરમાં વિલીન થઇ ગઇ છે !

એ બધી પ્રજાઓ માનવસમાજના હૃદય ઉપર પોતાનાં કઠોર પદચિહ્નો આંકીને સ્વલ્પ કાળમાંજ હતી ન હતી થઇ ગઇ છે, પરતુ આપણે હજુ જગતની દૃષ્ટિ સામે જીવન ભોગવીએ છીએ અને હિંદનો પ્રકાશ સમગ્ર જગતમા પ્રસરતો નીહાળીએ છીએ. કદાચ મનુ ભગવાન આકાશમાં ભૂતલપર ઉતરી આવે તો તેમને પણ કશુ આશ્ચર્ય ન લાગે અથવા કોઈ વિદેશી ભૂમિમા આવી પડ્યા છે, એવુ નહિ લાગે તેમાં કઇ સશય નથી હજારો વર્ષોનાં ચિંતન, વિચાર અને પરીક્ષણને પરિણામે તેમણે જે ધારા-ધોરણ અને બધારણો બાંધ્યા હતા, તે બધા તેવાજ રૂપમા આજ સુધી અહિ ચાલુ છે જે રીતિરિવાજો અને આચારો, અનેક વીતી ગયેલી શતાબ્દીઓમા અનુભવના કર્કશ પત્થર ઉપર ઘસાઇને ભારતમા પ્રચાર પામ્યા હતા તેઓ જાણે શાશ્વત હોય તેમ એજ સ્વરૂપમા આજ સુધી ચાલ્યાં કરે છે જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ દુર્ભાગ્યના એક પછી એક કઠોર આઘાતો તેમના ઉપર આવી પડ્યા, તેમ છતાં તેઓ વધારે દૃઢ, વધારે સ્થાયી અને વધારે મજબૂતજ બનતા રહ્યા છે એ સર્વ આચાર-વિચાર અને વિધાનોનુ કેંદ્ર ક્યાં છે ? કયા હૃદયમાથી વહેતુ લોહી તેમને પરિપુષ્ટ કરે છે ? અને આપણાં અચલ રાષ્ટ્રીય જીવનનુ મૂળ ઝરણું ક્યાથી વહે છે ? એ જાણવાની જો ઇચ્છા હોય તો વિશ્વાસ રાખીને સાભળો હુ આખી દુનિયાનો અનુભવ લીધા પછી તમને કહું છુ કે તે અહિજ છે જગતની અન્ય પ્રજાઓની દ્રષ્ટિએ ધર્મ પણ બીજા વ્યાપારોની જેમ એક વ્યાપારની વસ્તુ થઇ પડયો છે એ પ્રજાઓને રાજનીતિ છે, સામાજિક જીવનનાં સાંસારિક સુખો છે, દ્રવ્ય અને બળ મેળવવાના સર્વ પ્રયત્નો ચાલુ છે, ઇંદ્રિયોના આનદ-ઉપભોગની સામગ્રી ત્યા મોજૂદ છે અને દિન પ્રતિ દિન વધતી જાય છે જીવનના આ સમગ્ર વ્યાપારોમા વિષય ભોગથી કટાળેલી ઇંદ્રિયોને વિશેષ આનદ આપે અને સ્નિગ્ધ બનાવે એવી વસ્તુઓની શોધ-ખોળો પાછળ ધમપછાડ કરવામાજ તેમનાં જીવન વ્યતીત થાય છે ધર્મનો એકાદ અશ એ બધામા કોઇ કોઇ વાર દ્રષ્ટિગોચર થાય છે, પણ અહિ ભારતમા તો એક ધર્મજ સમગ્ર જીવનનો એકમાત્ર હેતુ છે, જન્મને સાર્થક કરનારો એજ મુખ્ય વ્યાપાર છે. ચીન અને જાપાન વચ્ચે એક મહા યુદ્ધ થયુ

છે, એવુ તમારામાથી કેટલા જણાઓ જાણે છે ? ભાગ્યે કોઇકજ જાણતુ હશે

પાશ્ચાત્ય સમાજમાં જે વિવિધ રાજનૈતિક અને સાસારિક ફેરફારો ચાલી રહ્યા છે, પશ્ચિમની સમાજનીતિને જે નવો આકાર—નવુ સ્વરૂપ આપવાની કોશિષો દિનરાત ચાલ્યા કરે છે, તેની તમારામાથી કેટલા મનુષ્યો ખબર રાખે છે ? બહુજ થોડા. પરતુ અમેરિકામા એક મોટી ધર્મપરિષદ ભરાઇ હતી અને તેમાં ભાગ લેવા માટે એક હિદુ સન્યાસીને પણ મોકલવામા આવ્યો હતો, એ વાત અહિંનો એક સામાન્ય મજૂર પણ જાણે છે ! કેટલુ બધુ આશ્ચર્ય ? આ સામાન્ય દૃષ્ટાત ઉપરથીજ સ્પષ્ટ જાણી શકાય છે કે આ દેશનુ કયી દિશા તરફ વલણ છે ? હિદના રાષ્ટ્રીય જીવનનુ મૂળ કયા છે ? ધર્મજ ભારતનો આત્મા છે, ધર્મજ ભારતનુ કેદ્ર છે પૃથ્વીપ્રદક્ષિણા કરનારા મુસાફરોનાં, તેમા પણ વિશેષ કરીને વિદેશી પ્રવાસીઓનાં પુસ્તકો વાંચવાનો મને બહુ શોખ છે એ પુસ્તકોમા પૂર્વ તરફના લોકોની સપૂર્ણ અજ્ઞાનતા વિષે સ્થળે સ્થળે શોક દર્શાવવાના યત્નો થયા છે, પરતુ હવે મારા જાતિઅનુભવ ઉપરથી હુ જાણી શકુ છુ કે તેમનુ કથન કઇક અશે જો કે સત્ય હતુ—છતા ઘણે અશે તો અસત્યજ હતુ ઈંગ્લાડ, અમેરિકા, ફ્રાન્સ, જર્મની અથવા બીજા કોઇ પણ પાશ્ચાત્ય દેશના એકાદ સામાન્ય ખેડુતને પુછવામા આવે કે તમે કયા રાજનૈતિક પક્ષમાં છો ? તો તે તરતજ તમને કહી દેશે કે તે વિનીત ઉદ્દામ કે રક્ષણશીલ વિચારનો છે તે તરત પોતાની પસદગીના પક્ષનો તમને મત આપશે અમેરિકામા એવીજ રીતે કોઇ પણ ખેડુત તમને તરતજ કહેશે કે તે ડીમોક્રેટ છે કે રિપબ્લિક છે, એટલુજ નહિ પણ ચાંદીના બજાર માટે પણ પોતાનો મત તે દર્શાવી શકશે, પણ જો કદિ તમે તેને ધર્મ સબધી પ્રશ્ન કરશો તો, તે માત્ર એટલુજ કહેશે કે—“ હુ પ્રાર્થના કરવા દેવળમા જાઉ છુ, એથી વિશેષ કઈ જાણુતો નથી ” બહુ વિશેષ તો તે કહેશે કે—“ મારો પિતા ખ્રિસ્તી ધર્મની અમુક શાખાનો સભાસદ છે ” દેવળમા જવુ એજ તેના મત પ્રમાણે ધર્મનુ પરમ લક્ષ છે એથી વિશેષ જાણવાની કદિ તેણે અપેક્ષાજ રાખી નથી

હવે બીજા હાથપર આપણે હિદુસ્તાન તરફ નજર કરીએ અહિના કોઇ ખેડુતને પૂછવામા આવે કે રાજનીતિ સબધી તમે કઇ જાણો છો કે ? તો તરત તે તમારા પ્રશ્નથી વિસ્મિત થઇને સામો તમને પૂછશે કે—“ રાજનીતિ એટલે શુ ? ” સમાજચર્ચા, રાજ્યચર્ચા વગેરે બાબતોનાં તેણે નામ પણ ભાગ્યેજ સાભળ્યા હશે. મૂડી અને મહેનત, તેમજ એવા બીજા અર્થશાસ્ત્રના, અન્યાન્ય સામાજિક શાસ્ત્રના કોઇ પણ વિષયથી તે તમને તદ્દન અજ્ઞાનજ જણાશે તેણે પોતાના સમગ્ર જીવનમાં એ વિષયોના નામ પણ ભાગ્યેજ સાંભળ્યાં હશે. પેટપૂરતી રોટલી મેળ-

વવા માટે, પ્રામાણિકપણે જીવનનિર્વાહ ચલાવવા માટેજ, તેને આખો દિવસ પ્રબળ પુરૂષાર્થ કરવો પડે છે રાજનીતિ અથવા સમાજનીતિના સવાલો સમજવાનો તેને સમય પણ નથી, પરંતુ જો તેને પૂછવામાં આવે કે-"તમારો ધર્મ શું છે?" તો તરત તે પોતાના કપાળ તરફ આગળી કરીને તમને કહેશે કે,-"ભાઇ જુઓ! મારા કપાળમાજ લખેલો છે" એ સિવાય ધર્મની બાબત તેને પ્રશ્નો પૂછવાથી જરૂર એ ચાર વાતો તો એવી જણાવશેજ કે જે સાંભળીને તમને પણ તેની ધર્મ-બુદ્ધિને માટે સારો મત બંધાયા વગર રહેશે નહિ આ હું મારા પોતાના અનુભવ ઉપરથી કહું છું, અર્થાત્ મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે ધર્મજ આપણી પ્રજાનું જીવન છે, પ્રજાકીય જીવનનો તે મૂળ સ્તંભ છે.

વ્યક્તિ માત્રનું કોઇ નહિ ને કોઈ વિષયમાં જરૂર વિશેષત્વ હોય છે દરેક મનુષ્યની ઉન્નતિની દિશા, તેની પોતાની સ્થિતિ અનુસાર સ્વતંત્રજ હોય છે. પોતાનું જીવન, તે પોતાના નિર્દિષ્ટ કરેલા માર્ગેજ ગાળવાને તત્પર હોય છે આપણે હિંદુઓ માનીએ છીએ કે આપણા જીવનનો કેટલોક ભાગ અનંત પૂર્વ જન્મોના કર્મોવડે બંધાયેલા પ્રારબ્ધ અનુસારજ ભોગવવાનો છે અનંત ભૂતકાળના કર્મોના પરિપાકમાંથી આપણી વર્તમાન પરિસ્થિતિ બંધાય છે, અને આપણે વર્તમાનમાં જેવો વ્યવહાર કરીએ છીએ તેવુજ આપણું ભાવિ બંધાય છે આ પ્રકારની કાર્ય-કારણની સાંકળ એકસરખી રીતે જીવમાત્રના જીવન સાથે જડાયેલી છે પૃથ્વીમાં જન્મ લેનાર એજ સાંકળ સાથે સુખ-દુઃખ ભોગવવાને બંધાયેલો છે, અને એ કાર્ય-કારણની સાંકળને લીધેજ પ્રત્યેક જીવ કોઇ નહિ ને કોઈ એકજ દિશામાં પોતાના કર્માનુસાર વિશેષ વળેલો હોય છે, કેમકે તેને માટે એજ માર્ગ નિર્માણ થયેલો હોય છે જેવું પ્રત્યેક વ્યક્તિ સંબંધે તેવુજ સમગ્ર જાતિ સંબંધે પણ જાણવું, અર્થાત્ દરેક જાતિ પણ એવીજ રીતે પૂર્વ કર્માનુસાર અમુક એક દિશામાજ વિશેષ વળેલી હોય છે પ્રત્યેક જાતિના જીવનનો ઉદ્દેશ બીજી જાતિઓ કરતા કંઇક નવીનતા અને ભિન્નતાવાળો હોય છે. પ્રત્યેક પ્રજા-પ્રત્યેક જાતિ, એ વિશાળ માનવજાતિનું એક અંગ છે સમગ્ર માનવજાતિના જીવનને સર્વાંગ સંપૂર્ણ બનાવવા માટે તેના અંગરૂપ પ્રત્યેક જાતિનું કંઇક વ્રતવિશેષ હોય છે, કંઇક કાર્ય-વિશેષ હોય છે પ્રત્યેક વ્યક્તિની પેઠે જાતિને પણ આ જગતમાં પોતાનો ખાસ હેતુ પરિપૂર્ણ કરવાનો હોય છે. પોતાને હાથેજ પોતાના કાર્યની પરિસીમા અને ભાવી પરિણામ નિર્માણ કરવાનું હોય છે એથીજ પ્રત્યેકની દિશા જુદી જુદી હોય છે પ્રત્યેકનું કાર્યક્ષેત્ર જુદું હોય છે રાજનૈતિક મહત્તા અથવા સમરશ્રેષ્ઠતા-રૂપી 'લશ્કરી બળ' જેવી ઐહિક બાબતો આપણી જાતિનું લક્ષ અથવા દષ્ટિ-બિંદુ નથી માત્ર વ્યાવહારિક વિકાસ અથવા આ લોકની ઉન્નતિમાંજ હિંદુ

જાતિનો પરમ ઉદ્દેશ સમાએલો નથી વ્યવહાર, તેમનુ ભૂતકાળમા પણ નિશાન નહોતું અને ભવિષ્યકાળમાં પણ બની શકશે નહિ, એ તમે ખાત્રીથી માનજો હિંદુજાતિના જીવનનો તો ખાસ બીજોજ ઉદ્દેશ છે એ ઉદ્દેશ તે આપણી જાતિને પ્રભુ તરફથી પ્રાપ્ત થએલી આધ્યાત્મિક શક્તિરૂપ સપત્તિને નષ્ટ નહિ થવા દતા તેનુ રક્ષણ કરવાનો, અને જ્યારે સુયોગ પ્રાપ્ત થાય ત્યારે એ સઘળી એકઠી કરીને સાચવી રાખેલી સપત્તિના પ્રવાહવડે સમગ્ર જગતને તરબોળ બનાવી દેવાનો છે ઇરાનીઓને, ગ્રીકોને, રોમન લોકોને, આરબોને અથવા યૂરોપિયનોને તેમની પ્રબળ સેનાઓ આગળ વધારવા દો તેમને જગતના વિવિધ દેશો ઉપર વિજય મેળવવા દો. જુદી જુદી પ્રજાઓને એક સાથે જોડી દેવાનો તેમને અવકાશ આપીને, ભારતની આત્મવિદ્યા અને દર્શનશાસ્ત્રો તેમના એ બધા નવા માર્ગોમાં થઇને પૃથ્વીની વિવિધ પ્રજાઓની નસોમાં પોતાનો ચેતનમય વિદ્યુતપ્રવાહ નિરંતર વહેવરાવતાજ રહે છે સમગ્ર માનવજાતિના ઉન્નતિકોષમા–જનસમાજની સાર્વત્રિક પ્રગતિમા શાન્તિપ્રિય હિંદુપણ મૂગે મોઢે પોતાનો ફાળો અનાદિકાળથી આપતું આવે છે. આધ્યાત્મિક પ્રકાશ, તત્ત્વચિંતન, ઉદાર ધર્મભાવના એજ સમગ્ર જગતને ભારતની બક્ષિસ છે

આ પ્રમાણે ભૂતકાળના ઇતિહાસનુ અવલોકન કરવાથી આપણે જોઈ શકીએ છીએ કે જ્યારે જ્યારે કોઇ પ્રબળ દિગ્વિજયી જાતિ નીકળી આવીને પૃથ્વીની ભિન્ન ભિન્ન જાતિઓને જીતી, પરસ્પર જોડીને તેમને એકત્ર બનાવવા લાગે છે, ત્યારે એ પ્રબળ જાતિ ભારતને પણ તેની ઐકાન્તિક નિવૃત્તિમાથી બહાર ખેચી કહાડીને જગત સાથેના તેના તટસ્થ ભાવનો ઉચ્છેદ કરી બીજી પ્રજાઓના સબધમા લાવી મૂકે છે ગમે તે યુગમા એવો પ્રસગ આવ્યો હશે ત્યારે આવા પરસ્પર સંબધ વડે એજ પરિણામ આવેલુ જણાય છે કે, ભારતના આધ્યાત્મિક અને દાર્શનિક વિચારોના પૂરમાં સમગ્ર જગત સ્નાન કરી તરબોળ બની રહે છે આ શતાબ્દીની શરૂઆતમા, મહાન જર્મન તત્ત્વવિદ્ શોપનહોર, વેદના ફારસી ભાષામા થએલા એક અસ્પષ્ટ ભાષાન્તર ઉપરથી, એક યુવાન ફ્રેન્ચે લાટિન ભાષામા તૈયાર કરેલુ રૂપાંતર વાંચીને વિસ્મિત બનીને કહે છે કે – “ સમગ્ર જગતમા ઉપનિષદ્‌ના અભ્યાસ જેવો બીજો કોઇ હિતાવહ અથવા આત્માની ઉન્નતિ કરનારો અભ્યાસ નથી મારા જીવનનો તે વિશ્રામ છે, મારા મૃત્યુનો પણ એજ વિશ્રામ થશે ” એ જર્મન ઋષિએ એજ વખતે ભવિષ્યવાણી કહી હતી કે, “ ગ્રીક સાહિત્યના જીર્ણોદ્ધારવડે જગતના વિચારોમાં જે મહાન ફેરફાર થયો હતો, તેના કરતાં પણ વિશાળ ફેરફાર, જગતની દ્રષ્ટિ સમક્ષ થોડાજ વખતમા ઉભો થશે. ” આજે તેની ભવિષ્યવાણી સફળ થવા લાગી છે. જેમની આંખો

ઉઘાડેલી છે, જેઓ જુદી જુદી પ્રજાના હૃદયક્ષેત્રમા ચલી રહેલા કાર્યવ્યાપારને સમજી શકે છે, જેઓ પાશ્ચાત્ય જગતની આધુનિક ગતિને જોઇ શકે છે, અને જેઓ વિચારશીલ હોઇને જુદી જુદી પ્રજાઓના ખાસ અભ્યાસી છે, તેઓ સ્પષ્ટ જોઇ શકે છે કે હિંદના વિચારોનો આ ઠંડો, ધીરો પણ અવિરામ પ્રવાહ, ક્રમે ક્રમે જગતના વિશાળ વિચારક્ષેત્રમા, માનવજાતિની ચાલચલણમા, રીતભાતમા તેમજ જગતના સાર્વભૌમ સાહિત્યમાં કેવુ વિશાળ પરિવર્તન કરવા લાગ્યો છે !

હિંદના આધ્યાત્મિક વિચારોમા એક બીજી પણ વિશેષતા છે તેના સબધમા મે હમણાજ સહજ ઇશારો કર્યો હતો હિંદુઓએ કદિ પણ તીર, તલવાર અથવા બદુકોની સહાયવડે પોતાના વિચારોનો પ્રચાર કર્યો નથી, એ પ્રચાર તેમણે જુદાજ પ્રકારે કર્યો છે. એ પ્રકાર સમજાવવા માટે અંગ્રેજી ભાષામાં જો કોઇ યોગ્ય શબ્દ હોય, કે જેન વડે ભારતવર્ષે જગતને આપેલા વારસાનું મહત્ત્વ દર્શાવી શકાય–જેનાવડે ભારતના સાહિત્યનો માનવજાતિના હૃદયપર પડેલો પ્રભાવ પ્રકટ કરી શકાય–તો તે માત્ર એકજ શબ્દ છે એ શબ્દ (ફેસીનેશન) સમ્મોહકશક્તિ છે માત્ર સ્થૂલ દશ્ય આકારોના પ્રલોભનવડેજ એકાએક મોહ ઉપજાવનારી એ શક્તિ નથી, એ દિવ્ય મોહકશક્તિ તો ક્રમે ક્રમે મનુષ્ય જાણી પણ ન શકે એવી રીતે તેના હૃદયમા પોતાનો પ્રભાવ જમાવે છે અને ઓજસ્‌ની ભુરકી નાખે છે. એવા ઘણા વિદેશી મનુષ્યો છે કે જેમને હિંદના આચારવિચાર, રીતરિવાજ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન પ્રથમ દૃષ્ટિએ છેકજ નિર્માલ્ય અથવા તિરસ્કારભરેલુ જણાય છે, પરતુ તેમને ખતથી યત્ન કરવા દો, એ સાહિત્ય વાચવા દો, અને અહીંના વિચારોમા અદશ્યરૂપે રહેલા જે મહાન દિવ્ય તથા હિતાવહ સિદ્ધાંતો ઓતપ્રોત ભરેલા છે, તેનો રસ એ લેકોના હૃદયમાં ઠરવા દો જ્યારે બરાબર એ વિચારો સમજે અને હિંદી પ્રજાના આચાર–વિચારના મૂળમા જે ઉડા રહસ્યો સમાએલાં છે તેનો તેમને વિશેષ પરિચય થાય, ત્યારે જરૂર તેઓ સોએ નવ્વાણુના પ્રમાણુમાં હિંદી વિચારોની મહત્તાથી મુગ્ધ બની જશે એ સ્થાયી જાદુ તેમના હૃદયરાજ્ય-પર પોતાનો અધિકાર જમાવશે. ભારતીય શાસ્ત્ર અને હિંદુધર્મનુ ઉચ્ચ સિંહાસન તેમના હૃદયક્ષેત્રમા પ્રતિષ્ઠિત થશે ધીમે ધીમે પ્રભાતમા પુષ્પપત્રોપર પડતા ઝાકળનાં બિંદુઓની પેઠે દૃષ્ટિએ પડયા વિનાજ, આપણી શાન્ત, સહનશીલ, ધીર, ધર્મપ્રાણ, નિવૃત્તિપરાયણ હિંદુ જાતિ જગતના વિશાળ વિચારક્ષેત્રમાં મહાન પરિણામ ઉપજાવતી રહી છે

વળી પાછો ઇતિહાસના ચક્રનો આરો બદલાવા લાગ્યો છે, કારણકે આધુનિક શાસ્ત્રીય વિદ્યા અને વિજ્ઞાનની પ્રબળ જાગૃતિના ઝપાટામા જ્યારે જૂના અને દેખીતી રીતે અડગ જણાતા ધાર્મિક મતપથો અને સપ્રદાયો તેમના મૂળમાંથી

ઉખડી જઈને ચૂર્ણ-વિચૂર્ણ થવા લાગ્યા છે, જ્યારે ચાલતા વિવિધ સંપ્રદાયોનો સમગ્ર માનવજાતિને પોતાના મતમાં મેળવવાનો દાવો માટીમાં મળી જવા લાગ્યો છે, જ્યારે આધુનિક પ્રાચીનવિદ્યાની શોધખોળોના તીવ્ર હથોડાના ચાલુ ફટકાઓ, બધા જૂના જમાનાના વિચારોને બોખરા કાચના વાસણોની પેઠે ભાંગીને ચૂરેચૂરા કરી નાખે છે, જ્યારે પશ્ચિમના સુધરેલા દેશોમાં ધર્મને માત્ર અજ્ઞાની લોકોના હૃદયમાંજ સ્થાન મળે છે, અર્થાત્ વિદ્વાનોમાંથી ધાર્મિક શ્રદ્ધા સમૂળગી જતી રહી છે, અને જ્યારે જ્ઞાની ગણાતા મનુષ્યો ધર્મસાથે સંબંધ ધરાવનારી બધી બાબતો તરફ તિરસ્કાર અને ઉપહાસની નજરે જોવા લાગ્યા છે, એજ વખતે ભારતની અધ્યાત્મવિદ્યા આગળ આવીને જગતના કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરે છે, અને ભારતના ધાર્મિક બુદ્ધિવાળા ઉચામાં ઉચા ભાવો જગતની આંખો સામે પ્રકાશિત થાય છે ! જે દેશના રહેવાસીઓનું ધર્મજીવન અને તેમની વ્યાવહારિક આધ્યાત્મિકતા પણ સર્વોત્તમ દાર્શનિક અને આધ્યાત્મિક સત્યોઉપરજ ચાલી રહી છે, તે દેશની વ્યવહારપરમાર્થને એકજ દૃષ્ટિથી સમજાવનારી અધ્યાત્મવિદ્યા આજના વ્યાવહારિક અને જડવાદી જગતને માટે મહાન ધર્મગુરૂનું કાર્ય સાધી શકે તેમ છે. એથીજ આજકાલ ભારતની અધ્યાત્મવિદ્યાનાં મહાન સત્યો, સમગ્ર જગતની એકતા, ચૈતન્યશક્તિની અસીમ અનંતતા, નિર્ગુણ બ્રહ્મવાદ અને આત્માના અનંતપણાના આશ્ચર્યકારક વિચારો સુધરેલા પાશ્ચાત્ય જગતને શુષ્ક વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય જડવાદના હાથમાંથી બચાવી લેવા માટે આગળ વધે છે. ઘણા પ્રાચીન સંપ્રદાયો, તેમાં પણ પશ્ચિમના પંથો, આ જગતને એક તુચ્છ માટીના પિંડજેવુંજ માનતા આવ્યા હતા. જગતનો આરંભ પણ તેઓને મતે બહુ થોડાજ સમય અગાઉ થયો હતો. દેશ, કાળ તેમજ નિમિત્ત અનંત છે, એવો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મનુષ્યના અમર આત્માનો મહિમા અને પ્રભાવ ગ્રીસના ગણ્યા ગાંઠ્યા પ્રાચીન અધ્યાત્મવાદીઓ સિવાય બીજા કોઈના જાણવામાં નહોતો, અને ગ્રીસે પણ એ વિચારો અલેકઝાંડરના સમયથી ભારત પાસેથીજ મેળવ્યા હતા. સાયન્સ અને રસાયનવિદ્યા જોરશોરથી પોતાનો પ્રભાવ પાડતા જાય છે, પરંતુ આર્યોની અસામાન્ય તત્ત્વવિદ્યા આગળ એ એવા તો સામાન્ય અને બાળકજેવા દેખાય છે કે તેમને ધર્મની સંજ્ઞા આપી શકાય તેમજ નથી.

આપણાં ધર્મશાસ્ત્રોમાં સત્યના સિદ્ધાંતોનો બે વર્ગમાં નિર્દેશ કરવામાં આવ્યો છે; અને તે બન્ને વર્ગના સ્પષ્ટ જુદા ભાગો પાડેલા છે. પહેલા વર્ગના સત્યો હમ્મેશાં સર્વને એકસરખી રીતેજ લાગુ પાડી શકાય એવાં શાશ્વત અથવા સનાતન સત્યો છે એ સત્યોમાં મનુષ્યનો સ્વભાવ, આત્માનું સ્વરૂપ, પરમાત્મા સાથે

આત્માનો સબધ, ઇશ્વરનુ સ્વરૂપ, આધ્યાત્મિક વિકાસ, તેની પરિપૂર્ણતા અને એવાજ બધા આધ્યાત્મિક સિદ્ધાતો સમાએલા છે. એ સિવાય આ સૃષ્ટિની અનન્તતા એટલે કે સૃષ્ટિ શૂન્યમાથી પેદા નહિ થએલી હોઇને તેનો આવિર્ભાવ પરમાત્મામાથી છે અથવા તો પૂર્વસ્થિત કોઇ વસ્તુના પરિણામરૂપજ તે છે એવુ દર્શાવનારો મતવાદ, તથા યુગોના અને વસ્તુમાત્રના અનત વર્તુલમા વહેતા પ્રવાહના અદ્ભુત નિયમો, તેમજ એવા એવા બીજા આધ્યાત્મિક વિચારો અને સિદ્ધાનોનો એ પહેલા વર્ગમા સમાવેશ થાય છે. એ બધા સિદ્ધાતો, કુદરતના વિશ્વવ્યાપી નિયમોને આધારે ઘડાએલા છે બીજા વર્ગના સત્યોના સમુદાયમા આપણી વ્યાવહારિક જીદગીને દોરનારા અને અમુક દેશ–કાળનેજ લક્ષમાં રાખીને ઘડાએલા સિદ્ધાતો છે એ બીજા વર્ગના સત્યો બહુ ભાગે સ્મૃતિ અને પુરાણ ગ્રથોમા મળી આવે છે શ્રુતિમાં તેમનો ઉલ્લેખ નથી, શ્રુતિ તો માત્ર પહેલા વર્ગના અનત સિદ્ધાતોજ પ્રકટ કરે છે બીજા વર્ગનાં આચાર–વિચારમિશ્રિત સત્યોને પહેલા વર્ગના આધ્યાત્મિક અને અનત સિદ્ધાતો સાથે કશો સબધ નથી. એ બીજા વર્ગના સત્યો પ્રાય અમુક દેશ–કાળને માટેજ ઘડાયા હોવાથી સમયની સાથે તેઓ વારવાર બદલાયા કરે છે એક સમયના અથવા એક યુગના આચાર–વિચાર, વિધિનિષેધો બીજા યુગમા એજ રૂપે રહી શકતા નથી યુગ પછી યુગ આવતા જાય છે તેમ તેઓ પરિસ્થિતિની જરૂરીઆત પ્રમાણે આજ સુધી બદલાતા રહ્યા છે અને ભવિષ્યમા પણ સદા બદલાતાજ રહેશે યુગ યુગના મહાન ઋષિઓ આગળ પ્રકટ થયા છે, તેમજ પ્રકટ થઇને દર્શન દેશે અને બદલાતા સમયની નવી પરિસ્થિતિને અનુસરતા લાભકારક આચાર–વિચાર, વિધિ અને નિયમોનો આપણને ઉપદેશ આપી ભવિષ્યના માર્ગમાં આગળ દોરશે

આત્મા, પરમાત્મા અને જગત સબધી, એ સઘળા અદ્ભુત, અનત, અપૂર્વ અને હૃદયનો વિકાસ કરી તેને ઉન્નત બનાવનારા આધ્યાત્મિક વિચારોવડે ઘડાએલા અને ઉડી વિચારદષ્ટિ તેમજ બુદ્ધિશક્તિના પાયા ઉપર રચાએલા મહાન સિદ્ધાતો ભારતમાંજ ઉત્પન્ન થયા છે એક નાનાસરખા પરિમિત ઇશ્વરની કલ્પના કરી ‘ મારો ઇશ્વર સાચો છે અને તમારો ઇશ્વર ખોટો છે,’ તથા ‘ આવો, આપણે પરસ્પર યુદ્ધ કરીને એ બાબતનો નિર્ણય કરીએ, લડાઇના હથિયારોથી ઇશ્વરની સીમા બાધીએ ! ’’ એવુ કહીને કોઇ પણ દેશના મનુષ્યો જો એક બીજા સાથે આજ સુધી લડવા ઉભા થયા ન હોય તો તે માત્ર આ પરમ પવિત્ર ભારતનાજ લોકો સમજવા. નાના ક્ષુદ્ર દેવતાઓને માટે પરસ્પર મારામારી કરવાના વિચારો આ સાત્વિક ભારત દેશમાજ કદિ ઉત્પન્નજ થયા નથી એ આધ્યાત્મિક મહાન સિદ્ધાતો મનુષ્યના શાશ્વત સ્વભાવના સન્જડ પાયા ઉપરજ બંધાએલા હોવાથી

માનવજાતિના કલ્યાણમાટે તેઓ આજથી હજારો વર્ષ પૂર્વે જેવા અસરકારક અને ઉપયોગી હતા તેવાજ હાલ પણ છે, અને તેમની એ હિતકારક શક્તિ પણ જ્યાસુધી આ પૃથ્વી અને કર્મનો અચલ કાયદો ટકી રહેશે, અને જ્યાસુધી જીવાત્મારૂપે જન્મ ગ્રહણ કરીને આપણી પોતાની કર્મશક્તિથી આપણુ ભાગ્ય પોતાનેજ હાથે ઘડી લેવાનુ ચાલુ રહેશે, ત્યાસુધી એવીજ રીતે અચલ ટકી રહેશે હવે એ બધી વાતો કરતાં એક મહત્ત્વની વાત હુ જણાવુ છુ. ભારત જગતને શુ આપશે ? જુદી જુદી જાતિ અને પ્રજાઓના ધર્મોનો વિકાસ અને પરિપૂર્ણતાનો ઇતિહાસ તપાસીએ, તો આપણને સહજ જણાશે કે જગતની પ્રત્યેક જાતિને ધાર્મિક વિચારોના પ્રારભમા પોતપોતાના સ્વતત્ર અને જુદા જુદા ઇશ્વરો હતા ! એમાંની કેટલીક જાતિઓ જ્યારે એક બીજા સાથે જોડાઇ જતી ત્યારે તેમના દેવતાઓ પણ મળી જઇને એક સાધારણ નામ ધારણ કરતા ! બેબિલો-નિઆના દેવતાઓ એવા એક પ્રસગના ઉદાહરણરૂપ છે બેબિલોનિઅન પ્રજા ઘણી જુદી જુદી જાતિઓમા વહેચાઇ ગએલી હતી, ત્યારે તેમના દેવસમૂહનુ સામાન્ય નામ બાલ હતુ અને એવીજ રીતે જુદા જુદા ભાગમાં વહેચાએલી યાહુદી જાતિના દેવતાઓનુ નામ 'મોલક' હતુ એવી પરસ્પર સબધવાળી જાતિઓમાંની એકાદ જાતિ બલવાન અને શ્રેષ્ઠ બની જતી ત્યારે તે જેમ પોતાના રાજાને બાકીની જાતિઓનો રાજા સિદ્ધ કરવાનો દાવો ધરાવતી, તેમ તે જાતિ પોતાના દેવતાને એ બધી જાતિઓના દેવતા તરીકે મનાવવાનો પણ હક્ક ધરાવતી બાલ મેરોડેક સર્વથી મોટા દેવતા છે અને બીજા બધા દેવતા અથવા ઈશ્વર તેનાથી ઉતરતી પદવીના છે, એમ બેબિલોનિઅન લોકો કહેતા, અને એ પોતાના ઇશ્વર કે દેવની શ્રેષ્ઠતાનુ નિરાકરણ જાહેર યુદ્ધના પરિણામથી નક્કી કરવામાં આવતુ એજ પ્રકારનો કલહ અહીં પણ કઇંક અશે ચાલુ હતો ભારતમા પણ એવા એક બીજાની સ્પર્ધા અને હરિફાઇ કરનારા દેવતાઓ એક બીજા સાથે પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાને રમખાણુ મચાવી રહ્યા હતા, પરન્તુ આ ભૂમિના અને સમગ્ર જગતના મહાન સદ્ભાગ્યે એ બધા કલહકલાસના કોલાહલ અને ઘોઘાટ વચ્ચે એક દિવ્ય બલવાન ધ્વનિ જાગી ઉઠયો તેણે જાહેર કર્યું કે—"**एकं सद्विप्रा बहुधा वदन्ति**" "સત્ય માત્ર એકજ છે અથવા સત્તાધારી—અસ્તિત્વ ધરાવનારી શક્તિ એકજ છે. ઋષિઓ અને વિદ્વાનો દેશ, કાલ, સ્થિતિ પ્રમાણે તેને જુદા જુદા નામો આપે છે" વિષ્ણુ કરતા શિવ મોટા નથી, તેમ જે કઇ છે તે સર્વ વિષ્ણુ-માંજ છે અને શિવમા કઇ નથી એવુ પણ નથી, પરતુ ગમે તો તમે શિવ કહો કે વિષ્ણુ કહો અથવા બીજા સેકડો નામ આપો, પણ તે સર્વ એકજ ભગ-વાનનાં જુદા જુદાં નામો છે અને શક્તિ એકજ છે ભારતનો સમગ્ર ધાર્મિક

ઇતિહાસ તમે આ થોડા શબ્દોના સિદ્ધાંતમાંજ સમજી શકો તેમ છો એ ઇતિહાસ વિસ્તારવાળી ભાષામાં, ઓજસ્વી પ્રભાવસહિત એ મૂળ સિદ્ધાંતની વારંવાર કરેલી પુનરાવૃત્તિ જેવોજ છે એ મૂળ સિદ્ધાંત જ્યાં સુધી પ્રજાના રક્તમાં પ્રવેશ કરીને તેની પ્રત્યેક નસ અને નાડીમાં વહેતો હતો અને જે લોહી તેની નસોમાં વહેતું હતું, તેના પ્રત્યેક બિન્દુ સાથે મળી જવા ઉપરાંત ત્યાંથી આગળ વધીને પ્રજાના જીવનની સાથે તે એક થઇ ગયો હતો જે તત્ત્વો અને સાહિત્યોમાંથી સમગ્ર પ્રજા ઉત્પન્ન થઇ હતી તેનામાં મળીને તે એકરસ બની ગયો ત્યાંસુધી તેની પુનરાવૃત્તિ થતીજ રહેતી આ પ્રકારે આ પુણ્યભૂમિ પરધર્મ તરફ પણ સંપૂર્ણ સહિષ્ણુતા બતાવનારી સમભાવનાની સાત્વિક ભૂમિ બની રહી છે ! સર્વ ધર્મને આદરથી પોતાના અંકમાં બેસાડનારૂં લીલાક્ષેત્ર બની રહી છે ! અને તેનાજ પ્રભાવે જુદા જુદા સઘળા ધર્મોને, સંપ્રદાયોને અને જાતિઓને આપણે આદરથી સ્થાન આપીએ છીએ

દેખીતી રીતે પરસ્પર વિરોધી વિચારોવાળી તથા એક બીજાથી ઉલટી દિશામાં જનારી, અનેક જુદી જુદી જાતિઓ અને મતમતાંતરો એકજ સ્થાને એક સાથે હળી મળીને સંપશાન્તિમાં રહેવાના ચમત્કારિક પ્રસંગનો સંપૂર્ણ ખુલાસો ઉપરની હકીકતથી મળે છે એપરથી સહજ જણાશે કે હિન્દુ જાતિ પરધર્મપ્રતિ દ્વેષરહિત અને સહિષ્ણુ છે તમે ભલે દ્વૈતવાદી હો અને હું ભલે અદ્વૈતવાદી હોઉં, તમે ભલે એમ માનતા હો કે અમે "ભગવાનના સદા દાસાનુદાસ છીએ," અને બીજો ભલે પોતાનેજ ભગવાન માને, એટલો બધો ધાર્મિક મતભેદ હોવા છતાં તેઓમાં સંપ-શાન્તિ એક સરખીજ જળવાઇ રહે છે ! ધાર્મિક દૃષ્ટિએ જોતાં એ બન્ને સંપૂર્ણ શુદ્ધ હિન્દુ છે એ કેમ બની શકે એ જાણવું હોય તો લક્ષથી વાંચો-"**एकं सद्विप्रा बहुधा वदन्ति**"-સત્ય શક્તિ એકજ છે વિદ્વાનો તેને જુદાં જુદાં નામો આપે છે. પ્રિય દેશ બન્ધુઓ ! બીજાં બધાં સત્યો કરતાં આ એક અતિ ભવ્ય અને ઘણું મહાન સત્ય છે, અને એ સત્ય જગતને શીખવીને આપણે જગતની સપાટી ઉપર સાત્વિક શાન્તિ પાથરેલી છે બીજા દેશના શિક્ષિત પુરૂષો અને વિદ્વાનો પોતાનાં નાક મરડીને પચીશ ડીગ્રીનો ખૂણો બનાવી મદથી આપણા ધર્મને "મૂર્તિપૂજા" કહીને નિંદે છે ! મે તેમનો એ મરડાટ બહુ વાર જોયો છે, તેમજ એ પણ જોયું છે કે તેમના પોતાના મગજમાં વહેમ અને કુસંસ્કારોનો કેટલો બધો ભૂસો ભરાઇ રહ્યો છે, કે તેનો તેમને વિચાર પણ આવતો નથી હૃદયનું સાંકડાપણું એમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. એવા મનુષ્યો પોતાની પાસે જે કંઇ હોય છે તેજ આખા જગતમાં સૌથી કિંમતી વસ્તુ છે; અને એજ વસ્તુ સૌએ મેળવવા લાયક છે, એવા ભ્રમમાં પડેલા હોય છે એવા

સાકડા વિચારના માણસને પોતાની તુચ્છ જીદગીજ સર્વને માટે અનુકરણ કરવા યોગ્ય જણાય છે, કે જે જીદગીનો પાઉડપૂજા, ડૉલરપૂજા અને સેતાનપૂજા-માજ સમાવેશ થાય છે ! પૈસાની દિન રાત પૂજા કરવી એજ તેમના મતથી જીવનનો સદુપયોગ છે તેમને મતે જે કઈ થોડુ ઘણુ તેમના સમજવામા આવેલું છે તેજ સર્વોપરિ છે. એ સિવાય બીજાઓની પાસે જે કઇ હોય તે બધુ નકામુ છે જો તે પોતે એકાદ નાનુ માટીનુ નિ સાર નિરર્થક રમકડુ બનાવે અથવા કોઇ યત્રની શોધ કરે, તો તે મોટામા મોટી મિલ્કત કરતા પણ અધિક મૂલ્યવાન પદાર્થ ગણાવો જોઇએ અને ઠામ ઠામ તે વખણાવાજ જોઇએ. કેળવણી અને જ્ઞાન આટલા બધા વૃદ્ધિ પામ્યા હોવા છતા, આખા જગતમા હજી સુધી સર્વત્ર એજ પ્રકાર જોવામા આવે છે, પરન્તુ વાસ્તવિક રીતે જગતને ખરી કેળવણી હવેજ મળવાની છે, ખરો સુધારો હજુ કોઈ ઠેકાણે શરૂજ થયો નથી. માનવજાતિનો સેકડે (૯૯.૯) નવાણુ પૂર્ણાક નવ દશાશ ભાગ હજી સુધી થોડો કે વધારે જગલી હાલતમાજ છે આપણે સુધારાની, શિક્ષણની અને વિચારોની ઉદારતા જેવી ઘણી સારી સારી વાતો પુસ્તકોમા ભલે વાંચ્યા કરીએ, પરધર્મપ્રત્યે દ્વેષરહિત ઉદારતા, નિષ્પક્ષપાત, સદ્‌ભાવ અને પરસ્પર એકતા કે ભ્રાતૃભાવની આપણે ગમે તેટલી વાતો ભલે મ્હોડેથી કે ભાષણોમા સાંભળ્યા કરીએ, પણ આ જગતના વ્યાવહારિક ક્ષેત્રમા તો એ સર્વ વસ્તુઓ બહુજ થોડા પ્રમાણમા મળી આવે છે, આ હું મારા જાતિ અનુભવ ઉપરથી કહુ છુ સેકડે નવ્વાણુ મનુષ્યોને તો હજુ તેનો વિચાર પણ નથી. દુનિયાના જે જે દેશોમા હુ ગયો છુ ત્યા સર્વત્ર પરધર્મીપર આજ સુધી એક સરખો પ્રબલ અત્યાચારજ ચાલી રહેલો મને જણાયો છે, અને કઇ પણ નવી વસ્તુ શીખવાને માટે કે નવા વિચારોના સ્વીકારને માટે આગળ જે અડચણો ઉભી કરવામા આવતી, તેજ જૂની અડચણો અને જૂના વાધાઓ આજ સુધી એવીજ રીતે ઉન્નતિનો રસ્તો રોકીને બેઠા છે જગતમા જો ક્યાંય પણ ધર્મસહિષ્ણુતા હોય, પરધર્મ તરફ દ્વેષરહિત સમદૃષ્ટિથી જોવામા આવતુ હોય, અને ધર્મભાવ તરફ હાનુભૂતિ અને લાગણી ધરાવવામાં આવતી હોય તો તે વ્યાવહારિક રીતે માત્ર અહીજ—આ આર્યોની ભૂમિમાજ વિદ્યમાન છે. માત્ર અહી—આ દેશમાજ ભારતવાસીઓએ વિધર્મી મુસલમાનોને માટે મસ્જીદો અને ખ્રિસ્તીઓને માટે દેવળો બાધી દીધા છે દુનિયામા બીજા કોઇ લોકોએ વિધર્મીઓને માટે એટલી ઉદારતા બતાવી નથી તમે બીજા દેશોમા જાઓ અને મુસલમાનોને અથવા બીજા કોઈ ધર્મના લોકોને તમારે માટે એક મદિર નિર્માણ કરવાનુ કહો. પછી જુઓ, તેઓ તમને કેવી મદદ કરે છે ! મદિર બાધી આપવાને બદલે તેમનાથી બનશે તો તમારાં મદિરને અને તમને પણ એટલે કે આ

તમારા દેહમંદિરને પણ ભાગી નાખવાનોજ પ્રયત્ન કરશે ! આ જગતને હાલ જે મોટામા મોટા શિક્ષણની જરૂર છે, તે માત્ર સહિષ્ણુતા અથવા પરધર્મપ્રત્યે ઉદારભાવનીજ નહિ, પણ તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાના પણ છે આપણા પરમ પવિત્ર સ્તોત્રોમાના એક મહિમ્નસ્તોત્રમા કેવા સુંદર ઉદાર ભાવો દર્શાવેલા છે ? *"જેમ જુદી જુદી નદીઓ જુદા જુદા પર્વતોમાથી નીકળીને, સીધી અથવા વાકી ગમે તેવી ગતિએ ચાલતી, છેવટ સમુદ્રમાજ આવી મળે છે, તેવીજ રીતે હે પ્રભો ! પોતપોતાની જુદી જુદી રુચિને અનુસરતા જે માર્ગો, પંથો અને ધર્મો મનુષ્યો ધારણ કરે છે, તે બધા દેખીતી રીતે જુદા જુદા જણાવા છતા સીધા કે વાંકા ચુકા વળીને છેવટે તમારામાજ આવી મળે છે તમેજ એ સર્વનુ એક માત્ર ગમ્યસ્થાન છો !" કેવા ઉદાર વિચારો ! કેટલાક ધર્મો ભલે વાકા ચુકા ચાલતા હશે, કેટલાક વળી સીધે રસ્તે પણ ચાલતા હશે, પરન્તુ છેવટ તો તેઓ બધા પરમાત્મામાજ આવી મળશે, એકજ કેન્દ્રમાં એકઠા થશે. જો તમે ખરેખરા શિવના ઉપાસક હશો તો આ વાત જાણતાજ હશો કે ખરેખરો સાધુ, મહાત્મા તથા ભક્ત તેજ છે કે જે સર્વત્ર સર્વમા પોતાના ઉપાસ્ય દેવને જોઈ શકે છે તમારી ભક્તિ અને તમારૂ શિવદર્શન ત્યારેજ સપૂર્ણ થશે કે જ્યારે તમે શિવને માત્ર તેમની મૂર્તિમાંજ નહિ, પણ જગતમાં સર્વ પ્રાણી પદાર્થોમા એક સરખી રીતે વ્યાપી રહેલા જોઇ શકશો ધ્યાનમા રાખજો કે ગમે તે નામરૂપે કે વિધિપ્રકારે તેમની પૂજા કરવામા આવે પણ તે સર્વ પ્રભુનીજ પૂજા છે કાબાની દિશામાં મુખ ફેરવીને જેઓ ઘુંટણીએ પડી નિમાજ પઢે છે, ખ્રિસ્તીના દેવળમા જઇને જેઓ પ્રાર્થના કરે છે, બૌદ્ધના મંદિરમા જઇને જેઓ ઉપાસના કરે છે, તે બધા મનુષ્યો પણ તમારીજ પેઠે, જાણતાં કે અજાણતા, એજ એક અમારા, તમારા અને સર્વના પ્રભુનીજ પૂજા-ઉપાસના કરે છે ગમે તે પ્રકારે, ગમે તેનું નામ લઇને, મનુષ્યો જે જે ફૂલો ચઢાવે છે, તે બધાં પ્રભુનાજ શ્રી ચરણમાં સમર્પણ થાય છે, કારણ કે તેજ એક સર્વનો સ્વામી છે માનવ-પ્રાણી માત્રનો ઇશ્વર એકજ છે તેજ એક સર્વ જીવોના આધારરૂપ, સર્વવ્યાપક અને સર્વથીપર છે આપણે જાણી શકીએ તેના કરતા ઘણી સારી રીતે તે જાણતો હોય છે કે આ જગતને કયી વસ્તુની ખાસ જરૂર છે ? બધા મતભેદોને દૂર કરવાનુ અને

---

* त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषाम् ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥
श्री पुष्पदंताचार्य.

સર્વત્ર એકજ ધર્મ ચલાવવાનુ કામ તદ્દન અસભવિતજ છે. મતભેદો તો જ્યા સુધી જગત છે ત્યાસુધી કાયમજ રહેશે, કેમકે વિવિધતા અને વૈચિત્ર્ય વિના જીવનજ ટકી શકશે નહિ. વિચારોના આ પરસ્પરના સઘટ્ટન તથા મતભેદોને લીધેજ જગત પ્રકાશમા, ગતિમાં, પ્રગતિમાં અને સર્વ પ્રકારની ઉન્નતિમાં આગળ વધે છે અનતકાલપર્યંત વિરોધી મતભેદો ભલે ટકી રહે, તેથી કાઇ હાનિ નથી, પરન્તુ એનો એવો અર્થ નથી થતો કે તેને લીધે આપણે એક બીજાનો તિરસ્કાર કરવો, અથવા પરસ્પર કલહકકાસ કરવો એટલા માટેજ આપણી માતૃભૂમિમાં એક વખત જે મહામત્રનો પ્રબલ રીતે પ્રચાર કરવામા આવ્યો હતો અને જે મૂલ મત્રનો ફરી એકવાર આ ભારતમાંથીજ પાછો એવી જ રીતે પ્રચાર થવાનો છે, એજ મત્ર આપણે પણ પાછો લક્ષપૂર્વક શીખી લેવાનો છે મારે આમ શામાટે કહેવુ પડે છે? કારણ કે એ મહાન સિદ્ધાન્ત, એ વેદાન્તનો મૂલ મત્ર, માત્ર આપણા શાસ્ત્રોમાજ લખેલો છે એમ નથી, પરન્તુ ભારતના સાહિત્યમા વાક્યે વાક્યે અને પ્રજાકીય જીવનની નસેનસમાં એ એકસરખો વહન થઇ રહ્યો છે અહી આ દેશમાંજ માત્ર તેનુ વ્યાવહારિક જીવનમાં પાલન થાય છે, જગતમાં બીજે કોઇ પણ ઠેકાણે એ એકતાના મૂલ મત્રનુ પાલન થતુ નથી. આપણે જગતને એજ મત્રનુ શિક્ષણ આપવાનુ છે ભારતવર્ષ એ મત્ર કરતાં બીજા પણ ઉચ્ચ મત્રો આ જગતને શીખવી શકે તેમ છે, પરન્તુ તે બાબત વિદ્વાનો અને સુશિક્ષિત જનોને માટે છે, અને આ મહામત્ર તો પડિત, મૂર્ખ, જ્ઞાની, અજ્ઞાની સર્વને એકસરખી રીતે શીખવાજેવો છે હૃદયની નમ્રતા, તિતિક્ષા, સહિષ્ણુતા, ક્ષમા, સહાનુભૂતિ તથા પરધર્મો તરફ દ્વેષરહિત સમભાવ અને વિશ્વવ્યાપી ભ્રાતૃભાવના મહામત્રો એ સીધા અને સરલ પણ પરમ ઉપયોગી જીવનમત્રો તો આ જગતમાં દરેક મનુષ્યે શીખવા જેવા છે પુરુષ, સ્ત્રી, બાલક, વૃદ્ધ, ભણેલો કે અભણ એવા સર્વ દેશના સર્વ મનુષ્યોએ મત, પથ કે ન્યાતજાતના કશા પણ ભેદ વિના, એ મહામત્ર એકસરખી રીતે ગ્રહણ કરવો જોઇએ કે "**एकं सद्विप्रा बहुधा वदन्ति।**" **ॐ तत्सत्.**

## કોલમ્બોના દેવમદિરમાં.

બીજે દિવસે રવિવાર હતો એ દિવસે પણ અનેક મનુષ્યો સ્વામીજીના દર્શનમાટે ધમાલ મચાવી રહ્યા હતા સ્વામીજી પણ મધુર શબ્દોમા ઉપદેશ આપી સર્વને સતુષ્ટ કરતા હતા સાંજને વખતે કોલમ્બોના દેવમદિરમા જવામાટે સ્વામીજી બહાર નીકળ્યા હતા એ વખતે અગણિત મનુષ્યો તેમની ગાડીની સાથે ચાલતા હતા; અને રસ્તામાં ભાવિક જનો ઠામ ઠામ ગાડી ઉભી રખાવીને અત્તર, ગુલાબજળ વગેરે સુગન્ધિત પદાર્થોથી, તેમજ ફૂલના હારતોરાથી સ્વામીજીનો

પૂજ્યભાવે સત્કાર કરતા હતા, તથા તેમના ચરણમા ફળફૂલના ઉપહાર ધરતા હતા. સ્વામીજીના સન્માનાર્થે એ દેશના રિવાજ પ્રમાણે તેમની ગાડી જે માર્ગમા થઇને જતી હતી, તે માર્ગપર આવેલા પ્રત્યેક હિંદુના ગૃહદ્વારપર તેમા પણ વિશેષ કરીને કોલમ્બોની તામિલ પલ્લીના મધ્ય ભાગમા આવેલી, ચેકુસ્ટ્રીટમા તેજસ્વી દીપમાળાઓ અને ફળફૂલના તોરણો શોભી રહ્યા હતા. સ્વામીજીની ગાડી મંદિર આગળ પહોંચી કે તરતજ ત્યા એકઠા થએલા લોકોએ 'જય મહાદેવ'ના મહાધ્વનિથી સ્વામીજીનો સત્કાર કર્યો મંદિરના પૂજારી તેમજ બીજા પ્રતિષ્ઠિત પુરૂષો સાથે બેસીને થોડી કથા–વાર્તા કર્યા પછી સ્વામીજી પોતાના ઉતારા તરફ પાછા ફર્યા, ત્યા પંડિતો અને બ્રાહ્મણો તેમની સાથે ધર્મચર્ચા કરવાને માટે આગળથીજ આવીને તેમની રાહ જોતા બેઠા હતા. લંકાના એ વિદ્વાનો અને પંડિતોની સાથે રાત્રિના આશરે અઢીવાગ્યા સુધી ધર્મની ચર્ચા અને કથા–વાર્તા ચાલી હતી ત્યાર પછી વળતે દિવસે પણ કોલમ્બોમા સ્વામીજીનુ એક બીજુ વ્યાખ્યાન થયુ હતુ.

### કાન્ડિ.

કોલમ્બોથી સ્ટીમરદ્વારા સીધા મદ્રાસ આવવાનો સ્વામીજીનો સંકલ્પ હતો, પરન્તુ લંકાના તેમજ દક્ષિણ કિનારાના જુદા જુદા શહેરોમાથી રોજ રોજ આમંત્રણના તારો આવવા લાગ્યા. એ બધા તારોનો મુખ્ય ભાવ એજ હતો કે "માત્ર એકવાર અમારે ત્યા પગલા કરીને અમને પાવન કરો." આવા અનેક તરેહના આગ્રહથી સ્વામીજી પોતાનો આગળનો ઇરાદો ફેરવીને પગ રસ્તેજ ભ્રમણ કરતા કરતા મદ્રાસ જવાના વિચારપર આવ્યા તેમણે મંગળવાર–ઓગણીસમી તારીખના પ્રભાતમા કાન્ડિ તરફ પ્રયાણ કર્યુ કાન્ડિ શહેર લંકામા પર્વતની ટેકરીપર આવેલુ એક પ્રસિદ્ધ હવા ખાવાનુ મથક છે ત્યાના લોકોએ દેવમંદિરના ચિત્રોવાળી ધ્વજા –પતાકાઓ સાથે વાજતે ગાજતે સ્વામીજીને સામૈયુ કરીને એક સુંદર બંગલામા ઉતારો આપ્યો જાહેર સભા ભરી સ્વામીજીને તેમના પુણ્ય પ્રયાસમાટે એક મનોહર ભાષામા લખાએલું માનપત્ર આપવામા આવ્યુ

એ માનપત્રનો સંક્ષેપમાં ઉત્તર આપીને થોડો સમય વિશ્રાન્તિ લીધા પછી શહેરની મુખ્ય મુખ્ય જોવા લાયક વસ્તુઓ અને સ્થળો જોવા નીકળ્યા. એજ દિવસે સંધ્યાકાળે ત્યાથી રવાના થઇને લંકાના માતાલે નામના સ્થાનમા તેઓ આવી પહોચ્યા અને ત્યાં તેમણે રાત્રિ ગાળી

### જાફના તરફ જતાં–અનુરાધાપુર.

બુધવારને દિવસે સવારના પહોરમાજ ત્યાથી લગભગ બસો માઇલ દૂર આવેલા જાફના ભણી પ્રવાસ શરૂ થયો રસ્તાની બન્ને બાજુએ લીલા કુંજાર

જેવા ધાન્ય તરૂઓથી શોભી રહેલી હરિતવર્ણી ભૂમિનુ મોહક સૃષ્ટિસૌંદર્ય જોઇને, પ્રવાસીજનોને ઘણો આનંદ પ્રાપ્ત થતો હતો સ્વામીજીનો નાનો સરખો સંઘ ચારે તરફ છવાઇ રહેલી પ્રાકૃતિકશોભાના મનોહર ચિત્રનુ નિરીક્ષણ કરતો આનંદથી માર્ગક્રમણ કરવા લાગ્યો. એટલામા દુર્ભાગ્યવશાત્ દામ્બુલ નામક ગામથી થોડે આગળ જતાજ સ્વામીજીવાળી ગાડીનુ એક પૈડુ ભાગી ગયું, એથી લગભગ ત્રણેક કલાક ત્યા ખોટી થવુ પડયુ ત્યાર પછી બળદની ગાડીમા બેસીને કાનાડિ અને તિનયાતિ થઇને ધીરે ધીરે તેઓ અનુરાધાપુર આવી પહોંચ્યા અનુરાધાપુર ઘણુ પ્રાચીન શહેર છે તેની આસપાસ ચોમેર અનેક પ્રાચીન ખડેરો આવેલા છે, એ સઘળા પ્રાચીન ખડેરો જોવાથી જણાય છે કે ત્યા લગભગ બે હજાર વર્ષો પૂર્વનું પૃથ્વીના મોટા શહેરોમાનુ એક મહાન શહેર હોતુ' જોઇએ બૌદ્ધ લોકોના પણ અહી અનેક પ્રાચીન કીર્તિસ્તભો અને બીજા ચિહ્નો મળી આવે છે બુદ્ધગયાના મહાબોધિવૃક્ષની શાખામાથી ઉત્પન્ન થએલા પ્રાચીન પીપળાના ઝાડનો જેવો મહિમા છે, તેવોજ મહિમા પ્રાચીન યુગના બાધકામ નમુનારૂપ ત્યા આવેલા એક સુદર સરોવરનો છે. વળી ત્યા 'દાગોબા' નામક એક સુવિખ્યાત પ્રાચીન સ્તભોનો સમૂહ છે પ્રાચીન તત્ત્વશોધકોએ અનેક પ્રયત્નોથી આજ સુધી જે જે શોધ કરી છે, તે ઉપરથી તેઓ એવા અનુમાન ઉપર આવ્યા છે કે તામિલ લોકોએ સિહલદ્વીપ ઉપર આક્રમણ કર્યું એ વખતે એ 'દાગોબા' ના સ્તભોમા બૌદ્ધ લોકોએ પોતાના હીરા, ઝવેર અને મણિ–મુક્તાના ભડારો છુપાવી રાખ્યા હતા

એ સરોવરના કિનારાપર આવેલા વિશાળ વૃક્ષોની સઘન છાયાનીચે બેસીને લગભગ ત્રણેક હજાર શ્રોતાજનોની સમક્ષ 'ઉપાસના' ના વિષય ઉપર સ્વામીજીએ એક નાનુ સરખુ અસરકારક વ્યાખ્યાન આપ્યુ હતું. તેઓ પોતાનુ વ્યાખ્યાન અગ્રેજી ભાષામા કરતા હતા અને દુભાષિઆઓ તેનો તામિલ અને સિહલી ભાષામા અનુવાદ કરીને અગ્રેજી ભાષાથી અપરિચિત મનુષ્યોને સ્વામીજીના ઉપદેશામૃતનો લાભ આપતા હતા સ્વામીજીએ એ પ્રસંગે પોતાના સિહલી શ્રોતાઓને પૂજાનો અસાર બાહ્યાડબર છોડી દઇ, વેદના દિવ્ય ઉપદેશોનો જીવનના પ્રત્યેક કાર્યમા ઉપયોગ કરવાના સબધમા એક અસરકારક ભાષણ સભળાવ્યુ, એ સિવાય ધર્મની વિશાળતા અને વ્યાપકતા સમજાવી, બૌદ્ધ ધર્મના એ મુખ્ય સ્થાનમા વસનારા લોકોને પરસ્પર વૈર–વિરોધ તજી સમભાવ અને એકતા રાખવાનો ઉપદેશ કર્યો હતો વળી કહ્યુ હતુ કે શિવ, વિષ્ણુ, બૌદ્ધ અથવા ગમે તે નામે ભગવાનને ભજવામા આવે તે બધી સર્વવ્યાપી એકજ ઇશ્વરની ઉપાસના છે, બીજા ધર્મોપ્રત્યે માત્ર દ્વેષરહિત વૃત્તિ રાખવાથીજ સતોષ માનીને બેસી ન રહેતાં સર્વ ધર્મ અને પ્રાણીમાત્રપ્રતિ સહાનુભૂતિ રાખીને સર્વને યથાશક્તિ

મહાય કરવામાજ સ્વધર્મ, જન્મ અને જીવનની સફળતા છે, એવુ તેમના હૃદયમાં મચોટ ઠસાવી દીધુ હતું ત્યાના લોકોએ પણ ઘણા પૂજ્યભાવથી સ્વામીજીનો આદરસત્કાર કર્યો હતો

## જાફનાને માર્ગે વાવ્હોનિયા

અનુરાધાપુરથી જાફના એકસો વીશ માઇલ દૂર છે રસ્તો જેમ પત્થરવાળો, ટેકરા ટેકરીઓવાળો ઘણો કઠિન હતો, તેમ ઘોડાઓ પણ એવાજ-આલાજીના રથમા જોડવા જેવા અને એક માઇલમા અઢાર વખત બેસી જાય તેવા હતા. એથી સ્વામીજીની એ મુસાફરી કઇક કષ્ટરૂપ થઇ પડી હતી, પરતુ રસ્તાની અપૂર્વ શોભા અને સૃષ્ટિસોદર્યની છટાને લીધે એ રસ્તાનુ કષ્ટ તેમના મન ઉપર વધારે અમર કરી શક્યુ નહિ ફળફૂલથી સુદર જણાતા વિશાળ વૃક્ષો, ટેકરા-ટેકરીમાથી વહેતા નિર્મળ નીરના નાના નાનાં ઝરણા, અને આમ તેમ દોડા દોડી કરતા હરણા-સસલા જેવા વિવિધ પ્રાણીઓના દેખાવથી, માર્ગનુ ચિત્ર બહુજ રમણીય બની રહ્યુ હતુ દિવસના એ સઘળી શોભા વિલોકતા અને રાત્રિએ વિશ્રામથી મુસાફરીના થાકને શમાવતા સ્વામીજીના સઘના મનુષ્યોને જાફના જતા જતાં રસ્તામા બે રાત્રિઓ ગાળવી પડી એ બે દિવસે કોઇને ઉઘજ આવી નહિ એજ રસ્તામાં 'વાવ્હોનિયા' નામના ગામમાં રહેનારા હિદુઓએ સ્વામીજીને એક સુદર માનપત્ર આપ્યુ હતુ તેઓ સ્વામીજીના દર્શનથી હર્ષ પામીને પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યા તેમણે માનપત્રમા જણાવ્યુ હતુ કે —'સ્વામીજી મહારાજના મધુર સ્વભાવ, ઉદાર વિચાર અને નિસ્વાર્થ ધર્મપ્રચારના મહદ્ ગુણોથી તેમનાં મન મુગ્ધ બની ગયા છે' તેમના પ્રેમભર્યા માનપત્રનો સંતોષ-કારક ઉત્તર આપીને, સ્વામીજી સિહલદ્વીપના શોભાયમાન જ ગલોમા થઇને જાફના તરફ પ્રયાણ કરવા લાગ્યા બીજે દિવસે સવારના સિહલ અને જાફનાના દ્વીપોને જોડનારા, સેતુ હસ્તિગિરિવર્ત્મમાં પણ સ્વામીજીનો સારી રીતે સત્કાર કરવામા આવ્યો હતો જાફના શહેરથી બાર માઇલસુધી ત્યાંના પ્રતિષ્ઠિત લોકો સ્વામી-જીને તેડી જવાને માટે સામે આવેલા હતા. ત્યાંથી ગાડીઓ કરીને બધા સ્વામી જીની સાથે સાથે જાફના તરફ પાછા ફર્યા એ વખતે સ્વામીજીના સ્નેહ-સત્કાર માટે શેરીએ શેરીએ અને ઘેરઘેર વિવિધ પ્રકારના ધ્વજા-પતાકા અને તોરણો બાધ્યા હતા સાયકાલની ભૂરી છાયા નીચે ઝળહળતી મશાલોના પ્રકાશમા હિન્દુ કૉલેજના વિશાળ ચોગાનમા વાજતે ગાજતે સ્વામીજીને તેડી લાવવામા આવ્યા એ વખતનો દેખાવ ઘણોજ મનોહર, હૃદયગ્રાહી અને દબદબાભરેલો હતો ખાસ ઉભા કરવામાં આવેલા એક વિશાળ સમિયાનામાં ચારેમેર ગોઠવેલા સુન્દર આસનો અને સુસજ્જિત પુષ્પમાળાઓના તોરણોથી શોભતા સુદર સ્થાનમાં સ્વામીજીનો

સત્કાર કરવામા આવ્યો હતો સખ્યાકાળ હોવા છતાં સ્વામીજીના દર્શનમાટે એકઠા થએલા ઉત્સાહી લોકોની સખ્યા લગભગ દશથી પદર હજારની હતી જાફનાવાસીઓએ ભક્તિભાવથી સ્વામીજીનો સત્કાર કર્યા પછી તેમને અગ્રેજી ભાષામા તૈયાર કરેલુ એક ઉત્તમ માનપત્ર વાચી સભળાવ્યુ હતુ; તેનો અનુવાદ અહી આપવામા આવે છે

## જાફનાવાસીઓનું સ્વામીજીને અભિનન્દનપત્ર.

શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામીજી મહારાજના શ્રી ચરણમા—

શ્રી પૂજ્યપાદ મહાનુભાવ !

અમે જાફનાવાસી હિન્દુ ધર્માવલબી લોકો, સિહલદ્વીપના હિન્દુધર્મના મુખ્ય કેન્દ્રસ્વરૂપ અમારા આ શહેરમાં આપનુ હૃદયપૂર્વક સ્વાગત કરીએ છીએ લકાના આ વિભાગમા અમારે આગણે આપના પુનીત પગલાં પાડવાનુ અમેજ આપને આમત્રણ મોકલ્યુ હતુ, તે સ્વીકારવાનો અનુગ્રહ કરીને આપે અમને ઘણા આભારી બનાવ્યા છે

આજથી લગભગ બે હજાર વર્ષોપૂર્વે હિન્દના દક્ષિણ પ્રાન્તમાથી અમારા પૂર્વજોએ અહી આવીને પહેલવહેલો વાસ કરેલો હતો એ વખતે જાફનામા તામિલ રાજાઓ રાજ્ય કરતા હતા તેમણે ઉદારભાવે અમારા પૂર્વજોના ધર્મનુ સારી રીતે રક્ષણ અને પોષણ કર્યું હતુ તેમની પછી જ્યારે દૈવયોગે પોર્ટુગીઝ અને વલદા લોકોનો રાજ્યાધિકાર થયો, ત્યારે તેમની વિદેશી રાજ્યસત્તા, અમારી ધર્મની ક્રિયાઓમાં વચ્ચે પડીને હાથ નાખવા લાગી પૂજા–પાઠ, દેવ–દર્શન વગેરે ધાર્મિક ક્રિયાઓ પ્રકટ રીતે અમારાથી કરી શકાતી નહોતી, કેમકે રાજ્યસત્તાથી તેનો નિષેધ કરવામાં આવ્યો હતો, તેમજ અમારા પવિત્ર મદિરો, જેમા બે મહાન મદિરોનો યશ તો બહુ દૂર દૂર સુધી વિસ્તાર પામ્યો હતો, તે સર્વનો એ અત્યાચારી લોકોના ક્રૂર હાથે વિનાશ થયો છે એ લોકોએ અમારા પૂર્વજોને ખ્રિસ્તી ધર્મમા વટલાવવામાટે ઘણા લાંબા સમયસુધી પ્રબળ પ્રયત્નો કર્યા હતા, પરતુ અમારા એ ધર્મપ્રાણ પૂર્વજો પોતાના પ્રાચીન સ્વધર્મને તેમનો પ્રબળ ત્રાસ વેઠીને પણ દૃઢતાથી વળગી રહ્યા, અને તેમનેજ પ્રતાપે આજે અમારા પ્રાણપ્રિય સનાતન આર્યધર્મનો મહામૂલ્યવાન વારસો અમને મળ્યો છે હવે ઉદાર અને દયાળુ અંગ્રેજ સરકારના ન્યાયી રાજ્યકારભારમાં અમારા ધર્મની ફરીથી ઉન્નતિ થવા લાગી છે, એટલુજ નહિ પણ અમારાં પવિત્ર ધર્મમદિરોનો પણ પુનરુદ્ધાર થવા લાગ્યો છે. તેમાંના કેટલાક પાછાં તૈયાર થયા છે અને બાકીનાં કેટલાંકનુ કામ હજુ ચાલી રહ્યુ છે

આપશ્રી પુણ્યભૂમિ ભારતની બ્રહ્મવિદ્યાનો ઇંગ્લાડ અને અમેરિકામાં પ્રબળ

ભાવે પ્રચાર કરીને, સમગ્ર પશ્ચિમવાસી પ્રજાને હિન્દુધર્મના મહાન સિદ્ધાંતો સમજાવીને, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે નિકટ સબંધની ગાઢ બાંધવામાં સફળ થયા છો એ પ્રકારે અમારા ધર્મને માટે આપશ્રીએ નિષ્કામવૃત્તિથી જે ઉત્તમ પુરુષાર્થ ઉઠાવ્યો છે, તેને માટે આજનો સુયોગ મળતા અમે હૃદયપૂર્વક આપની કૃતજ્ઞતા દર્શાવીએ છીએ આજના પ્રબલ જડવાદી યુગમાં જ્યારે સર્વત્ર શ્રદ્ધા અને ધર્મબુદ્ધિનો નાશ થવા લાગ્યો છે, અને આધ્યાત્મિક સત્યોની શોધમા લોકોને અરૂચિ ઉત્પન્ન થવા લાગી છે, ત્યારે આવા ભયકર નાસ્તિકતાથી છવાએલા દિવસોમા આપ અમારા પ્રાચીન ધર્મના અભ્યુદયમાટે જે પરિશ્રમ ઉઠાવી દેશ વિદેશમા પ્રબલ આન્દોલન કરી રહ્યા છો, તેને માટે આપને અમે અનેક ધન્યવાદ આપીએ છીએ

પશ્ચાત્ય પ્રજાઓને આપણા ધર્મના ઉદાર વિચારો સમજાવીને ત્યાંના વિદ્વાનોને આપે સપૂર્ણ ખાત્રી કરી આપી છે કે,–' પાશ્ચાત્ય દાર્શનિક અને વિદ્વાન પુરુષો જે જે મહાન સત્યોનો સ્વપ્નમા પણ વિચાર કરી શકયા નથી, એવા ઉજ્જવલ અને ગહન વિષયોનો હિન્દુઓના દર્શનશાસ્ત્ર અને તત્ત્વવિદ્યામાં એક અખડ ભડાર ભરેલો છે.' આપનો એ ઉપકાર અમે યોગ્ય શબ્દોને અભાવે અમારી દીન વાણીદ્વારા પૂરો પ્રકટ પણ કરી શકતા નથી

આપ જ્યારે દૂરના પાશ્ચાત્ય પ્રદેશોમા આપણા ધર્મનો પ્રચાર કરતા હતા, ત્યારે અમે અહી દૂર બેઠા બેઠા પણ ઉત્સુકતાપૂર્વક આપના કીર્તિયુક્ત કાર્યકલાપનુ સવાદપત્રોદ્વારા નિરીક્ષણ કરી આનદ પામતા હતા. આપને પ્રભાવપૂર્વક પ્રચાર કરતા અને પવિત્ર કાર્યમા સર્વથા સફલ થતા જાણીને અમારા અતરમા આનદની પ્રબળ લહરીઓ ઉછળી રહી હતી ! પાશ્ચાત્ય દેશોમા ધર્મ અને જ્ઞાન ચર્ચાને માટે જે જે સર્વોત્તમ સ્થાનો મનાય છે, ત્યાના સર્વ સવાદપત્રોમા આપના તેમજ આપના અમૂલ્ય ગ્રથોના ગુણગાન વાચીને અમે આનદથી જોઇ શકયા છીએ, કે આપના દિવ્ય જીવનનુ મહાન વ્રત આપે ઘણી સફળતાપૂર્વક અને ઉજ્જવલ યશોરેખાની છાયામાજ ઉજવ્યુ છે

આપ અનુગ્રહ કરીને અમારા દેશમા પધાર્યા, આપના પુનીત પગલાવડે અમારૂ આંગણુ પાવન કર્યું, એથી અમે આજે કૃતાર્થ થયા છીએ વેદને આપ જેવી રીતે સર્વ પ્રકારના આધ્યાત્મિક જ્ઞાનના ભડારરૂપ માનો છો, તેવીજ રીતે અમે આપણા શ્રુતિગ્રથોમા સપૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ રાખીએ છીએ આપ અનેકવાર અમારે આગણે પધારી અમને દર્શનનો લાભ આપશો એવી અમે આશા રાખીએ છીએ

આપના શુભ કાર્યમા જે દયામય ઈશ્વરે સપૂર્ણ સહાય કરીને સફલતા

આપેલી છે, તે ઈશ્વરને અમે પ્રાર્થના કરીએ છીએ કે,—' તેઓ આપને લાણુ આયુષ્ય, આરોગ્ય અને યથાયોગ્ય બળ આપીને દીર્ઘકાળસુધી આપને ધર્મોદ્ધારના પવિત્ર મહા વ્રતમા આગળ વધારી સપૂર્ણ સફલતા આપે.'

આપ પૂજ્યશ્રીના શ્રદ્ધાળુ સેવકો,

સમગ્ર જાફનાવાસી હિન્દુવર્ગના સવિનય પ્રણામ

સ્વામીજીએ આ હૃદયની લાગણી અને પૂજ્યભાવથી ભરેલા અભિનન્દનપત્રનો એક બહુજ અસરકારક વ્યાખ્યાનથી ઉત્તર આપ્યો હતો, અને વળતે દિવસે રવિવારની સાજે એજ સ્થાને 'વેદાન્તવાદ' ના આધ્યાત્મિક વિષય ઉપર એક રસિક તેમજ અસરકારક વ્યાખ્યાન આપ્યુ હતુ, તેનો સપૂર્ણ અનુવાદ હવે પછી આપવામા આવે છે.

# वेदान्तवाद.

( સ્વામીજીએ જાફનામા આપેલા છએંજી વ્યાખ્યાનનો અનુવાદ )

આજનો વિષય ઘણો વિશાળ છે, અને સમય બહુ ટુકો છે. માત્ર એકજ વ્યાખ્યાનમા વિશાળ હિન્દુધર્મનુ સપૂર્ણ, મીમાસાપૂર્વક પૃથક્કરણ કરી બતાવવુ તે ગાગરમા સાગર ભરવાજેવુ અસભવિત છે, જેથી મારી શક્તિ અનુસાર આપણા ધર્મના મુખ્ય મુખ્ય તત્ત્વો સક્ષેપમા રજુ કરીશ આપણને આપણે જે હિન્દુ શબ્દથી ઓળખાવીએ છીએ, તે શબ્દનો મૂળ અર્થ તેના વ્યાવહારિક ઉપયોગમાથી હાલ અદશ્ય થયો જણાય છે, પરતુ એ શબ્દ સિન્ધુ નદીની આ તરફ સઘળી પ્રજાનો સૂચક છે પૂર્વે સિન્ધુની આ તરફ બધી હિન્દુનીજ વસ્તી હતી અને હિન્દુ શબ્દ પણ સિધુનુજ રૂપાન્તર છે પ્રાચીન પારસી લોકોમા જે વખતે પ્રાચીન ઝદ ભાષા પ્રચલિત હતી, તે વખતે તેઓ 'સ' ને બદલે 'હ' વાપરતા હોવાથી સિન્ધુ નદીને અને તેની બીજી બાજુ વસનારી સઘળી પ્રજાને પણ તેઓ હિન્દુ કહેતા આ પ્રમાણે એ શબ્દનો મુસલમાની રાજ્યના વખતથી આપણે પણ આપણે માટે પ્રયોગ કરવા લાગ્યા. એ શબ્દનો ઉપયોગ કરવામા હાનિ નથી, પરન્તુ મે ઉપર જણાવ્યુ તેમ તેનો આદિભાવ આજે લુપ્ત થયો છે, કેમકે સિન્ધુ નદીની આ તરફ પજાબથી આરભીને છેક કન્યાકુમારીસુધીના વિશાળ હિન્દુસ્તાન દેશમાં જે મોટો જનસમુદાય આજકાલ વસે છે, તેમાના સર્વ મનુષ્યો પહેલાંની પેઠે કઇ એકજ વૈદિક ધર્મને માનતાં નથી. તેના મૂળ અર્થ પ્રમાણે જોતાં તો એ શબ્દમા જે વાસ્તવિક હિન્દુ શબ્દ

સૂચવેલો છે, તે હિંદુસ્તાનમાં હાલ વસનારા મુસલમાને, ખ્રિસ્તીઓ, પારસીઓ, જૈને વગેરે સર્વ લોકોને લાગુ પડે છે આવી રીતે હિન્દુ શબ્દનો ઉપયોગ કરવાથી ન્યાયના અતિવ્યાપ્તિ અવ્યાપ્તિ આદિ દોષો આવી જાય છે, એટલા માટે હુ મારા વ્યાખ્યાનમા આપણે માટે 'હિન્દુ' શબ્દનો ઉપયોગ નહિ કરૂં, પણ ત્યારે આપણે કયા શબ્દનો ઉપયોગ કરીશુ ? આપણા ધર્મપ્રત્યે લક્ષ રાખીને એ શબ્દનો ઉપયોગ કરવા જતા,'હિન્દુ' શબ્દને સ્થાને એટલોજ વિશાળ અર્થ બતાવનારા જે શબ્દોનો આપણે ઉપયોગ કરી શકીએ, તે 'વૈદિક' ( અર્થાત્ વેદના મતને અનુસરનારા ) અથવા તેના કરતાં પણ વધારે સારો 'વેદાન્તી' ( વેદના શ્રુતિસિદ્ધ વિચારોને માનનારા ) શબ્દ છે જગતના મુખ્ય મુખ્ય ધર્મો અમુક ધર્મગ્રન્થોને પ્રમાણરૂપ માને છે, કે જે ગ્રથો તેમના મત પ્રમાણે ઇશ્વરીવચનો અથવા એવાજ અલૌકિક મહાપુરૂષોનાં વચનો મનાય છે, અને એ વચનો તેમજ ગ્રથો તેમના ધર્મોના મુખ્ય પાયારૂપ હોય છે આ પ્રકારના સર્વ પ્રાચીન ધર્મગ્રથોમા પશ્ચિમના પડિતોને મતે હિન્દુઓના વેદગ્રન્થો સર્વથી પ્રાચીનતમ છે, એટલા માટે વેદોના સબધમા કઇક ખુલાસો કરવાની અને જાણવાની આવશ્યકતા છે

જે વચનો અને ઉલ્લેખોને વેદનુ નામ આપવામા આવે છે, તે કઇ મનુષ્યોના મુખમાથી ઉચ્ચારાએલા વાકયો નથી તેમની રચનાનો સમય કદિ પણ નિશ્ચિત થઈ શકયો નથી અને નિશ્ચિત થઇ શકે તેમ પણ નથી. આપણા મત પ્રમાણે તો એ ઇશ્વરપ્રણીત વેદો અનાદિ અનત છે અહીં એક વાત ખાસ લક્ષમાં રાખવાની હુ તમને ભલામણ કરૂ છુ, કે જગતના બીજા બધા ધર્મો તેમના માનેલા અવતારધારી કે સાકાર ઇશ્વરના અથવા તો દેવદૂતો કે ઇશ્વરના ખાસ સદેશો લાવનારા, મહાત્માઓ ( પેગબરો ) ના વચનોરૂપે પોતાને માટે મળેલી દેવવાણી તરીકે પોતપોતાના મૂળ ધર્મગ્રથોને માને છે, પરન્તુ હિન્દુઓનો દાવો કઇક જુદીજ રીતનો છે તેઓ ખાસ વેદનેજ સ્વત પ્રમાણ માને છે, જેથી તેને પ્રમાણરૂપ ઠરાવનાર બીજો કોઇ પ્રમાતા નથી ઇશ્વર પણ વેદોનુ પ્રમાણ નથી ઉલટા વેદોજ ઇશ્વરના પ્રમાણસ્વરૂપ છે, કેમકે વેદ અનાદિઅનત અને ઇશ્વરના જ્ઞાનસ્વરૂપ છે તેઓ કદિ પણ રચાયા નથી અનાદિ કાળની સાથે તેનુ અસ્તિત્વ પણ અનાદિ છે જેવી રીતે આ જડ—ચેતનાત્મક સૃષ્ટિ અનાદિ અને અનન્ત છે, તેવીજ રીતે ઇશ્વરનુ જ્ઞાન પણ અનાદિ અને અનન્ત છે. એ ઇશ્વરીય જ્ઞાનનેજ વેદ કહે છે ( **विद्** ધાતુનો અર્થ જાણવુ થાય છે. ) વેદાન્ત નામનો જ્ઞાનરાશિ, ઋષિ તરીકે ઓળખાતા મહાન પુરૂષોએ શોધી—સગ્રહી જગતને અર્પણ કર્યો છે. એ ઋષિ શબ્દનો અર્થ મંત્રદષ્ટા થાય છે, અર્થાત્ પ્રથમથીજ જે જ્ઞાન વિદ્યમાન હતુ તેના તેઓ માત્ર પ્રત્યક્ષ કરનાર અથવા દર્શાવનારજ છે એ જ્ઞાન કાંઇ તેમના

પોતાનાજ મૂળ વિચારોનુ પરિણામ નથી જ્યારે જ્યારે તમારા સાંભળવામા આવે કે વેદના અમુક મંત્રોના અમુક ઋષિ છે, ત્યારે એપરથી તમારે એમ ન સમજવુ કે એ મત્ર એ ઋષિનોજ રચેલો છે, કારણુ કે તે તો માત્ર જે વિચાર અને જ્ઞાન આગળથીજ અવસ્થિત હતાં તેના દૃષ્ટા, જોનાર,હૃદયમાં અનુભવનારાજ છે એ જ્ઞાન અનન્ત કાળથીજ આ વિશ્વમા વિદ્યમાન હતુ વિશ્વની સાથેજ અનાદિ કાળથી અસ્તિત્વ ધરાવતુ હતુ આ પ્રમાણે ઋષિઓ સાક્ષાત વેદસિદ્ધાંતોના શોધકજ હતા

વેદોનો વિશાળ વાક્યસમૂહ મુખ્ય બે ભાગોમાં વહેંચાયેલો છે. એ બે ભાગ કર્મકાંડ અને જ્ઞાનકાંડના નામથી ઓળખાય છે યજ્ઞયાગાદિ ક્રિયા અને અનુષ્ઠાનોની પદ્ધતિ દર્શાવનારો વિભાગ તે કર્મકાંડ અને આત્મજ્ઞાનનુ નિરૂપણુ કરનારો વિભાગ તે જ્ઞાનકાંડ છે કર્મકાંડના વિભાગમાં જે અનેક યજ્ઞ—યાગોના અનુષ્ઠાન જણુાવ્યા છે, તેમાંનો મોટો ભાગ તો વર્તમાન યુગને માટે નિરુપયોગી સમજીને હાલ છોડી દેવામા આવ્યો છે કેટલાક યજ્ઞો વિશાળ ખર્ચ અને પરિશ્રમથી સિદ્ધ થાય એવા, અને કઠિન ક્રિયાઓથી ભરેલા હોવાથી આજના દેશકાળની સ્થિતિમા વ્યાવહારિક રીતે તેમનુ અનુષ્ઠાન થવુ અસભવિત છે બાકીના કેટલાક એજ રૂપમાં અથવા દેશ—કાળ પ્રમાણે કઇક ફેરફારસહિત આજસુધી ચાલુ છે કર્મકાંડના જે વિચારો સામાન્ય અને હિતકર છે, તે બધાનુ મનુષ્યના કર્તવ્યરૂપે એટલે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસી, એ જુદા જુદા આશ્રમીઓના જુદા જુદા કર્તવ્યરૂપે થોડા કે વિશેષ પ્રમાણુમાં વેદના સમયથી આજસુધી પાલન થતું આવ્યુ છે આપણુા ધર્મનો આધ્યાત્મિક વિભાગ જ્ઞાનકાંડ અથવા ખરૂ વેદાન્તશાસ્ત્ર છે. વેદાન્ત, એટલે વેદનો અન્ત, વેદની ટોચ, સાર, સત્વ અથવા તેનુ પરમ લક્ષ્ય. જ્ઞાનરૂપ એ સત્વને વેદાન્ત અથવા ઉપનિષદ્ કહેવામાં આવે છે, અને ભારતના સઘળા સપ્રદાયો જેવા કે દ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈતવાદી અદ્વૈતવાદી તેમજ સાંપ્રદાયિક દૃષ્ટિથી સૌર, શાક્ત, ગાણુપત્ય, શૈવ, વૈષ્ણુવ વગેરે સર્વ, એ વેદાન્ત અથવા ઉપનિષદ્‌ને પ્રમાણુરૂપ માને છે હિન્દુધર્મની મર્યાદામા જે કોઇ સપ્રદાય રહેવા માગતો હોય તેનો વેદના આ જ્ઞાનભાગને માન્યા વગર છૂટકોજ થતો નથી તેઓ ભલે મત્રોની પોતપોતાના મતને અનુસરતી વ્યાખ્યા અને ટીકાઓ કરે, પરતુ શબ્દાર્થોની ગમે તેટલી ઉલટપાલટ કરીને પણુ વેદના એ જ્ઞાનભાગના પ્રત્યેક વાક્ય અથવા મત્રને તેણે પ્રમાણુરૂપે સ્વીકારવોજ પડશે. એજ કારણુથી એ ધર્મમાં શ્રદ્ધા રાખનારાને હિન્દુ શબ્દને બદલે વેદાન્તી શબ્દનો વ્યવહાર કરવાની મે જરૂર દર્શાવી છે. ભારતના સઘળા પ્રાચીન અને ચુસ્ત દાર્શનિકો તેમજ અધ્યાત્મવાદીઓને વેદના આ અંતિમ ભાગનુ પ્રામાણ્ય સ્વીકારવુ જ પડ્યુ છે

આજકાલ હિન્દુધર્મની જેટલી શાખા પ્રશાખાઓ છે તેમાની કેટલીક બહુજ

વિચિત્ર છે, પરંતુ તેમનો યથાસ્થિત અભ્યાસ કરનારો કોઇ મનુષ્ય હોય તો તે તરતજ જોઇ શકે છે કે તેમના વિચારો, મુખ્ય સિદ્ધાંતો અને આધાર, વેદના એ જ્ઞાનકાંડ ઉપરજ છે ઉપનિષદ્‌ના એ વિચારોનો આપણી પ્રજાની નસેનસમાં એટલો બધો પ્રવેશ થઇ ગયો છે, કે કોઇ પણ મનુષ્ય હિન્દુધર્મના કોઇ વિચિત્રમાં વિચિત્ર પન્થના રૂપકનો અભ્યાસ કરે, તો તેમાં ઉપનિષદ્‌ના કોઇ વિચારને અલંકારથી શણગારીને સારી ભાષામાં અથવા તો દેશ-કાળ પ્રમાણે ફેરફાર કરીને મૂકેલો જણાશે આ પ્રમાણે કેટલાક સમય પછી ઉપનિષદ્‌ના વિચારો રૂપક અને આખ્યાયિકાનું રૂપ ધારણ કરે છે અને તે રીતે પણ જુદા જુદા હિન્દુ સંપ્રદાયોના પાયારૂપ બની રહે છે આ પ્રમાણે ઉપનિષદ્‌ના આધ્યાત્મિક વિચારો આપણામાં રૂપકરૂપે સ્થૂલભાવ ધારણ કરીને આપણા વ્યવહારમાં પણ ઓતપ્રોત થઇ પડયા છે. મૂર્તિ, મંત્ર, તંત્ર વગેરે જે અનેક સંજ્ઞાઓ આપણા વ્યાવહારિક ઉપયોગમાં પ્રચલિત છે, તે સર્વ ઉપનિષદ્‌માંથીજ આવેલી છે ક્રમે ક્રમે તે રૂપકરૂપે સ્થૂલભાવ ધારણ કરીને કોઇ ધાર્મિક સંજ્ઞા કે ક્રિયારૂપે સમગ્ર પ્રજામાં વ્યાપીને નિત્ય જીવનના એક અંગરૂપ બની જાય છે

વેદાન્ત પછી ઉતરતું પ્રમાણ સ્મૃતિનું ગણાય છે એ સ્મૃતિગ્રન્થો પણ પ્રાચીન ઋષિયોનાજ લખેલા છે, પરન્તુ તેમનું પ્રામાણ્ય વેદને આધીન છે. જો કોઇ સ્મૃતિનો ઉલ્લેખ વેદના વિચારોથી વિરોધ ધરાવતો હોય તો તેનો ત્યાગ કરીને વેદના સિદ્ધાંતને પ્રમાણરૂપે સ્વીકારવામાં આવે છે વળી એ સ્મૃતિઓ જુદા જુદા યુગને માટે જુદી જુદી છે આપણે શાસ્ત્રમાં જોઇએ છીએ કે અમુક સ્મૃતિઓ સત્યયુગમાં, અમુક ત્રેતાયુગમાં, અમુક દ્વાપરયુગમાં અને અમુક કલિયુગમાં પ્રમાણરૂપ ગણવી દેશ, કાળ, પાત્ર અને પરિસ્થિતના ફેરફારને અનુસરીને પ્રજાના આચાર-વિચારમાં પણ ફેરફાર થાય છે, અને સ્મૃતિઓ મુખ્ય કરીને વ્યાવહારિક આચાર-વિચારનીજ નિયામક હોવાથી આચાર-વિચારના ફેરફારોની સાથે વખતોવખત તે ફેરવાય છે આપણા ધર્મના જે જે મુખ્ય સિદ્ધાંતો વેદાન્તમાં દર્શાવેલા છે, તેમાં કદિ પણ ફેરફાર કે પરિવર્તન થતું નથી તેનું કારણ એ છે કે, મનુષ્ય અને પ્રકૃતિના સ્વભાવમાં સદાકાળ વ્યાપી રહેલા અને રહેનારા સત્યો અનુસારજ તે સિદ્ધાંતોનું બંધારણ કરવામાં આવ્યું છે વ્યષ્ટિસમષ્ટિના નિયમો પણ જેવી રીતે અનાદિ, અનંત અને અચલ છે, તેવી રીતે એ સિદ્ધાંતો પણ શાશ્વત અને અચલ છે. સ્વર્ગ આત્મા-પરમાત્મા અને મોક્ષ સંબંધી જે જે વિચારો છે તેમનું કદિપણ પરિવર્તન થતું નથી હજારો વર્ષપૂર્વે જે રૂપમાં હતા તેવાજ રૂપમાં તે આજે છે અને લાખ્ખો વર્ષ પછી પણ તેઓ એવાજ રહેશે, પરન્તુ જે ધર્મક્રિયાઓ આપણી સામાજિક સ્થિતિ અને તેના સંબંધ ઉપર આધાર રાખે છે,તેમાં

તો સમાજસ્થિતિના ફેરફાર સાથે ફેરફાર થવોજ જોઇએ. અમુક સમયે કહેવાએલો અમુક આચાર અથવા વિધિ, અમુક સમય સુધીજ લાભકારક રહી શકે છે, પરન્તુ બીજે સમયે તે લાભકારક અને વ્યાજબી ન હોઇ શકે એ દેખીતુજ છે આપણે જોઇ શકીએ છીએ કે અમુક ખોરાકની અમુક સમયમા રજા આપવામા આવી છે, અને બીજા સમયને માટે તેનો નિષેધ કરવામા આવ્યો છે. જે સમયમાં તે ખોરાક લાભકારક અને આવશ્યક હતો તે સમયને માટે તેની વિધિ છે, અને જે સમયને માટે તે નુકશાનકારક અને અનાવશ્યક હતો તે સમયને માટે તેનો નિષેધ છે જગતમા હવા, પાણી અને પ્રકૃતિના બીજા ફેરફારો કાલાન્તરે થયાજ કરે છે વળી બીજી પણ કેટલીક પરિસ્થિતિઓને અનુસરવુ પડે છે એથીજ સ્મૃતિઓએ પણ તે જુદી જુદી સ્થિતિઓને લક્ષમા રાખી ભક્ષ્યાભક્ષ્ય તેમજ બીજા આચારવિચારમા સમયભેદે ફેરફારો સૂચવેલા છે આ વખતે ધારો કે આપણા સમાજને અમુક ફેરફારોની જરૂર છે તો તેવા ફેરફારો સ્વાભાવિક રીતે આપણે કરવાજ પડશે સ્મૃતિઓ પણ તે ધોરણને અનુસરીનેજ ઉપદેશ આપી ગઇ છે, અને એ ફેરફારો કેવી રીતે કરવા તેના સચોટ ઉપાય ઋષિઓએ આપણને બતાવ્યા છે

સ્મૃતિઓ પછી પુરાણો આવે છે પુરાણોસાં ઇતિહાસ, સૃષ્ટિતત્ત્વ, વિવિધ રૂપકો અથવા દૃષ્ટાંતાવડે એજ વૈદિક વિચારોનુ વિસ્તૃત વિવેચન વગેરે વિષયો આવેલા છે એ પુરાણો વેદધર્મને વધારે લોકપ્રિય અને સરલ બનાવવામાટેજ લખાયાં છે. વેદો જે ભાષામાં લખાયા છે તે ભાષા અતિ પ્રાચીન છે મહાન વિદ્વાનો પણ એ પ્રાચીન ગ્રંથોના સમયનો નિર્ણય કરવાને શક્તિમાન થયા નથી પુરાણો તે તે સમયના લોકોની ચાલુ ભાષામાં લખાયાં હતાં, એ ભાષાને આપણે અર્વાચીન સંસ્કૃત ભાષા કહીએ છીએ. એ પુરાણો વિદ્વાનોને માટે નહિ પણ સ્થૂલબુદ્ધિના સામાન્ય લોકોને માટે લખાયાં છે સામાન્યબુદ્ધિના વ્યાવહારિક લોકો, અધ્યાત્મવિદ્યાની ઉંડી વાતો સમજી તેના મહાન સત્યોને હૃદયમા ઉતારી શકતા નથી, જેથી તત્ત્વજ્ઞાનની ઉંડી વાતો, સામાન્ય લોકોને સમજાય તેવી ચાલુ ભાષામા મહાત્માઓ, રાજાઓ અને પરાક્રમી પુરૂષોના જીવનચરિત્રોના આખ્યાન-ઉપાખ્યાનોરૂપે પુરાણોમા સમજાવેલી છે. જે જે ઐતિહાસિક બનાવો આર્યપ્રજામાં એ વખતે બનતા હતા, તેમનાં રસિક વૃત્તાન્તો પણ પુરાણોમા ગોઠવીને, આપણા ધર્મના શાશ્વત સિદ્ધાંતનુ રસિક દૃષ્ટાંત, સિદ્ધાંતસહિત લોકોને શિક્ષણ આપવાનો પ્રશંસાપાત્ર પ્રયત્ન પુરાણોદ્વારા કરાયો છે.

એ ઉપરાંત તંત્રગ્રંથો પણ એક અંગરૂપ છે કેટલાક વિષયોમાં તંત્રો પુરાણોને મળતાંજ છે, અને કેટલાંક તંત્રોમાં કર્મકાંડમાં સૂચવેલા યજ્ઞ-યાગાદિને પુન. ચાલુ કરાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે.

ઉપર વર્ણવ્યા તે સઘળા શાસ્ત્રોનો હિન્દુઓના ધર્મશાસ્ત્રમા સમાવેશ થાય છે એકજ પ્રજા અને જાતિમા જ્યારે આટલી મોટી સખ્યામા ધર્મગ્રન્થો લખાયા હોય, અને હજારો વર્ષ સુધી જે પ્રજાએ આવી રીતે અધ્યાત્મવિદ્યા અને દર્શન શાસ્ત્રોમા તેમજ તેની ચર્ચામાં પોતાની શક્તિનો મોટો ભાગ ખર્ચ્યો હોય. તે પ્રજામાં ક્રમે ક્રમે મતભેદ થાય તેની સાથે અનેક સપ્રદાયો ઉત્પન્ન થાય એ પણ તદ્દન સ્વાભાવિક છે હજીએ બીજી હજારોની સખ્યા ચાલુ સપ્રદાયોમાં ઉમેરાઇ હોત તોપણ આશ્ચર્ય નથી એ બધા સપ્રદાયો કેટલીક બાબતોમા પરસ્પર બહુ જુદા પડે છે એમા જે મતભેદ છે, તેના કારણો સમજવાનો અને તેના સબધી આધ્યાત્મિક નાનીમોટી બાબતોને વિસ્તારથી તપાસવાનો આપણી પાસે સમય નથી, માટે એ બધા સપ્રદાયોના જે જે મુખ્ય સિદ્ધાતોને બધા હિન્દુઓ એક સરખા રીતે માને છે, અને સામાન્ય ધર્મરૂપે જે સિદ્ધાતો બધા સપ્રદાયોને એક સરખી રીતે લાગુ પડે છે, તેમના સબધમાજ હુ મારા વિચારો બતાવીશ

પહેલ વહેલા આ સૃષ્ટિની ઉત્પત્તિનો પ્રશ્ન હાથમા લઇએ.બધા હિન્દુ સપ્રદાયોનો એજ મત છે કે આ સૃષ્ટિ, પ્રકૃતિ અથવા માયા અનાદિ છે, કોઇ અમુક સમયેજ જગત ઉત્પન્ન થયુ હતુ એમ નથી હિન્દુશાસ્ત્રો માને છે કે જગત પરાપૂર્વથી એવુજ ચાલ્યુ આવે છે. કોઇ એક ઇશ્વરે જાગૃત થઇને આ દુનિયા બનાવી અને ત્યાર પછી પાછો થાકીને તે સૂઇ ગયો, એવુ બની શકેજ નહિ સૃષ્ટિને ઉત્પન્ન કરનારી શક્તિ હજી પણ પોતાનુ કામ કર્યાજ કરે છે. તે શાન્તિથી ઉઘી નથી રહી. એ સબધમા શ્રીકૃષ્ણ પોતાની ગીતામા કહે છે કે – "*જો હુ કર્મ ન કરતો રહુ અને આરામથી બેસી રહુ, તો આ સઘળી પ્રજાઓ સહિત બ્રહ્માડ એક પળવારમા વિનાશ પામી જાય" જગતની એ જનનશક્તિ અર્થાત્ સૃષ્ટિ ઉત્પન્ન કરનારી શક્તિ દિવસ અને રાત એક પળવાર પણ આરામ લીધા વિના આપણી ચારેમેર કાર્ય કરી રહી છે જો એક પળવાર પણ તે ઉભી રહે તો સમગ્ર જગત તત્કાળ ચૂર્ણ-વિચૂર્ણ થઇ જાય ! એવો કોઇ પણ સમય નથી જણાતો કે જે વખતે એ શક્તિ આ સમગ્ર વિશ્વમા કાર્ય કરી ન રહી હોય ! છતા પણ યુગને અન્તે પ્રલય થાય છે આપણો સૃષ્ટિ શબ્દ અને ઇંગ્રેજી "ક્રીએશન" શબ્દ વ્યુત્પત્તિના અર્થ પ્રમાણે એક નથી ઇંગ્રેજી ભાષાના "ક્રીએશન" શબ્દ ઉપરથી એવોજ અર્થ ગ્રહણ કરી શકાય છે કે, કઇ ન હોય તેમાથી કઇક ઉત્પન્ન થવુ, એટલે કે જગત નહોતુ અને તે પહેલ વહેલુ ઇશ્વરે બનાવ્યુ, અથવા અસતમાંથી સતનો ઉદ્ભવ થયો સસ્કૃત 'સૃષ્ટિ' શબ્દનો અર્થ પ્રથમ બીજરૂપે હતુ તેનો વિકાસ થયો એમ

* "यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
× × × उपहन्यामिमाः प्रजाः ॥"

સૂચવે છે. કંઇજ ન હોય તેમાંથી નવુ ઉત્પન્ન કરવાનો ભાવ સૂચવતો નથી. ઇંગ્રેજી ભાષાના એ ' ક્રીએશન ' શબ્દનો કંઇ પણ ન હોય તેમાંથી બધુ જગત ઉત્પન્ન થવાનો ભાવ, શૂન્યમાંથી બ્રહ્માંડ ઉભુ કરવાનો વિચાર, અને જેનુ નામ નિશાન ન હોય તેની ચિરસ્થિતિ માનવી, એવા અસગત વિચારો સ્વીકારવાના આગ્રહવડે હું તમારૂ અપમાન નહિ કરૂ તેની સામે આપણા સૃષ્ટિ શબ્દનો અર્થ કેટલો બધો સ્વાભાવિક અને યુક્તિસગત છે ! બીજમાંથી વિકાસ, જે છે તેનોજ બહાર આવિર્ભાવ, એજ સૃષ્ટિનો ખરો ક્રમ છે સમગ્ર પ્રકૃતિ અસ્તિત્વ ભોગવે છે, પ્રલયસમયે તે ક્રમે ક્રમે સૂક્ષ્મ થતી જાય છે, અને અવ્યક્તભાવ ધારણ કરીને બ્રહ્મમાં લીન થાય છે પ્રલયની ટુકી રાત્રિ પછી પાછો સૃષ્ટિના ઉદયનો દિવસ આવે છે ફરીથી બીજરૂપે રહેલી પ્રકૃતિ વિકાસ પામે છે. જાણે કોઇ તેને અદરથી ઠેલીને બહાર કહાડતું હોયને ! એ વખતે પાછો આગળની પેઠેજ યોગ–સયોગ, એજ ઉન્નતિક્રમ અને ધીરે ધીરે બધી વસ્તુઓ પ્રકટ થવા લાગે છે. આ અજબ ખેલ કેટલોક વખત ચાલતો રહે છે વળી પાછો તેના અગે અગનો વિચ્છેદ થાય છે, અને પછી તે સૂક્ષ્મ થતી થતી બ્રહ્મમાં સપૂર્ણ વિલીન થઇ જાય ત્યાસુધી સૂક્ષ્મ બની જાય છે, એટલે પ્રલય થાય છે પ્રલય પછી વળી પાછો નવો યુગ આરભાય છે અનતકાળસુધી એજ પ્રમાણે સૃષ્ટિનો ઉદય અને પ્રલય, દિવસ-રાત્રિની પેઠે થયાજ કરે છે બ્રહ્મસાગરમાંથી પ્રબળ પ્રકૃતિતરગ એકવાર પ્રકટ થઇને આગળ ધસે છે અને પાછો હઠી જઇને સમાઇ જાય છે. દેશ, કાલ અને કાર્ય–કારણભાવ એ સર્વ પ્રકૃતિમાં પ્રથમથીજ વિદ્યમાન છે, માટે અમુક સમયે તેનો આરભ થયો છે એમ કહેવુ તે સપૂર્ણ બુદ્ધિહીનતાનુ કામ છે સૃષ્ટિના આરભ અથવા અતવિષે કશો પ્રશ્નજ થઇ શકે નહિ, માટે આપણા શાસ્ત્રોમાં જ્યા જ્યાં સૃષ્ટિના ઉદય અથવા પ્રલયનો ઉલ્લેખ નજરે પડે ત્યા ત્યા એ આરભ અથવા અન્ત અમુક યુગનોજ સમજવો, સૃષ્ટિનો આદિ કે અન્ત નથી કહ્યો એ ખાસ લક્ષમાં રાખવાનુ છે.

આ સૃષ્ટિ કોણુ ઉત્પન્ન કરે છે ? તેનો જવાબ એ છે કે, ઇશ્વર આજના ઇગ્રેજી વ્યાખ્યાનમાં ઇશ્વરને માટે જે હુ ઇંગ્રેજી "ગૉડ" શબ્દનો ઉપયોગ કરૂ છુ, તેનો મારી માન્યતા પ્રમાણેનો અર્થ જણાવવાની જરૂર છે ઇંગ્રેજીમા સાધારણ રીતે જે સાકડા અર્થમા તેનો ઉપયોગ થાય છે, તેવી રીતે ન કરતા હું બહુ જુદાજ ભાવથી એ શબ્દનો વ્યવહાર કરૂ છુ. ઇંગ્રેજીમા ઇશ્વર સબધી મારા ભાવને સૂચવનારો બીજો કોઇ સારો શબ્દ નહિ હોવાથીજ મારે એ શબ્દ નિરુપાયે વાપરવો પડે છે એ ઇગ્રેજી "ગૉડ" શબ્દને બદલે સસ્કૃત બ્રહ્મ શબ્દ-નોજ ભાવ સમજવાનો છે મારો કહેવાનો ભાવ પૂરેપૂરો એ શબ્દથીજ દર્શાવી

શકાય તેમ છે એ બ્રહ્મજ આ જગતના સાધારણ કારણસ્વરૂપ છે જગતનુ અભિન્નનિમિત્તોપાદાન કારણ એક અદ્વિતીય બ્રહ્મજ છે એ બ્રહ્મનુ સ્વરૂપ શુ ? એ બ્રહ્મ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, દયામય, પ્રેમમય, સર્વવ્યાપી, નિરાકાર અને અખડ છે જો એ બ્રહ્મજ સૃષ્ટિના કારણ અને અધિષ્ઠાનરૂપ હોય તો ત્યા બે મુશ્કેલીઓ ઉભી થાય છે. આપણે જોઇએ છીએ કે જગતમા સર્વત્ર વિષમતા અને પક્ષપાત વ્યાપી રહેલાં છે એક મનુષ્ય જન્મથીજ સુખી છે અને બીજો દુખી છે એક ધનવાન અને બીજો નિર્ધન છે એક અમીર છે, બીજો ફકીર છે આ એક પ્રકારનો પક્ષપાત નહિ તો બીજુ શુ ? વળી આ જગતમાં નિર્દયતાનું પણ સપૂર્ણ દર્શન થાય છે, કેમકે જગતમા એકનુ જીવન બીજાના મૃત્યુ ઉપર આધાર રાખે છે કોઇને મૃત્યુનો ભય શાન્તિ ભોગવવા દેતો નથી વળી બીજી તરફ એક જગલી પ્રાણી બીજા પ્રાણીને મારીને ખાઇ જાય છે મનુષ્યો પણ એવીજ રીતે પોતાના જાતભાઇઓની ગરદન રહેસવા આતુર જણાય છે આ પ્રમાણે દ્વેષ, કલેશ, ચડસાચડસી, ક્રૂરતા, કલહ-કકાસ, ભય અને દિવસ રાત હૃદયભેદક નિશ્વાસોમા જગત ડૂબી રહ્યુ છે ! સૃષ્ટિની આ અવસ્થા છે જો આવી સૃષ્ટિ કોઇ પણ ઇશ્વરનુ કાર્ય હોય તો તે ઇશ્વર ક્રૂર પ્રાણી કરતા પણ વધારે ખરાબ અને મનુષ્ય કલ્પી શકે તેના કરતા પણ વધારે મોટો રાક્ષસ છે ! પરન્તુ એવી ભ્રમજાળને ભેદીને વેદાન્તકેસરી તરતજ ગાજી ઉઠે છે કે—જગતના એ બધા દ્વેષ, કલેશ, પક્ષપાત અને અધઃપાતનુ કારણ ઇશ્વર નથી ઇશ્વરને તેમની સાથે કાઇ સબધ પણ નથી, ત્યારે એ બધુ કોણ ઉત્પન્ન કરે છે ? વેદાન્ત કહે છે કે —" મનુષ્ય પોતેજ. " વર્ષાદ તો સર્વ ખેતરોમા એક સરખીજ રીતે જળવૃષ્ટિ કરે છે, પરન્તુ જે ખેતર સારી રીતે ખેડાએલુ હશે તેનેજ એ વૃષ્ટિનો પૂરતો લાભ મળશે અને તેમાજ પાક વધારે ફળશે જે ખેતર ખેડીને તૈયાર કરવામા આવ્યા નથી તેમને એ વૃષ્ટિથી તેટલો લાભ થવાનો નથી આમા કાઇ વાદળાનો કે વર્ષાદનો દોષ નથી એવીજ રીતે ઇશ્વરની દયા પણ સર્વત્ર સપૂર્ણ અને સમાન છે, શાશ્વત અને અવિકૃત છે વિકાર ઉપજાવી વિરોધ અને વેરઝેર આપણેજ વધારીએ છીએ, પક્ષપાત આપણેજ પેદા કરીએ છીએ આપણે એ પક્ષપાત અને વિષમતા કેવી રીતે ઉત્પન્ન કરીએ છીએ ? એક મનુષ્ય શ્રીમાન અને સુખી સ્થિતિમા જન્મ્યો અને બીજો મનુષ્ય છેકજ દુ.ખી અને નિર્ધન હાલતમાં ઉત્પન્ન થયો, તેમા તેણે પોતે તો એ દુખી સ્થિતિ પસદજ નહોતી કરી, ત્યારે તેમની બન્નેની સ્થિતિવચ્ચે આટલો બધો ભેદ કોણે ઉત્પન્ન કર્યો ? એ વિષમતા ક્યાથી આવી ? વેદાન્ત કહે છે કે તેણે પોતેજ વિષમતા કરી છે આ જન્મમા નહિ પણ પૂર્વજન્મોના કર્મોદ્વારા તેણે પક્ષપાતનુ બીજ વાવીને

તેને કારણુ આપ્યુ છે પાછલા જન્મના સારામાઠા કર્મો પ્રમાણેજ આ જન્મમાં તેને સારી માઠી દશા પ્રાપ્ત થઇ છે પૂર્વજન્મમા કર્મોના કર્તારૂપે તેણે પોતેજ આ જન્મની પોતાની સ્થિતિ ઉપજાવી છે ઈશ્વરને એ વિષયમા કઇ લેવા દેવા નથી

આપણે હવે એક બીજા સિદ્ધાતવિષે વિચાર કરીશુ એ સિદ્ધાત આપણે સર્વે એક સરખી રીતે સ્વીકારીએ છીએ આપણે સર્વે એટલે માત્ર હિન્દુજ નહિ પરન્તુ બૌદ્ધ અને જૈનો પણુ એ વિષયમા એકમત છે. આપણે સઘળા એજ સિદ્ધાત ધરાવીએ છીએ સૃષ્ટિની પેઠે જીવન પણુ અનત છે શૂન્યમાથી જીવનની ઉત્પત્તિ થતી નથી, કારણુ કે અસત્‌માથી સત્ ઉત્પન્ન થઇ શકેજ નહિ જો થતુ હોય તો એવા જીવનનુ કઇ પ્રયોજન પણુ નથી. સમયની મર્યાદામાં જેનો આરભ થાય છે તેનો અત પણુ સમયની મર્યાદામાંજ આવે છે જો કોઇ સમયે જીદગી શરૂ થઇ હોય તો કોઇ સમયે તેનો અત પણુ આવવોજ જોઇએ, અને તે પ્રમાણે જો તેનો સપૂર્ણ વિનાશ થાય તો પછી જીવનને અભાવે જીવાત્મા રહીજ કેમ શકે ? માટે આપણુ જીવન અવિનાશીજ હોવુ જોઇએ, પૂર્વે તે વર્તમાન હોવુ જોઇએ અને ભવિષ્યમા પણુ રહેવુંજ જોઇએ આ વાત હવે ભાર મૂકીને કહેવાની જરૂર નથી, કારણુ કે દિવસે દિવસે આગળ વધતી શાસ્ત્રીય શોધખોળો અને વિજ્ઞાનશાસ્ત્ર, આપણા પ્રાચીન શાસ્ત્રોમા જે સિદ્ધાંતો સમજાવવામાં આવ્યા છે, તેમનેજ જડ જગતના દૃષ્ટાંતોથી સિદ્ધ કરીને તેઓ આપણુને મદદ આપવા લાગ્યા છે તમે સઘળા પ્રથમથીજ જાણો છો કે આપણામાંનો પ્રત્યેક મનુષ્ય આ જન્મમા પોતાનાં આગલા કર્મના ફલસ્વરૂપ જીવન ભોગવે છે કવિઓ રગમા આવીને જેવી રીતે વર્ણન કરે છે તેવી રીતે એકાદ ફૂલના ગોટાની પેઠે કાઇ કુદરતી હાથમાં એક બાળક અદ્ધરથી આવી પડતુ નથી, પણુ લાંબા સમયની મુસાફરી કરતુ પોતાના ખભાપર પૂર્વજીવનના અનતકર્મોનો બોજો લઇને જગતના જુના અનુભવી તરીકે તે જન્મ ધારણુ કરે છે પોતાના સારા કે માઠા કર્મોના ફળ ભોગવવામાટેજ જગતમાં તે આવે છે જુદા જુદાં કર્મો પ્રમાણે જન્મથીજ બધાની જુદી જુદી સ્થિતિ થાય છે એને લીધેજ વિષમતા ઉપજે છે અને જગતમાં પક્ષપાત દેખાય છે એ પક્ષપાત નથી પણુ કર્મનો અચલ કાયદો છે આપણામાંનો દરેક મનુષ્ય પોતેજ પોતાનો ભાગ્યવિધાતા છે આપણા આગલા કર્મોવડે આપણે હાથેજ આપણુ પ્રારબ્ધ આપણે ઘડી રાખ્યુ છે જે વૃક્ષ વાવી રાખ્યુ છે તેના ફળ લેવા અહી આવીએ છીએ. એ કર્મનો કાયદો સર્વત્ર સમાન અને અચલ છે કર્મનો એ અચલ નિયમજ ભાવી તથા દૈવ અને અદૃષ્ટસબધી સઘળા મતો અને વિચારોના માથાપર પ્રબળ આઘાત કરી તેમને નિર્મૂળ કરી નાખે છે. આ રીતે ઈશ્વરમાં ભાસતા પક્ષપાત, નિર્દયતા અને વિષમતાના દોષો

એકાએક દૂર થઇ જાય છે. એ કર્મના કાયદાવડેજ મનુષ્ય ઈશ્વરના ઉદાર અને પવિત્ર સ્વરૂપને જાણી શકે છે, અને એ દયાઘન-પ્રેમસિન્ધુના પ્રેમપારાવારમાં ડૂબી જાય છે, તથા જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનુ ઐક્ય સિદ્ધ થાય છે આપણે જે જે સુખ-દુખ ભોગવીએ છીએ, તે બધાના કારણરૂપ આપણે પોતેજ છીએ સારા-માઠાની સઘળી જવાબદારી આપણે પોતાનેજ શિર છે આપણેજ બીજ વાવીએ છીએ અને આપણેજ ફળ ભોગવીએ છીએ આપણેજ કારણ છીએ અને આપણેજ કાર્ય છીએ. બહારથી કોઇ આવીને અકારણ સુખ-દુખ ભોગવવાની આપણને ફરજ પાડતુ નથી આપણા સુખ-દુખના કર્તા આપણે પોતેજ છીએ. જો હુ દુખી છુ તો મારે સમજવુ જોઇએ કે મે પોતેજ મને દુઃખી કર્યો છે, કેમકે મારા કર્મમાં બીજુ કોઇ વચ્ચે પડનાર નથી એ પરથી તરત સમજાય છે કે મને સુખી કરવાની સત્તા પણ એવીજ રીતે મારા પોતાનાજ હાથમાં છે જો હું અપવિત્ર છુ તો મે પોતેજ મને અપવિત્ર કર્યો છે, અને તેજ બતાવી આપે છે કે મારી ઇચ્છા હોય તો પાછો પવિત્ર પણ થઇ શકુ એમ છું દરેક વિષયમા, દરેક હાલતમા અને દરેક સુખ-દુખમાં આમજ સમજી લેવુ મનુષ્યની ઇચ્છા બધા સંયોગો અને પદાર્થોની ઉપર છે મનુષ્યની એ પ્રબળ, અસામાન્ય, અનત, દિગ્વિજયી ઇચ્છાશક્તિ તેમજ આત્માની સ્વતત્રતા આગળ જગતની અથવા પ્રકૃતિની બીજી બધી શક્તિઓને મસ્તક નમાવી તેનુ દાસત્વ સ્વીકારી સેવા ઉઠાવવી પડે છે કર્મના કાયદાનુ, કર્મના અચલ નિયમનુ આવુ અદ્ભૂત સામર્થ્ય છે.

ત્યારપછી બીજો પ્રશ્ન સ્વાભાવિક રીતે એ ઉઠે છે કે, આત્મા શુ છે? અને તેનો ઇશ્વર તેમજ જગત સાથે શુ સબધ છે? આત્માને જાણ્યાવિના આપણા શાસ્ત્રમા દર્શાવેલા ઈશ્વરને આપણાથી જાણી શકાય તેમ નથી. હિદુસ્તાનમા અને હિદુસ્તાનની બહારના દેશોમા પણ બહારના જગતના અભ્યાસદ્વારા, અતિ દૂર અને સર્વાતીત પરમસત્તાનો આભાસ મેળવવાના અનેક યત્નો થયા છે, અને તેનુ બહુ ભયકર તેમજ નિષ્ફળતાભરેલુ પરિણામ આવ્યુ છે, તે આપણે સૌ જાણીએ છીએ બહારના જડ જગતનો જેમ જેમ આપણે વધારે અભ્યાસ કરતા જઇએ છીએ, તેમ તેમ ઇશ્વરીસત્તાના આભાસને બદલે આપણે અધિકાધિક જડવાદી બનતા જઇએ છીએ આપણામા થોડોઘણો ધર્મશ્રદ્ધાનો આધ્યાત્મિકભાવ કુદરતી રીતે રહેલો હોય છે, તે પણ જડ જગતના સતત સસર્ગને લીધે અદૃશ્ય થઇ જાય છે આત્મભાવના અને પરમપુરૂષનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ખરો રસ્તો બહારના જગતનો અભ્યાસ નથી, પણ હૃદયમા ઉતરીને શોધવાથીજ તેનો પત્તો મળી શકે છે બાહ્ય જગત અને તેની ક્રિયાઓ આપણને એ સર્વાતીત અનતશક્તિનો સાક્ષાત્કાર કરાવી શકે તેમ નથી, માત્ર આતર જગતની ક્રિયાઓજ આપણને તેનો

સવાદ આપી શકે તેમ છે. આત્માનુ અન્વેષણુ કરવાથી—આપણા આતરિક જગતનું પૃથક્કરણ કરવાથીજ આપણે પરમાત્માને ઓળખી શકીએ છીએ. હવે આપણે આત્માનું સ્વરૂપ તપાસીએ જીવાત્માના સ્વભાવ અને સ્વરૂપવિષે હિન્દુસ્તાનના જુદા જુદા ધર્મસપ્રદાયોના જુદા જુદા મત છે, તેમ છતા કેટલીક બાબતોમાં તેઓ બધા એકમત છે. કોઇ પણ મત અથવા સપ્રદાય માનનાર પ્રત્યેક હિન્દુ એટલુ તો કબૂલ કરે છે કે સઘળા આત્મા અનાદિ અને અનત છે, અને સ્વભાવથીજ તે અવિનાશી છે વળી પ્રત્યેક આત્મામા અનેક પ્રબળશક્તિઓ ભરેલી છે. શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિનુ કેન્દ્ર પણ એ આત્માજ છે. અવિચ્છિન્ન આનદ, સુખ, શુદ્ધિ, શાન્તિ, સવવ્યાપકપણુ અને સર્વજ્ઞપણુ પણુ જ્યાસુધી તેમનો વિકાસ કરીને તેમને પ્રકટ કરવામા ન આવેલ્યાં સુધી—અજ્ઞાત રીતે એ આત્મામાજ દટાઇ રહેલુ છે આ એક ભવ્ય વિચાર છે તેને આપણે સર્વદા સ્મરણુમા રાખવો જોઇએ પ્રત્યેક મનુષ્ય અને પ્રત્યેક પ્રાણીમા—પછી તે પ્રાણી નીચ હોય કે નિર્બળ હોય, નાનુ હોય કે મોટુ હોય, તેમા પણ એજ સર્વજ્ઞ અને સર્વવ્યાપી આત્મા સમભાવેજ રહેલો છે. આત્માની દૃષ્ટિએ તેના સ્વરૂપ કે સ્વભાવમા કશોજ ભેદ નથી, પરન્તુ તેની શક્તિનો પ્રકાશ કરવાના ઉપાયો અને સાધનોમાજ ભેદ છે. એને લીધેજ જુદા જુદા પ્રાણીઓમા ન્યૂનાધિક શક્તિ અને ગુણોનુ આપણુને દર્શન થાય છે. મનુષ્યમા અને એક નાનામા નાના તુચ્છ જતુમાં પણ—એ આત્મા તો એક સરખોજ રહેલો છે તફાવત માત્ર તેનો પ્રકાશ કરવાની રીતિમાજ છે સ્વાભાવિક રીતે એ જતુ પણ મારો આત્મબધુ છે, કેમકે તેનામા જે આત્મા છે તેજ આત્મા મારામા છે એવીજ રીતે સઘળા પ્રાણી—પદાર્થોને પરમ આત્મભડારમાથી આત્મતત્ત્વનો એકસરખોજ વારસો મળેલો છે. ભારતવર્ષે જગતમાં જે મહાન સિદ્ધાંતોનો પ્રચાર કર્યો છે, તેમાં આ સિદ્ધાંત સર્વથી મોટો છે માનવજાતિની ભ્રાતૃભાવ અને સમભાવની વાર્તા અન્ય દેશોમા માત્ર મનુષ્ય વર્ગની હદમાંજ સમાઇ રહી છે, પરન્તુ ભારતમા ભ્રાતૃભાવ અને અભેદભાવ જગતના પ્રાણીમાત્રસુધી વિસ્તાર પામેલો છે નાની સરખી કીડીથી આરભીને મોટામા મોટા પ્રાણીસુધી સર્વત્ર એકતા અને બધુભાવ ફેલાયો છે. સઘળાં પ્રાણીઓ આપણા ભાઇ છે, આપણા પોતાના આત્માનાજ શરીરો છે. આપણા શાસ્ત્રો વારવાર એજ ઉપદેશ આપી આપણા ભ્રાતૃભાવને દૃઢ અને વ્યાવહારિક બનાવતા રહ્યા છે તેઓ કહે છે કે—“ જ્ઞાની અને પંડિત, પ્રત્યેક પ્રાણીના શરીરમા સાક્ષાત પરમાત્માજ વસે છે, એમ જાણીને તે પ્રાણીમાત્રની પ્રેમથી પૂજા કરશે ” આ પ્રબળ ભ્રાતૃભાવની ભારતમા વ્યાપી રહેલી ભાવનાને લીધેજ દીન—દુ:ખીજનોમાટે પ્રાણીમાત્ર માટે—પ્રત્યેક જીવજતુ અને પ્રત્યેક વસ્તુ

માટે–આ દેશમા ઘણો દયાભાવ જોવામાં આવે છે જીવદયા એ ધર્મના મોટા અગરૂપ ગણાય છે અને એથીજ અહિંસાને પરમધર્મ કહેલો છે. આત્મા સબધી આટલો અભિપ્રાય ભારતના સઘળા સપ્રદાયો કબૂલ રાખે છે

સ્વાભાવિક રીતે અહીં આપણે ઈશ્વરના વિચાર ઉપર આવી પહોચીએ છીએ, પરન્તુ એ વિચાર ધારણ કરીએ તે અગાઉ આત્માના સબધમા એક બીજી બાબત જણાવુ છુ જેઓ ઈંગ્રેજી ભાષા શીખે છે, તેમને "મન" અને "આત્મા" એ બે શબ્દોના અર્થમા ઘણો ગુચવાડો ઉભો થાય છે આપણે જેને આત્મા કહીએ છીએ તે, અને ઇંગ્રેજ લોકો જેને 'આત્મા' કહે છે તે બન્ને તદ્દન જુદીજ વસ્તુઓ છે આપણે જેને મન કહીએ છીએ એજ પશ્ચિમના લોકોનો આત્મા છે! સસ્કૃત દર્શનશાસ્ત્રોદ્વારા તેમને પહેલવહેલો વાસ્તવિક આત્માનો વિચાર સમજાયો ત્યાંસુધી તેમને આત્માના ખરા સ્વરૂપનો ખ્યાલ પણ નહોતો એ લોકો આત્માનો ભાવ અને તેનુ સ્વરૂપ જાણવા લાગ્યા તેને ફક્ત વીશજ વર્ષ થયાં છે. આ જે દેખાય છે, તે તો મનુષ્યનુ સ્થૂલશરીરજ છે, એ શરીરમા મન રહેલુ છે, પરન્તુ એ મન પણ કઇ આત્મા નથી, એ તો જીવાત્માનુ સૂક્ષ્મશરીર છે, અને તે પચભૂતપચતન્માત્રાઓવડે બન્યુ છે એજ સૂક્ષ્મશરીર જન્મજન્માતરદ્વારા જુદા જુદા શરીરો ધારણ કરે છે એ મન અથવા સૂક્ષ્મ શરીરની પાછળ "સોલ" અર્થાત્ મનુષ્યનો આત્મા રહેલો છે. એ 'આત્મા' શબ્દનો અર્થ ઈંગ્રેજીના 'સોલ' અથવા 'માઇન્ડ' શબ્દવડે પૂરેપૂરો સમજાવી શકાતો નથી, એટલામાટે આ વ્યાખ્યાનમા મૂળ 'આત્મા' શબ્દનોજ ઉપયોગ કરવામા આવશે અથવા આજકાલના પાશ્ચાત્ય પડિતોએ અને દાર્શનિકોએ આત્માનો ભાવ સમજાવવામાટે યોજેલા "સેલ્ફ" શબ્દનો હવે પછી વ્યવહાર કરવામા આવશે તમે ગમે તે શબ્દનો ઉપયોગ કરો પણ તમારા મનમા એટલો સ્પષ્ટ ખ્યાલ રાખવો કે એ 'આત્મા' મનથી જુદો છે, અને શરીરથી ભિન્ન છે તે મન અથવા સૂક્ષ્મશરીરની સાથે જન્મજન્માતરમા ભ્રમણ કરે છે, એક શરીર તજીને બીજુ શરીર ધારણ કરે છે, અને એમ કરતા જ્યારે જીવાત્માને પોતાના સ્વરૂપનુ સપૂર્ણ જ્ઞાન થાય છે અને પૂર્ણતા પ્રાપ્ત કરે છે, ત્યારે તેના જન્મજન્માતરનો અત આવી જાય છે એ વખતે તે સ્વતત્ર બની જાય છે પોતાની ઇચ્છાનુસાર મન અથવા સૂક્ષ્મશરીરને તે ધારણ કરી શકે છે, અથવા સદાને માટે તેનો ત્યાગ કરી અનતકાલપર્યંત સ્વતત્ર અને મુક્ત બની રહે છે આત્માનુ મુખ્ય નિશાન–તેનુ પરમ લક્ષ સંપૂર્ણ સ્વતત્રતા છે આપણા ધર્મની એજ ખાસ વિશેષતા છે બીજા ધર્મોની પેઠે આપણા ધર્મ-વિચારોમા પણ સ્વર્ગ અને નરક બન્ને છે,છતાં તે શાશ્વત નહિ પણ અતવાળાં

છે. સ્વર્ગ અને નરકના સ્વરૂપનો વિચાર કરતાં સહેજે સમજાય છે કે તેઓ નિત્ય શાશ્વત અથવા ચિરસ્થાયી બની શકેજ નહિ. આ જગતથી ભિન્ન જો બીજા કોઇ સ્વર્ગ હોય તો તેઓ પણ આપણા જગતની માત્ર પુનરાવૃત્તિજ છે આપણા જગત કરતા એ સ્વર્ગ વધારે મોટુ અને વધારે સારૂ છે, એમા અહી કરતાં થોડુ વધારે સુખ અને થોડા વધારે વૈભવ તથા ભોગવિલાસ છે, પરન્તુ એથી જીવાત્માના કલ્યાણને બદલે ઊલટુ તેનુ અકલ્યાણજ થાય છે આપણા શાસ્ત્રના મત પ્રમાણે આવા સ્વર્ગો અનેક છે જે લોકો ફલ મેળવવાની ઇચ્છાથી આ લોકમા દાન–પુણ્યાદિ સત્કર્મો કરે છે, તેઓ પોતાના મૃત્યુ પછી એ સ્વર્ગોમાંના એકાદમાં દેવતારૂપે જન્મ ધારણ કરે છે, અને ઉપાર્જન કરેલાં પુણ્યોની પુજીના પ્રમાણમાં ત્યા સુખો ભોગવે છે ઇન્દ્ર અને બીજા દેવતાઓની પેઠે તે પણ સ્વર્ગમાં પરિમિતકાળસુધી દેવતાઇ સુખ અને અવતાર ભોગવે છે. દેવતા એ જીવની અમુક સ્થિતિ અથવા પદનુ નામ છે, અને એ બધા દેવતાઓ પણ એક સમયે કનિષ્ઠ કોટીના જીવ અથવા મનુષ્યજ હતા સારા કર્મો કરીને ધર્મબળવડેજ સ્વર્ગલોકમા આવીને તેઓ દેવતા બન્યા છે ઇન્દ્ર, વરૂણાદિ દેવતાઓના નામો કોઇ અમુક સ્થાયી દેવ પુરૂષોના નામ નથી, પણ જે કોઇ જીવાત્મા સત્કર્મના પ્રભાવે સ્વર્ગ પ્રાપ્તિ કરે છે તેઓને એવા અધિકાર મળે છે. તેમનો સમય પૂરો થતાં પોતાનુ પદ છોડી તેમને બીજો જન્મ ધારણ કરવો પડે છે એવા હજારો ઇન્દ્રો થયા છે અને ભવિષ્યમાં હજારો થશે નહુષ નામનો આગળ એક મોટો રાજા થઇ ગયો, તે પણ પોતાના પુણ્યપ્રભાવથી મૃત્યુ પછી ઇન્દ્ર થયો હતો અને પાછો સમય પૂરો થતાં પદચ્યુત થયો હતો આ પ્રમાણે ઇંદ્રાદિ દેવો કઇ કોઇ અમુકજ નથી, ઇન્દ્રત્વ અને દેવત્વ એતો માત્ર એક પ્રકારની પદવી અથવા ઇલ્કાબ છે

કોઇ પણ જીવાત્મા સત્કર્મવડે ઉન્નત થઇને ઇંદ્રની પદવી ધારણ કરી શકે છે. પોતાના સત્કર્મોના પ્રમાણમા અમુક સમય એ પદપર તે કાયમ રહે છે, અને પછી પુણ્ય ક્ષીણ થવાથી મૃત્યુલોકમાં આવીને પાછો તેને મનુષ્યનો જન્મ ધારણ કરવો પડે છે સ્વર્ગ ગમે તેટલુ સારૂ હોય, દેવતાઓને ગમે તેટલો સુખ વૈભવ હોય, પણ તે બધુ મનુષ્યજન્મની મહત્તાને પહોંચી શકે તેમ નથી. મનુષ્ય જન્મ સર્વોત્તમ કહ્યો છે માનવદેહ આર્યશાસ્ત્રોના મત પ્રમાણે દેવદુર્લભ છે ! અસ્તુ સ્વર્ગના કોઇ કોઇ દેવતા પણ સ્વર્ગના મર્યાદિત સુખોની વાસના તજીને ઉંચે ચડવાનો યત્ન કરે છે–મુક્તિ મેળવવાને માટે મથન કરે છે, પરન્તુ જેવી રીતે આ આપણા મૃત્યુલોકમા મનુષ્યોના મોટા ભાગને કચન, કામિની, કીર્તિ, પદવી અને સુખવૈભવની પ્રબળ લાલચો ભાન ભૂલાવી દે છે તથા મન લોભાવીને આગળ વધવા નથી દેતી, એવીજ રીતે સ્વર્ગના દેવતાઓ પણ ઐશ્વર્ય અને સુખ

વૈભવના મદમાં ભાન ભૂલીને આગળ વધવાનો કે મુક્તિ મેળવવાનો યત્ન કરી શકતા નથી તેમનાં શુભકર્મોનાં ફલ એ પ્રમાણે જ્યારે પૂરેપૂરા ખવાઇ ચવાઇ રહે છે, ત્યારે પાછો આ પૃથ્વીમા તેમને મનુષ્યજન્મ ધારણ કરવો પડે છે. ખાસ એજ હેતુથી આપણા શાસ્ત્રોએ આ પૃથ્વીને કર્મભૂમિ કહી છે મનુષ્યજન્મ ધારણ કરીને આ પૃથ્વીરૂપી કર્મભૂમિમાંજ આપણે સપૂર્ણ મુક્તિ પ્રાપ્ત કરી શકીએ છીએ. આ પ્રમાણે સ્વર્ગપ્રાપ્તિથી કઇ વિશેષ લાભ નથી, ત્યારે કઇ વસ્તુ પ્રાપ્ત કરવાને વિશેષ પ્રયત્ન કરવો જોઇએ ? માત્ર એકજ અને તે એ કે સ્વતત્રતા અથવા મુક્તિ આપણા શાસ્ત્રો કહે છે કે –" ઉચામા ઉચા સ્વર્ગમા પણ તમે ગુલામ છો. પ્રકૃતિના, સમયના, ઇન્દ્રિયોના, મનના, વાસનાના અને તૃષ્ણાના ગુલામ છો" વીશ હજાર વર્ષસુધી તમે રાજા બની રહો તેથી શુ થયુ ? જ્યા સુધી તમને શરીરનુ બન્ધન છે, જ્યાસુધી તમે વાસનાના ગુલામ છો, જ્યાસુધી દેશ અને કાલ પોતાનો અધિકાર તમારા ઉપર જમાવી બેઠા છે, ત્યાંસુધી તમે ખરેખર ગુલામજ છો એજ કારણથી, એજ ગુલામગીરીનુ બધન તોડવાને માટે, બાહ્ય અને આતર જગત ઉપર જય મેળવી સ્વતત્ર–મુક્ત થવાની જરૂર છે પ્રકૃતિ તમારે આધીન બનીને તમારા પગમા પડી રહે, અને તમે તેને પગ નીચે કચડી તેની સત્તાની મર્યાદામાથી બહાર નીકળી, સ્વતત્ર બનીને તમારા પોતાના મહિમા-વડે મુક્તિનો આનદ સર્વદા અખડ ભાવે ભોગવી શકો તે માટેજ તમે સર્જાયા છો ! એ અવસ્થાએ પહોંચ્યા પછી તમારે જન્મ નથી, મૃત્યુ નથી અને જગ-તનાં ક્ષણિક સુખો તેમજ હૃદય વિદારનારા દુખ પણ નથી. એમાં જે નિત્ય સુખનો અને બ્રહ્માનદનો આનદ છે, તે સર્વથા અનિર્વચનીય છે શબ્દોમા એ શાશ્વત, સર્વાતીત, અવ્યક્ત આનદનુ કદિ પણ વર્ણન થઇ શકે તેમ નથી એજ અખડાનદના તમે અધિકારી બનો છો આ જગતમા આપણને જે કઇ સુખ જણાય છે, તે તો એ આનદના માત્ર એક રજકણ જેટલુજ છે એ નિત્યસુખજ આત્માનો એ અનત આનદજ આપણુ પરમલક્ષ્ય છે

આત્મા આનદરૂપ છે, સર્વ ભેદોથી રહિત છે તે સ્ત્રી પણ નથી કે પુરૂષ પણ નથી સ્ત્રી પુરૂષનો ભેદ તો માત્ર શરીરમાંજ છે તેનામા કોઇ કાળે કશોજ ફેરફાર ન થતા સર્વદા એકરૂપજ રહે છે ત્યારે એ આત્મા કર્મબધનમા બધાઇને શામાટે આ જગતમા જન્મ લે છે ? આપણા શાસ્ત્રમા માત્ર એકજ જવાબ છે–આ બધા બધનોનુ કારણ અજ્ઞાન છે એ અજ્ઞાને આપણને બાધી લીધા છે જ્ઞાન એ બધનની લોખડી બેડીયો તોડી નાખે છે અને આપણને સામે પાર ઇશ્વરના અમૃત પ્રદેશમા લઇ જાય છે. એ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપાય શુ છે ? પ્રેમભક્તિદ્વારાએ અનત જ્ઞાનના દરવાજા ઉઘડી જાય છે. ઇશ્વરની ઉપાસનાથી

અને પ્રાણીમાત્રને પ્રભુમૂર્તિના મંદિરસ્વરૂપ માનીને તેમના પર પોતાના જેવો પ્રેમ રાખવાથી જરૂર એ જ્ઞાન પ્રાપ્ત થાય છે, કેમકે પરમાત્મા સર્વ પ્રાણીઓમા એક સરખી રીતે વસી રહ્યા છે.

આપણા શાસ્ત્રોમાં ઈશ્વરના બે પ્રકારના સ્વરૂપો વર્ણવેલા છે પહેલુ સાકાર અને બીજુ નિરાકાર. સાકાર ઈશ્વરના સબધમા આપણાં શાસ્ત્રોનો એવો મત છે કે, આ જગતના સર્વવ્યાપી ઉત્પાદક, સરક્ષક અને સહારક પણ તેઓજ છે તેઓજ આ જગતના અનાદિઅનત માતપિતા છે, અને તે છતા પણ તેઓ આપણાથી તથા જગતથી પર છે. મુક્તિનો અર્થ એ કે તેમના સમીપ જવુ અને તેમનામાજ રહેવુ, તેથીજ તેને સામીપ્ય અને સાલોક્ય મુક્તિ કહી છે.

નિરાકાર નિર્ગુણબ્રહ્મનુ વર્ણન કરતી વખતે ઈશ્વિર પ્રત્યે લગાડવામા આવતા વિશેષણો અનાવશ્યક અને યુક્તિહીન સમજીને પડયા મૂકવા જોઈએ એ સર્વવ્યાપી નિર્ગુણ પુરૂષને જ્ઞાની કહી શકાય નહિ,કારણ કે જ્ઞાનનો સબધ તો મનુષ્યના મનની સાથે છે તેમને વિચારશીલ કરી શકાય નહિ,કારણકે વિચાર તો સીમામા બધાએલા જીવને જ્ઞાન મેળવવાના ઉપાયરૂપજ છે તેમને સકલ્પ વિકલ્પ કરનારા કહી શકાય નહિ, કેમકે તર્ક પણ સીમાથી બધાએલા અને દુર્બળતાના ચિહ્નરૂપ છે તેને સૃષ્ટિકર્તા-પણ કહી શકાય નહિ, કારણ કે જાતે બંધન સ્વીકાર્યા વગર કશુ પણ ઉત્પન્ન કરી શકાતું નથી ત્યારે તેમને શુ બધન હોય ? સ્વેચ્છાની સફલતા સિવાય તેમને કઈ બધનજ નથી ત્યારે તેને ઇચ્છા શાની છે ? કોઈ પણ જાતનો અભાવ દૂર કરવા અને અમુક જરૂર પૂરી પાડવા માટેજ કોઈ પણ કાર્ય કરવામા આવે છે, ત્યારે તેમને અભાવ અથવા જરૂર શુ હોઈ શકે ? વેદમા તેમને માટે 'तत्'ના નપુસકલિગનો પ્રયોગ કરવામા આવ્યો છે. તેનો હેતુ એ છે કે, વેદ તેને નિર્ગુણનિરાકાર દર્શાવવા માગે છે જો પુલ્લિગ "स" શબ્દનો વ્યવહાર કરવામા આવ્યો હોત તો, તેમને વ્યક્તિવિશેષરૂપે અથવા કોઈ સાકાર શરીરધારી ઈશ્વરરૂપે સમજીને મનુષ્યો ભ્રમમાં પડે, માટેજ 'तत्' શબ્દનો ઉપયોગ કરીને જીવજગતથી તેમનુ સપૂર્ણ પૃથકત્વ દર્શાવેલુ છે એ 'तत्' શબ્દનો વેદમા જ્યા જ્યાં પ્રયોગ કરવામા આવ્યો છે, ત્યા ત્યા નિર્ગુણ પરમાત્માનેજ સબોધન કરેલો છે એ મતને અદ્વૈતવાદ કહે છે.

એ નિર્ગુણ–નિરાકાર પુરૂષ સાથે આપણો શુ સબધ છે ? તેની સાથે સબધ હોવાથીજ આપણે અસ્તિત્વ ભોગવીએ છીએ. આપણે સર્વથા તેનાથી અભિન્ન છીએ. આપણે પ્રત્યેક પ્રાણીમાત્ર તેના સ્થૂલ વિકાસરૂપજ છીએ. સર્વ પ્રાણી–પદાર્થોના અધિષ્ઠાનરૂપ તેજ છે. જેટલા પ્રમાણમાં આપણે નિર્ગુણ–નિરાકાર અનંત પરમાત્માથી આપણને પોતાને દૂર અથવા ભિન્ન માનીએ છીએ; તેટલાજ

પ્રમાણમા આપણને દુ ખ ભોગવવુ પડે છે. એ અદ્દભુત નિર્ગુણસત્તાની સાથે આપણે જ્યારે એક થઇ શકીએ છીએ–તેની સાથેનુ અભેદજ્ઞાન જ્યારે આપણને પ્રાપ્ત થાય છે, ત્યારે આપણે સર્વ દુ ખોથી મુક્ત થઇને સ્વતંત્ર બનીએ છીએ. એજ મુક્તિનુ સ્વરૂપ છે આ વાત પર અહી ખાસ ધ્યાન આપવા જેવુ છે કે નિર્ગુણબ્રહ્મવાદ ઉપરજ નૈતિક સિદ્ધાતોનો પાયો બાધી શકાય તેમ છે ઉચામાં ઉચુ નીતિશાસ્ત્ર અભેદવાદવડેજ ફેલાવી શકાય છે જગતની પ્રત્યેક પ્રજામા અતિ પ્રાચીનકાળથી એજ મહાન સિદ્ધાંતનો ઉપદેશ આપવામા આવે છે કે, તમારા જાતિબધુઓને, સઘળા મનુષ્યબધુઓને તમારી પોતાની પેઠેજ ચાહો, પરન્તુ ભારતવર્ષમા એવો ઉપદેશ અપાતો આવ્યો છે કે, માત્ર મનુષ્યજ નહિ, પણ સર્વ પ્રાણીઓ ઉપર તમારા પોતાના જેવોજ પ્રેમ રાખો. આપણા ધર્મમા મનુષ્ય અને ઇતર પ્રાણીઓવચ્ચે કશો પણ ભેદ રાખવાનો ઉપદેશ કરવામા આવ્યો નથી. સકળ જીવ–જતુ ઉપર આત્મવત્ પ્રેમ રાખવાનો સ્થળે સ્થળે ઉપદેશ આપવામાં આવ્યો છે આ પ્રમાણે સર્વ પ્રાણી પ્રત્યે પોતાના જેવો પ્રેમ રાખવાથી શુ ફળ થવાનુ છે? એક માત્ર વેદાન્તની તત્ત્વવિદ્યા–નિર્ગુણબ્રહ્મવાદજ તેનું કારણ સમ–જાવવાની શક્તિ ધરાવે છે તમે હિન્દવાસીઓ એ બરાબર સમજી શકો છો કે આ સમગ્ર બ્રહ્માડ અખડ એકરૂપ છે, સર્વત્ર એકજ આત્મતત્વ વ્યાપી રહ્યુ છે, અને પદાર્થમાત્રના જીવનનુ ઝરણુ એ અનત આત્મભડારમાંથીજ વહે છે આમ જાણવાથી સમજાય છે કે કોઇને પણ પૃથક્ સમજી નુકશાન કરવાથી આપણુ પોતાનુજ નુકશાન થાય છે, અને સર્વને પોતાના આત્મારૂપ સમજી તેમનાપર પ્રેમ કરવાથી આપણે પોતાના આત્મા અને સર્વવ્યાપી વિરાટ સ્વરૂપ ઉપરજ પ્રેમ કરીએ છીએ આવા એકાત્મભાવમાથી અને નિર્ગુણબ્રહ્મવાદના ઉચા આદર્શ-માથીજ નીતિશાસ્ત્રના ઉજ્જવલ સિદ્ધાતો આપણને મળી આવે છે નીતિસિદ્ધાતોની ભવ્ય ઇમારત એ એક મૂળમત્ર ઉપરથીજ બાધી શકાય છે બીજા કોઈનુ અહિત કરવુ તે મારૂ પોતાનુજ અહિત અને બીજાનું હિત કરવુ, બીજાની સેવા ઉઠાવવી, બીજાના ઉપર પ્રેમ રાખવો એ મારૂજ કલ્યાણ છે, કારણ કે એ બધામાં હુ પોતેજ બેઠો છુ, મારોજ આત્મા એ સર્વમા વ્યાપી રહ્યો છે આવી દઢ ભાવના બધાયા પછી મનુષ્ય કોને નુકશાન કરી શકે છે? ઉજ્જવલ નીતિસિદ્ધાતોનો આથી મજબૂત પાયો બીજો કયો હોઇ શકે?

અદ્વૈતવાદનો પ્રસગ નીકળતાં બીજી અનેક વાતો વચ્ચે આવે છે અહી સાકાર ઇશ્વરનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ઇશ્વરના સાકારવાદવડે સગુણ ઇશ્વરમા વિશ્વાસ રાખવાથી પવિત્ર અને અપૂર્વ પ્રેમનો કેવો અદ્દભુત પ્રવાહ વહેવા લાગે છે, તે હુ બરાબર સમજુ છુ. જુદા જુદા સમયની જરૂરિયાતોને પહોચી વળવા

માટે ભક્તિનો પ્રવાહ અને તેની શક્તિ મનુષ્યના હૃદય ઉપર કેટલુ બધુ કાર્ય કરી શકે છે, તે હુ સપૂર્ણ રીતે સમજી શકુ છુ તેમ છતા પણ આપણા દેશમા હાલની દેશ-કાળસ્થિતિને લક્ષમા રાખીને હાલ કઇ વસ્તુની મુખ્ય જરૂર છે? હૃદયહાર પ્રેમમાં ઉન્મત્ત બનીને એકબીજાને ગળે બાઝી રડતા બેસી રહેવામા અથવા પ્રભુના વિરહની હૃદયદ્રાવક કલ્પના કરી ગોપીઓની પેઠે દિન-રાત ઝુરી મરવા કરતા કઇક વિશેષ બળ મેળવવાની જરૂર છે કોમળ હૃદયથી રડવાનો સમય નથી, પણ પગલુ પડતાં ધરતી ધ્રૂજે એવા વીરભાવની આવશ્યકતા છે અદ્વૈતવાદના નિર્ગુણબ્રહ્મમા સપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થવાથી અને સર્વ મારૂ સ્વરૂપ છે એવો પ્રબલ ઉદારભાવ જાગૃત થવાથી, પોતાની શક્તિને માટે મનુષ્યનું હૃદય કેટલુ બધુ ગૌરવ ધારણ કરી શકે છે તેનુ માપજ થઇ શકે તેમ નથી એ અદ્વૈતવાદને યોગેજ મનુષ્યનુ મન અતુલ બલ મેળવી શકે છે, તથા બધા વહેમો, ભય અને કુસસ્કારોને લાત મારી દૂર ફેંકી દે છે પોતાની દીનતા અને હીનતાનો ખ્યાલજ તેને ઘૃણા ઉપજાવે છે, અને મનુષ્ય ચૈતન્યવાન બનીને નીડરતાથી પોતાનાજ પગપર ઉભો રહે છે. 'સમગ્ર જગતના આત્મસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મ હુ પોતેજ છુ' એ વિચારથી જાગૃત થએલા બળવડે તેની છાતી ફૂલાઇ જાય છે. ભય અને ભીરૂતાના વિચારોજ તેની સામેથી અદશ્ય થઇ જાય છે એ વખતે તે બોલી ઉઠે છે કે-"હુ અવિનાશી આત્મા છુ, અનાદિ અને અનત છુ, મને કોણ ભય પમાડી શકે તેમ છે? મને આ ત્રિભુવનમા કોનો ભય છે? કુદરતી નિયમોની પણ હુ દરકાર કરતો નથી, મૃત્યુ તો મારી નજરમા એક હસવાની વસ્તુ છે" આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી આવી રીતે મનુષ્ય પોતાનાજ મહિમામા મસ્ત બનીને પોતાની આત્મશક્તિ ઉપર મેરૂની પેઠે અડગભાવે અચળ ઉભો રહે છે જે આત્મા અનાદિઅનત છે, જે જરા, મૃત્યુ અને દુ ખથી રહિત છે, જેને જગતનુ કોઇ પણ હથિયાર વીધી શકતુ નથી, જેને બીજી કોઇ પણ સત્તા સ્પર્શી શકતી નથી, જેને પ્રબળવાયુ સૂકવી શકતો નથી, અગ્નિ બાળી શકતો નથી કે પાણી પલાળી કે પીગળાવી શકતુ નથી, એવા જન્મ, જરા અને મૃત્યુરહિત અજરામર આત્માને આ બ્રહ્માડમા કોણ ડરાવી શકે તેમ છે? વળી જે આત્માના પ્રભાવ અને વિસ્તાર આગળ અનેક સૂર્યમડળ અને ચદ્રમડળો માત્ર સમુદ્રની સામે ધરેલા બિન્દુજેવાં જણાય છે, જે આત્માના મહિમા આગળ અનત જણાતી દશે દિશાઓ પીગળીને અદશ્ય થઇ જાય છે, અનત જણાતો કાળ પણ જેના આગળ અન્તવાન બનીને અતર્હિત થઇ જાય છે, જે આત્મા આદિ તેમજ અતરહિત છે તે અજરામર આત્માને કોણ ભય પમાડી શકે? માટે આપણે આત્મજ્ઞાન મેળવીને આપણા પોતાના સર્વથી અધિક ગૌરવવાળા

આત્મામાજ દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ. એ આત્મવિશ્વાસ અને આત્મવિચાર-માંથીજ બલ, વીર્ય અને પ્રભાવના પ્રબળ પ્રવાહો વહે છે તથા અપરિમિત આત્મશક્તિ જાગ્રત થાય છે. માત્ર ઇચ્છાશક્તિજ એ આત્મશક્તિના ભંડારની ચાવી છે જેવી ઇચ્છા તમે કરશો અને જેવા વિચારો તમે રાખશો તેવાજ તમે જરૂર થશો જો તમે પોતે નબળા છો એવો વિચાર કરશો, તો જરૂર તમે નિર્માલ્ય અને નબળા બની જશો, અને જો તમે વિચારશો કે તમે સંપૂર્ણ બલવાન છો, તો જરૂર તમે બલવાન અને તેજસ્વી બની શકશો જો તમે પોતાને અપવિત્ર વિચારશો તો પરિણામે તમે અપવિત્રજ થશો અને પરમપવિત્ર વિચારશો તો પવિત્રજ નિવડશો સંકલ્પસિદ્ધિનો આ મંત્ર-આત્મજ્ઞાનનો આ મહાન સિદ્ધાંત-આપણને સ્પષ્ટ રીતે શીખવે છે કે, પોતાને માટે કદિ પણ આપણે હલકા વિચારો કરવા ન જોઇએ, આપણને પોતાને દુર્બળ અને નિર્માલ્ય સમજવા ન જોઇએ, પરન્તુ હમ્મેશાં દૃઢ વિચારથી એમજ સમજવું જોઇએ કે આપણે બલવાન, સર્વ-શક્તિમાન અને સર્વજ્ઞ છીએ. મારા પોતાના આત્મામાજ તમામ શક્તિઓ ભરેલી છે. હજી સુધી તેઓ કદાચ વિકાસ પામી ન હોય, તેનો બહાર પ્રકાશ પડતો ન હોય તો તેની કંઇ ફિકર નહિ, પરન્તુ તેઓ મારા હૃદય અને આત્મામાં ભરેલી છે તેમાં તો કંઇ પણ શંકા નથી મારા પોતાના અંતરાત્મામાં સઘળું જ્ઞાન, સઘળું વીર્ય, સર્વ શક્તિ, સંપૂર્ણ પવિત્રતા અને સંપૂર્ણ સ્વતંત્રતા વિરાજી રહી છે હું એ બધા જ્ઞાન અને બળનો પ્રકાશ શામાટે નથી કરી શકતો? કારણ કે મને તેનામાં પૂરો વિશ્વાસ નથી જો પૂરેપૂરો આત્મવિશ્વાસ હોય તો તેનો આત્મપ્રકાશ થયા વગર રહેજ નહિ આત્મવિશ્વાસના વિશાળ તથા ઉદાર દ્વારમાંથી પ્રકટ થતા પ્રભાવસૂર્યનો કોઇ પણ અવરોધ કરી શકે તેમ નથી, માટે આવો આપણે આત્મશક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ રાખીએ, અને નિશ્ચય રાખો કે તેમ કરવાથી તે જરૂર પ્રકાશીને ઝળહળી રહેશે આત્મજ્ઞાન તેમજ નિર્ગુણ પર-માત્માનો વિચાર આપણને આ પ્રકારનું શિક્ષણ આપે છે બન્ધુઓ! એ દિવ્ય શિક્ષણના બીજ તમારાં બાળકોની હૃદયભૂમિમાં છેક બાલ્યાવસ્થાથીજ વાવીને તેમને મજબૂત બનાવો. તેમને તેજસ્વી અને ઉદાર વિચારના બનાવો આત્માનો પ્રકાશ તેમના હૃદયાકાશમાં રેલાવો નબળા અને બાયલા વિચારો તેમના હૃદયને અડકી પણ ન શકે તેની પૂરી સંભાળ રાખો બહારની નકામી ક્રિયાઓ અને વખત તથા વિત્તનો વ્યર્થ વ્યય કરાવનારા નિરુપયોગી અનુષ્ઠાનોનું તેમને શિક્ષણ ન આપો તેમને બહાદૂર અને બળવાન બનાવો તેઓ પોતાનાજ પગપર ઉભા રહે તથા પારકી લાચારી અને ભિક્ષાવૃત્તિ ભૂલી જાય, એવો તેજસ્વી આત્મરસ તેમની નસેનસમાં સીંચો, જેથી તેઓ નિર્ભય, સાહસિક, દૃઢ મનના, સર્વના ઉપર

જય મેળવનારા અને સઘળુ સહન કરનારા ખરેખરા આર્યરત્નો નિવડી શકે, એવી રીતે તેમને તૈયાર કરવામાટે પહેલવહેલો આત્માના મહિમાનો મહામત્ર તેમને શીખવી દો એ મત્ર માત્ર વેદાન્તમાજ મળી શકે તેમ છે વેદાન્તજ તેનુ સ્થાન છે એજ વેદાન્તશાસ્ત્રોમાં બીજા ધર્મોમા હોય છે તેવા પ્રેમ, ભક્તિ, ઉપાસના વગેરે ધાર્મિક વિચારોનો પણ ઠેકઠેકાણે ઉપદેશ કરેલો છે. વખતે બીજા ધર્મો કરતાં વિશેષ પણ હશે, પરન્તુ એ સર્વમાં સર્વથી ઉપયોગી તો આત્મજ્ઞાનજ છે આત્મશક્તિનો એ વિચારજ નવુ જીવન આપનારો, અતુલ શક્તિ પ્રેરનારો તથા અપૂર્વ અને અતિ અદ્દભુત છે. ફક્ત એક વેદાન્તવાદમાંજ એવા મહાન અને પ્રબલ વિચારો ભરેલા છે કે જે સમગ્ર જગતના વિચારોમા મહાન ફેરફારો કરી દેશે, અને જડવાદી જગતના વિજ્ઞાનશાસ્ત્રની સાથે ધાર્મિક વિચારોનુ સામજસ્ય સ્પષ્ટ રીતે સિદ્ધ કરી બતાવશે

બધુઓ ! તમારી સમક્ષ આપણા ધર્મના મુખ્ય મુખ્ય વિચારો, આપણા ધર્મની મુખ્ય મુખ્ય બાબતો રજુ કરવાનો અને વેદાન્તના સિદ્ધાંતોને ટાકી બતાવવાનો મે યત્ન કર્યો છે હવે તેમને આપણા જીવનમા વ્યાવહારિક રીતે ઉપયોગી કરવામાટે આપણે શુ કરવુ જોઇએ, તેના સબધમા મારે તમને થોડા શબ્દો કહેવાના છે આપણે જોયુ તે પ્રમાણે હિન્દુસ્તાનની હાલની પરિસ્થિતિમા અહી ઘણા મત–સપ્રદાયો ઉભા થાય એ તદ્દન સ્વાભાવિક છે આપણે જોઇએ છીએ કે ઘણા પન્થો થયા પણ છે, અને આશ્ચર્યસહિત આપણે એ પણ જોઇ શકીએ છીએ કે એ બધા મત–પન્થો પરસ્પર કલહ કે વિરોધ કર્યા વિના વેદાન્તને છાજતી ગભીર શાન્તિ જાળવી રહ્યા છે શૈવો એમ નથી કહેતા કે " વૈષ્ણવો બધા ખોટા છે અને તેમનો અધ પાત થવાનો છે ' એવીજ રીતે વૈષ્ણવો પણ નથી કહેતા કે " દરેક શૈવોની આખરે અધોગતિ થવાની છે." તેઓ એક બીજાને કહે છે કે " અમે અમારો ધર્મ માનીએ છીએ, તમે તમારો ધર્મ માનો, અમે અમારે માર્ગે ચાલીએ છીએ, તમે તમારે માર્ગે ચાલો " પરિણામે પરમાત્માના ધામમાં આપણે એકજ સ્થાને એકઠા થઇશુ ભારતના સઘળા મત–સપ્રદાયો આ વાત સારી રીતે સમજે છે, સ્વીકારે છે અને અનુસરે છે. આવી ઉદાર ધર્મપદ્ધતિનુ નામજ ઉત્તમ પદ્ધતિ છે. અતિ પ્રાચીનકાળથીજ આપણા લોકોના સમજવામાં આવ્યુ છે કે ઇશ્વરોપાસનાની વિવિધ પ્રણાલિઓ છે, તેમજ એ પણ સમજવામાં આવ્યુ છે કે રુચિભેદે જુદા જુદા સ્વભાવને માટે જુદી જુદી પ્રણાલિ અને પદ્ધતિની જરૂર છે ઇશ્વરની પ્રાપ્તિમાટે તમે સ્વીકારેલી પ્રણાલી કદાચ મને પસદ નહિ પડે, વખતે ઉલટી મને તે નુકશાનકારક પણ નિવડે, માટે સર્વને પોતાની રુચિઅનુસાર ધર્મ પાળવાની સપૂર્ણ સ્વતત્રતા હોવી જોઇએ સઘળા લોકોને

માટે માત્ર એકજ માર્ગ છે અને એકજ પ્રણાલિ બધાએ સ્વીકારવી જોઇએ, એવો વિચાર ઘણોજ નુકશાનકારક, છેકજ અર્થહીન, કદિ પણ ન પાળી શકાય તેવો અને તદ્દન તજી દેવા યોગ્ય છે જો જગતના સઘળા લોકો એકજ પ્રકારના ધાર્મિક વિચારો રાખે, એકજ ધર્મને માને અને એ એકજ માર્ગમા સાથે ચાલવા જાય તો જગતના અને લોકોના કમનશીબ તથા દુખોનો કઇ પારજ નહિ રહે. એમ થવાથી તો લોકોની સ્વતંત્ર વિચારશક્તિ અને ખરો ધર્મભાવ ભયંકર રીતે નાશ પામશે, કેમકે 'વિવિધતા,' વિચારોનુ બહુપણુ એજ આપણી જીંદગીનો આધાર છે, અને એજ આપણા જીવનનો આત્મા છે એ 'વિવિધતા' અને બહુપણાના લોપની સાથે તો આ સૃષ્ટિનો પણ લોપ થશે જ્યાસુધી વિચારોની એ 'વિવિધતા' અને વિભિન્નતા ટકી રહેશે, ત્યાંસુધીજ આપણે હયાત રહીશુ માટે વિચારભેદ કે મતભેદને લીધે આપણે વિરોધ કરવાની કે લડી મરવાની કઇ પણ જરૂર નથી. તમારો માર્ગ તમારે માટે ઘણો સારો છે પણ તે મારે માટે સારો નથી મારો માર્ગ મારે માટે બહુ સારો છે અને તે તમારે માટે સારો નથી આ જગતમા કોઇ પણ ધર્મ સાથે આપણને કશો વિરોધ નથી આપણામાના દરેકને પોતપોતાનો 'ઇષ્ટ માર્ગ' છે, એ બરાબર ધ્યાનમા રાખજો. આપણે જોઇએ છીએ તેમ બહારના દહાડ ડાહ્યા માણસો ભારતમાં આવીને કહેવા લાગે છે-"આ અમારો પથજ ખરો છે," અને વળી એટલુ કહીનેજ બેસી ન રહેતા ભારત જેવા ઉદાર ધર્મવિચારવાળા દેશમા શિરજોરીથી, પોતાના ધર્મવિચારો આપણા ગળામાં ખોસવા લાગે છે ત્યારે મને બહુજ હસવુ આવે છે! એ ડાહ્યા પુરૂષોને માટે મારે એકબે શબ્દ કહેવાની જરૂર છે જે હૃદયહીન લોકો પોતાનાજ માનવબંધુઓનો, તેઓ ઇશ્વરપ્રાપ્તિને જુદે માર્ગે જતા જણાય છે એટલાજ માટે વિનાશ કરવા ચાહે છે, તેમને મોઢે પ્રેમ, ભ્રાતૃભાવ અને ઉદાર લાગણીની વાતો છેક હસવા જેવીજ લાગે છે-બિલકુલ શોભતી નથી. તેમના એ ઉપલક પ્રેમની જગ પણ કિંમતજ નથી જે મનુષ્ય વિધર્મી માનવબંધુનો વિચારભેદ પણ સહી શકતા નથી, તેઓ પ્રેમનો પ્રચાર શુ કરશે? જો એવાજ ઇર્ષાભાવને પ્રેમ કહેવામા આવે તો પછી ધિક્કાર કોને કહેવો? છતા તેઓ પોતાના ઉદાર પ્રેમની વાતો કરે છે, એ પણ આ નવા યુગનુ એક નવુ આશ્ચર્ય છે! અસ્તુ પણ આપણે તો જગતના કોઇ પણ ધર્મ સાથે વિરોધ નથી કોઇ ધર્મ ભલે ખ્રિસ્તને અવતાર ગણીને તેને પૂજવાનો ઉપદેશ આપે, કોઇ બુદ્ધને, કોઇ મહમદને અને એવીજ રીતે જેને જે યોગ્ય જણાય તે અવતાર, મહાત્મા કે આચાર્યને પૂજવાની ભલે તે પોતાની ઇચ્છા પ્રમાણે પ્રવૃત્તિ કરે. હિન્દુ તો બધાને કહે છે કે, "પધારો ભાઇ, હું તમને તમારા માર્ગમાં મદદ કરવા ચાહુ છુ, પણ મને તો કૃપા કરીને

મારે પોતાનેજ માર્ગે જવા દેજો, કેમકે ઈશ્વરને ઘેરથી નિર્માણ થએલુ એજ મારૂં 'इष्टम्' છે તમારો માર્ગ ઘણો સારો છે એમા કઇ શક નથી, પણ તે તમારેજ માટે. મારે માટે વખતે તે હાનિકારક નિવડે ! કયો ખોરાક મને ઠીક પડશે એ હુ મારા પોતાનાજ અનુભવને પૂછીશ, અને મારો અનુભવ એ બાબતમા જે કહેશે તેટલુ વૈદ્ય અને ડૉક્ટરોની એક મોટી સેના પણ કહી શકવાની નથી. એવીજ રીતે મારે માટે કયો માર્ગ અને કયો પથ ઉત્તમ છે તે હુ મારા પોતાના અનુભવથીજ સારી રીતે જાણી શકુ છુ આજ ખરી પદ્ધતિ છે, એજ ઉત્તમ ધોરણ છે એથીજ આપણે કહીએ છીએ કે કોઇપણ મદિર, કોઇપણ દેવળ, કોઇ પણ સગ્રા, કોઇ પણ મહાત્મા કે કોઇ પણ મૂર્તિ તમારા અતરમા વસતા ભગવાનનો સાક્ષાત્કાર કરવામાં મદદગાર થતા હોય, તો તમે ઘણી ખુશીથી તેની ઉપાસના કરો જો જરૂર હોય અને તમારી ઇચ્છા હોય તો ભલે બસો પ્રતિમાઓ એક સાથે રાખો. જો અમુક આચારવિચાર, અમુક રીતિરિવાજ કે અમુક ક્રિયા-પદ્ધતિ હૃદયદેવતાનો સાક્ષાત્કાર કરવામા તમને સહાયક થતી હોય તો તમે ખુશીથી તેનુ અનુસરણ કરો. પરમાત્મા તમને તેમા સહાય આપીને સફળ કરો. જે કોઇ ક્રિયા અથવા અનુષ્ઠાનપદ્ધતિ, જે જે વિચારો અને જે જે સિદ્ધાતો તમને ઈશ્વરની સમીપ લઇ જતા હોય તેમનુ તમે ખુશીથી અવલબન કરો જે દેવમદિર અથવા આશ્રમમા જવાથી તમારા ઈશ્વરપ્રાપ્તિના મગલ કાર્યને વિશેષ અનુકૂળતા અને સહાયતા મળતી હોય ત્યા જઇને આનદથી પૂજા-ઉપાસના કરો, પરતુ તેને માટે નકામા ઝગડાટટા ન કરો. તમારા ધર્મ કે તમારી માન્યતાનુ પોટકુ બીજાની ગરદનપર નાખવાનો યત્ન કરીને વિનાકારણ વેરઝેર ના વધારો કલહકકાસથી ઈશ્વરના મદિરજેવા આ સસારને ભ્રષ્ટ કરી નરકાગાર ના બનાવો જે ક્ષણે તમે બીજા સાથે તકરાર કે વિરોધ કરવા જાઓ છો, તેજ ક્ષણે તમે ઈશ્વર તરફ ન જતા પાછા ફરીને શયતાન અને હેવાન તરફ જાઓ છો, માટે એ મહાપાપના કાર્યથી દૂર રહો

આપણા ધર્મના થોડા મુખ્ય મુખ્ય વિચારો મે તમને કહી સભળાવ્યા તમે જોઇ શકો છો કે આપણો ધર્મ કોઇનો તિરસ્કાર કરીને બહિષ્કાર કરતો નથી, પણ દરેકને પ્રેમથી બોલાવીને પોતાનો કરી લે છે જો કે આપણી વિવિધ જાતિઓ અને જુદી જુદી સસ્થાઓ દેખીતી રીતે આપણા ધર્મના અગરૂપજ જણાય છે, પરતુ વાસ્તવિક રીતે એમ નથી એ બધી સસ્થાઓ આપણુ એક પ્રજા તરીકે રક્ષણ કરવામા બહુ જરૂરની છે અને એ આત્મરક્ષાની આવશ્યકતા જ્યારે પૂરી થશે ત્યારે તેઓ પણ પોતાની મેળે કુદરતી રીતેજ અહીથી ચાલી જશે, કેમકે અમુક દેશ-કાળ અને સ્થિતિના ધર્મો તેમજ આચાર-વિચાર તે તે દેશ-કાળની

સ્થિતિની સાથેજ આવે છે, અને તે જતા તે પણ તેમની પાછળજ ચાલ્યા જાય છે મારૂ કહેવાનુ એ છે કે, જેમ જેમ મારી વય અને મારો અનુભવ વધતા જાય છે, તેમ તેમ એ બધી ભારતની પ્રાચીન સસ્થા અને પ્રથાઓ મને વધારે મારી, વધારે હિતકારક અને વધારે આવશ્યક સમજાય છે એવો પણ એક સમય હતો કે જ્યારે તેમાંના ઘણા આચાર–વિચાર અને પ્રથાઓને હુ નિર્માલ્ય અને નિરુપયોગી સમજતો હતો, પણ જેમ જેમ હુ મોટો થતો જાઉ છુ તેમ તેમ મારા વિચારો બદલાતા જાય છે, અને કોઇ પણ પ્રાચીન પ્રથા કે આચાર વિચારનો દોષ કહાડી તેની નિંદા કરવાનુ દૂષિત કાર્ય કરવાથી મારૂ મન પાછુ હઠે છે મારા અનુભવપરથી હુ જોઇ શકુ છુ કે તેમાની પ્રત્યેક સસ્થા અથવા પ્રથા અનેક સૈકાના અનુભવરૂપેજ પ્રચલિત થએલી છે, અને ધર્મ તથા પ્રજાને ટકાવી રાખવાનુ બલ તેમા ઉડા રહસ્યરૂપે રહેલુ છે. એક નાનુ બાળક મારી પાસે આવીને મારી બધી યોજનાઓ બદલી નાખવાનુ મને કહે, અને હુ એ નિર્બોધ બાળકની સલાહ સ્વીકારીને તેના નાદાન વિચારો પ્રમાણે મારી બધી કાર્યપ્રણાલિ એકાએક બદલી નાખવાને તૈયાર થાઉ, તો એથી હુ પોતેજ મૂર્ખ બનુ, બીજુ કોઇ નહિ બને બહારના જુદા જુદા દેશોમાથી આપણે માટે જે બધા ઉપદેશોના અને શિખામણોના પારસલો આવે છે તેમાનો મોટો ભાગ એજ પ્રકારનો છે પગ નીચે બળતુ હોલવ્યા વિનાજ લકાની આગ બુઝાવવા નીકળેલા એ બધા દોઢ ડાહ્યાઓને કહો કે –" ભાઇ, પ્રથમ તમે જરા તમારી પોતાનીજ સમાજને સુધારો, પછી હુ તમારી શિખામણ સાભળીશ તમે માહોમાહિજ એક બીજાના વિચારને સહન કરી શકતા નથી, અદર અદર લડો છો, નિષ્ફળ જાઓ છો અને પ્રેમના વિચારને દરિયાના પાણીમા વહેતો કરો છો ! પહેલા તો અમારી સમાજજેવુ તમારૂ પોતાનુ દૃઢ બધન કરો, એવા ધારા, ધોરણ, સસ્થા, પ્રથા અને નિયમોની સ્થાપના કરો કે જેના ઉપર સેકડો સૈકાના અત્યાચાર અને ઝઝાવાત પસાર થઇ જાય છતા પણ તે ટકી રહે પછીજ આ વિષય ઉપર અમારી સાથે વાતચિત કરવાનો તમને અધિકાર મળશે જ્યાસુધી એમ ન થાય ત્યા સુધી તો અમારી નજરમા તમે માત્ર નાદાન બાળકજ છો ! તમારો પોકળ ઉપદેશ સાભળીને અમે માત્ર હસીએ છીએ, તેને ગ્રહણ કરી શકતા નથી "

આપણા ધર્મવિષે મારે તમને જે કઇ કહેવાનું હતુ તે કહી દીધુ છે છેવટે હવે આજના જમાનાને જે વિષયની બહુજ અગત્ય છે, તેજ વિષયની તમને યાદ આપીને હુ મારૂ કથન સમાપ્ત કરીશ. મહાભારતપ્રણેતા ભગવાન વેદવ્યાસનુ ભલુ થાઓ કે તેમણે આ કલિયુગમા દાન જેવા મહાન પુણ્યને ધર્મના એક માત્ર બાકી રહેલા પાદરૂપે જણાવ્યુ છે આગલા યુગોમા કઠોર તપસ્યા અને જે જે

કઠિન યોગસાધનાઓ કરવી પડતી તેનુ આ યુગમાં કઇ પ્રયોજન નથી આ યુગની મોટામાં મોટી જરૂર અને મોટામાં મોટો ધર્મ 'દાન' છે સ્વાર્થ વગર બીજાને દેવુ, હૃદયની લાગણીથી બીજાને મદદ કરવી, એજ મહાન ધર્મ છે દાન શબ્દનો યથાર્થ શુ અર્થ થાય છે? સર્વથી મોટામાં મોટુ દાન તે 'ધર્મદાન' છે જેથી આત્માનુ શાશ્વત કલ્યાણ થાય એવી અધ્યાત્મવિદ્યા અને ધાર્મિકશિક્ષાનુ દાનજ સર્વોત્કૃષ્ટ છે ત્યારપછી બીજે નબરે વ્યાવહારિક વિદ્યાનુ દાન છે. ત્યારપછી પ્રાણદાન, અભયદાન અર્થાત્ જીવદયાનો નબર છે, અને અન્ન, જળ, વસ્ત્રાદિનુ દાન સર્વથી છેલ્લા નબરનુ છે જેઓ ધર્મ અને આત્મજ્ઞાનનુ દાન આપે છે, તે દાન લેનાર જીવાત્માને અનેક જન્મના દુખ અને મૃત્યુમાથી બચાવી લઇ તેના આત્માનો ઉડો આશીર્વાદ મેળવે છે જેઓ વ્યાવહારિક વિદ્યા અને વ્યાવહારિક જ્ઞાનનુ દાન આપેછે, તેઓ દાન લેનારને વ્યવહારના અનેક સાધનો પ્રાપ્ત કરવાની શકિત આપે છે, અને ધર્મજ્ઞાન મેળવવાને તેની આખો ઉઘાડે છે આનુ પુણ્ય પણ ઘણુ વિશેષ છે બાકી બીજા દાનો આથી ઉતરતા છે પ્રાણદાન પણ તેમાંજ આવી જાય છે, અર્થાત્ કોઇના પ્રાણ બચાવવા કરતા પણ તેને ધર્મજ્ઞાન અને વિદ્યાદાન આપી તેના આત્માનો ઉદ્ધાર કરવાનુ કાર્ય મહાન પુણ્યરૂપ છે માટે તમારે એજ જાણુ-વાની જરૂર છે કે તમારે આત્મજ્ઞાન મેળવવુ તેમજ ફેલાવવુ, અને આત્મવિદ્યાના દાન કરતા બીજા બધા કામ અને પ્રવૃત્તિ ઉતરતા તથા થોડી કિમતના છે આધ્યાત્મિક જ્ઞાનનો બને તેટલો વિસ્તાર કરવાથી મનુષ્યજાતિને મોટામા મોટી મદદ આપી છે એમ સમજવુ આપણા પવિત્ર પ્રાચીન શાસ્ત્રોમા આધ્યાત્મિક વિચારોનો અનત ઝરો ભરેલો છે પૃથ્વીની સપાટીઉપર આ સ્વાર્થત્યાગની પ્રબળ ભાવ-નાવાળા દેશ સિવાય બીજા કોઇ પણ દેશમાં વ્યાવહારિક વેદાત, બ્રહ્મવિદ્યા અને ધર્મની અપરોક્ષ વિભૂતિના ઉમદા દૃષ્ટાતો મળી શકતાં નથી મારા વચનોમા વિશ્વાસ રાખો બીજા બધા દેશોમા વાતો બહુ મોટી મોટી થાય છે, ધર્મનો વ્યાવહા-રિક ઉપયોગ કરનારા મહાપુરૂષો તો અહીજ ઉત્પન્ન થાય છે જેણે ધર્મને પોતાની નસેનસમાં વહેવડાવી મૂકયો છે અને ધર્મનેજ પોતાનુ જીવન સમર્પણ કર્યું છે, એવા ઉદાર પુરૂષો તો ફકત આ એક પુરાણપ્રસિદ્ધ, પવિત્ર ભારતભૂમિમાજ મળી આવે છે મોઢાની જલ્પના અને મોટી મોટી વાતોથી કઇ ધર્મ સિદ્ધ નથી થતો. પાળેલા પોપટ બહુએ સારૂ સારૂ બોલે છે અને આ નવા જમાનામા તો જડયત્રો પણ ઘણુ સારૂ સારૂં બોલતા શીખ્યા છે, પરન્તુ ઉગ્ર આત્મત્યાગનો-પ્રત્યક્ષ વેદાન્તનો પ્રભાવ તથા સહનશીલતાથી સઘળા સકટો ઉઠાવીને પણ ધર્મને વળગી રહેનારૂ અને સ્વાર્થરહિત પ્રેમયુક્ત ઉજ્જવલ દિવ્ય જીવન કયાં છે? બતાવો, મને બતાવો! એ પ્રકારનુ જીવનજ અધ્યાત્મજ્ઞાની પુરૂષનુ ખાસ લક્ષણ છે.

આવા ઉદાર વિચારો અને આવા વ્યાવહારિક ઉમદા દાખલાઓનો આપણો પવિત્ર દેશ એક અખૂટ ભંડાર હોવા છતાં, જો એ મહાપુરૂષોના પવિત્ર હૃદય અને જ્ઞાનનો ભંડાર લૂટાવવામાં ન આવે, જો જગતમા ઘેર ઘેર તેના લ્હાણાં ન પહોચાડવામા આવે, હિન્દુસ્તાન તેમજ બહારના વિશાળ જગતમાં એ બધા અમૂલ્ય રત્નોને છૂટે હાથે વહેચીને ધનિક કે ગરીબ, ઉચ કે નીચ, અમીર કે ફકીર, બાળ કે વૃદ્ધ, સ્ત્રી કે પુરૂષ, ગમે તે સ્થિતિ, ગમે તે ધર્મ અને ગમે તે કોમના દરેકે દરેક મનુષ્યને માટે, જો આપણી એ પ્રાચીન થાપણને વહેચી દઇને સમગ્ર માનવજાતિની સામાન્ય મિલ્કતરૂપ તેને ન બનાવી દેવામાં આવે તો મોટા અફસોસની વાત છે ! મોટી શરમની વાત છે ! આ આપણી એક મોટામા મોટી ફરજ છે તે ફરજ તમારામાંના પ્રત્યેકે પ્રતિજ્ઞાપૂર્વક પાલન કરવી જોઇએ, અને તે પાળતા જશો તેમ તેમ તમને જણાશે કે તમે જેટલી બીજાને વધારે મદદ કરતા જાઓ છો, તેટલુજ તમે પોતાનુ વધારે કલ્યાણ કરતા જાઓ છો જો તમે તમારા સ્વધર્મ અને સ્વદેશને હૃદયપૂર્વક ચહાતા હો તો તમારે માથે રહેલી મોટામા મોટી ફરજ એ છે કે હવે વધારે વખત આળસમા ઉંઘી ન રહેતાં, તમારે ધાર્મિક જગતમા જાગ્રત થઇને ઉત્સાહથી કાર્યમાં જોડાવુ જોઇએ, અને તે કાર્ય કરતી વખતે તમારી અધારા ખુણામાં પડી રહેલી જુની પોથીઓમાં જે અમૂલ્ય રત્નોના ખજાનાની થેલી છે, તેને જગતના ક્ષેત્રમા અને સૂર્યના પ્રકાશમા બહાર ખેચી લાવવાનો તેમજ તેના ખરા હકદાર સર્વ મનુબાલોમાં તેને સમભાગે વહેચી આપવાનો, મહાન ઉદાર વિચાર કદિ પણ તમારા મગજમાંથી દૂર કરવો જોઇએ નહિ એ બધા ઉપરાંત બીજી પણ એક વાત વધારે જરૂરની છે આજે અનેક વર્ષો થયા, અરે યુગો થયા ભયકર ઈર્ષ્યાગ્નિમાં આપણે સળગ્યા કરીએ છીએ આપણે અદર અદર સદા એક બીજાને માટે ઈર્ષ્યાનું ભયકર વિષ ઘુટતાજ રહીએ છીએ અમુક માણસ મારા કરતા આગળ કેમ વધી ગયો અને હુ શા માટે પાછળ રહી ગયો ? ઈશ્વરની ઉપાસનામા પણ આપણે સર્વથી આગળ આવવાનો દાવો કરી દ્વેષ અને ઈર્ષ્યાથી લડી મરીએ છીએ ! આ ઈર્ષ્યારૂપી વિષનો આપણે ત્યાગ કરવો જોઇએ, પરસ્પરના પવિત્ર પ્રેમથી એ ઝેર ઉતારીને ધોઇ નાખવુ જોઇએ

જો આ વખતે હિન્દુસ્તાનમાં કોઇ મોટામાં મોટા પાપનો અધિકાર ચાલી રહ્યો હોય તો તે માત્ર માહોમાહિના દ્વેષ અને ઈર્ષ્યાનો પ્રતાપ છે દરેક મનુષ્ય હુકમ ચલાવવા માગે છે, પણ કોઇ આજ્ઞા પાલન કરવા તૈયાર નથી આવી ભયકર સ્થિતિ થવાનુ મુખ્ય કારણ આપણા પ્રાચીન અદ્‌ભુત પ્રભાવ આપનારા ‘ બ્રહ્મચર્યવ્રતનો અભાવ છે ’ બન્ધુઓ ! પહેલા તો આજ્ઞા પાળતા શીખો,

અને પછીજ અધિકારી બનવાની ખરી યોગ્યતા એની મેળે આવશે પહેલાં તો સેવક થતાંજ શીખો, એ પછીથીજ તમે સ્વામી થવાને લાયક બનશો. આ મહા પિશાચિની ઇર્ષ્યા રાક્ષસીનો ત્યાગ કરો અને પ્રેમથી કર્તવ્યક્ષેત્રમા આગળ વધો જે જે મહાન કાર્યો કરવાના બાકી રહ્યાં છે તે એમ કરવાથીજ તમે સિદ્ધ કરી શકશો આપણા પવિત્ર પૂર્વજોએ એવીજ રીતે પ્રેમ, ઉત્સાહ, ધર્મબુદ્ધિ અને અડગ નિશ્ચયથી ઘણા અદ્ભુત કામો કર્યા છે, તથા મહાન પરાક્રમો કરી બતાવેલાં છે આપણે એ ભૂતકાળની ભવ્યતા તરફ નજર કરીને અભિમાન અને સન્માનપૂર્વક તેમના સફળ કર્તવ્યોનો યશ નિરખીને આનદ પામીએ છીએ, પરન્તુ હવે માત્ર આપણે તે યશને જોઇ–જાણીને બેસીજ રહેવાનુ નથી. આપણે પણ એવીજ રીતે એવાં મહાન કાર્ય દૃઢ સકલ્પથી સિદ્ધ કરીને સમગ્ર જગતને ચકિત બનાવી દઇશુ, અને ભવિષ્યમા બીજાઓ પણ આપણા તરફ અભિમાન અને સન્માનથી આશીર્વાદ વરસાવશે. મારી અતિમ યાચના એ છે કે, પરમાત્માની પૂર્ણ કૃપા અને શુભાશિષથી તમારામાનો દરેક જણ એવા અદ્ભુત કાર્યો કરવાને શકિતમાન થાઓ કે જેના તેજસ્વી પ્રભાવ આગળ, તમારા પુનીત પૂર્વજોનાં એ બધાં પ્રાચીન પરાક્રમો તેમજ મહાન મહિમાન્વિત કામો પણ ઝાખા દેખાય ! પ્રભુ તમને એ પ્રકારની સફલતામા સર્વથા સહાયક થાઓ ॐ तत् सत्.

# भारतमां पदार्पण.

સિહલદ્વીપમાના સ્વામીજીના સત્કાર તેમજ સન્માનના પ્રસગોનુ સક્ષેપમા વર્ણન પૂરૂં થયુ કોલમ્બોથી જાફના સુધીમા સર્વત્ર હિદુ તેમજ અન્યાન્ય લોકોએ હૃદયના ઉત્સાહપૂર્વક એકવાક્યે અને મુક્તકઠે સ્વામીજીને સન્માન આપ્યુ. સિહલદ્વીપમા પૂર્વે કોઇ પણ સ્વામીજીને ઓળખતુ નહોતુ. એ દેશ કાઇ સ્વામીજીની જન્મભૂમિ નહોતી, તેમ ત્યાં કોઇ તેમનુ પરિચિત પણ નહોતુ કોઇ તેમનો આગળનો સહવાસી તો શુ પણ એ વખતે ત્યાં કોઇ બગાલી પણ નહોતો, કે જેથી એક દેશબન્ધુ તરીકેનુ પણ કઇક આશ્વાસન મળી શકે ! એ ઉપરાત લકાદ્વીપનાં મોટા મોટાં શહેરોમાં એક સ્થાનેથી બીજે સ્થાને જવાની જોઇએ તેવી સગવડ કે લોકોની બહુ આવજાવ પણ નહોતી, કે જેથી સ્વામીજીના સમાચાર સામાન્ય જનસમાજને સરલતાથી મળતા રહે, છતાં પણ તેમનો જે ભવ્ય સમારોહસહિત સર્વત્ર સત્કાર થયો, એ ખરેખર આશ્ચર્યકારક ગણી શકાય સિહલપ્રવાસના થોડાજ દિવસોમાં પોતાના સરલ સ્નેહી સ્વભાવ

અને જ્ઞાનપ્રભાવથી ત્યાના લોકોમા સ્વામીજીની એવી ઉત્તમ છાપ પડી ચૂકી હતી કે, ત્યારપછી થોડા સમયને અતરે 'શ્રીરામકૃષ્ણ મિશન" ના સ્વામી શિવાનંદજીએ એ દેશમા જઇને થોડા દિવસો સુધી ધર્મપ્રચારનુ કાર્ય કર્યું, ત્યારે લોકોના સ્વામીજી પ્રત્યેના પૂજ્યભાવને યોગે એક 'વિવેકાનન્દસભા'ની પણ ત્યાં સ્થાપના થઇ ચૂકી છે.

જાફનાનુ વ્યાખ્યાન સમાપ્ત થયા પછી સ્વામીજી હિન્દુસ્તાનમા આવવાની તૈયારીઓ કરવા લાગ્યા જાફનાથી જલમાર્ગે જતા પચાશ માઇલનો રસ્તો છે એ જલપ્રવાસને માટે એક દેશી વહાણ ભાડે ઠરાવવામા આવ્યા, અને એજ દિવસે રાત્રિના બાર વાગ્યા પછી સ્વામીજીએ અને તેમના અનુગ્રગી જનોએ વહાણપર આરોહણ કરીને લોકોના જયઘોષ વચ્ચે ભારતની દિશામા પ્રયાણ કર્યું વાયુ અનુકૂલ હોવાથી વહાણ નાચતુ કૂદતુ ત્વરાથી ચાલવા લાગ્યુ અને પ્રવાસી જનો આનદથી પોતાની જન્મભૂમિ તરફ આગળ વધવા લાગ્યા વળતે દિવસે મધ્યાહ્ન પૂર્વેજ વહાણ પામ્બાનને બદરે આવી પહોચ્યુ પાછલે પહોરે એક મછવો તૈયાર કરાવીને સ્વામીજી પોતાના અનુસગીઓ સહિત કિનારા ઉપર ઉતર્યા. સમુદ્ર તીરે સુદર ફુરજા ઉપર રામનાદ (સેતુબધ રામેશ્વર)ના શ્રીમાન મહારાજા સાહેબ જાતે સ્વામીજીને સન્માન આપવાને પધાર્યા હતા ડક્કાની નીચેજ વિવિધ પ્રકારના પુષ્પપત્રોવડે એક સુદર મડપ તૈયાર કરીને તેને ધ્વજાપતાકાઓવડે આલકારિક રીતે સુશોભિત બનાવવામાં આવ્યો હતો એ ચન્દ્રાતપ (મડપ) નીચે એકઠી મળેલી એક મોટી સભામા પામ્બાનવાસીઓ તરફથી શ્રીમાન નાગલિંગમ્ પિલે નામના એક સદ્ગૃહસ્થે એક અસરકારક માનપત્ર સ્વામીજીને વાચી સભળાવીને સમર્પણ કર્યું.

અભિનન્દનપત્રમા સ્વામીજીને પોતાના ધર્માચાર્યરૂપે સબોધીને જણાવ્યુ હતુ કે–"પાશ્ચાત્ય દેશોમા આપના ધર્મપ્રચારનુ યથેચ્છ સુફલ પ્રાપ્ત થયુ છે હવે આપ કૃપા કરીને દીર્ઘકાલથી નિદ્રિત ભારતને તેની લાબા સમયની અજ્ઞાન–મોહ–નિદ્રામાંથી જગાડવાને આપનો પ્રબલ જ્ઞાનદડ ઘૂમાવી અમારા આ હતભાગી હિદ દેશનો સમુદ્ધાર કરો વગેરે" રામનાદના રાજાસાહેબે પણ હૃદયના આવેગપૂર્વક સ્વામીજીનો ઘણી સારી રીતે સત્કાર કરીને પોતાના તરફથી એક જુદુ જ માનપત્ર પ્રદાન કર્યું, જેના પ્રત્યુત્તરમા સ્વામીજી તરફથી નીચે પ્રમાણે એક ટુકુ વ્યાખ્યાન આપવામા આવ્યુ હતુ

# पाम्बानना मानपत्रनो प्रत्युत्तर.

આપણી પવિત્ર માતૃભૂમિ તે ધર્મ અને તત્ત્વવિદ્યાની પણ માતૃભૂમિ છે. મહાન ધર્મવીર અને અસામાન્ય તત્ત્વચિંતકોની તે જન્મભૂમિ છે એજ એક આત્મત્યાગની જ્વલંત સાધના જગાવનારી દિવ્ય ભૂમિ છે. એજ ભૂમિમા અતિ પ્રાચીનકાલથી તે છેક વર્તમાનકાલ પર્યંત મનુષ્યની દૃષ્ટિ સામે દિવ્ય જીવનના ઉંચામાં ઉંચા આદર્શ પ્રકટ થતા રહ્યા છે હુ પાશ્ચાત્ય દેશોમા અનેક સ્થળે ભ્રમણ કરી ત્યાની ઘણી પ્રજા તેમજ જાતિઓના પરિચયમા આવ્યો છુ તેમા મારા જોવામાં આવ્યુ કે પ્રત્યેક પ્રજા અને જાતિને પોતપોતાના ખાસ સ્વતંત્ર આદર્શ હોય છે. એ આદર્શજ તેમના રાષ્ટ્રીય જીવનના મુખ્ય આધારરૂપ હોય છે અને પ્રજાના જીવનની નસેનસમા એજ આદર્શનો મહિમા વ્યાપી રહેલો જોવામા આવે છે રાજનીતિ, સૈન્યબળ, યુદ્ધ,વ્યાપાર, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન કે મંત્રશક્તિ જેવા પાશ્ચાત્ય છાયારૂપ કોઇ પણ આદર્શ, ભારતના મૂલ આધારરૂપે રહેલો નથી, પણ માત્ર એક ધર્મજ તેના આધાર અને આદર્શરૂપે રહેલો છે ધર્મજ ભારતવાસી-ઓનુ સર્વસ્વ છે ભારતની ભૂત, વર્તમાન અને ભાવિ સર્વોત્તમ સંપત્તિ એ ધર્મ અને તેમા સમાએલી આધ્યાત્મિકતાજ છે, કેમકે આધ્યાત્મિક જીવન એજ ભારતનુ ખરૂ જીવન છે શારીરિક શક્તિને યોગે અનેક અદ્ભુત કાર્યો કરી શકાય છે એ સત્ય છે, તેમજ વિજ્ઞાનશાસ્ત્રની સહાયવડે યંત્ર વગેરેની રચના કરીને બુદ્ધિબળવડે એથી વિશેષ કાર્યો પણ કરી શકાય છે એ સત્ય છે, પરન્તુ એ શરીર અને બુદ્ધિની શક્તિ, આત્માની શક્તિ આગળ કંઇજ હિસાબમા નથી, કેમકે આધ્યાત્મિકશક્તિ આ જગતમાં જેટલો પોતાનો પ્રભાવ બતાવી શકે છે, તેટલો બીજી શક્તિ અથવા બીજુ કોઇ બળ બતાવી શકતુ નથી

આપણી હિન્દુ જાતિનો ઇતિહાસ બતાવી આપે છે કે, હિન્દુસ્તાન હમેશાં કાર્યકુશળ દેશ છે આજે જે બહારના મનુષ્યો તરફથી 'આપણે હમેશાં વીર્યહીન ગરીબ અને આળસુ છીએ ' એવુ આપણને શિક્ષણ આપવામા આવે છે, તેમને આપણા સંબંધમા વિશેષ જાણવાની ઘણી જરૂર છે. તેમની ભૂલભરેલી શિક્ષાનુ એજ ફળ આવ્યુ છે કે બીજા દેશોના લોકોમાં પણ હિન્દુઓ વીર્યહીન, બલહીન, ગરીબ આળસુ અને સુસ્ત છે, એવી સામાન્ય કહેવત થઇ પડી છે ભારત કોઇ પણ સમયે સુસ્ત અને નિષ્ક્રિય પડી રહ્યુ હોય એ વિચારનો હુ કોઇ પણ રીતે સ્વી-કાર કરી શકતો નથી. સ્ફુર્તિ, ક્રિયાશક્તિ અથવા કામ કરવાની ચંચળતા જેટલા પ્રમાણમાં આપણી પવિત્ર જન્મભૂમિમા નજરે પડે છે, તેટલી આ જગતના બીજા

કોઇ પણ દેશમા જણાતી નથી એ કર્મપરાયણતા તેમજ સ્ફૂર્તિનો સર્વથી મોટો પૂરાવો એ છે કે આપણી પ્રાચીન અને ભવ્ય હિન્દુજાતિ હજારો વર્ષના પ્રબળ ઝંઝાવાત સહન કરવા છતા પણ હજી સુધી પૃથ્વીની સપાટી ઉપર જેવી ને તેવી ટકી રહી છે પોતાની ગૌરવભરેલી કારકિર્દિમાં જ્યારે જ્યારે તેને યોગ પ્રાપ્ત થયો છે ત્યારે દર વખતે કદિ પણ ક્ષય કે વિનાશ ન પામે એવુ યૌવન, નવુ ચેતન અને નવુ જીવન પ્રાપ્ત કરે છે. એ કાર્યશક્તિ હિન્દુસ્તાનના ધર્મક્ષેત્રમાં સ્પષ્ટ ઝળહળી રહી છે પણ માનવજાતિનો સ્વભાવજ એવો છે કે બીજાની ક્રિયા અથવા પ્રવૃત્તિને, તેઓ પોતાનીજ ખાસ માની લીધેલી ક્રિયાશક્તિવડે નક્કી કરે છે માનવ પ્રકૃતિની એ ખાસિયતજ છે પોતે જે કાર્ય કરે છે અને સારૂ સમજે છે, તેજ કાર્ય સમગ્ર જગતમા વાસ્તવિક કાર્યરૂપે ગણાવુ જોઇએ, એવી ભ્રમિત માન્યતાને લીધે બીજાની ક્રિયાના અથવા સ્ફૂર્તિના મહત્ત્વ તરફ તેનુ લક્ષજ જતુ નથી.

દાખલા તરીકે એક મોચી તરફ નજર કરો.તે માત્ર જોડાજ સીવી જાણે છે. તેની સઘળી ક્રિયા–કુશળતા એ જોડાની કારીગીરીમાંજ સમાઇ રહી છે. તે સમજે છે કે જોડા બનાવવા સિવાય આ જગતમાં બીજુ કઇ કામજ નથી અથવા એના જેવી ઉંચી કારીગીરીનુ બીજુ કામ નથી એવીજ રીતે એક કડીઓ પત્થર, ઇટ અને ચૂનાથી ઘર ચણવાનુ કામજ આખી જીદગી સુધી કરે છે તેની સઘળી ક્રિયાશક્તિ એજ કાર્યમા રોકાઇ રહી છે જગતમા બીજુ કંઇ સમજવા કે કરવા જેવુ છે, એ વાતનો વિચાર કરવા જેટલો તેને વખત મળતો નથી આવી રીતે દરેક કામ કરનાર પોતાના કામની કુશળતાથીજ મનુષ્યમાત્રની જીદગી અને ક્રિયાશક્તિનુ માપ કરે છે વળી હિન્દુસ્તાનને માટે ખોટો મત બાંધી બેસવાનુ બીજુ પણ એક કારણ છે જ્યારે પ્રકાશના આન્દોલન બહુજ તીવ્ર હોય છે ત્યારે તેમને આપણે જોઇ શકતા નથી, કેમકે આપણી દ્રષ્ટિના સામર્થ્યની પણ એક સીમા છે, એ સીમાથી બહારની અતિ સૂક્ષ્મ વસ્તુને આપણે જોઇ શકતા નથી. આવીજ રીતે એ ખોટો મત બાંધનારાઓની ઓછી સમજશક્તિ પણ અહીની વિશેષતા ન સમજી શકીને તેને કનિષ્ઠતારૂપે માની લે છે

પણ હવે સમય આવી પહોચ્યો છે, દુનિયાની આંખો વધારે જાગ્રત થઇ છે, અને આધ્યાત્મિક પોષણ મેળવવામાટે અધ્યાત્મવિદ્યાના ભડારરૂપ આ ભારતભૂમિ તરફ સમગ્ર જગત જોઇ રહ્યુ છે જગતની બધી પ્રજાઓને એ આધ્યાત્મિક પોષણ આપણે ભારતવાસીઓએજ પૂરૂ પાડવાનુ છે માનવજાતિના ઉચામાં ઉચા આદર્શો આ દેશમાજ વિદ્યમાન છે, અને પશ્ચિમના પડિતો આજકાલ આપણા સસ્કૃત સાહિત્ય અને અધ્યાત્મવિદ્યાના ક્ષેત્રમા ચળકી રહેલા તેમજ યુગયુગાન્તરમાં ખાસ લક્ષણરૂપ બની રહેલા સનાતન આદર્શોને સમજવાનો પ્રબળ પ્રયત્ન કરી રહ્યા છે.

આજનુ સુધરેલુ જગત જેને ઇતિહાસ કહે છે, એ ઇતિહાસના (એટલે કે હિંદની પડતીના) સમયથી તે આજ સુધીમા હિન્દુસ્તાનનો કોઇ પણ ધર્મપ્રચારક હિન્દુધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરવામાટે હિન્દુસ્તાનની હદ છોડીને બહાર ગયો નથી, પણ હવે એક અદ્દભુત ફેરફાર આપણને ઘેરી લેવા લાગ્યો છે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, જ્યારે જ્યારે ધર્મની શક્તિ દબાઇ જાય છે અને અધર્મનીતિ ચોતરફ વ્યાપીને પ્રબળ થઇ પડે છે, ત્યારે હુ જગતને મદદ કરવાને વારવાર અવતીર્ણ થાઉ છુ, અને ધર્મનુ પરિત્રાણ તથા અધર્મનો વિનાશ કરીને ધાર્મિક જગતનું કલ્યાણ કરૂ છુ ધાર્મિક ચર્ચા અને શોધખોળ ઉપરથી સિદ્ધ થઇ ચૂક્યુ છે કે, જગતના જે કોઇ દેશમા નીતિના ઉત્તમ સિદ્ધાતો નજરે પડે છે, તે બધા આપણી પાસેથીજ ગ્રહણ કરેલા છે, તેમજ જગતના કોઇ પણ ધર્મમાં આત્માની અમરતા વિષે જે મારા વિચારો નજરે પડે છે, તે પણ બધા આડકતરી રીતે આપણા દેશ માથીજ ત્યા ગએલા છે

છેલ્લી ઓગણીસમી સદીના પાછલા ભાગમા નબળા અને ગરીબ લોકો ઉપર નિષ્ઠુર અને બળવાન લોકોનો જેવો જૂલમ ચાલી રહ્યો હતો, અને બિલકુલ બેપરવાઇથી બળવાન લોકો નિર્બળ જનો ઉપર જેવી ભયકર લૂટફાટ ચલાવી રહ્યા હતા, તેવી સ્થિતિ જગતના ઇતિહાસમા બીજે કોઇ પણ ઠેકાણે નજરે પડતી નથી દરેક માણસે જાણવુ જોઇએ કે પોતાની ઇચ્છા અને વાસના વશ કર્યા વિના કદિ પણ મોક્ષ મળવાનો નથી માયાના જડ બધનમાં જે લોકો ફસી પડ્યા છે, તેમનો કદિ પણ એ વજ્રબન્ધનમાથી ઉદ્ધાર થવાનો નથી. પ્રવૃત્તિના જેઓ દાસાનુદાસ છે તેઓ કદિ પણ સ્વતત્ર કે મુક્ત બની શકતા નથી આ મહાન સત્ય બધી પ્રજાઓ સમજવા લાગી છે, અને એ મૂલ્યવાન વસ્તુની કદર કરવા લાગી છે શિષ્ય એ સત્યને ગ્રહણ કરવાનો અધિકાર મેળવે છે કે તરતજ તેના ઉપર ગુરૂકૃપા થાય છે અને તેને સફલતા આપનારો ગુરુમત્ર મળે છે પરમાત્મા સર્વ ધર્મના લોકો ઉપર અનત દયા દર્શાવીને પોતાનાં માનવ બાળકોને હમેશા સહાય કરે છે. એ દયાનો ઝરો કદિ પણ અટક્યા વિના બધા દેશોમાં અને બધા ધર્મોમાં એકસરખો વહ્યા કરે છે આપણો ઇશ્વર જગતના સઘળા ધર્મોનો ઇશ્વર છે આ ઉદાર વિચાર સમગ્ર જગતમાં ભારતનો પોતાનોજ છે હું ખાત્રીથી કહુ છુ કે જગતના બીજા કોઇ પણ ધર્મશાસ્ત્રમા એ ઉદાર વિચાર તમે કદિપણ મેળવી શકશો નહિ

વિધાતાના વિચિત્ર વિધાન અનુસાર આજકાલ આપણે હિન્દુઓ એક અતિ વિકટ અને નાજુક અવસ્થામાં આવી પડ્યા છીએ. પશ્ચિમની પ્રજાઓ આધ્યાત્મિક સહાય મેળવવાને માટે આપણે આગણે આવવા લાગી છે. ભારતના સુપુત્રો

ઉપર એક મહાન ધાર્મિક કર્તવ્ય આવી પડયુ છે એ કર્તવ્ય, મનુષ્યજીવનના ઉંડ રહસ્યો જગતને શીખવીને જગતની સઘળી પ્રજાઓને આત્મજ્ઞાનથી આંજી નાખવાના મહાન કાર્યને માટે પોતાને સપૂર્ણ રીતે તૈયાર કરવાનુ છે ન્યાય અને ધર્મની નજરે સમગ્ર જગતને ધર્મનુ દાન અને જ્ઞાન આપવાને તેઓ બધાએલા છે એક બાબત ધ્યાનમા રાખવા જેવી છે બીજા બધા દેશોના સભ્ય અને મહાન પુરૂષો પોતાના પૂર્વજ તરીકે, પર્વતના દુર્ભેદ્ય કિલ્લામાં રહેનારા અને તક મળે ત્યારે તેમાથી વખતે વખતે બહાર નીકળીને રસ્તે જનારા મુસાફરોને લુટી ખાનારા લૂંટારા જેવા અમીરોના પોતાને વશજો કહેવરાવવામાં ઘણુ અભિમાન સમજે છે, ત્યારે બીજી તરફ આપણે ભારતવાસી હિન્દુઓ, પ્રાચીન ઋષિ–મુનિ અને મહાત્માઓ કે જેઓ પર્વતની ગુફા અથવા ઝાડીઓમાં રહી વલ્કલના વસ્ત્રો પહેરી ફલ–મૂલ ઉપર નિર્વાહ કરીને સચ્ચિદાનન્દ બ્રહ્મના ધ્યાનમા નિરન્તર મગ્ન રહેતા હતા, તેમના વશમાં ઉત્પન્ન થવામાં ગૌરવ માનીએ છીએ કાળબળે આપણી અધોગતિ થઇ છે અને પૂર્વનુ પરાક્રમ આપણે ગુમાવી બેઠા છીએ, પરન્તુ ગમે તેવો અધ પાત થયો હોવા છતા પણ જો આપણે ધર્મને માટે ખરા અત કરણથી કાર્ય કરવા લાગીએ, તો પાછા થોડાજ સમયમા આગળના જેવા મહાન અને પ્રબળ પ્રતાપી થઇ શકીએ તેમ છે માટે હૃદયપૂર્વક ધર્મનુ અવલબન કરો એ ધર્મજ ભારતનો ત્રાતા છે.

તમે પ્રેમ અને ભાવપૂર્વક મને જે માન આપ્યુ છે,તેને માટે હુ પણ અત.કરણથી આભાર દર્શાવુ છુ, અને તમને અનેક આશીર્વાદસાથે ધન્યવાદ આપુ છુ રામનાદના શ્રીમાન રાજાસાહેબે મારા જેવા એક ભિક્ષુ ઉપર જે પ્રેમ બતાવ્યો છે, તેને માટે તેમનો આભાર મારાથી શબ્દોમાં વર્ણવી શકાય તેમ નથી જો મારાથી કઇ પણ સારૂ કામ બની શકયુ હોય તો તે બધો એ સત્પુરૂષનો પ્રતાપ હોઇને તેને માટે ભારતવાસી એમના સદાના ઋણી છે મને ચિકાગો મોકલવાનો વિચાર પહેલો તેમનાજ મગજમા ઉત્પન્ન થયો હતો, અને તેમણેજ અમેરિકા જઇને ધર્મસેવાનુ કાર્ય બજાવવામાટે આગ્રહ અને ઉત્તેજનપૂર્વક મને અમેરિકા જવાની સગવડ કરી આપી હતી મારી પાસે ઉભા રહીને આજે પણ તેઓ પોતાના હમેશના ઉત્સાહ અને સદ્ભાવપૂર્વક વધારે ને વધારે કામ કરવાના રૂડા ઉત્સાહથી મને ઉત્તેજિત કરી રહ્યા છે હુ ઇચ્છુ છુ કે આપણી પ્રિય માતૃભૂમિના હિતને માટે ખરી કાળજીથી કામ કરનારા અને આપણા દેશની વ્યાવહારિક તેમજ આધ્યાત્મિક ઉન્નતિને માટે આગ્રહભરેલો ઉત્સાહ રાખનારા, આપણા દેશના બીજા જો અર્ધો ડઝન રાજા તૈયાર થાય તો આપણા ભવ્ય મનોરથ સફળ થવામા વિલબ ન લાગે ॐ तत् सत्

સ્વામીજીનું ભાષણ પૂરૂં થયા પછી તેઓ ગાડીમાં બેસીને રાજા સાહેબના બંગલા તરફ વિદાય થયા. ગાડી ચાલવાની તૈયારી હતી તેવામાંજ રાજાસાહેબની ઇચ્છા અને ઇશારાથી લોકોએ ધસી આવીને ગાડીના ઘોડા છોડી નાખ્યા, અને સર્વ મળીને સ્વામીજીની ગાડી શહેરમાં ખેંચી ગયા ! લોકોની સાથે રાજાસાહેબ પણ સ્વામીજીની ગાડી ખેંચવાના કાર્યમાં જોડાયા હતા ! ધન્ય છે એવા ધર્મવીર રાજાઓને કે જેઓ સત્તા, સંપત્તિ અને રાજ્યાધિકારની શ્રેષ્ઠતાને પણ ધર્મના પવિત્ર ચરણમાં ઝુકાવી દઇને નિરંતર ધર્મસેવાને માટે નિરભિમાન વૃત્તિથી તત્પર રહે છે ! એવા રાજાઓને શરીરધારી મનુષ્યો નહિ પણ અવતારધારી દેવતાજ કહેવા જોઇએ. રામનાદમાં સ્વામીજીને ત્રણ દિવસ રોકવામાં આવ્યા. એ ત્રણે દિવસ એ નાના સરખા પણ શ્રદ્ધાળુ શહેરમાં આનન્દોત્સવ ઉજવાઇ રહ્યો નજીકના પામ્બાન, રામેશ્વર વગેરે શહેરના હિન્દુ નગરજનો નિરન્તર સ્વામીજીના દર્શન કરવાને ટોળાબંધ આવતા હતા અને દર્શન તેમજ વેદવચનનો પ્રસાદ મેળવી પોતાને કૃતાર્થ થયા સમજતા હતા. એ સમયમાજ એક દિવસ સ્વામીજી સુવિખ્યાત રામેશ્વરના મંદિરમાં દર્શન કરવાને ગયા. એ વખતથી આશરે પાંચ વર્ષ અગાઉ સ્વામીજી એકવાર પગે ચાલતા યાત્રાપ્રસંગે આવ્યા હતા, પરન્તુ એ વખતે ત્યાંના લોકોમાં બિલકુલ પરિચિત નહોતા. આજે તેમના દર્શનને માટે ત્યાં હજારો માણસોની ભીડ જામી હતી. સ્વામીજીની ગાડી મંદિર નજીક આવી પહોંચી ત્યારે ચારેમેર મનુષ્યોની એક મોટી મેદની જામેલી નજરે પડી. હાથી, ઉંટો, ઘોડા, મંદિરના ચિત્રવાળી પતાકાઓ અને ત્રાસાં, નગારા વગેરે દેશી વાજીંત્રોની ચારેમેર ધૂમ મચી રહી હતી ભગવાન રામેશ્વરની કૃપાથી રામેશ્વરના લોકોને આજે સ્વામીજીનાં દર્શન થયા છે, એમ સમજીને આસપાસના બધા લોકો સ્વામીજીનો હૃદયપૂર્વક સત્કાર કરવાને એકઠા મળ્યા હતા. મંદિરમાં પ્રવેશ કર્યા પછી યોગ્ય આસનપર બેસાડીને મંદિરના હીરા, રત્ન, મણિ, માણેક, મોતી વગેરે ઝવેરાતના અલંકારો સ્વામીજીને તેમજ તેમના શિષ્યોને બતાવવામાં આવ્યા. મંદિરમાં ચારેમેર ફરીને તેની અદ્ભુત કારીગીરી દેખાડવામાં આવી. મંદિરના હજારો સ્તંભ ઉપર સ્થાપિત કરેલી સુંદર કોતરકામની મૂર્તિઓ જોઇને સ્વામીજીનું મન પ્રસન્ન થયું. બધી તરફ ફરીને સમગ્ર મંદિરનું નિરીક્ષણ કરી લીધા પછી મંદિરના વિશાળ ચોગાનમાં તેમને માટે ખાસ તૈયાર કરવામાં આવેલા આસનપર તેમને બેસાડવામાં આવ્યા અને એકઠા થએલા લોકોને વચનામૃતનું પાન કરાવવાની તેમને પ્રાર્થના કરવામાં આવી. સ્વામીજી પોતાનું ભાષણ ઇંગ્રેજીમાં આપતા હતા અને મહાશય નાગલિંગમ્ તામિલ ભાષામાં તરજુમો કરીને, પોતાના દેશવાસી શ્રદ્ધાળુ શ્રોતાઓને સ્વામીજીના ઉપદેશનો અર્થ સમજાવતા હતા.

# भक्तिनुं खरुं स्वरूप.

( શ્રી રામેશ્વરના મંદિરમાં આપેલું વ્યાખ્યાન. )

ખરો ધર્મભાવ હૃદયના પ્રેમમા રહેલો છે, બહારની ક્રિયાઓ અથવા અનુષ્ઠાનમા નહિ. હૃદયના પવિત્ર, નિસ્વાર્થ અને નિષ્કપટ પ્રેમભાવમાજ ધર્મનો નિત્ય નિવાસ છે. જ્યાસુધી શરીર અને મન તદ્દન નિર્મલ અને પવિત્ર ન થાય ત્યાંસુધી મદિરમા આવીને શિવના દર્શન કે શિવની પૂજા કરવાથી કઇ પણ ફળ મળતુ નથી જેમના શરીર અને મન વિશુદ્ધ હોય છે તેમનીજ પ્રાર્થના શિવજી સાંભળે છે, અને તેમનીજ સેવા-પૂજા સ્વીકારે છે વળી જેઓ પોતે તન-મનથી અપવિત્ર હોવા છતાં બીજાને ધર્મનુ શિક્ષણ આપવા જાય છે, પોતે વિકારી હોવા છતાં બીજાના ધર્મગુરૂ થવા ચહાય છે, તેમનો સઘળો પ્રયાસ વ્યર્થ જાય છે અને અતે તેમની દુર્ગતિ થાય છે. બહારની પૂજા-ઉપાસના તો માત્ર માનસિક પૂજાની મદારૂપજ હોઇને, શુદ્ધ માનસપૂજા અને તન-મનની પવિત્રતાજ ખરી દેવપૂજા છે એજ ખરી વસ્તુ છે. તેના વિના બહારની પૂજા અને બહારનો આડબર વૃથા છે એ બધી ઉપયોગી વાતો તમારે સર્વદા સ્મરણમા રાખવી ત્યારેજ પૂજા-ઉપાસના અને ધર્માચરણ સફળ થાય છે આ કરાલકલિકાલમા લોકોના વિચારો એટલા બધા હલકા થઇ ગયા છે કે પોતાની મરજી પ્રમાણે ફાવે તેમ વર્તીને, પછી એક વખત તીર્થના પવિત્ર જળમા નાહી લેવાથી તેમના સઘળાં પાપ ધોવાઇ જતાં હોય એમજ તેઓ માને છે, પરતુ પાપ કઇ એમ ધોવાતાં નથી જો કોઇ મનુષ્ય અપવિત્ર મનસહિત તીર્થ-મદિરમા જાય તો તેણે કરેલા પાપોમા ઉલટી વૃદ્ધિ થાય છે, અને ત્યા બીજા માણસોના જે પાપ હોય તેમનો બોજો પણ તેમની ગરદનપર આવી પડે છે આમ થવાથી ઘર છોડતી વખતે જેટલા પાપોનો તેના શિરપર પોટલો હતો, તેના કરતાં તીર્થયાત્રા કરીને વધારે પાપોનો બોજો લઇને તેઓ ઘેર પાછા ફરે છે તીર્થસ્થળોમા પવિત્ર સાધુપુરૂષો વાસ કરે છે, તેમજ બીજી બધી પવિત્ર વસ્તુઓજ હોય છે, અને એવી બધી જાતની પવિત્રતા હોવાથીજ તીર્થનો મહિમા છે કોઇ અમુક સ્થળે પવિત્ર સાધુ-અતો રહેતા હોય અને ત્યા મદિર ન હોય તોપણ તેને તીર્થસ્થળજ સમજવુ જોઇએ જગતમા તીર્થસ્થળ ગણાતા કોઇ અમુક સ્થાનમા સેકડો મદિરો હોવા છતાં, જો ત્યાં અપવિત્ર મનુષ્યોજ રહેતા હોય તો તે સ્થળનો મહિમા, તેનુ 'તીર્થત્વ'-જતું રહે છે તીર્થસ્થળમા નિવાસ કરવો એ પણ ઘણુ કઠિન અને સાવચેતી રાખવાનુ કામ છે, કેમકે +અન્યત્ર કરેલાં પાપોનો તીર્થક્ષેત્રમા ક્ષય થાય

+ " अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।
तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥ "

છે, પણ તીર્થમાં કરેલા પાપો તો વજ્રમય બની જાય છે સઘળા પ્રકારની પૂજા-ઉપાસના અને તીર્થયાત્રાનો એજ સાર અને એજ હેતુ છે, કે શુદ્ધચિત્ત બનીને બીજાનુ કલ્યાણ કરવુ જે પુરૂષ ગરીબોમા, નિર્બલમા, રોગી અને અનાથ લોકોમા સાક્ષાત્ શિવમૂર્તિનાં દર્શન કરી શકે છે, એજ શિવનો ખરો પૂજારી છે એજ સાચો ભક્ત છે તેની પૂજા-ઉપાસના સર્વથા સફલ થાય છે જે મનુષ્ય માત્ર લિંગ કે પ્રતિમામાજ શિવની મૂર્તિ કલ્પીને તેની પૂજા કરે છે, તે માત્ર પ્રાથમિક ઉપાસકજ છે તેની ભક્તિ અને પૂજાની હજુ શરૂઆતજ છે. જે મનુષ્ય જાતિ, ધર્મ, કોમ કે દેશના ભેદનો લેશ પણ વિચાર ન કરતા દરેક ગરીબ અને દુ ખી મનુષ્યમાં શિવને સાક્ષાત્ બેઠેલા જોઇને તેને હૃદયપૂર્વક સહાય કરે છે, તેના ઉપર શિવજી, માત્ર તેમને મંદિરની મૂર્તિમાજ જોઇ શકનારા મનુષ્ય કરતા વિશેષ પ્રસન્ન થાય છે.

એક શ્રીમાન મનુષ્યનો એક બાગ હતો અને તે બાગની સંભાળ રાખનાર બે માળી હતા એ બે માળીમાંનો એક ઘણો આળસુ અને હરામખોર હતો તે કઇ કામ કરતો નહોતો, પણ જ્યારે જ્યારે તેનો શેઠ બાગમાં આવે ત્યારે એ પ્રમાદી માણસ તરતજ તેમની પાસે જઇ હાથ જોડી ખુશામત કરતો કે–વાહ, મારા શેઠ સાહેબનો ચહેરો કેવો સુદર છે ? ! તેમનો કેવો ગુણપ્રભાવ છે ? ! વગેરે પ્રશંસાવાક્યો બોલી પોતાના શેઠની સામે આનંદથી નાચવા લાગતો ! બીજો માળી એવી કશી ખુશામત—બક બક નહોતો કરતો એ તો માત્ર પોતાના બગીચામાં સખત મહેનત કરીને વિવિધ પ્રકારનાં ફલ–ફૂલ,શાક–પાન ઉત્પન્ન કરતો અને સ્વાદિષ્ટ તથા સુદર ફલ–મૂલ તેમજ શાક–ભાજી પોતાને માથે ઉચકીને ઘણે દૂર આવેલા પોતાના શેઠના ઘર સુધી જાતે જઇને પહોચાડી આવતો આ બે માળીઓમા કોના ઉપર તેનો શેઠ વિશેષ પ્રસન્ન થશે ? કહો જોઇએ ! એ બેમાં કયો માળી પોતાના પ્રભુની અધિક પ્રીતિ સંપાદન કરશે ? શિવ બગીચાના માલીક છે અને આ જગત તેમનો બાગ છે, આ બાગમા પણ એવાજ બે પ્રકારના માળી કામ કરે છે એક પ્રકારના માળી આળસુ, ઢોંગી, બહારના પોકળ આડંબરવાળા અને માત્ર મોની વાતો કરનારા છે તે કઇ સંગીન કામ કરતા નથી. તેઓ માત્ર પ્રતિમાની સામે અથવા શિવલિંગની સામે હાથ જોડીને નાચ–કૂદ કરી મૂકે છે. શિવના સુંદર નેત્રો, છટાદાર નાસિકા અને બીજા અંગ પ્રત્યંગોના ગુણ–ગાન કરે છે, ફક્ત મોઢાનાં લુખા વખાણો કરે છે પણ બીજા પ્રકારના પ્રમાણિક માળીઓ પોતાના હૃદયના ભાવ–પુષ્પો ચૂંટીને, સત્કર્મરૂપી ફલ–મૂલ એકઠા કરીને જગતની મંગલ કામનારૂપી શાક–પાનનો ટોપલો ભરીને પોતાના સ્વામીના આ વિશાળ વિશ્વમંદિરમા જાતે પહોંચાડી આવે છે, તેમજ પોતાના શિવ સ્વામીના બધા ગરીબ બાળકોની–દુ ખી અને નિર્બળ બાળકોની–પ્રાણીમાત્રની અને સમગ્ર

સૃષ્ટિની સ્નેહપૂર્વક સેવા ઉઠાવે છે દિવસ અને રાત તેમની સભાળ લે છે ત્યારે કહો જોઇએ, એ બે વર્ગના માળીઓમા શિવજીના સ્નેહભાગી—પોતાના સ્વામીના વિશેષ પ્રેમના અધિકારી—કયા વર્ગના લોકો થઇ શકશે? અવશ્ય એજ લોકો પ્રભુને પ્રિય થઇ પડશે, કે જેઓ પ્રાણતોડ પરિશ્રમ ઉઠાવીને તથા પ્રભુના બાળકોની હૃદયપૂર્વક તન, મન અને ધનથી સગીન અને વ્યાવહારિક સેવા બજાવે છે! જેઓ પિતાને પ્રસન્ન કરવા ચાહતા હોય તેમણે તેના સતાનોની સેવા પ્રથમ કરવી જોઇએ, તેમ જેઓ શુદ્ધ ભાવથી શિવની સાચી પૂજા કરવા ચાહતા હોય તેમણે એજ શિવજીની સતતિરૂપ આ સૃષ્ટિના સહાયપાત્ર પ્રાણિમાત્રની પ્રેમથી સેવા ઉઠાવવી જોઇએ સાક્ષાત્ શિવની સેવાની પણ અગાઉ શિવના સાક્ષાત્ સતાનરૂપ આ જગતના દીન દરિદ્રી અને દુખી જીવોની તન, મન, ધનથી સેવા કરવી જોઇએ માટે તમે આ વાત ખાસ લક્ષમાં રાખજો હુ તમને એજ તત્ત્વ પુન પુન કહી સભળાવુ છુ કે, જો તમારે શિવના ખરા ઉપાસક થવુ હોય, જો તમારે પ્રભુનો પ્રેમ અને પ્રસન્નતા પ્રાપ્ત કરવા હોય તો મનસા,વાચા,કર્મણા પવિત્ર બનીને જે કોઇ દુખી મનુષ્ય તમારી સહાય કે આશરો લેવા ઇચ્છે તેને કશા પણ સકોચ વિના મદદ કરો આજ સાચી સેવા છે અને આજ સત્કર્મ છે એ પવિત્ર કર્મના પ્રભાવે પ્રભુની સમીપ જવા માટનુ મુખ્ય સાધન અવશ્ય સિદ્ધ થશે, અને તેમ થતા પ્રત્યેક પ્રાણીમા વસી રહેલી સાક્ષાત્ શિવમૂર્તિના તમને દર્શન થશે—ઘટઘટમા જાગી રહેલી પરમ જ્યોતિનો તમને સાક્ષાત્કાર થશે. પરમાત્મા કઇ દૂર દેશમા રહેતો નથી, તે તો પ્રાણીમાત્રના હૃદયસિહાસન ઉપર વિરાજી રહ્યો છે. જીવમાત્રનુ હૃદય શિવજીનુ કૈલાસ—મદિર છે માટે શિવના મદિરરૂપ આપણા હૃદયને પવિત્ર રાખી જીવમાત્રના હૃદયમા બિરાજેલી સાક્ષાત્ શિવમૂર્તિની શ્રદ્ધા અને સદ્ભાવવડે સેવા કરવી જોઇએ જો દર્પણના કાચ ઉપર ધૂળ અને કાદવ ચોટેલા હશે તો તેમા આપણે સ્પષ્ટ રીતે આપણી છબી જોઇ શકીશુ નહિ એવીજ રીતે આપણા હૃદયદર્પણ ઉપર અજ્ઞાન, પાપ અને પશુવૃત્તિના થર જામેલા છે એ કાદવ—કચરાની પ્રબલ આડને લીધે હૃદયમદિરમા બિરાજેલી પ્રભુમૂર્તિના દર્શન આપણે કરી શકતા નથી સર્વથી મોટુ પાપ, સર્વથી અધમ દોષ અથવા કચરો તે આપણો તુચ્છ સ્વાર્થ છે આપણો પોતાનોજ હમેશાં વિચાર કરીને—જાણે આખુ જગત આપણે માટેજ સરજાયુ હોય એમ સમજીને, જે મનુષ્ય એમ ધારે છે કે બધાની પહેલા હુ મારૂજ પેટ ભરી લઉ, બીજાના કરતાં હુજ પૈસા એકઠા કરી લઉ, જે કઇ નજરે પડે તે બધુજ ઝાડી ઝાપટી, ઝૂટવીખૂચવીને મારા ઘરના ખૂણામા ભરી દઉ, આથી તે નીચ વિચાર અને અધમ બુદ્ધિ બીજી કઇ હોઈ શકે? વળી જે ધારે છે કે બીજાના કરતાં હુ વહેલો વહેલો સ્વર્ગે ચાલ્યો જાઉ અને બીજા બધાથી આગળ હું વહેલો વહેલો

મુક્તિ મેળવી લઉ, તે માણસ એટલોજ સ્વાર્થી અને હલકો છે જે ખરો નિસ્વાર્થી મનુષ્ય છે, તે તો પ્રસન્નતાપૂર્વક બીજાને પોતાની આગળ રસ્તો કરી આપીને કહે છે કે –"ચાલો, આનદથી આગળ વધો, હુ તમારી બધાની પછવાડે રહીશ જો સ્વર્ગનો ત્યાગ કરવાથી અથવા ઘોર નરકમા જવાથી પણ મારા ભાઇઓની મારાથી કઇ પણ સેવા કરી શકાય તો હુ ઘણી ખુશીથી નરક યાતના પણ ભોગવીશ હુ સ્વર્ગની લેશ પણ દરકાર કરતો નથી" આવી ઉદાર નિસ્વાર્થ વૃત્તિજ વિશાળ માનવહૃદયના ધર્મની કસોટી છે એવી નિસ્વાર્થ વૃત્તિ જેનામા જેટલે અશે વિશેષ હશે, તેટલે અશે તે વિશેષ ધાર્મિક છે, અને શિવની વધારે સમીપ જઇ પહોચે છે તે વિદ્વાન હોય કે મૂર્ખ હોય, તે શ્રીમાન હોય કે સામાન્ય હોય અને તે પોતે જાણતો હોય કે ન જાણતો હોય, તોપણ બીજા બધા કરતા તે શિવની વધારે સમીપ પહોંચી જાય છે બીજા બધાની અગાઉ તે પ્રભુપ્રાપ્તિ કરી શકે છે પોતાના અધમ સ્વાર્થમાજ રચ્યો પચ્યો રહેનારો મનુષ્ય કદાચ દુનિયાના બધાજ દેવમદિરોમાં ફરી વળતો હોય, તીર્થયાત્રાના બધા સ્થળોમા ભટકી આવ્યો હોય, અને ટીલા ટપકાથી પોતાના શરીરને ભલે એક વાવ કે ચિત્તા જેવુ અટાપટાવાળુ બનાવતો હોય, તોપણ નક્કી સમજવુ કે તે શિવના પ્રદેશથી ઘણો દૂર છે શિવના ખરા મદિરની હજી તેને જરાપણ ઝાખી થઇ નથી ! માટે યથાર્થ શિવપૂજા કરીને કૃતાર્થ થાઓ. ॐ शान्तिः ।

# स्वामीजीनो स्मरणस्तंभ.

પાશ્ચાત્ય પ્રદેશોમા ધર્મપ્રચારનુ કામ પરિસમાપ્ત કર્યા પછી પોતાની જન્મભૂમિ ભારતમાં પુનરાગમન કરતી વખતે પહેલવહેલુ તેમણે પામ્બાનમા પદાર્પણ કર્યું હતુ એ પ્રસગના સ્મરણમાટે રામનાદના રાજા સાહેબે એક સુંદર સ્મરણસ્તભ ઉભો કરાવ્યો છે એ સ્તભમા જે હકીકત કોતરવામા આવી છે તેનો અત્ર અનુવાદ આપવામા આવે છે

" પાશ્ચાત્ય પ્રદેશમા વેદાન્ત ધર્મનો પ્રચાર કરવાના પોતાના પવિત્ર કાર્યમા અપૂર્વ સફલતા મેળવ્યા પછી સ્વામી વિવેકાનદ પોતાના ઇગ્રેજ શિષ્યોસહિત પાછા ભારતમા પધાર્યા એ વખતે તેમણે પહેલવહેલા જે સ્થાને પગલા કર્યા, તે પવિત્ર સ્થાનમા રામનાદના રાજા શ્રી ભાસ્કર સેતુપતિએ આ સ્મરણસ્તભ બધાવેલો છે "

પામ્બાન એ હિન્દુસ્તાનની નજીકનો નાનો સરખો એક બેટ છે, ત્યાથી વહાણની મુસાફરીદ્વારા સ્વામીજી હિન્દુસ્તાનના કિનારાપર ઉતર્યા ત્યા રામનાદના

રાજા સાહેબના અન્નક્ષેત્રમા ભોજનાદિથી પરવાર્યા પછી તિરૂપિલાની નામક સ્થાને પહોચતા ત્યાના રહીશોએ સ્વામીજીને થોડો સમય રોકીને તેમનો સત્કાર કર્યો. પાછો પ્રવાસ શરૂ થયો સધ્યા થના થતામાં તો રામનાદ નજરે પડવા લાગ્યુ કિનારે ઉતર્યા પછી સ્વામીજી બેલગાડીમા બેસીને મુસાફરી કરતા હતા. પરન્તુ રામનાદની નજીક પહોચ્યા પછી તેમને એક મછવામા બેસીને મોટા તળાવને સામે પાર જવુ પડ્યુ દક્ષિણના પ્રદેશોમા એવા તળાવો ઠામ ઠામ આવેલા છે રામનાદના એ મોટા તળાવને કાંઠે સ્વામીજીનો સત્કાર કરવામાટે લોકો મોટી સખ્યામા એકઠા થયા હતા એ વિશાળ જનસમુદાયના અગ્રેસર રામનાદના રાજા સાહેબ પોતે હતા, તેમણે સ્વામીજીનો ઘણા માનસહિત સત્કાર કરીને રામનાદના પ્રતિષ્ઠિત પુરૂષો સાથે પરિચય કરાવ્યો, ત્યાથી તેઓ બધા સ્વામીજીની સાથે શહેર તરફ વળ્યા શહેરની નજીક આવતાજ સ્વામીજીના માનમા તોપોના ગગનભેદી ધડાકા થવા લાગ્યા એ વખતે સ્વામીજીને તેમના મુસાફરીના વાહનપરથી ઉતારી રાજા સાહેબની ગાડીમા બેસાડવામા આવ્યા હતા

સ્વામીજીની આસપાસ રાજાના ભાઇ વગેરે રાજાના અગરક્ષકો ગોળવર્તુળમા બિરાજ્યા હતા ગામમા આવ્યા પછી બધા નીચે ઉતરીને પગે ચાલવા લાગ્યા રાજા સાહેબ પણ એકઠા થએલા લોકોના નેતારૂપે સ્વામીજીની પાછળ પાછળ ચાલવા લાગ્યા રસ્તાની બન્ને બાજુએ તેજસ્વી મશાલો પ્રકટી રહી હતી અને દેશી તેમજ વિલાયતી બન્ને પ્રકારના વાજીત્રો જોરશોરથી વાગી રહ્યા હતા તેઓએ મછવામાથી ઉતર્યા પછી નગરમા પ્રવેશ કર્યો ત્યાસુધી બેન્ડ વાજુ વાગતુ હતુ, અને તેમા—" જુઓ વગડાવીને ડકા, વિજેતા વીર આવે છે ! " એ ગાયન મુખ્ય ગાવામા આવ્યુ હતુ અર્ધા રસ્તાસુધી એ પ્રમાણે ચાલ્યા પછી રાજા સાહેબના અત્યાગ્રહથી તેમને એક સુદર પાલખીમા બેસાડવામા આવ્યા એ પ્રમાણે તેઓ રાજાના શકરવીલા નામના મોટા મહેલમાં આવી પહોચ્યા થોડો સમય એ સુદર સ્થળમા વિશ્રામ લીધા પછી રામનાદના વિશાળ વ્યાખ્યાનમદિર તરફ બધા લોકોની સાથે વિદાય થયા સ્વામીજીના આગમન અગાઉજ એ સ્થળે લોકોની બહુ મોટી ભીડ જામી રહી હતી સ્વામીજીને નજરે દેખતાજ તેઓએ મોટે અવાજે જયઘોષ કર્યો ત્યાર પછી યથારીતિ યોજેલા સુદર આસનપર સ્વામીજીને પધરાવી રાજા સાહેબે સ્વામીજીના ગુણાનુવાદ અને હૃદયના ભાવપૂર્વક પ્રશસા કર્યા પછી,પોતાના ભાઇ શ્રીમાન રાજા દિનકર સેતુને સ્વામીજીને માટે તૈયાર કરવામા આવેલુ માનપત્ર વાચી સભળાવવાની આજ્ઞા કરી માનપત્ર પૂરૂ વચાઇ રહ્યા પછી તેને એક સુદર કારીગીરીવાળા ચાદીના દાબડામાં મૂકીને તે સન્માનપૂર્વક સ્વામીજીને સમર્પણ કરવામા આવ્યુ એ માનપત્રનો અનુવાદ હવે પછી આપવામા આવે છે



# रामनादनुं मानपत्र अने तेनो उत्तर.

શ્રીમત્ પરમહંસ યતિરાજ, દિગ્વિજયકોલાહલ, સર્વમતસમ્પ્રતિપન્ન પરમ યોગીશ્વર, શ્રીમદ્ ભગવચ્છ્રીરામકૃષ્ણપરમહંસકરકમલસંજાત, રાજાધિરાજ–સેવિત શ્રીવિવેકાનન્દસ્વામિપૂજ્યપાદેષુ —

સ્વામિન્!

આ અતિ પ્રાચીન અને ઐતિહાસિક સંસ્થાન શ્રી સેતુબંધ રામેશ્વર જેને રામનાથપુર અથવા રામનાદ તરીકે ઓળખવામાં આવે છે, ત્યાંના અમે સર્વ અધિવાસી જનો આ પવિત્ર માતૃભૂમિમાં આપનું સાદર સ્વાગત કરીએ છીએ જે સ્થાનને મહાન ધર્મવીર, આપણા પરમભક્તિભાજન, રઘુકુળતિલક પ્રબલ પ્રતાપી પ્રભુ શ્રી રામચંદ્રે, પોતાના પવિત્ર પદાર્પણથી પ્રાચીનકાળમાં પાવન કરેલું છે, એજ સ્થાને આપને આ ભારતભૂમિમાં પ્રથમ પદાર્પણ કરતી વખતે અમારા હૃદયની શ્રદ્ધા–ભક્તિ સમર્પણ કરવાને અમે સમર્થ થયા છીએ, એથી અમને પોતાને અમે પરમ સૌભાગ્યશાળી સમજીએ છીએ

આપણા પુરાણપ્રસિદ્ધ મહાન સનાતનધર્મનું ખરેખર મહત્ત્વ અને તેની ઉત્તમતાની દૃઢ છાપ પશ્ચિમના સર્વશ્રેષ્ઠ પંડિતોના હૃદયોમાં અંકિત કરવામાટે આપે જે ભગીરથ પ્રયત્ન કર્યો છે, તેની શતમુખે પણ પ્રશંસા થઇ શકે તેમ નથી. એ પવિત્ર પ્રયત્નોમાં આપને સંપૂર્ણ સફલતા મળેલી હોવાથી અમારા હૃદયને નૈસર્ગિક અભિમાન અને અત્યાનંદ પ્રાપ્ત થાય છે આપે અપ્રતિમ છટાથી સ્વચ્છ અને સરલ ભાષામાં યૂરોપ અને અમેરિકાના વિદ્વાન શ્રોતાઓને ડંકો વગાડીને જાહેર કર્યું છે, તેમજ તેમની ખાત્રી કરી આપી છે કે, હિન્દુધર્મજ વિશ્વના એક સામાન્ય ધર્મના આદર્શરૂપ છે સમગ્ર જગતના એક સામાન્ય ધર્મનું પદ પ્રાપ્ત કરવામાટે જે ઉદાર વિચારો અને મહાન તત્ત્વોની જરૂર છે, તે બધાં ભારતના મહાન ધર્મમાંજ વિદ્યમાન છે, તેમજ એ હિન્દુધર્મજ જગતની બધી જાતિ અને બધા ધર્મોના આબાલવૃદ્ધ સર્વ સ્ત્રી પુરુષોને પરમ ઉપયોગી છે તેમના સ્વભાવને અનુસરતી રીતે તેમની સઘળી જરૂરિયાતોને એજ ધર્મ પૂરી પાડી શકે તેમ છે સ્વાર્થરહિત ધર્મવૃત્તિની પવિત્ર પ્રેરણાથી ઉત્તેજિત થઇને ઉંચા અને ઉદાર હેતુઓપૂર્વક પ્રબલ સ્વાર્થત્યાગ દર્શાવીને આપે સાત સમુદ્ર અને સીત્તેર નદીઓની પેલી પાર આવેલા ઐશ્વર્યશાલી યૂરોપ અને અમેરિકાની પ્રજાઓને મહાન સત્ય અને શાન્તિનો સંદેશો પહોંચાડયો છે, અને એ મહાન દેશોમાં ભારતના આધ્યાત્મિક વિજયમહિમાનો પ્રચંડ ધ્વજ સ્થાપિત કર્યો છે આપશ્રીએ ઉપદેશ અને

દૃષ્ટાન્તથી ઉભય રીતે સમગ્ર વિશ્વમા ભ્રાતૃભાવ રાખવાની આવશ્યકતા અને સફલતાભરેલી અનુકૂળતા સિદ્ધ કરી આપી છે એ ઉપરાત પશ્ચિમમા આપના પ્રબલ પુરૂષાર્થથી આડકતરી રીતે હિન્દના અર્વાચીન ઉદાસ અને અક્રિય સતાનોના હૃદયમા, પોતાના પૂર્વજોના ધર્મનુ મહત્ત્વ અને તેનો પ્રભાવ પ્રબલ ભાવે આપે જાગ્રત કર્યો છે, તેમજ તેમના કર્મહીન જીવનમા પોતાના પ્રિય અને અમૂલ્ય ધર્મના નિરીક્ષણ તથા અભ્યાસની રૂચિ અને પ્રીતિ પ્રકટ કર્યા છે

આ પ્રકારે પૂર્વ અને પશ્ચિમ બન્ને બાજુના દેશોમા ધર્મના પુનરૂત્થાનમાટે જે નિસ્વાર્થ અને પ્રબલ પુરૂષાર્થ કર્યો છે, તેને માટે અમારો આભાર અને લાગણી દર્શાવવામાટે ભાષામા પૂરતા શબ્દો પણ નથી અમારા માન્યવર રાજા સાહેબ જે આપના એક ચુસ્ત શિષ્ય છે, તેમના ઉપર આપ જે અપૂર્વ પ્રેમ અને મમતા દર્શાવતા રહ્યા છો, તેનો પણ અત્ર ઉલ્લેખ કર્યા વિના આ માનપત્ર અપૂર્ણ રહી જાય તેમ છે આપે અનુગ્રહ કરીને ભારતમા આવીને પહેલવહેલા પગલા તેમના રાજ્યમા કર્યા, એથી અમારા નરેશ પોતાને અતુલ માન અને ગૌરવ મળેલુ સમજે છે, તેમજ પોતાને કૃતાર્થ થયા માને છે

ઉપસહાર કરતી વખતે અમે સર્વશક્તિમાન પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ કે, જે કલ્યાણ કાર્ય આવી સુદર રીતે આપે આરભ્યુ છે તેને ચાલુ રાખવામાટે તેઓ આપને લાણુ આયુષ્ય, નિરોગી શરીર અને અતુલ બળ આપે આપના પરમભક્ત અને આજ્ઞાકારી શિષ્યો સપૂર્ણ શ્રદ્ધા અને પ્રેમસહિત આપને આ માનપત્ર સમર્પણ કરે છે

રામનાદ, તા ૨૫ મી જાન્યુઆરી, ૧૮૯૭.

આ માનપત્રનો સ્વામીજીએ જે સવિસ્તર ઉત્તર આપેલો છે, તેનો અનુવાદ નીચે પ્રમાણે છે —

ભારતભૂમિપર આવી પડેલી લાબી રાત્રિ પૂરી થતી જણાય છે મોટી મુશ્કેલી અને મહાન દુખોનો અન્ત આવતો હોય એમ લાગે છે મોહાધીન મુડદુ જાણે ફરીથી જીવન મેળવીને જાગ્રત થતુ હોય એમ જણાય છે! ઇતિહાસની વાત તો દૂર રહી, પરન્તુ દતકથાઓ પણ જેના ગાઢ અધકારને ભેદી શકે એમ નથી, એવા અતિ પ્રાચીનકાલમાથી આવતી દિવ્ય વાણી સભળાવા લાગી છે જ્ઞાન, ભક્તિ અને કર્મના એક અનત હિમાલયરૂપ આપણી જન્મભૂમિ ભારતના દરેક શિખરમા પડઘા પાડતી એ પવિત્ર વાણી, મૃદુ, દૃઢ તેમજ સ્પષ્ટ ભાષામા પોતાનુ વક્તૃત્વ સભળાવે છે જેમ જેમ દિવસો જતા જાય છે તેમ તેમ એ વાણી વધારે સ્પષ્ટ, વધારે ગભીર અને વિશાળ રૂપ ધારણ કરતી જણાય છે જાણે હિમાલયના જીવનપ્રદ વાયુના સ્પર્શવડે એ મુડદાના હાડપિજરમા પણ પાછો પ્રાણ-

મચાર થયો હોયને ! એવો ભાસ કરાવતુ તે શબ્દ જાગ્રત થાય છે અસાવધાનતાની જડતા ક્રમે ક્રમે દૂર થાય છે માત્ર જેઓ અધ છે તેઓજ અથવા તો જેનુ મસ્તક ઠેકાણે નથી તેઓજ આમ જોઇ શકતા નથી, બાકી સમગ્ર જગત આખો ઉઘાડીને જોઇ રહ્યુ છે કે આપણી આ પ્રાચીન માતૃભૂમિ પોતાની લાબા સમયની ગાઢ નિદ્રાનો ત્યાગ કરીને જાગ્રત થાય છે તેની ગતિને હવે કોઇ અટકાવી શકે તેમ નથી નિદ્રા તેનાઉપર હવે અધિકાર જમાવી શકવાની નથી કોઇ બહારની શક્તિ હવે તેને અટકાવી શકે તેમ નથી કુભકર્ણની નિદ્રા ભાગી ગઇ છે અને વિશ્વ-વ્યાપી અનત શક્તિ ભારતની નસે નસમાથી ઉભી થવા લાગી છે

રામનાદના નરેશ અને રહીશ સદ્‌ગૃહસ્થો ! તમે મમતા અને પ્રેમસહિત મને સન્માન આપ્યુ છે, તેને માટે હુ મારો ખરા અત કરણનો આભાર જાહેર કરૂ છુ અને ધન્યવાદ આપુ છુ તમે મને ખરેખરા ભાવથી માન આપો છો અને મારા પર તમારી માત્ર બહારની નહિ પણ આન્તરિક પૂરેપૂરી મમતા છે એ હુ જાણી શકુ છુ, કારણ કે મોઢાના શબ્દો કરતા હૃદયની વાતો હૃદય સારી રીતે સમજી શકે છે આત્મા કશા પણ શબ્દોચ્ચાર વિના મૂગે મોઢે જરા પણ ભૂલ વિના બીજા આત્માની સાથે સ્પષ્ટ વાર્તાલાપ કરી શકે છે શ્રીમાન્ રામનાદનરેશ ! પશ્ચિમના દેશોમા જે આપણી માતૃભૂમિ અને આપણા ધર્મદેવતાની સેવામા મારા જેવા અલ્પ શક્તિમાનથી જે કઇ પણ બની શક્યુ છે, જે અમૂલ્ય ખજાનો આપણા પોતાના ઘરમા વર્ષો થયા દટાએલો છતા જેમને પોતાને તેની કશી ખબ-રજ નથી, તે તરફ આપણા સ્વદેશી બધુઓનુ ધ્યાન ખેચી તેમની લાગણી જાગ્રત કરવાનુ મારાથી જે અલ્પ કાર્ય બની શક્યુ છે, અજ્ઞાનના અધારામાં તૃષાથી તરફડી મરવા કરતા અને પારકે ઘેર ગટરમા વહેતુ ગદુ પાણી પીવા કરતા, તેમના પોતાનાજ ઘરમા અનત પ્રવાહમાં વહેતા અમૃતના નિર્મળ ઝરામાથી ઇચ્છાનુસાર સુધાપાન કરીને પોતાની તૃષા નિવારવામાટે જે કઇ પણ યત્નથી તેમને બોલાવવામાં આવ્યા છે, કર્તવ્યપરાયણ થવાને માટે આપણા લોકોને જાગ્રત કરવાનુ જે કઇ અલ્પ સ્વલ્પ કામ બન્યુ છે, દરેક કાર્યમા, દરેક વસ્તુમા એક માત્ર ધર્મજ ભારતના જીવનરૂપ છે, અને એ જ્યારે જતો રહેશે ત્યારે ભારત પણ તેની સાથેજ નાશ પામશે, સામાજિક સુધારા, રાજનીતિનુ આન્દોલન અને વ્યાવહારિક વિજ્ઞાન એ ગમે એટલુ વધારવામા આવે, તેમજ કુબેરનો અનત ભડાર તેના પ્રત્યેક બાળકના મસ્તક ઉપર રેડી દેવામા આવે, તોપણ ધર્મ વિના ભારત કદિ પણ ટકી શકશે નહિ, એવુ તેમને જે કઇક સમજાવવામા આવ્યુ છે, અને આ હેતુ સિદ્ધ કરવાને માટે મારાથી જે કઇ અલ્પ–સ્વલ્પ બની શક્યુ હોય તથા તેને માટે ભારત અને બીજા જે જે દેશમા કઇ પણ કાર્ય થયુ હોય, તો

તેને માટે એ બધા દેશો, હે રાજન્ ! મુખ્ય કરીને તમારાજ આભારી છે

કારણ કે મારા મગજમા એ વિચારના પહેલ વહેલી પ્રેરણા તમેજ કરી છે, અને પુન પુન એ કાર્ય સિદ્ધ કરવાને તમેજ મને આગ્રહપૂર્વક ઉત્તેજિત કર્યો છે જાણે તમે અતર્દષ્ટિવડે શુ થવાનુ હતુ તે આગળથીજ જાણીને એ કાર્યને માટે મારો હાથ પકડી હમેશા એક સરખી રીતે સહાય કરતા રહ્યા છો મારા હૃદયમા ઉત્સાહ સીચવાના કાર્યમા તમે કદિ પણ અટકયા નથી. એથી મારી સફલતાવડે આપ પ્રથમજ આનદ દર્શાવો છો અને ભારતમા પગ મૂકયા પછી હુ પહેલવહેલો આપનાજ રાજ્યમા આવી પહોચ્યો છુ એ યોગ્યજ થયુ છે આપ સાહેબે હમણાજ કહ્યુ તે પ્રમાણે મહાન કાર્યો આપણે કરવાના છે ભારતની અદ્ભુત શક્તિનો વિકાસ આપણે બતાવવાનો છે, અને બીજી પ્રજાઓ તેમજ જાતિઓને ઘણી બાબતો આપણે શીખવવાની છે દર્શનશાસ્ત્ર, અધ્યાત્મવિદ્યા, મધુરતા, નમ્રતા અને નિસ્વાર્થ પ્રેમ જેવા ઉચા સદ્ગુણો અને ઉત્તમ નૈતિક સિદ્ધાતોની ભારત માતૃભૂમિ છે માનવજાતિના ઉદાર વિચારોના બીજ પહેલવહેલા આપણી પુણ્યભૂમિમાજ રોપાયા છે. એ બધા મહદ્ ગુણો ભારતમા હજુ સુધી ઉજ્જવળરૂપે વિદ્યમાન છે અને મારો સમગ્ર જગતનો અનુભવ મને દઢતા તેમજ સાહસપૂર્વક બોલવાની ફરજ પાડે છે કે, હિન્દુસ્તાન હાલ પણ એ બધી બાબતોમા પૃથ્વીની બધી પ્રજાઓ કરતા શ્રેષ્ઠ અને સર્વોત્તમ છે એક આ નાના સરખા ચમત્કાર તરફ નજર કરો છેલ્લા ચાર પાંચ વર્ષમા જગતમા અનેક રાજનૈતિક ફેરફારો થયા છે પશ્ચિમના બધા દેશોમા મહાન નવા સપ્રદાયો ઉત્પન્ન થઇને યુરોપના જુદા જુદા બધા દેશોમા ચાલતી આવેલી બધી સસ્થાઓ અને આચારવિચારોને ફેરવી નાખવાને મહાન પ્રયત્નો કરી રહ્યા છે, અને અમુક અશે તેમને સફલતા પણ મળી છે આપણા દેશવાસીઓને પૂછો કે તેઓ એ બાબતમાં કઇ જાણે છે ? એ વિષે તેમણે કઇ વાચ્યુ કે સાભળ્યુ છે ? ના, એ સબધમા તેઓ કશુ જાણતા નથી પણ અમેરિકાના ચિકાગો શહેરમા એક મહાન ધાર્મિક પરિષદ્ મળી હતી અને હિન્દમાથી એક સન્યાસીને એ ધર્મસભામા ભારતનો સદેશો સભળાવવા મોકલવામા આવ્યો હતો અને તેનો એ જડવાદી સુધરેલા દેશમા પણ ઘણો સારો સત્કાર કરવામા આવ્યો હતો, એ વખતથી એ સન્યાસી પાશ્ચાત્ય દેશોમાં એજ કાર્ય કરતો રહ્યો છે, એ વાત અહીનો એક ભિક્ષુક અથવા ગરીબ મજુર પણ જાણે છે ! લોકો કહે છે કે,–" હિન્દુ બહુ સ્થૂલ અને જડબુદ્ધિવાળા છે તેઓ કોઇ પ્રકારના સુધારા કે કેળવણીમા આગળ વધવા ચાહતાજ નથી, આ વિશાળ દુનિયામા શુ ચાલે છે, તેનુ તેમને ભાનજ નથી, અને એ બધી ખબર મેળવવાને તેમને કશી દરકાર નથી " પહેલા મારૂ પણ એજ મત તરફ

અનુભવની ખામીને લીધે વલણ હતુ, પણ હવે મને જણાય છે કે અનુભવનુ શિક્ષણ કોથળાબંધ કલ્પિત વિચારો કરતાં અથવા ઉતાવળથી જગતનો પ્રવાસ કરી ઉપર ઉપરની તપાસ કરનારા તરફથી લખાએલા અનેક પુસ્તકો કરતાં, ઘણું સંગીન અને વસ્તુના ખરા સ્વરૂપને બતાવનારૂ છે એ અનુભવરૂપી ગુરૂએ મને શિખવ્યું છે કે, આપણા લોકો જડ કે સ્થૂલબુદ્ધિના નથી તેઓ ઠંડા, ધીમા કે આળસુ પણ નથી પૃથ્વી ઉપરની કોઇ પણ બીજી પ્રજાના જેટલાજ તેઓ ચારે તરફની ખબર મેળવવાને હમેશા આતુર છે, પરંતુ તેમની પસંદગી અને તેમનો ક્રમ જુદો છે આ જગતના મહાન યંત્રમા નાના નાના ચક્ર જેવી પ્રત્યેક પ્રજાએ પોતપોતાનો પાઠ ભજવવાનો છે સ્વાભાવિક રીતેજ પ્રત્યેક જાતિનો ખાસ ઉદ્દેશ હોય છે, તેનુ ખાસ દૃષ્ટિબિન્દુ અને તેનુ વ્યક્તિત્વ બીજી બધી પ્રજાઓથી વિશેષતાવાળુ અને કંઇક જુદુજ હોય છે દરેક પ્રજા અથવા જાતિ વાજીત્રના એકેક ખાસ સૂર જેવી હોય છે બધી પ્રજાઓના સૂર આ વિશ્વસંગીતમા અનુક્રમે યોજાએલા છે એ બધી જાતિના બધા સૂર મળીને એકતાનુ વાજીત્ર બને છે એજ પ્રત્યેક જાતિની જીવનશક્તિ છે, એજ ખાસ સ્વભાવ તેના પ્રજાકીય જીવનના મૂળ આધારરૂપ છે એજ નિયમ પ્રમાણે આ પવિત્ર દેવભૂમિમા, તેના પાયારૂપ, તેના મૂળ આધારસ્વરૂપ, તેના જીવનના મધ્યબિંદુસ્વરૂપ, ધર્મ—એક માત્ર ધર્મજ છે બીજી પ્રજાઓને રાજનીતિની વાતો કરવા દો, ધંધા—રોજગારથી રેલાતા ધનના ઢગલાઓ એકઠા કરવા દો, વ્યાપારના વિસ્તારથી શક્તિ અને સંપત્તિનો વિસ્તાર કરવા દો અને શારીરિક સ્વતંત્રતાની પ્રાપ્તિ કરવા દો, પણ એ બધો વ્યાવહારિક કોલાહલ હિન્દુહૃદય બિલકુલ સમજી શકતુ નથી અને સમજવા ચહાતુ પણ નથી ધર્મ, અધ્યાત્મવિદ્યા, ઈશ્વર, આત્મા, પરમાત્મા, મુક્તિ અથવા આધ્યાત્મિક સ્વતંત્રતાના વિષયને જરા સરખો પણ સ્પર્શ કરો તો તમને ખાત્રી થશે કે, આ દેશનો એક સાધારણ અભણ ખેડુત પણ આ વિષયોમા બીજા દેશોના કહેવાતા ફિલસુફો અને પંડિતો કરતા વિશેષ માહિતી ધરાવે છે એ બધા વિષયોમા તેમને સારૂ જ્ઞાન છે, અને એજ વિષય સંબંધી વિશેષ જાણવાને તે સર્વદા આતુર રહે છે ભદ્ર પુરૂષો ! એથીજ મે તમને કહ્યુ છે કે, આપણે હજી પણ જગતને કંઇક મહત્ત્વનુ જ્ઞાન આપવાનુ છે, અને એવી પ્રબલ ધર્મભાવના હિન્દની નસે નસમા વ્યાપી રહી છે તેથીજ સેંકડો વર્ષોના જોરજુલમને અને લગભગ હજાર વર્ષના વિદેશી રાજ્યકારભારના દુખોને આ પ્રાચીન જાતિ મૂગે મોઢે અને હસતે ચહેરે સહન કરતી જાણે અમર હોય તેમ જીવતી ઉભેલી છે

પ્રિય બન્ધુઓ ! હજારોવર્ષસુધી તોફાની વંટોળીયા માથાપરથી વહી ગયા છતા આપણી હિન્દુજાતિ જેવી ને તેવી સજીવન રહી છે, તેનુ કારણ માત્ર એજ

છે કે તેણે આજ સુધી ઈશ્વરનો કદિ પણ ત્યાગ કર્યો નથી. પોતાના મૃતસંજી-વની શક્તિવાળા, ધર્મ અને આધ્યાત્મિક વિદ્યાવાળા અમૂલ્ય રત્નને તે જીવથી વિશેષ સમજીને સાચવી રહી છે

આપણી એ પુરાણી પવિત્ર માતૃભૂમિમા જે ધર્મ અને અધ્યાત્મવિદ્યાના અખડ ઝરાઓ વહે છે, તેમાથી મહા પ્રવાહો છૂટીને નજીકના ભવિષ્યમા સમગ્ર જગતને પોતાના દિવ્યરસમા ડૂબાવી દેશે. નવજીવન અને નવુ ચેતન પશ્ચિમના તેમજ બીજા દેશોની જે જે પ્રજાઓ રાજદ્વારી મહત્વાકાક્ષા, રાજલોભ, સામા-જિક યોજના અને તુચ્છ સાસારિક ચીજોમા લુબ્ધ બનીને અર્ધમરેલી હીન-દશામાં આવી પડી છે, તેવી બધી પ્રજા અને જાતિઓને નવુ જીવન, નવી દ્રષ્ટિ અને નવુ ચેતન આપશે વિવિધ મત–સપ્રદાયોના અગણિત જુદા જુદા સૂરથી ભારતનુ વાતાવરણ ગાજી રહ્યુ છે, તેમાનો કોઇ સૂર બરાબર તાલમા છે અને કોઇ તાલથી બહાર ઝણઝણી ઉઠતો જણાય છે, પરન્તુ એ બધામા સ્પષ્ટ રીતે એક પ્રબલ અને મુખ્ય સૂર–સમગ્ર જગતને ગજાવી મૂકતો, રગે રગમા નવુ કપન ઉઠાવતો, મધુર ભૈરવીના પચમ તાન જેવો–બ્રહ્માડભેદી તાનથી ગાજી રહ્યો છે બીજા બધા સૂરો એ સૂરમા લય પામતા તેની સાથે મળી જાય છે એ નિશા-ભેદી મધુર ભૈરવીનો સ્વર ' ત્યાગભાવના ' છે ત્યાગના ભૈરવી તાન પાસે જાણે બીજી બધી નાની મોટી વિવિધ ભાવનારૂપ રાગણીઓ લજ્જા અને સંકોચથી મુખ છૂપાવી દેતી હોય તેમ એકાએક વિલીન થઇ જાય છે **'विषयान् विषवत् त्यज'** વિરાગભાવનાથી બધાનો ત્યાગ કર, છોડ છોડ, આ જુઠા જગતને શુ પકડી બેઠો છે ' ભારતના બધા ધર્મોનો આ મહામત્ર છે ભારતના બધા શાસ્ત્રોનો આ મુદ્રા-લેખ છે દુનિયા બે દિવસનુ સ્વપ્નુ છે, આ જગતની સકલ લીલા માયારૂપ છે, જીદગીનો ક્ષણનો પણ ભરૂસો નથી, પાણીના પરપોટા જેવી કાચી કાયા અને મિથ્યા પદાર્થોથી ભરેલી આ સસારરૂપી માયા, વૃક્ષની સધ્યા સમયની છાયાની પેઠે જોતજોતામા જતી રહેનારી છે, માટે મોહને વશ થઇ એ પળવારના સ્વપ્નમાં ડૂબી ન જા છોડ,છોડ, જગતની જુઠી માયાને છોડી દે,અને જે અનત છે, અજરામર છે, ખરા સુખ અને શાન્તિના ભડારરૂપ છે, અનતકાળ ટકી રહેનારા આનદને આપનાર છે, તે અપાર અને અનત બ્રહ્મરાજ્ય, જે આ જગ-તની માયાજાળની પેલી પાર આવેલ છે તેની પ્રાપ્તિને માટે તૈયાર થા તેને શોધી કહાડવાને માટે દૃઢ પગલે આગળ વધ જગતના આપણા ખડમા જે સ્થાને એ મહારાજ્ય આવેલુ છે, ત્યા પહોચીને અનેક અલૌકિક બુદ્ધિશાળી, નિર્ભય અને બહાદુર વીરપુરૂષોએ પોતાની દિવ્ય હૃદયજ્યોતિઓને ઝળહળાવી દીધી છે, જે પરા ક્રમી વીર પુરૂષો આ અનત કહેવાતા વિશાળ વિશ્વને પણ એક કાદવના ખાબો-

ચીઆ જેવુ સમજે છે, તેઓજ અદ્વિતીય બ્રહ્મપ્રાપ્તિને માટે આત્મપ્રદેશ તરફ આગળ વધી શકે છે બધાની મર્યાદા બાંધનારો અનંતકાળ પણ તેમની દૃષ્ટિમા હયાતી ધરાવતો નથી અને એ કાળની સીમા કૂદી જઇને તેઓ હસતા હસતા આગળ ને આગળ વધ્યે જાય છે અનંત દેશ પણ તેમની દૃષ્ટિમા કઇ વિસાતમાં નથી. એ દેશની પણ મર્યાદા તોડીને તેઓ અનંતધામને કિનારે પહોંચવાને આગળ વધે છે. મહાન ધર્મનુ એજ ગૂઢ રહસ્ય છે મનુષ્યના મહત્ત્વનો એજ ખરો ભેદ છે આ માયાને ભેદીને સકળ બ્રહ્માંડની પેલી પાર જ્યા અનંત જાગતી જ્યોતિ સર્વદા ઝળહળી રહી છે, અને અનંત અમૃતધારાના પ્રવાહો વહી રહ્યા છે, ત્યાં દૃઢ પગલે આગળ વધી પહોચીને આત્મસ્વરૂપના અમૃતપાનથી અમરપદ પ્રાપ્ત કરી લેવુ એજ આપણા ઉદાર ધર્મનો ઉંચામા ઉચો ઉદ્દેશ છે, અને એજ ધર્મમાત્રનો ખરો આત્મા છે માયાજાળને તોડવાના અને પ્રકૃતિના બળનુ ઉલ્લંઘન કરી જવાના પવિત્ર પ્રયત્નો જે રીતે કરી શકાય, જેટલી હાનિ અને જેટલા દુખો વેઠીને તે પ્રયત્નો સાધી શકાય, તે પ્રકારે સાધવાનો આપણો દૃઢ જાતિસ્વભાવ છે કોઇ પણ પ્રકારે પ્રકૃતિના મુખ ઉપરનો ઘૂમટો દૂર ખસેડી નાખી છેવટ એકવાર પણ—ગમે તે જોખમો વેઠીને ગમે તેટલા ભોગો આપીને પણ—પરમજ્યોતિના દર્શન કરવા એજ આપણી પવિત્ર પ્રજાની ખાસ પ્રકૃતિ છે. એજ આપણો ઉચ્ચ આદર્શ છે આ દેશના બધાયે માણસો એવો સંપૂર્ણ આત્મત્યાગ નહિ કરી શકતા હોય છતાં પણ તમે એમ નહિ કહી શકો કે, 'આત્મત્યાગ' એ આપણી પ્રજાનો તેના હૃદય અને આત્મા સાથે મળી ગએલો ખાસ સ્વભાવ નથી જો તમે અમારી જાતિને ઉત્સાહથી ઉદ્દીપ્ત કરીને મસ્ત બનાવવા ચાહતા હો તો તેને ફક્ત એ ત્યાગના અનંત રાજ્યનો સ્વાદ પહોંચાડો અને પછી જુઓ તે કેવા મતવાળા બની જાય છે! તમારી રાજનીતિની સૂકી વાતો, તમારા સમાજ—સુધારાના હવાઇ વિચારો, ચંચલ લક્ષ્મીને કેદ પૂરી રાખવાના તમારા ક્ષણિક ખ્યાલો અને તમારા વેપાર—રોજગારની મોટી મોટી વાતો તેઓ એક કાને સાભળી બીજે કાને કાઢી નાખશે ઘડાની પીઠપર પડતા પાણીની પેઠે તમારી એ બધી પાર્થિવ પ્રવૃત્તિ તેમના ત્યાગની પીઠપરથી પળવારમાં ઢળી જશે માત્ર તેમના હૃદયભંડારમા ઉજ્જવલ ધર્મનો અમૂલ્ય રત્નભંડારજ સચવાઇ રહેશે બન્ધુઓ! ધર્મ એજ તમારી મહાન સંપત્તિ છે એ અમૂલ્ય ધર્મ અને તત્ત્વવિદ્યાનુ તમારે સમગ્ર જગતને શિક્ષણ આપવાનુ છે

અહી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જગત પાસેથી આપણે પણ કઇ શીખવાનુ છે કે નહિ? હા જે વ્યાવહારિક જગતની આજસુધી આપણે ઉપેક્ષા કરતા આવ્યા છીએ તેને કઇક સ્વચ્છ બનાવવામાટે આપણા અધ્યાત્મમાર્ગની

અનુકૂળતા પૂરતુ વિજ્ઞાનનુ ભૌતિક જ્ઞાન આપણે બીજી જાતિઓ પાસેથી શીખવાનુ છે સમાજના બધારણમાટે વ્યાવહારિક નિયમોનુ બળ, વિવિધ શક્તિઓનો ઉપયોગ કરવાને માટે સ્થૂલ શરીર અને મનનુ બળ, તેમજ થોડા પ્રયત્નથી યાત્રિક કળાની પેઠે ઉત્તમ પરિણામ કેવી રીતે લાવવા તથા આપણા પુરૂષાર્થમા લક્ષ લગાવી સિદ્ધિ ન મળે ત્યાસુધી દૃઢ કેવી રીતે રહેવુ, એવી કેટલીક બાબતો પશ્ચિમની પ્રજા પાસેથી આપણે જરૂર શીખી લેવાની છે છતા એમા એટલુ યાદ રાખજો કે, આ પવિત્ર ભારતમા જો કોઇ પણ મનુષ્ય ખાન-પાન અને મોજ-મજાના સુખભોગનોજ પરમ પુરૂષાર્થરૂપે પ્રચાર કરવા જાય, અથવા આ જડ જગતની જડ શક્તિનેજ આદર્શ બતાવી તેની ઉપાસના કરવાનુ ભારતને શિક્ષણ આપવા જાય તો જરૂર તે મોટો મિથ્યાવાદી છે એમ જાણવુ જગતને સર્વસ્વ સમજનારા એવા વિષયીનુ આ પરમ પવિત્ર ભારતભૂમિમા સ્થાનજ નથી ભારતનુ હૃદય તેમનો એક શબ્દ સરખો પણ સાભળવા રાજી નથી, કેમકે ત્યાગ અને મુક્તિની ઉદાર ભાવનાજ ભારતનો ઉચ્ચ આદર્શ છે પશ્ચિમના સુધારાનો ગમે તેટલો પ્રભાવ અને દેખીતો ચળકાટ હોય અને સારી રીતે પૉલીશ કરીને ઐહિક શક્તિનો ગમે તેટલો અદ્‌ભુત પ્રકાશ ફેલાવવાનો તેઓ દાવો કરતા હોય, પણ હુ તેમને આ મભાના ઉચ્ચ આસન પર ઉભો રહીને તેમના મોઢાપરજ કહું છુ કે, તેમનુ એ બધુ બળ મિથ્યા છે, કેમકે જગતનો સઘળો વૈભવ ક્ષણિક અને ભ્રાન્તિરૂપ છે તેમની બધી શક્તિ અને સપત્તિ ઝાકળના બિન્દુ જેવી ક્ષણિક છે આ બધી વિશ્વલીલા એક પ્રકારની ભ્રાન્તિજ છે તેનુ ખરી રીતે અસ્તિત્વજ નથી માત્ર તે ઈશ્વર-તે સત્ય-તે આત્માજ સત્ય છે તેના સાક્ષાત્ સાધનરૂપ ફક્ત તત્ત્વચિતનજ છે એજ સત્યને તમારા પૂર્વજો હજારો વર્ષસુધી ધારણ કરી રહ્યા છે તમે પણ એજ સત્યને દૃઢતાથી વળગી રહો તુચ્છ જગત અને તેના સુખવૈભવોને નિરુપયોગી છાલા જેવા સમજીને ત્યાગની પ્રબલ ફૂકથી દૂર ઉડાવી દો

સદ્‌ગૃહસ્થો ! એ ખરૂ છે કે જડ તત્ત્વોનુ થોડુ ઘણુ જ્ઞાન, જે આધ્યાત્મિક મહાન સત્યોને ગ્રહણ કરવા જેટલી પરિપક્વ સ્થિતિને નથી પામી શક્યા એવા આપણા કેટલાક બધુઓને માટે આશીર્વાદરૂપ થઇ પડે, અને આપણી સામાન્ય વ્યાવહારિક જરૂરિયાતોને પૂરૂ પડી શકે તેવુ છે, અને તે પશ્ચિમની પ્રજાઓ પાસેથી ગ્રહણ કરવું જોઇએ

સમગ્ર દેશોની સઘળી પ્રજાઓમા એક મોટી ભૂલ હમેશા ચાલી રહેલી જણાય છે અને વિશેષ દુખની વાત એ છે કે આ વિચારપ્રધાન ભારતમા, જ્યાં આગળ એ ભ્રમની છાયા પણ નહોતી, ત્યા પણ કેટલોક સમય થયાં કોણ જાણે ક્યાથી એ ભયકર ભૂલ ઘૂસી ગઇ છે ! એ ભૂલ તે આધ્યાત્મિક મહાન સત્યોને ગ્રહણ

કરવાને હજી તૈયાર ન થઇ શક્યા હોય, એવા અનધિકારી–અપકવ–મનુષ્યોના ઉપર પણ શિરજોરીથી એ સત્યોનો બોજો મૂકવાની છે બધાનો માર્ગ એકસરખો અને એકજ ન હોઇ શકે નાના બાળકનુ અને વિશ્વવિદ્યાલયના સસ્કારી વિદ્યાર્થીનુ શિક્ષણ એકજ ન હોઇ શકે મારી શિક્ષણપદ્ધતિ તેમજ મારા અભ્યાસના સાધનો એક સરખી રીતે તમને પણ ઉપયોગી નજ બની શકે તમે સઘળા સારી રીતે જાણો છો કે, હિદુજીવનનુ પરમ લક્ષ અને તેનો ઉત્તમ આદર્શ સન્યાસાશ્રમજ છે, અને શાસ્ત્રાજ્ઞા પ્રમાણે દરેક હિન્દુ પોતાની છેલ્લી અવસ્થામાં વ્યવહારના ત્યાગપૂર્વક સન્યાસ લેવાને બધાએલો છે દરેક હિન્દુ આ સસારતરૂના કટુ ફળ ચાખ્યા પછી જીવનના પાછલા ભાગમા ત્યાગ સ્વીકારવાને બધાયો છે. જો તે આશ્રમનુ યથાર્થ પાલન ન કરે અને યથા સમયે સન્યસ્ત ન લે તો તેનું હિન્દુપણુ નષ્ટ થાય છે, પોતાને હિન્દુ તરીકે ઓળખાવવાનો તેનો હક તે ગુમાવી બેસે છે, કેમકે તેણે શાસ્ત્રની આજ્ઞાનો ભગ કર્યો છે જગતને જોઈ તેના નાશવત પ્રાણી–પદાર્થોનો અનુભવ મેળવી તેનો ત્યાગ કરીને સત્યશાશ્વત વસ્તુને માટે પોતાનુ શેષ જીવન સમર્પણ કરવુ, એ આર્યધર્મનો આદર્શ તમારા જાણવામા છે જ્યારે અનુભવ અને ઉપભોગવડે હૃદયમા ખાત્રી થાય કે આ સસાર છેક અસાર છે, જડતત્ત્વના ગોળામા વચ્ચે બધુ પોકળજ છે અને માત્ર ધૂળ–માટીમાથી બનેલા જગતમા ધૂળ–માટી સિવાય બીજુ કઇજ નથી, ત્યારેજ સસાર છોડીને પોતાના મૂળ દેશ તરફ મનુષ્યોનો આત્મા પાછો વળે છે ત્યારેજ ભ્રમથી રત્ન સમજી ગ્રહણ કરેલા કાચના ખોટા કકડાને દૂર ફેકી અમૂલ્ય આત્મરત્નની શોધને માટે તે અરણ્યની એકાન્ત જગ્યામાં ચાલ્યો જાય છે એ વખતે સસારની મોહમાયા ગમે તેટલી પ્રબળ હોવા છતાં ધર્મપ્રાણ હિન્દુના દઢ હૃદયને બાધી શકતી નથી હિન્દુધર્મનો એજ આદર્શ છે. એ વખતે મન કે જે પ્રથમ સ્વાર્થના વર્તુલમાં ફર્યા કરતુ તથા વિષય અને ઇંદ્રિયોની દિશામાં જતુ, તેજ મન હવે પોતાની ગતિ ઉલટાવીને ઉલટા આટા ફરતુ પરમજ્યોતિના પ્રદેશ તરફ ગતિ કરે છે. પ્રવૃત્તિ હવે શાન્ત થાય છે અને નિવૃત્તિનો આરભ થાય છે કોલાહલ, અશાન્તિ, દોડાદોડી અને દુખના તરગો શમી જાય છે અને તેને સ્થાને અવિચ્છિન્ન આનદ, શાન્તિ અને નિત્યસુખના પ્રવાહ વહેવા લાગે છે હિન્દુઓના આદર્શની એમાંજ સફળતા છે, પરન્તુ કઇક સાધના અને દુખભોગ વિના એ આદર્શને સહજમા સફલ કરી શકાતો નથી ત્યાગ જો કે મહાન સત્ય છે, પરતુ એ સત્ય આપણે બાળકને શિખવી શકીએ તેમ નથી. જન્મે ત્યારથી બાળક સસારને પોતાનુ સર્વસ્વ અને સુખરૂપ સમજે છે, તેનુ સઘળુ જીવન ઇંદ્રિયોમાં વ્યાપી રહ્યુ છે દિવસ પછી દિવસ જાય છે તેમ તેના જીવનનો પ્રવાસ વિષયસુખ

તરફ વધતો જાય છે. આવા છેક બાળક જેવાજ મનુષ્યો દરેક સમાજ અને જાતિમાં અનેક મળી આવે છે, તેમને આ જગતના મિથ્યા સુખોના થોડા ઘણા અનુભવની ખાસ જરૂર છે જ્યારે જગતના સ્વાર્થી મિથ્યાપણાનો તેમને પૂરેપૂરો કડવો અનુભવ મળશે ત્યારે ત્યાગની જ્યોતિ તેમના હૃદયમાં આપોઆપજ જાગી ઉઠશે એ વખતે તે વનમા વૈરાગ્યને શોધતો નહિ જાય, પણ વૈરાગ્યજ તેને શોધતો આવશે આપણા શાસ્ત્રોમા તેને માટે યોગ્ય વ્યવસ્થા સૂચવેલી છે, પરન્તુ દુર્ભાગ્યે હાલમાં સન્યાસને ઉપયોગી વેદાન્તના સિદ્ધાતો અને વિધિનિષેધના નિયમોવડે હિન્દુજાતિના સર્વસામાન્ય જનસમાજને બાધી રાખવાનો યત્ન કરવામા આવ્યો છે ભારતવાસીઓની એ એક મોટી ભૂલ થઇ છે ભારતમાં આજે દુ ખ, દારિદ્ર અને દીનતામા જે દર્શન થાય છે તે એજ ભૂલના પરિણામે ઉત્પન્ન થયા છે ગરીબ અને નિર્બલ મનના છેકજ છેલ્લા દરજ્જાના મનુષ્યની જીદગી પણ એવા પ્રબલ આધ્યાત્મિક અને નૈતિક નિયમોથી બાંધવાનો યત્ન થયો છે, કે જેનુ એ બિચારા બાળક જેવા મનુષ્યોથી કદિ પણ પાલન થઇ શકતુ નથી અને જેનો તે ઉપયોગ પણ કરી શકે તેમ નથી તે વસ્તુ ઉલટી તેના હકમા નુકસાનરૂપ થઇ પડે છે. ઘણે ઠેકાણે વેદાન્તના દિવ્ય સિદ્ધાતો એજ કારણથી માત્ર મોઢાની વાતોમાંજ સમાઇ રહેલા જણાય છે દૂર કરો, એ બધા હાથીને બાંધવાના દોરડા કીડીઓની કમરોપરથી દૂર કરો! ધર્મ અને તત્ત્વજ્ઞાનના તીવ્ર બ ધનોથી સામાન્ય લોકોને મુક્ત કરો એ દીન, દુર્બલ, પામર મનુષ્યોને સસારસુખનો છૂટથી ઉપભોગ લેવા દો જ્યારે સસારના અનુભવના તીક્ષ્ણ કાટા તેના કાળજામાં કટારની માફક ભોંકાવા લાગશે કે તે આપોઆપજ રસ્તો બદલીને ઉપર ચડવા લાગશે નીચેના રસ્તાને મિથ્યા અને દુ ખરૂપ સમજીને આપોઆપજ તે તેનાથી દૂર ભાગશે એ વખતે વૈરાગ્ય અને ત્યાગ જે પહેલા બળાત્કારે શીખવતા નહોતા સ્વીકારતા, તેને પ્રેમથી છાતીએ દાબશે. એ કુદરતી ત્યાગ તેમને આધ્યાત્મિક ક્ષેત્રમાં બહુ ઉપયોગી થઇ પડશે. સસારના અનુભવની એવી સામાન્ય સાધનાઓમા પશ્ચિમ આપણુ ગુરૂ થઇ શકશે સુખભોગના યત્નો કેવી રીતે સફળ થાય, તે આપણે પાશ્ચાત્ય જાતિ પાસેથી કંઇક શીખી શકીએ તેમ છીએ એ સાસારિક કુશળતા તેમની પાસેથી શીખતી વખતે આપણે બહુ સાવચેત રહેવાની જરૂર છે, કારણ કે બકરૂ કાઢતા ઊટ પેસી જવાનો પણ એ શિક્ષણ લેતી વખતે બહુ ભય રહે છે મારે દિલગીરી સાથે કહેવુ પડે છે કે, આજના જમાનામાં પશ્ચિમની પદ્ધતિસર શિક્ષણ લેનારા અને પાશ્ચાત્ય વિચારોને ગ્રહણ કરનારા મનુષ્યોનુ જીવન ઘણા દાખલાઓમાં થોડુ કે વિશેષ નિષ્ફળ થએલુ જણાય છે ભારતમાં આપણા રસ્તાની (ધર્માનુષ્ઠાન) ની બન્ને બાજુએ બે મોટી આપત્તિઓ ઉભેલી છે એક તરફ જુની રૂઢી અને અમુક વહે-

મોને ગ કોડાની પેઠે વળગી રહેનારો વર્ગ પોતાના કલ્પિત કર્મ–ધર્મની કરોળી
આની જાળ પાથરીને આસપાસ ઉડતી અનેક મન મક્ષિકાઓને ગુગળાવી મારે
છે, ત્યારે બીજી બાજુ ચાલુ જમાનાની ઉપરની ટાપટીપ અને પૉલીશવાળો નવો
સુધારો મોટા ગ્રાહની પેઠે મો વિકાસીને પડયો છે. આપણે એ બન્નેની વચ્ચેથી
આપણો માર્ગ શોધી કહાડવાનો છે પણ ચાલુ સ્થિતિમા તો જો કોઇ પક્ષ તરફ
નજર ઢળતી હોય તો હુ તો જુના વિચારના પક્ષ તરફજ અભિપ્રાય આપી શકુ
તેમ છુ હિન્દુસ્તાનને યૂરોપ બનાવી દેવાની નવી સુધારાની પદ્ધતિથી હુ તમને
દૂર રહેવાનીજ ભલામણ કરૂં છુ, કેમકે જુના વિચારનો માણસ વખતે અજ્ઞાની
અને વહેમી હશે અને તેની રીતભાત કઇક વિચિત્ર અને હાસ્યપાત્ર જણાશે, પરતુ
એ સામાન્ય દોષો હોવા છતા તે એક માણુસજ છે, છેક પશુ નથી, કેમકે
તેનામા શ્રદ્ધા છે દેવ, ગુરૂ અને શાસ્ત્રમા તેને વિશ્વાસ છે, તેનામા અચલ મનો-
બલ છે અને તે હમેશા પોતાના પગપરજ ઉભો રહેવાનો યત્ન કરે છે, પરન્તુ
છેકજ સાહેબ લોક બની જઇ નવા સુધારાની ધ્વજા ફરકાવનારા મનુષ્યને કશો
આધારજ નથી તે આ લોકને પણુ સિદ્ધ કરી શકતો નથી, તેમ પરલોકને પણ
સિદ્ધ કરી શકતો નથી, કેમકે ચારે મેરથી કેટલાક ઢગધડા વગરના ભેળસેળ
વિચારોનુ ભૂસુ તેના મગજમા ભરાઇ ગએલુ હોય છે તે વિચારો તેના આચાર-
વ્યવહારમા પણ ગડબડ કરી મૂકે છે તેમાં કોઇ નિયમ કે ધોરણ હોતુ નથી.
દેશ–કાળભેદે એ વિચારોનુ પાલન થઇ શકતુ નથી અને જગતના કે પોતાના
દેશના સૂર સાથે પોતાનો સૂર મેળવી શકાતો નથી તે લોકો પોતાના પગપર ઉભા
રહી શકતા નથી, અને તેમનુ મગજ દિન–રાત આમતેમ ઘૂમતુ રહે છે એ બધા
વિચિત્ર કાબ્યકલાપનુ ગૂઢ કારણ શુ છે, તે તમે જાણો છો ? આમ ચક્રપર ચડાવીને
ઉલગબરડીઓ ખવરાવીને કોની પ્રેરણા ઘુમાવે છે એ તમે કલ્પી શકો છો ?
બન્ધુઓ ! આપણા કર્તા હર્તા અને ભાગ્યવિધાતા સાહેબ લોકોમાંના થોડા ગૌરાંગ
દેવો તેની વખતે વખતે પીઠ ઠોકીને–વાહ વાહ બોલાવીને તેમની પાસે એ બધી
વિચિત્ર લીલાઓ કરાવે છે તેમની વિચિત્ર કાર્યકળાનુ એજ એક મજબૂત મૂળ
છે એવા ઢગધડાવિનાના સુધારકો સસારસુધારાના ક્ષેત્રમાં અછાજતા અને
તરગી ખ્યાલોના ઘોડાપર સ્વાર થઇને આગળ વધે છે, અને સારાસાર વિચાર્યા
વિના આપણી પરાપૂર્વની ચાલતી આવેલી શુભ પ્રથાઓ ઉપર ઉન્મત્તની પેઠે
પગ મૂકીને તેની વિરૂદ્ધમા તીવ્ર આક્ષેપો કરે છે તે બધું વિદેશી સાહેબોના પીઠ
ઠોકીને અપાતા ઉત્તેજનના પ્રતાપેજ આપણા કેટલાક રીતિ–રિવાજો અને આચાર-
વિચારોને દુષ્ટ અને ખરાબ કહેવામા આવે છે શા માટે ? તેનુ પરિણામ ખરાબ
જોઇને, તેની પૂરી તપાસ કરીને કે અન્ય કોઇ કારણથી ? નહિ, કાર્ય–કારણ

જોવાની કે પરિણામ તપાસવાની ખટપટ કોણ કરે? યૂરોપના અમુક પંડિતે મત આપ્યો કે તે ખરાબ છે, તો તે ખરાબ છે એવા ઉસ્તાદ ગુરૂનો મત મળ્યા પછી બીજી તપાસની જરૂરજ શી છે? આપણા રિવાજ અને આચાર વિચારો ખરાબ હોવાનુ મુખ્ય એજ પ્રમાણ અને કારણો તેઓ બતાવે છે અફસોસ છે કે તેમના એવા પ્રમાણ અને કારણને હુ ગ્રહણ કરી શકતો નથી જે કઇ તમારૂં પોતાનુ છે, તેના ઉપરજ આધાર રાખીને—તમારા પોતાનાજ પગપર મરતા સુધી ઉભા રહો જો જગતમા કોઇ મોટામાં મોટુ પાપ હોય તો તે મનની નબળાઇ છે નબળા બનીને આત્મવિશ્વાસ ન ગુમાવો ઘરના ઋષિઓને છોડી બહારના ગુરૂઓ શોધવા ન જાઓ સર્વ પ્રકારની નિર્બળતાનો ત્યાગ કરો, કારણ કે નબળાઇ એ માત્ર પાપજ નથી, પાપથી પણ તે વધારે ખરાબ છે, સાક્ષાત મૃત્યુજ છે! સમગ્ર જાતિના વિનાશનુ મૂળ છે! પ્રાચીન વિચારના માણસો આત્મશ્રદ્ધાવાળા, દૃઢ મનના વાસ્તવિક મનુષ્ય હતા, પરન્તુ વિદેશી વિચારોના વિમોહથી જેમના મગજ વિકૃત બની ગયા છે તેમને શુ વિશેષણ આપવુ, એ મને કઇ સૂઝતુ નથી! તેમના આચાર વિચારનો કઇજ ઢંગધડો નથી તેમને હુ મરદ, ઓરત, નાદાન, બાળક, પશુ કે શુ કહુ? સદ્‌ગૃહસ્થો! મારૂ કહેવુ એમ નથી કે પાશ્ચાત્ય વિચારો ગ્રહણ કરનારા બધા મનુષ્યો છેક આવાજ થઇ જાય છે તેમાના કેટલાક અનુકરણ કરવા જેવા શ્રેષ્ઠ પુરૂષોના ઉદાહરણરૂપ છે, અને દેશી વિચારોનુ શિક્ષણ ગ્રહણ કરવાની આપણી હિન્દુજાતિને જો જરૂર હોય તો તેઆ પ્રકારનુ-જ હોવુ જોઇએ સમગ્ર ભારતમા તેમના જેવા પરમ નિષ્ઠાવાન અને આગ્રહી, આસ્તિક હિન્દુ જવલ્લેજ મળી આવશે. તેમજ ગ્રામ્ય પાશ્ચાત્ય મધળા વિષયનો એક સાથે યોગ્યતાથી ભાવ ગ્રહણ કરનારા તેના જેવા રાજા પણ આ ભારતમા વિરલજ હશે તેમણે સપૂર્ણ વિવેકબુદ્ધિ વાપરીને પૃથ્વીના પૂર્વ—પશ્ચિમરૂપ બન્ને છેડાની સાર સાર વસ્તુ માચવી રાખી છે ભૂસો—કચરો વહેતા પવનમા ઉડી જવા દીધો છે, અને પૂર્વપશ્ચિમની ઉભય પ્રજાઓમાથી જે હિતકર અને સાત્વિક જણાયુ તેજ બધુ ભ્રમરની પેઠે તેમણે ગ્રહણ કરી લીધુ છે× "હાલમા હલકી જાતિના મનુષ્ય પાસેથી પણ તેની સપૂર્ણ ભક્તિ કરીને સારૂ જ્ઞાન મેળવી લો, એક ચાડાલ અથવા પારિયા પાસેથી તેની સેવા કરીને પણ મુક્તિનો માર્ગ પ્રાપ્ત કરી લો, અને ખરાબ કુલ અથવા હલકી જાતિમાથી પણ જો ઉત્તમ સ્ત્રીરત્ન

× " श्रद्दधानो शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परो धर्मः स्त्रीरत्नं दुष्कुलादपि ॥ " શ્રી મનુ

" अमेध्यादपि कांचनं ग्राह्यं सद्वाक्यं बालकादपि ।
सर्वतः सारमादद्यात्स्त्रीरत्नं दुष्कुलादपि ॥ " વિદુરનીતિ.

મળી શકતું હોય તો તેનું પાણિગ્રહણ કરી લો " આ વચનો આપણા મહાન્ મનુમહારાજે પોતાની સર્વોત્તમ સ્મૃતિમા લખેલા છે ભગવાન મનુનાં એ વચનો સાક્ષાત સત્યસ્વરૂપ છે. તેને હૃદયમા કોતરી આત્મવિશ્વાસથી તમારા પોતાના પગ પર ઉભા રહીને જ્યાથી મળે ત્યાથી જ્ઞાન ગ્રહણ કરો દરેક પ્રજા અને દરેક જાતિ પાસેથી જેટલુ બને તેટલુ શિક્ષણ લો જે કંઈ તમને યોગ્ય જણાય તે બધુ ગ્રહણ કરો છતાં એટલુ યાદ રાખજો કે હિન્દુઓના બધા વિષયો–વિચારો તેના પ્રજાકીય વિચારોને અધીન છે, માટે તમે બીજા પાસેથી જે કંઈ શિક્ષણ ગ્રહણ કરો, તેને સર્વદા આપણા પ્રજાજીવનના મૂળમંત્રસ્વરૂપ ધર્મને અધીન રાખજો. દરેક મનુષ્યને ખાસ કર્તવ્ય હોય છે ઈશ્વરી સંકેત અનુસાર તેમજ પોતાના કર્મોના પરિણામરૂપ દરેક મનુષ્યને અમુક કાર્ય સિદ્ધ કરવાનુ હોય છે ગમે તે સ્થિતિમા પોતાના જન્મના એ દૃષ્ટિબિન્દુઉપરથી નજર ખસેડવી ન જોઈએ રામનાદવાસી સદ્ગૃહસ્થો ! તમારામાના પ્રત્યેક મનુષ્યે પણ ખાસ કાર્ય સિદ્ધ કરવા માટે વિશેષ વ્રતસાધનને માટે જન્મ ગ્રહણ કર્યો છે જન્મ ધારણ કરતી વખતે તમારા મહાન પૂર્વજોના અનંત ભવ્ય જીવનનો અમૂલ્ય વારસો તમને મળેલો છે ઉજ્જવલ ધર્મપાલનથી તેને સફળ કરી બતાવો તમારા લક્ષ્યાવધિ પવિત્ર પૂર્વજો તમારા પ્રત્યેક કાર્ય તરફ તાકીને જોઈ રહ્યા છે, તમારા ઝીણેરજ પુરૂષાર્થની તેઓ તપાસ રાખી રહ્યા છે, માટે સાવચેત થાઓ અને પ્રાણ જાય તોપણ કર્તવ્ય માર્ગમાથી પાછા ન હઠો પ્રત્યેક હિન્દુ બાળકનો જન્મ કયુ કાર્ય સિદ્ધ કરવાને થાય છે, તે તમો જાણો છો ? મનુ મહારાજે બ્રાહ્મણને માટે કેવી સ્પર્ધા અને કેવા અભિમાનથી તેના કર્તવ્યવચનો લખેલા છે ને તમે વાચ્યા છે ? ભગવાન મનુ કહે છે કે,+ "ધર્મરૂપ રત્નભંડારના રક્ષણમાટેજ બ્રાહ્મણનો જન્મ છે " હુ કહુ છુ કે એ કાર્ય અને એ ફરજ કંઈ એકલા બ્રાહ્મણોની નથી, પણ દરેક ભારતસંતાન, પછી તે પુત્ર હોય કે પુત્રી હોય પણ જેણે આ પુણ્યભૂમિમા જન્મ ધર્યો છે, તે દરેકની છે પ્રત્યેક બાલક ધર્મભંડારના રક્ષણમાટેજ ઉત્પન્ન થાય છે બીજી બધી બાબતને આપણા જીવનના એ મૂળ ઉદ્દેશનેજ આધીન રાખવાની છે કોઈ સારા સંગીતમા એક મુખ્ય સૂર હોય છે અને બીજા બધા સૂર તેને આધીન રહી કામ કરે છે એ બધા સૂરો મુખ્ય સૂરને જ્યાસુધી બરાબર અનુસરતા રહે છે, ત્યાસુધીજ એ સંગીતના લય અને તાલ જળવાઈ રહે છે આપણા જીવનસંગીતમા પણ ધર્મનો મુખ્ય સૂર છે, અને બીજા બધા વિષયો ગૌણ સૂરરૂપે તેને અનુગત રહેવા જોઈએ કોઈ બીજી જાતિના જીવનનો મુખ્ય મંત્ર રાજ-

+ " ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
ईश्वरः सर्वभूतानां धर्मकोषस्य गुप्तये ॥ " મનુસ્મૃતિ.

નૈતિક ઉન્નતિ હોય તો તે જાતિને માટે ધર્મ અને બીજા બધા વિષયો ગૌણ રહેવા જોઇએ, પરન્તુ આપણી જાતિ બીજા બધાથી જુદી છે, આપણી પ્રજાનુ જીવન ધર્મ, ત્યાગ અને તત્ત્વવિદ્યામા સમાઇ રહ્યુ છે, આપણી જાતિનો મુદ્રાલેખ અધ્યાત્મવિચાર છે, અને મૂલ મત્ર સંસારની અસારતા છે આ જગત બધુ મિથ્યા—માત્ર ત્રણ દિવસનુ સ્વપ્ન—છે, એમ માનનારી જાતિને માટે રસાયનશાસ્ત્ર કે વિજ્ઞાન, સાસારિક સુખ, ભોગ, ઐશ્વર્ય, નામ, યશ, ધન, દોલત એ બધુ તેના મુખ્ય સૂરરૂપ ધર્મના અધિકારમાજ વશવર્તી રહેવુ જોઇએ એક ખરા હિન્દુના વર્તનનુ મહત્વ પોતાના બધા વિદેશી જ્ઞાન—વિજ્ઞાન અને શિક્ષણને અને પોતાના ધન—માન તથા પદવીને—દરેક હિન્દુ બાળકમાં જે ધર્મભાવ જન્મથીજ ઉતરે છે, તે—ધર્મભાવ એટલે કે તે તત્ત્વચિંતન અને પ્રજાશુદ્ધિના મહદ્‌ભાવને આધીન રાખવામાજ સમાએલું છે આપણામાંનો દરેક મનુષ્ય, જે જુના વિચારના જીવનની અદર પ્રજાના પ્રાણરૂપ અધ્યાત્મવિદ્યાનુ ઝરણુ વહે છે, તેને સ્વીકારી શુદ્ધ સ્ફટિક જેવા રહેનારા મનુષ્યનેજ પસદ કરશે જેની દરેક આગળીએ ટેટના હીરા જેવા પશ્ચિમની નકલના ખોટા હીરા માત્ર ઝાખા ઝાખા દેખાય છે, અને જેણે ધર્મ અને અધ્યાત્મવિદ્યાના નવુ જીવન પ્રેરનારા સત્યોવડે પોતાનુ હૃદય શોભાવ્યુ નથી તેને તે સર્વથા નાપસદ કરશે, કેમકે પહેલા પ્રકારના આધ્યાત્મિક જીવનથીજ આપણી ઉન્નતિની કઇક આશા રાખી શકાય તેમ છે આધારભૂત શક્તિ એજ જીવનમા રહેલી છે, પ્રજાનો મૂળ મત્ર તેના હૃદયમા જાગ્રત છે, માટે પ્રજામાંનો એ પ્રકારનો વર્ગ અવશ્ય ટકી રહેશે, પરન્તુ બીજો વર્ગ ત્રિશકુની ગતિ ભોગવતો આધાર વગરનો હોઇ વિનાશ પામશે જેમ અમુક વ્યક્તિના સબધમાં જો તેને મર્મસ્થાનમા કોઇ ઘા ન લાગ્યો હોય તો—અર્થાત્ હૃદય કે મગજના પ્રાણાધાર રૂપ સ્થળમા આઘાત થયો ન હોય તો બીજા સામાન્ય અગોમા ગમે તેટલુ વાગ્યુ હોય તોપણ તે પ્રાણઘાતક નિવડતુ નથી, તેમ આપણી પ્રજાના ધર્મ અને આધ્યાત્મિક મર્મસ્થાનમા જ્યાસુધી ઘા નથી લાગ્યો ત્યાસુધી તેના વિનાશનો કશો ભય નથી પરન્તુ સાથે સાથે આ વાત પણ ખાસ લક્ષ્યમા રાખજો કે જો તમે ધર્મ અને આધ્યાત્મિકતાને ત્યજી દઇને પશ્ચિમના ભપકામય સુધારા પાછળ દોડવા માડશો, તો હિન્દુજાતિનો આધાર—તમારા જીવનનો મુખ્ય મંત્ર ગુમાવીને એ ત્રણ પેઢીમાજ આ પૃથ્વીની સપાટી ઉપરથી તમારો લોપ થશે, કેમકે ધર્મજ આપણી પ્રજાનો પ્રાણ અને આત્મા છે ધર્મ છોડવાથી આપણી પ્રજાનો મેરૂદંડ જ તૂટી જશે જે મજબૂત પાયા ઉપર હજારો વર્ષના પરિશ્રમથી હિન્દુજાતિની પ્રજાકીય ઇમારત ઉભી કરવામા આવી છે, તે પાયો મૂળમાથી ઉખડી જશે અને પરિણામે હિન્દુજાતિનો સપૂર્ણ નાશ થશે

પ્રિય બધુઓ ! એ વિનાશમાંથી આપણુ રક્ષણ કરવાનો એજ માર્ગ છે કે, આપણા પ્રાચીન પૂર્વજોએ આપણને પોતાના ધર્મધન અને તત્ત્વદર્શનનો જે અખૂટ અને અમૂલ્ય વારસો આપ્યો છે, તેને આપણે જીદગીના ભોગે પણ દઢતાથી વળગી રહેવુ જોઇએ. તમે આજ સુધી એવો કોઇ પણ દેશ જોયો કે જે દેશના મહાન રાજાઓ પણ પોતાને એકાન્તસેવી નિષ્કિચન ઋષિ–મુનિના વશ ગણાવવામાં માન સમજતા હોય ? તમે એવી કોઇ સાત્વિક ભૂમિ વિષે સાંભળ્યુ છે ? એક આજ એવી પવિત્ર ભૂમિ છે બીજા સુધરેલા કહેવાતા દેશોમા મોટા ધર્માચાર્યો પણ રાજાના વશજો કહેવરાવવામાં માન સમજે છે, ત્યારે અહીના મોટા ચક્રવર્તી રાજાઓ પણ પોતાને કોઇ ઋષિ અથવા ધર્માત્માના વશના ગણાવવામાં માન સમજે છે ! તમે ધર્મ અને તત્ત્વદર્શનમા વિશ્વાસ રાખતા હો કે ન રાખતા હો, તોપણ પ્રજાકીય જીવનમાટે તમારે એ ધર્મભાવનાને દઢતાથી વળગી રહીને તેની આજ્ઞા તેમજ નિયમોને અનુસરવુ પડશે ત્યાર પછીજ તમારી આન્તરશક્તિનો બીજો હાથ લંબાવો અને જે જે ઉપયોગી હોય તે બીજી પ્રજામાંથી ગ્રહણ કરો બહારની એ દરેક ચીજને તમારા જીવનના મુખ્ય આદર્શરૂપ ધર્મના અધિકારમાજ રાખવાનુ ભૂલતા નહિ. જો તમે એટલુ કરી શકશો તો થોડાજ સમયમા એક અદ્ભુત નવુ ભારત અપૂર્વ મહિમાવાન બનીને જગતને આશ્ચર્યચકિત કરતું આવિર્ભાવ પામશે મારી દઢ ધારણા છે કે એવો સુદર ફેરફાર થવા લાગ્યો છે, અને એ શુભ દિવસ થોડાજ સમયમાં તેજસ્વી ઉદયકિરણથી ચળકી રહેશે મારી દઢ ધારણા છે કે અપૂર્વ શ્રેષ્ઠતા અને ભવ્યતાથી આ ભારતભૂમિ શોભી રહેશે, અને પ્રાચીન ઋષિ–મહર્ષિઓ કરતાં પણ મહાન પુરુષો ઉત્પન્ન થશે. તમારા સ્વર્ગવાસી પિતૃદેવતાઓ પોતાના વશજને ગૌરવભરેલી ઉચ્ચ સ્થિતિમાં જોઇને સપૂર્ણ સતોષ પામશે અને તેમને ગર્વ થશે એ તેજસ્વી દિવસ નજીક આવે છે. તેને માટે તૈયાર થાઓ બન્ધુઓ, એવા ઉજળા દિવસો લાવવાને માટે ભગીરથ પુરુષાર્થ કરો દિવસ અને રાત સત્કાર્ય કરો. સમગ્ર જગતમાં વેદાન્તનો સૂર્યોદય થયો છે હવે આ કઇ સૂઇ રહેવાનો વખત નથી. વળી એ પણ સાથે લક્ષમા રાખો કે નજીક આવતું ભારતનુ ભવિષ્ય પ્રાય આપણા કાર્ય ઉપરજ આધાર રાખે છે જુઓ આપણી પવિત્ર ભારતમાતા ધીમે ધીમે આંખો ઉઘાડે છે. તમારા પુરુષાર્થની રાહ જોતી તે નજીક આવે છે. જાગ્રત થાઓ, માતાને પણ જાગ્રત કરો અને નવી જાગ્રતિથી નવા પ્રાણ અને નવા જીવનસત્વથી તેને પહેલાંના કરતા પણ વધારે ગૌરવશાળી બનાવી, અહી તેના હમેશના સિહાસનપર પધરાવો. જે પરમાત્મા સર્વ પ્રજાના વિરાટ્ પ્રભુ છે, શિવધર્મીઓના શિવ છે, વૈષ્ણવોના વિષ્ણુ છે, કર્મકાંડીઓના બ્રહ્મા છે, બૌદ્ધોના બુદ્ધ છે, જૈનોના જિન-

રાય છે, ખ્રીસ્તીઓના ગૉડ છે અને યાહુદીઓના યહોવાહ છે, મુસલમાનોના અલ્લા છે અને વેદાન્તીઓના બ્રહ્મ છે, સર્વ ધર્મના, સર્વ પ્રજાના અને સર્વ સંપ્રદાયનાજ પ્રભુ છે, તે સર્વવ્યાપી અદ્વિતીય પરમપુરૂષ કે જેનો સંપૂર્ણ મહિમા માત્ર આપણા ભારતમાંજ સોળે કળામાં વિકાસ પામ્યો છે, એ દયામય પરમાત્મા આપણને આશીર્વાદ આપો એ પ્રભુ આપણને અભયવર આપો સર્વથા સહાય કરીને સર્વ પ્રકારની આપણને શક્તિ આપો, કે જેથી આપણે આપણા ઉચ્ચ ઉદ્દેશને આપણા જીવન અને કાર્યમાં પ્રેરી પ્રભુનો સંકેત પાર ઉતારી આપણા જીવનને સફલ કરી શકીએ

ખરૂ ઇશ્વરજ્ઞાન માત્ર ભારતનેજ પ્રાપ્ત થયુ છે, બીજી કોઇ જાતિ ખરૂ ઇશ્વરત્વ પ્રાપ્ત કરી શકી નથી તમે કદાચ મારા આ વચનો સાભળીને આશ્ચર્ય પામતા હશો, પરતુ બીજા કોઇ પણ ધર્મના શાસ્ત્રગ્રન્થો ખોલીને તેમા બતાવેલા ઇશ્વર તરફ નજર કરો બીજી બધી પ્રજાઓ અને ધર્માને પોતપોતાની જાતિનોજ એકેક ઇશ્વર અથવા દેવતા છે યાહુદીને મતે યાહુદીનો ઇશ્વર જુદો, આરબ લોકોને મતે તેમનો ઇશ્વર જુદો, ઇત્યાદિ વળી તેમનો ઇશ્વર બીજી જાતિ અથવા ઇશ્વર સાથે નિરતર યુદ્ધ કરતો જણાશે એવી રીતે એ વિવિધ પ્રજાઓના પરસ્પર વિરોધનો પણ અન્તજ નથી પરન્તુ ભારતનો ઇશ્વર કેવો છે ? સંપૂર્ણ દયામય, કૃપાનિધાન, આપણા પિતારૂપ, માતારૂપ, મિત્રરૂપ, મિત્રોના પણ મિત્રરૂપ અને આત્માના પણ આત્મારૂપ છે હિન્દુશાસ્ત્રને મતે એ ઇશ્વર માત્ર હિન્દુઓનો નહિ પણ સમગ્ર દુનિયાનો છે દેશ, ધર્મ કે સમયનો તેમને લેશ પણ ભેદ કે પક્ષપાત નથી. એ પરમાત્મા આપણા ભવ્ય મનોરથ સફલ કરો

આપણે જે કઇ આજ સુધી શ્રવણ કર્યું છે અને જે જે આપણે અભ્યાસ કર્યો છે, તે સર્વ આપણા પાચન થએલા ખોરાકની પેઠે આપણા હૃદયને પુષ્ટિકારક થાઓ દિવ્યશક્તિરૂપે તે આપણામાં પ્રકટ થાઓ. સાહસ અને શૌર્યને પ્રેરનાર થાઓ કે જેથી આપણા ભવ્ય વિચારને આપણે સફલ કરી શકીએ વળી આપણે પરસ્પર સદ્ભાવથી વર્તીએ અને ઇર્ષ્યા કે દ્વેષની છાયા પણ આપણો સ્પર્શ ન કરે શ્રી હરિ. ॐ शान्तिः शान्तिः ।

"ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ "

ॐ शान्तिः ।

સભાનુ કાર્ય સમાપ્ત થયા પૂર્વે રામનાદના રાજા સાહેબે પ્રસ્તાવ કર્યો કે, 'સ્વામીજી મહારાજનાં પવિત્ર પગલા આ વખતે રામનાદમા થયા તેના સ્મરણચિન્હ તરીકે આ સભામાંજ એક ફંડ એકઠુ કરીને, મદ્રાસના દુષ્કાળ ફંડમા એ રકમ

મોકલવાનો મારો અભિપ્રાય છે. ”

સર્વની સમ્મતિથી એજ વખતે દુષ્કાળનિવારણ ફંડ ચાલુ કરવામા આવ્યુ હતુ, જેમા રાજાસાહેબે મોટી રકમ ભરી હતી. ત્યાર પછી જયઘોષ ગજાવી સભા વિસર્જન થઇ હતી

ત્યાર પછી થોડા દિવસ રામનાદનરેશના આગ્રહથી સ્વામીજી ત્યાં રહ્યા હતા. એ વખતે દરરોજ અનેક લોકો તેમનાં દર્શનમાટે તેમજ શકા-સમાધાન અને ધાર્મિક કથા-વાર્તામાટે આવતા હતા એક દિવસ ત્યાંની ખ્રિસ્તીશાળામાં સ્વામીજીએ એક સુદર વ્યાખ્યાન આપ્યુ હતુ, અને વળતે દિવસે સ્વામીજીના માનાર્થે રામનાદના રાજમહેલમા એક દબદબાભરેલો દરબાર ભરવામા આવ્યો હતો. તેમા પણ તામિલ અને સસ્કૃતમા જુદી જુદી સસ્થાઓ તરફથી સ્વામીજીને અનેક માનપત્રો આપવામાં આવ્યા હતા એ દરબારમા પણ સ્વામીજીએ એક નાનુ સરખુ સુદર વ્યાખ્યાન આપ્યુ હતુ. તેમા તેમણે જણાવ્યુ હતુ કે,– “શ્રીમાન રામનાદનરેશની સસારની દ્રષ્ટિએ ઘણી ઉચી પદવી છે, રાજ્યાધિકારના પ્રમાણમાં તેમનાં માન-મર્યાદા પણ બહુ ઉચી કોટિના છે, તથાપિ તેઓ ધર્મ-સેવાના કાર્યમા સર્વદા સ્વાર્થરહિત સદ્ભાવથી તત્પર રહે છે અને તેમનુ મન નિરતર ઇશ્વરના ભજન-પૂજનમાજ જોડાએલુ રહે છે, માટે તેમને રાજા કે મહારાજા કહેવા કરતા રાજર્ષિનુ ઉપનામ વધારે યોગ્ય થઇ પડશે.” વગેરે

ત્યાર પછી પણ એક સમય સ્વામીજીએ બીજુ એક નાનુ ભાષણ આપ્યુ હતુ. તે ફોનોગ્રાફમા ઉતારી લેવામા આવ્યુ હતુ એ ભાષણમા સ્વામીજીએ ભારતમા શક્તિપૂજાની વિશેષ આવશ્યકતા સિદ્ધ કરી હતી. સ્વામીજીના માનમા છેલ્લો દરબાર રવિવારની સાજે ભરવામા આવ્યો હતો, અને એજ દિવસની શાન્ત રાત્રિએ તેઓ પોતાના સહવાસીઓની સાથે રામનાદથી વિદાય થયા હતા

## परमकुडिनुं मानपत्र.

રામનાદથી ઉત્તરદિશામાં પ્રયાણ કરતા રસ્તામા પરમકુડિનામક સ્થાને સ્વામીજી જ્યારે આવી પહોચ્યા, ત્યારે ત્યાના રહીશોએ ઘણી ધામધમથી સ્વામીજીનો સત્કાર કર્યો હતો, અને તેમના માનમા એક મોટી સભા ભરીને ભાવભરેલુ માનપત્ર વાંચી સભળાવવામા આવ્યુ હતુ તેમા પ્રાય એવો ઉલ્લેખ કરેલો હતો કે –

શ્રીમત્ વિવેકાનદ સ્વામી !

અમે પરમકુડિનિવાસી જનો આપના પાશ્ચાત્ય જગતના ચાલુ ચાર વર્ષના

ધાર્મિક રણુરંગ પછી, આપના પવિત્ર કાર્યની સફળતાપૂર્વક જ્યારે આપ આ દેશમાં પાછા પધારો છો, એ પ્રસગે શુદ્ધ હૃદયપૂર્વક અપૂર્વ આનદસહિત આપનુ સ્વાગત કરીએ છીએ

ચિકાગોની મહા ધર્મસભામા આપણા ધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ કરી આપવામાટે પરોપકારવૃત્તિથી તમે જે પ્રબળ પ્રયાસ કર્યો છે, અને ધાર્મિક જગતના અગણિત પ્રતિનિધિઓને આપણી પ્રાચીન ભૂમિના પવિત્ર ગુપ્ત ખજાનાથી પરિચિત કર્યા છે, તેને માટે અમારા સર્વ હિન્દવાસી બન્ધુઓની સાથે અમે પણ આનદપૂર્વક ગૌરવ માનીએ છીએ વૈદિક સાહિત્યના પવિત્ર સત્યો સ્પષ્ટ રીતે દર્શાવી આપીને આપણી પુરાણુપ્રસિદ્ધ ભારતભૂમિ તરફ પશ્ચિમની પ્રજાના જે હલકા વિચારો હતા તે સર્વ દૂર કરી, બધી વયના અને બધી સ્થિતિના બુદ્ધિશાળી મનુષ્યોને માટે આપણો ધર્મ સર્વ રીતે ગ્રહણ કરવા યોગ્ય અને સૃષ્ટિના સામાન્ય ધર્મ તરીકે ઉચ્ચપદ લેવા લાયક છે, એવુ આપે પ્રબલ રીતે પૂરવાર કરી આપ્યુ છે

આપની સાથે આપના ઉદાર વિચારોથી મુગ્ધ બનેલા અને આપની ધર્મ-સેવામા જોડાએલા, પાશ્ચાત્ય શિષ્યો પણ પ્રવાસનાં અનેક સકટો વેઠી આપની સાથેજ રહે છે, એ પરથી સ્પષ્ટ પ્રમાણિત થાય છે કે પશ્ચિમના લોકો આપનો ઉપદેશ સાંભળીને તેમજ સમજીને બેસી રહ્યા નથી, પરન્તુ તેના વ્યાવહારિક ફળો તેઓ મેળવવા લાગ્યા છે આપના ઉદાર પ્રભાવથી તેમના જીવનનુ પણ પરિવર્તન થવા લાગ્યુ છે આપની અદ્‌ભુત શક્તિ જોઇને અમને આપણા પ્રાચીન પ્રતાપી ઋષિ–મુનિઓનુ સ્મરણ થઇ આવે છે એ ઋષિ–મુનિઓ જેવી રીતે ઉગ્ર તપસ્યા અને પ્રબલ આત્મસયમવડે પરમાત્માની પ્રાપ્તિ કરી માનવજાતિના સન્માર્ગદર્શક આચાર્યો અને નેતા બની ગયા છે, એવોજ ચારિત્ર્યપ્રભાવ આપના પરોપકારી દિવ્ય જીવનમા જોઇને અમે અતીવ આનદ પામીએ છીએ.

છેવટે કૃપાસિધુ પરમાત્માને અમો પ્રાર્થના કરીએ છીએ કે, સમગ્ર માનવ-જાતિને પવિત્ર, ધાર્મિક અને આધ્યાત્મિક બનાવવામાટે એ દયાસિધુ આપને દીર્ઘ આયુષ્ય અને સપૂર્ણ સ્વાસ્થ્ય પ્રદાન કરો

આપના આજ્ઞાધીન અને પરમ આસ્તિક પરમકુડિનિવાસીઓના સાષ્ટાંગ પ્રણામ.

# परमकुडिना मानपत्रनो प्रत्युत्तर.

એ માનપત્રના ઉત્તરમા સ્વામીજીએ જે લાગણીભરેલા ઉચ્ચાર દર્શાવ્યા હતા, તેનો કેટલોક ભાગ અહી આપવામા આવે છે

પ્રિયબંધુઓ !

આપ સજ્જનોએ જેવા આદરભાવ અને પરિશ્રમથી મને માન આપ્યુ છે, તેનો કયા શબ્દોમાં મારે આભાર માનવો ? તેને માટે યોગ્ય શબ્દો પણ મને મળતા નથી. છતા જો મને બોલવા દેવામા આવે તો હુ માત્ર એટલુજ ઉમેરીશ કે મારી જન્મભૂમિ અને મારા સ્વધર્મી બંધુઓને માટે મને એટલો બધો પ્રેમ છે, કે તેઓ કદાચ મને પરમ પ્રેમથી માન આપે અથવા તિરસ્કારપૂર્વક દેશ બહાર કહાડી મૂકે, તોપણ માતૃભૂમિ અને માડીજાયા બંધુઓના પ્રેમમાં એક રજ માત્ર પણ ઓછો થાય એમ નથી, કારણ કે ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ-ભગવાને જણાવ્યુ છે કે,–" સઘળા કર્મ નિષ્કામભાવેજ કરવા જોઇએ " તે પ્રમાણે પ્રેમ પણ માત્ર પ્રેમને માટેજ રાખવો જોઇએ પશ્ચિમના દેશોમા જે કઇ કાર્ય હું કરી શક્યો છુ તે બહુ અલ્પ છે તમારામાનો કોઇ વિશેષ યોગ્ય મનુષ્ય મારા કરતાં સોગણુ સરસ કામ કરી શક્યો હોત હુ આતુરતાથી એ દિવસની રાહ જોઈ રહ્યો છું કે જે પવિત્ર દિવસે જે અધ્યાત્મવિદ્યા અને આત્મત્યાગના દિવ્ય વિચારો ભારતનાં પ્રાચીન અરણ્યોમા ઉત્પન્ન થયા છે, અને માત્ર ભારતનીજ સંપત્તિ બની રહ્યા છે, ને અમૂલ્ય સામગ્રીની જગતના એક છેડાથી બીજા છેડા સુધી આવેલા સમગ્ર દેશોમાં છૂટે હાથે લ્હાણી કરવાને, અલૌકિક આધ્યાત્મિક શક્તિવાળા અને પ્રબળ બુદ્ધિબલવાળાં ભારતસંતાનો તત્પર થઇને ઉત્સાહથી એ પવિત્ર કાર્યમા આગળ વધે

માનવજાતિના ઇતિહાસમાં એવા અનેક પ્રસંગો મળી આવે છે કે જ્યારે જગતના સુખ–વૈભવથી ઘેરાઇ રહેલી મહાન પ્રજાઓનો હાથ ઉદાસીનતાને એકા-એક પકડી લે છે જગતની ધાધલ અને તેના કોલાહલનો એ વખતે બધી પ્રજા-ઓને પૂરેપૂરો કંટાળો આવે છે. તેઓ જુએ છે કે તેમની બધી યુક્તિ–પ્રયુક્તિયો રદ જવા લાગી છે. તેમણે ઘણા લાડથી ઉછેરેલી સંસ્થાઓ અને પ્રમાણભૂત માનેલી પ્રથાઓ ચૂર્ણ–વિચૂર્ણ થઇ માટીમા મળી જવા લાગી છે, તેમના આશાના દીપક બૂઝાઇ જવા લાગ્યા છે, અને તેમના વ્યાવહારિક સંબંધો જોતજો-તામાં છૂટા થવા લાગ્યા છે. એ વખતે તેમને આ ક્ષણિક સ્થૂલ વ્યાપાર કરતા કોઇ ઉચ્ચ આત્મવ્યાપારની તૃષા જાગે છે. જગતમા બે પ્રકારના જુદા જુદા પાયા ઉપર સામાજિક જીવનની ઇમારત ઉભી કરવાના યત્નો દૃષ્ટિગોચર થાય છે તેમાનો એક ધર્મના પાયા ઉપર અને બીજો સામાજિક જરૂરિયાતોને પૂરી પાડનારી વ્યવહાર-નીતિ ઉપર આધાર રાખે છે. એકનો પાયો આધ્યાત્મિકતા છે અને બીજાનો પાયો જડવાદ છે. એકનો પાયો ઇંદ્રિયોથી અગોચર એવા આત્મવાદ ઉપર છે અને બીજાનો પાયો પંચભૂતના પ્રત્યક્ષવાદ ઉપર છે પહેલો પ્રકાર આ જડ જગતની

મર્યાદા કૂદી જઇને તેની પેલી પાર આવેલા દૂરના અનંત પ્રદેશમાં દૃષ્ટિપાત કરે છે, તે એટલે સુધી કે બીજા પ્રકારની સાથે કશો પણ સબંધ ન રાખતા માત્ર આધ્યાત્મિકભાવ ઉપરજ નિર્વાહ ચલાવવાનુ સાહસ કરે છે, ત્યારે બીજો પ્રકાર પોતાની ચોપાસ પથરાઇ રહેલી જગતની નાશવંત ચીજોમાજ સંતોષ પામીને બેસી રહે છે અને મનમા આશા રાખે છે કે, એ ભૌતિક જગતના પાયા ઉપરજ તેઓ સમાજ અને જીવનની દૃઢ ઇમારત કાયમને માટે બાંધી શકશે વખતોવખત આમાનો કોઇ અધ્યાત્મવાદવાળો પક્ષ પ્રબળ થઇ પડે છે, અને થોડા સમય પછી પાછી તેની ઉપર જડવાદની ગતિ ધસી આવતા જલતરંગોની પેઠે પોતાની જડતા રેલાવી રહે છે. એકજ દેશમા જુદે જુદે વખતે આ બન્ને પ્રકારના જુદા જુદા તરંગો અનુક્રમે આવતા જતા જણાય છે જડવાદના વિચારોની ભરતી આવે છે ત્યારે ધન–સંપત્તિ અને મોજ–મજા આપનારી કેળવણી તેમજ ખાન–પાનના વિવિધ પદાર્થો વિશેષ પ્રમાણમાં મેળવી શકાય અને સાંસારિક સુખોની વિશેષ પ્રાપ્તિ થાય એવા શિક્ષણનો આદર અને પ્રચાર થવા લાગે છે, વાસનાતૃપ્તિની ઐહિક ભાવનાઓ પોતાનો બહુજ પ્રભાવ જમાવે છે, અને થોડા સમય પછી વળી પાછી તેની અવનતિ થવા લાગે છે ધનસંપત્તિ અને સુખવૈભવની વિશેષતા થવાની સાથેજ માનવજાતિના સાંકડા હૃદયમાં છુપાઇ રહેલા ઈર્ષ્યા, દ્વેષ અને તિરસ્કાર પાછા પ્રબળ રૂપ ધારણ કરે છે વેર–ઝેર એ વખતનો યુગધર્મ થઇ પડે છે "સબ સબકી સમાલીયો, મે મેરી ફોડ લેતા હુ " એ તેમનો મુદ્રાલેખ બની જાય છે, અને ઘોર સ્વાર્થ તથા ભયંકર એકલપેટાપણુ સ્થળે સ્થળે વ્યાપી રહે છે જ્યારે આવી અવદશામા લોકો આવી પડે છે ત્યારેજ તેમને સમજાય છે કે તેમણે મહામહેનતે તૈયાર કરેલી સુખી જીદગીની યોજના છેકજ વ્યર્થ નિવડી છે ધર્મની સહાયતા વિના સુખી જીવનની જે જે યોજનાઓ કરવામા આવે તે બધી એવીજ રીતે નિષ્ફળ જાય છે એ વખતે તત્ત્વવિદ્યા અને આધ્યાત્મિક ભાવના તેમના રક્ષણમાટે અવતાર લઇને ડૂબતા જગતનો હાથ ઝાલી ઉદ્ધાર કરવાનો યત્ન ન કરે તો સમગ્ર જગત વિનાશ પામ્યા વગર ન રહે, પરન્તુ ઇશ્વિર દયાળુ છે, જેથી તેમની કૃપાથી એવે સમયે ધર્મવિચાર અને અધ્યાત્મવિદ્યા જગતની સહાયમાટે અગ્રેસર થાય છે, અને જડવાદની ઉડી ખાઇમાં ડૂબી મરતા જગતને બચાવી લે છે એ વખતે લોકો નવી આશાથી પ્રેરાઇને, નવા ઉત્સાહથી અને નવનવા ભાવથી નવુ ગૃહ તૈયાર કરવામાટે નવો પાયો નાખે છે એ વખતે ધર્મ અને આધ્યાત્મિક જીવનની ભરતી પૂર જોશમા ચડવા લાગે છે.

વળી થોડા સમય પછી ઓટ થાય છે એ વખતે પાછાં જડવાદના મોજા ચડવા માડે છે એક અચલ નિયમરૂપે પ્રથમ તો મનુષ્યોનો એક એવો વર્ગ ઉભો

થાય છે કે જે જગતની ખાસ શક્તિઓઉપર માત્ર પોતાનોજ અધિકાર સ્થાપિત કરે છે ધર્મભાવનાને આગળ રાખ્યા કરીને સ્થૂલ પદાર્થોના વિલાસ અને સંગ્રહને વધારવા માડે છે આની તાત્કાલિક અસર એ થાય છે કે (**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ** ની પેઠે) ફરીથી જડવાદ તરફજ લોકો ગતિ કરે છે એથી જુદા જુદા પ્રકારની શક્તિના સ્વતંત્ર હક્ક અને અધિકાર જાહેર કરનારા સેંકડો દ્વાર ખુલી જાય છે છેવટે પ્રજાની આધ્યાત્મિક શક્તિ ક્ષીણ થઇને તેમની વ્યાવહારિક જડ શક્તિ અને તેમના મનુષ્ય તરીકેના હક્ક ઉપર મનુષ્યોની એક નાની સંખ્યા પોતાના અધિકારનો દાવો રજુ કરે છે. એ થોડા મનુષ્યો સામાન્ય જનસમાજની ગરદનપર ઉભા રહીને તેમનાપર અધિકાર ચલાવવા માગે છે. એ વખતે જનસમાજ આત્મરક્ષાને માટે યત્ન કરવા લાગે છે, અને જડવાદ એ વખતે વિશેષ સહાયકારક થઇ પડે છે આપણી માતૃભૂમિ ભારત તરફ નજર કરશો તો તરત જણાશે કે આજકાલ અહીં એવોજ પ્રકાર ચાલી રહ્યો છે યૂરોપમાં તમારા ધર્મ અને વેદાન્તનો પ્રચાર કરવાને માટે એક જણ ગયો હતો તેના કાર્યથી તમે સંતુષ્ટ થયા છો અને તેને માન આપવાને આજે તમે એકઠા થયા છો, પરન્તુ જો યૂરોપના જડવાદે તેને માટે માર્ગ ખુલ્લો ન કરી દીધો હોત તો એ કાર્ય કદિ સફલ થાત નહિ. જડવાદ આવી રીતે જનસમાજને અચાનક સહાય કરે છે પશ્ચિમનો જડવાદ પણ અમુક દૃષ્ટિએ ભારતનો બચાવ કરવાનેજ અહીં આવ્યો છે તેણે અમુક દિશામાં ભારતના કલ્યાણનો માર્ગ ખુલ્લો કરી દીધો છે ઉચ્ચ–નીચ સર્વને માટે ઉન્નતિના દ્વાર તેણે ઉઘાડી નાખ્યા છે. બ્રાહ્મણાદિ ઉચ્ચ વર્ણોના ખાસ હક્કનો પક્ષપાતી દાવો તેણે નષ્ટ કરી નાખ્યો છે, અને જે થોડા માણસોએ પોતાના કબજામા છૂપાવી રાખેલા અમૂલ્ય રત્નોના ખજાનાનો પોતાને માટે પણ ઉપયોગ તજી દીધો હતો, તે મહાન સત્યો અર્થાત્ વેદના દિવ્ય સિદ્ધાંતોને સર્વસાધારણને માટે ખુલ્લા મૂકીને તેના ઉપર વિચાર, ચર્ચા તથા અભ્યાસ કરવાના સર્વને સમાન અધિકારી બનાવ્યા છે દુર્ભાગ્યે એ પ્રાચીન અમૂલ્ય ખજાનાનો અર્ધો ભાગ ચોરાઇ તેમજ ખોવાઇ ગયો છે, અને અર્ધો ભાગ "બીડના કૂતરા" જેવા આપમતલબી લોકોના અધિકારમા દટાએલો પડી રહ્યો છે, તેનો તેઓ પોતે પણ ઉપયોગ કરતા નથી અને બીજાને પણ ઉપયોગ કરવા દેતા નથી.

બીજા હાથપર આજકાલ જે રાજનૈતિક યોજનાઓને માટે આપણે લડત ચલાવી પ્રાણનોડ મહેનત કરી રહ્યા છીએ, તે આજે અનેક વર્ષોથી યૂરોપમા પ્રચલિત છે. સેંકડો વર્ષ સુધી તેમને અજમાવી જોવામા આવી છે, અને સામાજિક જરૂરિયાતોને પહોંચી વળવાને માટે તે બધી ખામીવાળી તેમજ અપૂર્ણ જણાઇ છે નવી નવી સંસ્થાઓ, નવી રાજપદ્ધતિઓ, નવા રાજનૈતિક સિદ્ધાંતો અને રાજ-

નૈતિક શાસન સાથે સબંધ રાખનારી અનેક પ્રણાલિઓ ઉત્પન્ન થઇ છે અને અનુભવે તે દોષવાળી લાગી છે યૂરોપ હજી સુધી કોઇ નિશ્ચયપર આવી શક્યુ નથી. શુ લેવુ અને શુ છોડી દેવુ, તેમજ કઇ તરફ વળવુ તેના કશા પણ ધોરણ વિના આજનુ સુધરેલુ યૂરોપ અશાન્તિના સાગરમાં તણાયા કરે છે! જીવનનો જુલમ ભયંકર થઇ પડયો છે. ધન–સંપત્તિનો અત્યાચાર અને વ્યભિચાર માનવજીવનની મર્યાદાને કૂદાવીને પરાકાષ્ઠાએ જઇ પહોંચ્યો છે. દેશનુ ધન, બલ અને શાસન ત્યાંના માત્ર થોડા ધનવાન માણસોજ દબાવી બેઠા છે, કે જેઓ જાતે કશો શ્રમ ન લેતા બિચારાં લાખો ગરીબ મનુષ્યોની પાસે કામ કરાવી તેમના લોહીના ભોગે મિથ્યા મોજ–મજા માણી રહ્યા છે! એ શક્તિવડે તેઓ સમગ્ર પૃથ્વીને લોહીથી ડૂબાવી શકે તેમ છે ધર્મ અને એવીજ બીજી બધી આધ્યાત્મિક ચર્ચા તેમના પગના તળીયા નીચે દબાએલી છે તેઓજ સર્વોપરિ અને સર્વત્ર અધિકાર ચલાવનારા બની રહ્યા છે ખરૂ જોતા પશ્ચિમનુ જગત એક મુઠીભર *શાઇલોકોના સખત શાસનમા ફસાએલુ છે તમે વ્યવસ્થિત બંધારણવાળા શાસનની, સ્વતંત્રતાની, સમાન હક્કની, પ્રજાકીય સત્તાની અને પાર્લામેન્ટની મહાસભાની જે બધી મોટી વાતો દૂર બેઠા બેઠા સાભળો છો, તે બધી ઠઠ્ઠા–મશ્કરીજ છે! ખરી રીતે પાશ્ચાત્ય દેશો જેમ યાહુદી "શાઇલોક" જેવા મહાલોભી શાસકના જૂલમથી ત્રાસ પામી રહ્યા છે, તેમ પૂર્વ તરફના દેશો આચાર્યો, પુરોહિતો અને ધર્મગુરૂઓના જૂલમથી ત્રાસ પામીને રૂદન કરતા બેઠા છે, અને એક બીજાને દાબમાં રાખવાને કટિબદ્ધ થઇ રહ્યા છે.

તમે ધારતા નહિ કે માત્ર એકજ વર્ગ જગતનુ કલ્યાણ કરી શકે પક્ષપાતરહિત પ્રભુની ન્યાયી સૃષ્ટિમા સર્વને સરખાજ અધિકાર મળેલા છે સર્વને તેમણે સમાનજ બનાવ્યા છે. અતિ અધમ ભયંકર રાક્ષસ જેવા મનુષ્યમા પણ ઇશ્વરે કોઇ એકાદ તો એવો સરસ ગુણ મૂકેલો હોય છે, કે જે મોટા સંત મહાત્મામા પણ નથી હોતો. નાનામા નાના તુચ્છ કીડામાં પણ એકાદ એવી કોઇ ચીજ રહેલી હોય છે કે જે સર્વથી મહાન મનુષ્યોમાં પણ નથી હોતી. એક અભણ ગરીબ મજુરમાં કશા પણ સંસ્કાર નથી, જીદગીના સુખ–વૈભવ કે મોજ–મજાનો સ્વાદ જેણે કદિ ચાખ્યોજ નથી, જેનામાં તમારા જેવી બુદ્ધિ નથી, જે તમારા વેદાન્તની દાર્શનિક ચર્ચાનો એક બ્રહ્માક્ષર પણ સમજી શકતો નથી, અને દરેક વાતમા જેને તમે ગરીબ બિચારો કહો છો, છતાં તેની પાસે પણ એક એવી ચીજ છે કે જે તમારી

* 'શાઇલોક' એટલે વિશ્વવિખ્યાત અંગ્રેજ કવિ શેક્સપિયરના "મર્ચન્ટ ઓફ વેનીસ" (વેનીસનો વેપારી) એ નામના નાટકમાંનો એક યાહુદી જાતિનો પક્કો મારવાડી, જેણે પૈસા કરજે આપતી વખતે કરેલી શરતમા જો નિયમસર પૈસા પાછા ન મળે તો કરજદારના શરીરનુ માંસ કાપી લેવાનો ઠરાવ કર્યો હતો.

પાસે નથી. ખાત્રી કરવાને માટે તેનું શરીર તમારા શરીર સાથે સરખાવો. તમારા નાજુક શરીરની પેઠે તેનુ કસાએલુ મજબૂત શરીર પરિશ્રમ કે દુ ખનુ નામ સાંભળતાં ડરી જતુ નથી, એટલુજ નહિ પણ જો તેના શરીરમાં સખત ઘા લાગ્યા હશે તો તે પણ તમારા ઘા કરતા બહુ જલદી રૂઝાઇ જશે. તેનુ જીવન અને તેની ભાવનાઓ તેના શરીરનાં અવયવોમા છે, અને એ જીવનનો આનદ તે પૂર સતોષ અને શાન્તિથી ભોગવે છે તેનુ જીવન ત્રાજવાના કાટાની પેઠે સમાન વજનમાં રહ્યુ છે, માટે મનમા નક્કી સમજવુ કે શારીરિક, માનસિક અથવા આધ્યાત્મિક શક્તિની વહેચણીમાં પરમાત્માએ સર્વત્ર ન્યાયબુદ્ધિજ જાળવેલી છે એકમાં જે વિશેષ છે તે બીજામાં ઓછુ હશે, તો તેનામા જે વિશેષ હશે તે પહેલામા ઓછું હશે. આમ એક ન્યૂનતાનો બદલો બીજી વિશેષતાથી વાળી આપ્યો છે પોતાની શક્તિની પ્રભુએ બધામાં સરખી વહેચણી કરી છે આપણે એમ માની લેવુ ન જોઇએ કે આપણેજ જગતના ઉદ્ધારક છીએ આપણે જગતને જેમ કેટલીક ચીજો શીખવવાની છે, તેમ બીજાઓ પાસેથી કેટલીક ચીજો શિખવાની પણ છે. આ જમાનામા જગત જે દિવ્ય વસ્તુની—જે આધ્યાત્મિક ધર્મની—જે પરમજ્યોતિની રાહ જોઇ રહ્યુ છે તેનુંજ શિક્ષણ આપણે જગતને આપવાનુ છે જો ધર્મના આધ્યાત્મિક પાયા ઉપર પશ્ચિમના ક્ષણભગુર સુધારાનુ બધારણ નહિ કરવામાં આવે, તો ખાત્રી રાખજો કે આવતાં પચાસ વર્ષમાં પાશ્ચાત્ય જગત અને તેનો સુધારો હતો ન હતો થઇ જશે માત્ર તલવારના જોરથી માનવહૃદય ઉપર રાજ્ય ચલાવવાનો યત્ન કરવો એ છેકજ નિરાશાજનક અને નિરુપયોગી છે. તમે જોઇ શકશો કે પશુબળવડે જગત ઉપર અધિકાર કરવાનો વિચાર જ્યા જ્યા ઉદ્‌ભવ પામે છે, તે તે સર્વ સ્થળો પોતેજ અધમ સ્થિતિને પ્રાપ્ત કરી છેવટે વિનષ્ટ થઇને ચૂર્ણ-વિચૂર્ણ બની જાય છે જડશક્તિનુ લીલાક્ષેત્ર યૂરોપ, પ્રકૃતિના સ્થૂલ બલ ઉપર ઝૂઝનારૂ યૂરોપ, પોતાની સ્થિતિ નહિ બદલાવે અને જીવનનો પાયો ધર્મના શાશ્વત પત્થરથી નહિ બાંધે, તો યાદ રાખજો કે એ જડવાદી યૂરોપ માત્ર પચાસ વર્ષના સમયમાજ ચૂર્ણ-વિચૂર્ણ થઇ માટીમાં મળી જશે.* યૂરોપને કોઇ પણ ચીજ જો બચાવી શકે તેમ હોય તો તે એકમાત્ર ઉપનિષદ્‌નો ધર્મજ છે

જુદા જુદા સંપ્રદાયોના આચાર-વિચારોથી અલગ, જુદાં જુદા ધર્મશાસ્ત્રો, તત્ત્વદર્શન અને ફિલસુફીઓથી તદ્દન સ્વતત્ર તથા સર્વમાં એક સરખો પ્રવર્તી રહેલો એવો જે આત્મનિષ્ઠાનો અર્થાત્ આત્મામાં સપૂર્ણ વિશ્વાસ રાખવાનો સિદ્ધાંત, તે સિદ્ધાંતજ સર્વ સપ્રદાયોને માટે સામાન્ય છે; અને તે સિદ્ધાંતજ સમગ્ર

* હાલના સ્વાર્થજન્ય યૂરોપીય યુદ્ધે ૫૦ ને બદલે ૨૦ વર્ષમાંજ આ વચનની સત્યતા દર્શાવી આપી છે મ શ્રી. સ. સા.

જગતના વિચારોના પ્રવાહને બદલાવી શકે તેવો મહાન છે. ભારતમાં હિન્દુ, જૈન, બાદ્ધ વગેરે સઘળા સંપ્રદાયો એકમતે સ્વીકાર કરે છે, કે આત્મા સર્વશક્તિમાન છે અને સઘળી શક્તિઓના આધારરૂપ છે તમે સારી રીતે જાણો છો કે ભારતમાં એવો કોઇ પણ મત કે સંપ્રદાય એમ નથી માનતો અથવા કહેતો, કે શક્તિ, પવિત્રતા અને પૂર્ણતા તમને કોઇ બહારના પ્રદેશમાથી મળી શકશે. તેઓ સર્વ એકમતે કહે છે કે,-"સઘળી શક્તિ પોતાના આત્મામાજ છે જન્મથી મળેલો તે આપણો વારસો તથા હક્ક છે" સ્વાભાવિક રીતેજ આપણા આત્મામાં એ બધી શક્તિઓ ભરેલી છે અપવિત્રતા અને અપૂર્ણતાનુ કલ્પિત આવરણ છવાઇ રહ્યુ હોવાથીજ તમારો ખરો સ્વભાવ, ખરો પ્રભાવ અને ખરૂ સ્વરૂપ ઢંકાઇ રહ્યા છે. એ આવરણ દૂર થતાં તરતજ તમને જણાશે કે તમે પોતે પરિપૂર્ણ છો મેરૂના જેવા અચલ અને ભીમના જેવા બલવાન છો ! તમારા પોતાના ઉપર અધિકાર ચલાવવા માટે-આત્મસંયમમાટે બહારની મદદની તમને કશીજ જરૂર નથી જાણતાં કે અજાણતા પણ અનાદિકાળથી તમે સંયમીજ છો જે કંઇ છે તે માત્ર જાણવાનુ છે, મેળવવાનુ નથી તમે તમારૂ બળ અને સ્વરૂપ જાણો એટલે તે તમને મળીજ ચૂક્યુ છે શક્તિનો જે કંઇ તફાવત જોવામા આવે છે તે માત્ર પોતાના સ્વરૂપને ન્યૂનાધિક જાણવાના પરિણામરૂપજ છે જેને લીધે આપણે આપણુ સ્વરૂપ નથી જાણી શકતા તે અવિદ્યા છે. આપણા શાસ્ત્રમા એ અવિદ્યાનેજ સર્વ પ્રકારના અજ્ઞાનનુ મૂળ કહેવામા આવી છે ભગવાનમાં અને મનુષ્યમા, સાધુમા અને સેતાનમા, પવિત્ર અને પાપીમાં ભેદ શાને ભાસે છે ? માત્ર અવિદ્યાને લીધે-અજ્ઞાનને લીધેજ. સર્વ પ્રાણીમા શ્રેષ્ઠ એવા મનુષ્યોમા અને તમારા પગતળે ધીમે ધીમે ચાલતા ઝીણા જંતુઓમાં તફાવત શાથી ? માત્ર અવિદ્યાથીજ અજ્ઞાનવડેજ બધો ભેદ ભાસે છે. એ પગ નીચે ચાલતા અલ્પ જીવજંતુમા પણ અનંત શક્તિ, જ્ઞાન, પવિત્રતા અને સાક્ષાત્ પરમ દેવતા પરમાત્મા વસે છે માત્ર તેનામા તે અવ્યક્તભાવે-અપ્રકટભાવે વસે છે અને તેનો પ્રકાશ હવે પછી થવાનો છે ભારત પોતાનુ આ મહાન સત્ય સકલ જગતને શિખવશે, કારણ કે તે સત્યનો બીજે કોઇ ઠેકાણે આવિષ્કાર થયો નથી એજ આધ્યાત્મિક ધર્મ છે એજ તત્ત્વદર્શન અથવા આત્મવિજ્ઞાન છે મનુષ્ય શ્યા બળવડે પગપર થઇ કાર્ય કરવાને શક્તિમાન બને છે ? આત્મશક્તિવડેજ જ્યાં જેટલો શક્તિનો પ્રકાશ જણાય ત્યાં આત્માનોજ તેટલો વિકાસ સમજવો શક્તિ, બળ, વીર્ય એજ આત્માનુ મુખ્ય બળ છે. શક્તિ એજ સાધુત્વ છે નબળાઇ અને દુર્બળતા એજ મહાપાપ છે. જો ઉપનિષદ્માથી બોમ્બની પેઠે કોઇપણ પ્રચંડ શબ્દ અજ્ઞાનના સમુદાય ઉપર ફૂટી તેને છિન્ન-ભિન્ન કરી નાખવાને શક્તિમાન હોય, તો તે વેદનો માનીતો અને

ઇશ્વરનો પ્રેરિત શબ્દ '**અભી**' (અભયતા) છે '**અભી**' એટલે નિડરતા. જો જગતને કોઇપણ મહાન ધર્મ શિખવવાની જરૂર હોય તો તે એક માત્ર **અભી**—નિર્ભયતાનોજ ધર્મ શિખવવાનો છે આ વ્યાવહારિક જગતમાં કે ધર્મના આધ્યાત્મિક જગતમાં 'ભય' એજ બધા પાપનું અને અધઃપાતનું મુખ્ય કારણ છે, એમાં જરા પણ સંદેહ નથી ભય, કાયરતા અને બાયલાપણામાથીજ બધા દુઃખોની ઉત્પત્તિ થાય છે ભયને લીધેજ પડતી, ભયને લીધેજ મૃત્યુ અને ભયને લીધેજ સઘળા પ્રકારની અધોગતિ થાય છે એ ભય કયાંથી ઉત્પન્ન થાય છે? આપણા સ્વભાવ અને સ્વરૂપના અજ્ઞાનને લીધેજ ભય ઉત્પન્ન થાય છે રાજા-મહારાજાઓના પણ જે ચક્રચૂડામણિ છે, સમગ્ર બ્રહ્માંડના જે ભૂપતિ છે, તેના તમે પાટવીકુમાર છો, તેના તમે વારસ છો, અરે એ સર્વસત્તાધીશ પરમાત્માનાજ તમે પોતે અંશસ્વરૂપ છો હજુ તમારો ભય નથી ગયો? ત્યારે સાંભળો તમારી શક્તિ એથી પણ અધિક છે વિશ્વવિજયી પ્રબલ અદ્વૈતવાદ કહે છે કે તમે પોતેજ સર્વશક્તિમાન ઇશ્વર છો અજ્ઞાનને લીધે તમે પોતેજ તમારૂં સ્વરૂપ ભૂલીને તમે પોતાને નાના મનુષ્ય જેવા તુચ્છ સમજો છો અધ્યાત્મવિદ્યાના અરીસામા તમારૂ પોતાનુ સ્વરૂપ જુઓ, તમારી અગાધશક્તિનો વિચાર કરો અને આલોક તથા પરલોકના ભયને સમુદ્રમાં ફેંકી દો આપણે આપણા સ્વરૂપથી ભ્રષ્ટ થયા છીએ આપણી પોતાની શક્તિ અને આપણા પોતાના સ્વભાવનુ જ્ઞાન ગુમાવી દીધુ છે, તેથીજ આપણને ભેદબુદ્ધિ સૂઝે છે હુ તમારાથી સારો છુ અથવા તમે મારાથી સારા છો, એ બધી ભેદબુદ્ધિ જ્યાંસુધી પોતાની વ્યાપકતા અને આત્માની અતુલ્ય સત્તા સમજવામા નથી આવી ત્યાસુધીજ ટકી શકે છે જ્યારે એ ભેદબુદ્ધિને ખોળામા લઇને અવિદ્યા અદૃશ્ય થાય છે, ત્યારે નિર્ભય પ્રબલ આત્મ-સ્વરૂપ આપોઆપજ જાગી ઉઠે છે. એ અભેદનો મંત્ર વેદાન્ત સિવાય બીજો કોઇ પણ ધર્મ શિખવી શકે તેમ નથી "પોતાના આત્મામાંજ સઘળી શક્તિઓ અવ્યક્ત રીતે સમાયલી છે" એ મહાન સત્ય તેમજ અભેદનો એ મહામંત્ર આપણું પવિત્ર ભારત સમગ્ર જગતને શિખવશે. જ્યારે એ અભેદવાદ અને આત્મ સ્વરૂપ તમારા સમજવામાં આવશે, ત્યારે સ્મરણમા રાખજો કે આ સકળ દૃશ્યજ બદલાઇ જશે સર્વમાં તમને આત્મસત્તા અને નિર્ભયતાનો ભાવ દેખાશે. તમે નર-નારી, પ્રાણી-પદાર્થમય આ સમગ્ર જગતને આજ સુધી જોતા હતા એથી જુદીજ આંખોએ જોવા લાગશો એ વખતે તમને જણાશે કે આ જગત પરસ્પર વેરઝેર વધારીને લડી મરવાનુ કોઇ રણક્ષેત્ર નથી. જ્યાં એક જીવાત્મા બીજા જીવાત્મા સાથે જીવતા સુધી લડયાજ કરે તથા નબળાનો નાશ થાય અને બળવાનનો વિજય થાય એવી આ કાંઇ અનંત યુદ્ધભૂમિ નથી. એ વખતે આ

જગત આપણને એક રમતના મેદાન જેવું જણાશે. આ ક્રીડાક્ષેત્રમાં સ્વયં ભગવાનજ હું, તમે અને બીજા બધાં પ્રાણીઓરૂપે અનેક શરીર ધારણ કરીને બાળકની પેઠે રમે છે આપણે સઘળા એ રમતના સોબતી છીએ. સાક્ષાત્ ભગવાનની સાથેજ દિનરાત રમીએ છીએ અને આ જગતરૂપી લીલાક્ષેત્રમાં તેમના સહાયક છીએ. તમારામાના કોઇને આ ખેલ—આ લીલા ગમે તેટલી ભયાનક, ગમે તેટલી જોખમકારક અને કુરૂપ જણાતી હોય તોપણ તે બધી રમતજ છે એ રમતને સાચી વસ્તુ તરીકે માની લેવાની નથી. આપણે તેનુ ખરૂ સ્વરૂપ ભૂલી ગયા છીએ અને ભ્રાંતિવશ થઇને પ્રભુની આ વિચિત્ર લીલાને સત્ય વ્યાપાર સમજી બેઠા છીએ. પણ જ્યારે જ્ઞાનજ્યોતિ જાગે છે અને આપણે પોતાનુ સ્વરૂપ બરાબર જાણી લઇએ છીએ, ત્યારે સર્વથી નબળા, હતભાગ્ય, પતિત અને મહાપાપી પુરૂષના હૃદયમા પણ આશાનો સચાર થાય છે તમારાજ શાસ્ત્રો તમને કહે છે કે કદિ પણ હતાશ ન થાઓ, કારણ કે તમે ઇષ્ટ અનિષ્ટ ગમે તે પ્રવૃતિ કરો પરન્તુ તમે તેના તેજ રહો છો કાર્ય અથવા તેના ક્ષણિક પરિણામથી તમારૂં સ્વરૂપ કદિ બદલાવાનુ નથી. કોઇ પણ દેશ—કાળ—સ્થિતિમાં તમે તમારા સ્વભાવનુ પરિવર્તન કરી શકો તેમ નથી. સ્વભાવ પોતેજ સ્વભાવનુ હનન કરી શકે નહિ પ્રકૃતિ પોતેજ પ્રકૃતિનો વિનાશ કેવી રીતે કરી શકે? તમે સ્વભાવથીજ સિદ્ધ છો. લાખો વર્ષ સુધી તમારી શક્તિ અને તમારો સ્વભાવ અવિદ્યાના આવરણમાં ઢંકાઇને ભલે છૂપા રહે, પરન્તુ છેવટ તે સર્વ આવરણોને ભેદીને—સર્વનો વિજય કરીને પોતાના તેજસ્વી સ્વરૂપમાં પ્રકટ થશેજ. આવી રીતે વેદાન્ત સર્વને આશા આપીને ઉત્સાહી બનાવે છે કોઇને નિરાશ અને નિસ્તેજ કરતુ નથી. વેદાન્તનુ રક્ષણ નિર્ભયતાના ડંકાથી ગાજી ઉઠે છે તે ભયના માર્ગમાં નથી વેદાન્ત એમ નથી કહેતુ કે શયતાન હમ્મેશા બાજપક્ષીની પેઠે તમારાપર ટાપી રહ્યો છે, અને એક પગલુ ભૂલ્યા તો તરત તમારી ગરદન ઉપર ચડી બેસશે વેદાન્તવાદને શયતાન અથવા તેની ભયંકર સેના સાથે સબધજ નથી. વેદાન્તનુ નામ સભળાતુ હોય ત્યાં શયતાન ઉભો પણ રહેતો નથી. વેદાન્ત તો ડંકો વગાડીને કહે છે કે—"તમે નિડર થાઓ" વેદાન્ત કહે છે કે તમારૂ નશીબ તમારા પોતાનાજ હાથમા છે. પૂર્વ જન્મનાં કર્મોવડે આ તમારૂ શરીર તમે પોતેજ ઘડ્યુ છે, એમા બીજા કોઇએ આગળી પણ લગાડી નથી. સર્વવ્યાપક, સર્વશક્તિમાન, પરમાત્મા તમારી અવિદ્યાના પડદા પાછળ છૂપાઇ રહ્યા છે અહંકારથી કરેલાં સર્વ કર્મોની જવાબદારી તમારી પોતાની છે તમારા માથાપર રહેલુ એ ઋણ તમને તમારાં કર્મોનાં ફળ ભોગવાવે છે તમારે એમ સમજવાનુ નથી કે તમારી ઇચ્છા વિનાજ તમને આ જગતમાં લાવવામાં આવ્યા છે, તમને અહી કોઇએ ફેંકી દીધા છે,

અથવા આ ભયંકર સ્થાનમાં તમને પરાણે લાવી મૂક્યા છે તમારે ખાસ જાણવું જોઇએ કે તમે પોતેજ ક્રમે ક્રમે તમારૂં શરીર અને તમારો સંસાર વેચ્યો છે. વર્તમાન સ્થિતિમાં પણ તમે એજ કરતા રહ્યા છો. તમે પોતેજ ખાઓ છો, તમારે માટે બીજું કોઇ ખાતું નથી, અને ખાઓ છો તેનું સત્વ શોષીને તમે પોતેજ તમારૂં પોષણ કરો છો બીજું કોઇ તમારે માટે સત્વ ગ્રહણ કરતું નથી. તમે પોતેજ ખાધેલા ખોરાકમાંથી લોહી, માંસ અને શરીરને ઉત્પન્ન કરો છો, બીજું કોઇ કરતું નથી. તમારી બધી બાબતો એવીજ રીતે પરાપૂર્વથી તમે પોતેજ કરતા આવ્યા છો એક સાંકળની કડીને બરાબર જાણી લેવાથી તે અનંત સાંકળને જાણી લેવાય છે જો એ સત્ય હોય કે એક પહોર પણ તમે પોતેજ તમારૂં શરીર બનાવો છો તો તમારી બધા સમયની પ્રત્યેક પળ પણ તમે એમજ કરતા આવ્યા છો અને ભવિષ્યમાં પણ તમે એમજ કરતા રહેશો, અને તેથી ઇષ્ટ-અનિષ્ટ, સારા–માઠાની સઘળી જવાબદારી તમારા પોતાનાજ ઉપર છે આ સિદ્ધાંતમાંજ આપણી મહાન આશા સમાએલી છે. " જે મે કર્યું છે તેનો નાશ પણ હુંજ કરી શકું તેમ છું "

આપણા શાસ્ત્રોમા આવો શુષ્ક કર્મવાદ છતા આપણો ધર્મ ભગવત્કૃપાનો અસ્વીકાર પણ કરતો નથી. માનવજાતિપર ઉતરતી ઇશ્વરી કરૂણાને હિન્દુધર્મ લેશ પણ છીનાવી લેતો નથી. ઇશ્વરની કૃપા તો સર્વદા આપણા કલ્યાણને માટે તૈયાર્જ છે સર્વવ્યાપક પરમાત્મા શુભાશુભરૂપ આ ભયંકર સંસારપ્રવાહથી પર હોવા છતા એ મુક્ત, અસંગ પરમ કૃપાસિંધુ સંસારના આપણા સુખ–દુઃખોમા પણ સહાય કરીને સર્વદા પેલીપાર લઇ જવાને માટે તૈયાર છે, કારણ કે એ દયા-નિધિ છે અને એ કૃપા જેઓ પવિત્ર હૃદયના હોય છે તેમનાપર નિત્ય વરસી રહી છે

આ પરથી તમે જોઇ શકો છો કે આપણી પ્રાચીન પદ્ધતિ પ્રમાણે આપણી સમાજનો નવો પાયો નાખતી વખતે ધર્મ અને વેદાન્ત અમુક મર્યાદા સુધી મુખ્ય સહાયક થશે. જો મને વધારે વખત હોત તો હું તમને સ્પષ્ટ બતાવી શકત કે પાશ્ચાત્ય પ્રજાઓ અદ્વૈતવાદના કેટલાક સિદ્ધાંતોનું શિક્ષણ હજી પણ કેવી રીતે ગ્રહણ કરી શકે તેમ છે, કારણ કે આજના જડવાદપ્રધાન રસાયન અને વિજ્ઞાનના યુગમા એક વિશિષ્ટ સગુણ ઇશ્વર કોઇ પણ રીતે નભી શકે તેમ નથી. આમ છતા બધું પ્રભુમય હોવાથી કોઇ મનુષ્ય વિચિત્ર અને કુસંસ્કારપૂર્ણ ધર્મપદ્ધતિને અનુસરે તો તેને માટે પણ આપણા ઉદાર ધર્મમાં યથેષ્ટ સ્થાન છે. જે મનુષ્યો અમુક મંદિરો અને મૂર્તિઓની ઉપાસનામાં પોતાનો ધર્મ માનતા હોય, તેઓ પણ તેમની મરજી પડે તેની ઉપાસના કરી શકે તેમ છે. જો કોઇ મનુષ્ય સાકાર

ઇશ્વરની ઉપાસના ઇચ્છતો હોય તો સાકાર ભક્તિના પણ ઉંચામાં ઉંચા વિચારો અને ઉદારમાં ઉદાર સયુક્તિક અનુપમ સિદ્ધાંતો આ આર્ય ધર્મભૂમિ ભારતમાં તૈયારજ છે જો કોઇ મનુષ્ય આજના તર્કપ્રધાનકાળમાં વિચાર કે યુક્તિવડે ધર્મને સ્વીકારવા માગતો હશે, તો તેને પણ સાકાર કે નિરાકાર–કોઇ પણ પ્રકારની ઉપાસનાના ઉત્તમ યુક્તિવાદથી ભરેલા અપૂર્વ સિદ્ધાંતો આ અતિ પ્રાચીન સનાતન મંદિરરૂપ ભારતમાંજ પ્રાપ્ત થઇ શકશે સમગ્ર સંસારના મનુષ્યો ! આવો, આ અનંત ધર્મ-રાજ્યમાં તમારી ધાર્મિક તૃષા અને ક્ષુધા નિવારી તમારા હૃદયને પરિતૃપ્ત કરો.

**ॐ शान्तिः शान्ति शान्तिः।**

# शिवगंगा अने मनमादुराना मानपत्रनो उत्तर.

પરમકુડિથી ઉત્તર તરફ આવતાં મનમાદુરા મુકામે તેની નજીકના શિવગંગા ગામના શ્રીમાન જમીનદારો અને રહેવાસીઓએ સ્વામીજીને આગ્રહથી રોકી, એક મોટી સભા ભરી એક ભાવભર્યું માનપત્ર આપ્યું હતું જેના ઉત્તરમાં સ્વામીજી નીચે પ્રમાણે બોલ્યા હતા –

સજ્જનો ! તમે શુદ્ધ હૃદયના સ્નેહપૂર્વક મારૂં જે અભિનંદન કરીને ઉપકારના મહાન ઋણનો મારા ઉપર જે ભાર મૂક્યો છે, તે ભાષામાં વ્યક્ત કરવાને હું અશક્ત છું પ્રબલ ઇચ્છા હોવા છતાં મારા શરીરની સ્વસ્થતા સારી ન હોવાથી હું લાંબું વ્યાખ્યાન આપીને તમને સંતુષ્ટ કરી શકું તેમ નથી એને માટે હું ઘણો દિલગીર છું મારા સંસ્કૃતજ્ઞ મિત્રે મારાપર અનુગ્રહ કરીને મારે માટે સુંદર વિશેષણો વાપર્યાં છે, તથાપિ મારા ઉપર પણ આ સ્થૂલશરીરનો બોજો છે. એ બોજો અજ્ઞાન કાળમાં રચેલો હોવા છતાં હાલ તો તેને ઉઠાવ્યા સિવાય ઉપાય નથી સ્થૂલશરીર સદા જડતત્ત્વોના નિયમને અને પરિસ્થિતિને અધીન છે એથી સ્વાભાવિક રીતે થાક અને વિષાદ જેવા તેના વિપરીત ધર્મો પણ તેની સાથેજ રહેલા છે પશ્ચિમના દેશોમાં મારાથી જે કંઇ અલ્પ–સ્વલ્પ કાર્ય થયું છે, તેને માટે સમગ્ર દેશમાં ઠામ ઠામ જે અપૂર્વ આનંદ અને સહાનુભૂતિ દર્શાવવામાં આવે છે, તેથી જણાય છે કે ભારતવર્ષનું હૃદય કેવું ઉદાર અને પરીક્ષક છે હું એ સદ્‌ભાવ તરફ એવી દૃષ્ટિથી જોઉં છું કે ભવિષ્યમાં જે જે મહાન આત્માઓ દેશ અને ધર્મની સેવા માટે ઉત્પન્ન થશે, તેના માર્ગને તમારો આજનો ઉત્સાહ જરૂર સરળ બનાવશે. મે જે સાધારણ યત્કિંચિત્ કાર્ય કર્યું છે તેને માટે સમગ્ર પ્રજા આટલી બધી પ્રસન્નતા બતાવીને મારી પ્રશંસા કરે છે, ત્યારે ભારતના ભાવી ધર્મવીર મહાત્માઓ, યુગપ્રવર્તક મહાપુરૂષો ઉત્પન્ન થશે તેઓ આ ઉદાર પ્રજા તરફથી કેટલું બધું

માન અને પ્રશંસા પ્રાપ્ત કરશે? આપણો દેશ–ભારતભૂમિ તે ખરેખરી ધર્મભૂમિ છે હિન્દુપ્રજા માત્ર ધર્મનેજ સારી રીતે સમજે છે. અનેક સૈકાના શિક્ષણથી હિન્દુપ્રજાએ ધર્મના દૃઢ સંસ્કાર ગ્રહણ કર્યા છે, અને તમે જાણો છો તેમ એક માત્ર ધર્મજ સમગ્ર હિન્દુપ્રજાના જીવનનું મહાવ્રત છે ઈશ્વરનો કંઈ એવો નિયમ નથી કે જગતમાં બધાએ દુકાનદાર–વેપારી, શાળાના શિક્ષક કે સારી રીતે લડનારા યોદ્ધા થવું જોઈએ પરિણામની સમાનતા સાધવામાટે જગતમાં જુદી જુદી ભાવના અને જુદા જુદા લક્ષબિન્દુવાળી અનેક ભિન્ન ભિન્ન પ્રજાઓ ઉત્પન્ન થશે, જગતની સઘળી પ્રજાની સમાનતા જાળવી રાખવામાટે પરમાત્માએ આધ્યાત્મિક એકતાનો પ્રચાર નિર્માણ કરેલો છે આપણા જે મહાન ગૌરવશાળી પૂજ્ય પૂર્વજોના વંશજ તરીકે કોઈપણ પ્રજા અભિમાન લઈ શકે, તેમની પાસેથી જે મહાન તત્ત્વ વિચારો અને કથાઓનો આપણે વારસો મેળવ્યો છે, તે હજુ સુધી છેક ગુમાવી નથી દીધો એ જોઈને મને ઘણો આનંદ થાય છે, અને ભાવી પ્રજાની ઉન્નતિ વિષે મારા હૃદયમાં આશા બંધાય છે માત્ર એટલુજ નહિ પણ મેરૂના જેવો અચળ વિશ્વાસ ઉપજે છે મારા પ્રત્યે પ્રેમ અને સદ્ભાવ બતાવવામાં આવે છે એટલા માટે નહિ પણ પ્રજાનું હૃદય ધર્મભાવનામાં દૃઢ રહ્યું છે, એ જોઈને મને હર્ષ ઉપજે છે ભારતપ્રજાનું હૃદય આટલા બધા સૈકાના ફેરફારોમાં પણ પોતાના ધર્મરૂપ લક્ષને ચૂક્યું નથી પવિત્ર પ્રાચીન ધર્મની ભૂમિ હજી સુધી જીવતી જાગતી છે કોણ કહે છે તેનું મૃત્યુ થયું છે? પરન્તુ પાશ્ચાત્ય પ્રજા આપણને ઉદ્યોગી અને ક્રિયાકુશળ જોવા ચાહેછે લડાઈના મેદાનમાં જો તેઓ આપણને ઉદ્યોગી ઈચ્છતી હોય તો જરૂર તે નિષ્ફળ થશે, કેમકે રણક્ષેત્ર આપણું ક્ષેત્ર નથી. તેમજ આપણે પણ કોઈ લડાયક જાતિને આધ્યાત્મિક ક્ષેત્રમાં ક્રિયાશીલ અને ઉદ્યોગી જોવા ચાહીએ તો આપણે પણ નિરાશ થઈએ એમ છે ધર્મ સિવાય બીજા કોઈ વિષયમાં આપણી પ્રજાનું હૃદય લીન થઈ શકતું નથી, એથી તેઓ જે પ્રકારની કાર્યકુશળતા ચાહે છે તેવી આપણે દેખાડી શકતા નથી. છતાં આપણે ક્રિયાહીન કે અનુદ્યોગી છીએ એમ પણ નથી પશ્ચિમના લોકોને અહીં આવીને જોવા દો કે આપણે તેના જેવાજ ઉદ્યોગી છીએ અને આપણી પ્રજા આગળની પેઠેજ ક્રિયાશીલ અને જીવતી જાગતી છે આપણે પહેલાંના કરતાં વધારે હીનદશામાં આવી પડયા છીએ,આપણી અધોગતિ થઈ છે એવા ખોટા વિચારો આપણે દૂર કરી દેવા જોઈએ.આપણા પ્રજાકીય જીવનનો મૂળ પાયો આજ સુધી મજબૂત ટકી રહ્યો છે તેમાં કંઈ પણ સંશય નથી તથાપિ અહીં મારે થોડાક સખત શબ્દો કહેવાના છે. આશા છે કે તમને માઠું નહિ લાગે. હમણાજ આપણી સમક્ષ ફરિયાદ કરવામાં આવી છે કે યૂરોપનો જડવાદ આપણને માટીમાં મેળવી દેવાનો યત્ન કરી રહ્યો છે, પણ હું કહું છું કે તેને માટે

યૂરોપની પ્રજા કંઇ દોષપાત્ર નથી.

દોષ આપણો પોતાનોજ છે વેદાન્તી તરીકે આપણે સર્વદા સર્વ વિષયોને આધ્યાત્મિક દૃષ્ટિથી જોવાનો વિચાર કરવો જોઇએ. આપણે વેદાન્તી હોવાથી આપણો તો સામાન્ય સિદ્ધાંત છે કે "જો આપણે પોતેજ આપણું નુકશાન ન કરીએ તો ત્રિલોકમાં એવી કોઇ શક્તિ નથી કે આપણું નુકશાન કરી શકે."દૂરના ભૂતકાળમાં દ્રષ્ટિપાત કરતાં દેખાય છે કે શંકરાચાર્યના ઉદય પહેલાં ભારતનો લગભગ એ તૃતીયાંશ ભાગ બૌદ્ધ બની ગયો હતો, અને એવીજ રીતે છેલ્લા ઇસ્લામી યુગ તરફ જોતાં પણ જણાય છે કે ભારતની પ્રજાનો એક પચમાંશ ભાગ મુસલમાન બની ગયો છે! થોડાજ સમયમાં ખ્રિસ્તીઓની સંખ્યા પણ આ દેશમાં દશ લાખથી અધિક થઇ ગઇ છે! આ કોનો દોષ છે? ઇતિહાસનો એક વિખ્યાત લેખક કહે છે કે—"જ્યારે અનંત જીવનનું ઝરણું આપણી અંદરથીજ વહે છે, ત્યારે આ ગરીબ હતભાગ્ય મનુષ્યો શા માટે ક્ષુધા તૃષાથી તરફડી મરે છે? પણ પ્રશ્ન એ ઉઠે છે કે જે દુઃખી અને ગરીબ લોકો પોતાનો ધર્મ તજીને વટલી ગયા તેમને માટે આપણે શું કર્યું? તેઓ શા માટે મુસલમાન થયા હશે? તેઓ શા માટે પોતાનો ધર્મ છોડતા હશે?" મેં ઇંગ્લાંડમાં એક સરલ અને નમ્ર સ્વભાવની બાલિકાવિષે સાંભળ્યું છે તે બાલિકાને વેશ્યાવૃત્તિ ધારણ કરવાની પૂર્વે એક આબરૂદાર સ્ત્રીએ એ પાપને રસ્તે ન જવાનું કહ્યું તેના જવાબમાં એ બાલિકાએ ઉત્તર આપ્યો કે—"લોકો આવી રીતનીજ લાગણી બતાવી રહ્યા છે. એમાં મોઢાના શબ્દો સિવાય એ લાગણીનું હું કંઇ વિશેષ પરિણામ જોઇ શકતી નથી. મને હાલ સહાય કરનાર કોઇ પણ મળતું નથી, પણ જ્યારે હું પાપાચાર કરવા લાગીશ ત્યારેજ દયાળુ સ્ત્રીઓ મને પોતાને ઘેર લઇ જશે, અને મારે માટે અનેક વાના કરશે" એવીજ રીતે એ બિચારા પામર મનુષ્યો વટલી ગયા ત્યાંસુધી કોઇને કશો વિચારજ ન થયો, પણ હવે આપણે તેમને માટે રડીએ છીએ અને નુકશાનનો વિચાર કરીને હાયવોય કરીએ છીએ, પણ તેઓ જ્યારે દુઃખી અને લાચાર હતા ત્યારે આપણે તેમને માટે શું કર્યું હતું? આપણા હાથમાં જ્ઞાનની મશાલ રાખીને કેટલે દૂર સુધી આપણે સત્યનો પ્રકાશ તેમને દેખાડયો છે? આપણે તેમને બિલકુલ મદદ કરી નહોતી. તેમના દુઃખ અને દીનતા તરફ નજર પણ કરી નહોતી એ આપણો પોતાનોજ દોષ છે, આપણા પોતાનાજ કર્મનું ફળ છે, બીજા કોઇને દોષ દેવાની જરૂર નથી આપણા પોતાનાંજ કર્મ અને અજ્ઞાનનો દોષ સમજવો જોઇએ તમે પોતે જો તમારૂં હિત કરવા તત્પર હો, તો પછી જગતમાં બીજો કોણુ તમારૂં અહિત કરી શકે તેમ છે? જડવાદ, મુસલમાન કે ખ્રિસ્તીધર્મ અથવા જગતનો બીજો કોઇ પણ મત-પંથ, જો તમે જાતે તેને આવવા દીધો

ન હોત તો, કદિ પણ પોતાનો પ્રભાવ જમાવી શકત નહિ જો શરીરને ખરાબ ખોરાકથી, દુર્ગુણોથી, નિયમભગથી, બીજા દોષોથી તેમજ બેદરકારીથી આપણે જાતેજ હીનવીર્ય, અપવિત્ર તેમજ નિર્માલ્ય ન બનાવી દઇએ, તો જીવનને હાનિ કરનારા ઝીણા જતુઓ કદિ પણ શરીર ઉપર આક્રમણ કરી શકતા નથી. સપૂર્ણ આરોગ્યવાળો મનુષ્ય ઢગલાબધ ઝેરી જતુઓની વચ્ચે પણ કોઇ પણ જાતની હાનિ કે અસર વિના સ્વસ્થ રહી શકે છે એવીજ-રીતે આપણે પણ આપણા પ્રજારૂપી શરીરની સભાળ રાખી, તેને દુર્ગુણી અને મલિન મનવા ન દીધુ હોત તો બીજી કોઇ પણ પ્રજાનો ચેપ તેને લાગી શકતજ નહિ, પરન્તુ આપણે આપણી પ્રજાના ગરીબ અને દુખી અગને પૂર્વે કશી પણ સહાય કરી નહોતી, માટે ખ્રિસ્તી અને મુસલમાન વગેરે બીજી પ્રજાના દોષ કહાડવા પહેલા આપણે આપણા દોષ જોવા જોઇએ હજી પણ આપણી એ રીતભાત બદલવાનો યોગ્ય સમય છે

પ્રથમ તો જે નકામા વિષયોની નિરર્થક ચર્ચા છેક પ્રાચીનકાળથી આપણે કરતા આવ્યા છીએ, અને અનેક નિરુપયોગી બાબતોમાટે જૂના કાળથીજ લડતા આવ્યા છીએ એ સર્વનો ત્યાગ કરો વાણીના એ ખોટા ઝગડામા કઇ પણ બુદ્ધિનુ લક્ષણનથી છેલ્લા છ સાત સૈકામા જે આપણી ઉતરોત્તર અધોગતિ થવા લાગી છે તેનાપર નજર કરો પ્રૌઢ અને સમજુ ગણાતા સેકડો મનુષ્યો આજે અનેક વર્ષો થયાં એવીજ નિર્માલ્ય ચર્ચા કરતા આવ્યા છે, કે પાણીનો પ્યાલો ડાબા હાથમા લઇને પાણી પીવુ કે જમણા હાથમાં? હાથ ત્રણ વખત ધોવા જોઇએ કે ચાર વખત? કોગળા પાચ વખત કરવા કે છ વખત ' ટીલા-ટપકા આવી રીતે કરવા કે તેવી રીતે? આવા આવા ઉત્તમ અને બારીક પ્રશ્નોની ચર્ચા કરવામાજ જે મનુષ્યો પોતાની અમૂલ્ય જીદગીનો મોટો ભાગ પસાર કરતા પશુજીવન ભોગવે છે, તેમની પાસેથી તમે શી આશા રાખી શકો? એવાજ પ્રશ્નો ઉપર મોટી પાડિત્ય ભરેલી યુક્તિ-પ્રયુક્તિઓ તથા પ્રમાણોની લડત ચલવ્યા કરીને, એવા અસીમ મહત્ત્વવાળા (!) વિષયો તથા દેવદુર્લભ ફિલસફીઓ (!) ડોહોળતા બેઠા છે, તેમને દેશહિત કે ધર્મસેવા જેવા સામાન્ય વિષયોને માટે કયાથી વખત મળે? આપણો ધર્મ રસોડામાજ પૂરાઇ રહેશે એવો ભય ચાલુ પરિસ્થિતિ જોતા રહે છે આ વખતે આપણે ક્યા ધર્મના અને કઇ સ્થિતિના છીએ? સેકડે એકાદ ટકા સિવાય બાકીનો આપણો મોટો ભાગ કયા ધર્મ કે પથમા છે તે તમે જાણો છો? આપણે વેદાન્તી નથી, પૌરાણિક નથી અને તાન્ત્રિક પણ નથી. આપણે તો માત્ર અસ્પર્શ્યધર્મીજ છીએ! અમુકને અડવા ન અડવામાંજ આપણા ધર્મનો સમાવેશ થાય છે. પળે પળે આપણે અભડાઈ જઇએ છીએ! કોઇ મનુષ્યની તો શુ પણ કોઈ પત્થરની છાયા પડી તોયે ન્હાયા વગર તો છૂટકોજ નહિ! એ અડવા ન્હાવામાજ આપણા ધર્મની

કાયા કેદ પૂરાઇ રહી છે ! રસોડુ આપણુ ધર્મક્ષેત્ર છે, ખીચડીનુ હાલ્લુ આપણો ઇશ્વર છે, અને આપણી ધર્મદીક્ષાનો મત્ર–મહામત્ર "મને અડતા નહિ, હુ અભડાઇશ" એ વાક્યોમાંજ સમાઇ રહ્યો છે ! જો આવુ ને આવુ એક સૈકો વધારે ચાલ્યુ તો દરેક ભારતવાસી ગાડાની હાસ્પીતાલનો અધિકારી થશે. મન જ્યારે જીવનનાં વધારે ઉચાં તત્ત્વો અને વિચારોને ગ્રહણ નથી કરી શકતુ, ત્યારે તેને મગજની નબળાઇનો વ્યાધિ લાગુ પડયો છે એમજ જાણવુ જોઇએ એ અવસ્થામાં ગભીર વિચારોની ચર્ચા કરવાને માટે મનુષ્ય છેકજ અશક્ત બની જાય છે પોતાનુ સમગ્ર તેજ, પ્રતિભા, કાર્યશક્તિ અને વિચારશક્તિ પણ તે ગુમાવી બેસે છે બળ ગુમાવી બેઠેલુ મન એ વખતે જે નાનામાં નાનો ખાડો તેને મળી આવે તેનીજ આસપાસ ઘૂમ્યા કરે છે તરતા ન આવડતુ હોય તેવો મનુષ્ય જેમ નદીના ઉડા ધુનામા મરતા સુધી ઘૂમ્યા કરે છે અને બહાર નીકળી શકતો નથી, તેમજ નબળા મગજવાળા મનુષ્યો પણ જે નાના સરખા ખાડામાં પૂરાઇ જાય છે તેમાંજ ગબડયા કરે છે અને બહાર નીકળી શકતા નથી માટે પહેલા તો એ બધા ખાડાઓને ત્યજી દેવા જોઈએ. ઉદાર વિચારના વાતાવરણમાં આપણે બહાર આવવુ જોઇએ, અને પછી પોતાનાજ પગપર ઉભા રહીને સુદૃઢ મનોબળસહિત કાર્ય કરવુ જોઇએ જે મહાન, અનત અને અમૂલ્ય ખજાનો આપણા પવિત્ર પૂર્વજો આપણે માટે વારસામા મૂકી ગયા છે અને જેની આજે જગતને બહુ જરૂર છે, તેને આપણે ત્યારેજ ઓળખી શકીશુ, અને ત્યારેજ તેનુ મૂલ્ય પણ બરાબર સમજી શકીને જગતમા તેનો વિસ્તાર કરી શકીશુ એ આધ્યાત્મિક અમૂલ્ય સપત્તિનો ભડાર જો આ જગતની પ્રજાઓમા વહેચી આપવામા નહિ આવે તો સમગ્ર જગતનો જરૂર નાશ થશે માટે અજ્ઞાનના પડ ઉખેડીને એ અનત ખજાનાને બહાર કહાડો અને જગતમાં ચારેમેર કશા પણ ભેદભાવ વિના સઘળી પ્રજાઓમાં ફેલાવી દો મહાત્મા વેદવ્યાસ કહે છે કે—" દાન એજ માત્ર કલિયુગનો મહાન ધર્મ છે અને બધા દાનોમાં બ્રહ્મવિદ્યાનુ અર્થાત્ આધ્યાત્મિક જીવનનુ દાન સર્વોત્તમ છે વ્યાવહારિક વિદ્યાનુ દાન તેનાથી ઉતરતુ છે અભયદાન અથવા પ્રાણદાન એ તેનાથી પણ ઉતરતુ છે, અને અન્નદાન એ તો સૌથી છેલ્લુ છે ગામેગામ ચાલતા અન્નક્ષેત્રમા અન્નનુ દાન આ ઉદાર ભારતમા ઠામ ઠામ અપાય છે આપણી પ્રજાએ અન્નદાન બહુ આપ્યુ છે બીજી કોઈ પણ પ્રજા એટલી દાનશીલ અને ઉદાર નથી અહી કોઈ ભિખારીની પાસે પણ એકાદ રોટલી હશે તો તેમાંથી અર્ધો ભાગ દાનમા આપી દેશે. આવી ચમત્કારિક દાનપદ્ધતિ માત્ર ભારતમાંજ આપણી નજરે પડે છે એ સર્વથી છેલ્લી પાયરીનુ અન્નદાન આપણે બહુ આપ્યુ છે, માટે હવે દાનધર્મની ઉપરની પાયરીએ ચડીને બીજાં બે પ્રકારનાં

ચડીયાતાં દાનો એટલે કે પરા અને અપરા વિદ્યાના દાન આપો આપણે સાચા, શ્રદ્ધાળુ, બહાદુર, દૃઢ, ઉત્સાહી અને ધર્મપરાયણ હોઇશું અને દેશની ગતિના ચક્રને સંપૂર્ણ નિખાલસ ભાવથી ઉચકીને આગળ ધકેલશું, તો માત્ર પચીશ વર્ષની અંદરજ આપણા જીવનની મહાન સમસ્યા સ્પષ્ટ રીતે ખુલ્લી થશે, અને કજીયા-ટંટા કે વેર-ઝેર વધારવાનું કંઇ કારણજ નહિ રહે ભારતની સમગ્ર પ્રજા ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરીને પાછી ખરેખરી આર્યપ્રજા બની રહેશે. આ વખતે મારે તમને આટલુંજ કહેવાની જરૂર છે કઇ યુક્તિ અને કયા ધોરણથી હું કામ લેવા માગું છું તે કાંઇ ઠેકઠેકાણે મોઢેથી બોલ્યા કરવાની મને ટેવ નથી જે માર્ગ મેં નક્કી કરી રાખ્યો છે, તે માત્ર કહી ન બતાવતા કરી દેખાડવાનું હું વધારે પસંદ કરૂં છું જો ઇશ્વરની ઇચ્છા અને કૃપા હશે તેમજ મને એટલું આયુષ્ય અને વખત મળશે, તો થોડાજ સમયમાં હું મારે ધારેલે માર્ગે કામ કરી બતાવીશ એ મહાન કાર્યમાં સફળ થઇશ કે નહિ તે હું જાણતો નથી, તોપણ જીવનનો મહાન આદર્શ દૃષ્ટિ સામે રાખીને એ કાર્યને સિદ્ધ કરવામાટે જીવનસર્વસ્વ સમર્પણ કરવું એજ આપણા જીવનની ખરેખરી સફળતા છે એજ ખરી પ્રાપ્તિ અને ખરો આનંદ છે. જો એવા કોઇ મહાન કાર્યને માટે ઉચ્ચહેતુપૂર્વક આત્મસમર્પણ કરવામાં ન આવે તો પછી મનુષ્યની હલકી, ટુંકી, ક્ષુદ્ર અને પશુતુલ્ય જીંદગીની કિંમતજ શી રહી? કોઇપણ મહાન કાર્ય કે આદર્શને માટે સમગ્ર જીવનની શક્તિ વાપરવી એજ તેની ખરી સાર્થકતા છે ભારતમાં એજ આપણે મહાન કાર્ય કરવાનું છે આજકાલ ધાર્મિક વિચારોને નવી સ્ફૂર્તિ અને નવું જીવન પ્રાપ્ત થવા લાગ્યાં છે, તે જોઇને મને અત્યંત આનંદ થાય છે ધર્મને માટે જ્યારે પ્રજાના હૃદય ઉત્સુક થયાં છે ત્યારે આવી સોનેરી તકનો લાભ હું ન લઇ શકું, તો મારા જેવો બીજો કોઇ મૂર્ખ નથી એમ સમજવું ॐ शान्ति शान्तिः शान्तिः ।

# मदुरानुं मानपत्र.

સ્વામીજીનો પ્રવાસ મનમાદુરાથી પાછો શરૂ થયો મદુરાના શહેર પાસે તેઓ આવી પહોંચ્યા ત્યારે ત્યાંના હિન્દુ ગૃહસ્થોએ ઘણાજ પૂજ્યભાવ અને હૃદયના પ્રેમપૂર્વક સ્વામીજીનું સ્વાગત કર્યું શ્રીમાન રામનાદનરેશના ભવ્ય અને સુંદર બંગલામાં તેમને ઉતારો આપવામાં આવ્યો, અને પાછલે પહોરે મદુરાના ગૃહસ્થોએ એક મોટી સભા ભરીને સુશોભિત મખમલની પરિપાટી ઉપર તૈયાર કરાવેલું માન-પત્ર વાંચી સંભળાવીને સમર્પણ કર્યું એ માનપત્રનો સાર નીચે પ્રમાણે છે -

પરમજ્ઞાની પૂજ્યપાદ સ્વામીજી,

અમારા આ અતિ પ્રાચીન અને પવિત્ર શહેરમા આપનાં આજે પગલાં થયા એથી અમારૂં અહોભાગ્ય સમજીને અમે આપનુ શ્રદ્ધા, સદ્‌ભાવ અને સન્માનપૂર્વક સ્વાગત કરીએ છીએ આપ એક ખરેખરા હિન્દુ સન્યાસીના ઉચ્ચ આદર્શરૂપ છો આપે સંસારના સઘળા બન્ધન છોડી–તોડીને, સર્વ પ્રકારની આસક્તિનો પરિત્યાગ કરીને, સાસારિક સુખોપભોગના મિથ્યા પ્રલોભનોને સ્પર્શ પણ કરવા ન દેતા પ્રબલ વૈરાગ્યવૃત્તિથી પરહિતમા જીવન ગાળવાનુ સર્વોત્તમ કર્તવ્ય સ્વીકાર્યું છે, અને સમગ્ર માનવજાતિને આધ્યાત્મિક ઉન્નતિને માર્ગે લઇ જવાનુ મહાકઠિન પરોપકારનુ વ્રત ધારણ કરી સમગ્ર જગત ઉપર ઉપકાર કર્યો છે આપના પોતાના જીવન અને વ્યવહારથી ઉત્તમ ઉદાહરણ આપી જાતેજ સિદ્ધ કરી બતાવ્યુ છે કે, હિન્દુધર્મ ઘણા ઉદાર આશયવાળો અને સમગ્ર જગતમા સમતા ફેલાવનારો છે. બહારની ક્રિયાઓ, અનુષ્ઠાનો અને આચાર–વિચારના નિયમોના કાચા દોરડાથી તે બધાઇ રહેલો નથી, પરન્તુ તેનો સત્વભાગ એજ છે કે સર્વોત્તમ અધ્યાત્મવિદ્યા અને દર્શનશાસ્ત્રવડે સસારના તાપ–પાપથી દગ્ધ બનેલા દુખી જીવોને સપૂર્ણ આશ્વાસન અને અખડ શાન્તિ આપવી

આપે અમેરિકા અને ઇંગ્લાડને હિન્દુધર્મ તેમજ હિન્દુ ફિલસુફીની યોગ્ય પ્રશસા કરવાના તેમજ મનુષ્ય માત્રને તેની પોતાની સ્થિતિ અને શક્તિને અનુકૂળ પડે, એવી સર્વોત્તમ રીતે ઉન્નતિના માર્ગમા આગળ વધવાના ધાર્મિક વિચારો શીખવ્યા છે છેલ્લા ચાર વર્ષ થયા આપ માત્ર દૂરના પ્રદેશોમા પશ્ચિમવાસીઓનેજ ઉત્તમ ઉપદેશ આપતા રહ્યા છો; તોપણ આપના વિદેશમા અપાએલા એ ભાષણો અને ઉપદેશો દૂરથી વાચી સમજીને આ દેશના લોકો પણ આગ્રહ અને ઉત્સાહપૂર્વક તેનો લાભ લેતા રહ્યા છે, અને જડવાદના જે પ્રબળ વિચારો વિદેશમાથી આ તરફ આવીને ક્રમે ક્રમે વિકાસ પામતા હતા, તેને રોકી અને પાછા ધકેલવામાટે આપની પ્રેરણાથીજ લોકો તત્પર થઇ શકયા છે, તેમજ અમુક અશે સફળતા પણ મેળવી શકયા છે

ભારત આજસુધી જીવતુ રહ્યું છે, તેનુ મુખ્ય કારણ એજ છે કે સમગ્ર જગતને આધ્યાત્મિક આદેશો સભળાવવાનુ અને પ્રેમમૂર્તિ પ્રભુનો સદેશો પહોંચાડવાનુ તેનુ મહાન કાર્ય હજુ બાકી છે એ મહાવ્રત આપણુ પવિત્ર ભારત થોડાજ સમયમા સફલ કરશે એવી આશાના ઉજ્જવલ કિરણો દિગન્તમા ચમકવા લાગ્યા છે કલિયુગના છેલ્લા ચક્રના વિષમ આટા ઉપર જગત જ્યારે આવી ઉભુ છે, એજ વખતે આપના જેવા મહા પુરૂષોનો આવિર્ભાવ અમને સૂચવે છે કે, થોડાજ સમયમા નજીકનાજ ભાવી ગર્ભમાથી અનેક તેજસ્વી મહાપુરૂષો પ્રકટ થઇને આપે ઉપાડી

લીધેલું પવિત્ર મહાન કાર્ય પરિપૂર્ણ કરશે

સરસ્વતીની પ્રાચીન વિહારભૂમિ, અવતારોની પ્રિયનિવાસવાટિકા અને પ્રાચીન યોગી–મુનિજનોનું આ પવિત્ર દ્વાદશાન્તક્ષેત્ર અમારૂં જન્મસ્થાન મદુરા, આપે ભારતનાં દર્શનશાસ્ત્ર અને તત્ત્વવિદ્યાનો જે મનોરમ્ય પ્રભાવ બતાવ્યો છે, તેને માટે પોતાના હૃદયનો પરમ આનંદ પ્રકટ કરવામાં તેમજ સમગ્ર મનુષ્યજાતિના ઉપર આપ અમૂલ્ય ઉપકારનું વર્ષણ કરી રહ્યા છો, અને માનવજાતિના કલ્યાણને માટે સ્વધર્મની જે અમૂલ્ય સેવા ઉઠાવી રહ્યા છો, તેથી પ્રફુલ્લિત થઇને કૃતજ્ઞ હૃદયે તમારા પવિત્ર પ્રયાસને વધાવી લેવામાં ભારતનાં બીજા કોઇ પણ શહેરથી એક પગલું પણ પાછળ રહેવાનું નથી.

અમે અંતઃકરણપૂર્વક ઇશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે,આપને દયાળુ પરમાત્મા દીર્ઘજીવન, સંપૂર્ણશક્તિ, હૃદયબળ અને જગતને ઉપયોગી થઇ પડવાની પ્રબલ ધર્મભાવના પ્રદાન કરીને, જગતના મહાન કલ્યાણયજ્ઞમાં સર્વદા સંયુક્ત કરી રાખે

આપના આજ્ઞાંકિત દાસાનુદાસ,

મદુરાનિવાસી શ્રદ્ધાળુ શિષ્યોના સાષ્ટાંગ પ્રણામ.

આ માનપત્રનો સ્વામીજીએ જે વિસ્તારપૂર્વક જવાબ આપ્યો હતો તે હવે પછી આપવામાં આવે છે.

# मदुराना मानपत्रनो प्रत्युत्तर.

મારી ઇચ્છા છે કે થોડો સમય હું અહીં તમારી સાથે રહીને તમારા સુયોગ્ય અધ્યક્ષે કહ્યું તે પ્રમાણે પાશ્ચાત્ય દેશોનો મારો સઘળો અનુભવ, તેમજ છેલ્લા ચાર વર્ષના ધર્મપ્રચારના કાર્યનું પરિણામ વગેરે અનેક બાબતો, કે જે આપણું ભાવી કાર્ય સંબંધે બહુ ઉપયોગની થઈ પડે તેમ છે, એ બધી વિસ્તારથી સમજાવું પણ દુર્ભાગ્યે સાધુ સન્યાસીઓને પણ સ્થૂલ શરીરનો ભાર વેઠવો પડે છે જગતના સર્વ પદાર્થનો ત્યાગ કરવા છતાં શરીરનો સંપૂર્ણ ત્યાગ કરી શકાતો નથી ગયા ત્રણ અઠવાડિયાંથી વિવિધ સ્થાને ચાલુ પ્રવાસ કરવાથી તેમજ ઉપરાઉપરી ભાષણો આપવાથી, હું એટલો બધો થાકી ગયો છું કે આજે પણ આ રળિયામણી સંધ્યાની છાયામાં એકાદ વિસ્તૃત વ્યાખ્યાન આપી તમને સંતુષ્ટ કરવાનું કાર્ય પ્રાય અસંભવિત થઇ પડયું છે એટલામાટે આપ સજ્જનોએ મારા પ્રત્યે અનુગ્રહ દર્શાવીને મારો જે સત્કાર કર્યો છે, તેને માટે આભાર દર્શાવી ધન્યવાદ આપીનેજ હું ટુંકેથીજ સંતોષ માનીશ, બાકીના બીજા બધા વિષયો ભવિષ્યના કોઇ સારા અવસરમાટે મુલતવી રાખીશ. જે વખતે શારી-

રિક પ્રકૃતિ સારી અને નિરોગી હશે અને બન્ને પક્ષને સંપૂર્ણ અવકાશ હશે, એ વખતે વિસ્તારપૂર્વક ઘણી અગત્યની બાબતો ઉપર વિચાર અને વાતચીત કરવાનો આપણને સારો સમય મળશે તમારા સ્વનામધન્ય, સુપ્રસિદ્ધ, સ્વધર્માભિમાની અને સ્વદેશવાસી ઉચ્ચકુલાવતંસ, ઉદારચિત, શ્રી રામનાદનરેશના અતિથી તરીકે આજે મદુરામા રહેવાનો અવસર આવ્યો છે ત્યારે એક ખાસ વાતનો મારા હૃદયમાં આવિર્ભાવ થાય છે કદાચ તમારામાના ઘણા ગૃહસ્થો જાણતા હશે કે એ ધર્માભિમાની રાજાસાહેબેજ ચિકાગોની ધર્મપરિષદમા જવાનો વિચાર મારા મગજમાં મૂકયો હતો, અને છેવટ સુધી તન-મન-ધનથી મને આશ્રય આપતા આવ્યા છે તેમનીજ મહેનત અને લાગવગને પ્રતાપે મારા પશ્ચિમના પ્રવાસમા હું કંઇક કરી શકયો છુ માટે માનપત્રમા મારી જે કંઇ પ્રશંસા કરવામા આવે છે, તે સર્વ એ દક્ષિણ ભારતના શ્રેષ્ઠ રાજપુરૂષનેજ ઘટે છે હુ માત્ર એટલુજ ઇચ્છુ છુ કે એક રાજા થવાને બદલે જો તેઓ એક સંન્યાસી થયા હોત તો તેનુ આ જગતને મહાન ફળ મળી શકયુ હોત, કેમકે તેમનુ વર્તન, જીવન, આચાર-વિચાર સઘળુ સંન્યાસનેજ લાયક છે ખરી રીતે કહેતા તેઓ એક ગૃહસ્થ સંન્યાસી છે જ્યારે જગતના કોઇ અમુક દેશ કે ભાગમા કોઇ અમુક વસ્તુની ખરેખરી જરૂર જણાય ત્યારે, જગતના બીજા વિભાગમાથી તે વસ્તુ આવીને ન્યૂનતા દૂર કરી જગતના એ અંગને તરતજ નવું જીવન આપે છે આ દશ્ય ભૌતિક જગતમા તેમજ આધ્યાત્મિક જગતમા એ નિયમ એકસરખોજ લાગુ પડે છે જગતના એક વિભાગમા ધર્મભાવના અને અધ્યાત્મવિચારોની ન્યૂનતા હોય અને બીજા ભાગમા એ બન્ને વસ્તુ વિશેષ પ્રમાણમાં રહેતી હોય, તો જાણ્યે અજાણ્યે પણ કુદરતના ક્રમથીજ આધ્યાત્મિકજીવન તેમજ ધર્મબુદ્ધિ એની મેળે રસ્તો કરીને જે વિભાગમા તેની જરૂર અથવા ખામી રહેલી હશે, ત્યા પહોચીને ઉણપનો ખાડો પૂરી દેશે અને બન્ને સ્થાનની સમતા બનાવી દેશે જગતની ન્યાયતુલાનો આ એક સામાન્યજ નિયમ છે માનવજાતિનો ઇતિહાસ વાચી જોતા આપણને જણાય છે કે માત્ર એકવાર નહિ, બે વાર નહિ, પરન્તુ વારવાર આ પવિત્ર પ્રાચીન ભારતને વિધાતાના અચલ નિયમને અનુસરી સમગ્ર જગતને આધ્યાત્મિક ભાવનાનો પ્રવાહ પૂરો પાડવો પડયો છે. આપણે જોઇ શકીએ છીએ કે પ્રબળ વિજયધ્વનિથી અથવા તો વ્યાપારની સર્વોત્તમતાથી જ્યારે જગતના જુદા જુદા ભાગના મનુષ્યો એક સૂત્રે ગુથાઇ, પરસ્પર જોડાઇને એક મહાન પ્રજારૂપ બની જાય છે, ત્યારે એકત્ર થતી બધી જાતિઓની પરસ્પર આપ-લે ચાલે છે એક જાતિ બીજી જાતિની નજીક આવતા પોતાની વિશેષતા બીજી જાતિને આપવાનો યોગ પામે છે એ વખતે એ જાતિઓ એક બીજાને રાજનૈતિક, સામાજિક અથવા પોતાની આધ્યા-

ત્મિક ભાવનાઓ તેમજ આચાર-વિચારની આપ-લે કરે છે. જેની પાસે જે કંઈ મહત્ત્વનુ હોય તે પોતાના પડોશીને આપે છે જ્યારે પણ એવો યોગ મળ્યો ત્યારે હિન્દુસ્તાને સમગ્ર જગતને ધર્મશિક્ષા આપી છે અધ્યાત્મવિદ્યા અને દર્શનશાસ્ત્રો શીખવ્યાં છે ઇરાની સામ્રાજ્યનો ઉદય થયો તેના ઘણા સમય અગાઉ ભારતવર્ષે જગતને પોતાની આધ્યાત્મિક સંપત્તિ પ્રદાન કરીને, માનવજાતિના જ્ઞાન-સમૂહમાં તત્ત્વદર્શનરૂપી પોતાનો અમૂલ્ય ફાળો ભરી આપ્યો છે, અને ઇરાની સામ્રાજ્યના અભ્યુદય વખતે વળી પાછો બીજી વાર જગતની સંપત્તિમા તેણે પોતાના અક્ષય આધ્યાત્મિક ધનનો ફાળો આપ્યો છે ગ્રીકલોકોના ઉદય અને હિન્દ ઉપરની તેમની ચડાઇ વખતે ત્રીજી વાર પણ તેણે એજ ફાળો ભર્યો છે, અને હવે ચોથી વખત ઇંગ્રેજ રાજ્યના અભ્યુદય વખતે પણ વિધાતાએ નિર્માણ કરેલુ પોતાના આધ્યાત્મિક દાનનુ વ્રત, ભારતમાતા પૂર્ણ રીતે સફળ કરવાને તૈયાર થાય છે જેવી રીતે સામાજિક બંધારણના અને બાહ્ય સુધારાના વિચારો વિશાળ અંતરને ભેદીને આપણા દેશમા દાખલ થવા લાગ્યા છે, અને તેનો પ્રબલ પ્રવાહ ચારે મેર રેલાવા લાગ્યો છે, પછી આપણને તેની જરૂર હોય કે ન હોય તોપણ એ પ્રવાહ વહેતોજ રહ્યો છે, એવીજ રીતે ભારતનો ધર્મ અને ભારતની તત્ત્વવિદ્યા પણ પશ્ચિમના પ્રદેશોને આધ્યાત્મિક રસથી ભીંજાવવા માંડી છે પ્રબળ આધ્યાત્મિક પ્રવાહ સાત સમુદ્ર અને સીત્તેર નદીઓને કૂદીને પેલે પાર આવેલા પાશ્ચાત્ય પ્રદેશોમા ચોમેર રેલાવા લાગ્યો છે કોઇ તેને રોકી કે પાછો વાળી શકે તેમ નથી, તેમજ પશ્ચિમના જડવાદપ્રધાન સુધારાને આપણે પણ રોકી કે પાછો વાળી શકીએ તેમ નથી એ વ્યાવહારિક સુધારો અમુક અંશે આપણને લાભ-કારક થાય તેમ છે આપણી આધ્યાત્મિકતા પણ પાશ્ચાત્ય દેશોને ઉપકારક થઇ પડે તેમ છે એમ થવાથી બન્ને દેશોમા એક પ્રકારની સમાનતા જળવાઇ રહેશે આપ-ણને બધી બાબતમા પશ્ચિમ પાસેથીજ શિક્ષણ લેવાનુ છે એમ કંઇ નથી, તેમજ પાશ્ચાત્ય પ્રજાને પણ બધુ આપણી પાસેથીજ શિખવાનુ છે એમ પણ નથી, પરન્તુ સમગ્ર જગત આજે અનેક યુગ થયાં જે પ્રકારના આદર્શ જગતની કલ્પના કરતુ આવ્યું છે, તેનો જલદીથી આવિર્ભાવ થાય તથા જગતની સઘળી પ્રજાઓમા સમતા અને એકતાનો સૂર ગાજી ઉઠે, એવુ જ્ઞાન અને એવાજ વિચારો દરેક મનુષ્યે પોતાની શક્તિ અનુસાર ભવિષ્યની પ્રજાને આપી જવા જોઇએ એવુ આદર્શ જગત કદિ પણ પ્રત્યક્ષ થશે કે નહિ તે હુ જાણતો નથી, સમગ્ર જગતની સામાજિક સંપૂર્ણતાના શિખરપર માનવજાતિ કદિ પણ પહોચી શકશે કે નહિ એ વિષયમાં મને પોતાને શંકા છે, પરન્તુ એવો ઉજળો દિવસ આવે કે ન આવે છતા આપણામાના પ્રત્યેક જણે તો જાણે એ દિવસ આવતી કાલેજ આવવાનો

હોય અને આપણા પુરુષાર્થ ઉપરજ તેનો ખાસ આધાર હોય, એમ સમજીને દરેક પ્રયત્નશીલ રહેવું જોઇએ આપણે પ્રત્યેકે એમજ ધારવુ જોઇએ કે દુનિયાના બીજા સઘળા મનુષ્યો પોતાનુ કર્તવ્ય કરી ચૂકયા છે, અને જગતને સપૂર્ણ બનાવવા માટે માત્ર મારે કરવાનુ જ કામ બાકી રહેલુ છે આવુ સમજીને આપણે કર્તવ્યક્ષેત્રમા ઉતરવાનુ છે આપણા પોતાના ઉપર આ પ્રકારની મહાન જોખમદારી રહેલી છે એમ સમજવુ જોઇએ

આધુનિક સમયે ભારતવર્ષમા ધર્મનુ પુનરુત્થાન થવા માડ્યુ છે એ મહાન આનદનો પ્રસગ હોવા છતા તેમા અત્યત ભય પણ રહેલો છે. કારણ કે ધાર્મિક જાગૃતિની સાથે અનેક વખત ઉન્મત્તતા પણ જાગી ઉઠે છે, અને તે કોઇ વખત મર્યાદા કૂદાવીને એટલી બધી પ્રબળ થઇ પડે છે કે એ જાગૃતિ કરનારના અકુશમ પણ રહી શકતી નથી, માટે એ કાર્યમા આગળથીજ સાવધાન રહેવાની જરૂર છે આપણે બે વિશાળ માર્ગોની વચ્ચે થઇને રસ્તો કરવાનો છે એક બાજુએ જૂના વહેમો, કુસસ્કારો તેમજ ચાલતી આવેલી રૂઢિઓને વળગી રહેનારો જૂના વિચારનો મોટો જનસમુદાય છે,અને બીજી તરફ યૂરોપના આચાર-વિચાર, યૂરોપનો જડવાદ, તેમના કહેવાતા સુધારાની આત્મા વગરની નાસ્તિક દશા, અને સૂકી વ્યવહારબુદ્ધિ, કે જેમણે પાશ્ચાત્ય પ્રગતિના પાયાને પણ વીધી નાખ્યો છે, એવી સભ્ય મનાતી પ્રબલ પાશ્ચાત્ય પ્રજા ઉભેલી છે ધાર્મિક જગતમા આપણો માર્ગ શોધતી વખતે એ બન્નેથી આપણે બહુજ સભાળીને ચાલવાનુ છે પહેલવહેલાં તો આપણે એ નિશ્ચય કરવાનો છે કે આપણે કદિ પણ પાશ્ચાત્ય થવાના નથી આપણે માટે પશ્ચિમની પ્રજાનુ અનુકરણ કરવુ વૃથા છે, માત્ર વૃથાજ નહિ પણ મહાન હાનિ કરનારૂ છે તમે થોડે ઘણે અશે પાશ્ચાત્ય પ્રજાનુ અનુકરણ કરવાને પાત્ર હો ખગ, પરતુ જો પૂરેપૂરૂ અનુકરણ કરવા જશો તો તેજ પળે તમારૂ મૃત્યુ થયુ એમ સમજજો તમારામા જીવનનો કઇ પણ અશ રહેશે નહિ ઉદાર આર્યજાતિ તરીકેનુ તમારૂ હજારો વર્ષનુ જીવન એજ ક્ષણે નષ્ટ થશે ! બીજી તરફથી જોતાં એમ થવુ અસભવિત છે સૃષ્ટિના આદિકાળથીજ માનવજાતિના ઇતિહાસના લાખો વર્ષના વિશાળ અવકાશમા વહેતો એક પ્રબલ અનત પ્રવાહ હિમાલયના શિખરમાથી છેક સમુદ્રના કિનારાસુધી એક સરખો ચાલી રહ્યો છે શુ તમે એ પ્રબલ પ્રવાહને પકડીને રોકી શકો તેમ છો ? અથવા તેના ઝાકળમય શિખરોસુધી તેના મૂળ તરફ પાછો ધકેલી શકો તેમ છો ? જો કદિ એમ બની શકતુ હોય તોપણ તમે ખાત્રીથી માનજો કે તમે યરોપીઅન તો નહિજ થઇ શકો ! પાશ્ચાત્ય પ્રજાએ થોડાક સૈકાં થયાં જે શિક્ષણ મેળવ્યુ છે અને જે સંસ્કારોને પોષ્યા છે, તેમને દૂર ફેકી દેવાનુ કાર્ય જો તેમને માટે અસભવિત

હોય, તો પછી અનેક યુગ થયા સેકડો સૈકાના વિશાળ અંતરાયમા તમે જે પ્રબલ સંસ્કારો પ્રાપ્ત કર્યા છે તેનો તમે કેવી રીતે ત્યાગ કરી શકશો ? તે કદિ પણુ બની શકે તેમ નથી આપણે પણ એ સ્મરણમા રાખવુ જોઇએ કે, આપણે જેને આપણો ધર્મ અથવા સંપ્રદાય માનીએ છીએ તે માત્ર પોતાના નાના ગ્રામ્ય દેવતા અને રૂઢિ તેમજ વહેમથી પ્રચલિત થએલા ક્ષુદ્ર દેશાચારમાજ સમાઇ રહ્યો છે આ રૂઢિઓ અને દેશાચાર અગણિત છે અને પરસ્પરવિરોધી છે. તેમાથી કોને આપણે અધીન થઇશુ અને કોની અવગણના કરીશુ ? ઉદાહરણ તરીકે દક્ષિણ હિન્દુસ્તાનનો બ્રાહ્મણુ બીજા બ્રાહ્મણને માંસાહાર કરતો જોઇનેજ ભયભીત થઇને સો હાથ પાછો ભાગશે, ત્યારે ઉત્તર હિન્દુસ્થાનનો બ્રાહ્મણુ માંસાહારને પરમ પવિત્ર મહાપ્રસાદ સમજે છે ! માત્ર એટલુજ નહિ પણ પૂજાના બલિદાનરૂપે સેકડો પ્રાણીઓનુ તે પોતાને હાથેજ બલિદાન આપે છે ! તમે તમારા દેશાચાર અને લોકાચારને આગળ ધરશો કે તરતજ તેઓ પોતાના આચાર-વિચાર અને રૂઢિ તમારી સામે રજૂ કરશે ! દરેક પક્ષ પોતાની રૂઢિ અને લોકાચારને પ્રમાણસિદ્ધ કરાવવા યત્ન કરશે આવી રીતે ભારતના જુદા જુદા પેટા દેશોમા અનેક જુદા જુદા દેશાચાર છે, પરન્તુ તે પોતપોતાના દેશમાજ પ્રચલિત છે. અજ્ઞાન મનુષ્યોજ પોતપોતાના ગામ કે દેશમા ચાલતા લોકાચારને ધર્મના સારરૂપે માનીને એથી ચઢીયાતો બીજો ધર્મ કોઇ હોયજ નહિ એમ માને છે, પરન્તુ એ તેમની મોટી ભૂલ છે. એ સિવાય બીજી પણ કેટલીક મોટી મુશ્કેલીઓ છે. આપણા શાસ્ત્રોમા બે પ્રકારના સિદ્ધાંતો જોવામા આવે છે. એક પ્રકારના સિદ્ધાતો મનુષ્યના નિત્ય સ્વરૂપ સાથે સંબંધ ધરાવે છે, તેમજ જીવ, શિવ અને પ્રકૃતિના પરસ્પર અનાદિ સબંધ ઉપર રચાયા છે, અને બીજા અમુક દેશ, કાલ અને સ્થિતિને લક્ષ્યમા રાખી સામાજિક સંસ્થાઓને માટે દેશ-કાળ પ્રમાણે બદલાતી પરિસ્થિતિને અનુસરતા જુદે જુદે યુગે બદલાતા સિદ્ધાંતો છે. પહેલા પ્રકારના સિદ્ધાંતો મુખ્યત્વે શ્રુતિઓમાં છે, અને બીજા પ્રકારના સિદ્ધાતો સ્મૃતિ, પુરાણુ, ઇતિહાસ વગેરેમા આપેલા છે આપણે લક્ષમાં રાખવુ જોઇએ કે બધા વખતને માટે વેદોજ આપણુ અંતિમ સ્થાન, મુખ્ય વિધાન અને સર્વોત્તમ પ્રમાણુ છે કોઇ સ્મૃતિના પ્રમાણનો ઉલ્લેખ જો વેદના સિદ્ધાતથી મતભેદ કે વિરોધ બતાવતો હોય, તો પુરાણો અને ઇતિહાસના એ ભાગને કશી પણ દયા લાવ્યા વિના ત્યાગ કરવો જોઇએ બારીકીથી જોવા જઇએ તો સ્મૃતિ પુરાણુ જેવા બીજા ધર્મગ્રન્થોમા ભિન્ન ભિન્ન ઉપદેશ આપેલો જણાય છે દરેક વિષય ઉપર તેમનો એક મત જણાતો નથી એક સ્મૃતિ કહે છે કે, અમુક રૂઢિ અથવા અમુક દેશાચાર બરાબર છે, અને આ યુગમાં તેનુજ પાલન થવુ જોઇએ; ત્યારે બીજી સ્મૃતિ કોઇ જુદાજ દેશાચારનુ સમર્થન કરે છે. કોઇ સ્મૃતિ સત્યયુગને

માટે જુદા જુદા આચાર અને દ્વાપર, કલિયુગ આદિ બીજા યુગોને માટે જુદાજ પ્રકારના આચાર અને રીતિરિવાજોનો ઉપદેશ આપે છે અહી થોડો વિચાર કરવા જેવી વાત છે તમારા ધર્મમાર્ગ અને તમારા શાસ્ત્રોનો મત કેવો ઉંચ્ચ અને મહાન છે મનુષ્યના સ્વભાવને લક્ષમાં રાખીને બંધાએલા શાશ્વત સિદ્ધાતો મનુષ્ય-જાતિ જીવતી રહેશે ત્યાસુધી ટકીજ રહેશે એ સિદ્ધાતો સર્વવ્યાપક હોઇ બધા દેશમાં અનતકાલપર્યંત એકસરખા વિશ્વના સામાન્ય ધર્મરૂપે ટકી રહેશે એ સિદ્ધાતો મુખ્ય શ્રુતિ અને ઉપનિષદ્‌માજ સમજાવેલા છે પરન્તુ સ્મૃતિ પુરાણો અમુક પરિસ્થિતિમા અમુક સ્થાનને માટે અમુક સયોગોમા ઉત્પન્ન થએલા કર્તવ્યોનોજ ઉપદેશ આપે છે, અને દેશ, કાલ, સ્થિતિ બદલાય તેમ એ રીતિ–રિવાજ અને કર્તવ્યોમા પણ ફેરફાર થાય છે, માટે તમારે સર્વદા સ્મરણ રાખવુ કે કોઇ સામાન્ય રીતિ, રિવાજ અથવા સામાજિક પ્રથાનુ પરિવર્તન કરવાની જરૂર જણાય, તો તે કશા પણ સકોચ વિના કરવુ જોઇએ. રીતિ–રિવાજ કે આચારમા ફેરફાર કરવાથી કંઇ તમારો ધર્મ જવાનો નથી આચાર કે રૂઢિ બદલાતા ધર્મને બિલકુલ બાધ આવતો નથી રીતિ–રિવાજ, આચાર કે રૂઢિનુ પરિવર્તન હમેશા થયાજ કરે છે દરેક સૈકામા સમયની સગવડને માટે રૂઢિ અને રિવાજો બદલાય છે ભારતવર્ષમાં એક સમય એવો હતો કે જ્યારે માસાહાર બ્રાહ્મણોનુ ગૌરવ ગણાતો હતો વેદોનુ પઠન કરવાથી તમને જણાશે કે કોઇ સન્યાસી, રાજા અથવા મહાન પુરૂષ ઘેર આવે ત્યારે તેમને માટે બકરા વગેરે પશુઓનો ભોગ અપાતો હતો. ક્રમે ક્રમે આર્યોના સમજવામા આવ્યુ કે આપણી જાતિ મુખ્યત્વે ખેતી ઉપર આજીવિકા ચલાવનારી છે, માટે સાઢ, પાડા વગેરે પશુઓને મારવાથી એ પશુઓનો અત આવી જશે, ખેતીથી પોષણ કરવાનુ સાધન રહેશે નહિ, એ કારણથી મોટાં પશુઓ મારવાનો રિવાજ બધ કરવામા આવ્યો, અને ગો કે બળદની હત્યાને મહાપાતક-રૂપ ગણવામા આવ્યુ આવી રીતે પ્રાચીન શાસ્ત્રોના વાંચનથી આપણને જણાય છે કે આગળ કોઇ વખતે એવા એવા રીતિ–રિવાજો અને આચારો પ્રચલિત હતા કે, જે આજે ઘણા ભયકર અને તિરસ્કારપાત્ર જણાય છે ક્રમે ક્રમે આચાર અને રૂઢિના નિયમો બદલાઇ ગયા એવી રીતે યુગે યુગે રૂઢિ અને આચારોમા ફેરફાર થઇને તે વખતની ચાલુ સ્મૃતિઓનો પ્રચાર બધ થઇ, નવી સ્મૃતિઓના દેશ–કાળને અનુસરતા નવા નિયમોનુ અનુસરણ થતુ આવ્યુ છે પણ એક ખરી હકીકત આપણે શીખવાની છે કે, સ્મૃતિ, રીતિ–રિવાજ અને આચાર, એ નિયમોના આવા ચાલુ ફેરફારોની વચ્ચે વેદના સિદ્ધાતો તો સર્વ દેશ, કાળ અને સ્થિતિને માટે સર્વદા એકરૂપજ રહે છે, તેમા કશો ફેરફાર કે સુધારો થતો નથી, તેમજ ભવિષ્યમા કોઇ કાળે થવાનો પણ નથી, કારણકે વેદો ખાસ ઇશ્વરપ્રણીત ત્રિકાલા-

બાધિત સત્ય સિદ્ધાંતોનાજ ભંડારરૂપ છે સ્મૃતિઓનું પ્રાધાન્ય પોતપોતાના યુગમાં પૂરૂં થાય છે સમયનો પ્રવાહ જેમ જેમ આગળ વધતો જાય છે, તેની સાથે રીતિ–રિવાજ અને નિયમોના પ્રવાહરૂપ પ્રમાણભૂત મનાતી સ્મૃતિઓ પણ એક પછી એક બદલાતી જાય છે બદલાતા સમયમાં નવા યુગના નવા ઋષિઓ ઉત્પન્ન થાય છે, તેઓ પ્રચલિત દેશકાળને અનુસરતા નિયમો ઘડીને સમયને અનુસરતી સ્મૃતિનો સમાજમાં પ્રચાર કરી, જનસમાજની બદલાતી કમાનને વધારે સારા અને હિતકર માર્ગમાં વાળે છે ચાલુ યુગને માટે જે કર્તવ્યો પરમ ઉપયોગી જણાય અને જે માર્ગો સમાજનું સર્વાંશે હિત સાધનારા હોય, જેના વિના પ્રજાનું જીવન પણ ટકી શકે એમ ન હોય એવા સુયોગ્ય આચારો, પ્રથા અને નિયમો બતાવી માનવજાતિની પ્રગતિનો માર્ગ તેઓ કરી આપે છે ઉપર જણાવ્યા પ્રમાણે આપણો માર્ગ બે પ્રબલ અને ભયંકર વિપત્તિઓ વચ્ચેથી આપણે કહાડવાનો છે આપણા માર્ગમાં આગળ વધતી વખતે એ બન્ને ભયથી બહુજ સાવધાન રહીને આત્મ-રક્ષા કરવાની છે હું આશા રાખું છું કે આપણામાંના દરેકનું હૃદય અવશ્ય એટલું ઉદાર હશે, તેમજ તેમને એટલો દૃઢ વિશ્વાસ હશેજ કે જેથી મારા આ વચનોનો મર્મ પૂરેપૂરો તેઓ સમજી શકે મારો ઉદ્દેશ જગતના સર્વ પ્રાણી–પદાર્થોને આપણા પોતાનાજ કરી લેવાનો છે, કોઇનો પણ ત્યાગ કરવાનો નથી. મારો એ આશય પણ બરાબર તમારા લક્ષમાં ઉતરશે હું ધર્મઘેલા મનુષ્યોના જેવી દૃઢ નિષ્ઠા અને તેની સાથે જડવાદીના જેવા ઉદાર વિચારોને ચાહું છું એ બન્ને પક્ષમાંથી એ બે તત્ત્વો ગ્રહણ કરવાની આપણા દેશને ખાસ જરૂર છે આપણું હૃદય સમુદ્ર જેવું ઉંડું અને વિશાળ તથા આકાશના જેવું ઉદાર અને સર્વવ્યાપી થવું જોઇએ એવા હૃદયની આપણને ખાસ જરૂર છે જગતની સર્વથી આગળ વધનારી તથા ઉન્નતિના શિખરસુધી પહોચનારી પ્રજા તરીકે આપણે સર્વથી મોખરે ઉભા રહેવાનું છે, છતાં એજ વખતે આપણી અતિ પ્રાચીન જમાનાથી ચાલતી આવેલી દંતકથાઓ, ઉદાર ભાવનાઓ તથા તત્ત્વસિદ્ધાંતોને સંપૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસથી વળગી રહેવું જોઇએ એ સર્વને પ્રાણપૂર્વક ચોટીને તેમને અનંત-કાળ સુધી જીવન્ત રાખવાનું કાર્ય માત્ર હિન્દુઓજ બરાબર કરી શકે છે સાદા શબ્દોમાં કહું તો દરેક વસ્તુના પ્રાધાન્યનો અને ગૌણતાનો બરાબર તફાવત આપણે શીખી લેવાનો છે, અર્થાત્ કયા નિયમો મુખ્ય સિદ્ધાંતરૂપ અચલ અને અવિકારી છે, અને કયા રીતિ–રિવાજો માત્ર વ્યવહાર ચલાવવામાટે અમુક દેશ–કાળને અનુ-સરીને પ્રચલિત થયા છે, એ આપણે યોગ્ય રીતે જાણી લેવાનું છે તેમાંથી જેટલા સારરૂપ અને મુખ્ય નિયમો છે, એવા વેદાન્તના સિદ્ધાંતરૂપ નિયમો સર્વકાળને માટે એક સરખાજ છે. જેવા તેઓ અનાદિ છે તેવાજ તેઓ અનંત છે બીજી

બાજુ વ્યવહારને યોગે ઉત્પન્ન થએલા અમુક યુગના નિયમો ગૌણુ હોવાથી અમુક સમયેજ એનો ઉપયોગ થાય છે. તેમનો પોતાનો પરિમિત સમય પૂરો થયા પછી, બદલાએલા સમયને અનુસરી નવીન પ્રથા અને નિયમોને જો તેમનુ સ્થાન આપવામા ન આવે તો તેનું અવસ્ય ભયકર પરિણામ આવે છે સારા ફળ અથવા ઘી-દૂધ જેવા પદાર્થો જેમ અમુક સમયસુધીજ સારા રહે છે, અને તે સડી કે બગડી જાય ત્યારે તેમનો ઉપયોગ કરવાથી તેમની અસર વિષરૂપ નિવડે છે, એવીજ રીતે એક સમયના ઉપકારક અને ઉપયોગી રીતિ-રિવાજો અને નિયમો તેમની કાલમર્યાદા પૂરી થયા પછી જો ચાલુ રહે તો તેનુ પરિણામ ઘણુજ વિષમ નિવડવાનો ભય રહે છે. માટે સમયની સાથે રીતિ-રિવાજોનુ પણ કઇક સશોધન કરવાની જરૂર છે છતાં મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે તમારે જુના આચા--વિચારો અને જુની પ્રથાઓની સામે બડ ઉઠાવીને તેમને છેકજ ઉતારી પાડી તેની ફાવે તેમ નિદા કરવી જુના રીતિરિવાજ કે પ્રથામાંનો જે સૌથી ખરાબ ભાગ હોય તેને પણ તુચ્છકારી કહાડવાની અથવા હલકો પાડવાની કશી જરૂર નથી કોઇને પણ ધિક્કારીને ઉતારી પાડતા નહિ, કારણ કે જે રૂઢિ અથવા પ્રથા ચાલુ જમાનામાં બહુજ નુકસાનકારક જણાય છે, એજ રૂઢિ અથવા પ્રથા ભૂતકાળમા અવસ્ય ઘણીજ લાભકારક અને જીવનદાતા હતી દેશ-કાળના પરિવર્તન સાથે જો તેમનુ પણ પરિવર્તન કરવાની આપણને જરૂર જણાય, તો તેમનો આભાર અને આશીર્વાદપૂર્વક ત્યાગ કરો, પરન્તુ નિન્દા, શાપ કે ગાલીપ્રદાનપૂર્વક તેને હાકી કહાડતા નહિ, કેમકે બારીક નજરે જોશો તો જણાશે કે એજ નિરૂપયોગી જણાતા રીતિ-રિવાજ અને પ્રથાઓએ આપણી હિન્દુ જાતિને હજારો વર્ષો પર્યંત જાળવી રાખવાનુ મહાન કાર્ય કીધુ છે તેની સાથે એ પણ યાદ રાખવુ જોઇએ કે આપણી વિશાળ હિન્દુસમાજના નેતા અને અગ્રગણ્ય પુરુષોનુ સ્થાન કોઇ સેનાપતિ, યોદ્ધા કે રાજાએ લીધુ નથી, માત્ર આપણા પવિત્ર ઋષિમુનિઓજ પરાપૂર્વથી નેતા થતા આવ્યા છે એ ઋષિઓ કોણુ છે? ઉપનિષદ્મા જે મહાન પુરુષોને માટે 'ઋષિ' શબ્દનો ઉપયોગ કરવામા આવ્યો છે, તેઓ સામાન્ય મનુષ્યો નહિ, પરતુ મહાજ્ઞાની, નિરભિમાની, પ્રબલ કર્તવ્યનિષ્ઠ અને પવિત્ર વેદોના મત્રદ્રષ્ટા છે એ મહાન મનુષ્યો ધર્મને સાક્ષાત્ જોઈ શકયા હતા તેમની નજરમા ધાર્મિક સિદ્ધાતો એ કાઇ 'પોથીમાના રીગણાં,' તરગી વિચારો કે હવાઈ કિલ્લાઓ નહોતા તેમની ધાર્મિક ભાવના માત્ર મોઢાના બકવાદમા કે થુક ઉડાવવામા નહિ, પરન્તુ આત્મા પરમાત્માના સાક્ષાત્કારરૂપ છે, ઇંદ્રિયોના વિષયથી પર અતીદ્રિય પ્રદેશનાં મહાન સત્યોના સાક્ષાત્કારરૂપ છે. ઉપનિષદો કહે છે કે, એવા મહાત્માઓ સામાન્ય મનુષ્ય નથી, તેઓ દિવ્યશક્તિના મન્ત્ર દ્રષ્ટા અને છે,

તેઓજ હિન્દુસમાજના હિતચિંતક અને નેતા છે એજ ખરૂં ઋષિત્વ છે, અને એ ઋષિપદ કોઇ અમુક દેશ, કાળ, જાતિ કે સંપ્રદાયના ઉપર આધાર રાખીને એક ખુણામાં ભરાઇ રહેલું નથી, યોગ્ય અધિકાર મેળવનાર હરકોઇ દેશવાસી, જાતિ, ધર્મ કે વયના મનુષ્યને એ પદ પ્રાપ્ત કરવાના બારણાં હમેશાં ખુલ્લાંજ છે વાત્સ્યાયન ઋષિ કહી ગયા છે કે,–" આ જગતમાં મનુષ્યનું કર્તવ્ય પરમ સત્યનો સાક્ષાત્કાર કરવાનું છે " એ વચનો અનુસાર આપણે સ્મૃતિપટપર લખી રાખવું જોઇએ કે ક્રમે ક્રમે તમારે, મારે અને આપણામાંના દરેક મનુષ્યે આગળ વધીને ઋષિપદ પ્રાપ્ત કરવાનું છે આપણી પોતાની શક્તિમાં આપણે સંપૂર્ણ ભરોસો રાખવો જોઇએ. સંકલ્પ, સત્તા અને આત્મવિશ્વાસને મેરૂના જેવાં અચલ બનાવવાં જોઇએ, કેમકે આપણે જગતને જાગ્રત કરવાને, જગતની નસેનસમાં નવા જીવનનો સંચાર કરવામાટે જન્મ લીધો છે જગતમાં મહાન વિચારક્રાન્તિ કરનારી સર્વ શક્તિ આપણા પોતાના આત્મામાં ભરેલી છે આપણે આપણા મહાન ધર્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ, ધર્માનુભવદ્વારા આત્માનુભવ મેળવવો જોઇએ; અને ધાર્મિક ક્ષેત્રમાં ઉત્પન્ન થતી શંકાઓનું આપણે સબલ રીતે સમાધાન કરવું જોઇએ એટલું થશે ત્યારેજ ઋષિપદની ગૌરવજ્યોતિમાં સ્નાન કરી ઉજ્જ્વલ પ્રકાશ પાથરી આપણે પ્રત્યેક મહાન શક્તિમાન પ્રબલ પુરુષ બની શકીશું એ વખતે આપણા મુખમાંથી જે જે વચનો નીકળશે તે બધા અમોઘ, અનંત અને સફલ બની રહેશે જે કંઈ અનિષ્ટ, મંદ અને હાનકારક હશે તે બધું આપણી છાયા જોઇનેજ પલાયન કરી જશે માટે કોઇ પ્રથા કે કોઈ વ્યક્તિને શાપ આપ્યા વિના, ગાલીપ્રદાન કર્યા વિના, નિંદા કે તિરસ્કાર કર્યા વિના અને જગતમાં કોઇની સાથે વાદ-વિવાદ, વિરોધ કે વિગ્રહ કર્યા વિનાજ બધા હાનિકારક તત્ત્વોને દૂર ખસેડીને આપણે અવશ્ય ઇચ્છિત પ્રાપ્ત કરી શકીશું, પરમ લક્ષને મેળવી શકીશું પરમાત્મા કૃપા કરીને આપણામાંના પ્રત્યેકને ઋષિપદ પ્રાપ્ત કરી પોતાનો તેમજ બીજાઓનો ઉદ્ધાર કરવાની દૈવી શક્તિ આપો ૐ शान्तिः ।

# कुंभकोणमने मार्गे–त्रिचिनापल्ली अने तांजोर.

સ્વામીજી મદુરામાં હતા તે સમયે એક દિવસ ત્યાંના સુવિખ્યાત મંદિરના દર્શન કરવા તેઓ ગયા હતા એ મંદિર ભારતના મહાન મંદિરોનું શિરોમણિ છે તેની બાંધણી પણ બહુ સુન્દર છે એ પ્રાચીન ભવ્ય મન્દિરના દર્શનથી સ્વામીજીના શિષ્યસમુદાયનાં મન અતિ પ્રસન્ન થયાં આ સ્થાનમાં પણ ધાર્મિક કથાચર્ચાથી હિન્દુસમાજનું મન પરમ સંતોષ અને હર્ષ પામ્યું હતું. થોડા દિવસ રહ્યા

પછી સાઉથ ઇન્ડિયન રેલ્વેની સાંજની ગાડીમા કુંભકોણુમ તરફ પ્રયાણ કર્યું. માર્ગમા જે સ્ટેશનો આવતાં ત્યા સર્વત્ર સેંકડો મનુષ્યોનાં ટોળાં સ્વામીજીનાં દર્શન માટે એકઠા થએલાં જણાતા હતા પ્રભાતના ચાર વાગે ગાડી ત્રિચિનાપલ્લીના સ્ટેશને આવી પહોચી ત્યા સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર આશરે એક હજાર મનુષ્યો સ્વામીજીની રાહ જોતા ઉભા હતા સ્ટેશનપર ગાડી આવી પહોચતાજ તેમના વિજયધ્વનિથી વાતાવરણ ગાજી રહ્યું સ્વામીજીને પ્રબલ પૂજ્યભાવ અને આગ્રહ-સહિત ગાડીપરથી ઉતારવામા આવ્યા, અને સ્ટેશનપરજ તેમને માન આપવામા આવ્યું અભિનન્દનમા સ્વામીજીને એવો આગ્રહ કરવામાં આવતો કે છેવટ એક દિવસ પણ અમારા શહેરમાં આપ પગલા કરી અમને કૃતાર્થ કરશો એવી સંપૂર્ણ આશા અમને હતી, પરન્તુ આપની પ્રકૃતિ સ્વસ્થ નહિ હોવાથી અમે વિશેષ આગ્રહ કરી શકતા નથી અમે નહિ પણ અમારા મદ્રાસવાસી બન્ધુઓ આપના દર્શનનો લાભ થોડાજ સમયમા લઇ શકશે, તેના વિચાર માત્રથી અમને પરમ આનન્દ થાય છે વિદેશી ધર્મસભામા વેદાન્તની વિજયપતાકા ફરકાવવામાટે ભારત આપનો જેટલો આભાર માને તેટલો ઓછો છે વગેરે

ત્રિચિનાપલ્લીની રાષ્ટ્રીય હાઇસ્કૂલની વ્યવસ્થા કરનારી સભા અને ઉચ્ચ શ્રેણીના વિદ્યાર્થીઓએ પણ પોતાના તરફથી જુદુજ માનપત્ર અર્પણ કર્યું હતું. સ્વામીજીએ તેમના પ્રેમભાવમાટે હૃદયથી ઉપકાર માની સંક્ષેપમા તેમના માન-પત્રનો ઉત્તર આપ્યો હતો. ત્યાર પછી તરતજ ગાડી આગળ ચાલી એવીજ રીતે તાંજોરના સ્ટેશનપર પણ સ્વામીજીનો સત્કાર કરવામાટે એક મોટી જનસંખ્યા એકત્ર થઇ હતી

## कुंभकोणमनुं मानपत्र.

દક્ષિણ હિન્દુસ્તાનના પ્રસિદ્ધ સ્થાન કુંભકોણુમમા સ્વામીજીનો ઘણા ઠાઠ-માઠથી સત્કાર કરવામાં આવ્યો હતો, અને ત્યાં તેમને અત્યાગ્રહપૂર્વક ત્રણ દિવસ રોકવામા આવ્યા હતા. એ શહેરમા સ્વામીજીને માટે ખાસ સભા ભરીને બે માન-પત્ર આપવામા આવ્યાં હતાં એક કુંભકોણુમનિવાસી સમગ્ર હિન્દુજાતિ તરફથી અને બીજુ ત્યાંના હિન્દુ વિદ્યાર્થીઓ તરફથી આપવામા આવ્યુ હતુ

એ બન્ને માનપત્રોના પ્રત્યુત્તરમા સ્વામીજીએ એક છટાદાર, આકર્ષક અને મહત્ત્વનુ વ્યાખ્યાન કર્યું હતુ, જેમા વેદાન્તના સિદ્ધાંતો ઉપર ઘણુ સારું અજ-વાળુ પાડવામાં આવ્યુ છે એ વ્યાખ્યાનનો સારાંશ તથા બાકીનાં માનપત્રો અને તેના પ્રત્યુત્તરો આ પછીના ગ્રંથમાં આવશે

**સ્વામી વિવેકાનંદ ગ્રંથ ૧ લો—સમાપ્ત.**

# उत्तम वांचनना फायदा

## ( અનેક અનુભવીઓના ઉદ્ગાર )

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજુ જે આવ્યુ તે વાચવા મડી પડો છો, પણ એવુ તો તમે થોડુ વાચો તેમજ સારૂ ગીતાજી વાચો, વેદાતનાં બીજા પુસ્તકો વાચો, કેમકે તેની તમારે આખા જીવન સુધી જરૂર છે"

"સ્વામી વિવેકાનંદ"

"પુસ્તકોમા હુ ગુથાયલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણુ હુ કાયર નહિ થાત, એટલુજ નહિ પણુ મારા જ્ઞાનમા ઉપયોગી વધારો કરી શકવાથી હુ ઉલટો વધારે સુખચેનમાં રહેત હુ માનુ છુ કે જેને સારા પુસ્તકો વાચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાતવાસ સહેલાઇથી વેઠી શકે છે × × × એક પછી બીજુ, એમ પુસ્તકો વાંચતા છેવટે તમે અતર વિચાર પણુ કરી શકશો."

"મહાત્મા ગાંધીજી"

"ગરીબોને દરિદ્રતામાથી છોડવવાની દુખીઓના દુખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની, અને માદાઓનુ દર્દ ભૂલાવી દેવાની ગ્રથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણુ કરીને બીજી કોઈ ચીજમા નથી" "મારડન"

"પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વિરના રાજ્યમા પહોંચવાનો પરવાનો છે"

"ખરાબ ચોપડીઓનું વાંચન, એ તો ઝેર પીવા સમાન છે"

"મહેલોથી તથા અખૂટ ભંડારથી જે સતોષ નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે.

"લીલા વનમા ભૂખે મરનાર પશુમા અને આટલા આટલાં વાચવાના સાધન છતાં જ્ઞાનહીન રહેનારા મનુષ્યમાં શુ તફાવત ?"

"સહવાસથી જેમ માણુસના ગુણુની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણુ તેના વિષે અનુમાન થાય છે."

"ઉત્તમ ગ્રથો તેનુ સેવન કરનારાઓમા ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શાંર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનુ મન પણુ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનુ સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમા સારા પુસ્તકો નથી, તે ઘર, ઘર નહિ પણુ નિર્માલ્ય તનમનવાળા જીવતા મુડદાંઓને રહેવાની ઘોરજ છે"

"એક વિદ્વાન ઠીકજ કહે છે કે, વાચવાની હોશ છોડી દેવાના બદલામાં કોઇ મને

આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે તો પણ હું તેને કદિ છોડું નહિ. ”

“ સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતા ઇચ્છનારે તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો ”

“ પુસ્તકો તરૂણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતા નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે ’

“ ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે તેને હાથ નહિ લગાડો તો તે ગ્રંથોજ માનસ વાણીથી તમને કહેશે કે, ‘ અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે ’ શું આ માનસ વાણી ઓછી કિંમતી છે ? ’

“ એકાદ ઉત્તમ ગવૈયો જેમ ઇચ્છે ત્યારે પોતાના વાજીંત્રમાંથી ચ્હાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે ”

“ અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરૂષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે, તો પછી આપણે સામાન્ય માણસોએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ? ”

“ એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલા સુધી મત હતો કે, ‘માણસને લુગડાલત્તાની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે.’ તે પોતે પણ જરૂરના પુસ્તકો ખરીદી લેતાં સુધી લુગડા લેવાનું મુલતવી રાખતો. તેને સિસરોના પુસ્તકો બહુ ગમતાં અને તે વાચતો ત્યારે ત્યારે ‘ હું વધારે સારો થયો છું ’ એમ તેને લાગતું. ”

“ જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે, જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો એ તે સમુદ્રનો લાભ લઇ શકાય તેવા વહાણો છે, જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે, જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધ બેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે, જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ચલાવી ઠંડક આપનારા પંખા છે, જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે, જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે, જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તૈયાર રોટલા છે, જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવા પાણી ભરેલાં માટલાં છે, અને જ્ઞાન એ સર્વ શક્તિમાન પરમાત્મા છે, અને પુસ્તકો એ તેનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે ”

# बीजां उत्तम पुस्तको

## પરચુરણ ધાર્મિક વગેરે પુસ્તકો

| નામ વગેરે | પૃષ્ઠ | કદ ઈંચ | મૂલ્ય |
|---|---|---|---|
| સ્વામી રામતીર્થના સદુપદેશ—છુટા ભાગ ૫,૬,૭, | ૮૦૦ | ૫ × ૬॥। | ૧॥~ |
| સ્વામી વિવેકાનંદના સદુપદેશ—ભાગ ૧-૨ છુટા | ૭૬૦ | ,, | ૧)≈ |
| જગતનો મહાન પુરૂષ (મહાત્મા ગાંધીજી) | ૩૫૦ | ,, | ૧) |

## બોધદાયક અસરકારક વાર્તાઓ

| | | | |
|---|---|---|---|
| ટુંકી વાર્તાઓ—ભાગ ૫ મો—૨૮ સાંસારિક વાતો | ૩૦૪ | ૫ ×૬॥। | ૦॥= |
| ટુંકી વાર્તાઓ—ભાગ ૬ ઠ્ઠો— બોધપ્રદ ૨૭ વાતો | ૩૬૦ | ,, | ૦॥। |
| ટુંકી વાર્તાઓ—ભાગ ૭ મો— બોધપ્રદ અનેક વાતો | ૩૫૦ | ,, | ૧। |

## બાળકો માટે ખાસ ઉપયોગી

| | | | |
|---|---|---|---|
| સદ્ગુણી બાળકો—૬૯ ઉમદા સાચા બનાવોનો સંગ્રહ | ૧૨૮ | ૫ × ૭॥ | ૦।~ |
| બાળ સદ્બોધ—વાર્તાઓ રૂપે ધાર્મિક શિક્ષણ | ૧૧૨ | ,, | ૦।૦॥ |
| બાળકોની વાતો—રસિક વાતચિત રૂપે ૨૧ પાઠ | ૯૬ | ૫ ×૬॥। | ૦। |
| સુબોધક નીતિકથા—૧૫૩ બોધદાયક નાની વાતો | ૨૧૬ | ,, | ૦।= |
| દુ:ખમાં વિદ્યાભ્યાસ— અનેક અસરકારક દ્રષ્ટાંતો. | ૯૦ | ૫॥× ૮ | ૦। |

## ભગવદ્ગીતાઓ અને પંચરત્ન ગીતાઓ

| | કદ ઈંચ | સાદું પૂંઠું | પાકું પૂંઠું |
|---|---|---|---|
| ભગવદ્ગીતા—ગુજરાતી સરલ ટીકા સહિત— | ૩॥× ૫॥ | ૦।= | ૦॥ |
| ,, મરાઠી સુબોધ ટીકા સહિત— | ,, | ૦।= | ૦॥ |
| ,, હિન્દી સરલ ટીકા સહિત— | ,, | ૦।= | ૦॥ |
| ભગવદ્ગીતા—મૂલમાત્ર—નાના અક્ષરમા ગુટકો | ,, | ૦)≈ | |
| ,, ,, મધ્યમ અક્ષરમા | ,, | ૦।~ | ૦।≈ |
| ,, ,, મોટા અક્ષરમાં | ૫॥ × ૭॥ | ૦॥= | ૦॥।= |
| પંચરત્નગીતા—મૂલમાત્ર—નાના અક્ષરમા | ૩॥× ૫॥ | ૦।~ | ૦।≈ |
| ,, ,, મધ્યમ અક્ષરમાં | ,, | ૦॥ | ૦॥= |
| ,, ,, મોટા અક્ષરમાં | ૫॥ × ૭॥ | ૦॥।= | ૧)~ |

ગીતાનો ૧૮ મો અધ્યાય—ત્રણેમાંની હરકોઈ ટીકા સાથે ૦)૦॥, ૧૦ નો રૂ ૦।